Reg. No. B. 1785

૧૯૯૩ 卐 કાર્તિક

卐 # પાટીદાર 卐

વર્ષ ૧૪ 卐 અંક ૧

પાટીદાર યુવક, આજે આપણે નવા વર્ષમાં પગલાં માંડીએ છીએ. આખું જગત નવે તેજે અજવાળાય છે, ત્યાં આપણે સોડ તાણીને સૂઇ રહે પાલવશે ભલા? પાટીદાર યુવક, આજે સુમંગળ પ્રભાતે ઊઠીને ઉભો થા, આળસ ખંખેરી નાખ. પ્રાચીન ઇતિહાસમાં ભૂલવા જેવું ભૂલી જા, સંઘરવા જેવું સંઘર; પાટીદારના દુર્ગુણને ખંખેરી નાખ, સદ્‌ગુણને ઓપ.વ. તારે 'પાટીદાર' મટીને 'હિંદુ' થવાનું છે, અને 'હિંદુ' મટી માનવી થવાનું છે, સાગરમાં સરિતા ભળી જાય, તેમજ માનવસમાજમાં આપણે ભેળી જવું છે. 'પાટીદાર' આજ સુધી નાતના દુર્ગુણ ઉપર જે પ્રહાર કરે છે તે એજ શુભ હેતુએ. આપણે પાટીદાર નાતના સાંકડા કુંડમાં નથી ભરાઇ રહેવું, નાતજાતના ને ધર્મપંથના વાડા તોડી આપણે આપણું સૌન્દર્ય લેઇને વિશાળ માનવસમાજના સાગરને જઇ મળવું છે. 'પાટીદાર' નાતના દુર્ગુણ ઉપર જે કઠોર પ્રહાર કરે છે, તે એજ શુભ હેતુએ. ભાઇઓ સમજો :

सुलभाः पुरुषा राजन् सततं प्रियवादिनः ।
अप्रियस्य च पथ्यस्य वक्ताश्रोता च दुर्लभः ॥

તન્ત્રીઃ નરસિંહભાઇ ઈશ્વરભાઇ પટેલ
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે, છાપ્યું અને છપાવ્યા નરસિંહભાઇ પટેલે આણંદમાં પ્રકટ કર્યું. તા. ૧૫:૧૧:'૩૬

# સમાવેશ



---

## સૂચના

**પરદેશના ગ્રાહકોને:** આફ્રિકા વગેરે પરદેશના જે ગ્રાહકોનાં સં. ૧૯૯૨-ના વર્ષનાં લવાજમ આવ્યાં નથી, તેમને આ અંકથી 'પાટીદાર' મોકલવું બંધ કર્યું છે. તેમનાં તે લવાજમ આવશે તો પાછું ચાલુ થશે. તેઓ તથા બીજા સૌ ગ્રાહકો હવે તો ૧૯૯૩નું લવાજમ મોકલી દેશે એવી આશા છે. પૂર્વ આફ્રિકામાં કેટલેક સ્થળેથી ત્યાંના અમુક ભાઈ તે સ્થળનાં લવાજમ મિત્રભાવે વસુલ કરીને અહીં મોકલી દે છે. તેમના તરફની વારંવાર ફરિયાદો આવે છે કે ધક્કા ખાધા છતાં અનેક ગ્રાહકો પોતાનું લવાજમ જલદી આપતા નથી. મિત્રભાવે અને સેવાભાવે એ કામ કરનાર ભાઈઓને બહુ પરિશ્રમ ન દે એવી સૌ ગ્રાહક ભાઈઓને પ્રાર્થના છે. ભાદરવા–આસોના અંકમાં નામ આપવાં રહી ગયાં છે એવાં નીચેનાં બે સ્થળના ગ્રાહકો તે સ્થળની સામે જણાવેલા ભાઈઓને પોતાનાં લવાજમ આપશે તો તે અહીં પહોંચાડશે:

**નૈરોબી ને આસપાસ:** ભાઈ મોહનલાલ દેસાઈભાઈ પટેલ,
સુપ્રિમ કોર્ટ, નૈરોબી

**નકુરૂ ને આસપાસ:** ભાઈ નારણદાસ મકનદાસ પટેલ,
*C/o* મેસર્સ ઇબ્રાહિમ કરીમજીની કાં., નકુરૂ

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૩ | આણંદ | અંક ૧
વર્ષ ૧૪ | | કાર્તિક

પ્રિય ભાઈબેન,

નવા વર્ષને શુભપ્રભાતે આત્માનાં અને શરીરનાં સૌ બેનબન્ધુઓ સમેત આપ આત્માએ ને શરીરે કુશળ હશો. સારાય વર્ષમાં એમજ હો! અહીં અમે સૌ કુશળ છીએ.

આપણે સૌ નવા વર્ષના 'સબ-રસ' ઝીલીએ: અસત્યમાંથી સત્યમાં, અન્ધકારમાંથી પ્રકાશમાં, મૃત્યુમાંથી અમૃતમાં, પરાધીનતામાંથી સ્વાધીનતામાં, દ્વેષમાંથી સ્નેહમાં, હિંસામાંથી અહિંસામાં, આસક્તિમાંથી અનાસક્તિમાં, વિરોધમાંથી ઐક્યમાં, અહિતમાંથી હિતમાં, અશુભમાંથી શુભમાં: એકંદરે નરકમાંથી સ્વર્ગમાં પગલાં માંડીએ, એ આપણી અભિલાષા હો!

પાટીદારસમાજના, અને તે દ્વારા માનવસમાજના, કલ્યાણ માટે કંઇક કંઇક પ્રવૃત્તિ કરીએ; એ ઉદ્દેશે આપના પ્રિય વિષય સંબંધે કંઇ ને કંઇ શુભ વિચાર આ વર્ષે આ માસિક માટે લખી મોકલવા આપને આમંત્રણ આપું છું.

શ્રેયસ્ વિના પ્રેયસ્ નિરર્થક છે, અનેક અંશે અનર્થક પણ છે, એમ જાણી શ્રેયસ્ તરફ દૃષ્ટિ નાંખીને મેં ગયે વર્ષે કંઇ કંઇ લખ્યું હશે અને તેથી આપને માઠું લાગવાનું કારણ પણ આપ્યું હશે; પણ એ સૌ શુભ બુદ્ધિએજ હતું, એમ માનીને ક્ષમા આપશો, એવી મારી નમ્ર પ્રાર્થના છે.

સર્વમિત્ર
નરસિંહભાઈ પટેલ,
તન્ત્રીનાં સ્નેહવંદન

'પાટીદાર'મંદિર, આણંદ
નવવર્ષ, ૧૯૯૩

# શા માટે પરણીને પસ્તાવું પડે છે?

કવિ ન્હાનાલાલ કહે છે કે "પરણવું એટલે અજાણ્યામાં પગલાં માંડવાં." સ્વામી વિવેકાનંદ કહે છે કે "કારણ વગર કોઈ પણ કાર્ય થઈ શકતું નથી." આ બન્ને વાતો સત્ય છે. તો પ્રશ્ન થાય છે કે અજાણ્યામાં પગલાં માંડવાને બદલે પરણ્યા પછી માણસોને પસ્તાવાનાં શાં કારણો હશે?

સુખની ઇચ્છા માટે લગ્ન કરવામાં આવે છે. એ આનંદને ભોગવવા માટે સ્ત્રીપુરુષો પોતાની યોગ્યતા કે અયોગ્યતાનો વિચાર કર્યા વગર વિવાહિત થઈ બેસે છે. જેવી રીતે માખીઓ મધ ચાખવા માટે મધના પાત્ર ઉપર જઈ બેસે છે; તેમાંની કેટલીક તેનો સ્વાદ લઈ શકે છે, બાકીની ચોંટી જાય છે અથવા મરી જાય છે. આ જ દશા આશાભર્યાં ઘણાં યુવકયુવતીઓની થાય છે. પ્રેમરસના પાનની હોંસે તેઓ પરણે છે, પણ દુઃખ અને ક્લેશમાં એવાં તો સપડાઈ જાય છે કે તેમાંથી મુક્તિ દુર્લભ થઈ પડે છે. We want to enjoy the pleasures of life, but they eat into our very vitals (આપણે જીવનનાં સુખો ભોગવવા માગીએ છીએ, પણ તેઓ તો આપણાં મર્મસ્થાનો સુદ્ધાંને ભેદી નાખે છે). વિચાર કરતાં જણાશે કે વિવાહિત સ્ત્રી-પુરુષોમાંથી આંગળીને વેઢે ગણાય એટલાં જ યુગલ પરસ્પર સંતુષ્ટ થઈ જીવનનૌકા ખેડતાં હશે. કોઈનો પરસ્પર સ્વભાવ મળતો ન હોવાથી અણબનાવ રહે છે, કોઈ કુટુંબમાં દરિદ્રતાને લીધે દામ્પત્યસુખમાં ન્યૂનતા થાય છે. કેટલાંક કુટુંબોમાં નીચેની સ્થિતિઓને લીધે આનંદમાં વિક્ષેપ પડે છે:

| પતિ | પત્ની | પતિ | પત્ની |
|---|---|---|---|
| ૧ વ્યભિચારી | પતિવ્રતા | ૪ નિર્બળ | બલિષ્ઠ |
| ૨ નપુંસક | કામી | ૫ બન્ને વ્યભિચારી ને સ્વચ્છંદી | |
| ૩ રોગી | નીરોગી | ૬ બન્ને પરસ્પર શંકાશીલ | |

ઉપલક દૃષ્ટિએ જોતાં ભાસ થાય છે કે અમુક અમુક દંપતી તો ઘણાં સુખી દેખાય છે, પણ આન્તરિક દશા તો જુદી જ હોય છે. કુટુંબની ગુપ્ત વાતો બધા લોકોને ખબર શી રીતે પડી શકે?

પતિપત્નીના પરસ્પર અસંતોષનું સામાન્ય કારણ શારીરિક, માનસિક, આર્થિક અને સામાજિક અયોગ્યતા છે. આવી આવી અયોગ્યતાઓમાં વિવાહ કર્યા પછી લોકો પસ્તાય છે અને પોતાને, ઈશ્વરને, દુર્ભાગ્યને કે પૂર્વજન્મના સંસ્કારને દોષ દે છે. ડાર્વિન કહે છે: Man sees with scrupulous

care the character and pedigree of his horse, cattle and dogs, before he matches them. But when he comes to his own marriage, he rarely or never takes such care (શરીરસંબંધ કરાવતા પહેલાં ગાય, બળદ, ઘોડા અને કુતરાંમાં માણસો કદ, વંશ, અને બળ વગેરે ગુણો તપાસે છે. પણ તેઓ પોતાનાં લગ્ન વખતે તે વાત ભૂલી જાય છે ). હવે અસંતોષનાં કેટલાંક કારણોને વિશેષ દ્રષ્ટિએ જોઇએ.

અજ્ઞાન: સૃષ્ટિનિયમોનું અજ્ઞાન રાખી, શારીરિક શક્તિ અને આર્થિક દશાનો વિચાર કર્યા વગર, અયોગ્ય વિવાહ કરવા એ અસંતોષનું પહેલું કારણ છે.

બાળલગ્ન: આ વિષય સમાજશાસ્ત્રીઓએ ખૂબ ચર્ચી નાખ્યો છે. આપણા દેશમાં લગભગ એક કરોડ જેટલી બાળપત્નીઓ છે. બાળપતિપત્ની પ્રથાનું રહસ્ય શું સંમજે? અને પરિણામે પસ્તાવાનું જ રહે છે.

વૃદ્ધવિવાહ: પાશ્ચાત્ય દેશોમાં વૃદ્ધ પતિને વૃદ્ધ પત્ની, અને વૃદ્ધ પત્નીને વૃદ્ધ પતિ મળી આવે છે. સ્વર્ગસ્થ મિ. હાર્ડિંગ, જે વખતે અમેરિકાના પ્રેસીડન્ટ હતા તે વખતે તેમના પિતાને લગ્ન કરવા માટે મુબારકબાદીનો તાર કરવાનો પ્રસંગ તેમને પ્રાપ્ત થયો હતો! આપણા હિન્દમાં તો ૬૦ વર્ષનો ઘરડો ખખ ૧૫ વર્ષની બાળા સાથે લગ્ન કરે છે. આવા બનાવ હિન્દમાં જ બની શકે.

ધન ને પુરુષાર્થની હીનતા: દુનિયાના સભ્ય દેશોમાં મનુષ્યોને વટવ્યવહારનો એક જ નિયમ હોય છે. અમુક ધનના ખાસ ધોરણ ઉપર રહી શકે એટલી આવક થયા વગર મનુષ્યો વિવાહ નથી કરતા. પણ હિન્દમાં ઊલટો વ્યવહાર ચાલે છે. આવક ગમે તેટલી હોય, કુટુંબમાં ખાવાના યે સાંસા હોય, પણ ઘરનાં નાનાંમાં નાનાં છોકરાંને પરણાવી નાખવા જ જોઇએ એમ મૂર્ખતાથી મનાય છે. દલીલ કરાય છે કે નવી વહૂ એના નસીબનું લેતી આવશે. પરિણામે ખાવાનાં વધુ સાંસા પડે છે. અને નિર્વાહ ખર્ચ માટે વધુ ને વધુ દેવું કરવાનું જ હોય છે. છતાં આ બધાં દુઃખનું કારણરૂપ પેલી નવી વહૂને ગણવામાં આવે છે. પરિણામે હમેશ કજીઓ અને પતિપત્ની વચ્ચે અણબનાવ ચાલ્યા કરે છે.

બહુપત્નીત્વ: જે દેશોમાં સ્ત્રીઓને સમાનતાનો કંઇ પણ અધિકાર છે, જ્યાં પત્ની પતિ સાથે છુટાછેડા કરી શકે છે, તે દેશોમાં પુરુષોને પોતાની ભૂલો સુધારવાની ફરજ પડે છે. કારણકે સ્ત્રીઓ નિર્ભય રીતે પૂછી શકે છે કે તમે કઇ હિંમતે પરણવાને તૈયાર થયા છો? પણ હિન્દમાં તો એક પુરુષ ગમે તેટલી સ્ત્રીઓ કરે પણ સ્ત્રીથી ચૂં કે ચાં થઇ શકે નહિ!

પુરુષત્વહીનતા: પુરુષત્વહીનતા હોવા છતાં પણ પુરુષજાતિને પરણવાનો

હક સમાજે અને સરકારે આપેલો હોય એમ જણાય છે. એક ભાઇ પોતાની પત્ની સુંદર અને સુશિક્ષિત છતાં તેને કુબડી, કુભારજા અને ગાંડી કહી તેની સાથે અસંતુષ્ટ રહેતા હતા, ખાનગી તપાસમાં જણાયું કે તે ભાઇસાહેબજ નપુંસક હતા!

ભયંકર રોગગ્રસ્તતા: ક્ષય, રક્તપિત, અપસ્માર, પ્રમેહ, ઉપદંશ, વગેરે ચેપી અને વંશાનુગત દરદો વાળાં સ્ત્રીપુરુષોએ પરણવું ન જોઇએ. કારણકે તેને લીધે દંપતીને તથા તેમનાં સંતાનોને જીવનપર્યંત દુઃખ ભોગવવાં પડે છે. છતાં કોઇ પણ જાતના પ્રતિબંધ વગર આવાં ભયંકર રોગીઓ સુંદર, સુદૃઢ સાથીઓનો ભોગ લેઇ રહ્યાં છે. એક ગ્રેન્યુએટને અપસ્માર છતાં પત્નીઓના મરવાથી એક પછી એક એમ પાંચ લગ્ન તેમણે આઠ વર્ષમાં કર્યાં હતાં. હિન્દમાં ૬,૬૮,૬૩૨ રક્તપીતિયાં છે, તેમાંથી ૮૦ હજારનું રક્ષણ ખ્રિસ્તી મિશનરીઓ કરે છે. બાકીમાંથી ૨,૬૨,૮૫૮ સ્ત્રીઓ છે. એમનાં લગ્નને પરિણામે ૧૫ વર્ષની ઓછી વયનાં ૧,૧૬,૩૬૧, દશથી પંદરનાં ૫૩,૫૦૯, પાંચથી દશનાં ૪૫,૩૬૩ અને દૂધ પીતાં ૧૬,૪૯૧ બાળકો છે. આવાં ખરાબ દર્દ વાળાંઓ સાથે આખું જીવન ગાળવું કોને પસંદ હોય? સ્ત્રીપુરુષો લગ્નથી જોડાએલા સાથીને પોતાને પાપે દુઃખી કરે છે. જે મનુષ્યના હાથનું પાણી પીવાથી પણ ચેપ લાગે છે તેની સાથે દામ્પત્યસંબંધ સાચવવો પડે એ નરકની યાતનાજ કહેવાય. ઉપદંશ, રક્તપિત્ત જેવાં દર્દોની તો આજે આંગળી ગળી જાય, તો કાલે અંગુઠો અદશ્ય થઇ જાય અને વળી ત્રીજે દિવસે નાક ગૂંગણું બની જાય. આવી હાલતમાં પરણીને પસ્તાવું ન પડે તો બીજું શું થાય? વાચકવર્ગ વિચારી લેશે કે આવાં કારણોને લીધેજ પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાને બદલે પરણવું એટલે પસ્તાવું, એ વાત જગતના વ્યવહારમાં દેખાય છે. એ દશા પલટાવી નાખી સંસારને નંદનવન બનાવવું આપણા હાથમાં છે.

વડોદરા — ચિમનભાઇ ઇશ્વરભાઇ પટેલ

---

## સ્ત્રીપુરુષનો સંબંધ

**ભાદરવાના** અંકમાં પ્રસંગકથા વિભાગમાં મારા લખાણ ઉપર જે નોંધ લખવામાં આવી છે તે મને અંગત રીતેજ નહિ, પણ મારા વિચારોને તથા સમાજવાદી દોસ્તોના વિચારોને અન્યાય કરે તેવી હોઇ કેટલુંક મુદ્દાસર લખાણ રજુ કરું છું:

મેં જે પક્ષ લીધો છે તે એક જીવતી પત્નીએ ફરી પરણવા નીકળનારનો નથી. બહુ પત્નીઓ વસાવવાનો શોખ કોઇ પુરુષને–યુવાનને હોય તો તેની સામે પણ મારો સંપૂર્ણ વિરોધ છે. અહીં જે પ્રશ્ન ઉપસ્થિત થયો છે તે જેમનાં લગ્ન થઇ ગયાં હોય અને પાછળથી છૂટા થવાની જરૂરિયાત જણાતી હોય તેવાંઓના પૂરતો જ છે. આમાં છોકરા અને છોકરી બંનેનો સમાવેશ હું કરૂં છું. છોકરીને બાળપણમાં પરણાવી દેવામાં આવી હોય કે છોકરાને–બંનેમાંથી જેને છૂટા થવાની જરૂરિયાત લાગે તે થાય એવી તરફેણ હું કરી ચૂકયો છું. દુર્ભાગ્યે આજે એવી તક માત્ર પુરુષને જ છે–સ્ત્રીને નથી; અને એથી જ પ્રશ્ન વધુ વિકટ બન્યો છે. બંનેને એવી છૂટ થઇ જાય એટલું જ હું ઇચ્છું. કાયદો એ છૂટ આપે, પણ જો વાતાવરણ એને માટે બરાબર તૈયાર ન હોય તો એવા કાયદાનો બહુ અર્થ નથી, એટલું તો હું સમજુ છું. અને એથી જ કાયદો થાય તે દરમ્યાન બધેબધાં સાધનો દ્વારા છૂટાછેડાના રિવાજની જરૂરિયાતનો પ્રચાર આપણે સૌએ કરવો જરૂરી છે. મારી પોતાની દૃષ્ટિએ તો એ પ્રચાર ખૂબ જ મહત્ત્વનો છે, કેમકે જો સમાજમાં એક વાર એવું વાતાવરણ જ ફેલાઇ જાય કે સ્ત્રી અથવા પુરુષ પરણ્યા પછી અમુક સંજોગોમાં સહજ રીતે છૂટાં થઇ શકે છે, તો પછી જે ભય–જે 'હાઉ' આજે ત્યક્તાઓ માટે ઊભો છે તે સદંતર નિર્મૂળ થશે.

આજે તો ત્યક્તાઓ માટે મોટો ભય એ છે કે જેને એક યુવાને છોડી દીધી છે તે બાળાને બીજો કયો યુવાન પરણવા તૈયાર થશે? એક વાર છંડાયેલી હમેશાં છંડાયેલી જ રહેશે એ ભય આની પાછળ છે. હમણાં જ મે કહ્યું તેમ જો એક વાર આખા સમાજમાં છૂટાછેડાના હક્કનું વાતાવરણ આપણે જમાવી દેઇએ, જો કાયદો પણ અનુકૂળ થઇ જાય તો આ પ્રશ્નનું સ્થાન નહિ જેવું થઇ જાય છે; કેમકે, જેમ ઓછું ભણેલી, ઓછી રૂપાળી, ઓછી સંસ્કાર વાળી ગણાતી છોકરીઓ સમાજમાં છંડાયેલી હશે તેવી જ રીતે ઓછું ભણેલા ઓછા રૂપાળા અને ઓછા સંસ્કાર વાળા ગણાતા છોકરાઓ–પરણવાની જરૂરિયાત વાળા છોકરાઓ પણ હશે જ હશે. છોકરાઓ બધા ય ભણેલા, રૂપાળા કે સંસ્કારી હશે અને છોકરીઓ બધી યે અભણ, બેડોળ અને જંગલી જેવી હશે એવું તો કદી માની શકાય એવું નથી. અને સમાજમાંથી પરણવાની જરૂરિયાત એકાએક ઘટી જવાનાં ચિહ્ન પણ નથી. એટલે પસંદગીનું સ્વાભાવિક ધોરણ તે વખતે જળવાશે જ.

'છંડાયેલીને કોણ પરણે?' એવી ખોટી બીક, જ્યારે છૂટાછેડાનું વાતાવરણ સ્વાભાવિક બન્યું હશે ત્યારે નહિ જ રહી હોય. અને છતાંય કોઇ

યુવાનનું નાકનું ટેરવું છંડાયેલી તરફ વાંકું થશે તો તે તેને પોતાનેજ જોખમે થશે. કેમકે જે છોકરીઓ કુલ હશે—કુંવારી, છંડાયેલી ને વિધવા—તેમાંથી જ એને પસંદગી કરવાની રહેશે. અને હમેશાં સૌને કુંવારીજ હાથ આવશે એવું તો શક્ય નથીજ.

એક બીજી વાત : 'છાંડેલીને કયો મરદ પરણવા તૈયાર થશે?' એમ પૂછવામાં માનવસ્વભાવને સમજવાની અજ્ઞાનતા રજુ થાય છે. સૌ જાણે છે કે માણસોના રસો અને પસંદગીનાં ધોરણે જુદાં હોય છે. એકને ગમે તે બીજાને ન ગમે અને બીજાને ન ગમે તે એકને ગમે છે એવું હરદમેશ જ્યાં ત્યાં જોઇએ, અનુભવીએ છીએ. જડ વસ્તુની પસંદગીમાં પણ જ્યાં એ વસ્તુનો રંગ, ઢંગ કશું ફરવાનું નથી ત્યાં પણ વૃત્તિ અને પસંદગીભેદ ખૂબજ જોવામાં આવે છે. તો પછી એક છોકરી જેનાં રંગ, ઢગ, આવડત અને હોશિયારી બધુંય ફરવાની શકયતા છે તેને વિષે પૂછવું કે 'એકને ન ગમી, એકે છોડી દીધી તે હવે બીજાને શી રીતે ગમશે?'—એ તદ્દન બેહુદું જ છે. સમાજમાં આજે પણ જોઇએ તો જણાશે કે બધી છંડાએલીઓ બધાનેય સૂગ ચઢાવે કે અણગમતી નીવડે એવી નથી, હોઇજ ન શકે. કોઇ એક છોકરાનાં સ્વભાવ કે વૃત્તિ કે પસંદગીને એક વાર અમુક સંજોગોમાં અનુકૂળ નહિ થયેલી છોકરી આખી દુનિયાને દ્વારે હડસેલાવાનીજ છે, એમ કહેવું તદ્દન સમજ વગરનું છે.

અને એમાંય જ્યારે 'છૂટાછેડા' એ ગુનો નહિ ગણાતો હોય અને 'ફરી પરણવું' એ પાપ નહિ ગણાતું હોય ત્યારે તો પસંદગીનું ધોરણ સચવાવાનાં વધારે ચિહ્નો છે.

પણ આ બધી ચર્ચા કરતાં અને દલીલ કરતાં મને જે એક દુઃખ થયો છે તે તો એ છે કે આ ચર્ચાની શરૂઆતમાંજ જાણે એમ સ્વીકારી લેવામાં ન આવ્યું હોય કે છોકરાઓનેજ પસંદગીનો હક્ક છે અને રહેશે. સ્ત્રીઓ છોકરીઓ તો 'વસ્તુઓ' છે—છોકરાઓને ગમે, ફાવે, અનુકૂળ લાગે, ત્યાં લગી રાખે, રમાડે, સંઘરે ને પછી ફગાવી દે! જાણે છૂટા થવું કે સાથે રહેવું એનો નિર્ણય છોકરાઓજ કરે! મને આ સ્થિતિ બીલકુલ માન્ય નથી. છૂટાછેડાનો અધિકાર સ્ત્રીઓને મળે એનો અર્થ જ એ છે કે તેઓ પોતે કુંવારી હોય ત્યારે અને છંડાયેલી બને તે પછી પણ પોતાની પસંદગી કરવાનો અધિકાર રહેશે જ. અને જ્યારે એમ થશે ત્યારે જ આ પ્રશ્નનો સાચો ઉકેલ આવ્યો ગણાશે.

અહીં એક બીજો પણ ખુલાસો કરી લેઉં, કે મેં જે કહ્યું છે, કે પોતાની જૂની પત્નીને ફારગતી લખી આપી ફરી પરણનાર પુરુષ જ્યાં સુધી પોતાની

જૂની પત્ની ફરી ન પરણી જાય ત્યાં સુધી તેનો આર્થિક બોજો ઉઠાવવા બંધાયેલ છે—તેનો સીધો અર્થ તો એટલોજ છે, કે આજની સ્થિતિમાં જો એટલી પણ સગવડ 'છંડાયેલી' સ્ત્રીને નહિ મળે તો જીવનનિર્વાહ પાછળ જ એને જીવન વેડફી દેવાનું રહેશે અને એથી બીજી તકો કે શક્યતાઓ એને માટે સદાને માટે બંધ થવા જેવું થાય છે. એટલે પુરુષ ઓછામાં ઓછી જે ચાર વસ્તુ કરે એમ મેં જણાવ્યું છે તેમાંથી આ એક વસ્તુ છે—આટલું કર્યું એટલે પત્યું, કર્તવ્ય પૂરૂં થયું એવો અર્થ નથી. જો કે એમાંથી તંત્રીશ્રીએ જે અર્થ કાઢ્યો છે કે 'માણસ સ્વાર્થ પૂરો થતાં ઢોરને હાંકી કાઢે, બહુ થાય તો ચારો નીરે' એવું સ્ત્રીઓ વિષે હું કહું છું. એવું તો મારા લખાણમાં ક્યાંયે દેખાતું નથી. સ્ત્રીઓ વિષેની મારી અંગત નહિ તોય •સમાજવાદી દૃષ્ટિનો સહેજ પણ ખ્યાલ કરનાર માણસ—બીજું કશું નહિ તો, મેં પરિષદમાં જે કહ્યું હતું, ત્યાર બાદ તેને અંગે જે કાંઇ લખ્યું છે તે વાંચનાર કોઇને પણ એવી ભ્રમણા થાય એમ હું માનતો નથી. અને છતાં, સાચેજ જો કોઇને એવો ભ્રમ થયો હોય તો સ્પષ્ટ કરવા ઇચ્છું છું, કે હું વ્યક્તિગત રીતે અને એક સમાજવાદી તરીકે સ્ત્રીપુરુષની સંપૂર્ણ સ્વતંત્રતા (ભૂલ અને જે પાપ કહેવાય છે તે પણ કરવાની સુદ્ધાં—કેમકે હમેશાં 'તમે ભૂલ કરો છો, તમે પાપ કરો છો, અમારે તમારૂં હિત સાચવવું જોઇએ' એવા બહાના હેઠળજ શું વ્યક્તિની, કે શું વર્ગોની કે શું રાષ્ટ્રોની સ્વતંત્રતા છિનવાવાના દાખલા ઓછા નથી. એના સીધા ભોગ આપણે સૌ છીએ!) અને સમાનતામાં માનું છું અને તેની તરફદારી કરી રહ્યો છું. મારી દૃષ્ટિએ તો એક માત્ર સમાજવાદી સમાજરચનામાંજ સ્ત્રીપુરુષનું રમકડું મટી જઇ, તેની દાસી કે દેવી પણ મટી જઇ એક સાચી સાથી, દોસ્ત બની રહી શકશે. આજની મૂડીવાદી સમાજવ્યવસ્થામાં સ્ત્રીની સંપૂર્ણ સ્વતંત્રતા કદી શકયજ નથી. હિટ્લરે જર્મનીમાં સ્ત્રીઓને રસોડામાં ફરજિયાત ધુસાડી દેઇ સ્ત્રીઓની લડતને દબાવી દેવાનો જે પ્રયત્ન કર્યો છે તે ભય બીજા દરેક મૂડીવાદી દેશને માથે પણ ઝઝૂમીજ રહેલો છે, મૂડીવાદી સમાજની આર્થિક અંધાધૂંધીનું એ એક અનિવાર્ય પરિણામ છે.

દુનિયાની દબાયેલી તમામ પ્રજા, કચડાયેલા તમામ વર્ગો માટે જે એક-માત્ર માર્ગ છે, તેજ ઉકેલ પુરુષોની સ્ત્રીઓ ઉપરની જોહૂકમી અને શોષણનો અંત આણવા માટે પણ નિશ્ચિત છે.

અંતમાં, એક અગત્યનો ખુલાસો કરવાનો રહે છે. નોંધ લખનારે સ્ત્રી-

પુરુષના સંબંધને ઉદ્યોગપતિ ને મજૂરના સંબંધની ઉપમા આપી, તેની સાથે સરખામણી કરી એક ઝેરી ભ્રમણા ઊભી કરી છે. એ આખી સરખામણીજ ખોટી છે. મજૂર અને માલિક બે જુદા આર્થિક વર્ગો છે. બંનેનાં હિત હમેશાં એક બીજાથી વિરોધીજ હોઇ શકે અને રહેવાનાં છે, એકના શોષણ ઉપરજ બીજાનું જીવન નભી રહેલું છે. મોટરો ફેરવવાનો, બંગલાઓ બંધાવવાનો, અને માલિકોના જેવી મોજ ઉડાવવાનો અધિકાર અને એવી તક જે દિવસે બધા મજૂરોને મળશે તે દિવસે માલિકોનું અસ્તિત્વજ શક્ય નહિ હોય. મજૂરો અને માલિકો જેવા વર્ગોજ નહિ રહ્યા હોય. કેમકે એકની સ્વતંત્રતા, એકનો આરામ બીજાની પરતંત્રતા અને વૈતરા ઉપરજ નભેલો છે. જ્યારે સ્ત્રીપુરુષ સંબંધ વિષે એમ નથી, એથી ઊલટુંજ છે. એ બંને આર્થિક વર્ગો નથી. એ બંને વચ્ચે શારીરિક ભેદ છે. એ ભેદને લીધે એકનું હિત હમેશાં બીજાથી વિરોધીજ રહેવાનું છે એમ નથી. એકના શોષણ ઉપરજ બીજાનું અસ્તિત્વ રહેલું છે એમ પણ નથી. પુરુષોને છૂટાછેડાના અથવા બીજા જે અધિકારો, હક્કો અને તકો મળેલી છે તે બધું સ્ત્રીને મળતાં પુરુષવર્ગનું અસ્તિત્વ ઊડી જવાનું નથી, જે ભય ઉદ્યોગપતિ અને મજૂરના સંબંધમાં છેજ. સાચી રીતે તો તેજ દિવસે સ્ત્રીપુરુષના ઘર્ષણનો અંત આવશે. ત્યારેજ નર અને નારી બંને વધારે સાચાં, નિકટનાં મિત્રો થઇ રહેલાં હશે—જે ઉદ્યોગપતિ અને મજૂરના સંબંધમાં કદી પણ શક્યજ નથી. આજે જે કલહ ચાલે છે તે તો પુરુષની ખોટાઇ, સ્વાર્થલોલુપતાને કારણે છે. અને એનાં પરિણામે સમાજ તેમજ એને પોતાને પણ ભોગવવુંજ પડવાનું છે. જે દિવસે એ પોતાની ભૂલ સુધારી લેશે ત્યારે એ પોતે વધારે સુખી, સમાજ વધારે સુખી હશે. એને પુરુષ મટી જવાની જરૂર નહિ રહે, જ્યારે મિલમાલિક પોતાનું શોષણ બંધ કરશે ત્યારે તેણે મિલમાલિકજ મટી જવું પડ્યું હશે!

આમ આ ખોટા ભેદો ઊભા કરીને ખોટી ઉપમા આપીને સ્ત્રીપુરુષના સનાતન વિગ્રહનું સ્વરૂપ આપવાનો જે પ્રયત્ન થયો છે તે સાચેજ સમાજ-વૃક્ષને માટે એક ઝેર રૂપજ છે. શ્રી. નરસિંહકાકા જેવા વિચારક પાસેથી એવી અપેક્ષા નહોતીજ રાખી અને એ વિચાર મને વધારે ભયંકર લાગ્યો છે.

સ્ત્રીઓને હક્કો મળવાથી પુરુષોના હક્કો છિનવાઇ જવાનો ભય તદ્દન મિથ્યા છે. હા, એથી પુરુષોની ખોટાઇ, એકાહુવૃત્તિ ચાલી જવાની પૂરી ખાત્રી છે અને એ તો સૌથી પ્રથમ જરૂરી છે, આપણે સૌ માગી રહ્યાં છીએ.

અમદાવાદ

ભોગીલાલ ગાંધી

# અનુભવ અને જીવનસુધારણા

**જીવનવ્યવહારમાં** થતા કડવા અનુભવોથી વિચારોની નિર્મળતાને અને વિશુદ્ધ આચરણને મનુષ્ય પોતાના અંતરમાં સ્થાન નહિ આપતો હોવાથી તેની જીવનપ્રગતિ અટકે છે. આ વસ્તુને આપણે ગંભીરતાથી વિચારી જોવાને બદલે ક્ષણિક વૈરાગ્યની જેમ અલ્પ સમય માટેજ આત્મપ્રેરણાને વશ થઈને વર્તીએ છીએ. આમ હોવાથી અવિચાર અને પ્રમાદ સાથેના જીવનકાર્યમાં લપટાઈને પાછા ગાડરિયા ટોળામાં ઘૂમવા લાગીએ છીએ!

બાહ્યવિવેકરૂપ શુષ્ક જીવનથી આપણા દેશની એટલી બધી અધોગતિ થઇ છે કે જેને વિષે દીર્ઘ વિચાર કરી જોતાં મહાદુઃખ લાગે છે. બાહ્ય વિવેક વાપરવાના બુદ્ધિચાતુર્યનું મંડાણ હમેશાં શિક્ષિત વર્ગમાંથી થતું આવે છે. પૂર્વકાળનો ઇતિહાસ એની સાક્ષી પૂરે છે. શત્રુ સાથેના રણસંગ્રામમાં થએલી હાર પછી ઐહિક સુખસગવડ અને આરામના મોહમાં આત્મગૌરવને વેચી બેઠેલા પંડિતો અને ધર્માચાર્યો, મોગલ સમ્રાટ્‌ને આધીન થતા જતા દેશી રાજાઓને, સ્વાધીનતાનો શુદ્ધ ઉપદેશ અંતઃકરણથી આપી શક્યા નહિ; એટલું જ નહિ પણ હિંદનું આત્મગૌરવ અને સ્વાધીનતાની ખાતર સર્વસ્વની આહુતિ આપનાર પ્રાતઃસ્મરણીય પ્રતાપને પડખે ઊભા રહીને આર્યાવર્તની ઉજ્જવળ સંસ્કૃતિને જીવંત રાખવા માટે-નિસ્પૃહતાનો શંખ ફૂંકી ન શક્યા!

આ કાળમાં પણ હિંદની સ્વાધીનતાનાં ચોઘડીઆં બેસાડવાની છેલ્લી પળનો અમૂલ્ય લાભ આપીને ભારતીય સંતાનોને મહાપતનમાંથી બચાવી લેવાનો પુરુષાર્થ આદરનાર વંદનીય મહાત્મા ગાંધીજીને પડખે અંતઃકરણથી ઊભા રહેવામાં કહેવાતા જ્ઞાનીઓ, ધર્માચાર્યો અને તત્ત્વવેત્તાઓએ પ્રમાદને સેવ્યા કર્યો! આર્યસંસ્કૃતિમાં રહેલી નિસ્પૃહતાના શંખ કે વીણા તેઓ વગાડી ન શક્યા. પૃથ્વીમાતાના પટ ઉપર ભારતીય સંતાનોની નિર્માલ્યતા સૂચવતો આજના કાળનો લખાઇ રહેલો ઇતિહાસ ભાવિમાં જ્યારે વંચાશે ત્યારે તે સમયની વિચારવાન પ્રજાને આશ્ચર્યનો પાર નહિ રહે, કેમકે મહારાણા પ્રતાપના સમય કરતાં આ સમયમાં અક્ષરજ્ઞાનનો પ્રચાર ભારતમાં ઘણોજ વધી ગએલો છે, નિરક્ષરતા મટીને વિદ્વત્તાની વીણાઓ દેશમાં ચોમેર વાગી રહી છે. પણ આજની કેળવણીની એ વીણાઓ 'પરદેશી સભ્યતામાં રહેલા અવિચાર અને કુસંગને પોષતા કૃત્રિમ આનંદ માણવા માટે વગાડવામાં આવે છે! કુદરત સાથે મનુષ્યજીવનને કેમ જાણે સંબંધજ ન હોય તેમ તેનો ઉપયોગ થતો હોવાથી એ કેળવણી મનુષ્યસમાજને પતનને મોખરે લેઇ જવાનું કાર્ય કરી રહી છે. સ્વાધીનતાનો છેલ્લો સંગ્રામ પૂરો થયા પછી કેવળ

પાંચજ વર્ષમાં આધુનિક કેળવણીના મૂળમાં રહેલી અધમ ભાવનાઓએ ભારતીય સંસ્કૃતિના વિધ્વંસ માટે લોકજીવનમાં એટલા જોરથી પગપેસારો કર્યો છે કે જેટલો પૂર્વનાં ૧૦૦ વર્ષ દરમિયાન નહોતો કર્યો.

કહેવાનો આશય એ છે કે સુસ્ત અને નીરસ જીવન જીવનારા જ્ઞાનીઓ, ધર્માચાર્યો, પંડિતો અને પ્રોફેસરોને સત્ય અને ન્યાય સાથેની સ્વાધીનતાના પુરુષાર્થમાં રસ લેવો નહિ ગમતો હોવાથી સમયાનુસાર ઉત્પન્ન થતા સત્પુરુષને સાથ આપી સમાજ અને દેશના કલ્યાણના વાસ્તવિક હિતને વિચારી જવાની વિવેકબુદ્ધિ પ્રાપ્ત થતી નથી. આમ હોય ત્યાં ચારિત્રધર્મને ઉત્તેજતી નિસ્પૃહતા ને આત્મિક સ્વતંત્રતાનું શિક્ષણ જનતાને ક્યાંથી મળી શકે? વિશ્વામિત્રને રામની જરૂર શા માટે જણાઇ? કર્તવ્યરહિત ભક્તિ અને જ્ઞાનના શુષ્ક પોકારથી આત્માને સુરતી ચઢે છે; એટલે કે આત્મશાન્તિ માટેનો એ અધુરો પુરુષાર્થ હોઇને મનુષ્યને અધવચ્ચે રખડાવે છે. આ વસ્તુને અનુભવથી વિચારી જોયા પછી વિશ્વામિત્રે, વિવેકબુદ્ધિ સાથેની કર્તૃત્વશક્તિ ધારણ કરનાર યોગ્ય પાત્રની શોધ કરી હતી; એટલુંજ નહિ પણ પારમાર્થિક ભાવના સાથેના વિશુદ્ધ જ્ઞાનને કર્તવ્યમાં મૂકવાના સુંદર આદેશ સાથે રામને સાથ આપીને રાવણનો સંહાર કરાવી પોતે પોતાનું અને અન્ય પ્રજાજનોનું, સૌનું કલ્યાણ સાધ્યું હતું. શાસ્ત્રકારોએ વિશ્વામિત્ર અને વશિષ્ઠના સંવાદની ગાથાઓ રસમય બનાવી વાચકનાં મનોરંજન કરવા જેટલી કુશળતા વાપરી છે તેટલી જીવન-અનુભવાથી થતા આત્મવિકાસના ક્રમને પ્રથમ વિચારીને પછી નિષ્કામ ત્યાગની ભાવનાઓનુ મહત્ત્વ સમજાવવાની કુશળતા વાપરી હોત તો આધ્યાત્મિક જ્ઞાનને કેવળ તત્ત્વમાં રાખીને લૂખું જીવન જીવવાની ભ્રમણા જનતામાં ફેલાઇ ન હોત.

મનુષ્ય પોતાના આત્માને વિકાસ પામવાનો અવકાશ આપવામાં જે પ્રકારની સંકુચિતતાને સેવે છે તે પ્રકારની સંકુચિત ભાવનાઓથી પોતે ટેવાઇ જાય છે અને પરિણામે શારીરિક, માનસિક અને આધ્યાત્મિક, ત્રણેના પતનરૂપ ઉત્તરોત્તર તુચ્છ પરાધીન જીવન ગુજારતો થઇ જાય છે. પરિણામે એને પુત્રપૌત્રોને સ્વરૂપે પ્રગટ થઇને એ પ્રાયશ્ચિત્ત પોતાને પૂરું કરવું પડે છે.

વશિષ્ઠ અને વિશ્વામિત્ર બન્નેએ પોતપોતાને સ્થાને રહીને આપણા ઉપર જે મહાન ઉપકાર કર્યો છે તે કદી વિસરાય તેમ નથી. પરંતુ દેશકાળની પરિસ્થિતિ અનુસાર એ બન્નેમાંથી કોનું જીવન આપણને હાલ ઉપયોગી છે તે વિચારી જવા માટે આપણી સ્વતંત્ર વિવેકબુદ્ધિની જરૂર રહે છે. વિશ્વામિત્રના જીવનઅનુભવને પ્રથમ અંતરમાં પચાવી લીધા પછી વશિષ્ઠના નિષ્કામ ત્યાગની

મીમાંસા કરવા લાગીએ તો કથાનું રહસ્ય આપોઆપ સમજી શકાય. જીવન-વ્યવહારમાં થતા અનુભવોથી સમજતાં સત્ય, સ્વાધીનતા અને ત્યાગ, ત્રણેને એક પછી એક રોજના આચારમાં મૂકવાની કળારૂપ શિક્ષણજ મનુષ્યને વાસ્તવિક સુધારણાને પંથે લેઇ જાય છે. સૈકાઓ થયાં અનુભવની કસોટીમાંથી આપણે પસાર થતા આવતા છતાં અન્યની તકલાદી બુદ્ધિએ ચાલીને આજે આપણી જીવનસુધારણા કરવા માગીએ છીએ ! આધ્યાત્મિક જ્ઞાનના આચરણ વિષે પ્રમાદ અને અવિવેકરૂપ અવિદ્યાથી આપણે ખરડાએલા હોવાથી આપણી પ્રાચીન સભ્યતાનું આજે આપણને વિસ્મરણ થયું છે, અને તેથીજ યુરોપીય પ્રજાની સંસ્કૃતિના આરંભકાળનાં કષ્ટ સાથેનાં તેમનાં સાહસ અને દેશપ્રેમને જીવનમાં ઉતારી લેવાને બદલે તેમની અર્વાચીન વિલાસી જીવનપ્રણાલી અને સ્વાર્થી વૃત્તિઓને જીવનમાં સ્થાન આપવા લલચાઇ રહ્યા છીએ ! આત્મા સ્વતંત્ર છે અને તેથી આપણી વિવેકબુદ્ધિને સ્વતંત્રપણે વિકસાવવા માટે અવારનવાર મધુરા અવાજથી તે આપણને સચેત રહેવાની આજ્ઞા કરે છે, એટલું આપણે વિચારતા થઇએ તો આપણી સુધારણા સહેલાઇથી કરી શકીએ તેમ છે.

વડોદરા મણિલાલ જગજીવન દ્વિવેદી

---*---

## હિંદુસ્થાનની દશા

**અલ્લાહાબાદના** એગ્રિકલ્ચરલ ઇંસ્ટિટયુટના મિ. હિગિનબૉટમની ટૅક્સેશન ઇંક્વાયરી કમિટીએ તા. ૬ઠ્ઠીએ જુબાની લીધી હતી, જે વેળા તેમણે કેટલીક મહત્ત્વની બાબતો ઉપર જાણવા જેવા અભિપ્રાય આપ્યા હતા. 'સિવિલ અને મિલિટરી ગેઝેટ'માં આવેલી એમની જુબાનીઓમાંથી કેટલાક ફકરા નીચે ટાંકું છું:

"હિંદ ગરીબ છે, છતાં ખેતીવાડીની બાબતમાં પૃથ્વીના પટ ઉપર એના જેટલો ખર્ચાળ દેશ ભાગ્યેજ હશે. દેશની અતિશય દરિદ્રતા જમીન ઓછી હોવાને લીધે અથવા ખેતીનાં સાધન ઓછાં હોવાને લીધે એટલી નથી, જેટલી ખેતીની શાસ્ત્રીય પદ્ધતિના અભાવને લીધે છે. આર્થિક બદલો ન આપનારાં સંખ્યાબંધ ઢોર અને બાવાઓ દેશને ભયંકર રીતે ચૂસે છે. ઢોર એટલાં બધાં વધી ગયાં છે કે તેમને માટે પૂરતો ચારો નથી, તેમની પાસે લેવાય તેટલું કામ નથી. ખોરાકની તંગીને લીધે ઢોરની કિંમતમાં ઘટાડો છે. ખોરાકની તંગી અને નકામો ગાયો બાદ ન કરવાને લીધે હિંદુસ્થાનની ગાય દુનિયામાં ઓછામાં ઓછું દૂધ આપનારી થઇ પડી છે. વળી હિંદુસ્થાનમાં દૂધ ઉત્પન્ન કરવાનું ખર્ચ બહુ વધારે છે. એટલે આ દેશમાં નેવું ટકાથી વધારે જેટલાં ઢોર આર્થિક રીતે તોટા ખાતે છે. ... દેશમાં બહુ ઓછું મળતું સોનાના મૂલનું ખાતર લોકો બાળી દે છે.

"હિંદુસ્થાનનાં સાધન જોઇએ તો તેની કર આપવાની શક્તિ ભારે છે, પણ તેની હાલની કર આપવાની શક્તિ બહુ ઓછી છે. જમીનમહેસુલ હોવું જોઇએ તેના કરતાં બહુ ઓછું છે તે ત્યારેજ ભારે થઇ પડે કે જ્યારે આર્થિક દૃષ્ટિએ પૂરતો ગણાય એવડા કટકાથી પણ જમીન ઓછી હોય છે.

"જમીનના આવા અનાર્થિક ટુકડાઓ થતા બંધ કરવાને માટે કાયદો થવાની જરૂર છે. હાલના કાયદાથી તો જમીનના બહુ નાના ટુકડા પડવાને ઉત્તેજન મળે. શ્રમનો બચાવ કરનારા સંચાનો ઉપયોગ કરી શકાય તેટલા પૂરતાં મોટાં ખેતરો જ રહ્યાં નથી. હાલના કાયદાને પરિણામે બધાં આર્થિક ક્ષેત્રફળનાં ખેતરો અનાર્થિક ક્ષેત્રફળનાં થઇ જતા બેઠાં છે. જે લોકોને કામ નથી તેમને માટે ગ્રામ્ય ઉદ્યોગની કશી વ્યવસ્થા નથી વળી જે જમીન ઉપર વરસના છજ મહિના માણસો અને ઢોરોને કામ કરવાનું હોય છે તે જમીનમાંથી આખા વરસની આજીવિકાની આશા રખાય છે. પુરુષો, સ્ત્રીઓ અને બળદો જ્યારે ખેતીનાં કામમાં ન હોય ત્યારે તેમનો સમય કોઇક લાભદાયક કામમાં જાય એવા ઋતુને અનુકૂળ ગ્રામ્ય ઉદ્યોગો શોધી કાઢવા જોઇએ અને સ્થાપવા જોઇએ ... ખેડૂત કેવળ પોતાના જ નફાની ઉપર દૃષ્ટિ રાખે છે, અને બધી ખેતીને અથવા બધા ખેડૂતોની સ્થિતિમાં થતા સુધારાને પોતાનો લાભ માનતો નથી. વળી ખાતેદારો અને ગણોતીયાઓના ઝગડા કદી બંધ થતા જ નથી."

આ ઉતારામા ચાર વાતનો ઉલ્લેખ છે. સોના જેવા ખાતરનો બગાડ, ઢોરનો દુઃખદાયક પ્રશ્ન, અનાર્થિક ખેતરના ટુકડા અને ખેડૂતોને આખું વર્ષ કામનો અભાવ. મહેસુલના બોજા ઉપરાંત આ ચારે વસ્તુથી લોકોનું દારિદ્ર વધતું જાય છે અને તમામ દેશભક્તોએ એનો વિચાર કરવો ઘટે છે. ચારે બાબતો એવી છે કે જેનો સરસ રીતે ફડચો થઇ શકે. જે દેશમાં ગાયની પૂજા થાય છે ત્યાં ઢોરનો તો પ્રશ્ન જ ન હોવો જોઇએ. પણ આપણી ગૌપૂજા આજે અજ્ઞાન ધર્માન્ધતા બની ગઇ છે. આપણે નભાવી શકીએ એના કરતાં વધારે ઢોર આપણી પાસે છે એ વાતનો તરત જ ઉપાય થવો જ જોઇએ. હું તો એ પ્રશ્ન ગોરક્ષા સભાએ ઉઠાવી લેવા જોઇએ એવી સૂચના કરી ચૂક્યો છું. એ ખરી રીતે એમનું જ કામ છે. અનાર્થિક ખેતરોનો પ્રશ્ન સંયુક્ત કુટુંબની પ્રથાનો ફેરફાર આવશ્યક કરી મૂકે છે ખાતરનો અવિચારીપણે નાશ કરવામાં આવે છે તેનો ઉપાય કરવા જેવા છે. ખેતીવાડીની ખરી કેળવણીની જરૂર છે. અને લાખો સ્ત્રીપુરુષો ૭ મહિના કામ વિનાનાં રહે છે તેમના પ્રશ્નનો ઉકેલ કેવળ રેંટીઆથી જ થાય એમ છે. એ તો સ્પષ્ટ જ છે કે સરકારની સાથે લડાઇ કરવા ઉપરાંત આપણે મિ. હિગિનબોટમે ચર્ચેલા પ્રશ્નોનો શાસ્ત્રીય અભ્યાસ અને ઉકેલ કરવો જોઇએ.

'નવજીવન,' તા. ૧:૩:૧૯૨૫ ગાંધીજી

# શ્રીયુત મોતીભાઈ અમીન

સાહિત્યને ઓવારેથી નીરખતાં સામે કિનારે દૃષ્ટિગોચર થતા સરસ્વતી-મંદિરમાં શ્રીયુત મોતીભાઈ કોઇ અસામાન્ય અને વિશિષ્ટ સ્થાન ભોગવે છે તે નિર્વિવાદ છે. સાહિત્યજળમાં તેમણે ભાગ્યેજ ડૂબકીઓ મારી છે; તેઓ સરસ્વતીદેવીના સનત સાન્નિધ્ય સેવતા અધિકૃત પૂજારી નથી, પ્રસંગવશાત્ સરસ્વતીની પૂજાર્થે આવી ચપટી ચોખા મૂકી જનાર શ્રદ્ધાળુ યાત્રાળુ નથી, પણ તેઓ સરસ્વતીમંદિરના અહર્નિશ જાગ્રત દ્વારપાળ તો છેજ. આવા ચકોર ને વફાદાર દ્વારપાળ વિના સરસ્વતીના ધામમાં કેટલાંયે અનિષ્ટો વધ્યાં હોત ને કેટલોય અંધકાર વ્યાપો હોત. વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિના મુખ્ય સંચાલકને પદેથી તેમણે કૈં કૈં ઊગતા લેખકોને ઉત્તેજન આપ્યું છે, કૈં કૈં પ્રતિષ્ઠિત સાહિત્યસેવકોને 'ભગ્નમનોરથ' થતા અટકાવ્યા છે. આવી વિવિધ હકીકત જાણનાર જનજ આ દ્વારપાળનાં યથાયોગ્ય મૂલ્ય આંકી શકે. વળી, શ્રી. મોતીભાઈએ લોકસેવાની ભાવનાથી પ્રેરાઇને નિર્મળ લેખો દ્વારા અજાણતાંયે સ્વલ્પ સાહિત્યસેવા તો કરી છેજ. અને વિશેષમાં તેઓ સાહિત્ય-સેવા અને લોકસેવાને જોડી દેનાર સેતુસમાન છે. સાહિત્ય અને લોકસેવક, બંનેનું ધ્યેય જનતાને ઉર્ધ્વગામી કરવાનુ છે. 'સાહિત્ય પોતે પણ સંસાર-પ્રશ્નોનીજ પર્યેષણા છે' અને અંગ્રેજ કવિ મેથ્યુ આર્નોલ્ડ પણ કાવ્યને 'જીવનની સમીક્ષા' કહે છે. આપણા માનનીય મોતીભાઈએ સાહિત્ય વડે અને પ્રત્યક્ષ અનુભવથી માનવજીવનના જટિલ પ્રશ્નોની વિચારણા કરી છે, અને સાહિત્યના આદર્શોને શબ્દથી નહિ, પણ કાર્યથી પ્રજાની અનેકવિધ ઉન્નતિનું નિમિત્તકારણ બનાવ્યા છે. આવાં સબળ કારણોજ શ્રીયુત મોતીભાઇને—નજીકના સાહિત્યજળમાં સ્નાન કરતા નહિ, પણ સામે કિનારે ક્ષિતિજ આગળ આવેલા સરસ્વતીમંદિરનાં પગથીઆં ઉપર દ્વારપાળ તરીકે ઊભા રહેતા મોતીભાઇને—ઓવારેથી નીરખતા આ લેખની દૃષ્ટિમર્યાદામાં લાવે છે.

શ્રીયુત મોતીભાઇની બાલ્યાવસ્થા વખતે દેશમાં કોઇ અવનવું વાતાવરણ પ્રસરતું હતું. વિવિધ પ્રદેશોમાં વિચરતા વીર નર્મદની વીરહાક ત્યારે સમગ્ર ગુજરાતમાં સંભળાતી હતી. ગુજરાત ત્યારે ધર્મમાં, સમાજમાં, સાહિત્યમાં ને રાજકારણમાં નવીન જાગૃતિ દાખવતું હતું. બ્રિટિશ અમલ સુસ્થાપિત થયા પછી અંગ્રેજી સંસ્કૃતિ ને અંગ્રેજી સાહિત્યનાં બલિષ્ઠ તત્ત્વો સૌને આંજી દેતાં હતાં. સુધારા અને પ્રગતિના સૂરો હવામાં ગુંજતા હતા. રચનાત્મક કે ખંડનાત્મક, ગમે તે પ્રકારે ગુજરાત તે વખતની નિશ્ચેતન પરિસ્થિતિમાંથી

મુક્ત થઇ પ્રગતિમાન થવા ઇચ્છતું હતું. નર્મદ આવ્યો ને ગયો; સુધારક ને ઉચ્છેદક થયો, અને જરા પ્રત્યાઘાતી પણ બન્યો. ગોવર્ધનરામની સાહિત્યગાથા શરૂ થઇ ગઇ. અર્વાચીન યુગના પુરાણુ સરિખડા એ 'સરસ્વતિચંદ્ર'માં ગોવર્ધનરામે પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિને પરખી બંનેને સંવાદી કરવા પ્રયત્ન આદર્યો. વિચ્છેદ કે રચના, વિનાશ કે વિચારણા, ખંડન કે સુધારો: આવા વિવિધ તર્કવિતર્કો પ્રાકૃત જનોનાં હૃદયને હચમચાવતા. ગુજરાત ત્યારે નિષ્ક્રિયતા, નિર્માલ્યતા ને નિરાશાની ગાઢ નિદ્રા તજી આંખો ચોળતું ધીમે ધીમે જાગ્રત થતું હતું તેના નર્મદ, દલપત, અને ગોવર્ધનરામથી; તેના દાદાભાઇ, દયાનંદ અને ભોળાનાથથી.

નવીન વાતાવરણ આમ સૌને આમંત્રતું, મુગ્ધ કરતું સર્વત્ર વ્યાપક બનતું હતું. અપૂર્વ વિચારો સૌને આંજી દેતા ને વિહ્વળ કરતા. તંદ્રા અને સુષુપ્તિ જાગૃતિને અને પ્રવૃત્તિને માર્ગ આપતી હતી. અનુકૂળ ક્ષેત્રમાં આ વિચાર બીજો વિકાસ પામી વૃક્ષરૂપે સુંદર ફૂલ અને ફળની આશા આપતા હતા.

આવા નવીન યુગને આરંભે આપણા મૂગા સેવક મોતીભાઇ નરસિંહભાઇ અમીનનો દરબાર ગોપાળદાસથી વિખ્યાત બનેલા વસોમાં જન્મ થયો. વડોદરા રાજ્યના પેટલાદ તાલુકાનું આ ગામ નડિઆદથી ૮–૯ માઇલ દૂર છે, અને ગુજરાતના ચરોતર નામે ફળદ્રુપ પ્રદેશમાં આવેલું છે. નડિયાદ જેમ તેના પાટીદાર કોમનાં દેસાઇકુળનાં ખાનદાન કુટુંબોથી જાણીતું છે, તેમ વસો પણ તેના અમીનોથી સુવિખ્યાત છે. જોકે આવી દેસાઇગીરી ને અમીનદારીનો અતિરેક પણ થતો જાય છે, છતાં આ કુટુંબોનાં સંસ્કાર ને ખાનદાની હજુ સુધી સારા પ્રમાણમાં ટકી રહ્યાં છે. આપણા મોતીભાઇ સાહેબ પણ વસોના આવા એક અમીનકુટુંબનાજ નબીરા છે.

શરમાળ અને શાન્ત, મૂગા અને મિતભાષી શ્રી. મોતીભાઇ અતિશય નિરભિમાન હોઇને આ જમાનાના જાહેરખબરીઆ જશને હમેશાં ધૂતકારે છે, આવા લેખો કે રેખાચિત્રો દ્વારા જાહેર કીર્તિ તેમને શોધતી ને પજવતી આવે તે તેમને જરાયે પસંદ નથી. તેમના ઘડતરના નિરૂપણ માટે, અને તેમના જીવનના સીમાચિહ્ન સરખા મહત્વના પ્રસંગોના જ્ઞાન માટે, તેમના સ્થૂલ અને સૂક્ષ્મ જીવનની કેટલીયે ઐતિહાસિક અને ઝીણવટભરી વિગતો સહેજે આવશ્યક છે. આ લેખકે આવી વિગતો મેળવવા આજ સુધીમાં પ્રત્યક્ષ ને પરોક્ષ પ્રયત્નો અનેક વાર કર્યા છે. પણ એ દૃઢ સંકલ્પ વાળા માનવીને જીતવાનું અશક્ય થઇ પડ્યું છે ને કેટલીયે બારીક વિગતો અપ્રાપ્યજ રહી

છે. છતાં, સદ્‌ભાગ્યે આ રેખાચિત્રમાં અમીન સાહેબ સાથેના મારા પ્રસંગો ને સ્મરણો આધારભૂત થાય તેમ છે. બે દાયકાથી તેમનું સેવાપરાયણ જીવન મારા જેવા સેંકડો યુવકો અવલોકતા આવ્યા છે; ને આવું અવલોકન પણ આ કાર્યમાં મારો સહાયક બની આશ્વાસન દે છે.

હિંદુસ્થાનમાં ગાંધીજીના આગમન પછી અહિંસક વિચારો ને સેવાના આદર્શો ગુજરાતમાં પણ ઘર કરતા થયા છે. હજારો યુવકો પ્રેરણા ને પ્રબોધની મૂર્તિ સરખા મહાત્માજીને કાયાથી, મનથી ને વાણીથી વિચારતા, ને તેથી મુગ્ધ થતા નાનકડા ચરોતરમાં પણ આ રાષ્ટ્રીય ને સામાજિક જાગૃતિના પડઘા પડતા હતા. આવા જાગૃતિકાળનીયે પહેલાં આપણા અમીન સાહેબનું હૃદય મર્યાદિત માર્ગે સેવાપરાયણ બન્યું હતું; ને તેથી જ ચરોતરના અસંખ્ય બાળવિદ્યાર્થીઓ ઉપર ગાંધીયુગને આરંભે શ્રી અમીનની સેવાભાવના કોઇ અકલ્પ્ય ને અનુપમ વાતાવરણ જમાવતી હતી. આ કર્મવીરે કેળવણી ખાતાના ગ્રેજ્યુએટ શિક્ષક તરીકે પોતાની કારકિર્દીનો આરંભ કર્યો. શિક્ષણને પ્રદેશે આ ઉત્સાહી યુવકને સ્વાભાવિક રીતેજ છાત્રાલય ને પુસ્તકાલયમાં પણ રસ લેતા કર્યા, પેટલાદનું બોર્ડિંગ હાઉસ ને પુસ્તકાલય આજે પણ શ્રી. અમીન સાહેબનું કેટલુંયે ઋણી છે. નોકરીને તેમણે કોઇ દિવસ ન માની રસવિહીન વેઠ, કે ન દીઠો તેમાં શુષ્ક કર્તવ્યભાર ને તેથીજ નોકરીનાં બંધન તેમને કોઇ દિવસ ન અટકાવી શક્યાં, કે ન મૂંઝાવી શક્યાં. નોકરીને શોખે તેમને કદીયે આળસુ ને આરામપ્રિય ન બનાવ્યા ને નોકરીની સત્તાએ તેમને કદી તોછડા કે તુંડમિજાજી ન કર્યા. પુસ્તકાલયને અધિકારીપદેથી વડોદરા રાજ્યની નોકરીમાં તેમને સેવાના પરમાણુ લાધ્યા ને લોકોન્નતિનાં દર્શન થયાં. સાદા અને સરળ, નિડર અને નિખાલસ, શાન્ત અને સત્યપ્રિય, મૂક અને મિતભાષી મોતીભાઇ સાહેબ નોકરી દરમ્યાન અને વર્તમાન નિવૃત્તિસમયે સેવાભાવનામાં ને સેવાકાર્યમાં આજે પણ એકધારી રીતે અટલ અને અવિચળ રહ્યા છે.

વડોદરાના શ્રીમંત મહારાજા સાહેબે પોતાની રૈયત માટે જે અનેક કલ્યાણકારી પ્રવૃત્તિઓ પોતાના આખાયે રાજ્યમાં વ્યાપક કરી છે, તેમાંની બે સૌથી પ્રશંસાપાત્ર છે: સમગ્ર રાજ્યમાં વ્યાપક બનેલી (૧) ફરજીઆત કેળવણી અને (૨) પુસ્તકાલય પ્રવૃત્તિ. પ્રથમ પ્રવૃત્તિ નિરક્ષરતા નિવારવા માટે આવશ્યક છે, તો બીજી તે પ્રાપ્ત કરેલા અક્ષરજ્ઞાનને ટકાવવા માટે ઉપયોગી છે. શ્રીમંત મહારાજા સાહેબે વડોદરા રાજ્યમાં આવી પુસ્તકાલયપ્રવૃત્તિ વ્યવસ્થિત ખાતું ખોલી શરૂ કરી, ને બે દાયકા ઉપર શ્રી. અમીન શિક્ષણખાતામાંથી ત્યાં

નિમાયા. પુસ્તકાલયપ્રવૃત્તિના પ્રાણુ સરખા શ્રી. મોતીભાઈએ તેમાં લોકોદ્ધારનાં બીજ દીઠાં ને સરસ્વતીની સેવા જોઈ. આમ વીસ વીસ વર્ષ સુધી રાજ્યની અને માતૃભૂમિની પુસ્તકાલય દ્વારા સંગીન સેવા કરતા કરતા વડોદરા રાજ્યના એસિ. ક્યુરેટરને પદેથી તેઓ ગયે વર્ષે જ નિવૃત્ત થયા છે. આ મૂલ્યવાન સેવાને લીધે અમીન સાહેબને ચરોતરના ને તેથીયે વિશાળ પ્રદેશના મૂંગા ને કાર્યનિષ્ઠ, શાન્ત અને શરમાળ સેવક કહેવામાં નથી કોઈ અનીતિયુક્ત અસત્ય, કે નથી કોઈ કલ્પનાજન્ય અતિશયોક્તિ.

વડોદરા રાજ્યની નોકરશાહીનાં બંધનો સ્વીકારીને, શક્ય હોય ત્યાં તેમને શિથિલ કરીને, ને વડોદરા સરકાર સાથે વધુમાં વધુ સહકાર સાધીને શ્રી. મોતીભાઈએ કેટલી યે લોકોપયોગી પ્રવૃત્તિઓને વેગ આપ્યો છે, કેટલાં ય અનિષ્ટોને ક્ષીણ કર્યાં છે, કેટલી યે નવી ભાવનાઓને પોષી છે, ને કેટલાં યે જાહેર કાર્યોને વિશિષ્ટ ને વ્યાપક બનાવ્યાં છે. રાજકારણના પ્રબળ ઝંઝાવાતથી અંજાઈ તેમણે કદી યે રાજસેવકની મર્યાદા ઓળંગી નથી; અને લોકસેવા કરતાં તેમણે કદી યે રાજસેવકનું ગુલામી માનસ દાખવ્યું નથી. રાજકારણથી અલિપ્ત રહી, ચરોતરનાં ને વિશેષતઃ વડોદરા રાજ્યનાં અને રાજ્ય બહારનાં છાત્રાલય, પુસ્તકાલય, ઔષધાલય, હરિજનપ્રવૃત્તિ અને કેળવણીસંસ્થાઓને તેમણે ભગીરથ પ્રયત્નોએ અને પ્રફુલ્લ હૃદયે પોષી છે, પાંગરાવી છે ને પગભર કરી છે. તેમણે વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિને વેગવંતી કરી ગ્રામ, કસ્બા ને પ્રાન્ત પુસ્તકાલયનું સંગઠન સાધ્યું, અને દીર્ઘ દૃષ્ટિએ નાનાં નાનાં પુસ્તકાલયોને પણ ફરજીઆત બચતના નિયમથી સદ્ધર ને સહીસલામત બનાવ્યાં છે. પુસ્તકવ્યવસ્થા વિષેના વિચારોએ તેમને આઠ હજાર ને પાંચ હજાર પુસ્તકોના કર્તાવાર ને વિષયવાર વર્ગીકરણના નિમિત્ત બનાવ્યા; ને સંપૂર્ણ કાર્યનિષ્ઠાએ તેમને પુસ્તકાલયના સિદ્ધાન્તો વિષે, પુસ્તકોના પ્રકાશન વિષે, ને પુસ્તકોની બાંધણી વિષે વિચાર કરતા કર્યા. વડોદરા સરકારની તાલુકા, પ્રાંત ને રાજ્યની તથા સમગ્ર ગુજરાતની પુસ્તકાલય પરિષદ તે મોતીભાઈ સાહેબની જ વિશાળ યોજના અને અવિરત પ્રયત્નોનું પરિણામ કહી શકાય. તેમને પુસ્તકાલયપ્રવૃત્તિને આ રીતે ગુજરાત ભરમાં વ્યાપક ને આકર્ષક કરવી છે, પુસ્તકોના લેખકોની મુશ્કેલીઓ દૂર કરવી છે, ને પ્રકાશકો તથા ગ્રંથવિક્રેતાઓ(બુકસેલરો)ની ચૂસણનીતિ મિટાવવી છે. પુસ્તકાલયની પુણ્યપ્રવૃત્તિના વિચારોથી જ હૃદય જ્યાં ઉભરાતું હોય ત્યાં તેને લગતો કયો પ્રશ્ન અણચિંતવ્યો રહે? વડોદરાની 'પુસ્તકાલય સહાયક સહકારી મંડળી' આવી ચિંતામાંથી જ ઉદ્ભવી છે. આ મંડળી આજે વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોની

અને લેખક-પ્રકાશકોની પ્રામાણિક ને સહૃદય સેવા કરી રહી છે; અને અમીન સાહેબ તેમની નિવૃત્તિ પછી હમણાંજ તેનું પ્રમુખપદ શોભાવી પ્રત્યક્ષ રીતે તેનું સુકાન સંભાળી રહ્યા છે.

વિદ્યાર્થીઓમાં ને વિદ્યાર્થીમાનસમાં શ્રી. મોતીભાઇને અજબ શ્રદ્ધા છે. સ્વજનની જેમ વિદ્યાર્થીઓને તેઓ બોલાવે છે, સહાયતા દે છે, માર્ગ દર્શાવે છે, ને હૈયાના હેતથી નવાજે છે. વિદ્યાર્થીઓ તરફનું વિશિષ્ટ વહાલ તેમને વિદ્યાર્થીજીવનના વિવિધ પ્રશ્નોની માર્મિક સમીક્ષા કરવા પ્રેરે છે. છાત્રાલય પ્રવૃત્તિ. વડોદરા રામજી મંદિરનું ચરોતર વિદ્યાર્થી વસતિગૃહ, ચરોતર એજ્યુકેશન સોસાયટી તરફથી ચાલતાં વિદ્યાર્થીસહાયક ફંડ, સ્વયંપાકી વિદ્યાર્થી છાત્રાલય, વિદ્યાર્થીપ્રવાસો ને વ્યાયામપ્રયોગો, વસો કેળવણીસંસ્થા અને તેની વિવિધ ગૌણ સંસ્થાઓ: આ અને આવી નાની મોટી કેટલીયે પ્રવૃત્તિઓ બહુધા વિદ્યાર્થીજીવનની સર્વદેશીય પ્રગતિ માટે ઉત્સુક રહેતા શ્રી. મોતીભાઇનાં મનોમંજન સાથેજ સંકળાએલી છે.

અને ચરોતર એજ્યુકેશન સોસાયટી પોતે પણ શ્રી. મોતીભાઇ સાહેબની ચરોતર પ્રદેશની સેવાભાવનાનું જ મૂર્ત સ્વરૂપ છે ને! પ્રત્યક્ષ ને પરોક્ષ રીતે આ સોસાયટીનું હિત સાધવામાં, તેને માતબર કરવામાં, ને તેને વિવિધ રીતે સવિશેષ ઉપયોગી બનાવવામાં તેમનો સદ્ધર ફાળો છે. પિતાના હેતથી આ સંસ્થાને તેમણે પાળીપોષી છે, અને પ્રગતિને પથે કૂચ કરતી બનાવી છે. ચરોતરની આ અગ્રગણ્ય સંસ્થા અને તેના કાર્યકર્તાઓને આજે પણ અતિકુશળ ને સુપ્રતિષ્ઠિત આગેવાનોની હુંફ છે. મહાત્માજીએ પણ તેમની ઐતિહાસિક કૂચ વખતે 'શ્રી. મોતીભાઇના ચરોતર'માંથી પોતે પસાર થતા હોવાનું કહ્યું હતું, તેમ આ લેખકને યાદ છે. સોસાયટીનું મુખપત્ર 'ચરોતર' તેના અગ્રજન્મા 'જ્ઞાનપ્રચાર'નું જ ધ્યેય સાધતું સર્વત્ર તેની સુવાસ ફેલાવી રહ્યું છે. 'ચરોતર'નો કોઇ પણ અંક વાંચતાં વાચકને તેના વિશિષ્ટ સ્વરૂપનો ખ્યાલ આવશે. કોઇ જાહેર ફંડ કે ન્યાસ, દાદાભાઇ વાચનાલય, વડોદરા રાજ્યનાં કસ્બા કે ગ્રામ પુસ્તકાલયો ને ગ્રામ ઔષધાલયો, કોઇ પરોપકારી કે દાનવીર સજ્જનનું જીવનચરિત્ર, કોઇ સેવાભાવથી ઓપતો લોકોપયોગી પ્રસંગ, સમાજના સુધારા, ખેતીવિષયક નોંધ, કેળવણી સંસ્થાઓનાં નિવેદનો કે કોઇ અનુકરણીય સભાનો હેવાલ: કોઇ ને કોઇ રીતે અમીન સાહેબ તેમાં દેખા દે છે. આમ તેઓ 'ચરોતર'ની પ્રજાનું કલ્યાણ સાધવા સેવાભાવનાનાં બીજ સર્વત્ર વાવે છે. રાજકીય ક્ષેત્ર બાદ કરીને કહી શકાય કે ચરોતર એટલે શ્રી. મોતીભાઇ અમીન. પણ તેથી ઊલટું સમીકરણ સાચું નથી; કારણ કે

શ્રી. મોતીભાઇ તો ચરોતરના નાનકડા પ્રદેશમાંથી ઉભરાઇ જઇને વિશાળ ગુજરાતમાં પણ નજરે પડે છે. 'ચરોતર' માસિક ઉપરાંત 'પાટીદાર' અને 'બાલમિત્ર' નામનાં આણંદથી પ્રસિદ્ધ થતાં સામાયિકો પણ અમીન સાહેબનું જ માર્ગદર્શન સ્વીકારી સમાન આદર્શો સાધે છે.

આમ પુસ્તકાલયોના નિરીક્ષણ માટે શ્રી. મોતીભાઇ રાજ્યને ગામડે ગામડે ફરે છે. અમલદારશાહીનો ભપકો ફગાવી દેનાર આ ઉત્સાહી લોકસેવક ખડતલ જીવન ગાળે છે. પળેપળનો સદુપયોગ કરે છે, ને લોકજીવનનાં વિવિધ પાસાં નીરખે છે. ગામનું પુસ્તકાલય, ગામની નિશાળ, ગામની જાહેર સંસ્થાઓ, ગામના કૂવા તળાવો, ચોતરા ને પરબડીઓ, ઓષધાલયો ને મંદિરો, પછાત કોમોની સ્થિતિ ને હરિજનોની હાડમારીઓ: સૌ તેમની સંભાળ ને મમતાનો વિષય બને છે. સૌને તેઓ યથાશક્તિ સાથ દે છે. અને લોકજીવનને આમ પ્રગતિમાન કરે છે.

આવી અમલદારી ફરજ બજાવતાં, ને સરકારી રાહે કામ કરતાં પણ શ્રી. મોતીભાઇએ ભાગ્યેજ અમલદારી માનસ દાખવ્યું હોય. ક્યાંયે બોજારૂપ ન થતાં, નિરુપાયેજ તેઓ કોઇનું આતિથ્ય સ્વીકારતા, અને કામ સમેટી પાછી આગળ કૂચ કરતા. ગામડાંમાં પણ અમલદારી ન દાખવતાં સ્થાનિક પ્રગતિપ્રિય કાર્યકર્તાઓ ને કેળવાએલા યુવકોમાં તેઓ વધુ શ્રદ્ધા ધરાવતા ને તેમનેજ વિશ્વાસમાં લેઇ પોતે આરંભેલું કાર્ય આગળ ધપાવતા. અને તેથી તો આજે ચરોતર શું, ગુજરાત શું, ભારતદેશ શું કે પરદેશ શું: સર્વ સ્થળોએથી ચરોતરના સંખ્યાબંધ વિદ્યાર્થીઓ નોકરીધંધામાં સુવ્યવસ્થિત થયે આ સેવાપરાયણ અને માનનીય અમીન સાહેબનો પત્રો દ્વારાયે વધુ ને વધુ સક્રિય પરિચય સાધી રહ્યા છે.

શ્રી. મોતીભાઇની કાર્યપદ્ધતિ પણ વિલક્ષણજ છે. માનસશાસ્ત્રના તેઓ અભ્યાસી છે, અને ચતુર નજરે અનુકૂળ કે પ્રતિકૂળ સંયોગોની તુલના કરે છે. રજપુતોનાં આંધળાં કેસરીઆં કરવાની રીત કે ખતમ થતાં સુધી ઝઝુમવાની પદ્ધતિ તેમને માન્ય નથી. ખંડનમાં પરિણમતો કલહ તેમને અરુચિકર લાગે છે, પક્ષાપક્ષી તેમને પ્રિય નથી, ને ભાગલાથી તેઓ દૂર ભાગે છે. મનુષ્યસ્વભાવની નાડ પરખતા, શક્તિ પ્રમાણેજ કાર્ય ઉપાડતા તેઓ અનુકૂળ માર્ગજ સ્વીકારે છે, ને શક્તિઓ વૃથા વેડફી ન નાંખતાં તેમને વિશેષ કાર્યસાધક બનાવે છે. છતાં તેમનું ઉપાડેલું કાર્ય એટલું વિવિધ ને વિશાળ છે કે સામાન્ય મનુષ્ય તો આશ્ચર્યજ પામે. તેઓ પોતે પણ કહે છે કે મારૂં આરંભેલું કાર્ય હું આ જન્મમાં તો નહિ, પણ બે જન્મમાંય ભાગ્યેજ

પૂરૂં કરી શકું. સાઠીએ પહોંચ્યા છતાં તેમની બુદ્ધિ નાઠી નથી, ને કાળને કરવતે તેમને આ ઉમરે પણ નિરુત્સાહ નથી કર્યા. વૃદ્ધનો અનુભવ અને તરુણનો ઉત્સાહ દાખવતા આ લોકસેવક પોતાના કાર્ય માટે ગમે ત્યારેય ગમે તેટલો શારીરિક શ્રમ ઉઠાવવા તૈયારજ હોય છે.

રાત્રે સાડાનવ વાગ્યે એક વખત તેમને વતન વસોમાં હું તેમના આમંત્રણને વશ થઇ મળવા ગયો. પણ અમીન સાહેબ તો ઘેર ન મળે! લગભગ કલાક દોઢ કલાક પછી તેઓ પેટલાદના એક કાર્યકર્તા સાથે ઘેર પાછા ફર્યા; અને વાતચિત ઉપરથી ખબર પડી કે તેઓ અને એટલી મોડી રાત્રે પણ હરિજનશાળા અને રાત્રિશાળા જોવા તથા એક જાહેર સભામાં હાજરી આપવા રોકાયા હતા. અને સવારમાં પાંચ વાગ્યે તો તેઓ ફરવા જવા માટે તૈયારજ હતા! યુવકો જ્યારે ઉનાળાની ગુલાબી ઊંઘ સેવતા હોય છે, ત્યારે આ વૃદ્ધ કાર્યકર જુવાનને શરમાવે તેવા ઉત્સાહથી સેવાકાર્યમાં આગળ કૂચ કરે છે.

સને ૧૯૨૭ના વર્ષમાં રેલસંકટ વખતની શ્રી. મોતીભાઇની સેવાઓ તો અતિ નોંધપાત્ર ને પ્રશંસાપાત્ર છે. રેલથી મૂર્છિત બનેલી પેટલાદ તાલુકાની પ્રજાને આશ્વાસન દેવા ને સહાયતા આપવા વડોદરા સરકારની સંમતિથી પોતે પેટલાદ તાલુકાના રેલ-વહીવટદાર બની ગયા. ગામડે ગામડે બબ્બે ત્રણ ત્રણ વખત ફરી રેલથી થએલું નુકશાન, લોકોની જરૂરિયાત ને રાહતના માર્ગો જાણી લીધા; અને યથાશક્તિ સંગીન અને ઝડપી કાર્ય કરી બતાવ્યું. રેલસંકટના નિવારણમાં તેમણે વડોદરા રાજ્યનો, પ્રાન્તિક સમિતિનો, ઇતર જાહેર સંસ્થાઓનો ને ધનાઢ્ય વ્યક્તિઓનો સહકાર મેળવી પ્રજાને બને તેટલી રાહત અપાવી હતી. અને એ દિવસોમાં પણ તેઓ પોતાનાં પ્રિય પુસ્તકાલયોને કે હરિજનોની હાડમારીઓને વિસર્યા ન હતા. ઠક્કર બાપા જેવા સુવિખ્યાત આજીવન સેવકને પેટલાદ તાલુકાનાં ગામડાંમાં પોતે ફેરવ્યા, કુદરતે કરેલા નુકસાનનો અને લોકોના સંકટનો તેમને ખ્યાલ આપ્યો, અને તેમની દ્વારા 'સર્વંટ ઓફ ઇંડિયા સોસાઇટી'ની ઉત્તમોત્તમ સક્રિય સહાનુભૂતિ મેળવી. આમ બીનરાજકીય ક્ષેત્રોમાં સદાતૈયાર સ્વયંસેવક સરખા આજે પણ શ્રી. મોતીભાઇ ઉત્સાહથી ઊભા છે.

અને નાનકડું તેમનું વસો સદાય તેમને મન વહાલું વતનજ રહ્યું છે. અધિકારી હતા ત્યારે-પણ સત્તાવાર, અર્ધસત્તાવાર કે બીનસત્તાવાર જે કાંઇ સેવા વસોની થઇ શકે, તે કરવામાં તેઓ કદી ચૂકયા નથી. વસો આજે તેના આ પનોતા પુત્રને લીધે બાલમંદિર, સાર્વજનિક પુસ્તકાલય, બાળપુસ્તકાલય, મહિલાપુસ્તકાલય, સ્વતંત્ર અંગ્રેજી હાઇ સ્કૂલ, હુન્નરઉદ્યોગ ને કારીગરીના

વર્ગો: આ અને આવી અનેક સગવડો ભોગવી રહ્યું છે; ને આજે નિવૃત્તિના સમયમાં પણ વસો પોતેજ શ્રી. અમીનસાહેબની કાર્યભૂમિ બન્યું છે. વસો તેમને લીધે આજે પણ વધુ વર્ચસ્ દાખવે છે અને વિશિષ્ટ ગૌરવ અનુભવે છે. વસોના કેળવણીના પ્રયોગો, કારીગરવર્ગો, અને વ્યાયામમંદિરઃ સૌ આ પ્રેરણામૂર્તિના પ્રયત્નોને લીધેજ પ્રગતિમાન લાગે છે

જાહેર સંસ્થાઓમાં ધનસંચય થવા દેવો એ અનેક અનર્થોનું મૂળ છે, તેવો મત મહાત્માજીની માફક શ્રી. મોતીભાઇ પણ ધરાવે છે. એકજ વ્યક્તિની પાસે જો સાર્વજનિક નાણાં પડી રહે તો તેનો દુરુપયોગ થવાનો સંભવ રહે છે, ને તેથી કરીને છેલ્લાં થોડાં વર્ષોથી આવાં નાણાંના હિસાબો છપાવીને જાહેરમાં મૂકવા માટે તેઓ એક વ્યવસ્થિત યોજનાને શ્રમભર્યા પ્રયત્નો વડે પણ વ્યાપક અને સર્વસ્વીકાર્ય બનાવતા રહ્યા છે.

શ્રી. મોતીભાઇ કેળવણીના પ્રશ્નોમાં વર્ષોથી રસ લેતા આવ્યા છે, અને એક કેળવણીકારને શોભે તેવી રીતે તેના કેટલાયે કૂટ પ્રશ્નોનો પોતાની રીતે ઉકેલ શોધી લે છે. કેળવણીની તેમની કલ્પના ગાંધીજીના વિદ્યાપીઠના ચોકઠામાં બરાબર બંધ બેસે તેમ નથી. કેળવણીનું ધ્યેય ધન કરતાં વધુ ઉચ્ચ, અને રાષ્ટ્ર કરતાં વધુ વ્યાપક હોવું જોઇએ, એ સર્વકાલીન સત્ય તેમને પણ માન્ય છે. કેળવણીને વધુ કાર્યસાધક બનાવવા જતાં જો તે મોંઘી થઇ પડે તો તેનો તેમને જરાયે વાંધો નથી. સમાજવાદ ને સામ્યવાદની મોહક ભાવનાઓ તેમને આ સંબંધે ભાગ્યેજ આકર્ષી શકે છે, આધુનિક કેળવણી ગમે તેટલી ખરાબ હોય, પણ વધુ સારી કેળવણીને અભાવે તે લેવી આવશ્યક છે, હુન્નરઉદ્યોગ, સંગીત તથા વ્યાયામને શક્ય હોય તેટલી હદે માધ્યમિક કેળવણીની સંસ્થાઓમાં સ્થાન આપવું, સહકેળવણી એ કાંઇ અનિષ્ટ નથી, અસ્પૃશ્યતાનેજ કારણે કોઇ મનુષ્ય ઉચ્ચ કેળવણીથી વંચિત રહેવા ન જોઇએ. આવાં કેટલાંયે દૃઢ મંતવ્યો આજે બેધડક તેઓ જાહેરમાં મૂકે છે. પણ સૌથી વધુ મહત્ત્વનો અને હાલ પણ ખૂબ ચર્ચાસ્પદ બનતો મુદ્દો તો વિદ્યાર્થીઓની શારીરિક શિક્ષાનો છે. નઠોર કે તોફાની બેદરકાર ને રખડેલ વિદ્યાર્થીઓને પણ શારીરિક શિક્ષા તો નજ કરવી એવી તેમની દૃઢ માન્યતા છે, ને આ માન્યતાને તેઓ વસોની કેળવણીસંસ્થાઓમાં આગ્રહથી અમલમાં મૂકાવે છે. એવા તોફાની કે રખડેલ વિદ્યાર્થીઓને માનસશાસ્ત્રની રીતે શિક્ષકે પ્રેમથી જીતવા, તેમનું મિત્રમંડળ જાણવું, તેમના ઘરના વાતાવરણથી પરિચિત થવું, તેમનાં માબાપનો સહકાર મેળવવો: આ બધાંય તેમને સુધારવાના ઉપાયો છે. છતાંય જો તે ના સુધરે તો તેવા વિદ્યાર્થીને શાળામાંથી છૂટા કરવો;

પણ તેને શિક્ષા તો ન જ કરવી. આવા એક જ બાળક પાછળ શિક્ષકની ધીરજ અને બુદ્ધિ ખૂટી જાય ત્યાં સુધીના અંતિમ અખતરો કરવા તે જાહેર સંસ્થાઓને અતિ ખર્ચાળ થઇ પડે ને અન્ય વિદ્યાર્થીઓને અહિતકર્તા થઇ પડે. છતાંયે શિક્ષક તે પણ મનુષ્ય છે, અને મનુષ્ય સહજ ત્રુટિઓને વશ થાય છે, એ સત્ય તેમની જાણ બહાર નથી. ક્વચિત્ ક્રોધના આવેશમાં તે સંયમ વિસરે ને નિર્બળતાને વશ થઇ વિદ્યાર્થીને શિક્ષા કરે એવા વિરલ પ્રસંગોને પણ શ્રી. મોતીભાઇ પોતે કલ્પી શકે છે. મને તેમનો પોતાનોજ અનુભવ જણાવતાં તેમણે કહ્યું કે 'આવા આવેશમાં કોઇ નિર્બળતાની અધન્ય પળે મેં મારા કુટુંબના બાળકને હમણાં તાજેતરમાંજ તમાચ મારી હતી. અને પછી મને ખૂબ પસ્તાવો થયો હતો.' ગમે તેવા પ્રતિકૂળ સંયોગોમાં પણ બાળક ને વિદ્યાર્થીને શિક્ષા ન કરવી તે સિદ્ધાન્તનું પાલન કેટલું કઠિન છે તે તેમને સ્વાનુભવથીજ સમજાયું છે. અને છતાંય તેઓ આ સિદ્ધાન્તને સર્વસ્વીકાર્ય બનાવવા ને પળાવવા પ્રબળ ઇચ્છા ધરાવે છે.

સરકારી નોકર તરીકે શ્રી. મોતીભાઇનું જીવન સ્ફટિક જેવું પારદર્શક અને શરદૃતુના આકાશ જેવું સ્વચ્છ હતું. ખટપટ; પક્ષાપક્ષી કે અંગત અપ્રામાણિક લાભને ક્યાંયે સ્થાનજ ન હોય; અને તેથીજ વડોદરા રાજ્યના ઊંચી પાયરીના અમલદારો, નાયબ દીવાન, દીવાન સાહેબ અને ખુદ મહારાજા સાહેબ સુદ્ધાંના તેઓ પ્રીતિપાત્ર અને વિશ્વાસપાત્ર હતા. સાચી વાતની ફરીઆદ તેઓ હેડ હજુર કાઉન્સિલના વરિષ્ઠ અધિકારીઓ સુધી પહોંચાડી શકતા ને કેળવણીના ક્ષેત્રમાં રાજ્યની ખામીઓ પણ પ્રકાશમાં લાવતા. પ્રજાનું હિત સાધવામાં રાજ્યનાં શાસનોની આંટીઘુંટીથી ન ડરતાં સરળ માર્ગે કામ કરતા, ને મહારાજા સાહેબનો સ્તુત્ય ઉદ્દેશ પાર પાડતા. ઉદાહરણથી આ વક્તવ્યને હું જરા સ્ફુટ કરી લઉં:

એક ગામડાની એ. વી. સ્કૂલની એપ્રિલના પૂર્વાર્ધ સુધી પણ વાર્ષિક પરીક્ષા થઇ ન હતી. પાસેના શહેરની હાઇસ્કૂલમાં નવે વર્ષે નવા વર્ગો શરૂ થઇ ગયા હતા. એ. વી. સ્કૂલના વિદ્યાર્થીઓનું હિત આમ રાજ્યના કેળવણી ખાતાની મંદગતિને લીધે સરકારી પરીક્ષકને અભાવે જોખમાતું હતું. પુસ્તકાલયના નિરીક્ષણ માટે આવેલા અમીન સાહેબથી આ કેમ સાંખ્યું જાય? તેઓ રીતસર જો લખાણ કરે તો ગમે તેટલી ઉતાવળ કરવા છતાં કેટલોયે વિલંબ થઇ જાય! વેકેશન ગાળવા વતનમાં આવેલા ગામનાંજ એક પદવીધારી યુવકને—આ લેખકને તેમણે આ અંગ્રેજી શાળાની (એ. વી. સ્કૂલની) વાર્ષિક પરીક્ષા લેવા જણાવ્યું ને કહ્યું કે, 'હું જાતેજ આ સંબંધે મે.

વિદ્યાધિકારી સાહેબ સાથે ગોઠવણ કરી લેઇશ ને તમારી લીધેલી પરીક્ષાને સરકારી કેળવણી ખાતાની સંમતિ અપાવીશ.' અને બધું થયું પણ તેમ જ. સ્વાર્થ વિનાની સારી વાત રજુ કરતાં શ્રી. અમીન મોટામાં મોટા અધિકારી આગળ પણ નિડર અને નિખાલસ બને છે.

આમ આખુંયે જીવન શ્રી. મોતીભાઇએ રાજસેવામાં અને લોકસેવામાં જ વ્યતીત કર્યું છે. શ્રમભર્યું, સમાધાનપ્રિય અને સેવાપરાયણ જીવન ગાળી તેઓ રાજા અને પ્રજા ઉભયના માનીતા અને માનનીય બન્યા છે. નોકરી અને કુટુંબજીવનની અનેક વિટંબણાઓ વચ્ચે તેમણે સેવાવ્રત ચાલુ રાખ્યું છે, ને ઉત્તમ પુસ્તકોને સતત સાન્નિધ્ય સેવતા મિત્રોનું સ્થાન આપ્યું છે. અસહકારને પ્રસંગે આ ચરોતરી પાટીદાર પાસેથી ખેસ, પાઘડી અને પાટલી છીનવી લેઇ હમેશાં તેમને ટોપી પહેરતા અને ધોતીઆનો કચ્છ મારતા કર્યા છે. આ નવો પોષાક તેમના જેવા કટિબદ્ધ કાર્યકર્તાને અને સદાસજ્જ સ્વયંસેવકને અધિક શોભા આપે છે. વૃદ્ધાવસ્થામાંયે તેથી તેમની કાર્યવેલી વધુ પાંગરીને અને પ્રફુલ્લીને અધિક પરિમળ પ્રસરાવે છે.

નાનકડું ચરોતર, ને તેથીયે નાનું વસો ગામ તેમની માનિતી કર્મભૂમિ છે. કાર્યની મર્યાદા આંકીને તેઓ કેળવણી ને પુસ્તકાલયો ઉપરાંત ખેતીવાડી અને સહકારી મંડળીઓમાં પણ રસ લે છે. ગ્રામજીવનની વિવિધ જરૂરીઆતને પહોંચી વળવા તેઓ તનતોડ પ્રયત્નો કરે છે. ગામડાંની સામાજિક બદીઓ દૂર કરવાનો તેઓ બોધ આપે છે, પ્રેતભોજન અને ખર્ચાળ લગ્નપ્રસંગોને નિશ્ચયપૂર્વક નિંદે છે, કેળવણીને ઉત્તેજે છે, ખેતીવાડીનાં મહામૂલ્ય આંકે છે, વેઠને વખોડે છે ને અમલદારશાહીને ઉવેખે છે. ગ્રામજનોનાં તન મન અને ધન સંબંધે સર્વદેશીય અભ્યુદય વાંછતા આ મૂગા કાર્યકર્તા અનુક્રમે ગામડાંનાં વ્યાયામમંદિરો અને ઓષધાલયો, તેમની કેળવણીસંસ્થાઓ અને પુસ્તકાલયો તથા તેમની ધર્માદા સંસ્થાઓ અને સહકારી મંડળીઓ માટે અહર્નિશ જાગ્રત રહેતા, ઉત્સાહી યુવક સમા આજે પણ સારાયે ચરોતરમાં વિચરવાની હોંશ ધરાવે છે. 'ગ્રામલક્ષ્મી'ના અશ્વિનની માફક તેમને હૈયે ગામડે ગામડે ગ્રામલક્ષ્મી પધરાવવાના કોડ છે. પ્રખર સેવાભાવના, ચોક્કસ વિચારસરણી અને અગમ્ય ઉત્સાહનો ત્રિવેણીસંગમ તેમને અગ્રગણ્ય લોકસેવકની લાયકાત આપે છે. અને ચરોતર તેથી ખરેખરું—ભાષાશાસ્ત્રના કોવિદો ગમે તે કહે—ચારૂતર બને છે. મહી અને વાત્રક નદી વચ્ચેનો આ પ્રદેશ તેના સંતસાધુઓથી ઉજળો છે, તેના સંસ્કારવાંછુ સજ્જનોથી સોહામણો છે, ને તેના પ્રગતિપ્રિય કાર્યકર્તાઓથી કીર્તિવંતો છે.

રાજસેવક અને લોકસેવક બનતા અમીન સાહેબના સ્વભાવનાં સંવાદી તત્ત્વોની વારંવાર તે શી સ્તુતિ કરવી? રાષ્ટ્રીય જાગૃતિના આ જમાનામાં રાજસેવકો જોતજોતામાં લોકોમાં અપ્રિય થઇ પડે છે; ને પ્રજાના સેવકો ક્ષણવારમાં જ સરકારની આંખમાં કણાની માફક ખૂંચે છે. આવા વિસંવાદના યુગમાં શ્રી. મોતીભાઇ રાજ્યમાન્ય ને લોકમાન્ય થયા; અને શ્રી.મહારાજા સાહેબના કૃપાપાત્ર થવા છતાં ચરોતરી પ્રજાના અગ્રગણ્ય સેવક બન્યા, એ કાંઇ ઓછું શોભાસ્પદ નથી, ત્યારે नृपतिजनपदानां दुर्लभः कार्यकर्ता (રાજા અને પ્રજા ઉભયના હિતસાધક કાર્યકર્તાઓ તો બહુ વિરલ હોય છે), એ પંક્તિનું સહેજે આપણને સ્મરણ થાય છે.

છતાં અંતમાં, બે અરુચિકર બોલ પણ લખવા પડે છે. ગુજરાતમાં જે કોઇ થોડી વ્યવસ્થિત રીતે લોકહિત સાધતી સસ્થાઓ છે, તેમાંથી કોઇ પણ સંસ્થા શ્રી. મોતીભાઇ જેવા અનુભવી લોકસેવક ને કાબેલ કેળવણીકારને અપનાવી લેવા, ને તેમની શક્તિઓને લોકહિત માટે વધુ વ્યાપક બનાવવા શું તૈયાર નથી? પુસ્તકાલયપ્રવૃત્તિ પાછળ આખું જીવન ન્યોછાવર કરનાર આ કાર્યકર્તાની શક્તિઓનો સમગ્ર ગુજરાતની પુસ્તકાલયપ્રવૃત્તિ માટે કેમ લાભ નથી લેવાતો? કે ગુજરાત તેના સાચા સેવક તરફ નગુણાપણું દાખવે છે? વિશેષમાં, કેળવણી, છાત્રાલય, ગ્રામોદ્ધાર વગેરે કેટલાં યે ક્ષેત્રોમાં અમીન સાહેબનો કીમતી ને અનુભવપૂર્ણ સાથ મેળવી શકાય, કે પછી અમુક પક્ષ કે પંથ, કે સંપ્રદાયની મહોર ન મળવાને કારણે આ લોકસેવકની શક્તિઓનો ઉત્કૃષ્ટ ઉપયોગ નથી થવાનો? ગુજરાત હજુયે જો ચેતે ને શ્રી. અમીનને કોઇ રુચિકર સાર્વજનિક સેવાકાર્ય સોંપે, તો તેને ઘણો લાભ થાય તેમ છે. જીવનભર લોકમાનસને પરખનાર અને જનતાની જરૂરીઆતો પિછાણનાર આ કાર્યકર્તાની શક્તિઓ શું મર્યાદિત પ્રદેશમાં જ પુરાઇ રહેશે?

અને અમીન સાહેબનેય શું કહેવું? નવોઢા જેટલી શરમ સેવતા તેઓ સાઠ સાઠ વર્ષે પણ—જીવનની સંધ્યાને સમયે પણ—સંકોચ અને શરમ તજતા નથી, અને પેટલાદના, ચરોતરના કે વડોદરા રાજ્યના સીમાડાઓ વટાવી સમગ્ર ગુજરાતની નજરે નથી ચઢતા. આટલી ઉમરે હવે વતનવહાલની સાંકડી મર્યાદાઓને શિથિલ કરી સારાયે ગુજરાતને તેમના અનુભવનો અને જ્ઞાનનો લાભ શાને ન આપે? કે પછી શ્રી. મોતીભાઇનું લાક્ષણિક માનસ જ આવી વિશાળ અને વ્યાપક સેવાઓને તથા જાહેર નેતાગીરીને અનુકૂળ નથી? ગમે તેમ હોય, પણ આજ સુધી તેમણે જે કાંઇ સંગીન સેવા કરી છે, તેટલાથીયે તેઓ આપણા બહુમાનના અને પ્રશંસના અધિકારી બને છે.

આ રીતે વિવિધ પ્રદેશમાં સેવાની જ્યોત જ્વલંત રાખવા છતાં શ્રી.

મોતીભાઇ મુખ્યત્વે તો કેળવણીકારજ છે, એમ આજે તેમના નિવૃત્તિકાળના જાહેર કાર્ય ઉપરથી જણાઇ આવે છે. 'શિક્ષણસંસ્થાઓ ભાગ ૧લો'ની તેમણે લખેલી પ્રસ્તાવના પણ પુરવાર કરે છે કે કેળવણીનું કાર્ય તેમને અતિપ્રિય છે. કેળવણી તે તેમનું હૃદય છે, પુસ્તકાલયપ્રવૃત્તિ તે તેમના સમગ્ર વ્યક્તિત્વમાં વ્યાપી રહેલો પ્રાણ છે, અને ઇતર પ્રવૃત્તિઓ તે તેમની ત્વચા સમાન છે. આવા અનુભવી કેળવણીકાર સમર્થ ગ્રંથપાલ 'સાહિત્યને ઓવારેથી' નીરખનારની નજરમાં ન આવે તે બનેજ કેમ? આ રીતે પણ તેમણે દેવી માનસીનીજ સેવા કરી છે. સરસ્વતી કાંઇ પ્રત્યક્ષ કે પ્રગટ આરાધનાથીજ પ્રસન્ન થાય છે તેમ નથી. પહેલાં કહ્યું છે તેમ શ્રી. મોતીભાઇ જેવા સરસ્વતીમંદિરના પગથીઆ ઉપર ઊભા રહેનાર મૂગા દ્વારરક્ષક પણ અન્ય કોઇ જેટલીજ ગુપ્ત રીતે કીમતી સેવા કરે છે. દ્વારપાળ તરીકે પણ તેમણે એકનિષ્ઠાથી પોતાનું કાર્ય બજાવ્યું છે. આંગ્લકવિ મિલ્ટન તો કહે છે કે "પોતાના કર્તવ્યની રાહ જોતા ઊભા રહેનાર નોકર પણ માલીકની સેવાજ બજાવે છે' ('They also serve who only stand and wait'): તો પછી અમીન સાહેબ જેવા ચકોર ને કાર્યપરાયણ દ્વારપાળ શાને સરસ્વતીના સેવક ન ગણાય? શિક્ષણના મધ્યબિંદુમાં તેમની પુસ્તકાલયસેવા પણ અંતર્ગત થઇ જાય છે, અને એ મધ્યબિંદુમાંથીજ ત્રિજ્યા સમી તેમની ઇતર જાહેર પ્રવૃત્તિઓ ઉદ્ભવી છે. આમ ભાવનાએ અને કાર્યે, વિચારથી અને વાણીથી, શ્રી. મોતીભાઇ મુખ્યત્વે તો સરસ્વતીનાજ સેવક છે, અને તેનેજ આરાધવા મથે છે. તો પછી સાહિત્યનાં ઊંડા જળમાં ભલે તે વિહરતા ન હોય, પણ તેના સામા કિનારા ઉપર ઊભા રહીને સૌ સાહિત્યપ્રિય સજ્જનોનું અને સરસ્વતીભક્તોનું તેઓ બેશક ધ્યાન ખેંચી રહ્યા છે.

અંતમાં, અમીન સાહેબની સેવાઓ સમગ્ર ગુજરાતમાં વિસ્તરે અને પ્રજાનો સર્વદેશીય અભ્યુદય સાધવામાં કીમતી ફાળો આપે એમ આપણે ઇચ્છીએ. શ્રુતિએ પાઠવેલા 'શરદઃ શતમ્' આયુષ્યના આશીર્વાદ ભોગવતા અને સુંદર સ્વાસ્થ્ય માણતાં તેઓ આપણી વચ્ચે દીર્ઘકાળ સેવાપરાયણ અને કર્તવ્યપ્રવૃત્ત રહે, તેજ તેમના અપરાધી બનેલા આ લેખકની નમ્ર વિભુવિનંતિ છે. ચિરાયુ રહો ચરોતરના આ માનનીય મોતીભાઇ સાહેબ, ને અમર રહો તેમની જ્વલંત સેવાભાવનાઓ. પુનઃ ઉચ્ચારીએ કે સમગ્ર ગુજરાત તેમનો લાભ લે અને તેમની સેવાથી એક પગથીઉં ઊંચે ચઢે!

**પ્રો. શંકરલાલ ગંગાશંકર શાસ્ત્રી,**
એમ. એ., એલએલ. બી.

## સ્ત્રીઓના ચાલુ ઉદ્યોગો

જે જે ઉદ્યોગોમાં ભાગ લેઈને સ્ત્રીઓ આજે ઓછી વધુ કમાણી કરી સ્વાવલંબનનો માર્ગ લેઇ રહી છે, કિંવા કુટુંબની કમાણીમાં વધારો કરી રહી છે, તે ઉદ્યોગોનું સૂચન કરે એવું ઘણું તત્ત્વ ગાંધીસપ્તાહમાં જ્યોતિસંઘે ગોઠવેલા સ્ત્રીઉદ્યોગના પ્રદર્શનમાં સમાએલું હતું. તેમાં સ્ત્રીઓના ઉદ્યોગોના ફોટોગ્રાફો ઉપરાંત કેટલા કલાકના ઉદ્યોગથી રોજિંદી કે માસિક કેટલી કમાણી થઈ શકે તેના આંકડા આપવામાં આવ્યા હતા, અને તેમાં શ્રમજીવી તેમજ બુદ્ધિજીવી સ્ત્રીઓનાં ઉદ્યોગોનો પણ સમાવેશ થતો હતો. આમાંથી જરૂરપૂરતી તારવણી કરીને નીચે આપવામાં આવી છે, જે ઉદ્યમ શોધતી સ્ત્રીઓને માર્ગ-દર્શક થઇ પડવા સંભવ છે. આ નોંધ વર્ગીકૃત કરી નથી પણ પ્રકીર્ણ રીતે ઉતારી છે:

૧. હોસ્પીટલમાં નર્સો, પગાર રૂ. ૩૦થી ૩૫ માસિક.

૨. પાપડ (ખાંડવા-વણવાના) ભાવ શેર ૦-૧-૯; પાંચ કલાકમાં ચાર શેરે ૭ આના.

૩. દોરડાં વણવાં; ઝડપ-એક દોરડું બે દિવસમાં અને રોજી માત્ર ૩ પાઇ!

૪. ટેલીગ્રાફ-ટેલીફોન; આઠ કલાકની નોકરીમાં માસિક પગાર રૂ. ૪૦થી ૧૦૦.

૫. કાંસકીઓ વેચવી. રોજી માત્ર ૧થી ૧॥ આનો.

૬. ચણાની સેવ બનાવવી; પાંચ કલાકે ૨૦ શેર, મજુરી શેરે ૬ પાઇ.

૭. ગુજરાતી ટાઇપિંગ; કલાકે ત્રણથી ચાર આના; દર પાને ૧॥ આનો, ત્રણ કલાકે રૂ. ૧ા.

૮. વાઘરણો દાતણ વેચતાં મહેજે ૬-૮ આના મેળવે છે.

૯. બિસ્કીટ, ૬ કલાકે ૫ શેર, મજુરી ૬ આના; સારેવડાં, ૫ કલાકે ૫ શેર, મજુરી ૫ આના.

૧૦. ઘાંચણનું કુટુંબ રોજનો દોઢ રૂપિયો પાડે છે.

૧૧. ભરત કામ; સારી ઝડપે ૬ કલાકમાં કમાણી ૧ રૂપિયો; તેમાં ૫૦ થેલી અથવા ૧૦ ટેબલ કલોથ અથવા ૬ પડદા; સામાન્ય ઝડપે બે કલાકમાં ૧૨ થેલી અથવા બે ટેબલ કલોથ. તેમાં ૬ આના કમાણી. ૧ પડદાના ૪ આના.

૧૨. દળવાનું; શેર ૧ પૈસો. ૬ કલાકે ૧૦થી ૧૫ શેર.

૧૩. સાંકળાંને પહેલ પાડવાનું; દર ૧ રૂપિયાનાં ૧૬ નંગ, રોજના આઠ નંગે આઠ આના કમાણી. અંગૂઠિયાં દર ૧ રૂપિયે ૪ જોડ, રોજની બે જોડ, કમાણી ૮ આના.

૧૪. ચાંદી કામ; ઘુઘરીનું પતરૂં ખોલવાનું, દર ૧ તોલે ૧ પૈસો. એક તોલામાંથી ૧૦૦થી ૧૨૫ પતરી થાય. રોજ ૩૨ તોલે ૮ આના કમાણી.

૧૫. શિક્ષિકા; વ. ફા. પાસ, માસિક રૂા. ૧૫થી ૨૫; ટ્રે. કોલેજનું બીજું વર્ષ, રૂા. ૩૦થી ૫૦; ત્રીજું વર્ષ, રૂા. ૩૫થી ૬૫; ચોથું વર્ષ, રૂા. ૪૦થી ૮૦ માસિક.

૧૬. મસાલા; કલાકે ૫થી ૭ શેર, શેરે ૧ આનો.

૧૭. કસબના તાર બનાવવાનું, માસિક રૂા. ૧૦થી ૧૫.

૧૮. ઉપસેલું ભરત (મશીનથી), મજૂરી પાંચ વારે ૧૦ આના.

૧૯. ઘી વેચનાર સ્ત્રીઓ ૧ રૂપિયાનું ઘી વેચી નવટાંક ઘી મેળવી શકે છે.

૨૦. વાણાના ફાળકા બનાવવા; કમાણી માસિક રૂા. ૧૦થી ૧૫.

૨૧. અંગ્રેજી જાણનાર શિક્ષિકાઓ; મેટ્રીક પાસ, માસિક પગાર રૂા. ૩૫થી ૬૫; કોલેજ પ્રથમ વર્ષ અને બીજું વર્ષ, રૂા. ૪૦થી ૮૦; ગ્રેજ્યુએટ, રૂા. ૬૫થી ૧૦૦.

૨૨. ધાર ઉતારવાની મજૂરી, કાતર કે ચપ્પુના ૨ પૈસા.

૨૩. ગરમીમાં રસ્તો ટીપતાં ૮ કલાકે ૬થી ૭ આના.

૨૪. સાલ્લાની કિનાર મૂકવી; સાડીએ ૮ આના, સાલ્લાએ ૩ આના.

૨૫. માસિક રૂપિયા ૧૦થી ૧૨ની આવક નિશાળમાં પાણી પાનાર બાઇઓની હોય છે.

૨૬. શીવણકામ; ૬ કલાકે ૧૦થી ૧૨ થેલી; એક થેલી દાંડીવાળીનો ૧ આનો, દાંડી વિનાનીનો અર્ધો આનો; માસિક કમાણી રૂા. ૨૦થી ૩૦.

૨૭. ભરતકામ; થેલી, રૂમાલ, પર્સ, ટેબલ કલોથ, નેપકીન, ગલેફ વગેરે, મજૂરી રોજ ૨થી ૪ આના; રેશમથી ભરવાનું વારે ૮ આનાથી ૧ રૂપિયો.

૨૮. કુંભારણ ઇંટો પાડવાની મજૂરી વડે કુટુંબની કમાણીમાં રૂા. ૧૦થી ૧૫ વધારે છે.

૨૯. ચામડા ઉપર સુંદર કામ કરીને સ્ત્રીઓ રોજ ૧ રૂપિયો મેળવી શકે છે.

૩૦. કાગળની કોથળીઓ વાળવી; ૧ કલાકમાં ૧ શેર, ૫૦ નંગ, મજૂરી ૧ પૈસો.

૩૧. વાસણને કલાઇ કરવાથી રોજ ૧૨ આનાથી ૧ રૂપિયો મેળવી શકાય.

૩૨. સ્ત્રીઓ સેલ્સમેન તરીકે માસિક રૂા. ૧૦થી ૧૫ મેળવે છે.

૩૩. એક રૂપિયામાં ૧૦ ખમીસ કે ૧૨ બ્લાઉઝ મારવાડી બેનો શીવે છે.

૩૪. અગરબત્તી; (વાંસની નહિ) ૫ કલાકમાં ૩ શેર, કમાણી ૩ આના.

૩૫. ભુંજવાનું; સોપારી, ચણા, અને મગફળીનો ૧ શેરે ૧ પૈસો.

૩૬. બાંધણીમાં રોકાએલી સ્ત્રી રોજ ૬થી ૭ કલાકમાં ૬થી ૭ આના મેળવે છે.

૩૭. ફીતખાજ વણનારી બાઇઓ દશથી પંદર રૂપિયા મહિને પેદા કરે છે.

૩૮. ધાણું કૂટવાનું, રોજ ૬થી ૭ આના.

૩૯. ઉપણવાનું, પાંચ મણે દોઢ શેર અનાજ.

૪૦. ઘરકામ, સવાર સાંજ બે કલાક વાસણ માંજીને માસિક ૨ રૂપિયા.

૪૧. ચાંદીકામ; નાંકાં કડી વાળવાના દર ૧ તોલે ૧ પૈસો (તોલામાંથી ૧૦૦ પતરાં), રોજ ૨૦ તોલે કમાણી ૫ આના.

૪૨. નાકાં ગૂંથવાનું; નવસેરાં ૨૦ નાકાંમાંથી ૩થી ૪ પૈસા, ઝડપ ૪–૫ કલાકે ૨૦ નોકાં.

૪૩. ભંગી બાઇઓ રસ્તા વાળીને રોજ ૬થી ૮ આના કમાય છે.

૪૪. ભાગા આંકડાની અને ખજુરીની સેરો ભાંગવાની મજૂરી દર તોલે ૬ પાઇ લેખે ૮થી ૧૪ રૂપિયા મહિને પેદા થાય. બટન પોલીશ કરવાની મજૂરી તોલે ૪થી ૬ આના.

૪૫. સોનાની માળામાં ગંઠણ પરોવવામાં રોજ ૪થી ૫ કલાકે ૪ આના; સોનાની મોહનમાળાના તથા મગમાળાના મણકા બનાવવામાં એક તોલે એક રૂપિયો; તેમાં સ્ત્રીની મજૂરી ૪થી ૬ આના.

૪૬. શીવણ, ભરત, ગૂંથણ, શીખવતાં માસિક પગારનું ધોરણ રૂા. ૧૫થી ૨૧; ઉચ્ચ શ્રેણીનું શીખવતાં રૂા. ૩૦થી ૫૦.

૪૭. ટયુશન; ૧ કલાક, ગુજરાતી માસિક રૂા. ૫થી ૧૦, મેટ્રીક રૂા. ૧૫, ગ્રેજ્યુએટ રૂા. ૨૦થી ૨૫.

૪૮. મકાન બાંધવાની મજુરીમાં ૮થી ૧૦ કલાકના ૬થી ૭ આના.

૪૯. બીડીઓ વાળવી; હજારના ૭ આના, કલાકે ૧૫૦.

૫૦. લારી ખેંચવી; સવારથી સાંજ સુધી ૧૧ આનાથી ૧ રૂપિયો.

૫૧. ગંજીફાકના કારખાનામાં મહિનામાં ૨૬ દિવસનું કામ કરતાં માસિક રૂા. ૧૫.

૫૨. મઠિયાં; દર શેરે ૯ પાઇ, કલાકે ૪થી ૫ શેર, રોજિંદી આવક ૩થી ૪ આના.

૫૩. બે બેનો દાણા ભરડે તો એક ગુણે ૫ આના, મણે ૧ આનો.

૫૪. ૭ આંટીએ ૧ રૂા. લેખે તાણા ઉકેલતાં રોજ ૧૦થી ૧૨ આના.

૫૫. કલાકે ૧૦૦ કાગળની ઝડપે કાગળની ગડીઓ વાળતાં ૮ કલાકમાં ૬ આના. તા. ૨૫ : ૧૦ : ૩૬, 'પ્રજાબંધુ'

## નડિયાદ વિઠ્ઠલ કન્યાવિદ્યાલય

### તેને અંગે સ્વર્ગસ્થ મનસુખલાલ છગનલાલ હિંદુ કન્યાછાત્રાલય'ની ઉદ્‌ઘાટનક્રિયા

ગઇ શરત્પૂર્ણિમાને મંગળદિને દેશપ્રસિદ્ધ શેઠ જમનાલાલ બજાજને હસ્તે ઉપરના છાત્રાલયની ઉદ્‌ઘાટનક્રિયા થઇ હતી. તે પ્રસંગે મહાત્માજી, સરહદના ગાંધી ખાન અબ્દુલ ગફારખાન, સરદારશ્રી વલ્લભભાઇ, શ્રી. કસ્તુરબા, શ્રી. ભૂલાભાઇ દેસાઇ, શ્રી. મહાદેવ દેસાઇ, શ્રી. મોરારજી દેસાઇ, વગેરે દેશનેતાઓ પધાર્યા હતા. આ પ્રસંગે વિદ્યાલયને આંગણે એક ભવ્ય મંડપ ઊભો કરવામાં આવ્યો હતો અને તેને ધ્વજાપતાકાથી અને સુંદર સૂત્રોથી સરસ શણગારવામાં આવ્યો હતો.

'ઠાકુર તમ શરણાઇ આયો' એ વિદ્યાર્થિનીઓની ભાવભરી કોમળ પ્રાર્થનાથી કાર્યનો આરંભ થયો હતો. વિદ્યાલયના મંત્રી શ્રી. રાવજીભાઇએ બહારગામથી સહાનુભૂતિના આવેલા સંદેશાઓ અને છાત્રાલયનું નિવેદન વાંચી સંભળાવ્યા પછી, ઉદ્‌ઘાટન ક્રિયા માટે શેઠશ્રી જમનાલાલજીને વિનંતી કરતાં કન્યાકેળવણી મંડળના પ્રમુખ શ્રી. દાદુભાઇ દેસાઇએ જણાવ્યું કે "પૂ. મહાત્માજી, શેઠ શ્રી. જમનાલાલજી, ખાન સાહેબ અબ્દુલ ગફારખાન, સરદારશ્રી વલ્લભભાઇ અને ટ્રસ્ટીઓએ અહીં આ પ્રસંગે પધારી અમને ઘણા ઋણી કર્યા છે. અમે આપનો ઉપકાર ભૂલીએ તેમ નથી. મહાત્માજી જ્યારે વર્ધા ગયા ત્યારે અમે માનેલું કે તેઓ ત્યાંજ બીરાજશે અને અમને તેમનો લાભ નહિ મળે. પરંતુ તેઓશ્રી આવે પ્રસંગે નાદુરસ્ત તબિયત છતાં પધાર્યા છે તે અમારા ઉપર તેમણે બહુ જ મોટો ઉપકાર કર્યો છે.

"મંત્રીએ સંસ્થાના ઉદ્દેશો કહી સંભળાવ્યા છે, તેથી માલુમ પડશે કે બીજી વિદ્યાપીઠોની કેળવણી કરતાં અહીં જુદા જ પ્રકારની કેળવણી અપાય છે. હું મગરૂરી નથી લેતો, છતાં કહું છું કે ગુજરાતના ગૃહસ્થાશ્રમને શોભાવે એવી રીતે કન્યાઓને અહીં કેળવણી આપવાનો અમારો પ્રયાસ છે. શેઠ શ્રી. જમનાલાલજી, આપને વિનંતી કરૂં છું કે આપ ઉદ્‌ઘાટન ક્રિયા કરવા પધારો."

શેઠશ્રી જમનાલાલ બજાજે છાત્રાલયની ઉદ્‌ઘાટનક્રિયા કરીને કહ્યું:

"શ્રી દાદુભાઇ, મહાત્માજી, ઔર અન્ય ભાઇયેં ઔર બહિનેં, 'સ્વર્ગસ્થ મનસુખલાલ છગનલાલ હિંદુ કન્યાછાત્રાલય'કા ઉદ્‌ઘાટન આપકી આજ્ઞાસે કિયા ગયા હૈ. ઇસ સંસ્થાકે બારેમેં મૈં અધિક કહું ઐસી આશા આપ નહિ રખેંગે

ઇસ સંસ્થા સ્વ. વિઠ્ઠલભાઇકે સ્મારકમેં હુઇ હૈ. ઉસકી નીવ મહાત્માજીકે હાથસે હુઇ હૈ. જહાં તક મૈં સમજતા હું વહાં તક ઉસકે સંચાલક લોગ યે ખ્યાલ રખકર કામ કરેંગે.

"મુઝે શરૂમેં ભ્રમ હુઆ થા કી ઐસા લંબા ચૌડા નામ ક્યોં રકખા ગયા હૈ, ઔર ઉસમેં 'હિંદુ' શબ્દ ક્યોં રકખા હૈ. મગર મૈને સોચ લિયા કિ જીસ ટ્રષ્ટસે ઇસ પૈસા મીલા હૈ ઉન્મેં ઐસી શરત હૈ કે યે ધનકા ઉપયોગ હિંદુ સંસ્થાઓંકે લિયે હિ કરના. ઇસસેં યે શબ્દ બદલાના અસંભવ હૈ. શેઠ મનસુખલાલ સ્વર્ગસ્થ હુઆ હૈ. ઉનકી ઇચ્છાકે અનુસાર યે શબ્દ રકખા ગયા હૈ, આજ યે જીવિત હોતે તો યે શબ્દ ઇસમેં શાયદ નહિ રકખા જાતા. ઐસા હોને પર ભી છાત્રાલય ઔર કન્યાવિદ્યાલય દોનો અલગ અલગ સંસ્થા હૈ. ઇસ સંસ્થામેં અન્ય ધર્મકી ભી એક બહિન કાર્ય કર રહી હૈં યે સુનકર મુઝે બડા આનંદ હુઆ.

"અગર ઇસ સંસ્થા સ્વ. વિઠ્ઠલભાઇકે સ્મારકમેં રકખી ગઇ હૈ, ઔર જીસકી સેવા સારે ભારતવર્ષમેં હિંદુ, મુસલમાન, ઉચ્ચનીચ સબકો વ્યાપ્ત થી, તબ યે સંસ્થાકા કર્તવ્ય હૈ કિ સંકુચિત ભાવ નહિ રહેગા.

"હિંદુસ્થાનકી કોઇ ભી કોમકે લીયે યે સંસ્થા ખુલી હૈ, ઇસ લિયે મહાત્માજીકા આશીર્વાદ ઉસકો હૈ ઔર અન્ય રાષ્ટ્રસેવક ઇસમેં કાર્ય કરતે હૈ.

"મુઝે ઇસ બાબત જ્યાદા ખુશી હોતી હૈ કી પાટીદાર લોગ અપની લડકિયેં જ્યાદે સંખ્યામેં પઢાનેકે લીયે યહાં ભેજતે હૈ, જો લોગ આજસે દશ વર્ષ પહલે કન્યાકેળવણીકે બારેમેં પીછે થે.

"ગુજરાતકે સબ ભાઇબહિન ઉસમેં મદદ કરેંગે. ઉસમેં અપના સાથ દે કર ઇસ સંસ્થાકો ઐસી બઢાયેંગે કિ જીસસે સારા ભારતકે લોગ ભી ઉસમેં સે પ્રેરણા લેંગે.

"ઐસી સંસ્થામેં બહોત લોગ મદદ કરતે હૈં, ઔર કોઇ લોગ ટીકા ભી કરતે હૈ. મગર જો શુદ્ધ હૈ ઉસકો કીસીકા ડર નહિ હૈ. હમકો માનના ચાહિયે કિ જો કન્યાયેં ઇધર આતી હૈ વો અલગ અલગ કુટુંબસેં અલગ અલગ સંસ્કાર લે કર આતી હૈ. ઇસ લિયે છોટી છોટી ગલતિયાં હો ભી જાય. મગર ઇસકે લિયે સંસ્થા કો દોષ દેના ઔર ઉસકી ટીકા કરના ઠીક નહિ હૈ.

"ઐસી સંસ્થાઓંકી જુમ્મેદારી જ્યાદા રહતી હૈ. ઔર જહાં તક સેવાભાવસેં કામ કરને વાલી શિક્ષિકાઓ ન મીલે યહાં તક ઉસકા કામ બહુત મુશ્કેલ હો જાતા હૈ. આપ લોગોંકો જો શિક્ષિકાયેં મીલી હૈ ઔર મીલેંગી ઇસસે આપ યે સંસ્થાકો આદર્શ બનાઓંગે ઐસી મૈં અપેક્ષા રખતા હું

"મૈં આશા કરતા હું કિ ઇસ સંસ્થા ભારત કી સ્ત્રીયોં કે લિયે એક આદર્શ સંસ્થા બન રહે."

પછી ટ્રસ્ટીઓમાંના એક શ્રી. મંગળદાસ મહેતાએ કહ્યું કે "આજે આ છાત્રાલયના ઉદ્દ્ઘાટનસમયે બે બોલ બોલવાની મને ફરજ પડી છે. સ્વ. શેઠશ્રી સાથે મારે લાંબો પરિચય હતો. તેઓએ ગરીબાઇમાંથી આગળ આવી ધન મેળવ્યું. તેમણે ગરીબાઇ જોઇ હતી, એટલે તેઓ ગરીબોને મદદ કરવામાં આગળ પડતો ભાગ લેતા. તેઓ જાણીતા દેશસેવકોના સેવક હતા અને દેશસેવકોને તેમની જરૂરીઆતોમાં તેઓ મદદ પણ કરતા. ૧૯૩૦માં દાંડીકૂચ વખતે તેઓ બિમાર હોવા છતાં મહાત્માજીનાં દર્શન કરવા દાંડી ગએલા.

"તેમને પત્ની અને પાંચ દીકરીઓ હોવા છતાં તેમની મૂડીમાંનો ⅓ ભાગ તેઓ ધર્માદા માટે આપી ગયા છે.

"નડિયાદ જેવે ગૂજરાતને મધ્યસ્થ સ્થળે અનેક સાક્ષરો પેદા કર્યા છે. ત્યાં કન્યાકેળવણીની આ સંસ્થા આદર્શ બને એવી પ્રભુ પ્રત્યે મારી પ્રાર્થના છે."

મહાત્માજીએ વિદ્યાલયને આશીર્વાદ આપતાં અમૃતવચનો ઉચ્ચાર્યા:

"બેનો, ગરબડ બંધ કરશો તો જ મારૂં ભાષણ સંભળાશે. અહીં આવવાનું સરદાર વલ્લભભાઇ પાસે માંડ કબુલ કર્યું. અહીં મારે આશીર્વાદ આપવા એવું ઠરાવવામાં આવ્યું. મારી હાજરી જ આશીર્વાદ સમાન હતી. બોલવાની જરૂર નહોતી.

"વિદ્યાલયને મારા આશીર્વાદ જ છે. પરંતુ તે આશીર્વાદ શરતી આશીર્વાદ છે. સંસ્થામાં કામ કરતા શિક્ષકો અને બેનો તેમ જ વિદ્યાર્થિનીઓને ઉદ્દેશીને મારે તે કહેવાનું છે. વ્યાકરણના કે એવા બીજા પ્રયોગો જ કરનારા સાચી કેળવણી નથી આપી શકતા. તેમનામાં સ્વાર્થની તો ગંધ પણ હોવી ન જોઇએ. કેળવણીનો અર્થ જ એ છે કે જે વિદ્યાર્થિનીઓ એ કેળવણી લે તેમનું ચારિત્ર વધે તેમ થવું જોઇએ, વિદ્યાર્થિનીઓમાં રહેલા ગુણોનું દર્શન લોકો કરે એમ થવું જોઇએ. ગુણ બધામાં છે, કારણકે ગુણ આત્મા સાથે જોડાએલો છે. પણ તે પ્રકાશમાં આણવાનું કેળવણીનું કાર્ય છે. અંગ્રેજીમાં પણ કેળવણી શબ્દનો અર્થ એ છે કે અંદર ભર્યું છે તેને બહાર લાવવું.

"પુસ્તકો વાંચી તૈયાર થએલો કે અનેક ભાષાઓ શીખવી શકે એવો જ શિક્ષક કામનો નથી. ખરો શિક્ષક તો તે કે જે પોતાના શિષ્યોના આત્મામાં રહેલાં ગુણોને ખેંચી કાઢી શકે. અને જેનામાં પોતાનામાં ગુણ હશે તે જ એ ગુણોને ખેંચી શકશે. શિક્ષક પોતાને પરિપૂર્ણ માને તે કંઇ ઉજાળશે નહિ. શીખવતાં

શીખવતાં પોતે પણ શીખ્યે જાય તેજ સાચો શિક્ષક. મને હમણાં હમણાં ખૂબ કડવા અનુભવો થઇ રહ્યા છે, માટેજ હું શરતી આશીર્વાદ આપી રહ્યો છું.

"કોઇના હૃદયમાં જો મારૂં કહેવું ઊતરે તો ઠીક છે, નહિતર હું શું કરૂં?"

ત્યાર બાદ મહાત્માજી, શેઠશ્રી જમનાલાલ બજાજ અને બીજા મહેમાનોને સૂતરના હાર અર્પણ થતાં ચારે બાજુથી મહાત્માજીના જયજયકારની પ્રચંડ ઘોષણા લાંબા વખત સુધી ચાલુ રહી હતી.

કન્યાઓના ભાવભર્યા દેશગીતથી સમારંભ સમાપ્ત થયો હતો.

---*---

## દત્તક લેવા બાબત

**હિંદુ લોકોમાં** મરણ પછી મોક્ષ પામવાને પુત્ર હોવાની આવશ્યકતા મનાઇ છે. મરણ પછીની ક્રિયા કરવાને, મરનારને પુત્ર હોય નહિ તો તેનો મોક્ષ થતો નથી એમ મનાય છે અને તેથીજ પુત્રપ્રાપ્તિની ઇચ્છા હિંદુ લોકોમાં તીવ્ર હોય છે.

૨. એક સ્ત્રી જીવતી છતાં પુત્રપ્રાપ્તિ માટે ઘણા લોકો બીજી સ્ત્રી કરે છે. તેમ છતાં પુત્ર થાય નહિ તો હિંદુ ધર્મશાસ્ત્રે પુત્રને દત્તક લેવા ઠરાવ્યું છે. વડોદરા રાજ્યના કાયદા પ્રમાણે:

**દત્તક કોણ લેઇ શકે?**

૩. (૧) જેને પુત્ર ન હોય તે તથા (૨) જે દિવાનો કે બીજી રીતે ભાન વગરનો, ન હોય એવો કોઇ પણ સમજણી ઉમરનો શખ્સ (પુરુષ અગર સ્ત્રી) એકીવખતે ફક્ત એકજ દત્તક પુત્ર લેઇ શકે છે.

૩. સંન્યાસી સિવાયનો કોઇ પણ પુરુષ, પછી તે કુંવારો હોય, રાંડેલો હોય, અગર અનંશ હોય, તોપણ તે દત્તક લેઇ શકે છે.

૫. કોઇ પણ સધવા સ્ત્રી ફક્ત પોતાના પતિને માટેજ, અગર પોતાના પતિની સ્પષ્ટ સંમતિથી દત્તક લેઇ શકે છે. પતિ સંન્યાસી અગર ગાંડો થઇ ગયો હોય તો તેની સંમતિ સિવાય પણ તે દત્તક લેઇ શકે છે.

૬. કોઇ પણ પુત્ર વિનાની વિધવા સ્ત્રી, તેનો ધણી પોતાની હયાતિમાં કુટુંબમાંથી જુદો થએલો હોય અને તેણી મૈયત ધણીની વારસ હોય, તેણીના ધણીએ દત્તક લેવા ના પાડેલી ન હોય તો તે ફક્ત પોતાના પતિ માટે દત્તક પુત્ર લેઇ શકે છે.

૭. જ્યારે કોઇ વિધવા સ્ત્રી પોતાના કુટુંબના ભેગી હોય ત્યારે, તેની

સ્વોપાર્જિત મિલ્કત સિવાયની મિલ્કતની બાબતમાં, તે વિધવાને (૧) પતિની સ્પષ્ટ સંમતિ સિવાય, (૨) પતિએ વિરોધ કર્યો ન હોય તો ભેગા કુટુંબના સહભાગીઓ પૈકી જ્યાદે સંખ્યાની સંમત સિવાય, અથવા (૩) સસરાની, કુટુંબના વડીલની કે કર્તાની સંમતિ સિવાય દત્તક પુત્ર લેવા અધિકાર નથી.

૮. દત્તક લેતા પહેલા અગર દત્તક લેતી વખતે કાયદેસર સંમતિ ન હોય તો પછીથી દત્તક બહાલ રાખવા આપેલી સંમતિ કાયદેસર સંમતિ થતી નથી.

૯. અજ્ઞાન વયની વિધવાને તેના પતિની, સહભાગીઓની અગર સસરાની સંમતિની ખાસ જરૂર છે.

૧૦. દત્તક લેવાની બાબતમાં વિધવાને તેના ધણીની સંમતિ હોય તોપણ વિધવાની મરજી હોય તોજ, અને જ્યારે મરજીમાં આવે ત્યારે, અગર અમુક પુત્રને દત્તક લેવો, વગેરે શરત કરીને અનુમતિ આપવી હોય ત્યારે પતિનો ઉદ્દેશ બરબાદ ન જાય તેટલે દરજ્જે તેવી શરતોને અનુસરીને દત્તક પુત્ર લેવાનો તે વિધવાને અધિકાર છે.

૧૧. મૈયત પતિ પાછળ અનેક સહવિધવાઓ હોય તો વડીલ વિધવાને દત્તક લેવાને અધિકાર છે. પરંતુ પતિએ નાની વિધવાને દત્તક લેવા અધિકાર આપ્યો હોય, વડીલ વિધવાએ નાની વિધવાને દત્તક લેવા બાબતમાં સંમતિ આપી હોય, અગર વડિલ વિધવા કોઇ કારણથી દત્તક લેવા કાયદા પ્રમાણે અયોગ્ય થઇ હોય ત્યારે નાની વિધવા દત્તક લેઇ શકે છે.

૧૨. કોઇ સ્રીને પોતાને માટે દત્તક લેવાનો અધિકાર નથી, માત્ર નાયકાઓ કન્યાને દત્તક લેઇ શકે છે?

## દત્તક કોણ આપી શકે?

૧૩. બાપ જીવતો હોય તો દત્તક આપવાનો અધિકાર તેના બાપને, તથા બાપની સંમતિથી તેની જનક માતાને છે.

૧૪. બાપ મૈયત હોય, પરાગંદા હોય, સંન્યાસી થઇ ગયો હોય, ગાંડો હોય, તો જનકમાતાને પુત્ર દત્તક આપવાનો અધિકાર છે.

૧૫. દત્તક આપવાનો જેને અધિકાર હોય તે અધિકાર તેનાથી બીજા કોઇને સોંપી શકાય નહિ.

## દત્તક કોણ થઇ શકે?

૧૬. દત્તક લેનાર પિતા અને તેની પત્ની એકજ વર્ણનાં હોય, તો કોઇ પણ સવર્ણ સખ્સ, કાયદાની શરતોને પાત્ર રહીને દત્તક લેનાર પિતાનો દત્તક પુત્ર થવાને લાયક છે.

૧૭. દત્તક લેનાર પિતા અને તેની પત્ની જુદા જુદા વર્ણનાં હોય, તો દત્તક લેનાર પિતાના કુટુંબનો કોઇ પણ સખ્સ, કાયદાની બીજી શરતોને પાત્ર રહીને દત્તક પુત્ર થવાને લાયક છે.

૧૮. દત્તક થનાર પુત્ર (૧) કોઇ પણ ઉમરનો હોય, (૨) પરણેલો હોય અગર દીકરાનો બાપ હોય, (૩) જનકપિતાનો મોટો દીકરો હોય, (૪) જનકપિતાનો એકજ દીકરો હોય, તોપણ તે દત્તક થવાને નાલાયક ગણાશે નહિ.

૧૯. કોઇ પણ સખ્સ (૧) પુત્ર તરીકે કરવાની ધર્મક્રિયા માટે અથવા વારસાઇ હક્ક માટે નાલાયક હોય, (૨) પોતે એક વાર દત્તક લેવાએલો હોય, અથવા (૩) માબાપ વિનાનો હોય, તો દત્તક થવા અયોગ્ય ગણાશે.

૨૦. એકજ પુત્રને બે સખ્સો એકીવખતે દત્તક પુત્ર તરીકે લેઇ શકે નહિ. પરંતુ એક ને એક પુત્ર ઉપર તેનો જનકપિતા પોતાનો પિતૃત્વનો હક્ક કાયમ રાખીને સ્પષ્ટ કરાર કરીને તેવો પુત્ર બીજા સખ્સને દત્તક આપે તો તે પુત્ર દ્વયામુષ્યાયણ એટલે જનકપિતા તથા દત્તકપિતા એ બન્નેનો પુત્ર થઇ શકે.

**દત્તક કેવી રીતે લેઈ શકાય ?**

૨૧. દત્તક પુત્ર લેવામાં (૧) પુત્રનું પ્રત્યક્ષ દાન, (૨) પ્રત્યક્ષ પરિગ્રહ (સ્વીકાર), તથા (૩) દત્તવિધાન બાબત લેખ આવશ્યક છે. દત્તવિધાનનો લેખ નોંધેલો હોવો જોઇએ તથા તે ઉપર દત્તક લેનારની તથા દત્તક આપનારની સહી તથા બે સાખ હોવી જોઇએ.

૨૨. સગોત્ર પુત્રને દત્તક લેવામાં તથા શૂદ્ર વર્ણમાં દત્તહોમ આવશ્યક નથી. કોઇને કંઇ ક્રિયા કરવી હોય તો પ્રતિબંધ નથી.

**દત્તક થવાથી આવનારૂં પરિણામ**

૨૩. પુત્ર દત્તક થાય એટલે (૧) જનકપિતાના કુટુંબમાંથી તે કમી થઇ, જનકપિતાના કુટુંબમાંના વારસાઇ, ધર્મક્રિયા, વગેરે તેના સર્વ હક્ક તથા જવાબદારી નષ્ટ થાય છે; (૨) દત્તક લેનારા કુટુંબમાં ઔરસ પુત્ર તરીકે તેને સર્વ હક્ક તથા જવાબદારીઓ પ્રાપ્ત થાય છે; (૩) દત્તવિધાન થતા પહેલાંનાં દત્તક થનારનાં છોકરાં દત્તક થનારના જનકપિતાના કુટુંબનાં ગણાશે; પણ (૪) દત્તવિધાન વખતે દત્તક થનારા સખ્સની પત્ની જો ગર્ભવતી હોય તો દત્તવિધાન પછી જન્મેલું બાળક દત્તક લેનારના કુટુંબનું ગણાશે.

૨૪. દત્તક પુત્ર લીધા પછી દત્તક લેનાર પિતાને એક અગર અનેક ઔરસ પુત્ર પ્રાપ્ત થાય, તો ઔરસ પુત્ર કરતાં દત્તક પુત્રનો દરેક પ્રકારનો વારસાઇ હક્ક કમી ગણાશે અને દરેક ઔરસ પુત્રને જે ભાગ મળે તેનો ¼ ભાગ દત્તક પુત્રને મળશે.

૨૫. દત્તવિધાન થતા પહેલાં (૧) દત્તક લેનાર પિતાએ મિલ્કત સંબંધે બક્ષિસ, વેચાણ, વગેરે કરેલા વ્યવહારોને, મૃત્યુપત્રથી કરેલા અને અમલમાં આવેલા સર્વ વ્યવહારોને, તેમજ (૨) દત્તક લેનાર સ્ત્રીએ મિલ્કત સંબંધે સ્ત્રીના મર્યાદિત અધિકારને અનુસરીને કરેલા કોઇ પણ વ્યવહારને પાછળથી દત્તકપુત્ર લીધાને કારણે કોઇ પણ પ્રકારનો બાધ આવી શકશે નહિ.

૨૬. પરંતુ દત્તક લેનાર સ્ત્રીએ અનધિકારે કોઇ વ્યવહાર કર્યો હોય તો તેટલે દરજ્જે રદ કરાવી લેવા દત્તક પુત્રને હક્ક છે. (૧) વિધવાએ લીધેલો દત્તક પુત્ર ખુદ તે વિધવાનું તથા તેની વિધવા સપત્નીનું, (૨) અવિભક્ત કુટુંબમાં વિધવાએ લીધેલો દત્તક પુત્ર સહભાગીઓનું, અને (૩) બીજા કોઇ પણ વારસની સંમતિથી લીધેલો દત્તક પુત્ર તેની સંમતિ આપનાર શખ્સનું, દત્તક પિતાની મિલ્કત ઉપર નિવિષ્ઠ થએલું સ્વત્વ પોતે લેઇ લે છે.

૨૭. દત્તક પુત્ર નહિ લેવા અગર દત્તક લેવાનું તહકુબ રાખવા બાબતનો કરાર નિરર્થક છે.

૨૮. એકવાર દત્તવિધાન પૂર્ણ અને કાયદેસર થયું હોય તો પછી તે રદ કરી શકાય નહિ અગર તેનો અમલ તહકુબ રાખી શકાય નહિ.

કોઠી નજીક, વડોદરા વકીલ હાથીભાઇ અમથાભાઇ પટેલ

—*—

## દીપોત્સવીનો યુવાનોને સંદેશ

**દીપોત્સવીનો** ઉત્સવ આબાલવૃદ્ધ સૌ કોઇને રાચવાનો અનુપમ અવસર છે. સકળ જનો આંગણે આંગણે દીપમાળાઓ પ્રગટાવી દેવી દીપોત્સવીનું ભાવભીનું સ્વાગત કરે છે. ઊમરે ઊમરે લીંપીગૂંપી સાથિયા પૂરી, આંગણાંને સુશોભિત શણગારી દેવી દીપોત્સવીના આગમનની ખુશાલીમાં બાળકો ફટાકડાનાં ફડાકા કરે છે. દીપોત્સવીનાં કુંકુમવર્ણાં પગલાંનો મધુરો રણકાર રણકે છે ને તેની સાથેજ જાણે હૈયામાં નવું ચેતન રેડાતું હોય તેમ સારોયે જનસમાજ આનંદને હેલાળે ચઢે છે. વર્ષને અન્તે દીપોત્સવીના એ મંગળ દિનોમાં પૃથ્વી ઉપરનાં પામર મનુષ્યો વિશ્રામનો ઊંડો શ્વાસ ખેંચે છે, રસિકોના હૈયામાં ઊર્મિઓની હારમાળા ઊઠે છે. દીપમાળાઓનો પવિત્ર પ્રકાશ આંખોમાં તેજનાં અંજન આંજે છે. વિવિધ પ્રકારના ફટાકડાના સુરાબસુરા અવાજ અકડાઇ ગએલા કાનના પડદાને ચેતનવંતા બનાવે છે. ભિન્નભિન્ન પ્રકારની મિષ્ટ ભોજનસામગ્રીઓ

બાળકોને કિલકિલાટે કરાવે છે. આંગણે પૂરેલા આર્યરત્નના પ્રતીકરૂપ સુશોભિત સાથિયા આર્યગૃહની પવિત્રતાનું ભાન કરાવે છે.

દેવી દીપોત્સવીના આગમનનો શુભ હેતુ આટલેથીજ નથી અટકતો. દીપોત્સવીનાં વહાલ અને મહિમા આપણે ગાઇએ ને વધાવીએ છીએ, પણ આપણને એના દિદાર તરફ ક્ષણભર દૃષ્ટિ ફેંકવાની જરાય નવરાશ નથી. યુગયુગનાં દુઃખોથી સખ્ત બનેલું અને નષ્ટ આશાઓનાં કાળમેરાં વાદળાંથી છવાએલું એનું નિસ્તેજ મુખ છે. ઊંડી ઊંડી વેદનાઓથી ને નિરાશાઓથી એની ઊંડી ઊંડી આંખો કોતરાઇ જતી હોય એમ લાગે છે. એકદમ દોડી જઇ એનાં છૈયાંને છાતીસરસાં ચાંપવાનો એના પગમાં થનગનાટ નથી જણાતો. કોઇ 'દૈત્યે' (ક્રૂર સમાજે?) એના સર્વાંગસુંદર શરીરને ક્રૂરતાથી નિચોવી નાખ્યું હોય તેમ તેનાં મૂઠીભર હાડકાંને બિચારી ચામડી મહાપરાણે વળગી રહી છે. ત્યજાએલી તરછોડાએલી ભિખારણની માફક એ ભારે હૈયે પોતાના નિસ્તેજ શરીરને ફાટયાં તૂટયાં ચીંથરાંથી ઢાંકી રહી છે. આધુનિક ક્રૂર સમાજની દયાતિમાં દેવી દીપોત્સવીનું વાસ્તવિક દૃશ્ય આવું જ સંભવે ને!

આટલી આટલી વેદનાઓ છતાંય જાણે એનાં વહાલસોયાં બચ્ચાંને બે બોલ કહેવા હોય તેમ તેના ફિક્કા હોઠ ફડફડે છે, પણ એનો કોકિલકંઠ આજે બસુરો બન્યો છે. એનો ઘેરો અવાજ, અને તેય એની જર્જરિત દશામાં, કોણ સાંભળે? સમાજથી તરછોડાએલાં દુઃખીઓનાં દર્દને સાંભળવા પણ માનવસમાજ ક્યાં નવરો હતો?

દેવી દીપોત્સવીના હૈયામાં આજે નથી ઉલ્લાસ કે નથી ઊર્મિ; એને નથી મોહ આ દીપમાળાઓનો; દીપમાળાઓની જ્યોત એના બળતા હૈયાને ઠારતી નથી, બલ્કે એમાં બળતણનો ઉમેરો કરે છે. એને નથી જોઇતાં સમ્માન ફટાકડાનાં કે સાથિયાનાં, એને વાંચ્છના છે કેવળ એનાં છયાંને સમાજને ઉચ્ચતમ કાંઠે ઊભેલાં જોવાની. એનાં છૈયાં સમાજમાં સબડતાં રહી એનું એનું સમ્માન કરે એ જોતાં એને શરમ ઉપજે છે, માટેજ છોકરાંની લા'ય એના પેટમાં ઓછી નથી. દીપોત્સવીના દર્દભર્યા નાદ સુણી સુણીને આપણો વડીલ વર્ગ બહેરો બની ગયો છે. એ નાદને કાં તો એમણે ગણકાર્યો નથી કે એમનાથી સમજી શકાયો નથી. આજના ઊગતા સંસ્કારી યુવાનને એમ કર્યે કદી નહિ પાલવે. એવો કયો મૂઢ યુવાન છે, જેણે દીપોત્સવીની દર્દવાણી નથી સાંભળી? કાળી કાજળ જેવી ચૌદશની બિહામણી રાત્રે કયે યુવાને બારણે દીપોત્સવીના દર્દભર્યો ભણકાર નહિ સુણ્યા હોય? અજ્ઞાનતાના કૂપમાં ડુલે છે

એ યુવાન, જેના કર્ણપટ ઉપર દેવી દીપોત્સવીના દર્દભર્યા સંદેશાના પડઘા ન અથડાયા હોય!

સારા વર્ષભર દીપોત્સવી અદશ્ય રહી, પણ કાળીચૌદશની રાત્રીના ઘોર અંધકારમાં તેનાથી બહાર આવ્યા વિના ન રહેવાયું. તેની આંખમાં અગમ્ય તેજના ફુવારા ધસી આવ્યા. એની જર્જરિત દશામાં પણ એનું જૂનું જોમ એની વહારે ધાયું. એના કંઠમાં અવનવા સૂર આવી મળ્યા, અને એના સતેજ થએલા એ હોઠમાંથી જ્વાળામુખીની જ્વાલાઓ બહાર ધસવા લાગી:

"ઓ મૂઢ યુવાન! આ દીપમાળાઓ શાને માટે? આંગણાને ટોડલે પ્રગટાવેલો દીવડો આંગણે આંગણે સળગતી હોળી જેવો ભાસે છે. આંગણે આ કુંકુમસાથિયા કેમ કરી શોભે? એ સાથિયાનાં કંકુ ઉનાં આંસુડાં વડે ઘોળેલાં છે એ ખ્યાલ શા માટે ભૂલે છે? ફટાકડા એ ઉત્સવિયાંના ઉત્સવ નથી, પણ કારમી વેદનાઓની કિકિયારીઓ છે. અઘોરી જુવાન, હું દિવાળી છું, આશાની જ્યોત છું, જીવનની ચિનગારીઓ ચમકાવી જાણું છું. પણ આજ (સમાજને પાપે!) નિરાશાના અગાધ સાગરમાં ડૂબકાં મારું છું. મારીજ સળગાવેલી જીવનચિનગારીઓ આજે હોલવાતી મારી નજરે પડે છે. ઊઠ યુવાન, બેઠો થા. મારે હૈરે સળગી રહેલી હોળીની એક નાની શી ચિનગારી તને આપવા હું આવી ઊભી છું. જાણું છે કે તારા ઉપર ગુજરેલા સીતમ ઓછા નથી. સમાજના રૂઢિચુસ્ત વિધાતાઓએ ઠોકી બેસાડેલા વિધિલેખની મને સંપૂર્ણ ખબર છે. ઓ યુવાન્, તારી આંખનાં પડળ જરાક ઊંચાં કર અને દેખ કે ભાવિનો ઉજ્જવળતા ભર્યો વિશાળ પટ તારી સમક્ષ પથરાએલો પડ્યો છે. એ વિધિલેખ મિથ્યા બન્યા છે. સમાજનાં બંધનોની સાંકળ તૂટી પડી છે. તારી આંખ સહેજ ઊંચી કર અને જાણ કે જગતમાં એવી કોઇ શક્તિ નથી, જે તારા ધસમસતા પ્રવાહને ક્ષણભર પણ રોકી શકે. સમાજના સીતમ ને સમાજનાં ક્રૂર બંધન તારી સળગતી આંખ આગે પીગળી જશે પણ અરે, પ્રભુ જાણે તારાં આંખનાં પડળ ક્યારે ઉઘડશે?

"ઓ હતાશ યુવાન! ઘોર નિંદમાંય પાસું તો ફેરવ, ઘડીભર જગતને ભૂલી જા. તારા માથાને ટકોરો કર ને વિચાર. જાણજે કે તારા માથા ઉપર ખડકાઇ ગએલા ખડક કંઇ વિસાતમાં નથી. તારૂં રુંધાતું ગળું બોલતું થશે, તારાં નસકોરાં ફૂલવા માંડશે, તારા હાડમાં નવું જોમ જામશે, તારે એક એક ડગલે સમાજના ક્રૂર લેખ જમીન ઉપર ભીંસાશે.

"જુવાન, જૂની સંસ્કૃતિને સંભાળીને હેઠો બેસ મા. તારી જૂની ઝળહળતી

સંસ્કૃતિને ભૂલી જા. તારી હાલની સડતી સંસ્કૃતિનો ખ્યાલ રાખ ને એમાંથી બહાર નિકળવાનો રસ્તો શોધ. 'ક્રાન્તિ' એજ તારી સંસ્કૃતિ બનો! આવતી કાલના મંગળપ્રભાતથી 'ક્રાન્તિ'નાજ પ્રાણાયામ માંડ, તારે રોમે રોમ 'ક્રાન્તિ'ના સૂર નીકળો. અને પછી નીરખજે કે એમાંથી ફૂટી નીકળતી નવી દુનિયાની ખુમારી ને રંગ કંઇ અનેરાંજ હશે!

"અમને પોષ મા! નિડરતાના પગથાર પર ઊભો રહી આ સડેલા સમાજને પડકાર દે કે 'હું જાગ્યો છું, દીપોત્સવીને મંગળપ્રભાતે મારાં ચક્ષુનાં પડળ ખૂલ્યાં છે, મારે રોમે રોમે 'ક્રાન્તિ'ની હારમાળાઓ ભરચક ભરી છે. તમારા સીતમ એ મારે મન હવે પુષ્પની પાંદડીઓ છે. તમારાં લોખંડી બંધન મારે મન સૂતરના કાચા તાંતણા છે. વળી ન ભૂલો કે તમારા સડેલા સમાજમાં અમને અમારૂં સ્થાન નહિ મળે તો અમને એની લેશમાત્ર પરવા નથી, તમારાજ સીતમોએ અને બંધનોએ નવો સમાજ સર્જવાના અમને પાઠ ભણાવ્યા છે. આજનો યુવાન એટલો લાભ લેવા વખત આવ્યે નહિ જ ચૂકે. નવા પાયા ને નવાં ચણતર.'"

દેવી દીપોત્સવીની હાકલ આજના યુવાનને યોગ્ય લાગશેજ ને?

નરસંડા જશભાઇ ડાહ્યાભાઇ પટેલ

---

## જાણવાજોગ

### ૨. 'પાટીદાર યુવકમંડળ' સંબંધે પ્રશ્નોત્તરી

૧. 'પાટીદાર યુવકમંડળ' જેવી સંસ્થાની હયાતિની જરૂર તમને લાગે છે?

૨. એ મંડળની હાલની પ્રવૃત્તિથી સમગ્ર નાતની દૃષ્ટિએ નાતને કાંઇ લાભ થયા છે કે હાનિ?

૩. લાભ થયા હોય તો શા શા લાભ થયા છે?

૪. હાનિ થઇ હોય તો શી શી હાનિ થઇ છે?

૫. હાલ મંડળની પ્રવૃત્તિમાં મંદતા જણાય છે તેનું કારણ શું છે?

૬. તે મંદતા દૂર કરવાને તમે શા ઉપાય સૂચવો છો?

૭. 'પાટીદાર યુવકમંડળ'ની પ્રવૃત્તિ પાટીદાર નાતમાં વ્યાપક સ્વરૂપ લે તે માટે તમે કયાં રસ્તાં સૂચવો છો?

૮. યુવકો આ યુવકમંડળને અપનાવી લે તેના કાંઇ ઉપાય તમે સૂચવો છો?

૯. હાલ યુવકમંડળે આ પ્રવૃત્તિઓ હાથ ધરી છે અને તેના સભ્યની આ

પ્રતિજ્ઞા છે : (૧) મરણનિમિત્તે ખર્ચ કરીશ નહિ. (૨) વરવિક્રય, કન્યાવિક્રય કરીશ નહિ. (૩) કોઇ પણ પ્રકારની શરતવાળા લગ્નમાં ભાગ લેઇશ નહિ. (૪) ૧૬ વર્ષથી નાની કન્યાના ને ૨૦ વર્ષથી નાના વરના લગ્નમાં કોઇ પણ પ્રકારનો ભાગ લેઇશ નહિ. (૫) પરઠણ આપીને કે બીજી લેવડદેવડની શરતે મારા વાલીપણા નીચેની એનદીકરીને પરણાવીશ નહિ. (૬) કારજમોસર કરીશ નહિ. (૭) લગ્નમાં ત્રીજે દિવસ રહીશ નહિ.

તમને ઉપરની હાથ ધરેલી પ્રવૃત્તિમાં ફેરફાર કરવાનું અગર કંઇક છોડી દેવાનું અથવા કંઇક નવીન ઉમેરવાનું જરૂરનું લાગે છે? જરૂરનું લાગતું હોય તો ક્યાં અને કેવા ફેરફારો તમે સૂચવો છો?

૧૦. હાલનું મંડળનું નામ બદલવા વા નવેસર બીજું મંડળ રચાપવા જેવું તમે યોગ્ય ગણો છો?

૧૧. યોગ્ય ગણતા હો તો તેનો ઉદ્દેશ, સભાસદ થવાની લાયકાત, વ્યવસ્થાપક મંડળની સંખ્યા, વગેરે બંધારણ સંબંધમાં જરૂરી સૂચનાઓ લખી મોકલશો.

૧૨. જ્ઞાતિમાંથી અયોગ્ય તથા અનિષ્ટ રૂઢિઓ દૂર થાય અને ઇષ્ટ તથા આવશ્યક રૂઢિઓ દાખલ થાય તે માટે સંઘબળથી અને વ્યવસ્થિત મંડળ દ્વારા કયા અને કેવા ઉપાયો લેવા તે જણાવશો.

કોઇ પણ પાટીદાર યુવક, આધેડ કે વૃદ્ધ, ઉપરના પ્રશ્નના જવાબ લખીને નીચેને સરનામે તુરત મોકલી આપશે તો ઉપકાર થશે.

'પાટીદાર'મંદિર, આણંદ

**રાવજીભાઇ નાથાભાઈ પટેલ**
મંત્રી, 'પાટીદાર યુવકમંડળ'

## ૨. ચરોતરના પાટીદાર વિદ્યાર્થીઓને

### ઓછે લવાજમે 'કિશોર' માસિક મેળવવાની યોજના

બાર વર્ષથી સોળ વર્ષની ઉમરના વિદ્યાર્થીઓ માટે અમદાવાદથી પ્રગટ થતું 'કિશોર' માસિક (લવાજમ રૂા. ૪, પૃ. ૪૮) ઘણું ઉપયોગી છે. એ માસિક, સોસાયટીને પાટીદાર જ્ઞાતિ માટે દરબાર શ્રી. ગોપાળદાસ અને બીજાઓએ સોંપેલા 'સ્વ. અંબાલાલ કાળિદાસ પટેલ સ્મારક ફંડ'માંથી થોડીક મદદ આપી, વાર્ષિક રૂા. ૨ એટલે અર્ધી કિમ્મતે પાટીદાર વિદ્યાર્થીઓને મળે તે માટે નીચેની યોજના કરવામાં આવે છે :

૧. જે પાટીદાર વિદ્યાર્થીઓએ બાર વર્ષ પૂરાં કર્યાં હોય વા હાલ જેઓ અંગ્રેજી ચોથા ધોરણનો વા તે ઉપરાંતનો અભ્યાસ કરતા હોય તેમણે વાર્ષિક

રૂા. ૨ પ્રમાણે એકીસાથે ત્રણ વર્ષના રૂા. ૬ મોકલવા.

૨. આ યોજના પ્રમાણે 'કિશોર'નો લાભ લેનાર વિદ્યાર્થીએ માગણી કરતી વખતે 'કિશોર'ની લેવાનાર આવનાર વાર્ષિક પરીક્ષામાં બેસવાનું તેણે તેમજ તેના વાલીએ સ્વીકારવું જોઇશે.

૩. જો કોઇ સ્કૂલ પોતાના ફંડમાંથી નહિ, પણ એક વર્ગમાં વિદ્યાર્થીઓ પાસેથી આનો બે આનો ઉઘરાવી એ વર્ગ માટે 'કિશોર' મંગાવશે તો તેને પણ આ લાભ આપવામાં આવશે. 'કિશોર' વારાફરતી વિદ્યાર્થીઓને ઘેર વાંચવા મળે તેવી વ્યવસ્થા, આ પ્રમાણે માસિક મંગાવનાર વર્ગશિક્ષકે કરવી જોઇશે.

૪. માસિક મંગાવવા ઇચ્છનારે પોતાની ઉમર, સરનામું, અભ્યાસ, વગેરે જણાવી લવાજમના રૂા. ૬ મોકલી ૧૯૩૬ના ડીસેમ્બર આખર સુધીમાં અમને અરજી કરવી.

૫. ૫૦ વિદ્યાર્થીઓને જ આ જાતનો લાભ આપી શકાય તેમ છે.

| | |
|---|---|
| ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ, તા. ૧૫:૧૦:'૩૬ | આશાભાઇ નરસિંહભાઇ પટેલ મંત્રી, ચ. એ. સોસાયટી |

### ૩. ચરોતરની પાટીદાર બેનોને મફત 'સ્ત્રીબોધ'

(૧) ચરોતર પ્રદેશની પાટીદાર જ્ઞાતિની જે બેનો, પોતે રહેતાં હોય તે સ્થળની કન્યાશાળા જુદી હોય તો તેમાં ના ગુજરાતી શાળામાં ચોથાથી ઉપરનું જે છેલ્લું ધોરણ હોય તે ૧૯૩૬ના જાન્યુઆરી માસથી આજ સુધીમાં પૂરું કરી ઊઠી ગયાં હોય, ના (૨) જેઓ અંગ્રેજી ત્રીજું ધોરણ પાસ કરી હાલ આગળ અભ્યાસ કરતાં હોય તેવી બેનો નીચે જણાવેલા નમુના પ્રમાણે અમને તા. ૨૫:૧૨:'૩૬ પહેલાં અરજી કરશે તો એક વર્ષ સુધી તેમને નામે 'સ્વ. વિઠ્ઠલદાસ ધનજીભાઇ સ્મારક ફંડ' તરફથી 'સ્ત્રીબોધ' માસિક ભેટ મોકલવાની વ્યવસ્થા કરવામાં આવશે. એક ગામમાં એક કરતાં વધારે 'સ્ત્રીબોધ' તેમજ એક વર્ષ જેને 'સ્ત્રીબોધ' મોકલ્યું હશે તેને બીજે વર્ષ મફત મોકલી આપવામાં આવશે નહિ.

પણ અંગ્રેજી પાંચમા અને તે ઉપરના ધોરણોમાં અભ્યાસ કરતી પાટીદાર બેનો જો વાર્ષિક લવાજમનો રૂા. ૧ મોકલી આપશે તો તેમને પણ એક વાર લાભ મળ્યો હશે છતાંય વાર્ષિક રૂા. ૪ના લવાજમવાળું 'સ્ત્રીબોધ' ઉત્તેજન તરીકે 'સ્વ. વિઠ્ઠલદાસ ધનજીભાઇ સ્મારક ફંડ'માંથી એક વર્ષ સુધી મોકલી આપવામાં આવશે.

આ યોજના પ્રમાણે અરજી કરનાર બેને પોતાની શાળાના હેડ માસ્તરનું, પોતે જે ધોરણમાં અભ્યાસ કરે છે તેનું, પ્રમાણપત્ર પણ સાથે મોકલવું.

ચરોતર એજ્યુકેશન સોસાયટી, } આશાભાઇ નરસિંહભાઇ પટેલ
આણંદ, તા. ૧૨ : ૧૦ : '૩૬ } મંત્રી, ચ. એ. સોસાયટી

## 'સ્ત્રીબોધ' મફત મેળવવા માટે અરજીનો નમુનો

શ્રીયુત મંત્રીજી, ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ

સવિનય જણાવવાનું કે હું ચરોતરના ગામમાં રહું છું અને જ્ઞાતે પાટીદાર છું. અહીંની (કન્યા)શાળામાં મા ધોરણ સુધી શિક્ષણ અપાય છે. ઇ. સ. ૧૯૩૬ના મહિનામાં મેં મું ધોરણ પસાર કર્યું છે વા હાલ મા ધોરણમાં છું, ને હાલ ગામ માં રહું છું. તો મારે નીચેને સરનામે 'સ્વ. વિઠ્ઠલદાસ ધનજીભાઇ સ્મારકફંડ' તરફથી એક વર્ષ સુધી 'સ્ત્રીબોધ' માસિક ભેટ તરીકે મોકલી આપવાની વ્યવસ્થા કરશો. 'સ્ત્રીબોધ'નો લાભ ગામની બીજી બેનોને પણ આપવા મારૂં બનતું કરીશ.

ગામ તારીખ લિ.
નામ ઉમર
સરનામું ગામ તાલુકો પોસ્ટ
પાલકની સહી

## ૪. ઓછે લવાજમે 'સ્ત્રીબોધ' માસિક મળવા બાબત

'સ્ત્રીબોધ' માસિકનું વાર્ષિક લવાજમ રૂા. ૪ છે. તેમાં બાળકો વાંચે તેવો ૨૪ પૃષ્ઠનો બાલવિભાગ પણ રાખ્યો છે. એટલે કુલ પૃષ્ઠ ૪૮ + ૨૪ મળી ૭૨ થાય છે. આ માસિક ચરોતર પ્રદેશની કોઇ પણ જ્ઞાતિની બેનોને દર માસે નિયમિત રીતે વાંચવા મળે તે માટે નીચેની યોજના ચ. એ. સોસાયટી તરફથી કરવામાં આવી છે :

૧. ચરોતર પ્રદેશની જે બેનો 'સ્ત્રીબોધ' માસિક મેળવવા ઇચ્છતી હોય તેમને; વાર્ષિક રૂા. ૨ આપ્યેથી, ભેટ સાથે તે માસિક બાર માસ સુધી તેમને સરનામે બારોબાર મળે. તેવી વ્યવસ્થા કરવામાં આવશે.

૨. દર વર્ષે લવાજમ ઉઘરાવવાની કે મોકલવાની મહેનત લેવી ન પડે તે માટે ત્રણ વર્ષના લવાજમના રૂા. ૫–૮–૦ શરૂઆતથી લેવામાં આવશે.

૩. ચરોતરનાં જે કેળવણીમંડળો વા યુવકમંડળો આ પ્રવૃત્તિ હાથ ધરી બેનો પાસેથી ત્રણ વર્ષના રૂા. ૩ લેઇ ગ્રાહકદીઠ ત્રણ વર્ષ માટે રૂા. ૨–૮–૦ ઉમેરવાની વ્યવસ્થા કરશે તે ગામની બેનોને રૂા. ૫–૮–૦માં સ્ત્રીબોધ માસિક ત્રણ વર્ષ સુધી વાંચવાનું મળશે.

૪. આણંદ, સુણાવ, રણોલી (તા. ભાદરણ), બાકરોલ, ડભોઉ, ખાંધલી (તા. માતર) અને વીરસદ ગામથી ચ. એ. સોસાયટીને સ્ત્રીવિષયક ટ્રસ્ટ ફંડો મળ્યાં છે એટલે તે ગામની બેનો ત્રણ વર્ષ માટે રૂા. ૪-૦-૦ મોકલી આપશે તો તેમને પણ એ ફંડોમાંથી રૂા. ૨-૮-૦ ઉમેરી ત્રણ વર્ષ સુધી 'સ્ત્રીબોધ' માસિક મળશે. નડિઆદની પાટીદાર બેનોને પણ શ્રી. વલ્લભભાઈ ભગવાનદાસ પટેલે સોંપેલા 'દિવાળીબેન સ્મારક ફંડ'માંથી આ લાભ મળશે.

૫. ત્રણ વર્ષ માટેની યોજનામાં સંખ્યા પૂરતી નહિ થાય તો વા ખાસ અપવાદ તરીકે એક વર્ષના રૂા. ૨ લેઇ એક વર્ષ સુધી 'સ્ત્રીબોધ' મોકલી આપવામાં આવશે.

૬. વાર્ષિક રૂા. ૨ મોકલી આપેથી કન્યાશાળાઓને પણ એક વર્ષ સુધી 'સ્ત્રીબોધ' મોકલી આપવામાં આવશે.

૭. આફ્રિકા કે હિંદ બહાર માસિક મંગાવનારે ત્રણ વર્ષના લવાજમના રૂા. ૧૫ના બદલે ફક્ત રૂા. ૯ એટલે કે પોસ્ટેજના વધારાના રૂા. ૩ આપવા પડશે.

૮. આ યોજનાનો લાભ લેવા ઇચ્છનારે ત્રણ વર્ષના લવાજમની જે તે રકમ જે તે બેનના ચોક્કસ સરનામા સાથે ૧૯૩૬ના ડીસેમ્બર આખર સુધીમાં અમને મોકલી આપવી.

ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ, તા. ૧૨:૧૦:'૩૬ } **આશાભાઇ નરસિંહભાઇ પટેલ** મંત્રી, ચ. એ. સોસાયટી

**૫. સ્ત્રીકેળવણી ઉત્તેજનાર્થે રૂા. ૧૦૦ની મદદ**

જે ચરોતરનું કોઇ ગામ પોતાના ગામની કન્યા વા સ્ત્રીકેળવણીના ઉત્તેજનાર્થે રૂા. ૧૫૦ વા વધારે રકમ સોસાયટીને આપશે તો સોસાયટીને મળેલાં સ્ત્રીવિષયક ટ્રસ્ટ ફંડોના વ્યાજમાંથી બીજા રૂા. ૧૦૦ ઉમેરી તે ગામને નામે રૂા. ૨૫૦ વા વધારે રકમનું ટ્રસ્ટ ફંડ સોસાયટીને સોંપવામાં આવશે. આ પ્રમાણે થયેલા ટ્રસ્ટ ફંડને કોઇ વ્યક્તિનું નામ આપવામાં આવશે નહિ. અગાઉ આ યોજના પ્રમાણે સુણાવ, રણોલી, વાંસખાણી અને બાકરોલ ગામોને લાભ અપાયો છે. હાલ બીજાં ૧૦ ગામોને આવો લાભ આપી શકાય તેમ છે. આવેલી માગણીમાંથી ગામોની સ્થિતિ લક્ષમાં લેઇ મદદ મંજુર કરવામાં આવશે એટલે કે પછાત પડતાં ગામોને પહેલી પસંદગી મળશે. આ યોજનાનો લાભ લેવા ઇચ્છનાર ગામે કે તે ગામની વ્યક્તિએ ૧૯૩૬ના ડીસેમ્બર આખર સુધીમાં ચ. એ. સોસાયટીને રૂા. ૧૫૦ મોકલી આપી માગણી કરવી.

ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ, તા. ૧૦:૧૦:'૩૬ } **આશાભાઈ નરસિંહભાઇ પટેલ** મંત્રી, ચ. એ. સોસાયટી

## "એક પાટીદાર યુવકની ઝળકતી ફતેહ

"અમને જણાવતાં ખુશી ઉપજે છે કે નરસંડાના વતની શ્રી. વેણીભાઇ પ્રભુદાસ પટેલના પુત્ર ભાઇ છોટાભાઇએ ચ. એ. સોસાયટી તરફથી ચાલતા અંબાલાલ બ્રહ્મચર્યઆશ્રમમાં રહી ગુજરાતી શાળાનો અભ્યાસ શરૂ કર્યો હતો. તેમણે ૧૯૨૮ની સાલમાં દા. ન. હાઇસ્કૂલમાંથી મુંબઇ યુનિવર્સીટીની મેટ્રીકની પરીક્ષા પાસ કરી ત્યાં સુધી તે અહીંના આશ્રમમાં રહ્યા હતા. ત્યાર પછી જર્મનીમાં ફ્રાવબુર્ગમાં રહી તે એમ. ડી.નો અભ્યાસ કરતા હતા. આ માસે તે એમ. ડી.ની પરીક્ષામાં પહેલા વર્ગમાં પાસ થયા છે. સર્જરીના વિષયમાં પણ એ પહેલા વર્ગમાં આવ્યા છે. તેમની લખેલી થાસીસમાં પણ આખી યુનિવર્સીટીમાં તે એકલાજ પહેલા વર્ગમાં આવ્યા છે. પાછળનાં કેટલાંક વર્ષોમાં કોઇ વિદ્યાર્થી થાસીસમાં પહેલા વર્ગમાં એ યુનિવર્સીટીમાં આવ્યો નથી. આથી ભાઇ છોટાભાઇને એ યુનિવર્સીટીએ પણ અભિનંદન આપ્યું છે. યુનિવર્સીટીમાં એ પહેલે નંબરે આવ્યાથી તેમને અમેરિકાની રોકફેલર સ્કોલર્શિપ મળે એવી ભલામણ થઇ છે અને જો એ સ્કોલરશિપ મળશે તો તે અમેરિકા અભ્યાસ માટે જશે ને ત્યાંથી ડીગ્રી લઇ ઇંગ્લેણ્ડ એફ. આર. સી. એસ.ના અભ્યાસ માટે જવા તે ઇચ્છા રાખે છે. તેમને મળેલી આ સફળતા બદલ અમારા હાર્દિક અભિનંદન. ભવિષ્યની પણ કારકીર્દી એવી જ સફળ નિવડો એમ ઇચ્છીએ છીએ" ('ખેડા વર્તમાન', તા. ૨૮ : ૧૦ : '૩૬).

## સ્ત્રીજાતિની વ્યથા દર્શાવતો ઠરાવ

અષાઢ માસમાં અમદાવાદ ભરાએલી ગુજરાત યુવક પરિષદમાં (કે સમાજવાદ પરિષદમાં ?), યુવકો એક પત્ની હોવા છતાં સ્નેહલગ્નને ને પ્રેમલગ્નને નામે બીજી પત્ની પરણે છે તે સામે વિરોધ કરનારો અને સીવિલ મેરેજ એક્ટ અનુસાર લગ્ન કરવાની હિમાયત કરનારો ઠરાવ બેન મૃદુલાબેને રજુ કર્યો હતો. બેન મૃદુલાબેને પોતાના ઠરાવના ટેકામાં સાચું જ કહેલું કે "આજે પુરુષો પતંગિયાની માફક મરજી પડે ત્યારે સ્ત્રીને ગમે તે કારણે છોડી દેઇ નવીના મોહમાં પડે છે, તેથી અજ્ઞાન અને બાપડી રાંક સ્ત્રીની દશા ઘણી ખરાબ થઇ જાય છે. સ્ત્રીઓ બીજું લગ્ન કરવા સ્વતંત્ર છે એમ કહેવામાં આવે છે, પણ આ ત્યજાએલી સ્ત્રીઓને આજે કોણ પરણવા તૈયાર છે? તેમને તો કુમારિકાઓ જોઇએ છીએ, ત્યારે જો તેમને બીજી પરણવી હોય તો આગલી સ્ત્રીને વર શોધી દેવો જોઇએ."

## પુરુષોના હક્કનો બચાવ

સ્ત્રીજાતિની આન્તર વ્યથા સાચી રીતે દર્શાવતો ઠરાવ એ એને મૂકયો તો ખરો, પણ તેથી પુરુષોના સ્થાપિત હક્ક માર્યા જતા લાગવાથી પોતાને સમાજવાદી મનાવતા પુરુષ ભાઇ ભોગીલાલ ગાંધીએ એ ઠરાવનો વિરોધ કર્યો. વિરોધ તો નહિ, પણ વિરોધ જેવોજ સુધારો મૂકયો ને પોતાના સુધારાને પુષ્ટિ આપતાં એ બોલ્યા: "માબાપોએ બાળપણમાં કરેલાં લગ્નને આજના યુવાનોએ માન્ય કરવાં જોઇએ એવું બંધન નાખી શકાય નહિ." પણ યુવતીઓને તો યુવાનો કરતાં એવાં બંધન વધારે સખ્ત છે. પુરુષ તો એવાં બંધનને અવગણીને પણ એક જીવતી સ્ત્રી ઉપર બીજી પરણી શકે છે. સ્ત્રી એમ પરણે તો જેલમાં જાય; હિંદુ લગ્ન કદાપિ વ્યર્થ થતું નથી. આવી સ્થિતિમાં સ્ત્રીની શી અવદશા? એ સુધારો મૂકતી વખતે તો ભાઇ ભોગીલાલ ગાંધીએ જોહુકમી પુરુષના બંધનમાં પડેલી સ્ત્રીની ભયંકર અવદશાની પરવા પણ કરેલી દેખાતી નથી. પણ આ માસિકના ગયા શ્રાવણના અંકમાં એમના સુધારા વિરુદ્ધ પ્રસંગકથા લખાઇ, બીજાં પત્રોમાં પણ તે વિરુદ્ધ ટીકા થઇ, એટલે એમણે પોતાના મંતવ્ય વિષે ખુલાસો કર્યો, તે આ માસિકના ભાદરવાના અંકમાં પૃષ્ઠ ૪૯૬થી છાપ્યો છે.

## ભાઈ ભોગીલાલના ઉપાય

"માબાપોએ બાળપણમાં કરેલાં લગ્નને આજના યુવાનોએ માન્ય કરવાં જોઇએ એવું બંધન" ન માનીને, એ બંધન તોડીને, જો યુવકો એક સ્ત્રી જીવતી ત્યજી ફરી પરણે, તો એ ત્યજાએલી સ્ત્રીની મુક્તિ માટે ભાઇ ભોગીલાલ પોતાના એ ખુલાસામાં 'સરળ સીધો રસ્તો' રજૂ કરે છે: "(૧) પુરુષ ફરી પરણવા ચાહે તો પહેલાં પોતાની જૂની પત્નીને રીતસરની ફારગતી લખી આપે. (૨) (૨) જૂની પત્નીને સ્વતંત્ર વાતાવરણ, સંસ્થા અને આબોહવામાં ઉછરવા દે–એવી તકો ઊભી કરી આપે. અને જૂની પત્ની ફરી કોઇની સાથે પરણવા ચાહે તો તેને પોતે રાજીખુશીથી પરણાવી આપવાની પોતાની ફરજ માને. (૩) જ્યાં સુધી જૂની પત્ની પોતાનો માર્ગ ન કરી લે ત્યાં સુધી પતિએ તેનો આર્થિક બોજો ઉઠાવવોજ જોઇએ. અને સાથે સાથે છૂટાછેડાનો કાયદો અમલમાં લાવવા સ્ત્રીપુરુષ સૌ સખ્ત ઝુંબેશ ઉઠાવે." પણ કાયદો થાય તોય આજના સમાજનું વાતાવરણજ એવું ભ્રષ્ટ છે કે સધવા સ્ત્રી ત્યજાય તોય એનાથી ફરી પરણી શકાય નહિ. ત્યારે એ સ્થિતિમાં, "જેઓ સાચે સાચ આજ પહેલાં લગ્નમાં ફસાએલા છે–માબાપોએ જે બાળકો ઉપર લગ્ન ઠોકી બેસાડેલું છે–તેવા જુવાનોનું શું?" એવો જે પ્રશ્ન પુરુષ ભોગીલાલ પૂછે છે,

એના કરતાં વધારે મહત્ત્વનો પ્રશ્ન તો કોઇ ઉદ્ધત પુરુષના જુલમથી દળાતી ખંડાતી સ્ત્રી યોગ્ય રીતેજ એમ પૂછી શકે કે "જેઓ સાચે સાચ આંજ પહેલાં લગ્નમાં ફસાએલી છે–માબાપોએ જે બાળકો ઉપર લગ્ન ઠોકી બેસાડેલું છે–તેવી યુવતીઓનું શું?" પુરુષ ભોગીલાલ તુરત કહી દેશે કે "તમારો પતિ ફરી પરણવા ચાહશે તો તમને ફારગતી લખી આપશે, તમે ફરી પરણી લેજો." "પણ તેને ફરી પરણવું ન હોય ને અમારે ફરી પરણવું હોય, છતાં તે ફારગતી લખી ન આપે તો?" ભાઇ ભોગીલાલ કહેશે: "અમે છૂટાછેડાનો કાયદો કરાવી દઇશું. ત્યાં સુધી તો બીજું શું થાય?" "વાહ એ પણ ઠીક, અને ત્યાં સુધી પુરુષો તો અમારી ઉપર શોક લાવ્યેજ જાય, એમજ ને? અને કાયદો થશે તોય સમાજમાં એવું વાતાવરણજ કયાં છે કે સમાજ અમને ફરી પરણનારને મીઠી નજરે જુએ? અને પુરુષો એવા સહૃદય છેજ કયાં કે ત્યક્તએલીની ઉપર સહાનુભૂતિ રાખીને તમને પરણે? તેમને તો નાની નાની કન્યાઓજ જોઇએ!"

**પુરુષનો ઉત્તર**

જૂના જમાનાનો પુરુષ ઉત્તર આપે છે તેમ નવ સમાજવાદી ભાઇ ભોગીલાલ એ પ્રશ્નોનો ઉત્તર આપે છે ને આ અંકમાં પૃષ્ઠ ૪૫ી છાપેલો છે. એ કહે છે કે છૂટાછેડાનો કાયદો થયા પછી સ્ત્રી પણ તેનો લાભ લેઇ શકશે. ધીરજ રાખો, "જો સમાજમાં એક વાર એવું વાતાવરણજ ફેલાઇ જાય કે સ્ત્રી અથવા પુરુષ પરણ્યા પછી અમુક સંજોગોમાં સહજ રીતે છૂટા થઇ શકે છે, તો પછી જે ભય–જે 'હાઉ' આજે ત્યક્તાઓ માટે ઊભો છે તે સદંતર નિર્મૂળ થશે". પણ 'એવું વાતાવરણજ ફેલાઇ જાય' ત્યાં સુધી "માબાપોએ બાળપણમાં કરેલાં લગ્નને આજના યુવાનોએ માન્ય કરવાં જોઇએ એવું બંધન નાખી શકાય નહિ," એ ભાઇ ભોગીલાલના સુધારાનું શું? એ સુધારા પ્રમાણે યુવાનો પોતાની સ્ત્રીને ફારગતી આપી રઝળતી કરી મૂકવાના ને ફરી પરણેજ જવાના, એમજ ને? અને સમાજવાદની દૃષ્ટિએ સરખા હક્ક વાળી મનાતી સ્ત્રીની અવદશા કર્યેજ જવાના? કે 'એવું વાતાવરણજ ફેલાઇ જાય' ત્યાં સુધી એ ભાઇ પોતાનો ઠરાવ પાછો ખેંચી લે છે? આ વિષે તો આ આખા લેખમાં એ ભાઇ એક શબ્દ પણ બોલતા નથી, અને એવું વાતાવરણ ફેલાતાં આમ થશે ને તેમ થશે એવી વાતોજ માત્ર કર્યા કરે છે.

**વાતાવરણ ફેલાઇ જશે ત્યારે**

પુરુષની પેઠે સ્ત્રીઓ પણ છૂટાછેડા કરી શકે એવા કાયદો થશે, એવી સ્ત્રીઓને પરણવામાં કશી નાનમ નહિ મનાતી હશે ને ત્યક્તએલા પુરુષો

પોતાના જેવી ત્યક્તએલીને પરણવા ઉત્સુક થશે 'એવું વાતાવરણ જ ફેલાઇ' જશે ત્યારે તો સૌ સારાં વાનાં થશે, ત્યારે સ્ત્રીની અવગનિ નહિ પણ થાય, એ વાત તો સૌ કોઇ સ્વીકારે છે. એ વિષે મેં મારી પ્રસંગકથામાં કોઇ ઠેકાણે વિરોધ કર્યોજ નથી. પણ ત્યારે એ વિષે એ આખો લેખ લખવાની ભાઇ ભોગીલાલને જરૂર કેમ પડી તેજ સમજાતું નથી. મારો વિરોધ તો એવો કાયદો ને વાતાવરણ થતા સુધી સ્ત્રીની પરવા કર્યા વિના પુરુષને ફરી પરણવાના હક વિષે મૂકેલા એ ભાઇના સુધારા વિરુદ્ધ છે, પણ એ સુધારાની અત્યારની યોગ્યાયોગ્યતા વિષે તો એ ભાઇ આખા લેખમાં મૌન ધારી બેઠા છે!

## સ્ત્રી કે પશુ?

ભાદરવાના 'પાટીદાર'માં મેં પ્રસંગકથા લખેલી કે "માણસ પોતાને સ્વાર્થે પશુને પાળે, પોતાનો સ્વાર્થ સધાય ત્યાં સુધી તેને પંપાળે ને ખવરાવે. એ સ્વાર્થ પૂરો થતાં તેને હાંકી મૂકે કે ધણી મારો હોય તો તેને બીજો ધણી મળતા સુધી ખીલે બાંધી ચારો નીરે. અને સ્ત્રી ને પશુ વચ્ચે કંઇ ફેર છે કે? એક સ્ત્રીથી પોતાનો સ્વાર્થ પૂરો થયો એટલે પુરુષ નવી લાવે, અને તે પહેલાં ભાઇ ભોગીલાલ ગાંધીએ દેખાડેલો રસ્તો કાઢે: 'પુરુષ ફરી પરણવા ચાહે તો પહેલાં પોતાની જૂની પત્નીને રીતસરની ફારગતી લખી આપે.・・・જ્યાં સુધી પોતાની જૂની પત્ની પોતાનો માર્ગ ન કરી લે ત્યાં સુધી પતિએ એનો આર્થિક બોજો ઉઠાવવો જ જોઇએ.'" આના સ્પષ્ટીકરણમાં ભાઇ ભોગીલાલ આ લેખમાં લખે છે કે "તેનો સીધો અર્થ તો એટલોજ છે, કે આજની સ્થિતિમાં જો એટલી પણ સગવડ 'છંડાયેલી' સ્ત્રીને નહિ મળે તો જીવનનિર્વાહ પાછળજ એને જીવન વેડરી દેવાનું રહેશે અને એથી બીજી તકો કે શકયતાઓ એને માટે સદાને માટે બંધ થવા જેવું થાય છે." આજે હિંદુ સમાજમાં સ્ત્રીને એવી 'બીજી તકો કે શકયતાઓ' છેજ કયાં કે જે બંધ ન થાય તેને માટે ભાઇ ભોગીલાલ એ રામબાણ ઉપાય સૂચવે છે? પણ એ કહે છે કે "હું વ્યક્તિગત રીતે અને એક સમાજવાદી તરીકે સ્ત્રીપુરુષની સંપૂર્ણ સ્વતંત્રતા ને સમાનતામાં માનું છું," ત્યારે તો "સ્ત્રીપુરુષે છૂટા પડતી વેળાએ પોતાનું ધન સમાન ભાગે વહેંચી લેવું" એવો ઉપાય એ સમાજવાદીએ કેમ ન સૂચવ્યો?

## મારી તુલના

ભાઇ ભોગીલાલે ભાદરવાના 'પાટીદાર'માં લખેલું કે "જે હક બંનેને હોવો જોઇએ તે બંનેને વહેલામાં વહેલો મળે તેમ કરવું—નહિ કે જેને છે તેની પાસેથી તેનો હક છીનવી લેવો." આનો વિરોધ કરતાં એજ અંકમાં, એ ભાઇને ગળે

સોંસરી ઊતરી જાય એવી તુલના આપી મેં દલીલ કરી: "ધનપતિઓ અને ઉદ્યોગપતિઓ પણ એમ જ કહે છે: 'પ્રિય મજૂરભાઇઓ, ધનપતિ અને ઉદ્યોગપતિ થવાના તેમ જ મોટરોમાં ને સિનેમામાં લહેર ઉડાવવાના તમારા હક્ક પ્રત્યે અમને સહાનુભૂતિ છે, એવો હક્ક તમને હોવો જ જોઇએ, પણ તમારા ભોગીલાલ ગાંધી કહે છે તેમ તમને એ હક્ક 'વહેલામાં વહેલો મળે તેમ કરવું—નહિ કે' અમારો છે તે અમારી 'પાસેથી છીનવી લેવો.'" જ્યારે પોતાની જ ઉપર આવી પડે છે ત્યારે ભાઇ ભોગીલાલને એમ લાગે છે કે મેં આ "સરખામણી કરી એક ઝેરી ભ્રમણા ઉભી કરી છે"! કારણકે ધનપતિઓના "અધિકાર અને એવી તક જે દિવસે બધા મજૂરોને મળશે તે દિવસે માલિકોનું અસ્તિત્વ જ શકય નહિ હોય." પણ "પુરુષોને છૂટાછેડાના અથવા બીજા જે અધિકારો, હક્કો અને તકો મળેલી છે તે બધું સ્ત્રીને મળતાં પુરુષવર્ગનું અસ્તિત્વ ઊડી જવાનું નથી." આવી દલીલ કરવાના ઉત્સાહમાં મારી તુલનાનો ગંભીરતાથી મર્મ સમજવાની પણ એમણે પરવા કરી નથી. પણ એમના જ શબ્દોને જરા સ્પષ્ટતા કરીને કહું તો ધનપતિ-માનવીના જેવા જ અધિકાર મજૂર-માનવીને મળશે તેજ દિવસે ધનવાનનું અસ્તિત્વ તો નહિ હોય, પણ માનવીનું તો હશે જ; તેવી જ રીતે લગ્નના અધિકારી પુરુષ-માનવીના જેવા જ અધિકાર અનધિકારી સ્ત્રી-માનવીને મળશે તેજ દિવસે અધિકારી પુરુષ-માનવીનું અસ્તિત્વ તો નહિ હોય, પણ સમાનતા ભોગવતાં સ્ત્રી- અને પુરુષ-માનવીનું અસ્તિત્વ તો હશે જ. આમાં ભાઇ ભોગીલાલને ઝેરી ભ્રમણા કયાં લાગી?

### ત્યારે હવે બીજી તુલના

પણ જો એમાં ઝેરી ભ્રમણા લાગી હોય તો બીજી તુલના આપું: બે સાથી સાથે પ્રવાસે નીકળ્યા છે. એક સાથી પાસે ભાથું છે, બીજા પાસે નથી. બપોર વેળાએ ખાવા બેઠા. ભાથાવાળો સાથી પોતાનો ડબો ખોલી બેસે ભાથા વગરનો માણસ પોતાના સાથી પાસે થોડું ખાવાનું માગે ત્યારે તે કહેઃ "તને મારી પેઠે ખાવાનો હક વહેલામાં વહેલો મળે તેમ કરવું—નહિ કે મારો જે રોટલાનો હક્ક છે તે તારે છીનવી લેવો." બે સાથી ફરવા નીકળ્યા છે. એકને પગે વા છે તેથી ઉતાવળો ચાલી શકતો નથી, બીજો સપાટાબંધ ચાલી શકે છે. પેલો આને કહે છેઃ "ભાઇ મારો સાથી તું હોય તો જરા ધીરથી ચાલ." ત્યારે પેલો ટાઢે પેટે જવાબ દે છે કે 'તને મારી પેઠે ઉતાવળે ચાલવાનો હક વહેલામાં વહેલો મળે તેમ કરવું—નહિ કે મારો જે ચાલવાનો હક્ક છે તે તારે છીનવી લેવો." આ તુલનામાં કંઇ ઝેરી ભ્રમણા ભાઇ ભોગીલાલને

લાગે છે? એમાંના નિર્દય સાથી વિષે એ શું કહેવા ઇચ્છે છે? સાચી વાત તો એ છે કે મજૂરને ધનપતિ જેવા, રોટલા વિનાનાને રોટલાવાળા જેવા, ધીરે ચાલનારને ઉતાવળે ચાલનાર જેવા, તેમજ લગ્નમાં અનધિકારી સ્ત્રીને લગ્નના અનેક અધિકારવાળા પુરુષના જેવા અધિકાર મળે, ત્યાં સુધી અધિકારીના સ્થાપિત અધિકાર ઉપર ઇષ્ટ પ્રતિબંધ મૂકવા જ જોઇશે. એમ થશે – અધિકારીનું નાક પકડાશે ત્યારે જ એનું મોં પહોળું થઇ જશે અને ત્યારે જ અનધિકારીને પોતાની સમાન કરવાની એને પરવા થશે. આજ સાચો સમાજવાદ છે. પણ "જે હક્ક બંનેને હોવો જોઇએ તે બંનેને વહેલામાં વહેલો મળે તેમ કરવું – નહિ કે જેને છે તેની પાસેથી તેનો હક્ક છીનવી લેવો," અને માટે બંનેના સરખા હકના કાયદા થાય અને એવા કાયદાનો સ્ત્રી ઉપયોગ કરી શકે એવું વાતાવરણ થતા સુધી પુરુષે રાહ ન જોતાં પોતાના હકને જોરે સ્ત્રી સાથે છૂટાછેડા કરી તેને રઝળતી મૂકીને ફરી પરણ્યે જવું. એમ હજી યે ભાઇ ભોગીલાલ તંત કરીને કહેતા હોય અને છતાં યે એ મતને સમાજવાદ મનાવતા હોય તો એવા બુર્ઝ્વા સમાજવાદને નવ ગજના નમસ્કાર!

## પાટીદાર યુવકો!

પાટીદાર યુવકો! શહેરોના કહેવાતા સમાજવાદીઓ પણ સમાજની સ્ત્રીઓને શી અવગતિમાં રાખવા ઇચ્છે છે તે ઉપરની પ્રસંગકથાઓથી જોઇ શકશો. સ્ત્રીઓની અવગતિ કર્યાને કારણે તો આજે સમસ્ત હિંદુ જાતિની દુરવસ્થા થઇ પડી છે. સ્ત્રીજાતિનો ઉદ્ધાર નહિ થાય તો હિંદુ જાતિનો નાશ છે. આપણને આર્થિક સંકટ પીડી રહ્યું છે, તેમાંથી નીકળવાના પ્રયત્ન જરૂર કરવાં પડશે; પણ એથી યે મોટું સંકટ તો સાંસારિક છે – સ્ત્રીપુરુષના લગ્નસંબંધનું છે, આમાંથી આપણે ન નીકળી શકયા તો મુઆ સમજજો. અને બેનો, તમને થતા અન્યાય ટાળવાની પુરુષો તો આળપંપાળ વાતો કરશે, બાકી સાચો ઉદ્ધાર તમારા પોતાના જ હાથમાં છે. આ પૃષ્ઠની પાછળ 'પાટીદાર યુવકમંડળ'ની ને 'પાટીદાર ભગિનીસમાજ'ની ડાકોરમાં ભરનાર પરિષદોનાં આમંત્રણ છે. તેમાં યુવક-યુવતીઓ ખૂબ સંખ્યામાં આવો; પાટીદારના, તે દ્વારા હિંદુસમાજના, ને તે દ્વારા માનવસમાજના ઉદ્ધારની મંત્રણા કરો. પરિષદોની હાલની સ્થિતિ સંતોષજનક ન હોય તો તેનું સુકાન તમે લો અને સમાજનાવને યોગ્ય દિશાએ વાળો. બાકી હાથપગ જોડીને બેશી રહેશો તો નાશ જ છે એ નક્કી જાણજો.

---

# બેનો, પધારો ડાકોર

## 'પાટીદાર ભગિનીસમાજ'ની આઠમી પરિષદમાં

'પાટીદાર ભગિનીસમાજ'ની આઠમી પરિષદ ડાકોર યાત્રાધામે સંવત ૧૯૯૩ના કાર્તક સુદિ ૮–૯, તા. ૨૨–૨૩ માહે નવેમ્બર ને રવિવાર–સોમવારને રોજ ભરવાની છે. આપણી નાતમાં બેનોની દશા દિનપ્રતિદિન અવનત થતી જાય છે. આપણે આપણી ઉન્નતિના નવા માર્ગ શોધવાજ જોઇશે, અને આપણામાં ઉન્નત જીવન પ્રત્યે જે શિથિલતા પેશી ગઇ છે તેને ભગાડ્યેજ છૂટકો છે. માટે કેળવાએલ કે બીનકેળવાએલ દરેક બેન આ પરિષદમાં પધારે એવી અમારી વિનંતિ છે.

'પાટીદાર' ભગિનીસમાજ
પરિષદ કાર્યાલય, ડાકોર.

ડાહીબેન રાવજીભાઇ પટેલ,
મંત્રી: 'પાટીદાર ભગિનીસમાજ.'

---

# યુવકો, પધારો ડાકોર

## 'પાટીદાર યુવકમંડળ'ની ચોથી પરિષદમાં

તા: ૨૨–૨૩ માહે નવેમ્બર, મિતિ કાર્તક સુદિ ૮–૯ ને રવિવાર–સોમવારને રોજ શ્રીયુત મગનભાઇ શંકરભાઇ પટેલના પ્રમુખપણા નીચે ભરવાની છે. આ પરિષદમાં ઘણાજ અગત્યના પ્રશ્નો ચર્ચાશે. યુવકમંડળની ભાવિ કાર્યપદ્ધતિનો પણ નિર્ણય થશે. એ હિસાબે આ પરિષદ ઘણી અગત્યની ગણાશે. દરેક પાટીદાર યુવક જેના હૃદયમાં પોતાની સાંસારિક, સામાજિક, કેળવણી કે રાજકીય દશાની પ્રગતિ માટે તમન્ના હોય તે આ પરિષદમાં આવ્યા વિના ન રહે. દરેક પાટીદાર આધેડ કે વૃદ્ધ જેના હૃદયમાં કોમની શિથિલતા ખૂંચતી હોય તે આવ્યા વિના ન રહે. પરિષદમાં આવનાર ભાઇઓ નીચેને શરનામે પત્ર લખી જણાવવા કૃપા કરશે.

'પાટીદાર યુવકમંડળ'
પરિષદ કાર્યાલય, ડાકોર

રાવજીભાઇ નાથાભાઇ પટેલ,
વેણીભાઇ પ્રભુદાસ પટેલ,
મંત્રીઓ: 'પાટીદાર યુવકમંડળ'

Reg No B 1785

૧૯૯૩ 卐 માગશર

# 卐 પાટીદાર 卐

વર્ષ ૧૪ 卐 અંક ૨

જ્ઞાતિને મેં સંયમની વૃદ્ધિને માટે મદદગાર તરીકે સ્વીકારી છે પણ આજકાલ જ્ઞાતિ સંયમરૂપે નથી, પણ બંધનરૂપે જોવામાં આવે છે સંયમ મનુષ્યને શોભાવે છે ને સ્વતંત્ર કરે છે બંધન બેડીરૂપ હોઇ ઝંખવે છે (પૃષ્ઠ ૫૯) આમાં સારો ઉપાય તો એ જ છે કે નાની નાની જ્ઞાતિઓના મહાજન એકઠા મળી એક જ્ઞાતિ બની જાય, અને આ મોટા સંઘ બીજા સંઘોની સાથે મળી છેવટે ચાર વર્ણોના એકમાં સ્થાન લે પણ હાલની શિથિલતામાં આવો સુધારો તાત્કાલિક બનવો લગભગ અશક્ય જેવું ગણાય (પૃષ્ઠ ૬૪) પ્રજામત અને પ્રજાના નૈતિક દબાણની અસર એ કામ કરી લેવા સારૂ બસ છે ···હિંદુસ્તાનમાં તેમ આખી દુનિયામાં આજે જે લોકયુગ જોતજોતામાં પ્રવર્તી રહ્યો છે તેને પરિણામે હિંદુ જાતિઓમાંથી પણ ઊંચનીચના ખ્યાલ સહેજે નીકળી જશે કેવળ વાડાઓને તોડવાથી લોકયુગ નહિ પ્રવર્તે એ ગણિતનો દાખલો નથી કે છેદ ઉડાવી દીધે મેળ બેસી જાય એની ગૂંચો ઉકેલવાને અંતર બદલાવાં જોઇએ, સમાજની વૃત્તિમાં પલટો થવો જોઇએ (પૃષ્ઠ ૭૫) ગાંધીજી: 'ત્યાગમૂર્તિ અને બીજા લેખો'

તંત્રી નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના.

# સમાવેશ



—*—

## પ્રાર્થના

**પાટીદાર મંડળના ફંડ માટે:** વાચકબંધુઓ જોઇ શકશે કે ડાકોરમાં મળેલી પરિષદે પાટીદાર મંડળને વ્યવસ્થિત ચલાવવાની યોજના કરી છે. તે તેને માટે રૂા. ૨૦૦૦નું ફંડ કરવાનો ઠરાવ નં. ૩ (પૃષ્ઠ ૯૧) કર્યો છે. તે માટે સૂચના થતાં પરિષદમાંજ રૂા. ૫૯૨ની લખણી થઇ ગઇ, તેમાં રૂા. ૧૬૨ તો રોકડા આવી ગયા. હજી રૂા. ૧૪૦૮ લખાવા જોઇએ. જે જે ભાઇબેનોને નાતની ઉન્નતિની ધગશ હોય તે એટલા પૈસા પૂરા કરી દેવામાં જરૂર મદદ કરે. લખાવેલા જે પૈસા બાકી છે તે અને હવે લખાવે તે પૈસા, શ્રી મગનભાઇ શંકરભાઇ પટેલ, પ્રમુખ, પાટીદાર મંડળ, સયાજીગંજ, વડોદરા, એમના તરફ અથવા તો અહીં 'પાટીદાર'મંદિરમાં સત્વર મોકલી દે એવી પ્રાર્થના છે. तुंबी भर दे बाबा तुंबी भर दे।


આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે છાપ્યું અને જીજીભા નરસિંહભાઇ પટેલે આણંદમાં પ્રકટ કર્યું. તા. ૧૪:૧૨:'૩૬

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

| સં. ૧૯૯૩<br>વર્ષ ૧૪ | આણંદ | અંક ૨<br>માગશર |
|---|---|---|


## પાટીદાર ભગિનીસમાજ

### સાતમી પરિષદ: ડાકોર, કાર્તિક સુ. ૮-૯, ૧૯૩૩

**પાટીદાર** ભગિનીસમાજની સાતમી બેઠક ધરોલામાં સંવત ૧૯૯૧ના માગશર સુદિ ૧૦-૧૧ને રોજ ભરાએલી. ત્યાર પછીના ૨૩ માસ દરમિયાન ભગિની-સમાજની પ્રવૃત્તિ મંદ પડી ગઇ હતી. યુવકમંડળે પોતાની પરિષદ ડાકોર મુકામે ભરવાનો ઠરાવ કર્યો અને તેની સાથેજ ભગિનીસમાજની પરિષદ ભરવી વધારે અનુકૂળ લાગ્યાથી તે પણ ત્યાંજ તેજ દિવસોમાં ભરવાનું નક્કી થયું હતું.

અમદાવાદના રહીશ અને કેળવણીપ્રિય તેમજ સંસારસુધારક તરીકે જાણીતા થએલા સદ્ગત ચુનીભાઇ કકુભાઇ પટેલનાં સંસ્કારી પુત્રી, તે વસોનાં સૌ. સરોજિનીબેન ચતુરભાઇ શંકરભાઇ પટેલે આ પરિષદનું પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું.

પરિષદની તૈયારી ડાકોર અને તેની આજુબાજુ વસતાં પાટીદાર ભાઇ-બેનોએ બહુ સારી રીતે કરી હતી. પહેલેથીજ પત્રિકાઓ દ્વારા સારો પ્રચાર કરવામાં આવ્યો હતો. બંને પરિષદો એકજ સ્થળે અને એકજ સમયે મળવાની હોવાથી-પ્રતિનિધિ ભાઇબેનોના તથા મહેમાનોના સ્વાગતનો બંદોબસ્ત કરવા યુવકમંડળના મંત્રી શ્રી. રાવજીભાઇ ના. પટેલ અને ભગિનીસમાજનાં મંત્રી શ્રી. ડાહીબેન રાવજીભાઈ પટેલ ત્રણ દિવસ અગાઉથીજ ત્યાં જઇ બેઠાં હતાં.

તા: ૨૨મીની સવારે ભગિનીસમાજનાં પ્રમુખશ્રી આવી પહોંચ્યાં હતાં. લગભગ ૨૬ ગામની અનેક બેનો પણ પરિષદમાં આવી હતી. સભામંડપને ધ્વજ, આસોપાલવનાં તોરણો; દેશનેતાઓની છબિઓ તથા સુબોધક વાક્યોથી

સુશોભિત કર્યો હતો. તા. ૨૨મીએ યુવકમંડળની પરિષદની તે દિવસની બેઠક પૂરી થયા પછી, સાંજના ચાર વાગ્યે પરિષદ શરૂ થતાં મંત્રી શ્રી. ડાહીબેન પટેલે ત્યાં આવેલી બેનોનો સત્કાર કર્યા પછી પરિષદને ફતેહ ઇચ્છનારા સંદેશા (પરિશિષ્ટ પા) વાંચ્યા હતા. ત્યાર બાદ મંત્રીએ પોતાનું નિવેદન પરિશિષ્ટ ટી) વાંચ્યું હતું.

ગઇ પરિષદ પછી બેનોની પ્રવૃત્તિમાં જે મંદતા વ્યાપી રહી હતી તેનું તેમાં વર્ણન કર્યું હતું. ગઇ પરિષદમાં કેટલાક અગત્યના ઠરાવોનો બિલકુલ અમલ થયો નહોતો ને માટે પોતાનું દુઃખ પ્રદર્શિત કર્યુ હતું. તેમજ સામાન્ય રીતે ગઇ પરિષદ પછીના સમયમાં પાટીદાર બેનોમાં વિચાર અને વર્તનમાં કેટલી પ્રગતિ થઇ તેનો કાંઇક ખ્યાલ આપ્યો હતો. નડિયાદ શ્રી. વિઠ્ઠલ કન્યાવિદ્યાલયમાં પાટીદાર જ્ઞાતિની કન્યા મોટી સંખ્યામાં છે તે ઉપરથી તેમણે નિર્દેપ કર્યો હતો કે હવે પાટીદારો પોતાની દીકરીઓને કેળવણી આપવામાં પૈસા પણ ખર્ચી જાણે છે અને તેમને બહારગામ પણ મોકલવાની હિંમત કરે છે. બાળલગ્ન, બારમાં, કાણમાકણ, ઓઝલ પડદો, લાજ કાઢવી, વગેરે નાતના કુરિવાજોનાં બંધનો પણ ઓછાં થતાં જાય છે. નાતમાં ભારે દુઃખ વિધવા બેનોને છે, તેમના પ્રત્યેની દિલસોજી પણ વધવા માંડી છે, બાળવિધવાના ફરજિયાત કેશવપન કરવાની સખ્તાઇ હવે ઓછી થતી જાય છે, વળી લગ્નસંબંધમાં પણ બેનોના વિચારો વધારે ઉદાર બન્યાના ઘણા દાખલા બન્યા છે, હવે લગ્નમાં કન્યાની સંમતિ પણ લેવાવા માંડી છે. કેટલાંક લગ્નો પરજ્ઞાતિમાં થયાં છે, તેમાં ખાસ કરીને બેનોની જ હિંમત છે. તેમને અભિનંદન આપ્યાં હતાં, પણ કેટલાંક લગ્નો અસંયમી અને સ્વચ્છંદી આચારથી થએલાં તે પ્રત્યે પોતાની નાપસંદગી મંત્રીએ દર્શાવી હતી અને આશા રાખી હતી કે સ્ત્રીસમાજનું કામ ભવિષ્યમાં વધુ વિચારપૂર્વક ચાલે. ત્યાર બાદ આજ દિન સુધીનો હિસાબ રજુ કર્યો હતો.

ત્યાર બાદ પ્રમુખ શ્રી. સરોજબેને પોતાનું ભાષણ (પરિશિષ્ટ દા) વાંચ્યું હતું. તેમાં સમાજમાં પાટીદાર સ્ત્રીનું સ્થાન કેવું છે તે જણાવી બર્માની સ્ત્રીઓની સ્વતંત્રતા વિષે ઉલ્લેખ કર્યો હતો અને જણાવ્યું હતું કે જ્યાં સુધી બર્માની સ્ત્રીઓની માફક હિંદી સ્ત્રીઓ આર્થિક સ્વતંત્રતા નહિ મેળવે ત્યાં સુધી તેઓની સંતોષકારક પ્રગતિ થવાની નથી. સ્ત્રીએ પણ પુરુષની જેમ સ્વતંત્ર વ્યક્તિ તરીકે જીવવું જોઇએ. જ્યોતિસંઘ જેવી, આર્થિક વિષયમાં સ્ત્રીઓને સ્વાવલંબી કરી શકે તેવી, સંસ્થાઓ સ્થાપવી જોઇએ. સ્ત્રીઓએ નર્સિંગ તેમજ ડાકટરી વિદ્યાનું જ્ઞાન પણ મેળવવું જોઇએ. ત્યાર બાદ

તેમણે પોતાના ભાષણમાં સાંસારિક પ્રશ્નો છણ્યા હતા. જ્ઞાતિના પ્રચલિત કુરિવાજો નષ્ટ કરવાને ભારપૂર્વક જણાવ્યું હતું અને સ્ત્રીઓના વારસાહક્ક માટે સરકારી કાયદામાં ફેરફાર થવાની જરૂર જણાવી હતી. વિજાતીય લગ્નમાં જેટલે દરજ્જે સ્વચ્છંદ, અસંયમ અને સ્નેહને નામે મનના વિકારો પોષવા જે અગવડિયાં લગ્નો થાય છે તે પ્રત્યે પોતાની નાપસંદગી બતાવી હતી. અંતમાં પરિષદમાં જે ઠરાવો થાય તેનો ભારપૂર્વક અમલ કરી, કરાવી સ્ત્રીસમાજની મંદતા દૂર કરવાને વિનંતી કરી પોતાનું ભાષણ સમાપ્ત કર્યું હતું.

તેજ રાત્રે ભગિનીસમાજની વિષયવિચારિણી સમિતિ બેઠી હતી અને ઠરાવો ઘડી કહાડયા હતા. તા. ૨૩મીએ સવારે બીજા દિવસની બેઠકમાં તે ઠરાવો ( પરિશિષ્ટ ર ) પસાર થયા હતા.

ડાહીબેન શવજીભાઇ પટેલ,
મંત્રી, પાટીદાર ભગિનીસમાજ

---

## પરિશિષ્ટ પા : પરિષદની ફત્તેહ ઇચ્છતા સંદેશા

૧. તમારી પરિષદની ફત્તેહ થાઓ તમે જે અત્યારે તમારી જ્ઞાતિને ઊંચે લાવવા પ્રયત્ન કરી રહ્યાં છો તે ઇશ્વિર પાર પાડે.

ગંગાબેન.વૈદ્ય

૨. પરિષદને મારી સહાનુભૂતિ છે. પરિષદની સફળતા ઇચ્છું છું.

વસુમતી ઠાકોર

૩. હું ગૂજરાતથી ઘણે દૂર હોવાથી આવી શકીશ નહિ. પરિષદને સફળતા ઇચ્છું છું. એનો પુરુષો કરતાં પણ વધારે રચનાત્મક કામ કરી બતાવશે એમ આશા રાખું છું.

શોલાપુર — સરોજિની મહેતા

૪. આવી પરિષદોનું નાનું રૂપ હોવા છતાં તેની ઉપયોગિતા વિશાળ છે. અને તેથીજ હું પરિષદની સંપૂર્ણ સફળતા ઇચ્છું છું

વડોદરા • કુસમબેન દેસાઇ

૫. 'પાટીદાર ભગિનીસમાજ'ની પરિષદમાં એવા ઠરાવો કરશો, જેને કેળવાએલ તથા બીનકેળવાએલ બેનો પણ હસતે મોંએ વધાવી લે. જ્ઞાતિમાં બેનોની જે દશા દિનપ્રતિદિન અવનત થાય છે તેમાંથી તેમને મુક્ત કરવાનું વ્રત

લેઇનેંજ તેઓ જાય, જેથી પાટીદાર બેનો પોતાની અને દેશની પણ આઝાદી કરવા ભાગ્યશાળી થાય.

**સ્યાદલા ( જી. સુરત ) મણિબેન મોરારજી પટેલ**

૬. તમારી પરિષદ સફળ નિવડે અને સ્ત્રીઓ વ્યક્તિત્વને અને સ્વાવલંબનને પંથે પ્રગતિ કરે એજ મહેચ્છા છે.

**અમદાવાદ મૃદુલા અંબાલાલ સારાભાઇ**

૭. આમંત્રણ મળ્યું. સંજોગોવસાત્ હું આવી શકું તેમ નથી. પરિષદની ફત્તેહ ઇચ્છું છું.

**સાન્તા ક્રુઝ ગંગાબેન પટેલ**

---

## પરિશિષ્ટ ટી.: મંત્રીનું નિવેદન

**બેનો અને ભાઇઓ,**

ગઇ છટાલા પરિષદ વખતે મંત્રી તરીકે બેન વિમળાબેન પટેલ હતાં, પણ ચાર પાંચ માસ પછી તેમના પતિ સાથે તેમને આફ્રિકા જવાનું થવાથી તેમણે રાજીનામું આપ્યું હતું. તેથી શ્રીમતી શાન્તાબેન દેસાઇ સાથે મને મંત્રીપદ આપવામાં આવ્યું હતું.

છટાલામાં પરિષદ ભરાએલી, ત્યાર પછી લગભગ બે વરસે આપણે અહીં ભેગાં થયાં છીએ. ત્યાં આપણે મળેલાં અને આજે અહીં મળીએ છીએ, તે બંને સંજોગોમાં બહુ ફેર છે. દેશના મુક્તિયત્નમાં જેલયાત્રા અને બીજી અનેક વિટંબણા ભોગવીને આપણામાંથી ઘણી બેનો ભેગી થએલી, તેથી તે પ્રસંગના મેળાપનો આનંદ અનેરો હતો, આજનો મેળાપ એટલો આનંદપ્રદ નથી. તે વખતે થોડું થોડું પણ કર્તવ્ય બજાવ્યાનો આપણને આત્મસંતોષ હતો, ચાલુ સાલે આપણને તેવો આત્મસંતોષ નથી. પ્રવૃત્તિની જેમ મંદતાનો પણ જુવાળ હોય છે; તેવો મંદતાનો જુવાળ આપણાં હૃદય ઉપર ફરી વળ્યો છે. યુવકમંડળના મંત્રી તેમના મંડળની પ્રગતિ માટે જેવાં રોદણાં રડ્યા છે, તેવાંજ રોદણાં મારે નશીબે રડવાનાં છે, એવો નિખાલસ એકરાર હું કરૂં તો મને માફ કરશો.

ગયા વરસમાં આપણે ખાસ કાંઇ કર્યું હોય એવો મને ખ્યાલ નથી. મંત્રી તો સમાજનું મુખ છે, પણ સમાજેજ જ્યાં મંદતા સેવી હોય ત્યાં મંત્રી શું કરે? નિષ્ક્રિય સમાજના મંત્રીનું ભાન થતાં મને પોતાને દુઃખ

થતું. નિષ્ક્રિય હું એટલા માટે કહું છું કે આપણે આ જમાનાને અનુસરતી પ્રગતિ કરી નથી. ગઇ પરિષદમાં જે જે ઠરાવો થએલા તેનો અમલ કર્યો હોત તો આપણે પૂરો આત્મસંતોષ મેળવી શકયાં હોત. ત્યારે આપણે જોઇએ કે ગઇ પરિષદમાં અમલી ઠરાવો કેવા થયા હતા અને તેનો અમલ કેવો થયો છે.

૧. ધટાલામાંજ પરિષદ પૂરી થયા બાદ તેજ સાંજે કાર્યવાહક મંડળની સભા મળી હતી. તેણે ઠરાવ કરેલો કે "આ વરસમાં ઓછામાં ઓછા સાતસો સભાસદો કરવા." આ ઠરાવનો અમલ કરવાનો હેતુ એ હતો કે સાતસો સભાસદો કરવામાં કાર્યવાહક મંડળના મુખ્ય સભ્યોને ગામે ગામ ફરવું પડશે, સમાજની શાખાઓ સ્થાપવી પડશે અને સારો પ્રચાર કરવો પડશે. આમાંનું કાંઇ થયું નથી.

૨. તે પરિષદમાં એવો પણ ઠરાવ કરવામાં આવેલો કે "સ્ત્રીકેળવણીના વિષયમાં પ્રગતિ કરવાના પ્રથમ પ્રયત્નમાં આ પરિષદ એવો ઠરાવ કરે છે કે ભગિની-સમાજની આર્થિક સ્થિતિને અનુસરી જ્યાં જ્યાં યોગ્ય સ્ત્રીશિક્ષિકાની અનુકૂળતા મળે ત્યાં ત્યાં સ્ત્રીશિક્ષણના વર્ગો શરૂ કરવા, સ્ત્રીઉપયોગી ઇનામી નિબંધો બેનો પાસે લખાવવા અને તેવા સાહિત્યનો પ્રચાર કરવો." આ ઠરાવ પણ અમલ વિનાનો રહ્યો છે.

બીજા ઠરાવોનો અમલ કરવામાં વ્યક્તિઓએ કાંઇક કાંઇક પ્રયત્ન કર્યો છે, પણ સામુદાયિક રીતે કાંઇ થયું નથી.

પોતાનાં બાળકોની કેળવણી આપવામાં હવે આપણે વધુ ચીવટ ધરાવીએ છીએ. 'છોડીને ભણાવીને કયાં કમાવા મોકલવી છે' એવું કહેનારાં માબાપ હવે પોતાની નાની મોટી દીકરીઓને કેળવણી આપવા લાગ્યાં છે, એમ નડિયાદમાં શ્રી વિઠ્ઠલ કન્યાવિદ્યાલયમાં તપાસ કરતાં જણાશે. બાળવિધવાના પુનર્લગ્નને ખુલ્લી રીતે ઉત્તેજન આપે એવો વિચાર કેળવાયો નથી, છતાં હવે બાળવિધવાનો પ્રશ્ન સ્ત્રીસમાજને પણ ખૂંચે છે અને એમને પણ લાગે છે કે આનું કંઇક થવું જોઇએ. 'વિધવાના વાળ ઉતારવાની કાંઇ જરૂર નથી,' 'એ તો નર્યો જુલમ છે,' 'વાળ રહે એમાં કાંઇ ખોટું નથી,' વગેરે ઉદ્ગારો દયાભાવે પણ આપણા સમાજની બેનો ઉચ્ચારે છે. અને એ સંબંધે થતી ચર્ચાને અંતે એવા ઘણાયે દાખલા બન્યા છે કે નાની વિધવા બેનનો સાદો શણગાર હવે નભાવી લેવાય છે.

લગ્નની બાબતમાં બહુજ ધીમી પણ પ્રગતિ થતી જાય છે, જોકે તેમાં સમાનતાના ઉચ્ચ હેતુ કરતાં યોગ્ય સંબંધના અભાવને કારણે નાછૂટકે તેમ

વિશેષ થતું હશે ખરૂં. સ્ત્રીસમાજમાં કુળાકુળની સંકુચિત ભાવના કાંઇક વિસ્તૃત બનતી જાય છે.

બીજી બાજુ કેટલાક એવા પણ બનાવ બન્યા છે, કે જેને બંડ કહેવાય. જે બંડ શુદ્ધ પ્રેમના આદર્શને અનુસરીને, તથા જાતિ અને સદાચારના વ્યાપક નિયમને અનુસરીને થયું હોય તે બંડ આપણને પ્રગતિને માર્ગે દોરે. પણ અસંયમી અને સ્વચ્છંદી બની મનની સ્થૂલ લાલસાની ખાતર જે બંડ થાય છે તે આપણા સમાજની અધોગતિ કરે છે. આવાં લગ્ન આપણા સમાજમાં થયાં છે. પ્રેમને નામે થએલા લગ્નની જ્યારે વખત જતાં ફજેતી થાય છે, સીવીલ મેરેજનો લાભ લેઇ છૂટાછેડા થાય છે, ત્યારે સમાજ ઉપર તેની બહુ ખૂરી અસર થાય છે. જે લગ્નમાં સંયમ, નીતિ અને કર્તવ્યની ભાવના હોતી નથી તેવાં લગ્ન સફળ થતાં નથી, તેમજ તેવાં લગ્નથી સમાજની પ્રગતિ શ્રેયસ્કર થતી નથી એમ મારૂં માનવું છે.

આમ આપણા અનેક પ્રશ્નો છે. તેને પહોંચી વળવા જે પ્રવૃત્તિમય જીવન જોઇએ તેવા જીવનથી આપણે ઘણાં દૂર છીએ. અહીં ડાકોર મુકામે આપણે રુંધાઇ ગએલી પ્રવૃત્તિનો કાંઇક ઉકેલ લાવીએ તો આપણું ભેગું થવું સાર્થક છે. ચાલુ સાલે તો એવી પણ એક સૂચના આવી છે, કે ભગિનીસમાજની પરિષદ યુવકમંડળની પરિષદ સાથે શા માટે? જુદી રખાય તો ઘણી બેનો તેમાં ભાગ લે. આવી સૂચનાનું શું કરવું તેનો વિચાર તો તમારે કરવાનો છે. પણ મને લાગે છે કે એ તો એક બહાનું માત્ર છે.

હવે ગયા વરસની આપણી પ્રવૃત્તિની થોડી હકીકત આપીશ.

આપણા સમાજના કાર્યવાહક મંડળની કુલ ચાર સભાઓ ભરાએલી પહેલી સભામાં ૭૦૦ સભાસદો બનાવવાનો ઠરાવ થયો. બીજી સભા જોઇતી સંખ્યા ન હોવાથી મુલતવી રહી છેલ્લી સભા આ પરિષદના પ્રમુખની પસંદગી માટે ગયા માસમાં નડિયાદ ભરાઇ. તે દરમિયાન આપણા સમાજમાં એક કામ થયું છે. સમાજ તરફથી ઓડનાં બેન સૌ. ચંચળબેન કિશાભાઇ શામળભાઇને શીવવાનો સંચો આપવામાં આવ્યો છે. એ ગઇ સાલની પ્રવૃત્તિ છે. આવતી સાલે સમાજની પ્રવૃત્તિ પાછી શરૂ થાય અને આપણાં થીજી ગએલાં હૃદયો પાછાં હુંફાળાં થાય, ગરમ થાય, એવી હું આશા રાખું છું.

હવે, ધર્મજ(?) પરિષદથી આજસુધીનો આપણા સમાજનો હિસાબ નીચે પ્રમાણે રજુ કરવાને રજા લઉં છું:

૪

શિલક

૪૪૬–૩–૯ 'પાટીદાર'મંદિરમાં

૫૯૮-૧૫-૬ બોરસદ છાવણીમાં

૧૦૪૫–૩–૩

૪૩–૦–૦ શ્રી સવિતાબેન અમીનના સંચાના બાકી હતા તે

વ્યાજ

'પાટીદાર'મંદિરનું

૧૦–૦–૦ સંવત ૧૯૯૧

૬-૧૩-૦ સંવત ૧૯૯૨

૧૧૦૫–૦–૩

૩

૪૮૮–૦–૦ શ્રી વિઠ્ઠલ કન્યાવિદ્યાલયને આપ્યા, રૂા. ૫૦૦ માંથી બાકી હતા તે

૧૨૩–૦–૦ બેન ચંચળબેન કિશાભાઇ ઓડ, સંચા માટે

૩૩–૮–૦ બેનોને ઓછે લવાજમે 'પાટીદાર' આપવા ખાતે

છપામણી

૨-૧૦-૦ સભાસદનાં ફોર્મ

૨–૮–૦ ડાકોર પરિષદની પત્રિકા

૫–૪–૦ પ્રમુખનું ભાષણ

૧૦–૬–૦

૧૧-૧૧-૬ ટપાલખર્ચ

૦–૯–૦ લેખનસાહિત્ય

૬–૩–૬ પ્રવાસખર્ચ

૪૩૧-૧૦-૩ શિલક 'પાટીદાર'મંદિરમાં

૧૧૦૫–૦–૩

હવે છેલ્લી વાત: અમારા આમંત્રણને માન આપીને આપ બધાં પધાર્યાં છો તે માટે આપનો ઉપકાર માની બેસી જવાની રજા લઉં છું.

---

## પરિશિષ્ટ ૨ા : પરિષદનાં પ્રમુખનું ભાષણ

**બેનો અને ભાઈઓ,**

આપે આજે મને ભગિનીસમાજનું પ્રમુખપદ આપ્યું છે તે માટે આપનો ઉપકાર માનું છું. મેં ભગિનીસમાજની પ્રવૃત્તિઓમાં અહીં નહિ હોવાના મુખ્ય કારણને લીધે એ એક પરિષદ સિવાય ભાગ લીધો નથી, તેમ હું કાંઇ બીજી રીતે વક્તા તરીકેની કે એવી તેવી લાયકાત ધરાવતી નથી. વધારામાં મને થોડા જ દિવસ અગાઉ પ્રમુખસ્થાન લેવા માટે કાર્યવાહક મંડળ તરફથી કહેવામાં આવેલું, એટલે મારું ભાષણ તૈયાર કરવાનો બિલકુલ વખત મને

મળેલો નહિ. માટે મારા ભાષણમાં જે કાંઇ ઊણપ હોય તે દરગુજર કરશો એવી આશા રાખું છું. બાકી તમારા બધાના સહકારથી હું માનું છું કે આપણી આ પરિષદ ફતેહમંદ નીવડશે.

**પાટીદાર સ્ત્રીનું સમાજમાં સ્થાન:** છેલ્લાં થોડાં વરસો થયાં ગામ છોડીને ધંધા અગર નોકરી અર્થે પુરુષો બહારગામ રહે છે, તેને લીધે જેમની સ્ત્રીઓને બહાર રહેવાનું બન્યું છે તેમની સામાજિક અને માનસિક થોડી પ્રગતિ થઇ છે એમ કહી શકાય, કારણકે તેમને ભણવાની સગવડ મળી છે અને તેઓ બહારના રીતરિવાજ જોઇ શકી છે તથા લાજ વગેરેનાં ન્યાતનાં કે ગામનાં બંધન નહિ હોવાથી છૂટથી હરેફરે છે, એટલે બહાર શું ચાલે છે તે જોઇ શકી છે. બાકી ગામડાંની અંદર સ્ત્રીઓના સ્થાનમાં કાંઇ જાણવા જેવો ફેરફાર થયો નથી. લાજનો રિવાજ છે તેમ ને તેમ જ છે. જેટલે અંશે લખવા વાંચવા જેટલું જ્ઞાન મળ્યું છે તેટલે અંશે રોવા કૂટવાનો રિવાજ ઓછો થયો કહેવાય. હજુ જે મુખ્ય વસ્તુની ખામી છે તે નિરક્ષરતાને લીધે છે. હિંદુ સંસ્કૃતિ હજારો વર્ષની જૂની છે, નાતના વાડા પણ જૂના છે, રૂઢિઓ પણ જૂની છે, એટલે પશ્ચિમની પ્રજાઓ માફક વીજળીવેગે નવી વાતો આપણા સમાજમાં દાખલ થતી નથી. જૂની પ્રથાઓ જડ ઘાલીને બેઠી છે, એટલે તેમને કાઢવા માટે પૂરતું જ્ઞાન એ પહેલી જરૂરીઆત છે. ભણતરથી એ સમજ આવે, પછી રહે સમજપૂર્વક હિમ્મતની વાત. નિરક્ષરતા જાય તો રિવાજમાં જરૂરના ફેરફાર થવા એ સહેલી વાત છે.

**બર્માની સ્ત્રીઓ:** કેળવણી શું કરી શકે તેનો સારામાં સારો નમુનો બર્માની સ્ત્રીઓ પૂરો પાડે છે. ત્યાં દરેક સ્ત્રી વાંચતાં લખતાં જાણે છે. પરિણામે સ્ત્રીસ્વાતંત્ર્ય એટલે શું એનો નમુનો તેઓ લેખાય. રાજકીય દૃષ્ટિએ તો તેઓ પણ આપણી માફક પરતંત્ર છે, પણ સામાજિક અને આર્થિક બાબતમાં તેઓ સંપૂર્ણ સ્વતંત્રતાએ પહોંચી છે. આભડછેટ કે અંધશ્રદ્ધામાં તે માનતી નથી. વળી ત્યાં ન્યાતના વાડા છેજ નહિ. પુખ્ત વયે પોતાની સંપૂર્ણ સમજપૂર્વક અને સંમતિથી તે પરણે છે. ન ફાવે ત્યારે કાંઇ પણ વિલંબ વિના છૂટાછેડા જાતેજ કરે છે. પણ એ બધું કરી શકે છે, તેનું કારણ તે કેળવાએલી અને આર્થિક દૃષ્ટિએ સ્વતંત્ર છે. તે કમાવાની તાકાત ધરાવે છે, કમાતાં જાણે છે. છતાં કોઇ એમ ન માને કે બર્માનો ગૃહસ્થાશ્રમ દુ:ખી છે. મોટો ભાગ છૂટાછેડા કરતો નથી. સ્ત્રી નવરાશના વખતમાં કમાય છે અને ઘરનું બધું કામકાજ કરે છે. પણ પુરુષની જેમ તે સ્વતંત્ર વ્યક્તિ છે અને પુરુષ જેમ ફરજ માની

પોતાના કુટુંબનું ભરણપોષણ કરવા ઉદ્યમ અગર યત્ન કરે છે તેમ સ્ત્રી પણ કરે છે. પરિણામે તેણે પુરુષના જેટલાજ હક્ક પ્રાપ્ત કર્યા છે.

**કેળવણીના ફેલાવા માટે શું કરવું જોઇએ?** માટે હું માનું છું કે પ્રથમ પ્રયત્ન નિરક્ષરતા દૂર કરવા થવો જોઇએ. ભગિનીસમાજ ઠેકઠેકાણે શાખાઓ કાઢી, સ્થાનિક કામ કરે તેવી બેનોનો સાથ મેળવી, મોટી ઉમરની તેમજ નાની ઉમરની બેનોને અક્ષરનું જ્ઞાન આપવા પ્રયત્ન કરે એ જરૂરનું છે. જ્યાં સ્ત્રીઓ માટે લાઇબ્રેરી હોય ત્યાં તેનો ઉપયોગ કરાવવો જોઇએ; અને ન હોય ત્યાં ગામલોક, દાતાઓ, કે સરકાર મારફતે નાણાંની મદદ મેળવી જ્ઞાનનો પ્રચાર કરવો જરૂરનો છે. આમાં સ્ત્રીઓ આગળ પડે તોજ કામ થઇ શકે. પ્રશ્ન સ્ત્રીસમાજનો છે, માટે નાની તો નાની પણ શરૂઆત જ્યાં જોગવાઇ મળી આવે ત્યાં થવી જરૂરની છે. અભણની સંખ્યા એટલી મોટી છે કે વાંચતાં લખતાં જાણનાર, ગાયકવાડી રાજ્યની વસતિ બાદ કરતાં, બહુ થોડાં છે. આવી સ્થિતિ છે ત્યાં બહાર શું ચાલે છે તે જાણનારની સંખ્યા ઘણીજ ઓછી હોય એ સ્વાભાવિક છે. તેથી થોડાં ઘણાં કેળવાએલાં છે તેમનામાંથીજ સેવાભાવે કામ કરનાર નીકળે તોજ કાંઇ કરી શકાય.

**ઉચ્ચ શિક્ષણ:** કન્યાઓને હમણાં હમણાં હાઇસ્કુલનું, ટ્રેનિંગ કૉલેજનું અને કૉલેજનું શિક્ષણ થોડાં માબાપ આપતાં થયાં છે પણ હજી તે તો સરોવરમાં બિંદુ સમાન છે. એટલે સ્ત્રીશિક્ષિકાઓ પણ જોઇતી સંખ્યામાં મળે એમ નથી. સ્ત્રીશિક્ષિકાઓ પણ મોટા પ્રમાણમાં તૈયાર થવાની જરૂર છે. નિરક્ષરતા તો ત્યારેજ દૂર થશે.

**આર્થિક સ્વતંત્રતા:** જૂની રૂઢિ મુજબ સ્ત્રી ધરબહારનું કામ કરતી નથી. અને ઘણે ઠેકાણે તો જરૂર હોય, છતાં રિવાજને લીધે વેચાતું પાણી ભરાવવું પડે છે. એટલે પહેલું તો, કામ કરવું એ નાનમ છે એ વિચાર મગજમાંથી જવો જોઇએ. પણ આ ફેરફાર કેળવણી આવશે તેમ થશે. ખાસ કરીને આ સ્થિતિને લીધે વિધવા થતાં સ્ત્રીની સ્થિતિ પરવશ અને દયાજનક થાય છે. વિધવાને, અને જરૂરીઆત વાળાંને પૈસાની આવક થાય એવું કરવાની ખાસ આવશ્યકતા છે.

**જ્યોતિસંઘ:** આનો ઉકેલ અમદાવાદમાં કુ. મૃદુલાબેન અંબાલાલ સારાભાઇએ સ્થાપેલા જ્યોતિસંઘનું કામકાજ વર્ણવી, તમારી સમક્ષ રજુ કરૂં છું. ત્યાં આગળ અક્ષરજ્ઞાનથી માંડીને તે શીવવું, ભરવું, ગૂંથવું; પાપડ, અથાણાં, મરીમસાલા બનાવવા; છાપવું, ચિત્રકામ કરવું; વગેરે સ્ત્રીઓ કરી

શકે એવા અનેક ગૃહઉદ્યોગ શીખવાય છે અને કામ કરનારને જરૂર હોય તો મહેનતાણું પણ અપાય છે. મેં જોયું છે કે વિધવાઓને અને પૈસાની જરૂર વાળી સ્ત્રીઓને આ કેટલું આશીર્વાદરૂપ થયું છે. બેન મૃદુલાબેન રહ્યાં જાતે ઉચ્ચ કેળવણી, અનુભવ તથા હિમ્મત વાળાં અને વળી પૈસાદાર, એટલે તે એકલાં આ બધુંય એક જ્યોતિસંઘમાં કરી શકે. પણ હું માનું છું આમાંનું કાંઇ કાંઇ અનુકૂળ ઠેકાણે ભગિનીસમાજ શાખાઓ કાઢી કરી શકે તો કામ બહુ સુંદર થાય.

**નર્સિંગ અને ડૉક્ટર:** ગામડાંમાં કામ કરવા માટે અગર ગામડાંનું આરોગ્ય સાચવવા માટે નર્સિંગ અને સુવાવડનું કામ શીખેલી ઘણી સ્ત્રીઓ તૈયાર થવાની જરૂર છે. સાથે સાથે સ્ત્રીડૉકટરો પણ જોઇએ ત્યારે જ ગામડાં આદર્શ બને અને તેમના પ્રશ્નને પહોંચી વળાય.

**સામાજિક પ્રશ્નો:** બાળલગ્ન હવે જવલ્લે જ માલૂમ પડે છે એ ફેરફાર મહત્ત્વનો થયો છે. કન્યા પોતાની સંમતિથી પરણે એને માટે ઉપર કહ્યું તેમ ઉચ્ચ કેળવણીની જરૂર છે, એટલે હજી તેને વાર છે. પરઠણ પણ ત્યારે જ ઓછી થશે. પુરુષો સમજવા લાગ્યા છે કે પરઠણ લેવી નહિ અને કેટલાક નથી લેતા. વિધવાવિવાહ એ હજી વાદવિવાદનો પ્રશ્ન છે. જે વિધવાને લગ્ન કરવું હોય તેને સામાજિક બાધ ન હોવો જોઇએ, જોકે એમ પરણનારની સંખ્યા પણ જુજ નીકળવાની. જે નાતોમાં એ રિવાજ છે તેમાં પણ સમજ-પૂર્વક પુનર્લગ્ન નહિ કરનાર વધુ હોય છે. પણ ફરજીઆત વૈધવ્યની સામે જ આપણી તો ફરિયાદ છે. વિધવાઓ વાળ રાખતી પણ કોઇક કોઈક થઇ છે અને તે પણ માબાપની સંમતિથી, તે એક સમાજસુધારાનું ચિહ્ન છે. રોવા કૂટવાનું ઓછું થાય છે અને જેમ જ્ઞાનપ્રચાર થશે તેમ નીકળતું જશે. લગ્નમાં સાદાઇ આવવી જરૂરની છે, એ દૃષ્ટિથી સિવીલ મેરેજ પસંદ કરવા જેવું છે. વિજાતીય લગ્ન માટે તો તે ખાસ જરૂરનું છે.

**વિજાતીય લગ્ન:** હજારો વર્ષોથી ચાલતા આવતા નાતના વાડામાં જ્યાં સુધી દરેક માણસ ઊછરે છે, ત્યાં સુધી નાતને ભુલાતી નથી. આને લીધે દરેકના રીતરિવાજ અને રહેણીકરણી જુદાં છે. આથી વિજાતીય લગ્ન છૂટથી થતાં દેખાતાં નથી અને થઇ શકે પણ નહિ. થાય છે તેમાં નિષ્ફળ નીવડયાના દાખલા ઘણા માલુમ પડે છે, તેનું કારણ જુદા રીતરિવાજમાં ઊછરેલાં પરણે છે તે છે. બાકી હમણાં હમણાં વિજાતીય લગ્નને નામે થોડાં સગવડીઆં સ્નેહલગ્ન થયાના જે દાખલા છાપાંમાં આવે છે તે તો ધિક્કારવા જેવા છે. વિજાતીય લગ્નને નામે એવાં લગ્નની હું હિમાયત કરી શકું તેમ નથી.

વારસા હક્ક: 'હિંદુ સ્ત્રીઓનો વારસાહક્ક' અને 'ડૉ. દેશમુખનું વડી ધારાસભા સમક્ષ બીલ' એ વિષયો ઉપર હમણાં શ્રી. માવલંકર વકીલનાં બે ભાષણ સાંભળવાના પ્રસંગ મને પ્રાપ્ત થયા હતા. એ દુઃખની વાત છે કે સરકારે હિંદુ કાયદામાં અત્યાર સુધી કાંઇ ફેરફાર કર્યો નથી. સ્ત્રીને સંયુક્ત કુટુંબની મિલ્કત ઉપર ભરણપોષણ સિવાય બીજો કાંઇ હક્ક નથી, એને લીધે તે બહુ પરાધીન સ્થિતિમાં મુકાઇ છે. તેમાં ફેરફાર કરાવવા સ્ત્રીમંડળોએ ઠરાવ કરી સરકારને મોકલ્યા છે. સરકારે માત્ર વિધવાને વારસાહક્ક આપવા જેટલે જવા સુધી સંમતિ દર્શાવી છે તે કાંઇક થયું છે. બાકી જેવો છોકરાનો હક્ક છે તેવો હક્ક વારસામાં જ્યાં સુધી છોકરીનો ન થાય ત્યાં સુધી કાંઇ વળે નહિ.

અંતમાં મારે જણાવવું જોઇએ કે કાંઇ યત્નશીલ કામ કરવું હોય તો વરસમાં એક વખત અગર બેએક વર્ષે એક વખત ભેગાં થઇ આપણે વિચારની આપલે કરી માત્ર ઠરાવોજ કરી છૂટાં પડવાથી કાંઇ વળવાનું નથી. ઠેકઠેકાણે ઘણું કામ કરવાનો ક્રમ ઘડવો જોઇએ અને કામ કરવું જોઇએ. અજ્ઞાન ઘણું છે એટલે યત્ન પણ તેટલોજ સતત હોવો જોઇએ. તોજ આપણે સ્ત્રીઓને ઘરના પાળેલા પશુની અત્યારની સ્થિતિમાંથી બહાર કાઢી શકીએ. તમે બધાંએ આટલે દૂર આવવાની તસ્દી લીધી છે માટે અને મને સાંભળવા ધીરજ દેખાડી છે તે માટે તમ સૌનો આભાર માનું છું.

સરોજબેન ચતુરભાઇ પટેલ

---

## પરિશિષ્ટ ૨ : ઠરાવો

પરિષદમાં નીચેના ઠરાવો સર્વાનુમતે મંજુર થયા હતા:

૧. સ્વર્ગસ્થ શ્રી કમળા નહેરૂના અવસાન માટે ખેદ દર્શાવવા સંબંધે,

૨. અસ્પૃશ્યતાનો નાશ કરવા સંબંધે,

૩. સ્ત્રીઓને લગ્નમાં વારસાહક્ક મળવા સંબંધેના કાયદા કરવાને બ્રીટિશ અને ગાયકવાડ સરકારને આગ્રહ કરવા સંબંધે,

૪. બાળકોને કેળવણી આપવા સંબંધે,

૫. કેળવણીમાં પ્રગતિ માટે ભગિનીસમાજની આર્થિક સ્થિતિ અનુસાર સ્ત્રીશિક્ષણવર્ગ ખોલવા સંબંધે,

૬. વિધવા સ્ત્રીના વાળ ફરજિયાત ઉતારવાનો પ્રતિબંધ કરવા સંબંધે,

૭. બાળવિધવાને ફરજિયાત વૈધવ્ય પળાવવાનો રિવાજ દૂર કરવા સંબંધે,

૮. સેવા કૂટવાનો અનિષ્ટ રિવાજ બંધ કરવા સંબંધે,

૯. બાળલગ્નની નુકશાનકારક પ્રથા બિલકુલ નાબૂદ કરવા સંબંધે,

૧૦. પુરુષ એક સ્ત્રીની હયાતિમાં બીજી સ્ત્રીને ન પરણી શકે, એટલા માટે સીવિલ મેરેજની પ્રથા શરૂ કરવાની ભલામણ સંબંધે, અને

૧૧. લગ્નમાં વરકન્યાની પૂર્ણ પસંદગી અને પરસ્પરના પરિચયની જરૂરિયાત હોવા સંબંધે, ઠરાવ થયા હતા; ત્યાર પછી ઠરાવ થયો, કે

૧૨. પાટીદાર ભગિનીસમાજનું નવા વર્ષનું કાર્યવાહક મંડળ નીચે પ્રમાણે ચૂંટવામાં આવે છે:

પ્રમુખ: શ્રી. સરોજિનીબેન પટેલ, વસો

ઉપપ્રમુખ: ,, શાન્તાબેન ભાસ્કરરાવ પટેલ, સોજીત્રા

ગંત્રીઓ:

શ્રી. મણિબેન મધુભાઇ પટેલ, ભાદરણ    શ્રી. ભક્તિલક્ષ્મી દેસાઇ, વસો

**સભ્યો**

કાશીબેન શિવાભાઇ પટેલ, ઓડ    યશોદાબેન જશભાઇ પટેલ, ભાદરણ
ગંગાબેન ગોરધનભાઇ ,, ધર્મજ    શાન્તાબેન સૂર્યકાન્ત દેસાઇ વસો
જયાલક્ષ્મીબેન સુધાકર ગુપ્ત, ઇટોલા    સુલોચનાબેન ચતુરભાઇ પટેલ, ચિખોદ્રા
ડાહીબેન રાવજીભાઇ પટેલ, સોજીત્રા    સુરજબેન ઇશ્વરભાઇ પટેલ, પીજ
ધનલક્ષ્મીબેન આદિત્યભાઇ પટેલ, થામણા

---

## પાટીદાર યુવકમંડળ

### ચોથી પરિષદ: ડાકોર, કાર્તિક સુદ ૮–૯, ૧૯૯૩

ઉત્સાહભરી આણંદ અને ઇટોલાની પાટીદાર યુવકમંડળની પરિષદો પછી યુવાનો જાણે કે લાંબા વખત સુધી આરામ લેવા સૂતા હોય એવું બની ગયું. પરંતુ મોડી મોડીયે ૧૯૯૩ના કાર્તક સુદિ ૮–૯ના દિવસોમાં ડાકોર મુકામે પરિષદ ભરાઇ. પરિષદ-કંઇ આગળ વધી શકતી નથી એ જાતનો અસંતોષ કાર્યકર્તાઓને મૂંઝવી રહ્યો હતો. અને એનો અવાજ 'પાટીદાર'. માસિક દ્વારા લોકોમાં પણ પહોંચ્યો હતો. આખો સમાજ આ યુવકપ્રવૃત્તિને શા માટે નવાજી નથી લેતો એ જાતનો બળાપો ચારે બાજુથી નીકળતો હતો. કોઇ કહેતું કે યુવાનો શિથિલ થયા છે, કોઇ કહેતું કે વૃદ્ધો સાથ નથી આપતા, તો કોઇ કહેતું કે મંડળનું બંધારણ કડક છે. આવી સ્થિતિમાંથી કોઇ પણ

રીતે બહાર નીકળવું એ કાર્યકર્તાઓનો દૃઢ નિશ્ચય હતો. આથી આને અંગે ખૂબ ઉહાપોહ કરવામાં આવ્યો, મંત્રી તરફથી એક પ્રશ્નાવલી[1] વહેંચવામાં આવી અને મંડળને ચાલુ રાખવું છે કે નથી રાખવું, એ વિષેનું ચોક્કસ વલણ જાણવાનો પ્રયત્ન થયો. તે ઉપરાંત ચરોતરના ૭ ગામના મુખ્ય મુખ્ય આગેવાનોને હાજર રહેવા ખાસ આમંત્રણ આપવામાં આવ્યાં હતાં.

કાર્યવાહક મંડળે ભાઇ મગનભાઇ શંકરભાઇ જેવા આપબળિયા અને છતાં નમ્ર, સેવાપરાયણ અને વ્યવહારૂ ભાઇની પ્રમુખ તરીકે પસંદગી કરી એ પણ આ પરિષદની વિશિષ્ટતા છે.

આ બધાં કારણોથી તેમજ પરિષદ સંબંધેની જાહેરાત અને પ્રચાર-કામથી પરિષદમાં ધાર્યા કરતાં ખૂબ સારી હાજરી હતી. આશરે ૬૮ ગામો-એથી અનેક ભાઇઓ આવ્યા હતા. ડાકોરમાં પાટીદારોની વસતિ નહિ જેવી કહેવાય, એમ છતાં કાનમ વાકળ અને ચરોતર પ્રદેશમાંથી લાટની જમીન ખેડવા આવેલા નજીકના પાટીદાર ભાઇઓએ પોતેજ પરિષદ બોલાવી છે એવું કરી મૂક્યું. પરિષદને સફળ કરવા માટે આ ભાઇઓએ જે જહેમત ઉઠાવી તે ધન્યવાદને પાત્ર છે.

પરિષદનો સભામંડપ ગામ બહાર સ્ટેશન નજદીક ભુવનેશ્વરી જીનમાં ઊભો કરવામાં આવ્યો હતો. મંડપને દેશનેતાઓની છબિઓથી તથા રાષ્ટ્રીય તેમજ સામાજિક સૂત્રોથી શણગારવામાં આવ્યો હતો. બેનો તથા ભાઇઓ માટે બેસવાની અલગ અને સગવડભરી વ્યવસ્થા રાખવામાં આવી હતી. ઉપર લીમડાની ઘટા હતી, તેમ છતાં બેસતા શિયાળાનો તાપ એમાંથી ગળાઇ ગળાઇને સભાજનોને નવડાવતો હતો.

વ્યાસપીઠની ડાબી બાજુએ મહેમાનોમાં શ્રી. મોતીભાઇ અમીન, શ્રી. આપાજી બાવાજી અમીન, શ્રી. ચીમનલાલ દેસાઇ, શ્રી. રમણિકલાલ મોદી, શ્રી. નટવરલાલ દવે, વગેરે અનેક ભાઇઓ હાજર હતા.

બરાબર બપોરના અઢી વાગ્યા એટલે પરિષદની શરૂઆત 'જનગણમન અધિનાયક જય હે' એ રાષ્ટ્રગીતથી કરવામાં આવી. ત્યાર બાદ સ્વાગતસમિતિના પ્રમુખ શ્રી. નરસિંહભાઇ વેણીભાઇએ પોતાનું સ્વાગતભાષણ (પરિશિષ્ટ ૧) વાંચી સંભળાવ્યું હતું. પછી શ્રી. પ્રભુદાસ રાયે પ્રમુખપદ માટે શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલનું નામ સૂચવ્યું. બોરીઆવી વાળા શ્રી. ભાઇલાલભાઇએ,

૧. એ પ્રશ્નાવલી 'પાટીદાર'ના ગયા અંકમાં પૃષ્ઠ ૭૭૫ી છાપી છે.

રણછોડભાઇ માસ્તરે તથા શ્રી. રાવજીભાઇ મણિભાઇ પટેલે એ દરખાસ્તને ટેકો આપ્યો. છેવટે આગ્રહને વશ થઇને શ્રી. મગનભાઇએ પ્રમુખપદ સ્વીકાર્યું.

આટલું કામ પત્યા પછી મંત્રી શ્રી. રાવજીભાઇ નાથાભાઇ પટેલે બહારગામથી આવેલા સંદેશાઓમાંથી મુખ્ય મુખ્ય (પરિશિષ્ટ રિ) વાંચી સંભળાવ્યા. આચાર કરવો હોય તો જ ઠરાવો પસાર કરજો એવો ખાસ સંદેશો ગાંધીજીએ મોકલ્યો હતો. શ્રી. ગોવિંદભાઇ દેસાઇએ સમાજસુધારાના વિકટ માર્ગમાં વ્યવહારકુશળતા દાખવીને મંડયા રહેવાની ભલામણ કરી હતી. શ્રી. નરહરિભાઇ પરીખે તથા શ્રી. જુગતરામ દવેએ સંકુચિત ભાવના કાઢી નાખી મંડળને વિશાળ કરવાની તથા આભડછેટના તત્ત્વને નામશેષ કરવાની સૂચનાઓ કરી હતી. ડૉ. ચંદુલાલે એમની તનમનાટ ભરી ભાષામાં યુવકોને બધાને મોખરે રહેવાનો આગ્રહ કર્યો હતો. એ ઉપરાંત બીજા અનેક સંદેશાઓ આવ્યા હતા.

સંદેશાઓનું કામ પત્યા પછી શ્રી. મંત્રીએ પોતાનું નિવેદન (પરિશિષ્ટ ય) વાંચ્યું હતું. એમાં ગઇ પરિષદ બાદ કશું સંતોષકારક કામ નહોતું થઇ શક્યું એ માટે દુઃખ વ્યક્ત કર્યું હતું. અને કામ ભલે થોડું ઉપાડીએ, પણ એ સચોટતાપૂર્વક અમલમાં આવવું જોઇએ, એ જાતની સૂચના કરી હતી. પરિષદના કામને આગળ ધપાવવા માટે હવે શું કરવું જોઇએ એ વિષે એમણે ટૂંકમાં ભલામણ કરી હતી અને કાંઇક છેવટનો નિર્ણય કરીને જ વેરાવાનો આગ્રહ કર્યો હતો. ત્યાર બાદ એમણે મંડળનો હિસાબ રજુ કર્યો હતો.

પછી સહમંત્રી શ્રી. વેણીભાઇએ બાળલગ્ન અટકાવવા માટે મંડળ તરફથી કેવા પ્રયત્નો થયા, એમાં શી શી મુશ્કેલીઓ તથા એથી શાં શાં ફળ આવ્યાં એ વિષે વીગતવાર નિવેદન (પરિશિષ્ટ द,) વાંચી સંભળાવ્યું. આની સભા ઉપર બહુ ભારે અસર થઇ.

છેવટે પ્રમુખ શ્રી મગનભાઇએ પોતનું છાપેલું ભાષણ (પરિશિષ્ટ ज्ञ) વાંચવાનું શરૂ કર્યું. શરૂઆતમાં એમણે પોતાની પ્રમુખ તરીકેની આવવાની અનિચ્છા જણાવી અને એના કારણમાં એમની બહાર ન આવવાની નમ્રતા જ દેખાતી હતી. એમ છતાં મંડળના ભાઇઓના આગ્રહને વશ થઇ મંડળના નાવને બને તેટલું આગળ ચલાવવાના કામમાં સહાયતા આપવાનું સ્વીકાર્યું, પણ એ કામમાં એમણે મોટેરાઓના તેમ જ જુવાનોના પૂર્ણ સહકારની અપેક્ષા બતાવી હતી.

એમના ભાષણમાં એમણે વરવિક્રય તેમ જ કન્યાવિક્રમ બંધ થવો જોઇએ, બાળલગ્ન અટકવાં જોઇએ, પુનર્લગ્ન કરવા માટે વિધવા બેનોને છૂટ અને

સગવડ મળવી જોઇએ, મરણ પાછળના જમણવાર જવા જોઇએ તથા લગ્ન-સંબંધનું ક્ષેત્ર દિનપ્રતિદિન વિશાળ બનવું જોઇએ, એ પાંચ પ્રશ્નોને બહુ મહત્ત્વ આપવાનો આગ્રહ બતાવ્યો હતો.

આ ઉપરાંત કારકુનિયા કેળવણી પ્રત્યે ધૃણા બતાવી હતી અને ઉદ્યોગ તથા જમીનને આબાદ કરવા તથા કોમની સામાજિક, આર્થિક તથા કેળવણી-વિષયક સ્થિતિ સુધારવાના બીજા ત્રણ મુદ્દા રજુ કર્યા હતા.

વર- તથા કન્યા-વિક્રયના પ્રશ્નનો તોડ કાઢતાં એમણે નીચેના બે મુદ્દા સમજાવ્યા હતા: પહેલો મુદ્દો સ્વમાન—જે આપણને ઇચ્છે, આપણા સંબંધ માટે જેના હૃદયની ચાહના હોય, જે આપણને પોતાનાથી નીચો ગણી આપણી અને આપણી દીકરીની અવગણના ન કરે તેવો હોય ત્યાં લગ્નસંબંધ કરવો. અને બીજો મુદ્દો એ કે આપણી કન્યા સર્વ રીતે સુખી થાય, તેના જીવનનું કલ્યાણ થાય, તેવા કુટુંબમાં આપવી.

છેવટે એમણે પરિષદનું કાર્ય ૩૬૫ દિવસનું બનાવવાની ખાસ ભલામણ કરી હતી અને શરૂઆતમાં કોઇ એકાદ બે પ્રવૃત્તિ ઉપરજ આપણી શક્તિ કેન્દ્રિત કરવાનો રસ્તો સૂચવ્યો હતો. મંડળની શાખાઓ સ્થાપી, સભાઓ ભરી તેમજ પત્રિકાઓ કાઢીને લોકોને વિચાર કરતા કરી મૂકવાની પણ એમણે આવશ્યકતા બતાવી હતી.

ત્યાર બાદ પરિષદનું તે દિવસનું કાર્ય પૂરૂં થયું હતું અને તુરત એજ સભામંડપમાં ભગિનીસમાજની પરિષદ મળી હતી.

રાત્રે ૯ વાગ્યે મંડળની વિષયવિચારિણી સભા રામબાગમાં મળી હતી. બધા ભાઇઓ ચર્ચામાં રસ લેઇ શકે તથા એમના માનસનો બરાબર ખ્યાલ આવે એ માટે કાર્યકર્તાઓએ સૌને વિષયવિચારિણી સભામાં હાજર રહેવાની છૂટ આપી હતી, એટલે આ સભા વિષયવિચારિણી કરતાં સામાન્ય સભા જેવીજ બની હતી. પણ એથી સભાનું કામ ખૂબ મુશ્કેલ થઇ પડયું હતું અને કેટલીક અનાવશ્યક ચર્ચાઓમાં પણ ખૂબ સમય બગડયો હતો.

આ સભાનું મહત્ત્વનું કામ એક હતું અને તે શ્રી. મોતીભાઇ અમીનની મનનીય સૂચનાઓ તથા મંડળને સાચું કાર્ય કરી બતાવવાની યોજના (પરિશિષ્ટ ક). એમણે ૨૪ કલાક કામ કરે એવા ભાઇઓને શોધી કાઢવા તેમજ આ કામ પાછળજ ખાઇપીને મંડી પડે એવા ભાઇઓને કામ કરવા બહાર આવવાની ખાસ ભલામણ કરી હતી. આની અસર આખી સભા ઉપર સારી થઇ હતી અને પરિણામે એક કાયમી કાર્યાલય ખોલવાનો તથા એમાં ૨૪ કલાક

કામ કરે એવા એક ભાઈને શોધી કાઢવાનો ઠરાવ પસાર થયો હતો. એ માટે નાણાંની મુશ્કેલી ઊભી થતાં એમણે પોતાની ઢબે વ્યક્તિ દીઠ ૫થી ૧૦ રૂપિયાનું ઉઘરાણું કરી બે હજાર રૂપિયા મેળવી લેવાની યોજના રજુ કરી હતી, અને એ પણ સ્વીકારાઈ હતી.

વીરસદ-કરમસદ લગ્નને અને એવાંજ બીજાં કુલાભિમાનને છેદનાર લગ્નોને આ સભાએ વધાવી લીધાં હતાં. આ ઉપરાંત બીજા બાર ઠરાવો ઉપર વિચાર કરી રાત્રે ૧૨॥ વાગ્યે એ સભાનું કામ ખતમ થયું હતું.

બીજે દિવસે સવારના પરિષદનું કામ ૮॥ વાગ્યે શરૂ થયું. શરૂઆતથીજ પરિષદમાં એટલું ગંભીર અને શાંત વાતાવરણ હતું કે, કામ ઉકલતું બહુ સુગમ થઈ પડયું. પ્રમુખની વ્યવહારકુશળતાથી એક પછી એક એમ બધા ઠરાવો (પરિશિષ્ટ ૨) વ્યવસ્થિત રીતે પસાર થયા હતા.

આજનો પહેલોજ ઠરાવ બહુ મહત્ત્વનો હતો, કારણકે એ ઠરાવમાં આજ સુધી ચાલતા આવેલા 'પાટીદાર યુવકમંડળ'નું નામ બદલીને 'પાટીદાર મંડળ' જેવું વ્યાપક નામ રાખવામાં આવ્યું. સભાએ તે સર્વાનુમતે સ્વીકારી લીધું.

આજની સભાનું બીજું મહત્ત્વનું કાર્ય તે મંડળની પ્રવૃત્તિઓ ચલાવવા માટે જાથુનું એક કાર્યાલય સ્થાપવાનો ઠરાવ પસાર થયો એ હતો. આ ઠરાવ શ્રી મોતીભાઈ અમીનેજ મૂકયો હતો અને તેઓ એને જેટલું મહત્ત્વ આપતા હતા એટલીજ ગંભીરતાથી બધી વસ્તુની પરિસ્થિતિ તથા કાર્ય કરવાની દિશા બતાવી. એક ઠરાવ વડોદરા રાજ્યના સુધારક કાયદાઓની હિલાશ માટે ત્યાંના દિવાન સાહેબ પાસે ડેપ્યુટેશન લઈ જવાનો હતો. આ વખતે પણ શ્રી મોતીભાઈ સાહેબે પોતાનો બહુ મહત્ત્વનો અભિપ્રાય જાહેર કર્યો હતો કે "આપણે સરકાર પાસે સુધારાના કાયદાઓ પસાર કરાવીએ તથા એના ઢીલા અમલને મજબૂત કરાવવા પ્રયત્ન કરીએ એ તો જરૂરનું છેજ, પણ એથી વધુ મહત્ત્વનું તો આપણા સહકારનું છે. વડોદરા રાજ્યે ફરજિયાત કેળવણીનો કાયદો પસાર કર્યો, પણ એમાં આપણે બાળકોના વાલીઓએ કેટલી મદદ કરી? એટલે હું તો માનું છું કે આપણે જો સાચી પ્રગતિ કરવી હોય તો એ કાયદા કરતાં પણ વધુ મહત્ત્વ આપણા સહકારનું અને વર્તનનું છે, નહિ તો બધા કાયદા કાયદાપોથીમાં ચીંથરાંજ બની રહેવાના છે."

મોતીભાઈ સાહેબની અપીલ પછી તુરતજ મંડળના કાર્યાલય માટે જોઈતાં નાણાંની ટીપ કરવામાં આવી અને એમાં રૂા. ૨૫થી વધુ ન લેવા એવી એક શરત હતી. એમ છતાં ફક્ત અડધા કલાકમાંજ ૬૦૦ જેટલા રૂપિયા

લખાયા. અને આ કામમાં લોકોએ જે ઉત્સાહ બતાવ્યો એ જોતાં મંડળની આ નવી નીતિમાં લોકોનો ખૂબ વિશ્વાસ બેઠેલો જણાતો હતો. પરિષદની પૂર્ણાહુતિ થતાં સુધીમાં તો લોકોનું વાતાવરણ ખૂબ ઉત્સાહભર્યું અને ગરમ થઇ ગયું હતું.

છેવટે પ્રમુખશ્રીએ પરિષદના કામકાજ માટે ખૂબ સંતોષ જાહેર કર્યો હતો અને ભવિષ્યમાં કામ કરવા માટેની આશા સેવીને પરિષદ આનંદપૂર્વક વિસર્જન પામી હતી.

**રાવજીભાઈ નાથાભાઇ પટેલ,**
મંત્રી, પાટીદાર યુવકમંડળ



## પરિશિષ્ટ ૫: સ્વાગતસમિતિના પ્રમુખનું ભાષણ

**બેનો અને ભાઇઓ,**

સ્વાગતસમિતિ તરફથી આપ સર્વ ભાઇબેનોને આવકાર આપતાં મને આનંદ થાય છે. આપ સર્વનું સ્વાગત કરવાનું ભાગ્ય ડાકોરને પ્રાપ્ત થયું છે તેથી પણ અમને બધાને ઘણો આનંદ થાય છે.

ડાકોર એ ઠાસરા તાલુકાનું માળ પ્રદેશમાં આવેલું ગામ છે. માળ પ્રદેશ અણખેડાએલો, કેળવણીમાં અને બીજી બધી રીતે પછાત છે. ઠાસરા તાલુકામાં અણખેડાએલી જમીન ઘણી પડી હતી. કાનમ, વાકળ, ચરોતરના પાટીદાર ભાઇઓ ખેતી કરવા માટે આ તરફ આવ્યા. તે બધાના પ્રયત્નથીજ અહીં પરિષદ ભરવાનું નક્કી થયું. સમાજસુધારણાનું કામ કરીને પાટીદાર જ્ઞાતિમાં જાગૃતિ લાવવાની તેમને ભારે ઇચ્છા હતી. પરિષદ ભરાવાની છે એ જાણીને માળ પ્રદેશના ભાઇઓમાં ઠીક જાગૃતિ આવી છે.

ડાકોરમાં આપણે ભેગા થઇએ છીએ ત્યારે મને ૬૦–૭૦ વર્ષ પહેલાંના ઇતિહાસનું સ્મરણ થાય છે. ડાકોર એ પુણ્યક્ષેત્ર મનાય છે. ડાકોરમાં ઘણા પ્રસંગોએ જ્ઞાતિઓની ગૂંચવણના પ્રશ્નોના કોયડા ઉકેલાયા છે. ૬૦–૭૦ વરસ પહેલાં આપણી જ્ઞાતિના અગ્રેસરો ડાકોર મુકામે જ્ઞાતિની સામાજિક અને આર્થિક ઉન્નતિ અર્થે ભેગા થયા હતા. લગ્ન- અને મરણ-પ્રસંગોએ થતા ખર્ચમાં કાપકુપના ઠરાવો કરીને બંધારણ ઘડયું હતું ઠરાવનો ભંગ કરે તેને માટે સજા પણ રાખી હતી. તે વખતે આજની જેમ ૭, બાર કે સત્તાવીસ ગામના ગોળ કે વાડા નહોતા; એટલે ગોળ કે વાડા તોડવાની વાતજ નહોતી, પણ

આપણાં લગ્નમરણનાં ખર્ચોમાં કાપકુપ કરીને જ્ઞાતિને આર્થિક મુશ્કેલીઓમાંથી બચાવવાની વાત હતી. પણ દિવસે દિવસે ઠરાવોનું પાલન શિથિલ થતું ગયું અને બંધારણ તુટી ગયું, આજે પાટીદાર જ્ઞાતિ બંધારણ વિનાની થઇ પડી છે. પરિણામે પહેલાં જ્યાં ગામોના ગોળ નહોતા ત્યાં હવે ગોળ, વાડા અને તડ થતા ગયા. જેમ જેમ પરઠણનો આંકડો વધતો ગયો, મરણપ્રસંગે ખર્ચ કરવાની હરિફાઇ વધતી ગઇ, તેમ તેમ કુલીનઅકુલીન અને ઊંચનીચના ભેદ વધતા ગયા. આજે જ્ઞાતિની સ્થિતિ એવી થઇ છે કે સૌ કોઇને મૂંઝવે છે. જેમ ૬૦-૭૦ વર્ષ ઉપર જ્ઞાતિના આગેવાનોએ ભેગા થઇ ગૂંચવણના પ્રશ્નો ઉકેલ્યા હતા તેમ ફરીથી આ ડાકોરના પુણ્યધામમાં આજ ઊભી થએલી વિકટ પરિસ્થિતિમાંથી ઊગરવાના ઉપાય શોધી કાઢો તોજ આપણે બધા ભેગા થયા તે સાર્થક થયું એમ હું માનીશ.

આટલી પ્રસ્તાવના પછી આજની પરિષદ શા માટે બોલાવવામાં આવી છે તે તરફ આપ સર્વનું ધ્યાન ખેંચું છું.

ગુજરાતના પાટીદારોમાં મુખ્યત્વે સામાજિક સુધારણાને અર્થે પાટીદાર યુવકમંડળનો જન્મ થયો. આજ સુધીમાં એ મંડળની ત્રણ પરિષદો ભરાઇ. આજ સુધીમાં અનેક ઠરાવો કર્યા છે, તેનો કેટલો અમલ થયો છે અને સુધારણાનું કામ કેટલું આગળ ધપ્યું છે તેનો હિસાબ મંત્રીઓ આપી શકે.

મારે તો એટલુંજ કહેવાનું છે કે પાટીદાર એ ખેડૂત છે અને જગતનો તાત ગણાયો છે. પણ એ જગતના તાતની સ્થિતિ આજે કેવી છે એ સૌ કોઇ જાણે છે. તેની ઉપર કુદરતના કોપ, સમાજના કોપ અને સરકારના કોપ ઊતરી પડ્યા છે અને તેને ભરખી રહ્યા છે. એવી સ્થિતિમાં બેબાકળો બનેલો કોઇ પણ મનુષ્ય રસ્તો શોધી શકતો નથી. તે વિમાસણમાં પડી ગયો છે, શું કરવું તેની તેને સુઝ પડતી નથી.

આપણી જ્ઞાતિનો ઇતિહાસ કોઇ લખે તો મોટું દળદાર પુસ્તક થાય. આપણામાં આજે જે અસમાનતાનું ધોરણ છે. લગ્નની પ્રથાએ કુલીનઅકુલીન ને ઊંચાનીચાના ભેદ પાડ્યા છે, તેનો કોઇ પણ ઉપાયે નાશ કર્યે જ છૂટકો છે. બારમાની પ્રથા ઓછી થતી જાય છે, પણ કેટલાક બારમાના દિવસને બદલે મહિને બે મહિને જમાડવાનો રસ્તો કાઢ્યો છે. બારમાની જંગલી પ્રથા બંધ થાય તોજ એક અથવા બીજી રીતે થતાં ખર્ચ અટકવાનાં. બેનો અને ભાઇઓ અજ્ઞાન અને વહેમના કુવામાં ડૂબી ગયાં છે, તેમને પણ તેમાંથી કાઢયેજ છૂટકો છે.

આમ સમાજમાં સળગતા પ્રશ્નોથી આપણી કોમનું અધઃપતન થાય છે.

તેને અટકાવવું એ આપણો ધર્મ છે. બધા એકત્ર થઇ કામ કરીશું તો જરૂર આપણે ધારેલું કામ પાર પાડી શકાશું.

યુવકમંડળનું ધ્યેય એ જ છે. દિવસે દિવસે વધારે કાર્ય થાય, મંડળના ઠરાવોને બળ મળે, તેના કાર્યને વ્યાપક સ્વરૂપ મળી શકે, તેના સિદ્ધાન્તો સૌ કોઇ જાણી શકે, તેટલા માટે મંડળના બધાય સભ્યો થાય એમ હું ઇચ્છું છું. ધાર્યા કરતાં મેં સમય બહુ લીધો છે. અંતમાં હું એટલું કહેવાની રજા લેઉં છું કે આજે પરિષદમાં જે પ્રશ્નો ચર્ચાય તેમાં આપ બધા ભેગા થઇને વિચાર કરો, ચર્ચા કરો અને આજે ભારદરિયે ઝોલાં ખાતા નાવને સ્થિર કરો અને તેના માર્ગમાં આવતી મુશ્કેલીઓ દૂર કરો. ચર્ચાઓ કરીને, વિચારો કરીને આપણા નિયમોમાં વધારો ઘટાડો કરીને કોઇ એવી નિયમાવલી ઘડો કે જેને બધા દૃઢપણે વળગી રહીને પાલન કરે. ઠરાવો અભરાઇ ઉપર ન મુકાય તે પણ જોશો

અહીં યુવાન કે વડીલ વર્ગ સૌને આગ્રહભરી વિનંતી કરૂં છું કે ડાકોરમાં કરેલા ઠરાવોને પૂરેપૂરા વળગી રહેજો અને તેનું પાલન કરજો. એ મારી અંતરની ઇચ્છા.

છેવટે જણાવીશ કે અમારાં ટૂકાં સાધનો, ઓછી શક્તિ અને વખતને અભાવે પૂરતી સગવડ અને સામગ્રી એકઠી નહિ થઇ શકવાથી આપના સ્વાગતમાં ઊણપ રહી હશે, છતાં એને આપ નિભાવી લેશો એવી આશા રાખું છું.



## પરિશિષ્ટ રિ : પરિષદની ફત્તેહ ઇચ્છતા સંદેશા

પરમપૂજ્ય ગાંધીજી લખે છે:

ચિ. રાવજીભાઇ,

તમારો કાગળ મળ્યો. તમારી પરિષદ સફળ થાઓ. સફળતાનો ગજ મોટા મોટા ઠરાવો નહિ, પણ યુવકોનું દૃઢતાપૂર્વક ઠરાવ પ્રમાણે વર્તન. જેનો તેઓ અમલ કરવા તૈયાર ન હોય તે કદી પસાર ન કરે.

શેગાંવ (વર્ધા), તા. ૧૯ : ૧૧ : '૩૬ બાપુના આશીર્વાદ

૨. પાટીદાર યુવકમંડળની પરિષદમાં વૃદ્ધાવસ્થા તથા શારીરિક નબળાઇને લીધે હું આવી શકું તેમ નથી, તેથી લાચારીથી આ કાર્યથી મારો સંપૂર્ણ ટેકો દર્શાવી ઇચ્છું છું કે માત્ર ભાષણો કરી વેરાઇ નહિ જતાં સામાજિક વગેરે પ્રગતિના ઠરાવો આજ સુધી થએલા તથા હવે થાય તે મુજબ વર્તવાનું

દરેકને પ્રભુ આત્મબળ અર્પે એ પ્રાર્થના.

**ભરૂચ,** **ઝવેરભાઇ નાથાભાઇ અમીન,**
તા. ૨૧ : ૧૧ : '૩૬ વીરસદ વાળા

૩. ચોથી પરિષદ આવતી કાલે ડાકોરમાં ભરાવાની છે તેમાં મારાથી આવી શકાય તેમ નથી, તોપણ જે સદ્‌ભાવથી મંડળે મને આમંત્રણ મોકલ્યું છે તેને માટે આભાર માનું છું. અને ઇચ્છું છું કે જે શુભ ઉદ્દેશથી તે ભરવાની છે તે સારી રીતે પાર પડે.

લેઉઆ પાટીદારોમાં ચાલતા ત્રાસદાયક અને અતિખર્ચાળ રિવાજોનું પરિણામ અનિષ્ટ આવ્યું છે એમ જણાયાથી ડાકોરમાંજ સભા ભરી એ રિવાજો ઉપર અંકુશ મૂકવાને ૫૦-૬૦ વર્ષ ઉપર બ્રિટીશ તથા વડોદરા સરકારે કેટલાક નિયમ કર્યા હતા. કેટલાક જ્ઞાતિહિતચિંતકોએ પણ ગામે ગામ ફરી, ચરોતરનાં મોટાં ગણાતાં ગામોના આગેવાનોને સમજાવી કેટલાક ઠરાવ કરાવ્યા હતા; અને હાલમાં કેટલાંક વર્ષથી આપના મંડળ તરફથી પણ પીકેટિંગ વગેરે સાધનોથી સુધારાની કંઇક તજવીજ ચાલી છે. આ બધાને પરિણામે અને વિશેષે કરીને કેળવણીના પ્રચારને લીધે કંઇક સુધારા થયા છે, પણ હજી ઘણું થવાનું બાકી છે. નિરાશ થવાને કંઇ કારણ નથી. સેંકડો વર્ષથી જડ ઘાલી બેઠેલા રિવાજો કંઇ એકદમ સુધરતા નથી. રિવાજની ગુલામગીરીમાંથી નીકળી જવાને જે નૈતિક બળ જોઇએ તે થોડામાંજ હોય છે. પણ કેળવણીનો પ્રસાર વિશેષ થશે તેમ તે પણ આવતું જશે. હજી આપણા લોકોનો મોટો ભાગ-સેંકડે ૭૦, ૮૦ ટકા-અભણ છે. સ્ત્રીઓમાં તો ૯૦ કરતાં વધારે ટકા અભણ છે. અભણતા નીકળી જઇ સોએ સો ટકા ભણેલાં થશે ત્યારે સુધારા પણ સોએ સો ટકા થશે. માટે આપનું મંડળ બીજું જે કંઇ કરવા ધારે તેમાં કેળવણીનો પ્રચાર કરવાનું કામ ખાસ હાથ ઉપર ધરવામાં આવે અને ગામે ગામ ફરી, સ્થાનિક આગેવાનોને મદદમાં લેઇ, ખાસ સુધારા સંબંધે બોધ અપાય, એ રીતે કરવાને મારી સૂચના છે.

**વડોદરા,** તા. ૨૧ : ૧૧ : '૩૬ **ગોવિંદભાઇ હા. દેસાઈ**

૪. હિંદી પ્રજાની ઉન્નતિ અનેક માર્ગે થઇ રહી છે. રાજ્યસત્તા વિના હજારો વિઘ્નો નડે છે, તેથી આપણે રાજકીય સ્વતંત્રતાને વધારે મહત્ત્વ આપીએ છીએ એ યોગ્ય છે. પણ મારા જુવાન ભાઇઓને એટલું કહેશો કે જો ૫૦૦ જુવાનો ધારે તો ગુજરાતી ખેડૂતમાંથી કુરૂઢિઓ, કુરિવાજો, અજ્ઞાન અને વહેમો, ખોટા ખર્ચો બંધ થઇ શકે. રાજકીય સંગઠનની માફક

સામાજિક સંગઠન કરવાની જરૂર છે. વખતે એ બંને પ્રવૃત્તિમાં એ ને એ ભાઈઓ જ આગળ પડતો ભાગ લેશે, પણ જેમનાથી રાજકીય ન થતું હોય તે સામાજિકમાં વિશેષ કામ કરે તો જ દેશ ઉન્નત થાય. ઉન્નતિને વાર લાગે છે, કારણ કે હજુ કામ કરનારાની સંખ્યા ઓછી છે. આ ચીજ યુવાનોને શરમાવે એમ નથી?

અમદાવાદ, તા. ૧૮:૧૧:'૩૬ સુમન્ત મહેતાના વંદેમાતરમ્

૫. મને તો દેશની સર્વ સારી પ્રવૃત્તિઓમાં રસ છે, અને યુવકપ્રવૃત્તિમાં તો ખાસ કરીને. યુવક એટલે ચઢતાં પાણી. આપણા દેશનું ભવિષ્ય એમના હાથમાં. એ ધારે તો દેશની આબરૂ વધારે. આળસુ, ટૂંકા વિચારના, અને નાનાં નાનાં કુંડાળાંમાં માનનારા રહે તો દેશને પછાડે.

યુવકપરિષદને અન્તઃકરણથી ફતેહ ઇચ્છું છું.

ભરૂચ, ચન્દુલાલ મ. દેસાઈના
તા. ૧૬:૧૧:'૩૬ વંદેમાતરમ્

૫. યુવકમંડળ અને ભગિનીસમાજ જો અસ્પૃશ્યતાનિવારણ અને વિધવા-વિવાહની છૂટના ઠરાવો કરે તો જ તેનું મળવું હું તો સાર્થક ગણું. અને ઠરાવ કરે તેનો અર્થ એ કે તેના સભ્યો તેનું પાલન કરતા થાય.

હરિજન આશ્રમ, સાબરમતી, નરહરિ પરીખ
તા. ૧૪:૧૧:'૩૬

આ ઉપરાંત પરિષદને ફતેહ ઇચ્છનારા સંદેશા આ ભાઈઓ તરફથી આવ્યા હતા: કલ્યાણજીભાઈ, મોરારજીભાઈ દેસાઈ, કનૈયાલાલ દેસાઈ, ગોરધનભાઈ અમીન, ઈશ્વરભાઈ સોમાભાઈ પટેલ, બારડોલીના મોરારભાઈ પટેલ, ચિમનભાઈ અમીન, વગેરે.

---*---

## પરિશિષ્ટ ૫ : મંત્રીનું નિવેદન

પ્રતિનિધિ ભાઈઓ, બેનો, માનનીય મહેમાનો અને અન્ય શ્રોતાજનો,

પાટીદાર યુવકમંડળની આ ચોથી પરિષદ છે. જોકે તેની સ્થાપના થયાં સાત વરસ થયાં, પણ સને ૧૯૩૦ અને ૩૨–૩૩, એ ત્રણ વરસ આપણામાંનાં ઘણાં ભાઈબેન માતૃભૂમિના સ્વતંત્ર્યયુદ્ધમાં રોકાયેલાં હોવાથી મંડળ સાત વરસનું પાકું બાળક થયા છતાં આપણે તેની ચોથી જ જયંતી ઊજવવા ભેગા થયા છીએ. આ ચોથી જયંતી દરમિયાન યુવકમંડળે શું શું કર્યું તેનો ટૂંકે સાર હું આપની રૂબરૂ રજુ કરીશ.

પાટીદાર કોમ ગુજરાતમાં વિશાળ સાગર જેવી પથરાએલી છે. તેમાં એટલાં કુંડાળાં છે. કે જાણે સૌ પોતપોતાની અલગ દુનિયા જમાવી બેઠા હોય તેમ કેટલાંક એક બીજા ઉપર ચઢી બેઠાં છે અને કેટલાંક એક બીજાથી વિખૂટાં અને અજાણ્યાં છે. પાટીદાર યુવકમંડળે આ કુંડાળાની સીમા તોડવા પ્રયત્ન આદર્યો છે. આજના જમાનામાં એમ જ્ઞાતિના ગોળ કે વાડામાં ભરાઇ રહે આપણને હવે નહિ પાલવે. આપણે પાટીદારના સંકુચિત ગોળમાં ભરાઇ રહેવું નથી. નાતજાતના વાડા તોડી આપણે સમગ્ર જનસમૂહમાં ભળી જવાનું છે. આજના જમાનામાં જ્ઞાતિ એ કોઇ જાતનું કુદરતી મંડળ નથી. જ્ઞાતિઓ નષ્ટ ન થાય ત્યાં સુધી આપણો સમાજ સંગઠિત ન થાય. પણ એમ સમગ્ર સમાજમાં ભળી જતા પહેલાં સૌએ પોતપોતાની ઊણપો દૂર કરવી ને શક્તિ કેળવવી પડે. એ ઊણપો દૂર થાય અને શક્તિ કેળવાય એજ આપણા આ મંડળનો હેતુ છે.

આપણા યુવકમંડળનું મુખ્ય કામ સામાજિક સુધારણાનું છે. સામાજિક સુધારણા દ્વારા આપણી આર્થિક, નૈતિક અને શારીરિક શક્તિ વધારવાનો આપણો આશય છે. તે આશયમાં આપણે કેટલા ફળીભૂત થયા છીએ તે આપણે જોઇએ :

૧ બાળલગ્ન અટકાવવા અને વરકન્યાની લગ્નની ઉમર ઉત્તરોત્તર વધારતા જવું.

૨ જાનનો ત્રીજો દિવસ અને હવે તો બીજો દિવસ પણ બીનજરૂરી હોવાથી બંધ કરવો.

૩ પ્રેતભોજન એટલે બારમાં કરવાની જંગલી પ્રથા નાબુદ કરવી.

(૧) બાળલગ્નનિષેધક કાયદો ગાયકવાડ સરકારે ઘણાં વરસોથી કર્યો છે, પણ તે રાજ્યની પોથીમાંજ સડયા કરે છે. તેનો કોઇ પણ જાતનો અસરકારક અમલ નથીજ થયો એ સ્પષ્ટ છે. પણ યુવકોએ કેડ કસી અનેક પ્રકારની મુશ્કેલીઓ અને વિરોધો સહન કર્યા, કૌટુમ્બિક કજીઆ પણ પ્રેમભાવે સહન કર્યા, અને શરૂઆતમાં ૧૬ વરસની વરની અને ૧૪ વરસની કન્યાની, પછી ૧૮ વર્ષની વરની અને ૧૬ વરસની કન્યાની અને હાલ ૨૦ વરસની વરની અને ૧૮ વરસની કન્યાની એમ ઉમરની મર્યાદા રાખી આપણાં સંતાનોની લગ્નઉમરની મર્યાદા વધારતા જઇએ છીએ. આમ કરવામાં જમાનાએ પણ પોતાનો ભાગ ભજવ્યો છે. છતાં એ પલટાતા જમાનામાં ગાયકવાડ સરકારનો કાયદો જે ન કરી શકયો તે યુવકોએ કર્યું છે. આમ સામાન્ય વાતાવરણ

બાળલગ્નની વિરુદ્ધનું થયું છે. છતાં કોઇ પણ કારણથી કેટલાક અજ્ઞાન લોકો બાળલગ્ન કરવાને લલચાય છે, પણ યુવકમંડળે પોતાનો ચોકીદાર મૂકી દીધો છે. મંડળના એક મંત્રી ભાઇ વેણીભાઇએ મંડળના વફાદાર ચોકીદાર તરીકે પોતાની ફરજ સંતોષકારક રીતે બજાવી છે. અને ગયા વરસમાં બાળલગ્ન કરનારા પાલકો સામે તેમજ ગોર સામે કાયદાનો આશરો લેઇ તેઓને યોગ્ય નશિયત કરાવી છે. પરિણામે બાળલગ્ન ખેડા જિલ્લાના અમુક ભાગમાંથી તો લગભગ બંધ થયાં છે. એમાં આપણા યુવકમંડળે પોતાનો ઠીક હિસ્સો આપ્યો છે. અંગ્રેજી રાજ્યે પોતાના બાળલગ્નનિષેધક કાયદાનો પણ તીવ્ર ઉપયોગ કર્યો છે, તેથી પણ આપણે બાળલગ્ન અટકાવવામાં ફાવ્યા છીએ.

(૨) જાનનો ત્રીજો દિવસ તો ભૂતકાળના સ્વપ્ન જેવો થઇ ગયો છે. તેની શરૂઆત તો પૂ. મોતીભાઇ સાહેબે કરી હતી. પછી મંડળની સ્થાપના થયે એણે એ વ્યવસ્થા ઉપાડી લીધી પછી તો યુવકમંડળનો કોઇ સભ્ય—પછી ભલે તે વરનો ભાઇ હોય, ભત્રિજો હોય કે ભાણેજ હોય પણ—ત્રીજે દિવસે સવારે બગલમાં પોટકી મારી જનીવાસામાંથી દૂરના સ્ટેશન તરફ પગપાળો વિદાય થતો, ત્યારે તેની પાછળ ટીખળ પણ થતું: "એ તો એકડાવાળા! ઘરમાં થઇ રહ્યું હશે એટલે ત્રીજે દિવસ રાખેય શું કરવા અને રહેય શું કરવા? એમ તે કંઇ સુધારા થતા હશે? જાણે નાતના ધણી થઇ પડ્યા!" આવાં અનેક વચનબાણ વચ્ચે થઇને તે યોદ્ધો વિદાય થતો. તે તપનું પરિણામ શું આવ્યું છે તે તમે સૌ જાણો છો. હઠીલા થઇને ત્રણ દિવસનો એકડો બાંધનારા અંતે એ તપ આગળ નમી પડ્યા. આજે ત્રીજા દિવસનું નામનિશાન રહ્યું નથી. યુવકોની એ ઉજળી ફતેહ છે. એટલેથી યુવક યોદ્ધાઓ અટક્યા નથી, તેમણે પ્રગતિ કરવા માંડી છે, અને ધાર્મિક ક્રિયા પૂરતોજ સમય જાનમાં રહેવાના એક નહિ પણ અનેક દાખલા બન્યા છે અને બનતા જાય છે.

(૩) કોઇના મૃત્યુ પાછળ તે પ્રસંગે જે સામુદાયિક મિષ્ટાન્ન જમાડવાનો રિવાજ આપણા સમાજમાં છે તેને પ્રેતભોજન યા બારમું કહીએ છીએ. આ જંગલી રિવાજ શા હેતુથી પડ્યો હશે તેનાં કારણોમાં ઊતરવાને હું માગતો નથી. પણ આપણા જમાનામાં તેનાં પ્રેતભોજન જમવાથી અને જમાડવાથી જમનારની અને જમાડનારની આર્થિક અને નૈતિક અધોગતિ થાય છે એ નિઃસંશય છે. આ યુવકમંડળે તે રિવાજ સામે સને ૧૯૩૧માં પીકેટિંગથી ભારે ઝુંબેશ ઉઠાવેલી; ૧૯૩૧ના ઓગસ્ટ માસથી માંડી નવેમ્બર સુધીના ચાર માસમાં એ પ્રવૃત્તિએ ફક્ત આણંદ તાલુકાનાં ગામડાંમાંથીજ રૂપિયા સીત્તેર

હજાર અચાવ્યાનો અડસટ્ટો નીકળ્યો હતો. ૧૯૩૨ની સત્યાગ્રહની લડત પછી મંડળની શિથિલતાને કારણે બારમા સામેનું પીકેટિંગ કામ 'અટકી પડ્યું', પણ તેની નૈતિક અસર તો રહી. આખી જ્ઞાતિમાં—ચરોતર, કાનમ, વાકળ કે દસકોશીમાં—સમજુ પાટીદારો બારમું નથી કરતા. કેટલાક મમતીલા અને જૂની વિચારશ્રેણી વાળા પોતાની હઠ છોડતા નથી, પણ હું તો માનું છું કે તેમને પોતાની હઠ છોડ્યા સિવાય છૂટકો નથી. ગઈ ઈટોલા પરિષદને પ્રસંગે પ્રેતભોજનનિષેધક સમિતિ નીમવામાં આવી હતી, તેણે આ પ્રવૃત્તિને આગળ ધકેલવાને કંઈ પ્રયત્ન કર્યા જણાતા નથી. તેણે કંઈક કર્યું હોત તો આપણે આ વિષયમાં ઘણું કરી બતાવ્યું હોત. તેનો એક જ દાખલો આપું: વસોના યુવકો પોતાની ફરજમાં કાર્યરત રહ્યા અને પરિણામે વસોનાં નાનાં મોટાં અનેક બારમાં અટક્યાં છે. છતાં અએલાંમાંથી કોઈનીયે ફરીઆદ હજુ સુધી આવી નથી અને ભવિષ્યમાં આવવાની પણ નથી કે તેઓ બધા બારમા વગર ત્યાં દુઃખી થાય છે અગર નરકમાં પડ્યા છે! વસોના યુવકોના મક્કમ વલણ માટે તેમને અભિનંદન ઘટે છે અને બીજાં ગામોના યુવકોએ તેનો ધડો લેવો ઘટે છે.

પણ બારમું બંધ કરી મરનારને નિમિત્તે કેટલાક આગળ પાછળ નિશાળિયાં જમાડે છે, કેટલાક બીજે પ્રસંગ ઊભો કરી સગાંવહાલાંનો મેળાવડો કરી જમણવાર કરે છે. આવા દાખલા પણ ચરોતરમાં બન્યા છે. કેટલાકે પોતાની જીવતક્રિયા કરીને પોતાનાં મમત્વ પોષ્યાં છે. જ્યાં સુધી બારમાની પ્રથા સદંતર નાશ નથી પામી ત્યાં સુધી આ બધુંયે રહેશે. યુવકમંડળે આ પ્રશ્ન હાથમાં લેવો ઘટે છે.

આપણા સમાજમાં કેટલાંક રૂઢિવિરુદ્ધનાં ચર્ચાસ્પદ લગ્ન થવા લાગ્યાં છે, તેમાં યુવકમંડળની પ્રવૃત્તિનો સીધો હાથ નથી એ વાત સત્ય છે. પણ યુવકમંડળના પ્રયત્નથી જે મનોદશા સમાજમાં પેદા થઈ, જે શૌર્યવૃત્તિ પેદા થઈ તેના પરિણામરૂપે એવાં લગ્ન થયાં એમ કહી શકાય. વળી એવું પણ બને છે કે જે પોતાને મદદ કરે છે તેને પ્રભુ પણ મદદ કરે છે. જમાનો પણ સમાજસુધારકોને મદદ કરે છે, અને એટલે અંશે સમાજસુધારકોનું કામ સરળ થઈ પડે છે. આમ ગયા વરસમાં કેટલાંક રૂઢિવિરુદ્ધનાં લગ્નો જમાનાને જોરે થયાં એ આનંદ પામવા જેવું છે. પણ તેમાં એક દુઃખદ નોંધ મારે લેવી પડે છે. કુદરતનો પ્રવાહ મુક્ત છે, પણ માણસ—પછી તે ભલેને કેળવણી પામેલો હોય છતાં—કેટલીક વખત કુદરતના પ્રવાહવિરુદ્ધ વર્તન આચરે છે. પાટીદારનાં મુખ્ય ગણાતાં છ ગામની એક કન્યા ગયે વર્ષે

બ્રાહ્મણને પરણી, અને બીજી અનાવિલ દેસાઇને પરણી. ભાદરણની એક કન્યા બેચાર વરસ ઉપર કુલહીન ગણાતા પલોલના એક યુવાનને પરણેલી. તે લગ્નોને પ્રસંગે કોઇએ તે વિરુદ્ધ આંખ પણ ઊંચી નહોતી કરી, પણ આ વર્ષે વીરસદ-કરમસદ લગ્નસંબંધે જે ઉહાપોહ મુંબઇ જેવા શહેરમાં થયો તે, અંગત રાગદ્વેષને કારણે ન હોય તો, આપણા ભણેલાની પણ ભ્રષ્ટ મનોદશા સૂચવે છે. તેવી વ્યક્તિઓને પોતાની જવાબદારીનું ભાન નથી, એમ એમણે પોતાના વર્તનથી સાબિત કરી આપ્યું છે. આ બહુજ દુઃખદ છે અને આપણે માટે લજ્જાસ્પદ છે. મુંબઇ જેવા શહેરમાં પાટીદાર કોમને એક જમાનો પીછેહઠ કરનાર એ પગલું હતું એવું મારૂં નમ્ર માનવું છે.

આમ આજ સુધીમાં યુવકમંડળે અનેક દિશામાં પ્રગતિ કરી છે. ગઇ ઇટોલાની પરિષદ પછીના વરસમાં જૂની પ્રવૃત્તિ થઇ નથી કે નવી હાથમાં લેવાઇ નથી એવો એકરાર મારે દુઃખ સાથે કરવો પડે છે. એ સંબંધે 'પાટીદાર' માસિકમાં અનેક વેળા ચર્ચા થઇ ગઇ છે. મારા મિત્રોએ એ સંબંધે અનેક સૂચનાઓ આપી છે. કોઇ પણ રીતે આપણે આપણું ગાડું આગળ ધપાવ્યેજ છૂટકો છે. 'યુવાનો પ્રમાદમાં પડ્યા છે, તેમનામાં ભારે શિથિલતા આવી છે, તેઓને સમાજહિતની કે નાતજાતની કે દેશની કાંઇયે પડી નથી,' એવા અવાજો ગોમેરથી આવ્યા કરે છે. તે સોએ સો ટકા સાચા છે એમ હું કહી શકતો નથી. નેવું ટકા એ અવાજો સાચા પણ હશે. પણ આપણે એ ટકાની ભાંજઘડમાં પડવાનું નથી. આપણી પ્રગતિ અટકી પડી છે, આપણે પ્રવૃત્તિશૂન્ય થઇ પડ્યા છીએ, એ વાત તો સાવ સાચી છે.

તેમાં યુવકોની સમાજ અને દેશ તરફની બેદરકારી અને આપણા વડીલોની યુવકમંડળની પ્રવૃત્તિ તરફ સહાનુભૂતિનો અને દોરવણીનો અભાવ એ મુખ્ય કારણો છે. જે જોમ, ધગશ અને ઉત્કટ ઇચ્છા જોઇએ તે યુવકોમાં નથી. પોતાની, કુટુંબની, સમાજની કે દેશની સાચી સ્થિતિનું જ્ઞાન નથી, અને તેવું જ્ઞાન હોય તોપણ તેમને કંઇયે પડી નથી એમ કરીને બેદરકારી બતાવી રહ્યા છે. યુવકોમાંથીજ નવો સમાજ બનવાનો છે, માટે જો તેઓ બેદરકાર રહે તો આજે જેવી સ્થિતિ પ્રવર્તે છે તેવી સ્થિતિ નવા સમાજની પણ રહેવાની અને જ્ઞાતિ આર્થિક તથા નૈતિક અવનતિમાં આવી પડવાની. સમયના પ્રવાહમાં આપણે તણાવું પડે તેના કરતાં આપણેજ નવો સમાજ રચીએ તો આપણે આપણા ભણતરને દિપાવી શકીએ.

આપણા વડીલોએ પણ આપણી પ્રવૃત્તિ તરફ ઉદાસીનતા બતાવી છે. આજકાલ કરતાં સાત વરસથી પાટીદાર યુવકમંડળ સમાજસુધારણાનું કામ કરી રહ્યું છે. તે શું કરે છે, કયાં ભૂલ કરે છે, તે બતાવવા જેટલી સહાનુભૂતિ તેમણે બતાવી નથી. છેલ્લી સત્યાગ્રહની લડત પછી આપણા સમાજની એક જાતની માન્યતા થઇ ગઇ છે કે 'સમાજસુધારણાનું કામ ગાંધીવાળા કરે, સામાજિક કે આર્થિક કાર્ય પણ ગાંધીવાળા કરે. લડતમાં જોડાઇ જેલમાં ગાંધીવાળા જાય; ડફણાં ખાય, માથાં પણ ગાંધીવાળા ફોડાવે. અને જમણોમાં જઇ મિષ્ટાન્ન ખાઇ પેટ ઉપર હાથ ફેરવી સૂઇ જવાનું કામ અમારૂં!' આ માન્યતાથીજ સમાજનાં બીજાં કાર્યોમાં યુવકો કે વડીલો ઉદાસીનતા દાખવી રહ્યા છે. એટલેજ યુવકમંડળમાં આજે ગણ્યાગાંઠયા કામ કરનારા છે. વડીલોએ યુવકમંડળમાં જોડાઇને હાર્દિક સહાનુભૂતિ અને ટેકો આપ્યાં હોત તો કામ આગળ ધપ્યું હોત. કાનમ, વાકળ, દશકોશી પ્રદેશના લોકો પોતાનાં જુદાં જુદાં મંડળ રચીને પોતાના વિભાગનું કામકાજ યથાશક્તિ ધપાવ્યેજ જાય છે. પણ મારા નમ્ર અભિપ્રાય મુજબ ચરોતરમાં ૭ કે બાર ગામ પોતાના વ્યવહારમાં યોગ્ય અને સમયાનુસાર ફેરફાર નહિ કરે તો પાટીદાર જ્ઞાતિની ઉન્નતિ થતી અટકાવવાનો દોષ તેમને માથે આવશે, કારણકે સમગ્ર જ્ઞાતિની નજર તેમના ધ્રુવતારા રૂપ ૭ ગામ ઉપરજ હમેશાં હોય છે. જેમ શહેરનો સુધારો કે કુધારો ગામડામાં જાય છે તેમ ચરોતરનાં ૭ કે બાર ગામના સુધારાનું કે કુધારાનું પણ બીજાં ગામોમાં અનુકરણ થાય છે. આ અંધ અનુકરણથી તેમને ઓછું સહન કરવું પડયું નથી, અને એ તો સહન કરનારાઓએજ ઊઠીને પોતાનો ઉદ્ધાર કરવો જોઇશે. ખરી વાત તો એ છે કે જે વસ્તુ સમાજને હાનિકારક હોવા છતાં કાળબળે પ્રતિષ્ઠા પામી ગઇ હોય તે વસ્તુને તોડી નાખી સમાજને હિતકારી વસ્તુઓની પ્રતિષ્ઠા સ્થાપવી અને એવી વસ્તુઓનું મૂલ્ય વધારવું.

આજે આપ બધા ભેગા થયા છો તો કંઇક રસ્તો કાઢો અને જ્ઞાતિસુધારણાના કામને આગળ ધપાવો. આપણે પ્રગતિવાન શી રીતે થઇએ તેનો નિર્ણય આજે આપણે કરીએ તો ભારે કામ થયું એમ હું માનીશ. આજે આ પરિષદના પ્રમુખ આપણને વ્યવહારકુશળ અને વેપારી મળ્યા છે, તે પોતાની કુનેહથી આપણા મંડળને નવા વરસમાં ચલાવી આપણા વેપારમાં સારો લાભ કરી આપશે એવી આશાસહ હું મારો હેવાલ પૂર્ણ કરીશ.

અને હવે આપણા મંડળનો હિસાબ વાંચીને મારું નિવેદન સંપૂર્ણ કરીશ :

જ

શિલક ઇટોલા પરિષદની

૩૦-૯-૯ 'પાટીદાર'મંદિરમાં

૪૫-૧૫-૬ ભાઇ દેસાઇભાઇ નાથાભાઇ

૭૬-૯-૩

**સભ્યોનાં લવાજમ**

૧-૦-૦ પરચુરણ

૪-૦-૦ બોરીઆવીનાં

૨૬-૪-૦ મંત્રી ભાઇ રાવજીભાઇ માર્ફત

ભેટ

૧૧-૦-૦ પીજના ભાઇ ઇશ્વરભાઇ છીછાભાઇ પટેલે, પુત્ર રતિલાલને પુણ્યાર્થે પ્રેતભોજન વિરુદ્ધ પ્રચારાર્થે, આપ્યા

૨૫-૦-૦ વસોના ભાઇ મોતીભાઇ નરસિંહભાઇ અમીને, બાળલગ્ન વિરુદ્ધ ફરિયાદો કરવાના ખર્ચમાં, આપ્યા

વ્યાજ

૦-૪-૬ 'પાટીદાર'મંદિરના

૧૪૪-૧-૯

ઉ

**'પાટીદાર'મંદિર માર્ફત**

**છપામણી**

૨-૮-૦ પ્રેતભોજન પત્રિકા ૫૦૦

૬-૮-૦ સભાસદ પત્રો ૨૦૦૦

૪-૧૨-૦ પત્રિકા નં. ૧

૧૩-૧૨-૦

૨૫-૦-૦ બાળલગ્ન વિરુદ્ધ ફરિયાદો કરવાના ખર્ચમાં મંત્રી ભાઇ વેણીભાઇ પ્રભુદાસને

૦-૨-૦ જન્મતારીખના દાખલાની અરજી ઉપર સ્ટેમ્પ

૪-૬-૬ ટપાલખર્ચ

**મંત્રી રાવજીભાઇ માર્ફત**

૨-૩-૬ પ્રવાસ

૧-૩-૩ લેખનસાહિત્ય

ડાકોર પરિષદપ્રસંગે :

૮-૮-૦ છપામણી

૬-૧૪-૦ પ્રવાસ

૦-૧૪-૦ લેખનસાહિત્ય

૨૧-૧-૯ ટપાલખર્ચ

૬૦-૦-૯ શિલક 'પાટીદાર'મંદિરમાં

૧૪૪-૧-૯

---

## પરિશિષ્ટ ૨ : શારદા એકટના અમલનું નિવેદન

"મારા હાથમાં સત્તા હોય અથવા મારી કલમમાં પૂરતું બળ હોય તો હું તેનો ઉપયોગ પ્રત્યેક બાળલગ્ન રોકવામાં કરું. જે માબાપો પોતાના છોકરાંનાં બાળપણમાં લગ્ન કરે છે તેઓ તેમના દુશ્મન બને છે અને તેમને પરાધીન અને નમાલાં બનાવી મૂકે છે." —ગાંધીજી : 'ત્યાગમૂર્તિ અને બીજા લેખો'

સને ૧૯૨૯નો બાળલગ્ન પ્રતિબંધક કાયદો બ્રિટિશ હિંદમાં અમલમાં આવ્યાને ૬॥ વરસ થઇ ગયાં, છતાં હજુ દર વરસે ગુજરાતમાં સેંકડો નાનાં છોકરાંને પરણાવી દેવામાં આવે એ ઓછી શરમની વાત નથી. કેવળ જાહેરાતની આવડતથી નાદિરખાન ૬ મહિનામાં અફઘાનિસ્તાનનું રાજ્ય મેળવે, હિંમત અને વ્યવસ્થાશક્તિથી હિટ્લર બે ત્રણ વરસમાં જર્મનીનો દેખાવ ફેરવી નાખે, તો ગુજરાતમાંથી બાળલગ્નનો લોપ કરવો એ તો રમત વાત ગણાવી જોઇએ.

**પાટીદાર યુવકમંડળ:** સંવત ૧૯૯૧ના કાર્તક માસમાં પાટીદાર યુવકમંડળની પરિષદ છટોલા મુકામે ભરાઇ હતી. તે પરિષદે બાળલગ્નો અટકાવવા બાબતનો ઠરાવ કર્યો. તે ઠરાવનો અમલ કરવા સારૂ આ મંડળના કાર્યવાહક મંડળે બાળલગ્નો અટકાવવા બાબતની ફરીઆદો કરવાનું કામ મને સોંપ્યું.

**બાળલગ્નથી થતી બરબાદી:** બાળલગ્નો થવાથી ઘણાં કજોડાં થાય છે. તે કજોડાંથી સ્ત્રીપુરુષના જીવનનો રસ ઊડી જઇ અકાળે નાશ પામે છે. વળી બાળલગ્નથી પરતંત્ર દશામાં રહેવાને લીધે કેટલેક સ્થળે સ્ત્રીઓ કૂવે પડીને કે ગ્યાસતેલ છાંટી બળી મુવાના બનાવો પણ બને છે. વળી બાળલગ્નોથી પોતાનાં બાળકોને ઊંચી કેળવણી આપવાની અભિલાષા રાખનાર કેટલાક ગૃહસ્થોના, ભણવામાં સૌથી આગળ રહેતા શક્તિશાળી પુત્રો પણ લગ્ન થયા પછી કેળવણી લેતા અટકી ગયા છે, એટલુંજ નહિ પરંતુ પોતાની શારીરિક શક્તિ નષ્ટ થયે પોતાના કુટુંબનો જીવનનિર્વાહ ચલાવવાને અશક્ત બન્યાથી અનેક યુવકયુવતીઓની જિંદગી બરબાદ થવાના દાખલા આપણે સર્વેએ જોયા છે. વળી બાળવિધવાઓનાં અસહ્ય દુઃખો તો જોઇ શકાતાંજ નથી. આથી કોઇ પણ ભોગે બાળલગ્નો અટકાવવાં જોઇએ, એ લાગણીને લીધે યુવકમંડળની આજ્ઞાથી બની શકે તેટલાં બાળલગ્નો અટકાવવાનું કાર્ય મેં મારી ફરજ સમજી સ્વીકાર્યું છે.

**કેવા કેસોમાં ફરિયાદ થાય છે?** ગુજરાતમાં પાટીદારની ઘણી વસતિ છે, તેથી દર વરસે હજારો બાળલગ્નો થાય છે. તે બધાં બાળલગ્નોની ફરિયાદો કરવી બની શકે નહિ, તેથી ક્યાં બાળલગ્નોની ફરિયાદો કરવી અને ક્યાંની ફરિયાદો ન કરવી એનો નિર્ણય કરવામાં શરૂઆતમાં મુશ્કેલી પડતી હતી. પરંતુ વિચાર કરતાં એવા નિર્ણય ઉપર આવ્યો કે શરૂઆતમાં લેઉવા પાટીદાર કોમમાં આગળ પડતી પંક્તિનાં ગામોના આગેવાનો ઉપર ફરિયાદો કરવામાં આવે તો તેની અસર બધા પાટીદારો ઉપર થાય. પાટીદાર કોમમાં

સૌથી મુખ્ય ગણાતા બાર ગામના ગોળમાં, ચરોતર સત્તાવીસ ગામના ગોળમાં તથા નાના સત્તાવીસ ગામના ગોળમાં આગેવાન ગણાતાં ઘરોમાં થએલાં બાળલગ્નો સામે ફરિયાદો ઘણે ભાગે કરવાનો શરૂઆતમાં નિર્ણય કર્યો.

**ફરિયાદોની વીગત:** આ ધ્યેય ધ્યાનમાં રાખી પાટીદારોમાં અનેક બાળલગ્નો થએલાં તે પૈકી ૨૩ બાળલગ્નોની મેં તપાસ કરી અને તે પૈકી ૮ ફરિયાદો પોતાના ગોળમાં કુળવાન ગણાતા, પરઠણો લેનાર અને પરઠણો આપનાર, તેમ પોતાના ગામમાં આગેવાન ગણાનાર, તેમાં વળી કેટલાંક તો કન્યાઓ કરતાં નાની ઉમરના વર સાથે બાળલગ્ન કરનાર માબાપો અને લગ્ન કરાવનાર ગોર ઉપર ખેડા ડિસ્ટ્રીક્ટ માજિસ્ટ્રેટની કોર્ટમાં કરવામાં આવી હતી; ત્રણ ફરિયાદો સામાન્ય સ્થિતિના માણસો ઉપર કરવામાં આવી હતી. આ ફરિયાદો પૈકી ૨ ફરિયાદોમાં તહોમતદારોએ પોતે જાતે ગુનો કબુલ કર્યો હતો અને 'આ વખતે લગ્ન ન કરીએ તો પાછળથી કન્યા ન મળે, છોકરા કુંવારા રહી જાય અને નિર્વંશ થઇએ તેથી લગ્ન કર્યું છે' એવું જણાવી દયા માટે વિનંતિ કરી હતી. આ બે ફરિયાદો પૈકી એક ચકલાસી-ગોહેલજેલની હતી, તેમાં વરનો બાપ, કન્યાનો બાપ અને પરણાવનાર ગોર, એ દરેકનો રૂા. ૫૦ મળી રૂા. ૧૫૦ દંડ કર્યો હતો. બીજી ફરિયાદ સામરખા-વણસોલની હતી, તેમાં વરનો બાપ અને કન્યાનો બાપ તથા મા, એ દરેકનો રૂા. ૫૦ અને પરણાવનાર ગોરનો રૂા. ૧૦૦ દંડ અને એક દિવસની સજા કરી હતી. એકંદરે એ ફરિયાદમાં રૂા. ૨૫૦ દંડ કરવામાં આવ્યો હતો.

સાત ફરિયાદોમાં બચાવપક્ષે વકીલ બેરીસ્ટર રોકયા હતા. તે પૈકી પાંચ ફરિયાદોમાં તદન નાની ઉમરનાં લગ્નો હતાં, તેથી છેવટે તહોમતદારોએ ગુનો કબુલ કરી દયા માટે વિનંતિ કરી હતી. તે દરેક ફરિયાદમાં રૂા. ૨૫૦થી રૂા. ૧૦૦૦ સુધીના દંડની સજા કરવામાં આવી હતી.

બે ફરિયાદોમાં વરની ઉમર અનુક્રમે ૩૨ અને ૩૮ વરસની હતી, પરંતુ કન્યાઓની ઉમર અનુક્રમે ૧૧॥ અને ૧૩॥ વરસની હતી. તે બંને ફરિયાદોમાં કન્યાઓની ઉમર ૧૪ ઉપરની છે, તેથી તોહોમતદારોએ ગુનો કર્યો નથી એવો બચાવ રજૂ થયો હતો. તે પૈકી થામણા-ડભાણ કેસમાં બચાવ તરફથી બેરિસ્ટર મી. જેસંગભાઇ પટેલ ઊભા રહ્યા હતા. પણ કેસ સાબિત થયાથી ડિ. માજિસ્ટ્રેટ મી. જયકરે વરનો રૂા. ૨૦૦, કન્યાના કાકાનો રૂા. ૫૦ અને પરણાવનાર ગોરનો રૂા. ૧૦૦ દંડ અને તે ત્રણે જણને એક દિવસની કેદની સજા કરી હતી. કન્યાની માનો રૂા. ૩૦ દંડ કરવામાં આવ્યો હતો.

બીજી ફરિયાદ બોડ-જીતપુરાની હતી. તેમાં તોહોમતદારો તરફથી નડીઆદના વકીલ રાવ બહાદુર સોમાભાઈ મોતીભાઈ શાહ હાજર થયા હતા. તેમણે કન્યાની ૧૫ વરસની ઉમરનું સ્કૂલ સર્ટીફીકેટ રજુ કર્યું હતું, જ્યારે ફરિયાદ પક્ષે ૧૩॥ વરસનું જન્મમરણના રજિસ્ટરનું સર્ટીફીકેટ રજુ કર્યું હતું. પણ બચાવ પક્ષના વકીલ રાવ બહાદુર સોમાભાઈએ કોર્ટને જણાવ્યું કે સ્કૂલમાં કન્યાને ૧૫ વરસ થયાની ખાત્રી કરી લગ્ન કરાવ્યું છે, તેથી તોહોમતદારોને છોડી મૂકવા જોઇએ. પરંતુ કોર્ટે જન્મરજિસ્ટર ખરૂં માની કન્યાનો બાપ, કન્યાની મા, કન્યાનો દાદો, કન્યાનો મામો, વર અને પરણાવનાર ગોર એ દરેકના રૂ. ૫૦ મુજબ એકંદર રૂ. ૩૦૦ દંડ કર્યો.

બીજી બે ફરિયાદોમાં એક નડીઆદ-પણસોરાની હતી. આ બાળલગ્નમાં મોટી રકમ પરઠણ તરીકે લેવામાં આવી હતી. નડીઆદ મ્યુનિસિપાલિટીની, સ્કૂલ નં. ૭ને રજિસ્ટરે વરની ઉમર ૧૬ વરસ ૧૦ માસની હતી અને તે ઉમરના ખરાપણા માટેનું વાલીની સહીનું સર્ટીફીકેટ પણ હતું, તેની ખાત્રી કરી ફરીઆદ નોંધાવવામાં આવી હતી. આ કેસમાં બચાવ પક્ષ તરફથી ભરૂચ વાળા વકીલ શ્રી. મણિલાલ કરુણાશંકર રોકાયા હતા, ફરિયાદપક્ષ તરફથી શ્રી. જમિયતરામ પંડયા અને શ્રી. અંબાલાલ લલુભાઇ પટેલ હતા. બીજી મુદતે તા. ૧૧:૧૨:'૩૫ને રોજ મહુધા મુકામે કેસ ચાલ્યો. બચાવ પક્ષના વકીલ તરફથી એવો બચાવ રજુ કરવામાં આવ્યો કે વરની ઉમર ૧૮ વરસ ઉપરની છે અને તે માટે જન્માક્ષર રજુ કર્યા હતા. તે ઉપરથી કોર્ટે જણાવ્યું કે ફરિયાદ પક્ષે જન્મમરણનું સર્ટીફીકેટ, અગર વેક્સીનેટરનો દાખલો, અગર સ્કૂલનું વાલીની સહીનું સર્ટીફીકેટ રજુ કરવું. વરની ઉમરની નડીઆદ મ્યુનિસિપાલ સ્કૂલમા ખાત્રી કરી ફરીઆદ કરી હતી, પરંતુ ત્યાર બાદ નડીઆદ મ્યુનિસિપાલિટીમાંથી વરની ઉમરના ખરાપણા માટે વાલીની સહીનું લીધેલું સર્ટીફીકેટ ગુમ થઇ ગયું છે એવી અમને ખબર પડી! આથી, વરનો જન્મ વસો ગામે થએલો ત્યાં અને પેટલાદમાં ખૂબ તપાસ કરી. પરંતુ વડોદરા રાજ્યમાંથી જન્મમરણના પત્રકનો તેમજ વેક્સીનેટરના રજીસ્ટરનો દાખલો મેળવવા અમે નિષ્ફળ નીવડયા. આથી અમો વધુ પુરાવો રજુ કરી શકીએ તેમ નહોતા. કોર્ટને આ હકીકત જણાવીને નિરુપાયે આ લગ્નની ફરિયાદ પાછી ખેંચી લેવી પડી હતી.

બીજી ફરિયાદ ઉત્તરસંડા-વહેલાલ અમદાવાદના ડિ. માજિસ્ટ્રેટની કોર્ટમાં કરી હતી, તેમાં ડિ. માજિસ્ટ્રેટે ઉમરની શંકાનો લાભ તોહોમતદારોને આપી છોડી મૂકયા હતા.

લગ્ન થયા અગાઉ નોટીસો આપ્યાથી ૭ બાળલગ્ન થતાં અટકી ગયાં હતાં, તેથી ફરિયાદો કરવાની મહેનતમાંથી બચી ગયા હતા. ૬ બાળલગ્નોનાં માબાપો ગરીબ સ્થિતિનાં અને મુશ્કેલીએ કન્યા મેળવનાર વર્ગનાં જણાયાથી ફરિયાદો કરી નહોતી.

એ વર્ષમાં કરેલી એ ફરિયાદોથી નડીઆદ અને આણંદ તાલુકાનાં ઘણાંખરાં ગામોમાં બાળલગ્નો થતાં અટકી ગયાં છે. પરંતુ બોરસદ, કપડવંજ, ઠાસરા, મહેમદાવાદ અને માતર તાલુકામાં હજુ સુધી બાળલગ્નની એક પણ ફરિયાદ થઇ નથી, તેથી ત્યાં બાળલગ્નો પ્રથમની માફકજ થાય છે.

**થોડાક લાહવા:** જે ફરિયાદો કરી તેમાંની ઘણીખરીના તોહોમતદારો તરફથી ફરિયાદ નહિ કરવા અગર ખેંચી લેવા લાગતાવળગતાનાં દબાણો થએલાં. કોઇક ભણેલાઓ તો પૈસા આપવા આવતા અને જ્યારે તેમને હસી કાઢીએ, ત્યારે જાહેર કામ માટે સ્વીકારવાનો આગ્રહ થતો. કેટલાક નિરાશ થએલા તો જાનમાલને નુકશાન કરવાની ધમકી આપતા. પણ ગાંધીજીના આ જમાનામાં જાહેર કામમાં આ કશાની અસર ન થઇ શકે. અને હું પણ આવા લાહવા પછીયે પહેલાંના જેટલોજ સલામત છું.

**મુશ્કેલીઓ:** બાળલગ્નની ફરિયાદ કરતા અગાઉ ઉમરની ખાત્રી કરવા ઉમરના દાખલાની જરૂર પડે છે. જન્મમરણના દાખલાની તેમ સ્કૂલના સર્ટીફીકેટની ઉમરનેજ કોર્ટ ખરી ગણે છે. પણ જન્મમરણના રજિસ્ટરનો દાખલો મેળવવાનું ભાગ્યેજ બને છે, કેમકે વર અગર કન્યાનો જન્મ પાટીદાર કોમમાં ઘણે ભાગે મોસાળમાં થયો હોય છે તે ગામ અને તેમના સગાવ્હાલાનું નામ તેમનાં માબાપોજ જાણે છે, બીજા જાણી શકતા નથી. પરંતુ સ્કૂલનો દાખલો તો ફી આપીને મેળવી શકાય.

સ્કૂલમાંથી સર્ટીફીકેટ વાલી સિવાય બીજાને ઘણી વખત નથી આપતા, પરંતુ સને ૧૯૩૩ની સાલમાં ખેડા જિલ્લાની લોકલ બોર્ડની સ્કૂલ કમિટીના ચેરમેન રા. સા. ભગવાનદાસ દેસાઇ અને વાઇસ ચેરમેન રા: સા. ત્રિકમલાલ પરીખ સાથે સર્ટીફીકેટ માટે ચર્ચા કરેલી, તેથી રૂ. ૧–૦–૦ ફી લેઇ સર્ટીફીકેટ આપવાનો તેઓએ સરક્યુલર કર્યો હતો અને તેથી સર્ટીફીકેટ મળતાં હતાં. આથી ફરિયાદ દાખલ કરતા અગાઉ ઉમરની ખાત્રી કરવાની અમને સરળતા પડતી હતી. પરંતુ ૧૯૩૫ના નવેમ્બરમાં નવી સ્કૂલ કમિટી ચૂંટાઇ, તેના ચેરમેન દિ. બ. ચિમનલાલ મહેતાએ ખાસ રજા સિવાય સર્ટીફીકેટ આપવાની મનાઇ કરી. આથી ઉમરની ખાત્રી કરવાનું કામ અટક્યું છે. કેટલીક વાર

ઘણી તકલીફ પડે છે, પણ ધીરે ધીરે આ બાબતમાં યોગ્ય સગવડ થઇ જશે એમ આશા છે.

**ખર્ચ અને હિસાબ:** ફરિયાદો કરવામાં પહેલાં ડિસ્ટ્રક્ટ માજિસ્ટ્રેટની કોર્ટમાં ફરિયાદ અરજી રજુ કરવી પડે છે. ડિ. માજિસ્ટ્રેટ ફ. કલા. માજિસ્ટ્રેટની કોર્ટમાં પ્રાથમિક તપાસ માટે મોકલે છે, ત્યાં ફરિયાદ પક્ષે પુરાવો અને તેમનું ભથું રજુ કરવું પડે છે. દરેક કેસમાં લગ્ન થયા સંબંધેના તથા તોહોમતદારોએ લગ્નમાં ભાગ લીધા સંબંધેના તથા સ્કૂલના માસ્તરનો ને બીજા ત્રણ ચાર પુરાવા રજુ કરવા પડે છે.ત્યાર બાદ ફ. કલા. માજિસ્ટ્રેટ પુરાવો લેઇ કેસના ખરાપણાની તપાસ કરી ડિ. માજિસ્ટ્રેટની કોર્ટમાં મોકલે છે. ત્યાં ફરીઆદ પક્ષે ફરીથી બધા પુરાવાને સમન્સ કાઢી બોલાવવા પડે છે. જે કેસોમાં તોહોમતદારો વકીલોને લાવ્યા વગર ગુનો કબુલ કરે છે તે કેસોમાં બંને કોર્ટની મળી ૩-૪ મુદતોનાં ભથાં, સ્ટેમ્પ અને રેલવે ભાડાં વગેરે મળીને રૂા. ૩૦થી રૂા. ૫૦ સુધીનું ખર્ચ થાય છે. પરંતુ જે કેસોમાં બચાવ માટે વકીલો હાજર થાય છે તેવા કેસોમાં બન્ને કોર્ટમાં થઇ ૫થી ૧૦ સુધી મુદતો પડે છે, અને આવા કેસોમાં રૂા. ૫૦થી રૂા. ૧૦૦ સુધીનું ખર્ચ થાય છે. આમાં વકીલોની ફી આવતી નથી, કારણકે ફી લીધા સિવાય સેવાભાવે કામ કરનાર વકીલ શ્રી જમિયતરામ પંડ્યાની અને શ્રી અંબાલાલ પટેલની મદદ હમેશાં મળતી રહે છે.

આ બધાનો હિસાબ રાખવામાં આવ્યો છે. જે ૧૧ ફરિયાદો કોર્ટમાં રજુ કરી છે, તેનું એકંદર ખર્ચ રૂા. ૬૦૩–૧–૬ થયું છે. જે ૬ બાળલગ્નોની તપાસ કરી ફરિયાદો કરી નથી અને ૬ બાળલગ્ન લગ્ન થતા અગાઉ નોટીસો આપી અટકાવ્યાં છે, તેમની પાછળ સર્ટીફીકેટો, પોસ્ટ અને જવાઆવવાનું ખર્ચ મળી રૂા. ૫૮–૧૩–૯ થયું છે. વળી છપામણી, લેખનસાહિત્ય, કોર્ટમાં કેસોની નકલો, ટપાલ, વગેરેનો રૂા. ૪૭–૬–૬ મળી, એકંદર રૂા. ૭૦૯–૫–૯ ખર્ચ થયું છે.

કોર્ટે ૯ કેસોમાં સજા કરી, તે પૈકી ૬ કેસોમાં અનુક્રમે ૭૫, ૫૦, ૮૦, ૫૦, ૩૦ અને ૭૨ મળી કુલ રૂા. ૩૫૭ ફરિયાદીને ડિસ્ટ્રીક્ટ માજિસ્ટ્રેટ મી. જયકરે ક્રી. પ્રો. કોડની કલમ ૫૪૫ મુજબ ખર્ચના અપાવ્યા છે.

આવી રીતે સરવાળે ખર્ચની મુશ્કેલી પડતાં બાળલગ્નો અટકાવવા લાગણી ધરાવતા ભાઇઓને ફરિયાદોના ખર્ચ માટે નાણાં આપવા 'પાટીદાર' માસિક દ્વારા અપીલ બહાર પાડવામાં આવી હતી, તેમાં રૂા. ૨૦ અમદાવાદના શ્રી. હિરાલાલ વસન્તદાસ મહેતા, રૂા. ૨૫ વસોના શ્રી. મોતીભાઇ નરસિંહભાઇ

અમીન, રૂા. ૯૦ એક ગૃહસ્થ તરફથી અને રૂા. ૫૦ પણ બીજા એક ગૃહસ્થ તરફથી મળી કુલ રૂા. ૧૮૫ ફંડમાં મળ્યા; તે અને કોર્ટે અપાવેલા રૂા. ૩૫૭ મળી રૂા. ૫૪૨ મારી પાસે આવ્યા. રૂા. ૭૦૯–૫–૯ થએલા ખર્ચમાંથી ઉપરની રકમ બાદ જતાં રૂા. ૧૬૭–૫–૯ વધુ ખરચાયા છે.

ઉપર પ્રમાણે પાટીદાર યુવકમંડળે સમાજસુધારાનું જે કાર્ય મને સોંપેલું તે કાર્ય મારી બુદ્ધિ અને શક્તિ અનુસાર ગયાં બે વરસમાં કર્યું ને રજુ કરૂં છું.

સદરહુ કેસો રજુ કરવામાં તથા પ્રાથમિક તપાસ વખતે હાજર રહેવામાં અને છેવટે ડિ. માજિસ્ટ્રેટની કોર્ટમાં સુનાવણી વખતે દરેક કેસમાં ઓછામાં ઓછા બે ત્રણ દિવસ અને વધુમા વધુ આઠ દશ દિવસ ફરિયાદપક્ષ તરફથી કેસ ચલાવવા ઉમરેઠ-અમદાવાદના વકીલ શ્રી. જમિયતરામ દયાશંકર પંડ્યા અને આણંદ-નડીઆદના વકીલ શ્રી. અંબાલાલ લલ્લુભાઇ પટેલ એ બંને જણ વખતોવખતો હાજર રહી પાટીદાર યુવકમંડળના સમાજસુધારાના કાર્યમાં મદદ કરી છે તે માટે મંડળ તેમનું આભારી છે.

**થોડીક સૂચના:** શારદા એક્ટ પ્રમાણેની ફરિયાદોમાં (૧) લગ્નવિધિ, (૨) સગીરની ઉમર અને (૩) દરેક તહોમતદારે લગ્નમાં શો ભાગ ભજવ્યો, એ સિવાય બીજું કાંઇ સાબિત કરવાનું હોતું નથી. છતાં આવી સાદી બાબતોમાં પણ કેટલીક વાર ભૂલથાપ ખાઇ જવાના પ્રસંગ બને છે.

જન્મમરણનાં પત્રકો હોય છે તેવાં લગ્નનાં પત્રકો રાખવાનો બ્રિટીશ હિંદમાં કાયદો હોય તો આવી ફરિયાદોનું કામ અર્ધું સહેલું થઇ જાય. નાતરીઆ નાતમાં કોઇ વાર લગ્ન થયાનો ઇનકાર થાય એવો સંભવ છે અને લગ્ન થયું છે એમ સાબિત કરવાનો બોજો દરેક ફરિયાદમાં, ફરિયાદીને માથે છે; તે માટે કંકોતરીઓ મેળવવી, બને તો લગ્ન થતું હોય તે જોવા આપણા માણસને મોકલવો અને વરકન્યા, વહેવાઇ, વહેવાણો, જોષી, નોતરીઆ, વગેરે પૈકી જે તહોમતદારમાં ન હોય તેમને અને એક બે વિશ્વાસુ જાનૈયાને સાક્ષીમાં મૂક્યા હોય તો ચાલે.

ઉમરને માટે નિશાળના માસ્તરો સર્ટીફીકેટ આપવાના અખાડા કરે છે, તેમને સમન્સ કાઢી બોલાવવા. નિશાળનું સર્ટીફીકેટ, જન્મપત્રકમાંથી નકલ, શિતળા ખાતાના દફતરની નકલ, વગેરેને આધારેજ વરકન્યાની ઉમરનો આધાર રાખવો રહ્યો.

બાળલગ્નો અટકાવવાની મુખ્ય ચાવી ગોરદેવોના હાથમાં છે, કારણકે હિંદુઓ તો કરોડો છે, પણ ગોર તો સર્વત્ર માત્ર ગણ્યાગાંઠ્યા હોય. તેઓને

બાળલગ્નથી થતી હાનિનો અને તેમાં રહેલા જોખમનો ખ્યાલ આપી શકાય તો કામ જલદી પાર પડે. માટે સૌ કરતાં ગોરદેવને તો તહોમતદારમાં પહેલા જ દાખલ કરવા.

**ફંડની જરૂર:** હરકોઇ કાર્યમાં ખર્ચની જરૂર પડે છે, તેમ આ કાર્યમાં પણ કોર્ટનો સ્ટેમ્પ, ફરિયાદીનાં અને વકીલોનાં ગાડીભાડાં, સાક્ષીઓનાં ભથ્થાં અને ગાડીભાડાં, નકલો વગેરેમાં ખર્ચની જરૂર પડે, પણ તે માટે આપણા મંડળ પાસે ફંડ નથી. દરેક ફરિયાદમાં ફરિયાદીને ખર્ચ અપાવવા ડિસ્ટ્રીક્ટ માજિસ્ટ્રેટને ક્રિ. પ્રો. કોડ ક. ૫૪૫ મુજબ સત્તા છે, પણ તે માજિસ્ટ્રેટની મરજી ઉપર છે. એટલે બાળલગ્ન અટકાવવા માટે મોટા પાયા ઉપર કામ લેવું હોય તો સ્વતંત્ર ફંડ વિના નજ ચાલે.

દરેક જિલ્લે બાળલગ્નો વિરુદ્ધ ફરિયાદો દાખલ થવા માંડે તો જોતજોતામાં બાળલગ્નો નાબુદ થઇ જાય.

**ઉપસંહાર:** કેટલીક જગ્યાએ ફરિયાદીઓનાં ખાદીનાં કપડાં જોઇ તોહોમતદારોના સંબંધીઓ અને તેમના વકીલો ટકોર કરે છે કે ફરિયાદ કરી સરકારને શું કરવા પૈસા ખટાવો છો? આવા લોકને તેમની સ્વાર્થી ટકોરનો જવાબ આપવાની જરૂર નથી.

---*---

## પરિશિષ્ટ ક્ષ : પરિષદના પ્રમુખનું ભાષણ

**સ્વાગત મંડળના પ્રમુખ, યુવાન ભાઇઓ, મહેમાનો ને બેનો:**

આજને પ્રસંગે, ચોથી પાટીદાર યુવકપરિષદના પ્રમુખ તરીકે તમે મને આમંત્રણ આપ્યું તે માટે હું યુવકમંડળના કાર્યકર્તાઓનો હૃદયપૂર્વક આભાર માનું છું; પણ એ આમંત્રણ સ્વીકારવાને મારા તે સ્નેહીઓએ મારા ઉપર જે ત્રાસ વર્તાવ્યો છે તે માટે મારે ક્યાં ફરિયાદ કરવી તે મને સૂઝતું નથી. હું વિવેકની ખાતર નહિ પણ સાચા હૃદયથી માનું છું કે હૂં તમો યુવાનોનો પ્રમુખ થવાને માટે લાયક નથી. યુવાન એટલે પ્રેમ અને શૌર્યની પ્રતિમા, ઉત્સાહ અને ઉમંગનાં પૂર; યુવાન એટલે નભોમંડળમાં ઝળહળતો કરોડો કિરણધારી તેજસ્વી સૂર્ય; યુવાન એટલે ઘૂઘવતો અને ઊછળતો અગાધ સાગર; યુવાન એટલે પૃથ્વીને જડમૂળથી ઉખાડી દૂર ફેંકી દેનાર પ્રચંડ ઝંઝાવાત; યુવાન એટલે ભયંકર જ્વાળામુખી. આવા યુવાનોની પરિષદના પ્રમુખ તરીકે આવવામાં મને પોતાને બહુજ વધારે પડતું માન મળે છે એ વાત સાચી,

પણ તેની સાથેસાથે એક દુઃખદ ખ્યાલ પણ મને પેદા થાય છે. કેટલાકને એવો વિચાર સહેજે આવી જાય એવો સંભવ છે કે જે યુવકમંડળનો પ્રમુખ મારા જેવો ઢીલો છે તે યુવકમંડળ કેવું હશે? પણ હું માનું છું કે યુવકમંડળના કાર્યકર્તાઓએ તો મને પ્રમુખ તરીકે નિમંત્રણ કરીને મને તેમના પંજામાં લેવા ધાર્યો છે. હું એવો ધૃષ્ટ નથી કે તેમની સામે બાકરી બાંધું. પ્રેમ અને આગ્રહ ભર્યા આમંત્રણનો અનાદર મારાથી ન થઇ શકયો અને બહુ જ આનાકાની સાથે અંતે મારે એ સ્વીકારવું પડયું. હું સમજું છું કે યુવાનને છાજે એવું સાહસ કોઇ પણ ક્ષેત્રમાં મેં કર્યું નથી. હું ખેડૂતનો દીકરો હોવા છતાં વેપારી જન્મ્યો છું. ખેડૂત અને યુવાન વચ્ચે કંઇક સામ્ય સંભવે, પણ વેપારી અને યુવાન વચ્ચે તો સહેજે સામ્ય સંભવતું નથી. વેપારી તો ત્રાજવાં નીચાં ઊંચાં જુએ, અને તે પ્રમાણે પોતાનું જીવન ચલાવે. પણ યુવાન તો ધર્મ-કર્તવ્ય સામે જ પોતાની દૃષ્ટિ રાખે. કોઇ પણ ભોગે પોતે ફના થઇને પણ પોતાનો ધર્મ આચરે. હું આવો ધર્મ આચરતો થઇ જાઉં એવા હેતુથી જ મેં આજનું કામ માથે લીધું છે. તેમાં મારી ભારોભાર ત્રુટિઓ છે તે હું જાણું છું, પણ તે સાથે મને ખાત્રી છે કે આપ મને જેવો તેવો પણ નિભાવી મારી અને તમારી આબરૂ સાચવવામાં મને સ્નેહભર્યો સાથ આપશો.

આપણા મંડળનો મુખ્ય હેતુ આપણી સામાજિક, આર્થિક, અને કેળવણી-વિષયક સ્થિતિ સુધારવાનો છે. આ જમાનો નાતજાતના વાડા વધારવાનો કે જે છે તેને સજ્જડ કરવાનો નથી. પણ તેવાં બંધનો તોડી માનવસમુદ્રમાં આપણા સમાજને ભેળવી સમાજના પુણ્યપ્રવાહને વધુ પુણ્યવંતો અને વેગવંતો બનાવવાનો આ જમાનો છે. અને હું માનું છું કે આ યુવકમંડળની આગળ 'પાટીદાર' શબ્દ રાખ્યો છે તે નાતજાતના ભેદ જણાવવાની ખાતર નહિ, પણ ફક્ત સમાજનાં વિશાળ કાર્યને ઉકેલવાની સુગમતા પડે તેટલા માટે જ. આ યુવકમંડળની ઉત્પત્તિ અને આજ સુધીની કાર્યવાહીમાં ભાગ લેનારાઓ પૈકી ઘણાક દેશની અને માનવસમાજની સેવાની દીક્ષા લેનારા હોઇ આ મંડળની એ જ પ્રણાલી છે એમ હું જાણું છું. રાષ્ટ્ર કે અન્ય કોઇ પણ નાતના હિતવિરોધની પ્રવૃત્તિ આ મંડળ હાથ ન જ ધરે એવી માન્યતા આ મંડળના કાર્યકર્તાઓમાં છે, એટલે આપણું મંડળ કોમીવાદી બને એવી કોઇએ સહેજે પણ શંકા રાખવાની જરૂર નથી.

આપણા પ્રશ્નો સર્વસામાન્ય છે. આપણા સમાજનો પ્રવાહ શુદ્ધતર બને એવા ઘણા પ્રયત્નો આપણે કરવાના છે. તેવા જે કેટલાક પ્રશ્નો મારી દૃષ્ટિએ બહુ જ જરૂરના છે તે આપણે તપાસીએ.

બાળલગ્નથી થતી હાનિનો અને તેમાં રહેલા જોખમનો ખ્યાલ આપી શકાય તો કામ જલદી પાર પડે. માટે સૌ કરતાં ગોરદેવને તો તહોમતદારમાં પહેલા જ દાખલ કરવા.

**ફંડની જરૂર:** હરકોઇ કાર્યમાં ખર્ચની જરૂર પડે છે, તેમ આ કાર્યમાં પણ કોર્ટનો સ્ટેમ્પ, ફરિયાદીનાં અને વકીલોનાં ગાડીભાડાં, સાક્ષીઓનાં ભથ્થાં અને ગાડીભાડાં, નકલો વગેરેમાં ખર્ચની જરૂર પડે, પણ તે માટે આપણા મંડળ પાસે ફંડ નથી. દરેક ફરિયાદમાં ફરિયાદીને ખર્ચ અપાવવા ડિસ્ટ્રીક્ટ માજિસ્ટ્રેટને ક્રિ. પ્રો. કોડ ક. ૫૪૫ મુજબ સત્તા છે, પણ તે માજિસ્ટ્રેટની મરજી ઉપર છે. એટલે બાળલગ્ન અટકાવવા માટે મોટા પાયા ઉપર કામ લેવું હોય તો સ્વતંત્ર ફંડ વિના નજ ચાલે.

દરેક જિલ્લે બાળલગ્નો વિરુદ્ધ ફરિયાદો દાખલ થવા માંડે તો જોતજોતામાં બાળલગ્નો નાબુદ થઇ જાય.

**ઉપસંહાર:** કેટલીક જગ્યાએ ફરિયાદીઓનાં ખાદીનાં કપડાં જોઇ તોહોમતદારોના સંબંધીઓ અને તેમના વકીલો ટકોર કરે છે કે ફરિયાદ કરી સરકારને શું કરવા પૈસા ખટાવો છો? આવા લોકોને તેમની સ્વાર્થી ટકારનો જવાબ આપવાની જરૂર નથી.



## પરિશિષ્ટ ઙા : પરિષદના પ્રમુખનું ભાષણ

**સ્વાગત મંડળના પ્રમુખ, યુવાન ભાઈઓ, મહેમાનો ને બેનો:**

આજને પ્રસંગે, ચોથી પાટીદાર યુવકપરિષદના પ્રમુખ તરીકે તમે મને આમંત્રણ આપ્યું તે માટે હું યુવકમંડળના કાર્યકર્તાઓનો હૃદયપૂર્વક આભાર માનું છું; પણ એ આમંત્રણ સ્વીકારવાને મારા તે સ્નેહીઓએ મારા ઉપર જે ત્રાસ વર્તાવ્યો છે તે માટે મારે ક્યાં ફરિયાદ કરવી તે મને સૂઝતું નથી. હું વિવેકની ખાતર નહિ પણ સાચા હૃદયથી માનું છું કે હું તમો યુવાનોનો પ્રમુખ થવાને માટે લાયક નથી. યુવાન એટલે પ્રેમ અને શૌર્યની પ્રતિમા, ઉત્સાહ અને ઉમંગનાં પૂર; યુવાન એટલે નભોમંડળમાં ઝળહળતો કરોડો કિરણધારી તેજસ્વી સૂર્ય; યુવાન એટલે ઘૂઘવતો અને ઊછળતો અગાધ સાગર; યુવાન એટલે પૃથ્વીને જડમૂળથી ઉખાડી દૂર ફેંકી દેનાર પ્રચંડ ઝંઝાવાત; યુવાન એટલે ભયંકર જ્વાળામુખી. આવા યુવાનોની પરિષદના પ્રમુખ તરીકે આવવામાં મને પોતાને બહુ જ વધારે પડતું માન મળે છે એ વાત સાચી,

પણ તેની સાથેસાથે એક દુઃખદ ખ્યાલ પણ મને પેદા થાય છે. કેટલાકને એવો વિચાર સહેજે આવી જાય એવો સંભવ છે કે જે યુવકમંડળનો પ્રમુખ મારા જેવો ઢીલો છે તે યુવકમંડળ કેવું હશે ? પણ હું માનું છું કે યુવકમંડળના કાર્યકર્તાઓએ તો મને પ્રમુખ તરીકે નિમંત્રણ કરીને મને તેમના પંક્તમાં લેવા ધાર્યો છે. હું એવો ધૃષ્ટ નથી કે તેમની સામે ખાકરી બાંધું. પ્રેમ અને આગ્રહ ભર્યા આમંત્રણનો અનાદર મારાથી ન થઇ શક્યો અને બહુ જ આનાકાની સાથે અંતે મારે એ સ્વીકારવું પડ્યું. હું સમજું છું કે યુવાનને છાજે એવું સાહસ કોઇ પણ ક્ષેત્રમાં મેં કર્યું નથી. હું ખેડૂતનો દીકરો હોવા છતાં વેપારી બન્યો છું. ખેડૂત અને યુવાન વચ્ચે કંઇક સામ્ય સંભવે, પણ વેપારી અને યુવાન વચ્ચે તો સહેજે સામ્ય સંભવતું નથી. વેપારી તો ત્રાજવાં નીચાં ઊંચાં જુએ, અને તે પ્રમાણે પોતાનું જીવન ચલાવે. પણ યુવાન તો ધર્મ-કર્તવ્ય સામે જ પોતાની દૃષ્ટિ રાખે. કોઇ પણ ભોગે પોતે ફના થઇને પણ પોતાનો ધર્મ આચરે. હું આવો ધર્મ આચરતો થઇ જાઉં એવા હેતુથી જ મેં આજનું કામ માથે લીધું છે. તેમાં મારી ભારોભાર ત્રુટિઓ છે તે હું જાણું છું, પણ તે સાથે મને ખાત્રી છે કે આપ મને જેવો તેવો પણ નિભાવી મારી અને તમારી આબરૂ સાચવવામાં મને સ્નેહભર્યો સાથ આપશો.

આપણા મંડળનો મુખ્ય હેતુ આપણી સામાજિક, આર્થિક, અને કેળવણી-વિષયક સ્થિતિ સુધારવાનો છે. આ જમાનો નાતજાતના વાડા વધારવાનો કે જે છે તેને રાજડ કરવાનો નથી. પણ તેવાં બંધનો તોડી માનવસમુદ્રમાં આપણા સમાજને ભેળવી સમાજના પુણ્યપ્રવાહને વધુ પુણ્યવંતો અને વેગવંતો બનાવવાનો આ જમાનો છે. અને હું માનું છું કે આ યુવકમંડળની આગળ 'પાટીદાર' શબ્દ રાખ્યો છે તે નાતજાતના ભેદ જણાવવાની ખાતર નહિ, પણ ફક્ત સમાજના વિશાળ કાર્યને ઉકેલવાની સુગમતા પડે તેટલા માટે જ. આ યુવકમંડળની ઉત્પત્તિ અને આજ સુધીની કાર્યવાહીમાં ભાગ લેનારાઓ પૈકી ઘણાક દેશની અને માનવસમાજની સેવાની દીક્ષા લેનારા હોઇ આ મંડળની એ જ પ્રણાલી છે એમ હું જાણું છું. રાષ્ટ્ર કે અન્ય કોઇ પણ નાતના હિતવિરોધની પ્રવૃત્તિ આ મંડળ હાથ ન જ ધરે એવી માન્યતા આ મંડળના કાર્યકર્તાઓમાં છે, એટલે આપણું મંડળ કોમીવાદી બને એવી કોઇએ સહેજે પણ શંકા રાખવાની જરૂર નથી.

આપણા પ્રશ્નો સર્વસામાન્ય છે. આપણા સમાજનો પ્રવાહ શુદ્ધતર બને એવા ઘણા પ્રયત્નો આપણે કરવાના છે. તેવા જે કેટલાક પ્રશ્નો મારી દૃષ્ટિએ બહુ જ જરૂરના છે તે આપણે તપાસીએ.

સાંસારિક સુધારામાં નીચેના પ્રશ્નો આપણે હાથ ધરવા જોઇએ:

૧. વરવિક્રય તેમ કન્યાવિક્રય બંધ થવો જોઇએ.

૨. બાળલગ્ન એટલે છોકરો કે છોકરી પુખ્ત ઉમરનાં થઇ ગૃહસંસારની પોતાની જવાબદારી સમજતાં ન થાય ત્યાં સુધી તેમનાં લંગ્ન ન થવાં જોઇએ.

૩. વિધવા બેનોને ફરજિયાત વૈધવ્ય પળાવવાની જે પ્રથા છે તેને નાબૂદ કરી, તેઓ પોતાના નૈતિક અને સામાજિક જીવનના ઉદ્ધારાર્થે પુનર્લગ્ન કરવાની ઇચ્છા કરે તો તેમને છૂટ તથા સગવડ મળવી જોઇએ.

૪. મરણ પાછળના કોઇ પણ જાતના જમણવારની જંગલી પ્રથા નાબૂદ કરવી જોઇએ.

૫. આપણો ગૃહસ્થાશ્રમ સંસ્કારી અને સુખી નીવડે એવા હેતુથી કુળાકુળની રૂઢ ભાવનાને ત્યજી આપણા લગ્નસંબંધોનું ક્ષેત્ર દિનપ્રતિદિન વિશાળ બને એવા પ્રયત્નો આપણે કરવા જોઇએ.

સંસારસુધારાના ઉપરના પાંચ મુદ્દા સાથે નીચેના સામાજિક મુદ્દા પણ આપણે વિચારવા જોઇએ.

૧. કારકૂનિયા કેળવણીનો ત્યાગ કરી ખેતી અને તેને અંગેના ઉદ્યોગોની કેળવણી આપણાં બાળકોને મળે તે માટે વ્યક્તિગત અગર સામુદાયિક પ્રયત્નો થવા જોઇએ.

૨. યુવકોની દૃષ્ટિ સરકારી કે ખાનગી નોકરીમાંથી ખેંચી કોમની મૂળ મૂડી જે જમીન છે તેને આબાદ કરવાની વૃત્તિનું પોષણ થાય અને તે પ્રમાણે અમલ થાય તેવા પ્રયત્ન થવા જોઇએ.

૩. કોમ સામાજિક ઉન્નતિમાં અને સાંસારિક સુધારામાં પ્રવૃત્તિ કરે, કોમની આર્થિક ઉન્નતિ થાય, તેમ કોમનાં ભણતાં બાળકબાળિકાઓને કેળવણી લેવામાં શિષ્યવૃત્તિઓ યા ઇનામો દ્વારા પ્રોત્સાહક આર્થિક સહાયતા અપાય તે હેતુથી કોમનું એક ફંડ ઊભું કરવામાં આવે, એ વિષે પણ આ પરિષદ વિચાર કરશે તો તે હિતાવહ છે.

ઉપરના પ્રશ્નો કોમની અને સમાજની દૃષ્ટિએ બહુ જ ઉપયોગી અને મહત્ત્વના છે.

વરવિક્રયથી કન્યાવિક્રયની શરૂઆત થાય છે. વરવિક્રયની અતિશયતામાંથી જ કન્યાવિક્રય જન્મે છે. એટલે વરવિક્રય તેમ કન્યાવિક્રય બંને દોષિત છે; પણ તે બૂમો પાડવાથી નહિ ટળે. તેમજ પરઠણો લેનારાઓને મન એ તો વેપારની વસ્તુ થઇ પડી છે. વેપારીને તમે કેવી રીતે કહી શકશો કે તારો

વેપાર તું ન કરીશ. કલાલને, તેનો દારૂ લોકોનું સત્યાનાશ વાળે છે માટે તારૂં પીઠું તું બંધ કર એવું કહેવાથી તે પોતાનો વેપાર બંધ કરશે એમ માનવું અવ્યવહારૂ છે. તે માટે તો એક બાજુ ચોકી (પીકટિંગ) અને બીજી બાજુ દારૂ પીનારાઓને સમજાવી તેનો ત્યાગ કરાવવાની પ્રવૃત્તિ, એ સિવાય બીજો રસ્તો નકામો છે. ત્રીજો ઉપાય છે, દારૂનિષેધનો કાયદો. પણ આપણે જાણીએ છીએ કે મહુડાં ગાળવાની ભઠ્ઠીઓ ગેરકાયદેસર છે અને તે માટે પોલીસની સત્તાવાળું અલગ ખાતું સરકારે ખોલ્યું છે, છતાં ખાનગી દારૂ ગળાય છે અને વપરાય છે. તેવી જ વાત પરઠણો સંબંધેની છે. વરવિક્રય એ તો એક અનિષ્ટમાં અનિષ્ટ તત્ત્વ છે અને તે આપણા સમાજમાંથી નીકળી જવું જોઇએ.

નાતમાં નાનામોટાની અને ઉચ્ચનીચની માન્યતાથી અનેક ગોળ પડી ગયા છે અને તે દરેક ગોળમાં પોતાને કુલીન અને બીજાને અકુલીન ગણનારા કુટુંબો કે ગામો છે, તેઓ કુલીનતાનો દાવો આગળ કરી જ્ઞાતિભાઇઓને લૂંટે છે. એ લૂંટની ખૂરી અસર આખા સમાજના નૈતિક જીવન ઉપર થાય છે; તેને બંધ કરવાને માટે જેઓ કુળના મોહમાં અંધ થઇ રાપડાય છે તેમને દેખતા કરવાના છે. તેઓ દેખતા થાય, તેમની અજ્ઞાન માન્યતા બદલાય એવાં પગલાં આપણે લેવાં જોઇએ. કુળ એટલે ખાનદાની, કુળ એટલે સંસ્કારિતા, કુળ એટલે સુચારિત્રશીલતા, એમ આપણી કુળની વ્યાખ્યા આપણે ફેરવવા મથવું જોઇએ. આપણે લગ્નની બાબતમા બે મુદ્દા સાચવીએ તો પરઠણ લેનારાઓને પોષવા જેવું રહેશેજ નહિ: પહેલો મુદ્દો સ્વમાન, જે આપણને ઇચ્છે, આપણા સંબંધ માટે જેના હૃદયમાં ચાહના હોય, જે આપણને પોતાનાથી નીચો ગણી આપણી અને આપણી દીકરીની અવગણના ન કરે તેવો હોય તેને ત્યાં લગ્નસંબંધ કરવો. અને બીજો મુદ્દો એ કે આપણી કન્યા સર્વ રીતે સુખી થાય, તેના જીવનનું કલ્યાણ થાય, તેવા કુટુંબમાં આપવી. આ બે મુદ્દા કન્યા આપવા બાબતમાં આપણે સાચવીએ તો એ આખોયે પ્રશ્ન સરળ થઇ જશે.

વિધવાના પુનર્લગ્ન સંબંધે આપણે બહુ જ નિશ્ચયી થવું પડશે. બહુ ચળવળ કરવી પડશે, કદાચ સહન પણ કરવું પડશે. આ ફરજિયાત વૈધવ્યનું પાપ પાટીદાર કોમને માથે ચઢી બેઠું છે, તેમાંથી આપણે છૂટા નહિ થઇએ તો તે પાપ આપણો સદંતર નાશ કરશે.

આ સિવાય ઉપર જે પ્રશ્નો મેં બતાવ્યા તે હાથમાં લેઇ તેની પાછળ કામ કરવાનું સહેલું નથી. વરસમાં બે દિવસ આવો જલસો કરી વિખેરાઇ

જવામાં તો આપણુને નામોશી છે. એ જમાના તો ચાલ્યા ગયા. હવે તો કોઇ પણ મંડળ પાછળ ૩૬૫ દિવસનું કામ ન હોય તે મંડળ હાંસીને પાત્ર નીવડે છે. આપણું મંડળ તેવું હાંસીને પાત્ર ન નીવડે તે માટે તેને માટે તમો શું કરવાના છો તે હું જાણુતો નથી. આજ ચોથી પરિષદ છે તો તમે મને આ મંડળનું ચોથિયું કરવાને તો નથી બોલાવ્યો ને? મારે હાથે એવું ભૂરૂં કામ મહેરબાની કરી તમે ન કરાવશો. આમ થશે તો આપણી જુવાની લાજશે અને આપણે માટે ફીટકાર વરસશે. આવો ફીટકાર મને તો નથી ગમતો. એટલા માટે હું તો એવા નિશ્ચયથી અહીં આવ્યો છું કે તમો પૈકી ઘણાનો સારો સહકાર મને મળશે તો હું કોઇ પણ ક્ષણે તમારી સેવામાં હાજર છું. નહિ તો આ પ્રસંગ પૂરો કરી મારી ફરજ બજાવી હું ભવિષ્યના બોજામાંથી મુક્ત થઇશ.

ખરૂં તો એ છે કે આ કામ બધાના સહકારથી જ થશે. યુવાનો શિથિલતા રાખશે તો કામ બગડશે. વડીલવર્ગ અલગ રહેશે તો તે પણ નહિ ચાલે. વડીલોએ સમાજની રૂખ પ્રમાણે દોરવણી કરવી પડશે. તે દોરવણી સિવાય ગાડું નહિ ચાલે. આ કાર્યમાં તેમની પૂરી સહાનુભૂતિ અને આશીર્વાદની જરૂર છે. બીજી પણ એક વિનંતિ કરવાની છે. તમો બધા પધાર્યા છો તો હવે આપણી પ્રવૃત્તિનો પ્રવાહ અસ્ખલિત ચાલ્યો જાય એવો કોઇ પ્રબંધ કરશો. ભલેને પ્રવાહ ધીમો ચાલે, પણ ઉતાવળે દોડ કરવી યા તો સૂઇ જવું એવા વિચારનો હું નથી. કોઇ પણ રૂપમાં પ્રગતિ કરવી એ શ્રેયસ્કર છે. માટે આપણી કલ્યાણકર પ્રવૃત્તિ ધીમે તો ધીમે, પણ ચાલે એવી કાંઇ વ્યવસ્થા કરશો, તો આજનું આપણું કામ કંઇક સરળ થયું છે એમ મને નિરાંત થશે.

આટલાં વર્ષોના આપણા અનુભવ પછી આપણે આપણી કાર્યપદ્ધતિનો નિર્ણય કરવો જોઇએ. આપણે બહુ કાર્યો એકીસાથે હાથમાં લેઇ કામ કરતાં વધુ અસરકારક કાર્ય નહિ કરી શકીએ; માટે અમુક ચોક્કસ પ્રશ્નનો ઉકેલ કરવાનો નિર્ણય કરીને તેની પાછળ સમાજનું બધું જોર અજમાવવું.

જાનના ત્રણ દિવસના બે દિવસ કરવામાં આપણે ફત્તેહમંદ થયા તે પણ આવી જ પદ્ધતિથી.

સને ૧૯૩૧ની સાલમાં એ ત્રણ માસ બારમાં બંધ કરવામાં મંડળે પોતાનું બધું બળ વાપર્યું અને તેને પરિણામે બારમાં બંધ કરવામાં કેટલેક અંશે સફળતા મળી હતી. આપણને એ પ્રવૃત્તિ માટે વધુ સમય મળ્યો હોત તો આજે તો ક્યારનાયે બારમાના બાર વાગી ગયા હોત. ત્યારે હવે આપણે એ અધૂરૂં મૂકેલું કામ પૂરૂં કરવું જોઇએ. મને લાગે છે કે આપણે હાલ તુરત

બે પ્રશ્ન હાથમા લઇએ: એક તો બારમું ન કરવું તેની પ્રતિજ્ઞાઓ લેવાનું અને બીજો પોતાની દીકરીને પરણાવવામાં કહેવાતી કુલીનતાના મોહને છોડી, સમાનતાને ધોરણે, ગામ કે ગોળનો વિચાર નહિ કરતાં શિક્ષણ, સંસ્કાર, સમાન આચારવિચાર, આર્થિક આબાદી તરફ લક્ષ રાખી સંબંધ જોડવો જોઇએ. આ દિશામાં વીરસદ–કરમસદનાં લગ્ન એ આવકારદાયક છે. પણ તે પ્રસંગે જે ન ઇચ્છવા જોગ દેખાવ મુંબઇ વગેરે સ્થળે જોવામાં આવ્યા તે આપણી કોમની કીર્તિમાં વધારો કરનાર નહોતા એમ કહ્યા સિવાય રહી શકતો નથી.

આ પ્રમાણે સામાજિક સુધારાની સાથે સ્વદેશી, ખાદીપ્રવૃત્તિ, ગ્રામોદ્યોગ અને હરિજન ભાઇઓને અપનાવી લેવામાં પણ આપણે પછાત ન રહેવું જોઇએ.

અને હવે એક નમ્ર સૂચના છે કે જ્યારે આ પરિષદ આપણા સમાજના બધાય ઉપયોગી પ્રશ્નો ચર્ચે છે અને તેના ઉકેલ માટે વ્યવહારૂ ઉપાયો યોજે છે તથા પોતાને પ્રમુખસ્થાને યુવાની વટાવી ગએલા મારા જેવાઓને નોતરે છે તથા એની કાર્યવાહીમાં પણ યુવાનો જેટલા જ આધેડો સક્રિય સહાનુભૂતિ દાખવી આગળ પડતો ભાગ લે છે, તો પછી આ મંડળને 'પાટીદાર યુવકમંડળ'નું સંકુચિત નામ બદલી 'સમસ્ત પાટીદારમંડળ' એવું નામ આપવામાં આવે એવું અહીં આવેલાં સૌ ભાઇબેનો વિચારી લેશો એમ માનું છું.

છેવટે આપણી કોમમાં વિચાર અને વાતાવરણ કેળવાય અને આપણું કામ સુગમ થઇ જાય તે માટે મંડળમાં આખો વખત કામ કરનાર ઉત્સાહી અને સેવાભાવી યુવાનોનું એક જૂથ જમાવવું જોઇએ.

સભાઓ ભરી, ગામે ગામ આ મંડળની શાખાઓ સ્થાપી, પત્રિકાઓ લખી લખાવી ચર્ચાઓ ઊભી કરવી અને ગરમાગરમ વાતાવરણ ઉત્પન્ન કર્યું, એમાંથી નવા વિચારો અને આચાર ઉદ્ભવશે અને નવો યુગ પણ જન્મશે.



## પરિશિષ્ટ કો : શ્રી મોતીભાઇ અમીનનું પ્રવચન

તેજ રાતે વિષયવિચારણી સભા મળી હતી. મંત્રીએ કાઢેલી પ્રશ્નાવલીના આવેલા ઉત્તરોનું તારણ વાંચી સંભળાવ્યું હતું. તેનો મુખ્ય સૂર એ હતો કે કાર્યકર્તાઓનો અભાવ છે અને જે છે એમને આ કાર્યમાં રસ નથી. માટે મંડળનું કામ શિથિલ થઇ ગયું છે. આમાંથી નીકળવાનો માર્ગ સૂચવવાની શ્રી. મોતીભાઇ અમીનને વિનંતી કરી, એટલે તેમણે નીચે પ્રમાણે અનુભવજન્ય માર્ગસૂચક ઉપાયો કહ્યા:

ઉન્નતિ સૌ ઇચ્છે છે, પણ ધ્યેયને નરમ પાડવાથી આગળ નથી વધાવાનું. બોલનારા બોલવાના જ અને આક્ષેપો કરવાના જ. ધ્યેય સ્પષ્ટ છે, કાર્ય કર-

વાતું રહે છે. સને ૧૯૨૦માં કલકત્તામાં યુવાન ખ્રીસ્તી મંડળ (Young Men's Christian Association) જોઇને તે ધોરણે ચરોતરમાં યુવકમંડળ સ્થાપવાનું મને મન થએલું, પણ સંયોગો અનુકૂળ નહિ હોવાથી તે કાર્ય હું હાથમાં લેઇ ન શક્યો. Y. M. C. A.નું કાર્ય જોઇને હેરત પામી જવાય છે. એમાંથી આપણને વ્યવહારૂ ઘણું જડી આવે એવું છે. માત્ર એ દિવસની સભાથી કાંઇ નહિ વળે. પણ મહાસભા માફક ખારે માસ કામ કરનારા નીકળવા જોઇએ. આપણું કામ દેશના પ્રમાણમાં નાનું હશે, પણ આપણા પ્રદેશ પૂરતું મોટું છે. આપણા અજ્ઞાન અને વહેમી લોકો વચ્ચે કામ કરવું વિકટ છે. ધાર્મિક કે રાજકીય કામ કરતાં આપણું કામ જરાય ઊતરતું નથી. મુશ્કેલીઓ જોતાં ઘણું વિકટ છે, પણ એ સર્વ પ્રગતિના પાયાનું કામ છે. એ માટે થોડા સાચા કામ કરનારા, ભલે એક કે બેજ જણા, બહાર આવે તો કામ થાય. આ કામ માટે જિંદગી ખતમ થતા સુધી એમાંજ મંડ્યા રહેવું પડે. તોજ આપણે જે કામ કરવા પ્રવૃત્ત થયા છીએ તેમાં સફળ થઇએ. માત્ર પ્રતિજ્ઞા કે ઠરાવ કર્યે કશું વળવાનું નથી.

'આજ કામને વહનારા માણસને શોધી શકીએ છીએ કે કેમ?' એ હું પહેલો પ્રશ્ન મૂકું છું. થોડી ત્રુટીઓ નભાવીને પણ આપણને જે કાર્યકર્તા મળે એને સ્વીકારી લેવો રહ્યો.

પૈસા વિના કામ અટકતું નથી એ મારા અનુભવની વાત છે. કામ કરનારા પાસે પૈસો તો આકાશમાંથી પડે છે. એક વર્ષના કામને અનુભવે બીજા વર્ષનાં નાણાં મળીજ રહેવાનાં છે.

ત્રણ પ્રશ્નોનો કાર્યક્રમ હું તમારી પાસે રજુ કરૂં છું. વેણીભાઇનું નિવેદન મને બહુ ગમ્યું. બાળલગ્ન માટેનું એમનું કામ પ્રમુખના ભાષણ કરતાં પણ હું વધુ મહત્ત્વનું ગણું છું. પછાત કોમને જો આપણે ઉપર ન લેઇ શકીએ તો આપણા પાટીદારોનું બાપાપણું વ્યર્થ જવાનું છે. બાળલગ્ન ન જાય ત્યાં સુધી આપણે બીજું કશું નથી કરી શકવાના. એ માટે જેટલું થાય તેટલું કરવું જોઇએ. કાયદાની પણ મદદ મેળવવી જોઇએ. એમ થાય તો થોડાંજ વર્ષમાં એ પ્રશ્ન આપણે ઉકેલી શકીએ.

બીજો પ્રશ્ન સ્ત્રીકેળવણીનો છે. સ્ત્રીઓનો સાથ નહિ હોય ત્યાં કશું નથી થઇ શકવાનું. એમનામાં જ્ઞાનનો પ્રચાર નહિ થાય ત્યાં સુધી આપણા બધા વહેમો ઊભા રહેવાના છે.

ત્રીજો પ્રશ્ન ખોટાં ખર્ચોનો છે. ઉપરના બે પ્રશ્ન ઉકેલીએ તો પૈસાનો

પ્રવાહ બદલી શકાય. લોકોને કીર્તિ ગમે છે, એટલે એમને એ કીર્તિ મળી રહે એવા રસ્તાઓ રજુ કરવા જોઇએ. શાળાઓ જમાડવાનો વખત વહી ગયો છે. શાળામાં જઇને ત્યાંની સાચી આવશ્યકતા જોયા પછી પૈસા ખર્ચવા જોઇએ. એક વિઠ્ઠલ કન્યાવિદ્યાલયથીજ આપણું વળવાનું નથી, એવી તો ઘણી સંસ્થાઓ કાઢવી જોઇશે.

આ ત્રણુ મારા મુદ્દા છે. મજબુત કાર્યાલય અને એનો આત્મા સ્થપાવાં જોઇએ. લાંચ લેવાની વૃત્તિ જશે ત્યારેજ પરદણુ વગેરે નાશ પામવાનાં છે, કાયદા વા ઠરાવો એને રોકી શકતા નથી.

પાટીદાર મંડળ માટે કાર્યાલય સ્થાપીએ, પણ એના પૈસાનું શું?

એક માણુસ લાખ રૂપિયા આપે એના કરતાં લાખ માણુસ એક એક રૂપિયો આપે એનું મારે મન વધુ મહત્ત્વ છે. કારણકે એથી આપણે એક લાખ માણુસ પાસે પહોંચી શકવાના. આપણી કોમનાં અનિષ્ટો દૂર કરવાં અને કોમને આગળ વધારવી, એજ સમજાવવાનું. આપણે ૨૦૦૦ રૂપિયા જોઇએ, એ પાંચ પાંચ કે દશ દશ રૂપિયે ઉઘરાવવા જોઇએ

અમારા વસોના Water Works માટે અમે આવીજ યોજના મૂકી છે. અને મને જણાવતાં આનંદ થાય છે કે ત્રણ ચાર દિવસમાંજ અમે બે હજાર મેળવી શકયા છીએ.

ભૂલો નાના તેમજ મોટા બધા કરે છે. ફક્ત કુલીન, કેળવાએલા વા ધનિકોજ ભૂલો કરે છે એમ નથી; પણુ ધોળે લૂગડે ડાઘ મોટો દેખાય. આપણે તો કામ કરવું છે. શરૂઆત છે એટલે એ જરા મુશ્કેલ પડશે, પણ એની એટલીજે જરૂર છે. મેં બતાવેલી રીતે કામ કરવામાં આવે તો હું માનું છું કે મુશ્કેલી નહિ આવે.

શ્રી ચતુરભાઇ કાળીદાસ પટેલ (ચિખોદ્રા) આ પ્રસંગે બોલ્યા: "દરેક વખતે પરિષદમાં મુખ્ય પ્રશ્ન બાજુએ મૂકવામાં આવે છે. શ્રી. મોતીભાઇની સૂચનાનો મારે કશો વિરોધ નથી, પણ આપણા ગોળએકડા આપણા વિકાસમાં બધી રીતે વિઘ્નકર્તા છે, છતાં આપણે એ પ્રશ્નને અડતાજ નથી. એના ઉકેલની ચાવી કોઇ સુઝાડતું નથી. આટલું ન થાય ત્યાં સુધી બધું કામ એકડા વિનાનાં મીંડાં જેવું છે." એમણે ૧૫-૨૦ મિનિટ સુધી પોતાના વિચારોનું લાંબુ ભાષણ વાંચ્યું.

શ્રી. મોતીભાઇ: ભાઇ ચતુરભાઇ મારા વિદ્યાર્થી હતા. એ આટલી બધી ધગશ રાખે છે, એથી એ મારા બધા વિદ્યાર્થીને ટપી જાય છે. આપણે એમનાં

બધાં ધ્યેય સ્વીકારીએ છીએ, પણ એની શક્યાશક્યતા જોવાની હોય છે. આપણે સૌ ગોળને કાલે તૂટતા હોય તો આજે તોડવા ઇચ્છીએ છીએ, પણ સમાજનું બંધારણ એક દિવસમાં તૂટવાનું નથી.

પાટીદારના એકડા તો મોટા છે, પણ ૧૦૦ ઘરના પણ એકડા મેં જોયા છે. મારી સૂચના તો એ છે કે આપણે ઉપરથી નીચે ઊતરવું જોઇએ. આજે આપણે અહીં ભાષણ ગમે તેટલાં થાય, પણ કન્યા લાવવાની ઊંચે ઘેરથી અને કન્યા દેવાની પણ ઊંચે ઘેર જ, એવી જે દરેકની ઇચ્છા હોય છે એ નીકળી જવી જોઇએ. તો જ કંઇક બને.

આપણે એકલા નથી ચાલવું. એકલા જવું હોય તો બ્રાહ્મસમાજ છે. પણ આપણે તો બધાને સાથે લઇને ચાલવાનું છે. એટલે આપણે સંયોગો અને શક્તિ, સૌનો વિચાર કરવાનો છે. ગોળ તોડવા જ જોઇએ, પણ ગોળ તોડવામાં યે મુશ્કેલી નથી આવતી એમ નથી. માત્ર ઠરાવોથી ગોળ નથી તૂટતા. એવા ઠરાવ થયા પણ છે, પણ એથી શું? કન્યા આપે નહિ એને કન્યા આપવી નહિ, એવો ઠરાવ કરવાની હું તો સલાહ આપું છું. કામ કરનારા જોઇએ, માત્ર વાતોથી શું વળે? અહુણા શ્રી રાવજીભાઇએ ગોળને તોડી નાખનારો ઠરાવ છટોલાની પરિષદમાં પસાર થયો હતો એ વાંચી સંભળાવ્યો, પણ ઠરાવોથી વળે શું? ઠરાવોને અમલમાં મૂકનાર માણસો જોઇએ છે.



## પરિશિષ્ટ ૨ : ઠરાવો

૧. "'પાટીદાર યુવકમંડળ'ને બદલે આ મંડળનું નામ 'પાટીદાર મંડળ' રાખવું એવું આ પરિષદ ઠરાવે છે." દરખાસ્ત: શ્રી. વેણીભાઇ પ્રભુદાસ પટેલ, અનુમોદન: શ્રી. રાવજીભાઇ નાથાભાઇ પટેલ, શ્રી. દરબાર સાહેબ.

૨. "આ મંડળનું કામ વ્યવસ્થિત ચલાવી પાટીદાર કોમનું હિત સાધવાને અને મંડળ તરફથી જે જે ઠરાવો થાય તેનો અમલ કરવાને આ મંડળનું કાર્યાલય સ્થાપવા અને તેને અંગે એક સેવાભાવી કાર્યકર્તાને રોકવા આ પરિષદ ઠરાવ કરે છે. આ ઠરાવનો અમલ કરવાને અને તે માટે જરૂરી જોગવાઇ કરવાને નીચેના ગૃહસ્થોની યોજનાસમિતિ (વધારો કરવાની સત્તા સાથે) નીમવામાં આવે છે: શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલ, પ્રમુખ; શ્રી. વેણીભાઇ પ્રભુદાસ પટેલ, મંત્રી; શ્રી. આપાજી બાવાજી અમીન, વસો; શ્રી. ભીખાભાઇ કુબેરભાઇ પટેલ, કરમસદ; શ્રી. પ્રભુદાસ ભીખાભાઇ રાય, મોટા;

કરાળા; શ્રીમતી શાન્તાબેન ભાસ્કરભાઇ પટેલ, સોજીત્રા; શ્રી. મંગળભાઇ ગોકળભાઇ પટેલ, રણુ; સભ્યો." દરખાસ્ત: શ્રી. રાવજીભાઇ મણિભાઇ પટેલ, અનુમોદન: શ્રી. શિવાભાઇ હરિભાઇ પટેલ.

૩. "એક વ્યક્તિ પાસેથી ઓછામાં ઓછા રૂા. ૫ અને વધારેમાં વધારે રૂા. ૨૫ લેવા, એવી યોજનાથી આ મંડળના કાર્યાલયના ખર્ચ માટે રૂા. ૧૦૦૦ તથા મંડળના પ્રચારકાર્ય માટે રૂા. ૧૦૦૦ મળી કુલ રૂા. ૨૦૦૦ મેળવવાનું આ પરિષદ ઠરાવે છે."[1] દરખાસ્ત: શ્રી. મોતીભાઇ અમીન, અનુમોદન: શ્રી. ગોપાળદાસ દેસાઇ.

૪. "કરમસદ-વીરસદ લગ્નને અંગે વર્તમાનપત્રોમાં જે ઉહાપોહ થએલો, એને પરિણામે આ પરિષદ ભારપૂર્વક જણાવે છે કે ઉપલા ગોળની કન્યા નીચલા ગોળમાં જાય તેવા દરેક લગ્નને આ પરિષદ અભિનંદન આપે છે." દરખાસ્ત: શ્રી.આપાજી બાવાજી અમીન, અનુમોદન: શ્રી.શંકરભાઇ ત્રિભુવનદાસ.

૫. "ગેતભોજન કરવાં નહિ અને કોઇ કરે તેમાં ભાગ લેવો નહિ એમ આ પરિષદ ઠરાવે છે." પ્રમુખસ્થાનેથી.

૬. "વડી ધારાસભામાં શારદા એકટમાં સુધારો કરવાનું શ્રી. બી. દાસનું જે બીલ રજુ થયું છે તેને આ પરિષદ ટેકો આપે છે અને તે બીલની અંદર લગ્ન થયાનું દરેક ગામે સ્થાનિક અમલદારો રજીષ્ટરમાં નોંધ રાખે એવો સુધારો કરવા આ મંડળ ભલામણ કરે છે." દરખાસ્ત: શ્રી. વેણીભાઇ પ્રભુદાસ પટેલ, અનુમોદન: શ્રી. શિવાભાઇ રણછોડભાઇ પટેલ.

૭. "બ્રિટીશ પ્રદેશના શારદા એકટનો અને વડોદરા રાજ્યના બાળલગ્ન-નિષેધક કાયદાનો અમલ કરવાને આ મંડળના એક મંત્રી શ્રી. વેણીભાઇ પ્રભુદાસ પટેલે જે ઝુંબેશ ઉઠાવી, પોતાને સોંપેલું કામ સંતોષકારક રીતે કર્યું છે તે માટે આ પરિષદ તેમને અભિનંદન આપે છે. અને તે કામ ચાલુ રાખવા માટે તેમનેજ સોંપવામાં આવે છે." પ્રમુખસ્થાનેથી.

૮. "વડોદરા રાજ્યમાં શ્રીમંત ગાયકવાડ સરકારે છેલ્લાં ત્રીસ વરસ થયાં બાળલગ્નનિષેધક કાયદો ઘડ્યા છતાં આજદિન સુધી તે કાયદાને લીધે કોઇ પણ બાળલગ્ન અટકવા પામતું નથી, કારણકે એ કાયદાને અમલમાં મૂકવાની શિથિલતા છે. પરિણામે અંગ્રેજી હદમાં શારદા એકટનો અમલ કરાવવા જે

*———

૧. આ ઠરાવ પ્રમાણે તુરતજ સભામાં જે ફંડ થયું તે આ ઠરાવોની પછી બતાવવામાં આવ્યું છે

કેટલાંક યુવકમંડળ ખૂબ દક્ષતાપૂર્વક કામ કરે છે, તેમને પણ, જો કોઇ લગ્ન અંગ્રેજી હદનો વર અને વડોદરા રાજ્યની કન્યા વચ્ચે થયું હોય તો, તેવા લગ્નમાં ભાગ લેનારને નશિયત કરાવી શકતાં નથી, અને તેવાં બાળલગ્ન કરનાર વરકન્યાનાં વડીલોને વડોદરા રાજ્ય આવી કુરૂઢિનાં કાર્ય કરવા આશ્રયસ્થાન બન્યું છે. આ હકીકતની આ પરિષદ સખેદ નોંધ લે છે, અને આ વસ્તુ સાદર કરવા દિવાન સાહેબને રૂબરૂમાં મળી બાળલગ્નનિષેધક કાયદામાં આવેલી શિથિલતા તરફ તેઓશ્રીનું ધ્યાન ખેંચી તેને કડક રીતે અમલમાં મૂકવાને પગલાં લેવાની વિનંતી કરવા આ પરિષદ નીચેના ભાઇઓનું પ્રતિનિધિમંડળ નીમે છે: શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલ અને શ્રી. જમિયતરામ પંડ્યા, વકીલ. એ પ્રતિનિધિમંડળ, યોગ્ય લાગે તો, જે બીજાં યુવકમંડળ શારદા એક્ટનો અમલ કરાવવા ઇચ્છે છે તેમના પ્રતિનિધિઓને પણ સાથે રાખે." દરખાસ્ત: શ્રી. વેણીભાઇ પ્રભુદાસ પટેલ, અનુમોદન: શ્રી. મોતીભાઇ નરસિંહભાઇ અમીન, શ્રી. ખુશાલભાઇ કાળિદાસ પટેલ.

૯. "વીશ વરસ પૂરાંથી નાના વરનું અને સોળ વરસથી નાની કન્યાનું લગ્ન અનિષ્ટ છે, અને વરકન્યાની ઉમરમાં દશથી વધારે વર્ષનો ફેર ન હોય એ ઇષ્ટ છે, એમ આ પરિષદ માને છે." પ્રમુખસ્થાનેથી.

૧૦. "પાટીદાર કોમમાં ફરજિયાત વૈધવ્યથી કેટલીક વિધવા બેનોની જિંદગી શારીરિક, માનસિક અને નૈતિક દૃષ્ટિએ દયાજનક થાય છે, તેથી પાટીદાર કોમમાં બાળવિધવાઓનાં પુનર્લગ્ન કરાવવાં એવી તેમના વાલીઓની પવિત્ર ફરજ છે એવો આ પરિષદનો અભિપ્રાય છે." પ્રમુખસ્થાનેથી.

૧૧. "વિધુર થએલા કોઇ પણ પુરુષને ફરીથી પરણવું હોય તો તેણે વિધવાનેજ પરણવું જોઇએ એવો આ પરિષદનો અભિપ્રાય છે." દરખાસ્ત: શ્રી. છગનલાલ કેશુરભાઇ, અનુમોદન: શ્રી. પ્રભુદાસ ભીખાભાઇ રાય.

૧૨. "ગામ, ગોળ અને ઊંચનીચનો ભેદ નહિ ગણતાં પાટીદાર કોમ સમસ્તમાં લગ્ન થાય એ ઇષ્ટ અને જરૂરી છે, માટે પાટીદાર કોમના દરેકે દરેક ગોળના આગેવાનોને અને ખાસ કરીને યુવકોને પોતાથી ઊતરતા ગોળમાં કન્યા ઉતારવાને આ પરિષદ આગ્રહભરી ભલામણ કરે છે." દરખાસ્ત: શ્રી. દરબાર સાહેબ, અનુમોદન: શ્રી. રાવજીભાઇ મણિભાઇ.

૧૩. "આ મંડળના સભાસદોના પ્રતિજ્ઞાપત્રમાં નીચે પ્રમાણે ફેરફાર કરવાનું આ મંડળ ઠરાવે છે: (૧) ફરજિયાત પહેલી પ્રતિજ્ઞાને અંતે આ શબ્દો ઉમેરવા: 'અને જમીશ નહિ.' (૨) ફરજિયાત બીજી પ્રતિજ્ઞા

તોડીને તેને બદલે આ પ્રમાણ બે કરવીઃ '૨. હું વરવિક્રય કરીશ નહિ.' '૩. હું કન્યાવિક્રય કરીશ નહિ.' અને એમ ફરજિયાત બે પ્રતિજ્ઞાઓને બદલે ત્રણ કરવી. (૩) 'બીજી આઠ પ્રતિજ્ઞા'ઓમાંથી નં. ૧ અને નં. ૩ બાતલ કરવી. (૪) અને ત્યારે પ્રતિજ્ઞાપત્રની શરૂઆતમાં આ પ્રમાણે વાંચવું: 'ડાકોર મુકામે તા. ૨૩:૧૧:'૩૬ને રોજ 'પાટીદાર મંડળ'ની પરિષદે ઠરાવ્યા પ્રમાણે નીચેની ત્રણ ફરજિયાત પ્રતિજ્ઞાઓમાંથી કમમાં કમ બે અને બીજી છ પ્રતિજ્ઞાઓમાંની કમમાં કમ બે પ્રતિજ્ઞાઓ લેઈને તથા લવાજમના ચાર આના આપીને આ 'પાટીદાર મંડળ'નો સભાસદ થાઉં છું:'" પ્રમુખસ્થાનેથી.

૧૪. "આ પાટીદાર પરિષદ માને છે કે અસ્પૃશ્યતા હિંદુ સમાજનું કલંક છે, તેથી તેનો નાશ થવો જ ઘટે છે; માટે આ પરિષદ સમસ્ત પાટીદાર કોમને વ્યક્તિગત અને સામુદાયિક રીતે અસ્પૃશ્યતાનું કલંક દૂર કરવાનો આગ્રહ કરે છે." દરખાસ્તઃ શ્રી. રાવજીભાઈ નાથાભાઈ પટેલ, અનુમોદનઃ શ્રી. પ્રભુદાસ રાય.

૧૫. "પાટીદાર મંડળનું નવા વર્ષનું કામ ચલાવવા આ પરિષદ નીચેની કાર્યવાહક સમિતિ–વધુ સભ્યો ઉમેરવાની સત્તા સાથે–નીમે છે:

પ્રમુખઃ શ્રી મગનભાઈ શંકરભાઈ પટેલ, ભાદરણ

મંત્રીઓ:

ચતુરભાઈ કાળિદાસ પટેલ, ચીખોદરા, વણીભાઈ પ્રભુદાસ પટેલ, નરસંડા, શિવાભાઈ રણછોડભાઈ પટેલ, બ્રાહ્મણગામ

સભ્યો:

| | |
|---|---|
| દરબારશ્રી ગોપાળદાસ દેસાઈ, વસો | નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ, સોજીત્રા |
| નરસિંહભાઈ વેણીભાઈ પટેલ, મંડાળા | પુરુષોત્તમ ગોવિંદભાઈ પટેલ, ચંદાસર |
| પુરુષોત્તમ નારણભાઈ પટેલ, સેગવા | પ્રભુદાસ ભીખાભાઈ રાય, મોટાકરાળા |
| ભગવાનદાસ કાશીભાઈ પટેલ, આણંદ | ભાઈલાલભાઈ ભી. પટેલ, બોરીઆવી |
| ભીખાભાઈ કુબેરભાઈ પટેલ, કરમસદ | મંગળભાઈ ગોકળભાઈ પટેલ, રણુ |
| મંગળભાઈ મ. પટેલ, કરમાલિવાપુરા | રણછોડભાઈ કાળિદાસ પટેલ, ડાકોર |
| રાવજીભાઈ મણિભાઈ પટેલ, સોજીત્રા | વાડીલાલ કુબેરદાસ પટેલ, કુહા |
| શંકરભાઈ ગોવિંદભાઈ ,, અમદાવાદ | શિવાભાઈ હરિભાઈ પટેલ, ઓડ" |

પ્રમુખસ્થાનેથી.

૧૬. "નડિયાદના (શેખ) પાટીદાર ભાઈઓએ શ્રી દાદુભાઈ પુ. દેસાઈને પ્રમુખપદે તા. ૧૯ જુન ૧૯૨૭ને રોજ સંતરામ મહારાજના મંદિરમાં હિંદુ મહાસભાના આશ્રય નીચે શુદ્ધિ કરાવી પાટીદાર કોમમાં ભળ્યા છે તેમને

તથા કેલોદ, વાઘોડીઆ, મીઆંગામ વગેરેના જે પાટીદાર ભાઇઓએ શુદ્ધિ કરાવી છે તેમને અપનાવી લેવાનો આ પરિષદનો આગ્રહ છે." પ્રમુખપદેથી.

૧૭. "આવતા વર્ષની પાટીદાર મંડળની પરિષદ અને પાટીદાર ભગિની-સમાજની પરિષદ ઓડ મુકામે ભરવા આમંત્રણ કરવામાં આવ્યું તેને આ પરિષદ સ્વીકારી લે છે." દરખાસ્ત: શ્રી. ફીશાભાઇ શામળભાઇ, અનુમોદન: શ્રી. શંકરભાઇ ફુલાભાઇ.

૧૮. "આ પરિષદ સફળ કરવા માટે ભુવનેશ્વરી જીનના માલિક શ્રી. કેશવલાલ ત્રિભુવનદાસ પરીખે તથા શ્રી. જેઠાભાઇ ગોવિંદભાઇ પટેલે પોતાનાં બધાં સાધનો તથા જીનનો વિશાળ ચોક વાપરવા આપીને તેમજ અત્રેના શ્રી. મગનભાઇ મોતીભાઇ દેસાઇએ મંડપ બાંધવા માટે પોતાના લાકડાંના પીઠામાંથી જોઇએ તે સાધનો આપીને પરિષદનું કામ બહુ શોભાવ્યું છે એ બદલ આ પરિષદ એમનો હૃદયપૂર્વક આભાર માને છે." પ્રમુખસ્થાનેથી.

### ઠરાવ નં. ૩ પ્રમાણે થયેલું ફંડ

'પાટીદાર મંડળનું કામ ચલાવવા ઠરાવ નં. ત્રીજામાં (પૃષ્ઠ ૯૧) જે નિર્ણય કરવામાં આવેલો, તે પ્રમાણે પરિષદમાં પ્રમુખશ્રી તરફથી સૂચના થતાં તુરતજ નીચે પ્રમાણે રકમો ભરાઇ ગઇ હતી:

રૂા. ૨૫ ભરનાર ૨=રૂા. ૫૦

પ્રમુખશ્રી મગનભાઇ શંકરભાઇ પટેલ, ભાઇ પુરુષોત્તમ દેવજીભાઇ, બાકરોલ

રૂા. ૧૫ ભરનાર ૧=રૂા. ૧૫

ભાઇ આપાજી બાવાજી અમીન, વસો

રૂા. ૧૧ ભરનાર ૨=રૂા. ૨૨

ભાઇ ત્રિભુવનદાસ કિશીભાઇ, આણંદ, ભાઇ હરમાનભાઇ ગોકળભાઇ, બાકરોલ

રૂા. ૫ ભરનાર ૧૫=રૂા. ૭૫

બેન ધનલક્ષ્મીબેન આ. પટેલ, થામણા, બેન જીબાબેન ઇશ્વરભાઇ મો. વીરસદ
,, શાન્તાબેન ભાસ્કરભાઇ સોજીત્રા ભાઇ આદિત્યભાઇ શંકરભાઇ, થામણા
ભાઇ આદિત્યભાઇ હિમાભાઇ, થામણા ,, ઇશ્વરભાઇ માધવભાઇ, દેવનગર
,, ગોકળભાઇ કાળિદાસ, ચકલાશી ,, ગોરધનભાઇ શં. મોટા કરાળા
,, ચતુરભાઇ નારણભાઇ, લક્ષ્મણપુરા ,, ઝવેરભાઇ તુળસીભાઇ, ,,
,, ડાહ્યાભાઇ સારાભાઇ, સુણાવ ,, બાબરભાઇ મથુરભાઇ, અકલાચા,
,, મગનભાઇ ઘોરીભાઇ, મલાવ ,, હીરાભાઇ મથુરભાઇ, પીડાઇ,

એક ગૃહસ્થ, હા. ભાઇલાલ નારણભાઇ, પીજ

ઉપર પ્રમાણે કુલ રૂા. ૧૬૨ રોકડા આવ્યા.

રૂા. ૫૧ લખાવનાર ૧=રૂા. ૫૧

ઇટોલા ગામ સમસ્ત તરફથી, ભાઇ મોતીભાઇ જેઠાભાઇ પટેલ

રૂા. ૨૫ લખાવનાર ૫=રૂા. ૧૨૫

ભાઇ છોટાભાઇ પુરુષોત્તમદાસ, ભાદરણ, ભાઇ ડાહ્યાભાઇ લલુભાઇ, વધાસી
,, મંગળભાઇ ગોકળભાઇ, રણુ ,, મણિભાઇ મથુરભાઇ, ઇટોલા
ભાઇ સોમાભાઇ વિઠ્ઠલભાઇ, ખાંધલી

રૂા. ૧૧ લખાવનાર ૯=રૂા. ૯૯

ભાઇ ગંગાદાસ કેશુરભાઇ, કરમાલીઆપુરા, ભાઇ દેસાઇભાઇ હરજીભાઇ, વાડાશિનોર
,, નરસિંહભાઇ વેણીભાઇ, મંડાળા , પુરુષોત્તમ નારણદાસ, સેગવા
,, એચરભાઇ હરિભાઇ, માલસર ,, મંગળભાઇ મ. કરમાલીઆપુરા
,, માધુભાઇ નાથાભાઇ, પાણેથા ,, રાવજીભાઇ ધર્મદાસ, કંડારી
ભાઇ શંકરભાઇ ત્રિભુવનદાસ, સેગવા

રૂા. ૧૦ લખાવનાર ૨=રૂા. ૨૦

ભાઇ ચતુરભાઇ કાળિદાસ, ચીખોદરા, ભાઇ પ્રભુદાસ ભીખાભાઇ, મોટાકરાળા

રૂા. ૫ લખાવનાર ૨૭=રૂા. ૧૩૫

ભાઇ કલ્યાણભાઇ દેસાઇભાઇ, મોટાકરાળા, ભાઇ કાળિદાસ ફુલાભાઇ, સેજાકુવા
,, કોદરભાઇ ગોકળભાઇ, ડાકોર ,, ગોરધનભાઇ ચુનીભાઇ, ખાંધલી
,, ચુનીભાઇ કેશુરભાઇ, મોટાકરાળા ,, છગનભાઇ કેશુરભાઇ, કંડારી
,, છોટાભાઇ ખુશાલભાઇ, નાર ,, છોટાભાઇ ફુલાભાઇ, પણસોરા
,, જીવાભાઇ કુબેરભાઇ, સુણાવ ,, ઝવેરભાઇ કેશુરભાઇ, અજુપુરા
,, ઝીણાભાઇ જીજીભાઇ, પોરડા ,, ડાહ્યાભાઇ લલુભાઇ, ખાંધલી
,, પુરુષોત્તમ ગોવિંદભાઇ, ચંદાસર ,, પ્રભુદાસ લાલાજી, મોટાકરાળા
,, ફુલાભાઇ ઝવેરભાઇ, રામપુરા ,, ફુલાભાઇ દ્વારકાદાસ, ખાંધલી
,, મગનભાઇ શંકરભાઇ, સોજીત્રા ,, રણછોડભાઇ કાળિદાસ, ડાકોર
,, રેવનદાસ જેસંગભાઇ, વાડાશિનોર ,, વિઠ્ઠલભાઇ શંકરભાઇ, સેગવા
,, શંકરભાઇ ગોવિંદભાઇ, ઝારોળા ,, શંકરભાઇ ગોવિંદભાઇ, સાવલી
,, શંકરભાઇ ફુલાભાઇ, ઓડ ,, શિવાભાઇ ૨. પટેલ, બ્રાહ્મણગામ
,, શિવાભાઇ હરિભાઇ, ઓડ ,, સોમાભાઇ ખુશાલભાઇ, ઇટોલા
ભાઇ હિરાભાઇ દાદાભાઇ, વાડાશિનોર

ઉપર પ્રમાણે કુલ રૂા. ૪૩૦ લખાવાયા

પાછળ જણાવ્યા પ્રમાણે રૂા ૧૬૨ રોકડા કુલ રૂા. ૫૯૨

## બાળલગ્નોથી સાવધ રહેજો

પાટીદાર મંડળની પરિષદ તા. ૨૨–૨૩ નવેમ્બર ૧૯૩૬ને રોજ ડાકોરમાં મળી હતી. તે પરિષદમાં બાળલગ્નો નાબુદ કરવા કાયદેસર પગલાં ભરવા માટે ઠરાવ કરવામાં આવ્યો છે અને તે કાર્ય મને સોંપવામાં આવ્યું છે. તે ઠરાવનો અમલ કરવા ચરોતર, દશક્રોશી, કાનમ, વાકળ વગેરે પ્રદેશોમાં બ્રીટીશ તેમ વડોદરા રાજ્યમાં બાળલગ્નો કરનાર, કરાવનાર અને મદદ કરનાર વગેરે સામે બાળલગ્નનિષેધક કાયદા પ્રમાણે ફરીઆદો કરવામાં આવનાર છે. માટે બાળલગ્નો કરનાર, કરાવનાર, તેમાં મદદ કરનાર અને ભાગ લેનાર ભાઈ-બેનોને આ સૂચનાથી જણાવું છું કે બાળલગ્ન કરતા પહેલાં બાળલગ્નના ગુનાથી થતા ભારે દંડ અને જેલની સજાઓના જોખમનો વિચાર કરજો., તેમ કરવામા ભૂલ કરશો તો પાછળથી વિમાસવું પડશે, તે નક્કી સમજજો.

નરસંડા, તા. ૧ : ૧૨ : ૧૯૩૬ } વેણીભાઇ પ્રભુદાસ પટેલ,
મંત્રી, પાટીદાર મંડળ

—*—

# શ્રી વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ

**ઉદ્‌ઘાટનક્રિયા:** આસો સુદિ પૂનેમને દિવસે સવારના સાડા નવ વાગ્યે મહાત્માજી, શ્રી. કસ્તુરબા, શ્રી. ભક્તિબા, સરદારશ્રી, ખાન અબ્દુલ ગફારખાન, શ્રી. ભૂલાભાઇ દેસાઇ, દરબારશ્રી, શ્રી. મહાદેવભાઇ, શ્રી. મોરારજી દેસાઇ વગેરે નેતાઓ તથા શેઠ મનસુખલાલ છગનલાલ ટ્રસ્ટફંડના ટ્રસ્ટી શ્રી. મંગળદાસ મહેતા સોલિસીટર, વગેરેની હાજરીમાં શેઠ જમનાલાલ બજાજે શેઠ મ. છ. હિંદુ કન્યાછાત્રાલય ખુલ્લું મૂકયું. નડીઆદમાંથી અને જિલ્લામાંથી માનવમેદની ઊલટી હતી. મહેમાનો માટે વિદ્યાલયમાંજ ઊતરવાની અને જમવાની ગોઠવણ કરવામાં આવી હતી. મુખ્ય દરવાજાને વીંટાળેલું હાથે કાંતેલું સૂતર ઉકેલીને શ્રી. જમનાલાલજીએ દરવાજો ઉઘાડયો હતા. એ પ્રસંગે એમણે તથા મહાત્માજીએ જે પ્રવચન કર્યાં હતાં તે 'પાટીદાર'ના કાર્તક માસના અંકમાં ૨૮મા પૃષ્ઠથી વીગતવાર અપાઇ ગયાં છે.

**આભાર:** ઉદ્‌ઘાટનને પ્રસંગે જેમણે જેમણે નાની મોટી અનેક મદદો કરી છે તેમનો અમે આભાર માનીએ છીએ. 'શ્રી. સોમચંદ વિઠ્ઠલદાસ વ્યાયામ-મંદિર' તરફથી સ્વયંસેવકોની વ્યવસ્થા થઇ, શ્રી. નારણભાઇ નરસિંહભાઇ દેસાઇએ જમવાનો બધો ખર્ચ ઉપાડી લેઇ મંડળને રૂ. ૪૦૦ જેટલી મદદ કરી, લાઉડ સ્પીકર માટે નડીઆદની વીજળીની કંપનીએ વીજળીનો પ્રવાહ મફત આપ્યો, તેમજ પટેલ એન્ડ પાર્ટનર્સ કંપનીએ સંતરામથી વિદ્યાલય સુધી વીજળીના તાર પોતાને ખર્ચે નાખીને સગવડ કરી આપી, નડીઆદ ગામમાંથી કેટલાક ભાઇઓએ મંડપ બાંધવામાં મદદ કરી, નડીઆદની મીલે મંડપ માટે કંતાનના તાકા આપ્યા. આમ જેમણે નાની મોટી મદદો આપી, એ સૌનો આભાર માનીએ છીએ.

**શાળા માટે મકાનની અનિવાર્ય જરૂર:** ગયા સત્રમાં ૯૬ છાત્રાઓ હતી. આ સત્રમાં અત્યાર સુધી ૧૮ નવી છાત્રાઓનો પ્રવેશ થયો છે. આમ સંખ્યા વધતીજ જાય છે. જે છાત્રાલય તૈયાર થયું છે તેમાં ૧૫૦ છાત્રાઓ માટે જગા છે. અત્યારે તો શાળા પણ છાત્રાલયના મકાનમાંજ બેસે છે. આમ બહુ બહુ તો આ વર્ષના અંત સુધી નભી શકશે. પણ નવે વર્ષે, એટલે જૂન માસમાં, શાળા માટે અલગ મકાન જોઇશેજ. એના ખર્ચનો અંદાજ ઓછામાં ઓછા ચાળીશ હજાર રૂપિયાનો છે.

**વિદ્યાલય સમાચાર:** દીવાળીની રજાઓમાં વિદ્યાર્થિનીઓ ખંભાત તરફ, પાવાગઢ તરફ અને આબુ તરફ પ્રવાસે જઇ આવી. પ્રવાસમાં જે

ભાઇબેનોએ કે સંસ્થાઓએ તેમને મદદ કરી હતી, કે જમવા રહેવા વગેરેની સગવડ કરી આપી હતી તેમનો આભાર માનીએ છીએ.

૩૦મી નવેમ્બરથી વિદ્યાલય ઊઘડયું છે, અને નિયમિત કામ શરૂ થઇ ગયું છે. શ્રી. કાન્તાબેન ગોરાલીઆ કૉલેજનો અભ્યાસ કરવા જવા સારૂ છૂટાં થયાં છે, એટલે અત્યારે એક ગ્રેજ્યુએટ કે સ્નાતક શિક્ષિકાની ખાસ જરૂર છે.

**મુલાકાત:** વિદ્યાલય ઊઘડતાંની સાથેજ શ્રી. કિશોરલાલ મશરૂવાળા, શ્રી. નરહરિભાઇ પરીખ, શ્રી. જુગતરામ દવે, શ્રી. રવિશંકર વ્યાસ, શ્રી. ગંગાબેન વૈદ્ય, શ્રી. લક્ષ્મીબેન ખરે, શ્રી. મણિબેન પરીખ, શ્રી. ગોમતીબેન, શ્રી. ડાહીબેન. વગેરે મળીને વીશેક જણની મંડળી એ રાત વિદ્યાલયમાં ગાળી ગઇ, અને શિક્ષક- તથા શિષ્યા-મંડળને પ્રોત્સાહન આપી ગઇ.

## શ્રી વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ ફંડ

| | | |
|---|---|---|
| આસો માસના 'પાટીદાર'માં સ્વીકારેલા | | રૂા. ૧૩૩૮૯૮-૫-૭ |
| શ્રી. ચતુરભાઇ ભાઇલાલભાઇ પટેલ, | મોગરી | ૧૫૧-૦-૦ |
| ,, શિવાભાઇ જીવાભાઇ ,, | આણંદ | |
| હીંચકા માટે હા. શ્રી. નારણભાઇ ન. દેસાઇ | | ૫૧-૦-૦ |
| ,, છોટાભાઇ નારણભાઇ પટેલ, | કીસુમુ (આફ્રિકા) | ૨૫-૦-૦ |
| ,, મણિલાલ દેવચંદ મહેતા, | મોમ્બાસા | ૧૫-૦-૦ |
| ,, નવનીતલાલ મણિલાલ વકીલ. | કપડવંજ | ૫-૦-૦ |
| ,, શંકરભાઇ જેઠાભાઇ પટેલ, | અમદાવાદ | ૫-૦-૦ |
| ,, શાન્તાબેન પટેલ . | સુરત | ૨-૦-૦ |
| ,, દેસાઇભાઇ જીભાઇ ,, | ખંભોળજ | ૨-૦-૦ |
| ,, સોમાભાઇ વલ્લભભાઇ પટેલ, | નડિયાદ | ૧-૦-૦ |
| ,, નારણભાઇ નરસિંહભાઇ દેસાઇ, | આણંદ | |
| ઉદ્‌ઘાટન પ્રસંગે રસોડાના ખર્ચના | | ૩૯૩-૧-૬ |
| | કુલ | રૂા. ૧૩૪૫૪૮-૭-૧ |

વિ. કન્યાકેળવણી મંડળ,
નડીઆદ, તા. ૧૦ : ૧૨ : '૩૬

દેસાઇભાઇ નાથાભાઇ પટેલ,
રાવજીભાઇ મણિભાઇ પટેલ,
મંત્રીઓ: વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ

આ પત્રિકા આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં પટેલ મોતીભાઇ મથુરભાઇએ શ્રી. દેસાઇભાઇ નાથાભાઇ પટેલને માટે છાપી, તા. ૧૦ : ૧૨ : '૩૬

# વાકળ પ્રદેશની શિક્ષણસંસ્થા

## વાકળ એ. વી. સ્કૂલ—મોભારોડ

વાકળ પ્રદેશમાં કેળવણીના પ્રચાર માટે વાકળને મધ્ય સ્થળે મોભા સ્ટેશન ઉપર ઉપરોક્ત સંસ્થા ત્રણ વર્ષથી ચલાવવામાં આવે છે. હાલ તેમાં ત્રીજા ધોરણ સુધીના વર્ગો ચાલે છે. માહે એપ્રિલ ૧૯૩૭થી ધોરણ ચોથાનો વર્ગ શરૂ થશે. આ સંસ્થાને કેળવણી ખાતાએ માન્ય કરેલી છે. સંસ્થાનાં સ્વતંત્ર મકાન પણ બંધાઇ ચૂકયાં છે અને દશેરાથી તેમાં વર્ગો ભરવાનું પણ શરૂ થઇ ગયું છે.

## એક વર્ષમાં બે ધોરણના અભ્યાસની યોજના

આ પ્રદેશની ગુજરાતી શાળાઓની વાર્ષિક પરીક્ષા ઓકટોબર-નવેમ્બરમાં થઇ જતી હોવાથી, ઉપરનાં ધોરણોમાં પાસ થએલા વિદ્યાર્થીઓને, ઇંગ્રેજી સ્કૂલમાં દાખલ થવાને-ઇંગ્રેજી સ્કૂલના નવા વર્ગો એપ્રિલથી શરૂ થતા હોવાથી—૪, ૫ માસ સુધી બેસી રહેવું પડે છે અને તેમ થવાથી થએલો અભ્યાસ ભૂલી જવાય છે, તેથી ફરી અભ્યાસમાં મન પરોવવું મુશ્કેલ થઇ પડે. આ કારણો લક્ષમાં લેઇને વિદ્યાર્થીઓના હિતની ખાતર તા. ૧લી ડિસેમ્બરથી ઇંગ્રેજી ધોરણ પહેલાનો વર્ગ શરૂ કરવાનો અમોએ નિશ્ચય કર્યો છે. તો જેમણે આ વર્ગમાં પોતાનાં બાળકો દાખલ કરવાં હોય તેમણે નવેમ્બર આખર સુધીમાં ઠરેલી ફી આપી નામ નોંધાવી જવું.

આ વર્ગની પરીક્ષા પણ બધા વર્ગોની સાથે માર્ચમાં લેવાશે. એટલે આ વર્ગમાં જે પાસ થશે તે નવા વર્ષમાં બીજા ધોરણમાં જશે. અને આ રીતે વર્ષમાં બે ધોરણના અભ્યાસનો લાભ મળશે.

## વાકળ વિદ્યાર્થીગૃહ

દૂર દૂરના બાળકો પણ આ સંસ્થાનો લાભ લેઇ શકે, એટલા માટે બે વર્ષથી વિદ્યાર્થીગૃહ પણ ચલાવવામાં આવે છે. આ ગૃહનાં મકાન પણ સ્કૂલની સાથે જ બંધાયાં હોવાથી તેમાં પણ દશેરાથી રહેવાનું શરૂ કરી દીધું છે. શિક્ષકો પણ ગૃહ સાથેનાં મકાનોમાં રહેતા હોવાથી વિદ્યાર્થીઓ ઉપર ચોવીસે કલાક પૂરતી દેખરેખ રખાય છે, તેમજ અભ્યાસ ઉપર પૂરતી કાળજી લેવાય છે. આ ગૃહમાં દાખલ થનાર વિદ્યાર્થી પાસેથી દાખલ ફી રૂા. ૫ તથા ડીપોઝીટ

ફી રૂા. ૫ અને ખોરાકી ફીના માસિક રૂા. ૮ લેવાય છે. નોકર, ચાકર, મકાન, ઘાસતેલ વગેરેનો ખર્ચ સંસ્થા પોતે ઉપાડી લે છે.

## વિવિધ પ્રવૃત્તિઓ

સંસ્થામાં ભણતા અને રહેતા વિદ્યાર્થીઓને કેળવણી ઉપરાંત બીજા વિષયોની તાલીમ મળે, તેમજ તેમના ભવિષ્યના જીવનમાં તે ઉપયોગી થઇ પડે તે માટે શિક્ષકોની પ્રેરણાથી વિદ્યાર્થીઓએ પોતેજ પોતાનું પ્રવૃત્તમંડળ નામનું એક મંડળ સ્થાપી, તેને હસ્તક વ્યાયામશાળા, પુસ્તકાલય, હસ્તલિખિત માસિક, સાહિત્ય-સભા, સહકારી વસ્તુભંડાર વગેરે પ્રવૃત્તિઓ શિક્ષકોની દેખરેખ નીચે ઉપાડી લીધી છે. આ પ્રવૃત્તિઓથી અત્યારે તો વિદ્યાર્થીઓ-નામાં સેવાની અને સહકાર ભાવના ખીલી ઊઠી છે. અને લેખન તથા જાહેરમાં બોલવાની કળા પણ કેળવાવા માંડી છે.

## છેવટમાં વાકળ પ્રદેશના સર્વ ભાઇઓને વિનંતિ

સંસ્થા આજે તો નાની છે, પણ ધીમે ધીમે એને ખિલવવાની અમારી ઇચ્છા છે, અને એ ખિલવવાનો આંતરિક હેતુ તો વાકળ પ્રદેશના એકે એક ગામડામાં નવચેતન અને જાગૃતિ લાવવાનો રહેલો છે. આ હેતુ અત્યારના બાળકો જે ભવિષ્યમાં નાગરિકો થવાના છે, તે બાળકોથીજ બર લાવવાનો છે. અને એટલા માટેજ એ બાળકોને બાલ્યાવસ્થામાં સારા સંસ્કાર અને સારી કેળવણીની જરૂર રહેલી છે. આ ધ્યેયને અનુસરી સંસ્થા અત્યારે પોતાનું કાર્ય કરી રહી છે. વાકળ પ્રદેશનાં નાના મોટા સૌ કોઇ ભાઇ સંસ્થાનો આ હેતુ સારી રીતે સમજી લે અને પોતાના પ્રદેશની પ્રગતિને અર્થે જ સ્થપાએલી આ સંસ્થાને પોતાનું જ બાળક માની તેને તન, મન ને ધનથી મદદ કરવા તૈયાર રહે, તેમજ પોતાનાં બાળકોને ભણવા માટે આ સંસ્થામાં મોકલાવી આપવા તજવીજ કરે.

અંતમાં, એક વખત આ સંસ્થાની મુલાકાતે પધારી અમને ઉત્સાહ ને પ્રેરણા તો આપેજ, એવી અમારી સૌ કોઇને અભ્યર્થના!

ખુશાલભાઇ કાળિદાસ પટેલ
હેડ માસ્તર, વાકળ એ. વી. સ્કૂલ,
મોભા રોડ, (તા. પાદરા)

ચ. પ્રિ. પ્રેસ—આણંદ

# સમાવેશ





### સૂચના

**૧. પરદેશના** જે ગ્રાહકોએ પોતાના લવાજમ હજી ન મોકલ્યાં હોય તે સત્વર મોકલી દેશે એવી આશા છે. એમને આળસમાં જાય, પણ અહીં નાણાંક્ષીક હેરાન કરે. જે ગ્રાહકો પોસ્ટલ-ઓર્ડર મોકલે તે તેને ક્રોસ ન કરે.

૨. દર વર્ષે કંઇ ને કંઇ કારણથી થોડાક ગ્રાહકો તૂટતા તો જાય જ, તેને બદલે કમમાં કમ તેટલા તો નવા થવા જ જોઇએ. દરેક ગ્રાહકબંધુ એકેક નવો ગ્રાહક ન ઉમેરી આપે?

૩. 'પાટીદાર'માં આવતા લેખો, ચર્ચાપત્રો, વગેરે સાથે તંત્રી સર્વ રીતે સહમત છે એમ કોઇએ માનવું નહિ

૪. લેખો વગેરે કાગળની એક બાજુ શાહીથી લખી મોકલવા જોઇએ. નનામા, ઉપનામ વાળા કે અધુરા નામના લેખ લેઇ શકાશે નહિ.

૫. લેખો પૂનમ પહેલાં મળી જવા જોઇએ. ન છાપવા જોગ લેખ જેને પાછો જોઇતો હોય તે ત્રણ પૈસાનો સ્ટેમ્પ મોકલે.


આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમા મોતીભાઇ મથુરભાઇ પટેલે છાપ્યું અને 'જીજીભા નરસિંહભાઇ પટેલે આણંદમાં પ્રકટ કર્યું'. તા. ૧૩.૧:'૨૭

હિંદુ સમાજ, તારે ખાતર!!!

યાદ રાખશો! દાન કરો

# નડીઆદ હિંદુ અનાથાશ્રમ

બાળકો, બાળાઓ, કુમારો, વિધવાઓ, અશક્તો, વગેરે મળી ૧૭૧ અનાથો છે અને સંખ્યા વધતી જ જાય છે. નિશાળ છે, કન્યાશાળા છે. ઔદ્યોગિક શિક્ષણ માટે શીવણવર્ગ, સુથારીવર્ગ, ચિત્રકામ, પૉલીશકામ, નેતરકામ, નાના વિધવિધ નમુનાઓનું કામ, વણાટશાળા, છાપખાનું વગેરે વગેરે છે.

  

કંઇ મદદ કરો તો

ખાદી, ધાબળા, પુસ્તકો, રૂ, દવા, ચંપલ, વગેરે ચીજોની અનાથો માટે ખાસ જરૂર છે.

**હરેક પ્રસંગે દરેક પ્રકારનું દાન અપાય છે.**

દક્ષિણ તથા પૂર્વ આફ્રિકાનાં ભાઇબેનો પોતાની રકમના 'પોસ્ટલ ઓર્ડર ક્રાસ' કરી મોકલાવે છે, તેનો વટાવ બેન્ક વધુ લે છે; માટે સાદા ઓર્ડર અગર બેન્ક ઉપરના ચેક આવે તો વધુ સગવડ થાય.

રિપોર્ટ મફત મળે છે, તે પોસ્ટની ટીકીટ બીડી મંગાવો.

લખોઃ— મંત્રી,

**હિંદુ અનાથાશ્રમ, નડીઆદ.**

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया, दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૩ } આણંદ { અંક ૩
વર્ષ ૧૮ } { પોષ


## નાકકાન વીંધવા વિષે

છેક કેનિયાથી શ્રી. ખત્રિયાણી જે ત્યાંની સરકારી હિંદી નિશાળમાં શિક્ષક છે તે લખે છે:

"આપ કહો છો કે 'જેમ નરમેધ આ જમાનામાં ન થાય તેજ રીતે ષોડશ સંસ્કારમાં નાકકાન વીંધવાને સ્થાન હોવા છતાં હાલના જમાનામાં તે નાબૂદ કરવા યોગ્ય છે, કેમકે કોઇ પણ બાળાના કોઇ પણ અંગનો છેદ કરવો તે જંગલીપણું છે.' જ્યારે શ્રી. ગિજુભાઇ એક પત્રનો કોઇને જવાબ આપતાં 'શિક્ષણપત્રિકા'માં (છએક માસ પહેલાં) આવું કંઇક લખે છે: 'પત્નીને ખુશ કરવા માટેજ નહિ પણ આમેય પણ બાળાઓનાં નાકકાન વીંધાવવાં એ ખોટું નથી. છોકરાંને ઘરેણાં ગમે છે. માનસિક દૃષ્ટિએ ખરાબ નથી. મેં મારી દીકરીઓનાં નાકકાન વીંધાવ્યાં છે. તમે પણ વીંધાવો.'

"અત્યારના મહાન બાળશિક્ષણશાસ્ત્રીનો ઉપલી જાતનો અભિપ્રાય નાંખી દેવા જેવો તો નજ ગણાય.

"અત્યાર સુધી મેં મારા પરિચયમાં આવનાર માબાપોને સલાહ આપેલી કે નાકકાક વીંધાવવાં યોગ્ય નથી. આપના શબ્દોનું પ્રમાણ પણ આપતો. પરંતુ ગિજુભાઇના વિચારો વાંચ્યા પછી મને આ બાબતમાં શંકા થઇ છે, ત્યારથી આવી સલાહ આપવાનું તો મેં મોકૂફજ રાખ્યું છે"

શ્રી. ગિજુભાઇને 'મહાન બાળશિક્ષણશાસ્ત્રી'નું વિશેષણ લગાડી મારા જેવા પ્રાકૃત મનુષ્યોને ઉતારી પાડવાની મજકુર લેખકની પ્રકૃતિ મુદ્દલ અનુકરણ કરવા લાયક નથી ગિજુભાઇ બાળકોને અને બાળાઓને શીખવતાં ઘરડા થવા માગે છે. એટલે શું બાળાઓનાં નાકકાન વીંધી વીંધાવીને તે બીચારીને પોતાના જેવા પુરુષોને હવાલે ન કરે? ગિજુભાઇ પોતે મહાન બાળશિક્ષણશાસ્ત્રી હોવાનો દાવો કરે ને બીજા કોઇને પોતાને પડખે બેસવા

પણ ન દે તો પછી એમની વાતો વિચારવી પડશે. તો પછી તેમણે કયા સંજોગોમાં કઇ સાલમાં પોતાની દીકરીઓનાં નાકકાન વીંધ્યાં, કયા સંજોગોમાં ક્યારે ઉપર ટંકાયેલો કાગળ લખ્યો એ જાણવું જોઇશે.

પણ દલીલ ખાતર ગિજુભાઇને મહાન બાળશિક્ષણશાસ્ત્રી માની લઇએ. છતાં એમના કોઇ વિચારમાં ભૂલ જ ન પડે એમ શા સારુ માનીએ? મહાત્માઓનાં વચન ગમે ત્યારે કહેવાયાં હોય, એ વેદવાક્ય શા સારુ?

ગિજુભાઇને નામે તેમના હાથમાં આવેલ કાગળ વાંચતાં શું કામ મારી સલાહ જેનો અમલ થયાં કરતો હતો એ ખોટી થઇ પડી? શ્રી. ખદિયાણીએ નાકકાન ન વીંધાવેલી બાળાઓને કંઇ નુકસાન થયું જાણ્યું હતું?

મારી સલાહ તો એવી છે કે નાની કે મોટી કોઇ પણ બાબત વિષે કોઇના અભિપ્રાયને વેદવાક્યનું મહત્ત્વ ન આપવું. દરેક વચનને — પછી ભલે તે મારા જેવા 'મહાત્મા'નું હોય કે ગિજુભાઇ જેવા 'મહાન શાસ્ત્રી'નું હોય — બુદ્ધિના ત્રાજવામાં તોળવું, ને પછી જેનું વજન વધારે લાગે તેને વળગી રહેવું. પછી તેથી પણ વધારે મહાન ગણાતા મહાત્મા કે મહાન શાસ્ત્રી નજરે ચડે કે તુરત તેને સાષ્ટાંગ નમસ્કાર ન કરતાં જેના પ્રત્યે આપણી બુદ્ધિ ઢળી હોય તેના પ્રત્યે વફાદાર રહેવું. આનું નામ અવ્યભિચારણી બુદ્ધિ આમ કરતાં ન શીખીએ તો આપણે અનોભ્રષ્ટ તતોભ્રષ્ટ થઇએ ને બુદ્ધિ બીચારી આમતેમ અફળાઇ નકામી થઇ પડે.

હવે જરા મૂળ વસ્તુને વિચારીએ.

બાળાઓનેજ ઘરેણાં ગમતાં હશે? બાળકોને નહિ?

ઘરેણાં ગમવાની સાથે નાકકાન વીંધવાને શો સંબંધ હોઇ શકે?

પશ્ચિમમાં અસંખ્ય બાળાઓ પડી છે જેમનાં નાકકાન વીંધાતાં નથી, છતાં મોટી ઉમરે પહોંચ્યા પછી તેમને પશ્ચાત્તાપ થયો જાણ્યો નથી.

નાકકાન વીંધવાંજ તો કેટલા છેદ પાડવા, ને એટલાજ શા સારુ? તેમાં કેવાં ઘરેણાં ખોસ્યાં હોય તો શોભા કહેવાય ને ક્યારે કદ્રૂપ ગણાય?

નાકકાન વીંધવાની પ્રથા રૂડીજ હોય તો બાળાઓ સમજણી થાય ત્યારે તેની ઉપર એ ક્રિયા કરવાનો બોજો કાં ન છોડવો?

બાળકો ને બાળાઓ વચ્ચે કૃત્રિમ ભેદો કાં વધારવા?

આપણામાં ઘણાં માબાપ બાળકો ને બાળાઓ બંનેના કાન વીંધાવે છે? ત્યારે કેમ બાળાઓનોજ પક્ષપાત અથવા તેઓની ઉપરજ જૂલમ?

હવે થોડાક શબ્દોમાં મારી માન્યતા કહે દઉં.

મારા બે કાનમાં મળી ૭ છેદ હતા. આજે મોજૂદ છે. તે નથી ગમતા. પણ કેમ કરી બંધ કરું? મારી પત્નીનાં નાક ને કાન બન્ને વીંધાયેલાં હતાં. તેને (? ઘરેણાં) ઉતારતાં વસમું લાગ્યું હશે. ઊતરવાથી અમ બેમાંથી કોઇની શોભા ઓછી થઇ એવું અમને તો ન લાગ્યું. બીજા જોનારાઓને મન અમે કૂડાં રૂપાળાં ન લાગ્યાં હોઇએ તો આવી બાબતોમાં પણ અમારે તેમની દયા ખાવી?

નાકકાન વીંધવાથી ને તેમાં ઘરેણાં લાદવાથી ત્યાં મેલ ભરાય છે. કોઇવાર તે પાકે છે. આવાં અનિષ્ટ ન નીપજે એમ કરવા સારુ તેને સાફ રાખવામાં કાલક્ષેપ થાય છે એ નજીવી વસ્તુ નથી.

કુમળાં બાળકોનાં નાકકાન વીંધવાથી તેઓને જે દુઃખ થાય છે એની અસર તો મોટા વૈદ્યોજ માપી શકે.

સ્ત્રી બીચારી ગુલામ તો છે. તેનાં નાકકાન વીંધવાની ક્રિયામાં મેં તો હમેશાં તેની ગુલામીની નિશાનીજ જોઇ છે. કાનની વાળીમાં રસી ભેરવી તેને બળદની જેમ તાણી શકાય. ઘાતકી પતિઓએ નાકકાનમાંનાં ઘરેણાં સહિત બંને કાપ્યાના દાખલાઓ મોજૂદ છે.

નાકકાન વીંધવાની ક્રિયાના હિમાયતીઓને મારું આમંત્રણ છે કે તેઓ હિંદુસ્તાનની બહેનોનાં નાકકાનનાં બિહામણા ઘરેણાં ને તેમાં રહેલો મેલ નિહાળે, ને પછી મને સલાહ આપે કે મારે શું કરવું? તેઓનાં ઘરેણાં ઉતરાવું, કે મારી આંગળી પેસી જાય એવા કાનના છેદોમાં મોતીનાં લટકણિયાં પહેરવાની સલાહ આપું?

('હરિજનબંધુ,' તા. ૬:૧૨:'૩૬) ગાંધીજી

---

## ત્યાગની પ્રતિમા

"નલિનકુમાર પી. મહેતા!" પોસ્ટમેને બૂમ પાડી.

"જો ને નિમુ, કોનો કાગળ છે?" નલિનકુમારે પોતાની પત્ની નિર્મળાને કહ્યું.

"જુઓ-ને, આ તો પરદેશથી આવ્યો હોય એમ લાગે છે. કોનું?"

"લાવ જોઇએ, કોનો છે? હા, આ તો મેં આફ્રિકા એક કંપનીમાં અરજી કરી હતી તેનો કાગળ હોય એમ લાગે છે. (કાગળ વાંચીને) હાં, જોયું. મને તેમની કંપનીમાં મેનેજર તરીકે નીમવામાં આવ્યો છે અને મને પગાર છસો શિલિંગ મળશે."

* * *

નિર્મળા ખૂબસૂરત હતી. તેના પિતા વસંતલાલ ડેપ્યુટિ કલેક્ટર હતા. હાલમાંજ નિવૃત્ત થયા હતા. તે પૈસાદાર હતા. નિર્મળા તેમની એકની એક દીકરી હતી. તે ઇંટર આર્ટ્સમાં અભ્યાસ કરતી હતી.

નલિનકુમાર ગરીબ માબાપનો પુત્ર હતો. ભણવામાં હોશિયાર હતો. તે ઘણોજ તેજસ્વી હતો. તેના કૉલેજજીવનમાં કૉલેજ તેની પાછળ ગાંડી ગાંડી થઇ જતી. તેમાં યુવતીઓ તો તેની સાથે વાત કરવાને ગમે તેવાં બહાનાં કાઢીને તેની મુલાકાત લેવા ઝંખતી. પણ તે કોઇની સાથે ભાગ્યેજ હસીને વાત કરતો. તે સારો ખેલાડી પણ હતો. તે બી. એ. ક્લાસમાં હતો. નિર્મળા તે વખતે ઇંટરમાં હતી. નિર્મળાએ ઘણી વખત નલિનને જોએલો. અને ત્યારથી જ તેના દિલમાં નલિને છૂપું સ્થાન લીધેલું. નિર્મળાને ખાત્રી હતી કે તે, જરૂર નલિનને મેળવશે અને આખરે બન્યું પણ એમજ.

નલિન પરીક્ષા આપીને પોતાને ગામ ગયો અને પોતાના મિત્ર સુરેશને, જો તે પાસ થાય તો, તારથી ખબર આપવાનું કહેતો ગયો. પોતાના ગામમાં માતાપિતા અનેવ તનની મીઠી ગોદમાં આનંદથી દિવસો ગુજરવા લાગ્યો.

એક દિવસ તે પોતાના પિતા સાથે બેઠો હતો, એટલામાં તારવાળાએ આવીને એના નામનો તાર એને આપ્યો. તેણે સહી કરી તાર લીધો. તાર તેના પાસ થયાનો હતો, અને વળી તે ફર્સ્ટ ક્લાસમાં આવ્યો હતો. પણ જ્યારે તેણે તારની નીચે સહી જોઇ ત્યારે તે આશ્ચર્ય પામ્યો, કારણકે સહી તેના મિત્રને બદલે નિર્મળાની હતી. અને સાથે સાથે તેણે અભિનંદન અને આમંત્રણ પણ પાઠવ્યાં હતાં. જોકે નિર્મળા સાથે તેને બહુ પરિચય નહોતો, પણ કોઇ કોઇ વાર તે તેને સંસ્કૃતમાં પૂછવા આવતી.

નલિને પોતાના પિતાને વાત કરી અને ખુશખબર કહ્યા. અમદાવાદમાં રહેતા નિવૃત્ત કલેક્ટર વસંતલાલનો તાર મળ્યાનું અને પોતાને અમદાવાદ બોલાવે છે તે વિષે પણ વાત કરી.

તેના પિતાએ કહ્યું: "વસંતલાલ તો મોટા માણસ, અને આપણીજ જ્ઞાતિના. તેમની સાથે તારે ઓળખાણ ક્યાંથી?"

"એક બે વખત સાહેબજી થએલા. ખાસ કરીને તેમની દીકરી નિર્મળાને હું સંસ્કૃત શિખવતો ત્યારથી ઓળખાણ ખરી."

"ત્યારે જઇ આવને બેટા, આપણું શું જાય છે?"

પિતાજીની રજા લેઇ તે લાગલોજ અમદાવાદ વસંતલાલને બંગલે ગયો. બાગમાં વસંતલાલ લટાર મારી રહ્યા હતા. દૂરથી નલિનને આવતો જોઇ તેઓ ઝાંપે તેને લેવા આવ્યા. એને અભિનંદન આપીને કહ્યું: "આપણી

જ્ઞાતિમાં ફર્સ્ટ ક્લાસ આવનાર તમે એકલાજ છો. બોલો નલિનકુમાર, હવે શો વિચાર છે?"

"મારે તો આગળ જવાનો વિચાર છે. પણ અમારૂં કુટુંબ રહ્યું ગરીબ, એટલે મારે હવે અભ્યાસ છોડીને નોકરી કરવી જોઇએ અને મારાં વૃદ્ધ માતાપિતાને મદદ કરવી જોઇએ. માટે આગળ ભણવાનો જીવ ચાલતો નથી."

"ના, ના; તમારા જેવા હોશિયાર છોકરાએ આગળ ભણવું જ જોઇએ. તમારે જરૂર આગળ જવું જોઇએ. હું તમને બનતી મદદ કરવા તૈયાર છું અને કરીશ."

"ત્યારે મારે એમ. એ.નો અભ્યાસ કરવાનો વિચાર છે."

"ઠીક, હું તમને જરૂર મદદ કરીશ."

"આભાર!"

"તેમાં શું? મારો પૈસો મારા જ્ઞાતિબંધુ માટે વપરાય તે તો ખુશીની વાત છે. પણ ..."

"પણ શું? કેમ અટકી ગયા?"

"પણ, મારી એક માગણી સ્વીકારશો? મારી ઇચ્છા મારી નિર્મળાનું લગ્ન તમારી સાથે કરવાની છે."

"પણ મારી સ્થિતિ તો તમે જાણો છો ને?"

"હા, મને સર્વ ખબર છે. નિર્મળા તમને ચાહે છે. એ મારી લાડકી દીકરી છે."

"પણ મારા વિચારો તમે જાણો છો? મારે તો મારાં વૃદ્ધ માતાપિતાની સેવા કરે, તેમનું માન રાખે, ઘર અને વ્યવહારમાં ખામી ન આવવા દે એવી ગૃહિણીની જરૂર છે. નિર્મળા સુખમાં ઉછરી છે. તેને આવું પાલવશે?"

"એ બધું મેં એને સમજાવ્યું, પણ તે માનતી નથી. વળી તે કહે છે કે તમારા સિવાય બીજા કોઇને તે પોતાના પતિ તરીકે પસંદ કરવા માગતી નથી."

ત્યાર પછી થોડા દિવસની મહેમાનગીરી ચાખીને નલિન પોતાને ગામ ગયો. ત્યાં તેણે આ સર્વ બીના પોતાના પિતાને કહી. તેના પિતાએ તેને રાજીખુશીથી મંજુરી આપી. નલિનકુમારે વસંતલાલની શરત કબુલ રાખી અને એમ. એ. પાસ થયો. નિર્મળા પણ બી. એ. પાસ થઇ.

નલિન અને નિર્મળાનાં લગ્ન થઇ ગયાં. તેઓને જગત જીતવા જેવો આનંદ થઇ રહ્યો. આનંદમાં દિવસો ગાળતાં હતાં, એટલામાં ટપાલીએ ઉપરનો કાગળ નલિનકુમારના હાથમાં મૂકયો.

* * *

હજુ પરણ્યાને બે માસ તો થયા નથી, એટલામાં આ વિયોગને લીધે નિર્મળાને જરા વિહ્વળતા આવી ગઇ. તોપણ તેણે નલિનને અભિનંદન આપ્યું અને રાત્રે જમી પરવાર્યા પછી ભાવિનો વિચાર કરવા બંને જણ બેઠાં.

"વ્હાલા નલિન, મારી જરા પણ ચિન્તા ન કરશો. હું એ ત્રણ વર્ષમાં નર્સનું કામ શીખીશ. અને ત્રણ વર્ષ તો આમ ઝપાટામાં નીકળી જશે."

"નિમુ, તારી હિંમત માટે હવે મને જરા પણ શંકા નથી. તું જેટલી હિંમતવાળી છે તેટલીજ સુઘડ ગૃહિણી છે. મારૂં દિલ વિયોગને લીધે તૂટી જાય છે, પણ ભાવિ સુખને માટે પૈસાની જરૂર પડે છે. તે જરૂર પૂર્ણ થશે ત્યાર પછી તું અને હું બન્ને મળી આનંદ ભોગવીશું અને સુખચેનમાં દિવસો વિતાવીશું." એમ કહી તેના ઉપર તેણે ખૂબ વહાલ દેખાડયું.

નિમુ અમૃતનું પાન કરતી નલિનના ખોળામાંજ પડી રહી અને બોલી: "નલિન, આજ સ્થિતિમાં મને મરવાનું બહુજ પસંદ છે. મારા વહાલા, હું તમને ચાહું છું, પણ આર્ય નારી છું. પ્રેમ મારો શ્વાસ છે. વહાલા, તમે પરદેશ અવશ્ય સિધાવો."

જોતજોતામાં નલિનને પરદેશ જવાનો દિવસ આવી પહોંચ્યો. નલિનને સ્ટીમરમાં મુંબઇથી બેસવાનું હતું. નિમુ તેને સ્ટીમર ઉપર વળાવવા ગઇ. અત્યાર સુધી હિંમત ધરી રહેલી નિમુની હિંમત સ્ટીમર ઉપર પગ મૂકતા નલિનને જોઇ છૂટી ગઇ. તે રડી પડી. તેણે નલિનના હાથ ચૂમ્યા. આખરે બન્ને છૂટાં પડ્યાં. નિમુ આંખો તાણી તાણીને સ્ટીમર જોવાય ત્યાં સુધી જોઇ રહી.

યોજના પ્રમાણે નિમુ બીજા દિવસથીજ નર્સિંગ સ્કૂલમાં દાખલ થઇ. દર પખવાડીએ નલિનનો કાગળ આવતો. નલિને પણ પોતાની પેઢીમાં સારૂં કામ કર્યું. પેઢીએ પણ તેની હોશિયારી અને ચાલાકીથી બે વર્ષમાં દોઢ લાખનો નફો કર્યો. નિમુએ પણ નર્સિંગ સ્કૂલમાં સારી ચાહના મેળવી અને બાળઉછેર તથા સુવાવડના કામમાં એ પાવરધી બની.

એક દિવસ તે રસોડામાં રસોઇ કરતી હતી એટલામાં તારવાળાએ આવી તેના હાથમાં તાર મૂકયો. તેણે વાંચ્યો. તે નલિનનો હતો અને તે મુંબઇ આવવાને ઉપડી ચૂકયો છે એવું એમાં લખ્યું હતું.

નિમુના હર્ષનો પાર ન રહ્યો.

આખરે નલિનને આવવાનો દિવસ પાસે આવવા લાગ્યો. નલિનને મુંબઇ ઊતરવાને હવે વચ્ચે એકજ રાત આડી હતી. નિમુને આ રાત બધી રાતો કરતાં ઘણીજ લાંબી લાગી. તેણે આખી રાત ઘર શણગારવામાં અને સાફ-

સુરીમાંજ ગાળી. એટલામાં ટાવરમાં છના ટકોરા થયા. તે તૈયાર થઇને બંદર ઉપર ગઇ. દૂરથી ધુમાડા દેખાવા લાગ્યા. સ્ટીમર આવી પહોંચી. માણસોએ તો લાગલોજ સ્ટીમર ઉપર ધસારો કર્યો. નિમુ અને નલિનનો મિત્ર સુરેશ પણ આગળ વધ્યાં. ઘણા માણસો ઊતર્યા, પણ નલિનનો કાંઇ પત્તો લાગ્યો નહિ. એટલામાં સ્ટીમરના કેપ્ટન એક માણસને સ્ટ્રેચર ઉપર સુવાડીને સંભાળીને ઉતારતા દેખાયા. નિમુ તો આ માણસને જોઇનેજ બેભાન થઇ ગઇ. તે નલિન હતો. સુરેશે બન્નેને સાચવીને ઘેર આણ્યાં. ઘેર આવ્યા પછી નિમુ હોશિયાર થઇ, પણ તેનો ઉત્સાહ હવે ઓસરી ગયો. સુરેશે તેને હિંમત આપી અને નલિનને માટે ડાકટરી સારવાર શરૂ થઇ.

પણ આખરે કેટલાક દિવસ પછી નલિનની સ્થિતિ ગંભીર થઇ. તેણે નિમુ અને સુરેશને બોલાવ્યાં. પાસે બેસાડીને બોલવા માંડ્યું : "નિમુ, શું કરૂ? કુદરત મને આ દુનિયા ઉપર રાખવા માગતી નથી. વહાલી, મારૂં કહ્યું માનીશ? મારી આખરી ઇચ્છા એ છે કે તારે વૈધવ્ય પાળવાનું નથી. તું તારો જીવન-સાથી ખોળી લેજે. તારે ફરી કોઇ યોગ્ય યુવક સાથે લ..." નિમુ નલિનને મોંઢે હાથ દેઇને બોલતો બંધ કરે તે પહેલા તેનો જીવ ઊડી ગયો હતો.

નિમુ અવાક અને અચળ જોઇજ રહી. તેની આંખમાંથી આંસુ અદશ્ય થયાં. ત્યાર પછી નલિનની અંતિમ ક્રિયા કેવી રીતે થઇ તે પણ તેણે જાણ્યું નહિ. બરાબર ત્રણ દિવસે તેને ભાન આવ્યું. અંતિમ ઘડી સુધી મિત્રધર્મ બજાવનાર સુરેશે પણ મિત્રપત્ની માટે ડૉકટર વગેરેને સારૂ દોડાદોડ કરી મૂકી.

આજ આઠ આઠ વર્ષનાં વહાણાં વાયાં છે, છતાં પણ નિર્મળાએ ન તો લગ્ન કર્યું, ન તો આપઘાત કર્યો. નલિનની યાદગીરીમાં તેણે પોતાનીજ કમાણીમાંથી એક વિધવાશ્રમ સ્થાપ્યો છે અને પોતાના જેવી સ્ત્રીઓને સાથ આપી રહી છે.

વડોદરા ચિમનભાઇ ઇશ્વરભાઇ પટેલ

---

## હિંદુ લગ્ન, કાયદાની દૃષ્ટિએ

પહેલાંના વખતમાં સામાજિક વ્યવસ્થા ન હતી ત્યારે લગ્ન જેવી સંસ્થા કે લગ્નગ્રંથીથી જોડાવા જેવો પ્રકાર નહોતો. હાલ પશુઓમાં કે પક્ષીઓમાં જેમ છે, તેમ તે વખતે વ્યવહાર ચાલતો. પરંતુ જેમ જેમ સામાજિક વ્યવસ્થા થવા

લાગી, તેમ તેમ લગ્નનાં ધોરણો પણ ઘડાયાં; અને હાલ સામાન્ય રીતે જે સમાજ, જે કોમ કે ગ્નાતિ સુધરેલી, વધારે સંસ્કાર પામેલી, વધારે ચારિત્રશાળી ગણાય છે તે સમાજ, કોમ કે ગ્નાતિમાં લગ્નનાં બંધનો, લગ્નના નિયમો વધારે ચુસ્ત રીતે પાળવામાં આવે છે.

૨. હાલ વડોદરા રાજ્યમાં હિંદુ લગ્નનિબંધ અમલમાં છે. આ નિબંધમાં અને બ્રીટીશ રાજ્યના લગ્ન સંબંધે કાયદાનાં ધોરણમાં મહત્ત્વનો ફેરફાર નથી.

૩. કાયદેસર હિંદુ લગ્નનાં ધોરણો નીચે પ્રમાણે છે:

ક. વધૂ અને વર હિંદુ હોવાં જોઇએ.

ખ. શારીરિક અથવા માનસિક ખામીના કારણથી કાયદેસર લગ્ન થવાને બાધ આવતો નથી.

ગ. છોકરીનાં બાર વર્ષ અને છોકરાનાં સોળ વર્ષ પૂરાં થયાં ન હોય, તે સિવાયના કોઇ પણ ઉમરના કારણથી થએલા લગ્નને બાધ નથી.

૪. કોઇ પણ સખસ (ક) પોતાના ત્રણ પેઢીના કોઇ પૂર્વજ સાથે અગર (ખ) ત્રણ પેઢીના વંશજ સાથે, (ગ) એવા ત્રણ પેઢીના પૂર્વજ અગર વંશજની વિધવા અગર પતિ સાથે, (ઘ) પોતાના ત્રણ પેઢી સુધીના પૂર્વજોના ત્રણ પેઢી સુધીના કોઇ પણ વંશજ સાથે, અથવા (ङ) એવા વંશજની વિધવા અગર પતિ સાથે લગ્ન કરી શકે નહિ.

૫. પૂર્વજમાં બાપની તરફના તેમજ માની તરફના પૂર્વજનો, અને વંશજમાં પુત્ર તરફના તેમજ પુત્રી તરફના વંશજનો સમાવેશ થાય છે.

૬. દત્તક લેનાર કુટુંબના તેમજ તેના જનકકુટુંબના સંબંધમાં ઉપર જણાવેલા નિયમો દત્તકને લાગુ પડે છે.

૭. જે વધૂનો પતિ હયાત હોય એવી વધૂ સાથે લગ્ન થઇ શકે નહિ અને તેવું લગ્ન થયું હોય તો તે નિરર્થક છે.

## કોણ પરણાવી શકે?

૮. કન્યાને પરણાવવાનો પહેલો હક્ક (ક) તેના બાપને છે, પછી (ખ) દાદા (બાપના બાપ), (ગ) સહોદર ભાઇ, (ઘ) સગી મા, અથવા (ङ) પિતાના કુટુંબનો છેક નજીકનો પિત્રાઇ, અગર (च) માની મા, (छ) મામા, (ज) માની માના કુટુંબનો છેક નજીકનો પિત્રાઇ, (झ) ન્યાયાધીશ, અથવા (ञ) કન્યા પોતે, એમ એકને અભાવે તેની પછીનાને, એવા ક્રમથી હક્ક છે.

૯. પરંતુ યોગ્ય વિધિથી એક વાર થએલું લગ્ન, જે માણસે કન્યાને પરણાવવી જોઇએ તેણે નહિ પરણાવ્યાથી, નિરર્થક ઠરતું નથી.

૧૦. લગ્ન વખતે વરકન્યા પાસે જે જરૂરી મંત્રો ઉચ્ચારવામાં આવે, તેમજ સપ્તપદી વખતે તથા વિવાહહોમ કરાવતી વખતે જે જરૂરી મંત્રો બોલવામાં આવે તે મંત્રોનો અર્થ વરકન્યા સમજે તે ભાષામાં લગ્ન કરાવનાર પુરોહિતે જરૂર સમજાવવો જોઇએ. લગ્ન કરાવનાર પુરોહિત ન સમજાવે તો તે શિક્ષાને પાત્ર છે.

**લગ્ન ક્યારે પૂર્ણ થાય?**

૧૧. સપ્તપદીને અંતે, વિવાહહોમના વિધિથી, પરસ્પર પરણવા યોગ્ય વધુ વરકન્યા કાયદેસર લગ્ન સંબંધથી જોડાય છે.

**લગ્નથી ઉત્પન્ન થતા સ્ત્રીપુરુષના હક્ક**

૧૨. લગ્નથી સ્ત્રી પતિના કુટુંબનું માણસ થાય છે. સજ્ઞાન પતિને તેના વાલીપણાનો હક્ક મળે છે.

૧૩. પતિને પત્નીના અને પત્નીને પતિના સહવાસનો હક્ક છે.

૧૪. પતિપત્નીની સામાયિક મિલ્કત હોય તો તે મિલ્કતમાંનો સ્ત્રીનો પોતાનો ભાગ તે સ્ત્રીધન છે.

૧૫. (क) પોતાના અને કુટુંબના ભરણપોષણ, (ख) આવશ્યક ધર્મકાર્ય, (ग) વ્યાધિનિવારણ અથવા (घ) પૈસા આપવાની અસમર્થતાને લીધે થએલી કેદમાંથી છુટકારો મેળવવા જેવા પ્રસંગોએ, બીજા સાધનને અભાવે પતિને પોતાની સ્ત્રીના સ્ત્રીધનનો ઉપયોગ કરવાનો હક્ક છે.

૧૬. ધર્મકાર્ય માટે પતિપત્ની એક હોવાનું અનુમાન થાય, પણ દિવાની અને ફોજદારી કાયદાના કારણ સારૂ પતિપત્ની એક હોવાનું કાયદાનું અનુમાન નથી.

૧૭. સ્ત્રીધન સંબંધે સ્ત્રી પતિની સાથે કરાર અને ધીરધાર કરી શકે, પરંતુ પતિ પોતાની મિલ્કતમાંથી સ્ત્રીને જે કાંઇ આપે તે તેણીનું કરજ ગણાય નહિ.

**પરસ્પર જવાબદારી**

૧૮. સ્ત્રીએ (क) પતિનું કરજ આપવા કબુલ્યું હોય, (ख) તેની મિલ્કત વારસ તરીકે લીધી હોય, અથવા (ग) પતિ સાથે કરારમાં જોડાઇ હોય; તે સિવાય પતિનું કરજ આપવા એ જવાબદાર નથી. સ્ત્રીએ વારસ તરીકે પતિની મિલ્કત લીધી હોય ત્યારે તે મિલ્કત પૂરતીજ તે પતિના દેવા માટે જવાબદાર છે.

૧૯. પતિએ સ્પષ્ટ અથવા ગર્ભિત રીતે અધિકાર આપ્યો ન હોય, તો

સ્રીએ કરેલા કરજ અથવા કરાર માટે પતિ જવાબદાર નથી. પતિ પતિવ્રતા સ્રીનું ભરણપોષણ કરવા યથાશક્તિ બંધાએલો છે.

૨૦. યોગ્ય કારણને અભાવે, પતિની રજા સિવાય, સ્રી જુદી રહેતી હોય તો ભરણપોષણ માગવાનો તેને હક નથી.

૨૧. જે સ્રીપુરુષ કાયદેસર લગ્નના સંબંધથી જોડાએલાં હોય તેઓનું લગ્ન હિંદુ લગ્નવિચ્છેદક નિબંધમાં ઠરાવ્યું છે તે સિવાય બીજી રીતે વિચ્છિન્ન થઇ શકે નહિ.

કોઠી નજીક, વડોદરા **વકીલ હાથીભાઇ અમથાભાઈ પટેલ**

---

# પાણ્ડવપક્ષની યુદ્ધનીતિ

**મહાભારત** ક્યારે રચાયું હશે? કોણે રચ્યું હશે? આપણા શાસ્રીઓ તો માને છે કે પાંચેક હજાર વર્ષ ઉપર રચાયું હતું અને તે સમસ્ત ગ્રંથ વ્યાસ મુનીએ રચ્યો હતો. યુરોપિયન વિવેચકો એ ગ્રંથની ભાષા અને તેમાંનાં લખાણો ઉપરથી માને છે કે પાણિની પછી તે ગ્રંથ લખાએલો. અતિપ્રાચીન કાળથી પ્રજામાં વણાતી કથાઓનો કોઇ કવિએ એમાં સંગ્રહ કર્યો અને એ સંગ્રહમાં અનેક લેખકોએ તેમાં ઉમેરા કર્યા છે. પણ ઇ. સ.ની શરૂઆતમાં તે ગ્રંથ આપણી સમક્ષ છે એ રૂપે એ લગભગ તૈયાર થઇ ગયો હતો.

આ ઉપરથી એમ પણ અનુમાન થાય કે કૃષ્ણને નામે ગીતા લખનાર અને કુરૂક્ષેત્રમાં કૃષ્ણે જે ભાગ ભજવ્યો એનું વર્ણન લખનાર એ બે લેખકો પણ જુદા હોય. કારણ કે ગીતાના શુદ્ધ અને ઉચ્ચ સિદ્ધાન્તો વિરૂદ્ધ કપટ ભરી યુદ્ધનીતિ કૃષ્ણને કલંક લગાડનારી છે. વળી કેટલાક યુરોપિયન વિવેચકો તો એમ પણ માને છે કે બે વિરૂદ્ધ ભાવના વાળા લેખકોએ મહાભારત પૂરૂં કર્યું છે. પાણ્ડવપક્ષના લેખકોએ કુરુક્ષેત્રનું યુદ્ધ થતા સુધી તેમની કીર્તિ ગાઇ છે, પાણ્ડવ વિરૂદ્ધ પક્ષના લેખકોએ યુદ્ધમાં તેમની કપટનીતિનું પ્રદર્શન કરીને તેમની અપકીર્તિ ગાઇ છે, જોકે અંતે તો એ કપટનીતિ વડે તેમને વિજય અપાવ્યો છે અને તેથી એમ પણ સાબિત કર્યું છે કે ધર્મથી તો નહિ પણ કપટનીતિથીજ વિજય મળી શકે છે.

ત્યારે હવે પાણ્ડવપક્ષની યુદ્ધનીતિ જોઇએ.

દુર્યોધન ને અર્જુન યુદ્ધમાં કૃષ્ણની સહાયતા માગવા તેમની પાસે જાય છે, ત્યારે કૃષ્ણ કહે છે: "મારી પાસે મારા જેવા દૃઢ અંગ વાળા નારાયણ નામથી

પ્રખ્યાત થએલા દશ કરોડ મોટા ગોવાળિયા છે. તે સર્વ સંગ્રામમાં યુદ્ધ કરે તેવા છે. યુદ્ધમાં અજિત એવા તે ગોપો એકના સૈનિક થઇને રહેશે અને બીજી તરફ શસ્ત્રો ન ઉઠાવનારો અને સંગ્રામમાં યુદ્ધ ન કરનારો એવો હું રહીશ. હે અર્જુન, આ બેમાંથી તને જે વધારે ગમતું હોય તે પ્રથમ તું માગી લે." આ પ્રમાણે કૃષ્ણે કહ્યું, "એટલે કુંતીપુત્ર અર્જુને સંગ્રામમાં યુદ્ધ ન કરનારા એવા શ્રીકૃષ્ણને માગી લીધા" (ઉદ્યોગપર્વ ૭ : ૧૮ – ૨૧). હવે શ્રીકૃષ્ણ 'શસ્ત્રો ન ઉઠાવવાનું' પોતાનું વચન કેમ પાળે છે તે યુદ્ધ-પ્રસંગે જોઇશું.

પછી દેશના જુદા જુદા યોદ્ધાઓને પોતપોતાના પક્ષમાં લેવાને બંને પક્ષ મથી રહ્યા છે. દુર્યોધને શલ્યરાજાને પોતાના પક્ષમાં ખેંચ્યો એ વાત યુધિષ્ઠિરે જાણી, એટલે યુધિષ્ઠિર તેને મળ્યા ને બોલ્યા: "હે વીર રાજા, તમે દુર્યોધનને પ્રસન્ન અંતઃકરણથી સહાય થવાનું જે વચન આપ્યું તે સારૂં કર્યું. પરંતુ હે અત્યંત શ્રેષ્ઠ રાજા, તમે મારૂં એક કામ કરો એમ ઇચ્છું છું. જોકે એ તમારા જેવાએ કરવા જેવું નથી, તોપણ મારા તરફ જોઇને તે તમારે કરવું જોઇએ. ... જ્યારે કર્ણ અને અર્જુનના દ્વંદ્વયુદ્ધનો પ્રસંગ આવે ત્યારે તમારે અવશ્ય કર્ણના સારથિ થવું ... અને અમારો જય થાય તે માટે કર્ણનો ઉત્સાહ ભાગી પાડવો. હે મામા, જોકે આ કાર્ય કરવા જેવું નથી, તોપણ તમારે એ કરવું જોઇએ" (ઉદ્યોગપર્વ ૮ : ૪૦ – ૪૪). યુધિષ્ઠિરનાં આ વચન સાંભળીને શલ્યે કહ્યું: "હે કુરુશ્રેષ્ઠ, કર્ણ જ્યારે સંગ્રામમાં યુદ્ધની ઇચ્છાથી ચઢશે ત્યારે હું તેને અવળાં તથા અહિતકારી વચનો અવશ્ય કહીશ. તેમ કરવાથી, હે પાણ્ડવ, તેનો ગર્વ હરાઇ જશે અને તેનું તેજ ક્ષીણ થશે. એટલે તેને સુખેથી મારી શકાશે" (૮ : ૪૭ – ૪૮). આ કુટિલ યોજના પાછી એજ પર્વના ૧૮મા અધ્યાયના ૨૧ – ૨૪ શ્લોકોમાં આવે છે. આમ પીઠ પાછળ ઘા કરવાની યોજના સત્યપ્રિય યુધિષ્ઠિરને શોભે?

કર્ણને પાણ્ડવપક્ષમાં ખેંચવા કૃષ્ણ તેને સમજાવે છે: તું કુંતીનો પ્રથમ પુત્ર છે, "માટે પાણ્ડવના પક્ષમાં આવ, એટલે ધર્મશાસ્ત્રના નિયમથી તું રાજા થઇશ. ... દ્રૌપદી વર્ષના છઠ્ઠા ભાગમાં એટલે બે માસ તારી પાસે આવશે" (ઉદ્યોગપર્વ ૧૪૦ : ૯ – ૧૫).

યુદ્ધની તૈયારીઓ થવા માંડી એટલે "કૌરવો, પાણ્ડવો તથા સોમકોએ મળીને યુદ્ધ કરવાના નિયમો કર્યા અને યુદ્ધના ધર્મો ઠરાવ્યા કે ... વિશ્વાસમાં રહેલા અથવા નિહ્વળ થએલા ઉપર પ્રહાર કરવો નહિ. બીજાની સાથે યુદ્ધમાં

કરી 'બ્રહ્મલોકમાં પધારી ગએલા શત્રુદમન દ્રોણાચાર્યના શરીરને ••• સર્વ ભૂતોથી ધિક્કારાએલે ધૃષ્ટદ્યુમ્ને પકડયું ને ચૂપચાપ બેસી રહેલા એ શરીરની ચોટલી પકડીને તેના મસ્તકને તલવાર વડે જુદું કર્યું કે તરત જ મસ્તકહીન થએલું ધડ રણભૂમિ ઉપર ગબડી પડ્યું" (૧૯૨ : ૬૧-૬૩).

હવે યુદ્ધક્ષેત્રમાં કર્ણનો વારો આવે છે. મહાબળવાન કર્ણની સામે ટકવું અર્જુનને પણ બહુ કઠણ હતું. પણ કૃષ્ણ કહે છે: "હે નિર્દોષ અર્જુન, મેં સાથે સાથે યુક્તિપૂર્વક કર્ણની ઇન્દ્રદત્ત શક્તિને પણ વાપરી નંખાવી છે. ••• હવે સૂર્યપુત્ર કર્ણને માટે તારે જરાયે મૂંઝાવું નહિ, હું તને એવો ઉપાય બતાવીશ કે તેથી તું એનો વધ કરી શકીશ" (દ્રોણપર્વ ૧૮૧ : ૨૫, ૩૦). "હે પાણ્ડવ, કર્ણનો વધ કરવાનો એકજ ઉપાય છે, તે એ જ કે યુદ્ધ કરતાં કરતાં તે જ્યારે બરાબર સંકટમાં આવી પડશે ત્યારે તેના રથનું પૈડું પૃથ્વીમાં પેસી જશે. અને પોતે પણ એ વેળા પ્રમાદી થઇ જશે. એ સમયનો લાભ લેઇ તું બરાબર સાવધ થજે. અને પ્રથમથીજ મેં કરેલા ઇસારાનો વિચાર કરી એને મારી નાખજે". (દ્રોણપર્વ ૧૮૦ : ૩૦, ૩૨). રણક્ષેત્રમાં કર્ણ અને અર્જુન વચ્ચે યુદ્ધ જામ્યું. પૂર્વે ખાણ્ડવવનમાં અર્જુને તક્ષક નાગની સ્ત્રીને મારી નાખી હતી, તેનું વેર વાળવા તેનો પુત્ર અશ્વસેન કર્ણની વ્હારે ચઢ્યો. તેને કર્ણે કહ્યુ: "હે નાગ, આજના યુદ્ધમાં કર્ણ બીજાના બળનો આશ્રય કરી વિજય મેળવવાની ઇચ્છા રાખતોજ નથી. ••• આ તો એકજ અર્જુન છે, પણ આવા ને આવા સેંકડો અર્જુનોને જો હું મારી શકું તોપણ તેવું કપટ હું નહિ કરૂં" (કર્ણપર્વ ૯૦ : ૪૮). પછી યુદ્ધમાં કર્ણ ઘવાયો ને તેના હાથમાંથી "તેનું ધનુષ્ય સરકી પડ્યું. આ પ્રમાણે સંકટમાં આવી પડેલા તે કર્ણને વીરવ્રતનું અનુષ્ઠાન કરનાર આર્ય અર્જુને મારી નાખવાની ઇચ્છા કરી નહિ, એટલે શ્રીકૃષ્ણ અતિસંભ્રમથી આ પ્રમાણે તેને કહેવા લાગ્યા: 'હે પાણ્ડુપુત્ર, તું પ્રમાદ કેમ કરે છે? ••• તારા શત્રુ આ કર્ણનો આ સમયેજ એકદમ નાશ કરી નાખવાની ઉતાવળ કર'" (૯૦ : ૭૦-૭૨). તેટલામાં કર્ણ પાછો તત્પર થઇને યુદ્ધ કરવા લાગ્યો. પણ વળી એના રથનાં પૈડાં પૃથ્વીમાં ખૂપી બેઠાં. કર્ણ ત્યારે બોલ્યો: "હે મહાબાહુ અર્જુન, પૃથ્વીમાં ખૂંચી ગએલા આ પૈડાને હું બહાર કાઢું ત્યાં સુધીમાં મને મારવો એ તને યોગ્ય નથી, કારણકે તું રથમાં બેઠો છે અને હું પૃથ્વી ઉપર આવી વિકળ અવસ્થામાં ઊભો છું. ••• હે પાણ્ડવ, એક ક્ષણભર હું થોભી જા" (૯૦ : ૧૧૫, ૧૧૬). "પણ વાસુદેવે મહાપુરુષ અર્જુનને કહ્યું: 'હે મહા-

બળવાન અર્જુન, દિવ્ય અસ્ત્રોનો પ્રયોગ કરીનેજ કર્ણને ઘાયલ કરી રથ ઉપરથી હેઠો પાડ'" (૯૧ : ૧૮). કર્ણ રથ ઉપરથી ઉતરીને પૈડું કાઢવા લાગ્યો, ત્યાં તો "શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું: 'કર્ણ વળી પાછો રથ ઉપર ચઢી ન બેસે તેટલામાં બાણુ મારીને તારા એ શત્રુના મસ્તકને તું કાપી નાખ.' ભગવાન શ્રીકૃષ્ણનાં તે વચનને માન્ય કરી અર્જુને બળબળતા અને પ્રાંજલિક બાણુને ગ્રહણ કરી, કર્ણના મહારથનું પૈડું પૃથ્વીમાં ખૂંચી ગયું હતું તેજ સમયે" છોડયું (૯૧ : ૩૩, ૩૪). "આ રીતે મોટા અસ્ત્રથી મંત્રેલા તે ઉત્તમ અંજલિક નામનું બાણુ મારીને અર્જુને ... કર્ણનું મસ્તક કાપી નાખ્યું'" (૯૧ : ૫૦)!

ભીષ્મ, દ્રોણુ ને કર્ણ જેવા મહાપરાક્રમી યોદ્ધાઓ કૃષ્ણુની કુટિલ યુદ્ધનીતિથી હણાયા, એટલે બીજાઓને હણતાં તે વાર શી? દુર્યોધન પોતે પણ ધવાયો. એ "પોતે સૈન્ય તથા વાહન વિનાનો થઇ પડેલો હોવાથી તેણે રણમાંથી નાશી જવાનો વિચાર કર્યો. ... મરણુ પામેલા પોતાના ઘોડાને ત્યાં પડતો મૂકી ... દુર્યોધન હાથમાં ગદા લેઇ પોતે એકલો પગપાળો પૂર્વ દિશામાં આવેલા પાણીના એક ધરા તરફ ચાલી નીકળ્યો. ... એ ધરામાં એ પેશી ગયો અને માયાના બળથી પાણીને તેણે થંભાવી દીધું'" (શલ્યપર્વ ૨૯ : ૧૯, ૨૭, ૫૪). "હાથમાં ગદા લેઇને રાજા દુર્યોધન તે ધરાના પાણીમાં એવી રીતે સૂઇ રહ્યો હતો કે કોઇ પણુ મનુષ્ય ભાગ્યેજ તેને જોઇ શકે. મહાબળવાન દુર્યોધન જળને સ્થંભાવી દેઇ ધરામાં સૂતો છે અને પાણ્ડવો યુદ્ધ કરવાની ઇચ્છાથી ત્યાં આવી પહોંચ્યા છે" (૩૦ : ૫૭, ૬૬).

પણ દુર્યોધન હવે તો નિરાશ થઇ ગયો છે. તેણે યુધિષ્ઠિરને કહ્યું: "દ્રોણુ, કર્ણ તથા ભીષ્મપિતામહ જ્યારે મરણુ પામ્યા છે, ત્યારે છેક શૂન્ય થઇ ગએલી આ પૃથ્વી હવે ભલે તારીજ થાય. કારણકે સહાયરહિત થઇ પડેલો મારા જેવો કયો રાજા રાજ્ય કરવાની ઇચ્છા કરે! વળી તેવા મહાપરાક્રમી મિત્રોનો, પુત્રોનો, ભાઇઓનો તથા પિતાઓનો નાશ થઇ ગયા પછી અને તમે રાજ્યને હરી લીધા પછી મારા જેવો કયો પુરુષ જીવવાની ઇચ્છા રાખે! હવે હું તો મૃગચર્મ ધારણ કરીને વનમાંજ ચાલ્યો જઇશ. ... આ પૃથ્વીનો સુખેથી તું ઉપભોગ કર" (૩૧ : ૪૭–૫૦, ૫૩). પણ યુદ્ધમાંથી નાઠેલાનેય છોડે એવા પાણ્ડવ નહોતા. યુધિષ્ઠિરે તેને એવાં કડવાં મેણાં માર્યાં કે તેથી ગુસ્સે થઇને દુર્યોધન યુદ્ધ કરવા બહાર નીકળ્યો.

પછી દુર્યોધન અને ભીમસેન વચ્ચે ગદાયુદ્ધ શરૂ થયું. અહીં પણ કુટિલ

કપટનીતિ રચાઇ. કૃષ્ણે તો અર્જુનને અગાઉથી જ કહી રાખેલું હતું કે "હે પાણ્ડુપુત્ર, ભીમસેન યુદ્ધમાં દુર્યોધનનો નાશ કરશે. તેના નાશનો ઉપાય પણ હું તને કહીશ" (દ્રોણપર્વ ૧૮૧:૨૯). "મહાત્મા શ્રી કૃષ્ણનું આ વચન સાંભળીને અર્જુને ભીમસેન જોઇ શકે તેમ પોતાની ડાબી સાથળ ઠોકી. અર્જુને કરેલી એ સંજ્ઞાને ભીમસેન સમજી ગયો. ... તુરત જ ભયંકર કાર્ય કરનારા ભીમસેને ફેંકેલી તે વજ્ર તુલ્ય ગદાએ દુર્યોધનની બંને સુંદર સાથળોને ભાગી નાખી. ... એટલે પુરુષોમાં વ્યાઘ્ર સરખો દુર્યોધન પૃથ્વીને ગજાવતો ધરણી ઉપર ઢળી પડ્યો" (શલ્યપર્વ ૫૮: ૨૧, ૨૨, ૪૭, ૪૮).

આ આખા લેખમાં આપેલાં અને હજી તો ઘણાંય આપી શકાય એમ છે એવાં મહાભારતનાં અવતરણો ઉપરથી જણાશે કે યુદ્ધ પૂર્વે કૌરવોનાં ગમે તેટલાં અસત્યો અને અધર્મો હશે, તથાપિ યુદ્ધમાં તો સર્વે અસત્યો, કપટો અને અધર્મો તો પાણ્ડવપક્ષે જ આચર્યાં છે. અને તે સર્વે અસત્યોના, કપટોના અને અધર્મોના મુખ્ય સૂત્રધાર તો વિષ્ણુના અવતાર ગણાતા વાસુદેવ શ્રીકૃષ્ણ જ છે!

આપણાં ધર્મસૂત્રોમાં આપણે એક સૂત્ર એવું સાંભળીએ છીએ કે सत्यान्नास्ति परोधर्मः। પણ આપણે તો આ कुरुक्षेत्रे धर्मक्षेत्रे શ્રીકૃષ્ણના ને પાણ્ડવોના અસત્ય ને અધર્મ સિવાય બીજું કંઇ જોતા જ નથી. અને પાછળ જણાવેલા, બે પક્ષે મળીને ઠરાવેલા યુદ્ધના સર્વે નિયમો (પૃ. ૧૦૭થી) તો પાણ્ડવપક્ષે જ તોડ્યા છે. વળી અસત્યનું માહાત્મ્ય પણ શ્રીકૃષ્ણે જ ગાવામાં બાકી નથી રાખ્યું (કર્ણપર્વ ૬૯). ક્યાં ગીતામાં કૃષ્ણે દર્શાવેલું સત્યનું માહાત્મ્ય ને ક્યાં આ અસત્યનું માહાત્મ્ય! અંધશ્રદ્ધાને વેગળી કરી વિવેકબુદ્ધિ વડે આનો કોઇ મેળ બેસાડી આપશે? ત્યારે यतो धर्मस्ततो जयः એ સૂત્ર મહાભારતના કવિએ આમ ખોટું પાડ્યું છે! એણે તો यतोऽधर्मस्ततो जयः એ સૂત્ર, અથવા ખરું કહીએ તો यतः कृष्णस्ततो जयः એ સૂત્ર જ ખરું પાડ્યું છે અને તે કૃષ્ણ પણ કેવા? કુટિલ કપટનીતિથી ભરપૂર!

'પાટીદાર' મંદિર, આણંદ નરસિંહભાઇ પટેલ

---

## રજોદર્શન

### ૧. વિષયવિચાર

**રજોદર્શન** એટલે લોહીનું દેખાવું. તરુણ અવસ્થામાં પ્રવેશ કરતી તેર ચૌદ વર્ષની બાળાને યોનિમાર્ગ દ્વારા દર અઠ્ઠાવીશ કે ત્રીસ દિવસે લોહી બહાર

આવે છે. સશક્ત સ્ત્રીને લગભગ પચાસ વર્ષની ઉમર સુધી નિયમિત રજોદર્શન થાય છે. એને 'અડકાવ,' 'ઋતુ,' 'છેટે બેસવું,' 'દૂર બેસવું,' 'અભડાએલાં રહેવું,' વગેરે કહે છે.

અડકાવ સંબંધે અભણ અને ઘણી વાર ભણેલાંમાં પણ અજ્ઞાન પ્રવર્તે છે. જેઓ એ સંબંધે કંઇક જાણે છે તે ઢંગધડા વિનાનું જાણે છે, ને પાળે છે તે 'સાપ ગયા ને લીસોટા રહ્યા' જેવું પાળે છે. સ્ત્રીજીવનમાં રજોદર્શન એટલા મહત્ત્વનો બનાવ છે કે તેને સંબંધે સ્પષ્ટ ખ્યાલ બંધાવાની અને તેને અંગે જે કંઇ વિધિનિષેધો હોય તે બરાબર પળાવાની ખાસ જરૂર છે.

તરણ અવસ્થા આવતી હોવાને કારણે બાળાના શરીરના બીજા અવયવો ,ખીલે છે કે તેમાં ફેરફાર થાય છે, તેમ તેના જનનઅવયવોની બાબતમાં પણ થાય છે. જનનઅવયવો પેઢામાં (બસ્તિપ્રદેશમાં) આવેલા છે. રજોદર્શન સમજવા માટે આ અવયવો સંબંધે કંઇક જાણવાની જરૂર છે.

સ્ત્રીને મૂત્રદ્વાર નીચે બીજું એક દ્વાર છે, એને યોનિમુખ કહે છે. યોનિમુખ એ ત્રણ ચાર ઇંચ લાંબી નળીનું બહારનું મુખ છે. આ નળીને યોનિ કહે છે. યોનિનો અંદરનો છેડો નાના જમરૂખ જેવા એક કુક્કા સાથે જોડાએલો છે. જોડાણવાળા ભાગનું નામ છે કમળ અને કુક્કાનું નામ છે ગર્ભાશય. ગર્ભાશય બસ્તિપ્રદેશના પોલાણમાં અદ્ધર લટકી રહેલો કુક્કો છે. આ કુક્કો રબરના ફુક્કાની જેમ અંદર ગર્ભ વધે ત્યારે ફૂલે છે. ગર્ભાશયની બંને બાજુએ બદામના આકારના ને કદના બે અવયવો છે. એમનું નામ છે અંડાશય, બીજાશય, કે ફલાશય. ગર્ભ ધારણ થાય એવું ઈંડું, બીજ કે ફળ આ અવયવમાં રહેતું હોય છે, તેથી તેને એવું નામ આપેલ છે. અંડાશય અને ગર્ભાશયને જોડનાર નળીઓને બીજવાહિની કે ફલવાહિની કહે છે; કારણકે તેઓ અંડાશયમાંથી બીજને ગર્ભાશયમાં વહી (લેઇ) જવાનું કામ કરે છે.

બાળા જન્મે છે ત્યારે તેના અંડાશયમાં લગભગ સીત્તેર હજાર ઈંડાં (બીજ) હોય છે. તે રેતીના કણની જેમ અંડાશયમાં વિખરાએલાં રહે છે. તેર ચૌદ વર્ષની ઉમરે બંને અંડાશયો મોટાં થાય છે, ત્યારે ઘણાંખરાં ઈંડાં સંકોચાઇને અદૃશ્ય થઇ જાય છે, ને ચાળીશ પચાસ ઈંડાં ઓછી વધતી પક્વ દશામાં રહે છે." "પણ દર અઠ્ઠાવીશ કે ત્રીસ દિવસે તેમાંથી એક બે ઈંડાં પૂરેપૂરાં પાકે છે. અંડાશયમાં જ્યારે ઈંડું પાકવા આવે ત્યારે ગર્ભાશયની બાજુઓ ગૂમડાની જેમ સૂજે છે, ને તેમાં લોહીનો જમાવ થાય છે. અંડાશયમાં ઈંડું પૂરેપૂરૂં પાકી જાય ત્યારે જમાં થએલું લોહી ગર્ભાશયની બાજુઓમાં

થઇને વહેવા માંડે છે. એ લોહી યોનિમાર્ગમાં જઇ યોનિમુખ દ્વારા બહાર નીકળી જાય છે. આ પ્રમાણે ત્રણ કે ચાર દિવસ સુધી લોહી વહે છે. લોહીની સાથે ગર્ભાશયની અંદરની બધી બાજુઓની જૂની મરી ગએલી ખાલ પણ નીકળી જાય છે. આપણને ગૂમડું થયું હોય અને તે ફાટી ગયા પછી તથા રૂઝ આવી ગયા પછી આમપાસની મરી ગએલી નકામી ચામડી ઊખડી જાય છે અને નીચેની નવી ચામડી આવે છે તેના જેવુંજ લગભગ બને છે. આ માસિક ક્રિયા ગર્ભાશયને સાફ કરવા માટેજ થાય છે. દર મહિને અંદરથી વહી જતા લોહી વડે ગર્ભાશય બરાબર ધોવાઇને સાફ થઇ જાય છે અને તેની અંદરની ચામડી પણ નવી આવે છે. કુદરતે શરીરમાં આવી રચના શું કામ કરી હશે એ પ્રશ્ન સહેજે ઉભો થાય છે. તે હવે સમજી લઇશું.

"અંડાશયમાં ઇંડું પાકી જાય અને ગર્ભાશય સાફ થઇ જાય એટલે તે ઇંડું અંડાશયમાંથી નીકળીને આસ્તે આસ્તે બીજવાહિની દ્વારા મુસાફરી કરતું કરતું ગર્ભાશયમાં આવે છે. ત્યાં આવ્યા પછી થોડા દિવસ ત્યાં રહી તે યોનિમાર્ગમાં થઇને બહાર નીકળી જાય છે. એ ઇંડું બહુ સૂક્ષ્મ હોય છે, તેથી તે ક્યારે બહાર નીકળી ગયું તેની સ્ત્રીને ખબર પડતી નથી. આમ દર માસે એક બે ઇંડાં પાકે છે. ગર્ભાશય સાફ થાય છે, પછી પેલાં ઇંડાં તેમાં આવીને પડે છે અને થોડા દિવસ ત્યાં રહી બહાર નીકળી જાય છે. આ ઇંડાંની અંદર અતિશય સૂક્ષ્મ, નરી આંખે ન દેખી શકાય એવા, એક સજીવ ભાગ હોય છે.

"ઉપર જણાવ્યું કે પાકેલું ઇંડું થોડા દિવસ અંડાશયમાં પાકી ગયા પછીથી ગર્ભાશયમાં રહી બહાર નીકળી જાય છે. પણ જો તે અંડાશયમાં પાકી ગયા પછીથી ગર્ભાશયમાં આવીને ત્યાં થોડા દિવસ રહી બહાર નીકળી જાય તે પહેલાં—અડકાવ પછી પંદર વીશ દિવસ સુધીમાં—તેમાં પુરુષના શરીરમાંથી નીકળતા એક જાતના પ્રવાહી પદાર્થમાંના (વીર્યમાં રહેલા) વીર્યજન્તુનો પ્રવેશ થાય તો ઇંડું ફલિત થાય છે. એટલે કે તે ઇંડામાં રહેલા સૂક્ષ્મ જીવકણ સાથે પુરુષના વીર્યમાંનો જીવકણ ભળી જાય છે, અને એ બે જીવકણોના સંમિશ્રણથી વૃદ્ધિ પામી શકે એવો નવો જીવ ઉત્પન્ન થાય છે. એકલો સ્ત્રીના ઇંડામાંનો જીવ અથવા પુરુષના વીર્યમાં જે વીર્યજન્તુ હોય છે તેમાંનો જીવ વૃદ્ધિ પામી શકતો નથી, થોડાજ વખતમાં તે કરમાઇને મરી જાય છે. પણ એ બે જીવો એક બીજા સાથે મળી જાય તોજ વધી શકે એવો નવો જીવ ઉત્પન્ન થાય છે. આવું થાય ત્યારે સ્ત્રીને ગર્ભ રહ્યો કહેવાય. સ્ત્રીના અંડા-

શયમાં પાકેલા ઇંડાને જો પુરુષનો વીર્યજન્તુ વખતસર ન મળે તો ઇંડું ફળે નહિ અને ગર્ભ ન રહે તથા બાળકનો જન્મ ન થાય. સ્ત્રીના ઇંડામાંનો જીવ અને પુરુષના વીર્યમાંનો જીવ એ બે મળીને જ ગર્ભ થાય છે. એ ગર્ભ ગર્ભાશયમાં રહે છે. આવી રીતે સ્ત્રી ગર્ભ ધારણ કરે એટલે ગર્ભાશયનું મુખ બંધ થાય છે, અને માસિક અડકાવ આવતો નથી. માના શરીરમાંનું લોહી ગર્ભાશયમાંના ગર્ભને પોષણ આપવામાં કામ આવે છે" ('કન્યાને પત્રો': પૃ. ૧૧).

ઉપરની હકીકત ઉપરથી એટલું તો સમજાશે કે (૧) રજોદર્શન તરુણાવસ્થામાં પ્રવેશ કરતી બાળાને શરૂ થાય છે, (૨) ગર્ભાશયની અંદરનો કચરો ધોઇ નાખવા અને અંડાશયના ઇંડાને ગર્ભમાં લાવવા માટે રજોદર્શન થાય છે, (૩) ગર્ભ રહ્યા પછી રજોદર્શનની જરૂર રહેતી નથી તેથી તે બંધ થાય છે, (૪) પ્રસવ થયા પછી પણ ઓછામાં ઓછા ૭ માસ સુધી ગર્ભાશયને સંપૂર્ણ આરામની જરૂર હોય છે, માટે કુદરત ત્યાં સુધી રજોદર્શન મુલ્તવી રાખે છે, અને (૫) જ્યારથી ફરી રજોદર્શન થાય છે ત્યારથી પાછો ગર્ભ ધારણ કરી શકાય છે.

આથી જોઇ શકાશે કે સામાન્યતઃ સ્ત્રીને માતા બનાવવા માટે જ જાણે કુદરતે રજોદર્શનની ક્રિયા તેના શરીરમાં ગોઠવી છે. જો સ્ત્રીને રજોદર્શન બંધ થઇ જાય તો ગર્ભ ધારણ કરી શકે નહિ. આમાં અપવાદ પણ છે એમ કુદરતને માર્ગે ચાલનારાંએ અનુભવ્યું છે. એક બાઇએ માંસાહાર અને અન્નાહાર છોડી દીધો, તેણે માત્ર ફલાહાર ઉપર જ રહેવા માંડ્યું. આમ કરવાથી તેનો અડકાવ દિવસે દિવસે ઓછો થતો ગયો અને આખરે બંધ થઇ ગયો. પછી તો વગર અડકાવે પણ તે ગર્ભ ધારણ કરી શકતી. જ્યાં સુધી તેણે ફલાહાર કર્યો ત્યાં સુધી તેને અડકાવ ન આવ્યો. વળી પાછો જ્યારે તેણે ફલાહાર છોડી અન્નાહાર ને માંસાહાર શરૂ કર્યો ત્યારે તેને અડકાવ આવવો શરૂ થયો. આ ઉપરથી કુદરતી જીવન જીવનાર માને છે કે જો પશુપક્ષીની જેમ માણસ જાત પણ કુદરતી જીવન જીવતી હોય તો તેને પણ અડકાવ ન આવે, અને વગર અડકાવે તે ગર્ભ ધારણ કરી શકે. આ ઉપરથી તેઓ અનુમાન કરે છે કે અડકાવ આવે છે તે શરીરની અંદર રહેલ ઝેરી તત્ત્વ કાઢી નાખવા અને ગર્ભાશયને સાફ કરી ગર્ભને માટે પરમ શુદ્ધ જગા તૈયાર કરવા માટે.

આજ કાલ ઘણી કન્યાઓને તેમજ સ્ત્રીઓને અડકાવ વખતે પીડા થાય છે. અડકાવ તો કુદરતી છે, અને તેથી ખરું જોતાં તે વખતે પીડા થવાની કશીય જરૂર નથી. સશક્ત, નીરોગી અને ખીલતી બાળાને રજોદર્શન ક્યારે

થયું તેની પણ ઘણે ભાગે ખબર પડતી નથી. એ તો જ્યારે યોનિમુખ ઉપર લોહી ઝમતું અને તે ભાગનાં વસ્ત્ર ઉપર તેના ડાઘ જૂએ છે ત્યારેજ તેને ખબર પડે છે કે તરુણાવસ્થાને અરુણોદયે કુમકુમથી મારાં ઓવારણાં લીધાં છે! પણ જે બાળા અથવા સ્ત્રી નીરોગી ને સશક્ત નથી, તેમજ જેનાં જનન-અવયવોને ખીલવાનો પૂરતો અવકાશ મળ્યો નથી, જેનાં ખાનપાન, આહાર-વિહાર વગેરે કુપથ્ય છે, તેને રજોદર્શન વખતે કષ્ટ થાય છે. આવાંએ અડકાવ વખતે ખાસ કાળજી રાખવાની છે. આવાં નાજુક બાંધાનાંને અડકાવ આવવાનો થાય ત્યારે કેડો દુઃખે છે, માથું ભારે બને છે, આળસ આવે છે, કામધંધો ગમતો નથી, શરીર બેચેન રહે છે, અને કોઇ પ્રકારની બિમારી આવી હોય એમ લાગે છે.

હવે એક વાત વિચારવાની રહે છે. પૃથ્વીની બધી પ્રજાએ અડકાવના ત્રણ ચાર દિવસોને પરાપૂર્વથી અપવિત્ર ગણાતી ને આભડછેટ પાળતી આવી છે. હિંદુએ અને પારસીએ તો બરાબર પાળે છે એ આપણે સૌ જાણીએ છીએ. યાહુદી, મુસલમાન, ખ્રિસ્તી, બૌદ્ધ અને અનેક જંગલી જાતિએ આ ચાર દિવસોમાં વિવિધ રીતે આભડછેટ પાળે છે. ઘણે ભાગે તેને ઘરમાં હરફર કરવાની હોતી નથી. તેને માટે જુદાયદું ઘર, ઓરડી કે જગા રખાય છે, અને તેમાંજ તેને ચારેય દિવસ રહેવાનું હોય છે. વળી તે પાણી, ખાવાના પદાર્થો, અનાજ, કપડાં વગેરે ચીજોને અડકી શકતી નથી. જગતની બધી પ્રજાએ આભડછેટ પાળતી આવી છે તો તેમાં કાંઇ અર્થ છે કે કેમ, તે જાણવું જોઇએ.

પણ આજ કાલ તો ઘણાં ભણેલાંએ માની લીધું છે કે 'રજસ્વલાની આભડછેટ તો એક જંગલી રિવાજ છે, ગમાર લોકોએ ઊભું કરેલું તૂત છે, ને તેથી તે એમનેજ મુબારક હો! અમે ભણેલાં તો આવી આભડછેટ નજ પાળીએ; અમે પાણીને અડકીએ, રસોઇ બનાવીએ, ગમે તે ખાઇએ પીએ, ઘરમાં સર્વત્ર રખડીએ, હરવા ફરવા ને રમવા કૂદવા જઇએ, નાટકસીનેમા જેવાં મનને ઉશ્કેરનારાં દશ્યોમાં હાજરી આપીએ, નવરાં હોઇએ તો વિકારો ઉત્પન્ન કરનારી નવલકથાએ એવા દિવસોમાં વાંચીએ, સભાઓમાં કે જાહેર મેળાવડામાં જઇએ, પુરુષોના સંસર્ગમાં રહીએ, ને જો પરણેલાં હોઇએ તો પતિની પાસેજ રહીએ, વળી શયન પણ એકજ પથારીમાં કરીએ.' ભણેલાંનું આ માનસ છે. શું આ બરાબર છે? જોઇએ.

હવે તો વૈદ્યકશાસ્ત્રે સપ્રયોગ સાબિત કર્યું છે કે અડકાવ વાળી સ્ત્રીના

શરીરમાં અમુક ઝેરી તત્ત્વો હોય છે. આ ઝેરી તત્ત્વને 'મેનોટોકસીન' કહે છે, ને તે રજસ્વલાની ચામડી દ્વારા બહાર નીકળે છે. એટલે રજસ્વલાના લોહીના સંસર્ગથી તો શું, પણ તેના શરીરના કોઇ પણ ભાગના સ્પર્શથી ચીજોને ઝેરી અસર થાય છે. નાજુક ચીજો ઉપર તેના સ્પર્શની ઝેરી અસર તરત દેખાય આવે છે. પણ જે વિશેષ કોમળ ચીજો છે તેમને તો રજસ્વલાની હાજરીમાત્રથી, તેનાં દર્શનમાત્રથી ઝેર ચઢે છે. ફળ, ફૂલ, કુંપળો, નવાંકુરો, અથાણાં, વગેરે ઉપર તો તેના દર્શનમાત્રથી ઝેરી અસર થયાનું સાબિત થઇ ચૂક્યું છે. આ ઉપરથી એટલું તો નક્કી જ થાય છે કે અડકાવના ત્રણ ચાર દિવસોને જે પ્રજાઓ અપવિત્ર ગણતી ને પાળતી આવી છે, તે સકારણ છે અને તેમ કરવામાં ગાંડપણ નથી, પરંતુ જેઓ આ વિષે કાંઇ પણ સંયમ પાળતાં નથી તે ભયંકર દોષ કરે છે.

માણસનો સ્વભાવ છે કે સહેજ છૂટ આપતાં તે વધારે છૂટ લઇ લે. દાક્તર યા વૈદ્ય દરદીને અમુક ચીજ લેવાની છૂટ આપી હોય તો તેને આધારે તે અનેક ગણી છૂટ લેઇને કેટલીય ચીજો લેવા માંડે છે, એ તો સામાન્ય અનુભવની વાત છે. માણસના સ્વભાવના આ તત્ત્વને ધ્યાનમાં લેઇને જ કદાચ આપણા પૂર્વપુરુષોએ અડકાવ વખતે છેટે બેસવાનું દૂર રહેવાનું અને છોવાઇ જવાનું કાઢેલું. એ સ્વભાવને લક્ષમાં રાખીને જ ભાવમિશ્રે લખેલું કે "રજસ્વલા સ્ત્રીને પહેલે દિવસે ચાણ્ડાલી, બીજે દિવસે બ્રહ્મઘાતિની, અને ત્રીજે દિવસે ધોબણ ગણીને ત્યજવી. સુશ્રુતે પણ કહ્યું કે રજસ્વલા સ્ત્રીમાં પ્રથમ દિવસે મૈથુન કરવામાં આવે તો પુરુષના આયુષ્યની હાનિ થાય છે ને તેથી જો ગર્ભ રહે તો તે જન્મતાં જ મરી જાય છે. બીજે દિવસે જો સંયોગ સાધે તો પુરુષના આયુષ્યની હાનિ થાય છે ને ગર્ભ રહે તો તે જન્મતાં મરી જાય છે, અથવા જન્મ્યા પછી દશેક દિવસ જીવીને મરી જાય છે. ત્રીજે દિવસે સંભોગ કરવામાં આવે તોપણ એમજ થાય છે, ને કદાચ ગર્ભ જીવે તોપણ તે અપૂર્ણ અંગ વાળો અથવા અલ્પ આયુષ્ય વાળો થાય છે. વળી તેમણે એમ પણ કહ્યું છે કે રજસ્વલાએ ઋતુકાળના પહેલા ત્રણ દિવસ બ્રહ્મચર્યનું પાલન કરવું, દિવસે સૂવું નહિ, આંખમાં અંજન આંજવું નહિ, રોવું નહિ, સ્નાન કરવું નહિ, ચંદનાદિનો લેપ ન કરવો, શરીરે તેલ ન ચોળવું, નખ ન કાપવા, દોડવું નહિ, બહુ હસવું નહિ, બહુ બોલવું નહિ, બહુ કોલાહલ ન સાંભળવો, માથું ઓળવું નહિ, બહુ પવનમાં જવું નહિ, અતિશ્રમ કરવો નહિ, દર્ભાસન ઉપર સૂવું, હાથમાં પાતળમાં કે માટીના વાસણમાં હવિષ્યાન્નનું ભોજન કરવું"
(શ્રી. બાપાલાલ વૈદ્યના રજોદર્શન વિષેના લેખમાંથી).

રજોદર્શન વિષે ઘણોખરો વિચાર થઇ ચૂક્યો. રજોદર્શન દર અઠ્ઠાવીશ કે ત્રીશ દિવસે થવું જોઇએ, તે ત્રણ કે ચાર દિવસ ટકે; તે વખતે કાંઇક બેચેની રહે, પણ એથી વિશેષ કાંઇ ન થાય. ઉપરનાં ચિહ્નમાં કાંઇ વધઘટ થઇ તો સમજવું કે રજોદર્શન જોઇએ તેવું નથી, ક્યાંક ચૂક ઊભી થઇ છે. આવી ચૂકને આપણે અનિયમિત રજોદર્શન કહીએ. આજકાલ નિયમિત રજોદર્શન–ક્ષતિ વિનાનું રજોદર્શન–જવલ્લેજ જણાય છે, તેમાં ભણેલાં ને ભણતાંમાં તો ખાસ. સામાન્ય રીતે રજોદર્શનમાં નીચેની ક્ષતિઓ માલમ પડે છે:

**૧. અનિયમિત અટકાવ:** દર અઠ્ઠાવીશ કે ત્રીશ દિવસને બદલે વહેલો કે મોડો અટકાવ આવે.

क તરુણ બાળાને પ્રથમ રજોદર્શન થયા પછી ઘણી વાર ચાર છ માસ સુધી ફરી અટકાવ આવતો નથી. પણ તેથી ચિંતા કરવાની જરૂર નથી. આવી બાળાને માનસિક શારીરિક શ્રમ વિશેષ હોય અથવા તેના શરીરનો બાંધો નબળો હોય તો તેના રજોદર્શનને નિયમિત થતાં વાર લાગે છે. વૈદ્ય દાક્તરોનો મત છે કે તરુણ બાળાને વધારે પડતો માનસિક કે શારીરિક શ્રમ ન જ હોવો જોઇએ.

ख પણ જેમને નિયમિત અટકાવ આવતો હોય, તેમના પણ અટકાવમાં અનિયમિતતા આવી જાય છે. નિયમિત રીતે વહેલો આવે છે કે મોડો આવે છે, અથવા કોઇ વાર વહેલો ને કોઇ વાર મોડો એમ છેક અનિયમિત આંતરે આવે છે.

**૨. થોડો કે વધારે અટકાવ:**

क દર માસે આવે, પણ ઘણો થોડો કે ઘણો વધારે આવે.

ख અનિયમિત આંતરે આવે અને તે ઘણો થોડો કે ઘણો વધારે આવે.

ग નિયમિત કે અનિયમિત આંતરે આવે, પણ ઘણા દિવસ સુધી પ્રવાહ ચાલ્યાજ કરે ને શરીરને છેક ધોઇ નાંખે.

**૩. પીડા સાથે આવે એવો અટકાવ** નિયમિત કે અનિયમિત આંતરે હોય છે, પણ ઘણો જ થોડો હોય છે.

ઉપર મુજબની અટકાવની ક્ષતિઓથી અનેક પ્રકારના સ્ત્રીસુલભ રોગો થાય છે એમ કહેવામાં આવે છે. ખરું જોતાં એવું કહેવું જોઇએ કે શરીરમાં રોગ હોવાને કારણે અટકાવમાં ક્ષતિઓ આવે છે; આ ક્ષતિઓ ચાલુ જ રહે તો દિનપ્રતિદિન રોગનું જોર વધતું જાય છે. અટકાવની બાબતમાં ઉપર મુજબની અડચણો કે દખલો ઊભી થતી જણાય તો તરત ચેતી જવું કે

શરીરમાં ક્યાંક બિગાડ છે, અને એ બિગાડને દુરસ્ત કરવાના ઉપાય તરત શરૂ કરી દેવા. આને માટે કોઇ અનુભવી વૈદ્ય દાક્તરની સલાહ લેઇ ઉપચાર કરવા.

તરુણ બાળાઓએ કેમ વર્તવું, અડકાવ વખતે કેવા નિયમોનું પાલન કરવું, અડકાવની ક્ષતિઓ માટે ઘરગથુ કેવા ઉપાય લેવા, તથા પેઢાના અવયવો માટે કયા વ્યાયામો કરવા, વગેરે બાબતો હવે પછી વિચારીશું.

વિઠ્ઠલ કન્યાવિદ્યાલય, નડીઆદ દેસાઇભાઇ નાથાભાઇ પટેલ

—*—

## ક્રાન્તિને માર્ગે

**ક્રાન્તિ!** એ શબ્દ પોતાના ઉચ્ચારણની મિઠાશ તેમ જ અર્થગામ્ભીર્યથી જગત-ભરના યુવાની અનુભવનારાઓમાં અદમ્ય ઉત્સાહ, પ્રેરણાનાં પિયુષ ને પ્રલયકારી પાવક પ્રજ્વળાવવાની તમન્ના પ્રેરે છે. પરંતુ એ શબ્દની પાછળ રહેલું સ્વાર્પણનું અગમ્ય બળ હોવા વિના, સિદ્ધિ સર્વથા અશક્ય હોય છે. યુવાનીના દિવસોમાં 'કંઇક' કરી નાખવાની જે તમન્ના હૃદયમાં ઉઠે છે અને જગતને પોતાના ઓજસથી આંજી નાંખવાની જે ભાવના જાગે છે એ તમન્ના, એ ભાવના, એ ધગશ જાણ્યે કે અજાણ્યે ક્રાન્તિના પથ ઉપર પગલાં પાડતાં, વિઘ્નો પ્રત્યે પ્રતિરોધ પ્રબળતાએ દાખવતાં શિખવે છે.

વર્તમાન સ્થિતિમાં અનેક યુવાનો અકાળે વૃદ્ધત્વ સેવે છે. એ, નૈતિક હિંમતનો સ્પષ્ટ અભાવજ દર્શાવે છે. અંતરમાં અભિલાષ છે, પણ આત્મ-બળની ઊણપ છે. મનમાં મનોરથોના મિનારા ચણાય છે, પરન્તુ એ મનોરથોને મૂર્તિમંત કરવાને સ્વાર્પણ સિવાય શક્ય નથી. અંતરના અભિલાષ, 'કંઇક' કરી નાખવાની ધગશ, આત્મીયતાનાં ઓજસ્, અર્પવાની અધીરતા, અદમ્ય ઉત્સાહ શક્તિપૂર્ણ સાહસ અને નૈતિક હિંમત વિના સંભવી શકે નહિ.

યૌવન એટલે ઉત્સાહ, ઉત્થાન, ઉત્કર્ષ; ધૈર્ય, ધીંગાણું ને ધરપત. સમરભૂમિ સમા જીવનને ધર્મક્ષેત્રે કુરુક્ષેત્ર સમા યૌવનમાં જ્યારે માનવના હૃદયને પુલકિત કરે છે ત્યારે રાગ અને વિરાગ, માયા અને મમતા, મસ્તી અને વિહાર, વિકાશ અને વિનાશ, વિચાર અને વિપ્લવ, ઉચ્છેદ અને ઉત્કર્ષનાં દ્વંદ્વ समवेता युयुत्सवः સંમાન હૃદયને હચમચાવતાં આથડે છે. એ વિરોધાત્મક શક્તિઓના સમરાંગણમાંથી ઉદ્દ્ભવતો વહ્નિ, વિશાળતાએ વ્યાપક બનતાં, જગતભરની શક્તિઓનો સામનો કરવાની શક્તિ ધરાવે છે. ન તો એ વિઘ્નોને પરખે છે કે ન તો પ્રતિષ્ઠાનાં પાષાણભૂતોની પરવા કરે છે. પ્રતિરોધ કરતી

સર્વ શક્તિઓનું ઉન્મૂલન કરી પ્રજાબળનો અને પાવન કરનો એ પાવક જગતભરના અણુએ અણુમાં અને પરમાણુએ પરમાણુમાં પોતાના ઓજસ્‌ના અધિકાર સ્થાપવાની શક્તિ ધરાવે છે.

જીવન એટલે જન્મ અને મરણ વચ્ચેનો સમય; પરન્તુ સાચું જીવન એજ કે જેના એ સમયમાંથી પરાગ પ્રસરી પરને પમરાવે છે, પોતે ખીલી અન્યને ખીલવા સહાયતા સમર્પે છે, નિજનો વિકાશ સાધી પરને સાધવા સહૃદયતાએ અને સ્વાર્પણે સમજાવે છે.

જીવનનાં સાચાં જોમ જુવાનીમાંજ જણાય છે. અત્યારનાં મોટેરાંઓના મનમાં ભરાએલાં પ્રતિષ્ટાનાં ભૂત, સામાજિક બન્ધનોની શૃંખલાબદ્ધ બેડીઓમાં જડાએલું વ્યક્તિત્વ, સહેજ પણ એ બન્ધનોનો ત્યાગ કરી સ્વાતંત્ર્ય સારૂ, માથું ઊંચકે તો યેન કેન પ્રકારેણ દબાવવા ઉશ્કેરે છે અને જેના પ્રતિ અત્યાર સુધી પૂજ્યતાની દૃષ્ટિ કેળવાએલી હોય એ વ્યક્તિઓનો વિરોધ થતાં આત્મબળને અભાવે આજનો યુવાન અકળાય છે, મૂંઝાય છે, અને એથીજ નીચી મુંડીએ, બળતે જીગરે સહન કરી અકાળે વૃદ્ધત્વને ધારે છે. ન તો એ પોતાના વિચારોને પોતાનાજ જીવનમાં ઉતારી શકે છે, ન તો પરના; ન તો પોતાના જીવનસાફલ્યનાં સેવેલાં સ્વપ્નોની સિદ્ધિની ઝાંખી કરી શકે છે, ન તો અન્યને કરવા પ્રેરે છે. માત્ર એ તો નર્યું નિર્માલ્ય, જીવનસત્યથી સમૂળગું વેગળું, વ્યક્તિત્વવિહોણું, પશુમય જીવન જીવે છે; માત્ર અહાર, વિહાર અને વ્યવસાયમાંજ અમૂલ્ય સમય વ્યતીત કરી વર્ષાઋતુનાં અળસિયાં માફક જગતમાં જન્મી, જીવી વિનાશ પામે છે. જગત જાણતું નથી, જાણવા કદીયે તસ્દી લેતું નથી કે કેટલાં અળસિયાં જન્મ્યાં, જીવ્યાં અને મર્યાં. 'સમાજ માને છે મણિધરને, ભય પામે છે ભુજંગથી, ચમત્કારે નમસ્કાર કરે છે નાગને.' તેમ જેના જીવનમાંથી જગતને જાણવાનું મળે છે, જીવન જીવવામાં સહાયક બનતાં સત્યો લાધે છે, એવું જીવન જીવતી વ્યક્તિઓનેજ સમાજ સમ્માને છે.

સાચું યૌવન તો એજ, જે જગતમાં જીવી અન્યને જીવતાં શિખવે છે, ઉત્સાહ અને શક્તિ પૂર્ણ સાહસથી અન્યને ઔદાર્યપૂર્ણ બનાવે છે, વિકાસ સાધ્ય કરવાને વિનાશકારી તત્ત્વોનો, આત્મીયતાનાં ઓજસ્ અર્પી અન્યને અનન્ત, અભેદ્ય અને અજેય આદર્શની ઉન્નતિ કરવાની સમસ્યા સમજાવે છે.

યુગધર્મનાં યુવકયુવતી, નૂતન વર્ષથી શું શું સાધ્ય કરશો?

વડોદરા વજુભાઇ ભાઇલાલભાઇ પટેલ

---

# આરોગ્ય

આરોગ્ય વિષેની આપણી અજ્ઞાનતાનું મૂળ કારણ આપણી કુરૂઢિઓના બંધનરૂપ આપણા નાતવરા આદિ જમણવાર અને એવી બીજી વિચાર વનાની જીવનરહેણી છે. સંયમ અને બ્રહ્મચર્યનું પ્રતિપાદન કરી જગત આગળ સંસ્કૃતિ વાળી કહેવાતી જાતિમાંજ, સંયમહીન બનાવે તેવાં રૂઢિબંધનો અને અનારોગ્ય પ્રાપ્ત કરાવે તેવાં જ્ઞાતિભોજન તથા એવા બીજા અયોગ્ય ખાનપાનના રિવાજો ચાલ્યા કરતા હોય એ દુઃખદ સ્થિતિ નથી શું?

આરોગ્યના વિષયમાં વધુ બેદરકાર બનવાનું બીજું કારણ વિષમ ચિકિત્સાથી (Alopathyથી) દર્દો મટાડવાની પ્રથા છે. જેમ જેમ એ પ્રથા વધતી ગઇ છે, તેમ તેમ કુદરતને અવલંબીને આરોગ્ય સાચવવાની વિવેકબુદ્ધિ આપણામાંથી ઘટતી ગઇ છે. વિષમ ચિકિત્સા રૂપ ઔષધોના ઉપચારથી એક દરદ મટતા બીજું થઇ આવે છે અથવા તો તેજ દર્દ થોડા વખત માટે દબાઇ જઇ પ્રસંગ મળતાં તુરતજ ફરી બહાર દેખાઇ આવે છે. આજના વૈદ્ય કે ડૉકટરો દર્દીની પ્રકૃતિની ચિકિત્સા કરવામાં પ્રમાદને સેવે છે અને તેમ કરી દર્દીની પ્રકૃતિ અનુસાર અનુકૂળ ખોરાક, મિતાહાર અને વિશુદ્ધ હવાપાણી રૂપી કુદરતી ઇલાજ કરવાની સલાહ આપવાનું મૂકી વિષમ ઔષધિઓથી દર્દીને સારો કરી દેવાની હિંમત બનાવી બિચારા અજ્ઞાન દર્દીને વધુ મૂર્ખ બનાવી આત્મશ્રદ્ધાથી વિમુખ કરી મૂકવાનો તેને પ્રસંગ આપે છે!

કુદરતી જીવનપ્રણાલી અનુસાર આરોગ્યના નિયમો નહિ પાળનારે ઘણી વખત હવાપાણીને ઓળખવામાં ભૂલ કરે છે. જે સ્થળનાં હવાપાણી ઉપરથી ગરમ અને અંદરથી શરદ હોય છે ત્યાં રહેનાર લોકોનાં જઠર બાદીથી ભરેલાં હોય છે, ઉપરની ગરમીથી જઠરમાં જે કંઇ ગરમી જણાય છે તે ખરી ગરમી હોતી નથી અને તેથી મળને બહાર નીકળવા માટે જોઇએ તેટલો જોર મળતો નથી. પરિણામે લાંબે સમયે મુખ્ય આંતરડામાં (Intestineમાં) મળ જામતો જાય છે અને છેલ્લે અસાધ્ય દર્દ થવાનો ભય રહે છે. માત્ર ખોરાક ખવાયાં કરે તેવા ગામ કે શહેરનાં હવાપાણીને તંદુરસ્ત માનીને પેટ ભરવું એ વિચાર વિનાનું લક્ષણ છે. માફકસર ખોરાક ખાઇ શકાય, વગર તકલીફે મળ સાફ ઊતરે તેજ હવાપાણી સારાં કહી શકાય. માતાપિતાની સૌથી પ્રથમ ફરજ પોતાનાં બાળકોનું આરોગ્ય સાચવવાની છે. તે ફરજના લેશ પણ જ્ઞાન કે અનુભવ વિના માબાપ બની બેસવું એ બેહુદું જીવન કહી શકાય. આજનાં માબાપો પોતાનાં છોકરાંને દૂધ ઉપરથી ખોરાક ઉપર લાવતાં વગર વિચારે

મોટો માણસ ખાતો હોય તેવો ખોરાક આપવા માંડે છે. શ્રીમંત વર્ગ તો ઘી-મેદાની બનાવેલી વાનીઓ સાથે બદામ, અંજીર જેવો ભારે મેવો ખાવા આપે છે. આવી અને કેવળ અનારોગ્ય પ્રાપ્ત કરાવે તેવી બીજી ગેરસમજને વિચારવાન માબાપે અંતરમાંથી દૂર કરવી જોઇએ. વળી આજે પશ્ચિમની રીતભાતના અનુકરણથી બેકિંગ પાઉડર નાખીને બનાવવામાં આવતી વાનીઓ પેટને કેટલું બધું નુકશાન કરે છે તેનો વિચાર કર્યો વિના સેવગાંઠીઆ, ભજીઆં, ઇત્યાદિ ફરસાણ હોટેલમાંથી, વીશીઓમાંથી અને દુકાનોમાંથી લેઇને આપણે ખાવા લાગી ગયા છીએ. તેલ ઘીનાં મોવણ વાળી આવી ચીજોથી પણ નુકશાન થાય છે, તો પછી એસીડ જેવી ચીજો પેટમાં જવાથી શું ન થાય?

અન્ય પ્રાણીઓ ખોરાકમાં જેટલાં સંયમી છે તેટલું જો મનુષ્યપ્રાણી સંયમી રહેતું હોય તો મહામારી અને ભયંકર રોગના ભોગ થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય નહિ. પશુઓને ઘાસચારો નાખવામાં આવે છે તેમાંથી ભૂખ પૂરી થાય તેટલોજ ભાગ ગ્રહણ કરી બાકીનો રહેવા દે છે. બિલાડીને દૂધ જેવી પ્રિય વસ્તુ આપવામાં આવી હોય છે તોપણ તેમાંથી પોષણ પૂરતીજ ખાઇને સંતોષ માને છે; બાકીની પછીથી ખાય છે. એકી વખતે સ્વાદેન્દ્રિયને પોષવાનું તેનામાં મનુષ્ય જેવું ગાંડપણ હોતું નથી. માણસજાત આવું અનુભવતી આવે છે, જુએ છે, છતાં ઇન્દ્રિયો બહેકી જાય તેવી રીતે ખોરાક ખાવાની ટેવ પાડયે જાય એ શરમ ઉપજાવનારૂં કહી શકાય.

દેશપરદેશમાં થતી ફળફળાદિ ચીજોના ગુણો વિષેની આપણી અજ્ઞાનતા હોવાનાં મુખ્ય બે કારણો છે: પ્રથમ કારણ પૂર્વજોએ કરેલી સંસ્કૃતિને સ્વપરિશ્રમથી વધુ વિકસાવવાની દેશી વૈદ્યોની ઉદાસીનતા, તેમનું નિરૂત્સાહી જીવન. બીજું કારણ કરિયાણાંના તથા સૂકા મેવાના વેપારીઓના અનુભવની ખામી, તથા સામાન્ય જનવર્ગની જીવનોપયોગી વાચન ઉપરની અભિરુચિનો અભાવ. પંજાબ અને સિંધને બાદ કરતાં અન્ય પ્રાન્તોનાં શહેરોના એકાદ ગાંધીને ત્યાં જઇ 'આલુચા'ની માગણી કરતાં એકાએક તે નામ સાંભળીને વિચારમાં પડશે અથવા તો વગર વિચારે જરદાલુને આગળ ધરશે. જે વેપારીને પરદેશથી આવતા મેવા કે કરિયાણાની માહિતી હોય નહિ, તે એ મેવા કે કરિયાણાથી થતા ફાયદાને શી રીતે જાણી શકે? દેશી વૈદ્ય પણ કબજિયાતના અને ઉધરસના દર્દીને 'આલુચા' જેવું ફળ કેવો ઉત્તમ ફાયદો કરે છે તે વિષે જાણવા કે અનુભવવા પ્રમાદી રહે તેવા વૈદ્યની કુશળતાને કેવી સમજવી!

આરોગ્યના અનુભવ માટે વ્યાયામશાળા, હોસ્પીટલ ઇત્યાદિ સ્થાનોની સ્વચ્છતા અને હવાઅજવાળાના વ્યવસ્થિતપણાનું અવલોકન કરી ત્યાં પળાતા

નિયમો પોતાના ઘરમાં પાળવા પળાવવાનો યત્ન કરવો એ મનુષ્યમાત્રનું કર્તવ્ય છે. પણ એ કર્તવ્યની સમજ આપણામાં નથી આવતી, તેનું કારણ આપણું વિચારશૂન્ય જીવન છે. જો આપણે વિચારપૂર્વક મુસાફરીએ જતા હોઈએ, તીર્થભ્રમણ કરતા હોઈએ, તો આરોગ્ય વિષેની આપણી અજ્ઞાનતાને જલદી સમજીને દૂર કરી શકીએ, અંધશ્રદ્ધાને ત્યજીને જીવનધર્મને સમજી શકીએ. ગૌપૂજન અને ગંગાજળની પવિત્રતાને અંતરમાં ઉતારી ધર્મ અને તીર્થયાત્રાના મર્મને વિચારી જવામાં પણ આપણો પ્રમાદ ઓછો નથી. પૂર્વે ગૌમૂત્રનો ઉપયોગ ઘર અને ઘરની આસપાસના ચોગાનની અસ્વચ્છતા અને દુષિત હવાને શુદ્ધ કરવા માટે થતો હતો, પણ હાલ જ્યાં ગાયોને રખડતી હાલતમાં રાખવામાં આવતી હોય અને તેવી દશામાં ફરતી ગાયોને રાંધેલાં વાસી સડી ગએલાં અન્ન ખાવાનાં મળતાં હોય તેવી ગાયોનું મૂત્ર શો ફાયદો કરે? તીર્થસ્થાનો આગળના ગંગાજળનું પણ આમજ સમજવું. ઇસ્લામ ધર્મના પક્કા પક્ષપાતી અને હિંદુ ધર્મના વિરોધી બાદશાહ ઔરંગજેબે પોતાને પીવા માટે ખાસ ગંગાજળ મંગાવવા માંડયું હતું, ગંગાજળના ઉત્તમ ગુણોની તેણે કદર કરી હતી; પણ આપણે તો ગંગાજળની કદર કરવામાં આપણા અવિચારીપણાને પ્રથમ સ્થાન આપવા માંડયું—ધર્મદાનથી મોક્ષ મેળવવા માટે મનુષ્યનાં અસ્થિ, આટો, પુષ્પ, ચોખા, ઘીના દીવા, ઇત્યાદિ વસ્તુઓથી તેના નિર્મળ અને નીરોગ જળને મલિન અને અનારોગ્ય બનાવ્યું! આવી આપણી ધર્મઘેલછા જોઇ, મલિનતા જોઇ, આજની પરદેશી સરકારે હરદ્વાર જેવે રમણીય સ્થળે વહેતી ગંગાનદીમાં નરક અને મૂત્રની ગટરો વાળી બાકી હતું તે પૂરું કર્યું! જગતને સ્વચ્છતા અને આરોગ્યના બોધ-પાઠ શીખવનાર યુરોપિયન જાતિઓ અન્ય દેશની પ્રજાની અજ્ઞાનતાનો લાભ લેઇને તે પ્રજાની મૂર્ખતા અને અવિચારીપણાને પોષે એ કેવી નવાઇ!

કાશી, હરદ્વાર જેવાં તીર્થસ્થાનોના ઘાટો ઉપરની મલિનતા ખરેખર આપણને શરમ ઉપજાવનારી છે. એવાં સ્થળોએ વિચારશૂન્ય બનીને સ્નાન કરી પવિત્ર થયા માનવું એને કેવા પ્રકારની ધર્મબુદ્ધિ સમજવી? ધર્મગુરુઓની સાથે ધર્મઘેલી જનતા આવી મલિનતાને તેમ જ તેવા બીજા અવ્યવસ્થિતપણાને ચાલવા દેવામાં હજી ધર્મ માન્યે જાય છે! વિચારવાન ભાઇબેનોએ પોતાના અને પોતાના સમાજના આરોગ્યની ખાતર વિવેકબુદ્ધિથી આ વસ્તુને વિચારી આંધળી ધર્મપ્રથાને અને તીર્થયાત્રાને ત્યજવી જોઇએ છે.

વડોદરા                મણિલાલ જગજીવન દ્વિવેદી

## ૧ કાનમ વિચારશે?

માનનીય મંત્રી, શ્રી સેવાસમાજ,

વરણામા

આ પત્ર લખવાનો વિચાર અણધાર્યો જ ઉપસ્થિત થયો છે, પરંતુ એમાંના વિચારો તો વર્ષો થયાં ઘોળાતા હતા. આજે જ્યારે ભાઇ મગનભાઇ પોતાના નાના ભાઇના સ્મરણાર્થે સારી જેવી રકમનું દાન મોકલી આપે છે ત્યારે તમારી સંસ્થાને, તમારા ગામને અને તમારા કાનમ પ્રદેશને સંબોધીને થોડું લખવાની અને એમ કરીને લાંબા વખતથી ઘોળાતા મારા વિચારોને મૂર્ત સ્વરૂપ આપવાની. ઇચ્છા થાય છે.

હિંદમાં અનેક લોકોપયોગી સંસ્થાઓ છે તે સૌના આગળ તમારી સંસ્થા ભલે કશી વિશાતમાં ન હોય, હિંદમાં અનેક દાતાઓ છે તેમના આગળ ભાઇ મગનભાઇ સરખાના દાનનો હિસાબ ભલે ન હોય. એટલું સ્પષ્ટ જોઇ શકાય છે કે તમારા ભાગમાં કેળવણીનાં કેન્દ્રો ઓછાં છે, બીજા ભાગોના પ્રમાણમાં લોકો પછાત છે અને તેથી તમારી સંસ્થા આજુબાજુનાં ગામોને માટે આદર્શ હોઇ અનુકરણીય છે. તમારા પ્રદેશમાં કેળવણીને ઉત્તેજન આપનારા પણ વિરલ છે અને તેથી જ તમે ભાઇ મગનભાઇને અત્યંત આભારની લાગણીથી નવાજ્યા છે.

કાનમ કેટલો પછાત છે તે કાનમ બહાર ડોકિયું કર્યા વિના કેમ સમજાય? તમારા પાડોશી ચરોતરમાં ૨૦ હાઇસ્કૂલો અને સંખ્યાબંધ નાની નાની શાળાઓ છે. 'ચરોતર કેળવણી મંડળ' અને 'વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ' ત્યાં છે. તમારે ત્યાં સમગ્ર કાનમને દોરતું કોઇ વ્યવસ્થિત મંડળ નથી એ અફસોસની વાત છે.

Charity begins at home – દાનનો આરંભ ઘર આગળથી જ શરૂ થાય: એ ઉક્તિ મનુષ્યના સ્વભાવનું મૌલિક દર્શન કરાવે છે. આથી અને ઉપર કહેલા સંજોગો જોતાં પોતાના ગામની સંસ્થા ભાઇ મગનભાઇ સામે આવી ઊભી રહે તે સ્વાભાવિક છે. કાનમ ચરોતર કરતાં પાછળ છે તેનું કારણ દોલતનો અભાવ કે ગરીબાઇ નથી, પણ તેની અજ્ઞાનતા છે. દોલત તો તેની પાસે ઘણીયે હતી અને હજુયે છે, પરંતુ તેણે તેનો સદુપયોગ ન કર્યો. એક વખત તેનો કપાસ કાચા સોના સરખો હતો અને ત્યારે તેનાં ગામડાંમાં રૂપીઆના ઢગ વળતા. તેણે તેનો કોઇ લાભ ઉઠાવ્યો નહિ અને

હવે પશ્ચાત્તાપ કરે છે. તે હતું તેવુંજ અજ્ઞાન છે. ન તો તેનાં છાપરાં ઊંચાં આવ્યાં કે ન તો તેણે પેટ ભરીને ખાધું કે ભોગવ્યું. તેના ખેડૂતો રૂપીઆની પોટલી લેઇને ચરોતરમાં દોડ્યા, મોટી પરઠણો આપી પોતાની દીકરીઓને સોનાની બેડીઓ પહેરાવવા વર શોધી લાવ્યા; તેમની દીકરીઓ રડતી રહી અને તોય તેઓ તો પરઠણ ચઢાવવાની સ્પર્ધામાં પડ્યા. તેઓ ખુવાર થયા, તોપણ થાક્યા નથી! આમ છતાં નથી તેમની આબરૂ વધી કે નથી તેઓ ઊજળા કહેવાયા. તેમની દીકરીઓએ ન તો માન દીઠું કે ન તો સુખ! તેમના દીકરાઓ કાં તો વાંઢા મરે છે કે કાં તો રૂપીઆને તોલે કન્યા મૂલવે છે. આજે તેમના કપાસના ભાવ ઊતરી ગયા છે અને તેઓ ધોએલા મૂળા જેવા થઇ રહ્યા છે! જૂની બચત તો રહી નથી, પણ ઊલટું જૂની આવકને અડસટ્ટે કરેલાં ખર્ચનાં દેવાં છે! આમ છતાં હજુયે તેમને નથી સમજાતું કે ચરોતરના કહેવાતા કુળવાનો તેમને ફોલી ખાય છે. તેઓ પૈસા ખરચી ગામડીઆ બને છે!

ત્યાંના યુવકોએ ધાર્યું હોત તો કાનમને આંગણે કેટલીયે સંસ્થાઓ ઊભી કરી શક્યા હોત. પરંતુ જે વખત ગયો તે ગયો, હવે તેના ઉપર અફસોસ કરવો નકામો છે. હજીયે તેઓ સમજે અને વિચારે તો મોડું નથી થયું, જાગ્યા ત્યાંથી સવાર. સામાજિક રિવાજોને ઓછા ખર્ચાળ અને વધુ આનંદદાયી બનાવે, બારમાં સરખા કુરિવાજોને નાબુદ કરવા કટિબદ્ધ થાય, આપવા લેવાનો વ્યવહાર સરખેવટે થાય અને પરઠણ (વરવિક્રય?) તથા કન્યાવિક્રય નાબુદ થાય, તો જ કાનમ આગળ આવી શકે. ચરોતર આ સુધારા ક્યારે કરે છે તે તેણે ન જોવું ઘટે. ચરોતરને પૈસાનો, કુળનો, આબરૂનો અને કંઇક સત્તાનો મદ છે; તેને સંસ્કારનું અભિમાન છે. તેની સામે મીટ માંડયે કાનમનો દિવસ નથી વળવાનો. પોતાના ઉત્કર્ષ માટે કાનમે સ્વયમેવ પ્રયત્ન કરવા જોઇશે.

તેણે કેળવણીની કિંમત સમજી પ્રથમ પોતાની સંસ્થાઓને પગભર બનાવવી જોઇએ. તે કેળવણીમાં પછાત છે, તેથી તો તેના યુવકોની સંખ્યા કાનમ બહાર હિંદમાં અને પરદેશમાં અપવાદ જેવી નજીવી છે. કેળવણીનું પ્રમાણ વધશે તો જ નવી દુનિયાની રોશની અને આન્તરરાષ્ટ્રીય આંદોલનો ઝીલવાની શક્તિ કેળવાશે.

આપણે આપણાં સ્વજનના મૃત્યુ પાછળ પ્રેતભોજનાદિ ખર્ચ ન કરીએ, અનિષ્ટ રિવાજોનો ત્યાગ કરીએ, એટલું જ બસ નથી; આપણે આપણી દાન કરવાની ભાવના પણ બદલવી જોઇશે. જે સંસ્થાઓ લોકોપયોગી હોય, લોક-

સંગ્રહ કરતી હોય, તે જ દાનને પાત્ર ગણાય. આ દ્રષ્ટિએ આજનાં સડેલાં મન્દિરો અને ભ્રષ્ટ મહારાજો, આજના ધુતારા બાવાઓ અને આળસુ ભૂદેવો, નામધારી નેતાઓ અને નામધારી સંસ્થાઓ વર્જ્ય છે. ડાકોરના મન્દિરની ગૌશાળાને ૧૬૦૦ વીઘાં જમીનનો ભોગવટો છે એમ કહેવાય છે: તેની આવક ગૌશાળાના ખર્ચ કરતાં પણ વધી જાય છે. વધારાની આવક મન્દિરને ચોપડે સરકારી વ્યવસ્થાથી જમા થાય છે. વળી ત્યાં મર્યાદિત સંખ્યામાં જ ગાયો રાખવામાં આવે છે અને અપંગ ગાયોને સ્વીકારવામાં આવતી નથી. આમ છતાં દાનનો પ્રસંગ આવતાં આપણે ડાકોર દોડીએ કે વડતાલ જઈએ તો એમાં આપણું અજ્ઞાન નહિ તો બીજું શું?

કેળવણી વિના આપણા દેશનો ઉદ્ધાર નથી. અલબત્ત સાચી કેળવણીની દિશા આપણે નક્કી કરી શકીએ તેમ છીએ, પણ અમલમાં મૂકી શકીએં તેમ નથી; એટલે જે છે તે લેવી રહી. આપણા દેશની સ્વાધીનતા વિના કેળવણી અને સંસ્કારના સમાગમ માટે વિરાટ પ્રયત્નો આદરી શકાવાના નથી. આજની કેળવણી આપણા યુવકોને કર્તવ્યવિમુખ, મોજીલા અને ઊભાં હાડકાંના બનાવે છે. તમારી સંસ્થા આ બાબતને લક્ષ્યમાં લેઇને કેળવણીની રેખાઓ ઘડે. ઊંચા પ્રકારનાં ચારિત્ર્યના ઘડતર વિના કેળવણી વાંઝણી છે, આડંબરરૂપ છે. વિદ્યાર્થીઓ સ્વાશ્રયી થાય, તેમની વિવેકબુદ્ધિ ખીલે અને તેઓમાં રાષ્ટ્રધર્મની વિશાળ ભાવના વિકસે. એકલી કેળવણી—અક્ષરજ્ઞાનની કેળવણી—તો નફાતોટાના હિસાબ ઉપર રચાએલી અનેક ખાનગી માલેકીની સંસ્થાઓ પણ આપે છે. તેમનું લક્ષ્ય નફા તરફ અને યુનીવર્સીટીએ યોજેલા અભ્યાસક્રમ પ્રમાણે સારું પરિણામ લાવવા તરફ હોય છે. વિદ્યાર્થીઓનાં અંગત જીવન જોવાની તેમને જરા યે પડી હોતી નથી. જાહેર પ્રજાની મદદથી ચાલતી સંસ્થાઓ આવું પાપ ન જ કરી શકે.

ચરોતરના કુરિવાજોનું અનુકરણ કરવાનું કે તેના શિકાર બનવાનું તમે છોડો અને ત્યાં જે સારું છે તે સાધવાનો પ્રયાસ કરો. ચરોતરનાં સાહસ, વેપાર, કેળવણી, ઘણું અનુકરણીય છે; તે તમે ભલે કરો; પરંતુ તમે તમારે માટે સ્વતંત્ર સંસ્થાઓ સ્થાપો, તેને વ્યવસ્થિત કરો, તેને નભાવો અને ચારિત્ર્યશીલ, કેળવાએલા અને સાહસિક યુવકો ઉત્પન્ન કરો. તમે તમારા પ્રદેશમાંથી કુરિવાજોને નાબૂદ કરવા યુવકમંડળો સ્થાપો. તમારી પૂંજીને અવળે રસ્તે જતી, બહાર ઘસડાઇ જતી અટકાવો. સરખેતરે કન્યા આપવા લેવાની સુગમતા સાધી વર્ષોજૂના અસમાનતાના કાયદાને ઉકેલો. નવી ભાવનાઓ પ્રગટાવો અને નવી દુનિયા ખડી કરો.'

ભાઇ મગનભાઇએ પોતાના ગામની નાનકડી સંસ્થાને દાન આપીને મરણ પાછળના રિવાજોને સદંતર તિલાંજલિ આપી છે અને નવો ચીલો પાડ્યો છે તે સૌને પ્રેરણાદાયી થઇ પડો. એમના દાનથી એમના જેવા બીજાને તેવી પ્રેરણા થશે તો તેમના ભાઇને તેમણે અર્પેલી અંજલિ સફળ થશે.

દારેસલામ, ડાહ્યાભાઇ મનોરભાઇ પટેલના
તા. ૨૫:૧૦:'૩૬ વંદેમાતરમ્

---*---

## જાણવાજોગ

### ૧. માનવીનો જીવનકાળ

પિતા ગર્ભાધાન કરીને વેગળો રહે છે; માતાને ગર્ભ સંભાળવો પડે છે, એટલું જ નહિ પણ જન્મેલા સંતાનને લાંબા કાળ સુધી સંભાળવું પડે છે. આથી વંશવર્ધનમાં પિતા કરતાં માતાની જરૂર વધારે પડે છે, માટે પ્રાણીજાતિમાં તેમજ માનવજાતિમાં પણ પુરુષ કરતાં સ્ત્રી વધારે લાંબું જીવે છે. જોકે સમસ્ત માનવજાતિમાં પુરુષવર્ગે સ્ત્રીવર્ગની ખાધેપીધે પણ અવગણના કરી છે, છતાંયે પુરુષ કરતાં સ્ત્રી વધારે લાંબુ જીવે છે. નીચેના કોષ્ટકમાં વિવિધ દેશોનાં સ્ત્રીપુરુષોના જીવનકાળનાં વર્ષ આપ્યાં છે તે ઉપરથી એ હકીકત સમજાશે.

વળી બીજાં પ્રાણીની વિરુદ્ધ માનવજાતિનો પુરુષ પોતાનાથી નાની ઉમરની સ્ત્રી સાથે કંઇ યુગોથી લગ્ન કરતો આવ્યો છે, તેથી પુરુષ કરતાં સ્ત્રી પ્રજનનકાર્ય માટે નાની ઉમરે પાકે છે અને વહેલી સુકાઇ જાય છે, પણ નીચેના ઉમરના આંકડા ઉપરથી જણાશે કે સરખી ઉમરનાં સ્ત્રીપુરુષનાં લગ્ન એ જ સ્વાભાવિક છે:

| દેશ | પુરુષ જીવે | સ્ત્રી જીવે | સ્વિટ્ઝર્લૅન્ડ | ૪૯.૨૫ | ૫૨.૧૫ |
|---|---|---|---|---|---|
| ઑસ્ટ્રેલિયા | ૫૫.૨૦ | ૫૮.૮૪ | ઇંગ્લેંડ | ૪૮.૫૩ | ૫૨.૩૮ |
| ડેન્માર્ક | ૫૪.૯ | ૫૭.૯ | ફ્રાન્સ | ૪૫.૭૪ | ૪૯.૧૩ |
| નોર્વે | ૫૪.૮૪ | ૫૭.૭૨ | જર્મની | ૪૪.૮૨ | ૪૮.૩૩ |
| સ્વેડન | ૫૪.૫૩ | ૫૫.૯૮ | ઇટાલી | ૪૪.૨૪ | ૪૪.૮૩ |
| હોલેણ્ડ | ૫૧.૦ | ૫૩.૪ | જાપાન | ૪૩.૯૭ | ૪૪.૮૫ |
| યુનાઇટેડ સ્ટેટ્સ | ૪૯.૩૨ | ૫૨.૫૪ | હિંદુસ્થાન | ૨૨.૫૯ | ૨૩.૩૧ |

છેલ્લામાં છેલ્લા જાપાન કરતાં પણ આપણો જીવનકાળ લગભગ અર્ધો છે. લગભગ પોણોસો વર્ષ સુધી અંગ્રેજના જતન નીચે ઉછર્યા છતાં આપણે કેવા વામણા ને અલ્પજીવી રહ્યાં છીએ એનું પણ આ સચોટ પ્રમાણ છે.

## ચર્ચાપત્ર

### ૧. 'અપંગની પ્રતિભા'

શ્રી. તંત્રીજી, 'પાટીદાર,' આણંદ

મુરબ્બીશ્રી,

આપે મારા અનુવાદ 'અપંગની પ્રતિભા'ની આસોના 'પાટીદાર'માં (પૃષ્ઠ ૫૬૩) કરેલી સમાલોચના હમણાં એક મિત્રે મને બતાવી. આ પુસ્તકની અનેક આવકારભરી સમાલોચનાઓમાં આપની એ રીતે ધ્યાન ખેંચે એવી છે, કે તેમાં આપે ભૂલો બતાવવાનોય પ્રયત્ન કર્યો છે. પ્રૂફ-સુધાર તથા ર-ળની ગોટાળાની આપે બતાવેલી ભૂલો માટે ખરેખર આભારી છું, અને પુસ્તકને નસીબે બીજી આવૃત્તિ હશે તો ઘટતા સુધારા કરી લઇશ.

'ર-ળ'નો ગોટાળો ધ્યાન પર આવતાં વિચાર કરું છું ત્યારે મને ઊંડે ઊંડે એનું કારણ આપણા જિલ્લાના 'ળ'કાર ઉચ્ચારની ઊણપમાં રહેલું લાગે છે. સદ્‌ભાગ્યે 'ળ'કાર બોલવાનું બાળ વયથી મને શીખવવું તેથી, 'મરવું' 'ગોર' ઇ. ('મળવું,' 'ગોળ'ને બદલે) બોલવાની શરમ મારે હાલ સંઘરવી પડતી નથી. (આપણા જિલ્લાવાસી જ્યારે બહાર જાય છે ત્યારે આ ઉચ્ચાર-દોષને કારણે તેમને બહુ શરમાવું પડે છે એ તો સર્વવિદિત છે.) પરંતુ, કોકવાર છપાઇમાં 'ર'ને બદલે 'ળ' આવે તો તે ભૂલ ઝટ ધ્યાન પર નથી ચોંટતી ને દુવિધામાં પડી જવાય છે. આપે કાઢેલા દોષો આવી જ કાંઇક રીતે રહી ગયા હશે એમ માનું છું

શબ્દપસંદગી વિષે પણ કેટલીક પ્રસિદ્ધ ને અપ્રસિદ્ધ ટીકાઓ થઇ છે. જેમકે, 'જન્મભૂમિ'ના સમાલોચકે 'આચરકૂચર' અને 'કચરલો' શબ્દ ચીંધ્યા છે, અને આપ 'સસ્તની'નો વાંધો કાઢો છો. 'આચરકૂચર' એટલે ખાદ્યની પરચૂરણ ચીજો, ગમે તે પરચૂરણ નહિ, એમ વાંધો કઢાયો છે. કોષમાં જોશો તો બેઉ અર્થ છે એમ જણાશે. 'કરચલો' (પા. ૬૮ પર) કહ્યું છે ત્યાં 'કાચબો' જોઇએ એમ કલ્પના કરી છે. ત્યાં 'કરચલો' (crab) બરાબર છે. અને કાચબો કૂંડી ચડી પણ શી રીતે શકે?

આપના 'સસ્તની' વાંધા વિષે જરાક લંબાણથી વાત કરવી જોઇશે. 'સ્તની', 'સસ્તન' 'સ્તન્ય' શબ્દો સંસ્કૃત પ્રમાણે શુદ્ધ વિશેષણો છે. 'સ્તન્ય'= દૂધ અર્થ હોઇ કદાચ દોષિત ગણાય. છતાં તેનો વિશેષણ તરીકે પ્રયોગ શક્ય છે, જોકે તેનો અર્થ જરા ભિન્ન થાય. 'સસ્તની' સંસ્કૃત પ્રમાણે ખોટી રચના છે એ તે વાપરતી વેળા મારા ધ્યાનમાં હતું. પણ મેં ત્યાં ગુજરાતી ભાષાની

એક ખાસિયતનો ખ્યાલ રાખેલો. ગુજરાતીને 'નિરાહારી, નિર્વિકારી, નિર્લોભી; સમચ્છેદી, સુરંગી, સેશ્વરી, નિરીશ્વરી, હરામ-ખી, લબાડ-ડી, ખુશ-શી' જેવાં વિશેષણો વિચિત્ર નથી લાગતાં. વર્તમાન કોશોમાં એ મળી આવશે. બોલાય પણ છે. છતાં, સંસ્કૃત ફારસી વ્યાકરણાનુસાર તે દોષિત છે. અને આવી ગુજરાતીની ખાસિયતો વિચારી સાચું **ગુજરાતીનું** વ્યાકરણ કોણે હજી લખ્યું છે?

ઉપરોક્ત દાખલાઓમાં ને એવાં અનેક બીજાં દૃષ્ટાંતોમાં વધારાની 'ઈ' મળી આવે છે. ક્વચિત્ તો તે દ્વારા સૂક્ષ્મ અર્થફેર સંધાતોય કદાચ માલૂમ પડે (જેવો કે, communal, communistic જેવાં એ મૂળ છતાં ભિન્નરૂપ વિશેષણોમાં મળે છે એમ). એટલે 'સસ્તની'ના 'ઈ'નો વાંધો ગુજરાતી દૃષ્ટિએ નભી શકે એવો નથી જણાતો.

એક ગુજરાતી પુસ્તકમાં ('જીવશાસ્ત્ર' જુઓ) 'સ્તનંધય' શબ્દ જોયો. સ્તનંધય=ધાવતું બાળક! એમ જ 'સ્તની' કહેતાં 'સ્તન' વાળો કહેવું ખટકશે નહિ? આવી મુશ્કેલીઓમાંથી બચવાને, ગુજરાતીની ખાસિયતનો લાભ લઇ, 'સસ્તની' બનાવાય તો ખોટું નહિ એમ માનું છું. એનો અર્થ આમ પણ બેસાડી શકાય: સસ્તન (પ્રાણી) ન૰ (mammal). તેમનો વર્ગ તે સસ્તની વર્ગ. આવા પ્રયોગના દૃષ્ટાંત તરીકે 'સાક્ષરી' શબ્દ સરખાવી શકાય.[1]

આપે હેલનને અંગે 'સાંભળવું' 'જોવું' ક્રિયાપદ વાપરવાં કેવું કઢંગું છે એમ નોંધ્યું છે! લક્ષણાથી પણ આવો ઉપયોગ કરવો ખોટો નથી જ. પણ અહીં તો સ્વતંત્ર કારણો પણ છે. આ શંકા પુસ્તક છપાતાં પ્રૂફ-વાચકને ને તે અગાઉ અનુવાદતી વેળા મનેય ઉપજેલી. પણ એ સાભિપ્રાય રાખેલું છે. એક તો એ કારણ કે તે પ્રયોગો મૂળના જ છે. હેલન એનાં લખાણોમાં દેખતા લોકની જ ભાષા વાપરે છે અને દાવા સાથે, કે પરાયી ઇંદ્રિયો દ્વારા જાણવા છતાં, ઇંદ્રિયનાથ જે મન તે દ્વારા તેની અપનાવટ કરવા એના ખાસ concepts એણે ઊભા કરેલા છે. આપને એ જાણીને જરા આનંદ થશે કે, હેલનના એક પ્રૂફ-વાચકે આવો જ પ્રશ્ન કરેલો. લખાણ આમ હતું: "When

*———

૧. ઉપરનો શબ્દચર્ચાનો ભાગ 'પ્રસ્થાન,' 'કૌમુદી' કે એવા કોઇ માસિકમાં છપાયો હોત તો સાક્ષરોના ને શબ્દશાસ્ત્રીઓના હાથમાં જઇ પડત અને તેઓ તેની સારી ચર્ચા કરી શકત. હજીયે ભાઇ મગનભાઇ એવા કોઇ માસિકમાં મોકલે તો લાભ થાય. છતાં કોઇ વિવેચક આ વિષેની ચર્ચા મારા ઉપર મોકલશે તો 'પાટીદાર'માં છાપીશ.

—તંત્રી

I was a little girl, I was taken to see a woman." હેલન ત્યાં આગળ પોતાની નોંધમાં કહે છે: "The excellant proof-reader has put a querry to my use of the word 'see'. If I had said 'visit' he would have asked no questions; yet what does 'visit' mean but 'see' (visitare)? Later I will try to defend myself for using as much of the English Language as I have succeeded in learning."

આ તો એક વાત. પરંતુ હેલન સાચમાચ જુએ છે ને સાંભળે છેય. માત્ર તેની ઇંદ્રિય સામાન્ય આંખકાન નહિ પણ આંગળીનાં ટેરવાં, પગનાં તળિયાં, ને આખા શરીરની ત્વચા છે. તળિયે પગરવનો કંપ પારખી તે આવનારને ઓળખે છે. હાથના સ્પર્શથી તે બાળક બાળકી, પ્રૌઢ સ્ત્રી યા પુરુષ પારખે છે! ને ગંધથી માણસના ધંધાનોય કયાસ કરે છે, કેમકે તેને લોઢા લાકડા વગેરેની ગંધ આવે છે! આ પ્રસ્તુત પુસ્તકમાં ચોપડીની બાંધણીના ચામડાથી એ, લાઇબ્રેરીમાં છું, એમ નથી કલ્પતી? આવાં આવાં તો કેટલાંય અવનવાં અદ્ભુતો આ બાઇએ દાખવ્યાં છે. જોવું આંખે ને સાંભળવું કાને જ એ સામાન્ય શબ્દાર્થ જરા વિકસાવવો પડે છે ખરો. પણ તેથી તે પ્રયોગ અસિદ્ધ ઠરે ખરો?

છેવટમાં, આપની સમાલોચના માટે ફરી આભાર જાહેર કરી આ એકેક મુદ્દા આપના વાચકો આગળ મૂકશો એવી વિનંતી છે.

લિ. આપનો

ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ **મગન પ્રભુદાસ દેસાઇના**
તા. ૨૧:૧૦:'૩૬ પ્રણામ

---

## ગ્રંથપરિચય

**૧. ગાલીચા:** રચનાર–સૌ. મણિગૌરી બિહારીલાલ કાંટાવાળા અને બિહારીલાલ હરગોવિંદદાસ કાંટાવાળા; પ્રકાશક–બિહારીલાલ હરગોવિંદદાસ કાંટાવાળા, મૈરાળભાઉની પાગા, બાબાજીપુરા, વડોદરા; પૃ૪ ૩૨, શ્રી હરગોવિંદદાસ કાંટાવાળાની છબિ, અનેક ડિઝાઇનનાં ચિત્રો, કિંમત રૂ. ૧–૪–૦. ઇરાની અને ઇટાલિયન પદ્ધતિઓએ ગાલીચા ભરવાનું કામ જુદી જુદી રીતે બતાવી સચિત્ર તૈયાર કરેલું આ પુસ્તક હિંદના ગૃહઉદ્યોગો સજીવન કરવાનું ઉત્તમ સાધન ગણાય. વિશેષ માહિતી રૂબરૂ પૂછી મંગાવવા લેખકો

સૂચવે છે તે કરતાં પરિશિષ્ટ રૂપે નવી આવૃત્તિમાં ઉમેરી શકાય. લેખકો અને પ્રકાશકના આ પ્રયત્નને અમો સહૃદય આવકાર આપીએ છીએ. **શરદ**

**૨. હીરાધર સાથિયા પોથી:** પ્રકાશક–શ્રી હસમુખલાલ કેશવરામ પંડિત, સંચાલક: હીરાધર કાર્યાલય, નાણાવટ, સુરત; **ભાગ** ૧, પૃષ્ઠ ૨૮, કિંમત ૦–૬–૦; (૩) **ભાગ** ૨, પૃષ્ઠ ૩૪, કિંમત ૦–૭–૦; (૪) **ભાગ** ૩, પૃષ્ઠ ૪૦, કિંમત ૦–૮–૦; (૫) **ભાગ** ૪, પૃષ્ઠ ૩૮, કિંમત ૦–૭–૦. દરેક પોથીની શરૂઆતમાં ગુજરાતના સુપ્રસિદ્ધ કલાકાર હીરાધરની પિછાન – કરુણ કહાણી લખી છે. સાથિયા પૂરવા એ કલા છે, એટલેજ હીરાધરની પિછાન યોગ્ય છે, કારણકે હીરાધર કલાસર્જક હતો. એની કલા આજેય ડભોઇના કિલ્લા ઉપર સાક્ષી પૂરે છે. પોથીમાં લીટીઓ તેમજ મીંડાં મૂકીને શરૂઆત કરી મોટી મોટી આકૃતિઓ, પતંગીઆં, ફૂલ, વેલ, પોપટ વગેરે કાઢયાં છે, જોકે સાથિયામાં આવી આકૃતિઓ બહુ સારી ન લાગે. સાથિયામાં તો વેલ, દીપક વગેરે સારાં લાગે. આમાં જે આકૃતિઓ આપી છે, તે ભરત ગુંથણમાં કામ આવે એવી છે. સાથિયામાંય કામ આવે એવી અનેક છે, પણ બધી નહિ. દિવાળીના દિવસોમાં અનેક બેનો પોતપોતાનાં આંગણાં સાથિયાથી શણગારે છે, અને સાથિયા પૂરવાનો સૌ બેનોને ઉત્સાહ હોય છે, એટલે નવા નવા સાથિયા પૂરવામાં આ પોથીઓ સૌ બેનોને મદદગાર થઇ પડશે. પોથીમાં સાથિયા પૂરવાની રીત પણ ચિત્ર સાથે આપી છે, એટલે જેને પૂરતાં ન આવડતું હોય તે આમાંથી શીખી શકે. સૌ બેનો સાથિયા તેમજ ભરતગૂંથણ માટે આ પોથીઓને વધાવી લેશે. સચિત્ર હોવાથી એની કિંમત કાંઇક વધારે છે, એને લીધે બધી બેનો આનો ઉપયોગ ન પણ કરી શકે. **શાન્તા**

**૬. ગણિતચમત્કાર:** (અશોક બાલપુસ્તકમાળા ગુચ્છ ૨, પુષ્પ ૨) કર્તા–જેઠુભાઇ શાહ; પૃષ્ઠ ૬૨, કિંમત ૦–૪–૦. 'ગણિતગમ્મત' નામે એક પુસ્તક પહેલાં પ્રકટ થયું છે, તેને અનુસરતું આ પુસ્તક છે. સંતપુરુષનાં લક્ષણ તુલસીદાસની સાખીથી બતાવ્યાં છે તેને બદલે 'ખળ સજ્જન બે આઠ નવ અંક સમાન વિચાર, બે ત્રણ ચારે ગુણતાં ઘટે નવે ન લગાર' એ વધુ સચોટ રીતે ચમત્કાર સિદ્ધ કરી આપે છે. લેખકપ્રકાશકો જૂનાં પ્રકાશનોનું સંકલન કરી નવા ચમત્કારો દર્શાવે એમ જનતા જરૂર ઇચ્છે. આ સાહિત્યમાં કસોટીના દાખલા બાળસાહિત્યને બદલે કિશોરસાહિત્યની કક્ષામાં આવી જાય તેવા છે. આવા પ્રયત્નો ગણિતના સૂકા વેરાનમાં વિવિધતા સાથે રસિકતા આણે છે એ નિઃસંશય છે.

૭. **સુંદરપુરી:** (ગુચ્છ ૨, પુષ્પ ૪) લેખક—નાનાલાલ શાહ; પૃષ્ઠ ૨૬, કિંમત ૦-૨-૦. અંગ્રેજી ટ્રેઝર ચેસ્ટના એક લેખને આધારે તૈયાર કરવામાં આવેલા આ બાલસંવાદમાં આરોગ્ય જેવો ઉપયોગી વિષય, જેના તરફ લોકોનું ખાસ લક્ષ રહેતું નથી, એવા વિષયમાં ખાસ કરીને હિંદના ભાવિ ઘડતરમાં ભાગ લેનાર બાલપ્રજા રસ લેતી થાય અને હોંસે હોંસે વાંચે એ રીતે આ પુસ્તક લખાએલું છે. શૈલી પણ સરળ અને બાળભોગ્ય છે. બાળકો માટે આવા સંવાદો લખાય એ સારું છે, કારણકે આમાંથી તો ગમ્મત સાથે જ્ઞાન પણ મેળવી શકાય. બાળકો બીજા સંવાદો ભજવે એમાં આવા સંવાદો ભજવે તો લોકોને પણ એમાંથી કાંઇક જાણવાનું મળે એ દૃષ્ટિએ પણ આ પુસ્તકનું વિધાન સારું છે. .

૮. **ગંમતગીતો:** રચનાર ગિરીશ; પૃષ્ઠ ૪૪, કિંમત ૦-૫-૦. કેટલાંક ચિત્રકાવ્યોનાં ચિત્ર નવસર્જન માગે છે. વળી લોકોક્તિઓ પણ શામળભટ્ટે કાવ્યમાં વણી છે તેમ સરખાવવા મૂકવી જરૂરી જણાય છે. જોડકણાં રમૂજી છે તેટલાં બુદ્ધિવર્ધક નથી. તેવાં ઉમેરાય તો પુસ્તક કિશોરોને ઉપયોગી નીવડે.

ઉપરનાં ૬, ૭, ૮ પુસ્તકોના પ્રકાશક—અશોક પ્રકાશન મંદિર, સુરસાગર, વડોદરા.

શરદ્

૯. **ગોવિંદનું ખેતર અને બીજી વાતો** (બીજી આવૃત્તિ): લખનાર ધૂમકેતુ; પ્રકાશક—ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ; પૃષ્ઠ ૪૮, કિંમત બે આના. શ્રી ધૂમકેતુની વાર્તાઓ એટલે પૂછવું જ શું? એમની વાર્તાઓ સચોટ અને જીવનસ્પર્શી છે. પણ લોકજીવનમાં પ્રવેશવા સાક્ષરોએ સાદી ભાષા વાપરવી જોઇએ, નામો પણ લોકજીવનમાં પરિચિત હોય તેવાં લેવાં જોઇએ. કિંમત વધુ સસ્તી રાખવી જોઇએ. આવાં પુસ્તકો 'એક આના માળા' રૂપે પ્રકાશક આપતા રહે તો લાભ ન થાય?

શરદ્

૧૦. **તુષાર** (રાસસંગ્રહ): કર્તા—ઉષાકાન્ત; પ્રકાશકો—છોટુભાઇ પટેલ, ચિમનભાઇ પટેલ, મોહનલાલ ત્રિકમલાલ શાહ, મામાની પોળ, વડોદરા; પૃષ્ઠ ૪૬, કિંમત ૦-૨-૦. વસંત આવતાં જેમ ઝાડને કૂંપળો ફૂટવા માંડે છે તેમ નવરાત્રિ આવતાં આપણા સાહિત્યમાં હમણાં હમણાં ઠીક ઠીક રાસસંગ્રહો બહાર પડવા લાગ્યા છે. 'તુષાર' પણ એવો જ ૩૬ રાસગીતોનો એક નાનકડો રાસસંગ્રહ છે. સાહિત્યમાં રાસસંગ્રહો વધે એ સૌ કોઇ ઇચ્છે, પણ એની સાથે સાથે એ નવા વિષયો માગી જ લે, એ તરફ એના કર્તાઓએ સવિશેષ ધ્યાન રાખવું ઘટે છે. જો એમ નહિ થાય તો રાસસંગ્રહો ભલે અનેક વધશે, પણ એમાં એના જમાનાની છાપ અને વિષયોની વિવિધતા નહિ

હોવાને કારણે જતે દિવસે એ ભુલાઇ જશે એ સ્પષ્ટ છે. અનુક્રમણિકા નથી એ ખૂંચે છે. **સો. ભા.**

**૧૧. કલ્પવૃક્ષ:** લેખક તથા પ્રકાશક ઉમિયાશંકર ઠાકર, ગીતમંજરી ગ્રંથાવલિ કાર્યાલય, ઘોરી ફળીઉં, આણંદ; પૃષ્ઠ ૧૨૪, મૂલ્ય ૧ રૂપીઓ. એકના એક અક્ષરથી શરૂ થતા શબ્દોની કરોળિયાના જાળા જેવી વાર્તાગુંથણી કરતું ગુજરાતી ભાષામાં આ નવું પુસ્તક છે. આજના વધતા જતા બાલ-સાહિત્યમાં આ નવીનતાભર્યું પુસ્તક ઠીક ઉમેરો કરે છે. કલ્પવૃક્ષ કલ્પનાને અપોષક અને બાળકોને ભાષામાં અઘરૂં પડે તેવું છે. પુસ્તક સચિત્ર સુશોભિત અને આકર્ષક છે. પુસ્તકમાં ગ્રાહકોની ગામ ઠામ વાળી નામાવલિ એક નવીન અંગ છે! **મગનભાઇ**

**૧૨. કાયદાની સલાહનું પુસ્તક** (દિવાની વિભાગ, ભાગ ૨જો): લેખક—ગૌરીશંકર મોતીરામ ભટ્ટ, બી. એ., એલએલ. બી., એડવોકેટ, અમદાવાદ; પ્રકાશકો—દલાલભાઇ ગોકળદાસ પટેલ, નર્મદાશંકર મણિશંકર ભટ્ટ, ધી મોડર્ન કોમર્શિયલ કોલેજ, રીચીરોડ, અમદાવાદ; પૃષ્ઠ ૨૩+૧૮૪, કિંમત રૂ. ૧—૦—૦. થોડા સમય પૂર્વે બહાર પડેલું આ પુસ્તક મેં સંપૂર્ણ વાંચી જોયું. સદરહુ પુસ્તક સમાજમાં દરેક વ્યક્તિને અતિઉપયોગી નીવડે તેવું છે. કારણકે સામાન્ય દૃષ્ટિથી વિચારી જોતાં શ્રીમંતથી તે રંક સુધી દરેક માણસને દિવાની કોર્ટ સાથે સંબંધ પડે છે. અને તે સંબંધને લીધે દરેક મનુષ્યે દિવાની કાયદા વિષે થોડીઘણી માહિતી રાખવી લાભદાયક છે. અને તે માહિતી આ પુસ્તક દ્વારા સારી રીતે અને સંપૂર્ણપણે સમજી મેળવી શકાય તેવી છે. આ પુસ્તકમાં જરૂરીઆતના દરેક વિષયનું લેખકે સારૂં ધ્યાન આપ્યું છે. આવું સારૂં પુસ્તક પ્રકાશકોએ છપાવી ગુજરાતની જનતાની સારી સેવા કરી છે. **વકીલ**

**૧૩. સત્સંગ પ્રભાવ,** 'ઔદીચ્યપ્રકાશ'ના ગ્રાહકોને પંદરમા વર્ષની ભેટ: લેખક—નારાયણ ગોવર્ધનરામ કળસારકર; પ્રકાશક—ઔદીચ્યપ્રકાશ કાર્યાલય, કળસાર—(તળાજા) ડી. ભાવનગર, બી. એસ. રેલ્વે; પૃષ્ઠ ૧૦૦. શુષ્ક ઉપદેશ વાંચનારના હૃદયમાં ઊતરતો નથી ને નીરસ લાગે છે, પણ કથાના રૂપમાં હોય તો જલદી ઉતરે છે. આ કારણે પ્રાચીન કાળથી દરેક ધર્મમાં કથાઓ યોજાઇ છે. આ પુસ્તકમાં એવી રીતે સત્સંગનો પ્રભાવ દર્શાવવા કથા આપી છે. પણ આ નવયુગમાં આવી કથાઓ હવે નીરસ થતી જાય છે એ ઉપદેશકોએ જાણી લેવું ઘટે.

**૧૪. કચ્છી દશા ઓશવાળ જૈન જ્ઞાતિનું વસ્તીપત્રક:** પુસ્તક બીજું, સંવત ૧૯૯૧: પ્રસિદ્ધકર્તા–પ્રકાશક સમિતિ, પૃ૪ ૩૨ + ૩૪૩. પુષ્કળ શ્રમ લેઇને આ વસતિપત્રક અને જ્ઞાતિ વિષેની અનેક પ્રકારની માહિતી આપેલી છે, અને ૧૧૬૪૪ માણુસ જેટલીજ કુલ વસતિની એ જ્ઞાતિ માટે આવું વસતિપત્રક શકય છે. પણ હિંદુઓની બધી નાનો તોડીને એક સમસ્ત સમગ્ર હિંદુ જાતિ–અને તેથીયે આગળ વધીએ તો એક માનવજાતિ–બનવાના દિવસો આવતા જાય છે, ત્યાં જ્ઞાતિનાં ને પેટાજ્ઞાતિનાં નાનાં ખાબોચિયાંને ચિરસ્થાયી બનાવવાના આવા પ્રયત્નો વિઘ્નકર્તા છે.

*

(૧) **The Warden Insurance Co., Limited,** Report & accounts for the year ending 31st. December 1935. (૨) **ધી વડોદરા સહકારી લેન્ડ મોર્ટગેજ બેંક, લિમિટેડનો** સને ૧૯૩૫-૩૬ની સાલનો ત્રીજો વાર્ષિક રિપોર્ટ. (૩) **નડિયાદ હિન્દુ અનાથાશ્રમ,** સંવત ૧૯૯૧નો હિસાબ તથા અહેવાલ; આ સુંદર અને પરોપકારી સંસ્થાને ધનવાનો ધનની સહાયતા આપે એ ઇષ્ટ છે. (૪) **ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ, લિમિટેડ, વડોદરા;** તા. ૧ : ૪ : '૩૫થી તા. ૩૦ : ૬ : '૩૬ સુધીના સત્ર વર્ષનું સોળમું નિવેદન તથા હિસાબનું સરવૈયું. (૫) **શ્રી વસંત ઇંગ્લિશ સ્કૂલ, અગ્રામા:** દશમા વાર્ષિક મહોત્સવનું નિવેદન. (૬) **કુનીબા સાર્વજનિક મહિલા પુસ્તકાલય, સોજીત્રાનો** સને ૧૯૩૫-૩૬નો છઠ્ઠો વાર્ષિક રિપોર્ટ. (૭) **સોજીત્રા સાર્વજનિક પુસ્તકાલયનો** અઠ્ઠાવનમા વર્ષનો સને ૧૯૩૫-૩૬નો રિપોર્ટ. (૮) **ભાદરણ વાર્ષિક પત્રિકા** ૧લી, સંવત ૧૯૯૨. (૯) **વાઘોડીઆ મહાલ અહેવાલ સંગ્રહ,** સાતમું વર્ષ, સંવત ૧૯૯૨. (૧૦) **વસો વાર્ષિક પત્રિકા** ૧૨મી–સંવત ૧૯૯૩, સને ૧૯૩૬. (૧૧) ૧. **શ્રી સત્તાવીશ પાટીદાર વિદ્યાર્થીઆશ્રમ, ડાકોર:** જુન ૧૯૩૧થી મે ૧૯૩૫ સુધીનાં ચાર વર્ષનો હિસાબ અને નિવેદન. ૨. જુન ૧૯૩૫થી મે ૧૯૩૬ સુધીના પાંચમા વર્ષનો હિસાબ અને નિવેદન. (૧૨) **શ્રી ધર્મજ બંધુસમાજનો** પાંચમા વર્ષનો અહેવાલ (તા. ૧ : ૮ : '૩૫થી તા. ૩૧ : ૭ : '૩૬ સુધી). (૧૩) **ગુજરાતી યુવકમંડળ, કોચીન:** હેવાલ, હિસાબ અને ધારાધોરણ (સંવત ૧૯૯૦, '૯૧ અને '૯૨). (૧૪) **પહેલા પેટલાદ સેખડી પાટીદારના** સંમેલનનો ટુંક હેવાલ તથા **પેટલાદ સેખડી પાટીદાર મિત્રમંડળનું** બંધારણ, સંવત ૧૯૯૩.

——*——

# પ્રસંગકથા

## ડાકોરમાં પાટીદાર પરિષદો

ડાકોરમાં ભરાએલી 'પાટીદાર યુવકમંડળ'ની ને 'પાટીદાર ભગિનીસમાજ'-ની પરિષદોનાં નિવેદનોથી ગયો આખો અંક એવો તો ભરાઇ ગયો કે તેમાં પ્રસંગકથા મૂકવાનું જરા પણ સ્થાન ના રહ્યું. અને 'પાટીદાર'ની આજ સુધીની કારકિર્દીમાં પ્રસંગકથા વિનાનો એ એકજ અંક થયો. સમાજસેવાના પ્રદેશ અનેક રહ્યા અને સેવકો તો એકજ રહ્યા. અને એક ને એકજ સેવકો સમાજસેવાના અનેક પ્રદેશોમાં પ્રચંડ સેવા નજ કરી શકે. આજે આપણા સેવકોનું ધ્યાન રાજકીય વિષયોમાં વધારે પરોવાએલું રહે છે, એટલે તેઓ સામાજિક સુધારણામાં કંઇ ધ્યાન દેઇ શકતા નથી અને એ ક્ષેત્રો સેવકો વિના સૂનાં પડ્યાં છે. ત્યારે આવી સ્થિતિમાં તો એ પ્રદેશમાં સેવા કરવાનું નામ દેઇ સ્થપાએલાં મંડળ બંધ થવાં જોઇએ અથવા તો અમુક સેવકોએ બીજી સેવાઓ છોડી આજ સેવાપ્રદેશમાં મંડવું જોઇએ એમ હમેશાં લાગ્યા કરતું હતું. ખરી રીતે આનો નિર્ણય કરવા માટેજ ડાકોરમાં પરિષદ ભરી હતી. મંડળે એ નિર્ણયમાં સહાયતા આપવા ભાઇ મોતીભાઇ અમીનને નોતર્યા અને એ અનુભવી ભાઇએ જે વ્યાવહારિક સૂચનાઓ આપી તે સદ્ભાગ્યે મંડળે વધાવી લીધી. એ સૌ હકીકતો ગયા અંકમાં આવી ગઇ છે હવે પગાર આપીને પણ કોઇ ઉત્સાહી મંત્રી રાખવાનું ઠરાવ્યું છે તે પ્રમાણે કોઇ ભાઇ એ કામ ઉપાડી લેશે ને ખર્ચને માટે લોક ઉત્સાહથી પૈસા આપશે એવી આશા છે. . . '

## અખિલ હિંદ મહિલા પરિષદ.

ડિસેમ્બરના છેલ્લા સપ્તાહમાં અમદાવાદમાં 'અખિલ હિંદ મહિલા પરિષદ'-ની બેઠક મિસિઝ માર્ગારેટ કઝીન્સને પ્રમુખપદે મળી. પ્રાન્તે પ્રાન્તમાંથી ને નગરે નગરમાંથી અનેક બેનો પરિષદમાં આવી હતી ને તે દિવસોમાં અમદાવાદનું વાતાવરણ ખૂબ ઉત્સાહી દેખાતું હતું. પરિષદને મહાત્માજીએ સંદેશો પાઠવ્યો હતો કે "જ્યાં સુધી સ્ત્રી પોતાનું સ્ત્રીત્વ પૂર્ણપણે સિદ્ધ નહિ કરે ત્યાં સુધી હિંદનો બધી દિશામાં વિકાસ અશક્ય રહેશે. સ્ત્રી જ્યારે અબળા મટી સબળા બનશે ત્યારે આપણાં બધાં સબળ બનશે." આમ હિંદની સ્ત્રીઓને સ્ત્રીત્વ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરનાર દેશના એકમાત્ર સ્ત્રીમંડળ વિષે કંઇ અરુચિકર કહેવું એ મને—સ્ત્રીવિકાસને માટે સદા રાચનારને—તો ગમેજ કેમ? અને છતાં યે એવું અરુચિકર આજે કહેવું પડે છે. મહાત્માજીએ મહાસભાને પોતાનાં પુનિત પગલાંથી પાવન કરી, તે પહેલાં તે જેમ મોટા લોકની હતી, સામાન્ય જનતાને મન

તો એ ત્રણ દિનનો તમાશોજ હતો, તે પ્રકારે આ પરિષદ મોટા ઘરની સ્ત્રીઓની છે, પરિષદ ભરાય એટલે સામાન્ય સ્ત્રીઓ એ તમાશો જોવા જાય! દેશની મહાસભા આજે પોતાનું કામકાજ હિંદી ભાષામાં ચલાવે છે, ત્યારે આ મહિલા પરિષદ પોતાનું કામકાજ અંગ્રેજીમાં ચલાવે છે! પરિષદમાં આવેલી કેટલા ટકા બેનો અંગ્રેજી જાણતી હતી? પરિષદના ઠરાવો પણ સાબિત કરે છે કે એ પરિષદ તો મોટા ઘરની મહિલાઓનીજ હતી, બાકી ગામડાંમાં રૂંધાતી બેનો માટે કંઇ પણ વિચાર્યું છે? બેશક બેન વિદ્યાબેન જેવાં બેન પરિષદની સ્વાગતસમિતિનાં પ્રમુખ હોવા છતાં 'સંતતિનિયમન' વિષેનો કોઇ ઠરાવ પરિષદમા કેમ ન આવ્યો એ જ આશ્ચર્યજનક છે! અને 'પોતાને ઉપયોગની તમામ ચીજો સ્વદેશી તેમજ ગામડાંના ઉદ્યોગો વડે તૈયાર થએલી વાપરવી' એવો ઠરાવ કરનાર એ પરિષદની કેટલી પ્રતિનિધિ બેનોએ ખાદી પહેરી હતી?

## રાષ્ટ્રપતિનો સંદેશો

એ મહિલા પરિષદને રાષ્ટ્રપતિ પંડિત જવાહરલાલ નેહરુએ આ પ્રમાણે સંદેશો પાઠવ્યો હતો: "હિંદની મહિલાચળવળનો વિકાસ હું નિહાળી રહ્યો છું, પણ મને લાગ્યું છે કે આ વિકાસ ફક્ત ઊંચ વર્ગની સ્ત્રીઓ પૂરતોજ મર્યાદિત રહ્યો છે. ... મને એમ પણ લાગે છે કે જેવી રીતે રાષ્ટ્રીય મહાસભા મધ્યમ વર્ગ અને આમ વર્ગના સંસર્ગમા આવી ત્યારે તે શકિતશાળી ને મહાન બની, તેવી રીતે જો આ ચળવળ અન્ય વર્ગોમાં ફેલાશે તોજ તે મજબુત બનશે. ... એ વાત ચોક્કસ છે કે તમારી ચળવળની આગેવાની ઉચ્ચ વર્ગોના હાથમાં રહેશે, પણ જો ચળવળને ચેતનવંત બનાવવી હશે તો હિંદમાંની વિશાળ બહુમતીની સ્ત્રીઓના પ્રશ્નો હાથ ધરવા જોઇશે." રાષ્ટ્રપતિનો આ સાચો સંદેશો પરિષદની અગ્રેસર બેનો સાચી રીતે સમજીને તે પ્રમાણે વર્તશે તોજ ધાર્યાં ફળ આવશે. મહાસભાની પેઠે મહિલા પરિષદે પણ આમ વર્ગની બેનોનાં દુઃખ જાણવાના ને તેમાંથી તેમને મુક્ત કરવાના ઉપાય યોજવા જોઇશે ને ત્યારેજ સમસ્ત હિંદસમાજ બળ પામશે. એમ કરવા માટે મહાસભાની પેઠે એ પરિષદે પણ શહેરો છોડી ગામડાંમાં પોતાની બેઠકો ભરવી જોઇશે. સૌ બેનો સમજી શકે એટલા માટે અંગ્રેજી છોડી હિંદીમાં પોતાનું કામકાજ ચલાવવું જોઇશે અને એટલા માટે હિંદી જાણનારનેજ પ્રમુખસ્થાન આપવું જોઇશે. અને વળી પ્રાન્તે પ્રાન્તે પ્રાન્તિક પરિષદો પણ દર વર્ષે ભરવી જોઇશે ને-તેમાં પ્રાન્તિક ભાષામાં કામ ચલાવવું જોઇશે. બાકી આમ મોટા લોકનો એ દિવસનો તમાશો ભર્યાથી તો દેશની આમ પ્રજાનું કંઇ નહિ વળે.

### ફૈઝપુરમાં મહાસભા

૫૦મી મહાસભા મહારાષ્ટ્રના ફૈઝપુર નામે ગામડામાં મળી. ગયા વર્ષના જ રાષ્ટ્રપતિ પંડિત જવાહરલાલ ફરી આ વર્ષે પણ રાષ્ટ્રપતિ ચૂંટાયા. પંડિતજી ઉદ્દામ સમાજવાદી છે એ ડંકાનાજાતથી પ્રજામાં જાહેર થયા છતાં પ્રમુખસ્થાને ફરી ચૂંટાયા એ સમાજવાદનો એક પ્રકારે વિજય જ છે. "રુશિયાને કે બીજા કોઇ દેશને અનુકૂળ નહિ. પણ ભારતનેજ અનુકૂળ સમાજવાદનો આપણે વિકાસ કરવો જોઇશે અને તે સ્વરાજ્ય વિના સિદ્ધ થઇ શકવાનો નથી, માટે પ્રથમ તો મુક્તિ ને સ્વરાજ્યની સાધના સાધવી જોઇશે, પણ ત્યાર પછી સમાજવાદ વિના પ્રજાની સાચી મુક્તિ નથી," એમ પંડિતજી જે કહે છે તે સાચું જ કહે છે. દેશના વીર યુવકો એ વાત સમજી ગયા છે. એ પ્રચંડ પ્રમુખના અને દેશવીરોના અદમ્ય ઉત્સાહથી મહાસભા આ વર્ષે પણ વિજયવંત નીવડી છે અને એણે દેખાડી આપ્યું છે કે દેશનો સાચો ઉદ્ધાર કરનાર એકમાત્ર મંડળ તે મહાસભા જ છે. વળી યુગપુરુષ મહાત્માજીની સૂચનાથી ફૈઝપુરમાં – ગરીબોના ગામડામાં – મહાસભા ભરાઇ, તેથી તો અનેરી વિજયવંત નીવડી છે ને ત્યારે એણે એ પણ દેખાડી આપ્યું છે કે ગામડાંના ઉદ્ધારથીજ દેશનો ઉદ્ધાર થવાનો છે. ત્યારે હવે ત્યાં જઇ આવેલા પ્રતિનિધિઓ ત્યાંના અનુભવ ગામડે ગામડે સંભળાવે અને પોતે પામેલી પ્રેરણા ગામડાંમાં વિસ્તારે એવી આશા રાખીએ.

### ત્રાવણકોર રાજ્યમાં અસ્પૃશ્યતાનિવારણ

ઉત્તર હિંદુસ્થાન કરતાં દક્ષિણ હિંદુસ્થાનમાં અસ્પૃશ્યતાની જડ વધારે ઊંડી છે, પણ મહાત્માજીએ અસ્પૃશ્યતાનિવારણના જે પ્રચંડ પ્રયાસ આદર્યા છે તેને પરિણામે એ ઊંડી જડ પણ હાલવા લાગી છે. ત્રાવણકોર રાજ્ય પ્રાચીનતાપ્રિય છે. પણ મહાત્માજીને પ્રભાવે ત્યાંના યુવાન મહારાજા ઉપર અનુપમ જાદુ કર્યો છે. એ મહારાજાએ પોતાનાં રાજમાતાની સમ્મતિથી રાજ્યનાં સૌ મંદિરો અસ્પૃશ્ય ગણાતા ભાઇઓ માટે ખુલ્લાં મૂકયાં છે! આશ્ચર્યની વાત તો એ છે કે ત્યાંનાં મુખ્ય મુખ્ય મંદિરોમાં જ્યારે અસ્પૃશ્ય ગણાતા ભાઇઓ દર્શન કરવા ગયા ત્યારે એ મંદિરોના પૂજારીઓએ પણ તેમને હેતથી અંદર ઠેઠ – સવર્ણ ગણાતા હિંદુઓ જઇ શકે ત્યાં સુધી ઠેઠ – લેઇ જઇ દર્શન કરાવ્યાં! સવર્ણ ગણાતા કોઇ લોકે પણ એમાં કંઇ નારાજી દેખાડી નથી. આમ એ રાજ્યનાં લગભગ ૧૨૦૦ મંદિર રાજાને એક જ કાયદે અસ્પૃશ્ય ગણાતા ભાઇઓ માટે ખૂલી ગયાં છે. राजा कालस्य कारणम् તે આનું નામ! પરદેશી અંગ્રેજ સરકાર તો આ વિષયમાં કંઇ ન કરે, પણ દેશના હિંદુ રાજાઓ

પણ આ ઉપરથી કંઇ નહિ શીખે? અને વડોદરાના 'આદ્ય અંત્યજોદ્ધારક રાજવી' હજીયે જાગશે? પણ એમને તો કાયદા કર્યા સિવાય બીજી શી પડી છે? એ પરદેશપ્રિય રાજવી તો અહુણાજ થોડા દિવસ રાજ્યમાં રહી પાછા વિમાનમાં બેશી વાયુવેગે પ્રિય પરદેશમાં પધારી ગયા છે! પાછળ પ્રજાનું કે એ અસ્પૃશ્ય ગણાતા ભાઇઓનું ભલે ગમે તે થાઓ!

**સ્નેહને માટે રાજ્યત્યાગ**

કુલીનની કન્યા કુલીન ઘરમાંજ દેવાય, કુલીન વર તો ગમે ત્યાંથી કન્યા આણે. ઉકરડેથી પણ રતન અણાય એ માન્યતા સર્વ દેશમાં છે અને વળી આપણા દેશમાં તો 'રાજાને ગમે તે રાણી છાણાં વીણતી લાવે' એવી કહેવત થઇ પડી છે, જોકે સર્વ દેશમાં રાજાઓ રાજકુટુંબની કન્યા પરણે એવો સામાન્ય રિવાજ છે. ઇંગ્લેણ્ડમાં પણ એમજ છે. ત્યાં કાયદાથી ઠરી ચૂકેલું છે કે રાજ્યકુટુંબના કુમારોએ કન્યાની પસંદગી માટે રાજાની મંજુરી મેળવી લેવી પડે છે; પણ રાજાને એવું કશું બંધન નથી, એ તો ગમે તે સ્ત્રી સાથે પરણી શકે છે. એ પ્રમાણે ત્યાંના રાજા જ્યોર્જે મિસિસ સિમ્પસન સાથે પોતાનું લગ્ન નક્કી કર્યું, પણ વડા પ્રધાન બાલ્ડવીને વાંધો લીધો કે રાજાથી એવી સ્ત્રી સાથે ન પરણાય, કારણકે એ સ્ત્રીએ બે વાર પોતાના પતિથી છૂટાછેડા લીધા હતા. પણ રાજાને એમા વાંધો લાગ્યો નહિ અને તેથી એ પોતાના નિર્ણયને વળગી રહ્યો. બાલ્ડવીને રાજાના આ લગ્ન વિરુદ્ધ એવી સ્થિતિ ઉભી કરી મૂકી કે રાજા એ સ્ત્રીને પરણે તો રાજ્યમાં વખતે આન્તર વિગ્રહ થાય. ઉદારચિત્ત રાજાએ વસ્તુસ્થિતિ પારખી લીધી ને રાજ્યનો ત્યાગ કર્યો, બેશક પોતાની સ્નેહરાણીને તો વળગીજ રહ્યો. રાજાની ઉમર ૪૨ વર્ષની છે, એ સ્ત્રીની ઉમર ૩૮ વર્ષની છે, એટલે એમ તો નજ કહેવાય કે એ મોહલગ્ન છે.

**રાજ્યત્યાગનું સાચું કારણ:**

રાજાએ સામાન્ય વર્ગની સ્ત્રીની સાથે લગ્ન કરવાનો નિર્ણય કર્યો એજ કંઇ તેના રાજ્યત્યાગનું સાચું કારણ નહતું. એમ તો એજ ઇંગ્લેણ્ડના આઠમા હેન્રી રાજાએ એક પછી એક એમ પાંચ રાણીને તરછોડી છ રાણીઓ કરી હતી ને તેમાંથી ઘણીખરી સામાન્ય વર્ગની હતી, તેમાંયે વળી એક તો દાસી હતી, છતાં તે ઉન્મત્ત ને બળવાન રાજાનું કોઇ નામ દેઇ શક્યું નહોતું! પણ આ રાજા વિષે તો વડા પ્રધાન બાલ્ડવીનને પૂર્વેથીજ પ્રતિગ્રહ હતો. કારણકે (૧) રાજાને ગરીબ પ્રજાની પ્રત્યે સહાનુભૂતિ હતી. રાજકુમાર હતા ત્યારે ખાણોના મજૂરોની અવદશા જોઇને એમણે ભાષણમાં કહેલું કે "લોકોની આવી અવદશા છે ત્યારે પ્રધાનો શું ઊંઘી રહ્યા છે?" વળી થોડાજ

વખત ઉપર પ્રધાનોની પરવાનગી વિના તેવા લોકોને વચન આપેલું કે "હું તમારે માટે કંઇક તો કરીશ જ." આથી બાલ્ડવીનને પ્રધાનમંડળની પ્રતિષ્ઠા તૂટતી લાગી. (૨) રાજાઓ ને પત્રોના તંત્રીઓ પોતાને બહુ મોટા માની પોતાને માટે 'અમે' બોલે લખે, તેને બદલે આ રાજાએ 'હું' બોલવા માંડ્યું, તેથી પ્રધાનને રાજ્યની પ્રતિષ્ઠા તૂટતી લાગી. (૩) વળી રાજાએ આપણા હિંદુસ્થાનને કોલોનીને બદલે ડુમિનિયન કહ્યાથી બાલ્ડવીનને સામ્રાજ્ય તૂટી પડતું લાગ્યું. આવાં અનેક કારણોથી બાલ્ડવીન ચિડાઇ રહ્યો હતો તેમાં આ લગ્નનું કારણ મળ્યું, એટલે એણે ટાઢે પાણીએ ખસ કાઢી! રાજા રાજા મટી મિ. વિંડ્ઝર બની ઇંગ્લેંડમાંથી ચાલતો થયો. એનો ભાઇ ગાદીએ બેઠો, તેણે મિ. વિંડ્ઝરને અર્લ બનાવવાની કૃપા કરી. એ કૃપા ન સ્વીકારતાં એ સાદો મિ. વિંડ્ઝર રહ્યો હોત તો કેવું સારૂં!

### પિતાને માટે રાજ્યત્યાગ

પૂર્વે આપણા દેશમાં પણ રાજાઓ સામાન્ય વર્ગની સ્ત્રીઓ પરણતા, પુરાણોમાં એવાં તો અનેક ઉદાહરણ છે. પણ પિતાને એવા લગ્નની અનુકૂળતા કરી આપવાને માટે પુત્રે રાજ્યત્યાગ કર્યાનું એક ઉદાહરણ તો પ્રચંડ છે. માછીએ પાળેલી કન્યા મત્સ્યગંધા પાણીમાં નાવ ફેરવતી હતી. એક વખતે "તીર્થયાત્રા કરતા કરતા પરાશર ઋષિ ત્યાં આવ્યા ••• ને તેની કામના કરવા લાગ્યા. ••• મત્સ્યગંધાએ પરાશરનો સંગ કરી તત્કાળ ગર્ભનો પ્રસવ કર્યો અને તે પરાશરના પ્રતાપી પુત્ર વ્યાસ યમુનાના દ્વીપમા ઉત્પન્ન થયા" (મહાભારત, આદિપર્વ ૬૩ : ૬૯, ૮૩). છતાં પરાશરના અનુગ્રહથી મત્સ્યગંધા કન્યારૂપ જ રહી. હવે રાજા શાન્તનુએ એક વાર એ કન્યાને દીઠી, શાન્તનુએ તેની સાથે લગ્ન કરવાની ઇચ્છા કરી, પણ મત્સ્યગંધાના પિતાએ વચન માગ્યું કે "હે પૃથ્વીપતિ, આનાથી જે પુત્ર ઉત્પન્ન થાય તે રાજા થાય, તમારી પાછળ તે પુત્ર વિના બીજા કોઇનો અભિષેક કરવો નહિ" (૧૦૦ : ૫૬). પણ રાજાને તે પૂર્વે ગંગાથી ભીષ્મ નામે પુત્ર થયો હતો ને તે મોટો હોવાથી આવું વચન આપી ન શકાય. રાજા ઘેર ગયો ને ચિંતા કરવા લાગ્યો. પુત્ર ભીષ્મે આ વાત જાણી. પિતાને મત્સ્યગંધા સાથે લગ્ન કરવાની અનુકૂળતા કરી આપવા માટે જ ભીષ્મે ઉદારભાવે રાજ્યનો ત્યાગ તો કર્યો જ, પણ પોતાનો પુત્ર પાછળથી રાજ્ય ઉપર હક કરે એ ભયથી લગ્નનો પણ ત્યાગ કર્યો અને આમરણ બ્રહ્મચર્ય પાળવાની પ્રતિજ્ઞા કરી. કેવી ઉદારતા, કેવો સ્વાર્થત્યાગ! અને એ પ્રતિજ્ઞા એમણે એવે પ્રચંડભાવે પાળી, કે એવી રીતે પળાતી પ્રતિજ્ઞા આજે પણ 'ભીષ્મપ્રતિજ્ઞા' કહેવાય છે. આ ઉપરથી એ પણ જણાશે કે પ્રાચીન

કાળે આપણા રાજાઓ સામાન્ય વર્ગની કુમારિકા જ નહિ, જેને વિના લગ્ને પ્રસવ થયો હોય તેવી કન્યા સાથે પણ લગ્ન કરતા!

**સરકારી રાવસાહેબને ઘેર બાળલગ્ન!**

પણ આજે તો કુળાકુળની ભાવનાની માત્રા એટલી બધી વધી પડી છે કે માબાપો જ બાળકોને પોતાને સ્વાર્થે પરણાવી મારે છે: દીકરીનો બાપ કુળવાન દીકરો ખોળે છે, દીકરાનો બાપ કુળવાન દીકરી ખોળે છે. નથી જોતા વરકન્યાના ગુણસ્વભાવ કે નથી જોતા તેમની ઉમર. સરકારે પ્રજાહિત માટે બાળલગ્નનિષેધક કાયદા ઘડ્યા છે તેને પણ ચપટીમાં ઉડાડે છે! આણંદમાં ભાઇ પુરુષોત્તમ બાબરભાઇ પટેલ ત્યાંની મ્યુનિસિપાલિટીમાં પ્રમુખ છે, હાલમાં જ અંગ્રેજ સરકારે કોણ જાણે તેમની કઇ સેવાથી ખુશ થઇને તેમને 'રાવ સાહેબ' બનાવ્યા છે, અને હવે એ જ અંગ્રેજ સરકારના બાળલગ્નનિષેધક કાયદાને પગ તળે પીલી એ સેવાઓમાં એકનો ઉમેરો કરવા એ નીકળ્યા છે! તેમના એકમાત્ર પુત્ર નગીનભાઇનું બાળલગ્ન કરવા નીકળ્યા છે! શાળાને દફ્તરે ભાઇ નગીનભાઇની જન્મતારીખ ૧૩ : ૨ : ૧૯૨૦ છે, શીતળાખાતાને દફ્તરે તે વખતના એ ભાઇ મફતલાલને તા. ૩૧ : ૧ : ૧૯૨૧ને રોજ શીતળા કઢાવ્યાનો દાખલો છે અને ત્યારે એ અગિયાર માસના હતા એવી નોંધ છે. એમ એ બંને દફ્તર એક બીજાનું સમર્થન કરે છે અને તે રીતે તારીખ ૧૩ : ૨ : ૧૯૩૮ને રોજ એમને ૧૮ વર્ષ પૂરાં થશે, હજી તો પુરાં ૧૭ પણ વર્ષ થયાં નથી! ત્યારે પુત્રનું લગ્ન કરી નાખવાની આટલી બધી ઉતાવળ શી? વડોદરા મહારાણી હાઇ સ્કૂલમાં ભણતી કન્યા વખતે જાણી જાય કે વર તો ભણવામાં ઠ છે ને તેથી એ લગ્ન સામે એ બંડ ઉઠાવે એ બીકથી, સરકારના કાયદા પાળવાને બંધાએલા એ રાવસાહેબ કાયદાભંજક બનવાની આટલી ઉતાવળ કરીને લગ્ન પોષ સુદિ પાંચમે લીધું છે?

**અને સામે પક્ષે?**

અને એમને કાયદાભંજક બનવામાં સહાયભૂત બનનાર કન્યાપિતા કોણ છે તે જાણો છો? એ ચાંગાના ભાઇ ચુનીભાઇ ભાઇલાલભાઇ પટેલ, બેરિસ્ટર-એટ-લૉ, છે. એ ભાઇ ઉગાણડામાં વકીલાત કરે છે. વડોદરા મહારાણી ગર્લ્સ હાઇ સ્કૂલમાં ભણતાં બેન વિમળાબેનના એ બેરિસ્ટર પિતા આ બાળવર સાથે પોતાનાં પુત્રીનું લગ્ન કરવા નીકળ્યા છે! એ પિતા શા માટે આ બાળલગ્નની ઉતાવળ કરે છે? ઢીલ થાય તો પુત્રી કદાચ બંડ કરીને પિતાના પુત્રી ઉપરના લગ્નના અધિકાર રોળી નાખે એ બીકે? ભાઇ ચુનીભાઇના કાકા ભાઇ ચતુરભાઇ નાથાભાઇ પટેલ વડોદરામાં સબ જજ છે. ગયા ભાદરવાના 'પાટીદાર'માં

(પૃષ્ઠ ૫૨૨) 'વડોદરામાં પિતા સામે પુત્રીનું બંડ' વિષે પ્રસંગકથા છે. તેમાં જણાવ્યું છે કે બેન ઇંદુમતીએ પોતાના પિતા સામે બંડ ઉઠાવીને પોતાના ધાર્યા વર સાથે લગ્ન કર્યું, તેથી ચિઢાઇને પિતાએ આઠેક જણ ઉપર પુત્રીના અપહરણની ફરિયાદ કરી, ત્યારે એ જ ભાઇ ચતુરભાઇએ એ પિતાની ફરિયાદ કાઢી નાખતાં ટકોર કરી હતી કે "માબાપો પોતાની પુત્રીને કેળવણી આપે, અને તે કેળવાય અને પછી પોતાના જીવનસાથીને પસંદ કરે તેમાં બાપ વચ્ચે આવે એ ઇષ્ટ નથી." બીજાની દીકરીઓને લગ્નપ્રસંગે આવી ટકોર કરનાર ભાઇ ચતુરભાઇ પોતાના ભત્રિજાને આવા બાળલગ્નમાં સમ્મતિ આપશે? અને લગ્નમાં ભાગ પણ લેશે? આ લગ્નમાં ભાગ લેનાર પણ સૌ વડોદરા રાજ્યના બાળલગ્ન-નિષેધક કાયદાનો ભંગ કરશે એ સૌ ધ્યાનમાં રાખે! સાવધાન!

**સાધીમાં પ્રેતભોજન બંધ**

વાકળ પ્રદેશમાં આવેલા સાધી ગામમાં કેટલાક યુવકો ઉન્નત ભાવના વાળા છે, એને પરિણામે થોડા વખતમાં ત્યાં ત્રણ પ્રેતભોજન બંધ રહેલાં. હાલ ચોથું પણ બંધ રહ્યું છે. ત્યાંના ભાઇ રણછોડભાઇ પ્રયાગભાઇ સંસ્કારી ગ્રેજ્યુએટ છે, 'યુવક' માસિકમાં આવતા 'તરણા ઓથે ડુંગર'ના સંસ્કારી લેખક છે. તેમના પિતા ભાઇ રણછોડભાઇ પણ સાધીમાં એક અગ્રેસર હતા ને ત્યાંની અંગ્રેજી શાળાની કમિટીના પ્રમુખ હતા. એ પિતા ગયા આસોમાં ગુજરી જતાં ભાઇ રણછોડભાઇએ પ્રેતભોજન નથી જમાડયું અને એમ કરી યુવકવર્ગને—ખાસ કરીને વાકળના યુવકવર્ગને—સુંદર દષ્ટાન્ત આપ્યું છે. એને યુવકો અનુસરે તો જ આપણી સાચી ઉન્નતિ છે.

**વ્યાયામની હરિફાઇઓ**

વ્યાયામની ને રમતોની હરિફાઇઓ માત્ર લોકરંજક તમાશા ન હોવા જોઇએ, તેની પાછળ કંઇક નક્કર હેતુ હોવો જોઇએ. સ્ટેશન ઉપરથી હાથમાં દશ શેરનું પોટલું ઘેર ઉપાડી લાવતાં કે ખેતરમાંથી ચારનો ભારો માથે ઉપાડી લાવતાં કે રસ્તે ગરીબ બાઇને માથે ધૂળનો ટોપલો ચઢાવતાં શરમાય, એવો વ્યાયામવીર ત્રણ ત્રણ મણનાં વજન ઉપાડી પ્રેક્ષકો પાસે તાળીઓ પડાવે તેથી શું સર્યું? ખેતરમાં કોશની વરથ ઝાલીને ખેંચતાં શરમાય એવો વ્યાયામવીર મેદાનમાં ટગ-ઑફ-વૉરની વરથ ખેંચી જઇ તાળીઓ પડાવે તેથી શું સર્યું? એવાને ચંદ્રકો આપવાનો હેતુ શો? એવા ચંદ્રકો તો સેવાને અર્થે કંઇ હીર બતાવનારને મળવા ઘટે. 'શ્રી ધર્મજ બંધુસમાજનો પાંચમા વર્ષનો અહેવાલ' એવું સુંદર દષ્ટાન્ત આપે છે: "એ હરિફાઇમાં સૌથી મોટો સેવા-ચંદ્રક તો એ વર્ષમાં સૌથી વધુ જાહેર સેવા કરનાર વડદલાના વિદ્યાર્થી

ભાઇ ચતુરભાઇ મંગળભાઇને બોરસદ પ્લેગનિવારણના કામ બદલ આપવામાં આવ્યો હતો. બીજી હરિફાઇઓ કરતાં અમારી આ ખાસ વિશિષ્ટતા છે" (પૃષ્ઠ ૪). અને એ વિશિષ્ટતા ખરે જ ધન્યવાદને અને અનુકરણને પાત્ર છે. આ વર્ષે ડીસેમ્બરના છેલ્લા સપ્તાહમાં રમતોની હરિફાઇ નારમાં હતી. અને અનેક વાર બને છે તેમ ત્યાં પણ હરિફાઇએ એટલે સ્પર્દ્ધાએ ઇર્ષ્યાનું રૂપ લીધું હતું, વહીવટની કે ગમે તે ખામીને લીધે અનેક શાળાઓના વિદ્યાર્થીઓ દુભાયા હતા અને ધર્મજના વિદ્યાર્થીઓ તો રમતોને અધવચ મૂકી ચાલતા થયા હતા. વહીવટદારોએ વિદ્યાર્થીઓના અસંતોષનાં કારણ બંધ કરવાં ઘટે અથવા તો હરિફાઇના આવા મેળાવડા જ બંધ કરવા ઘટે.

**ભ્રમશોધન**

ગયા આસોના 'પાટીદાર'માં (પૃષ્ઠ ૫૭૧) 'ધર્મઘેવલી સ્ત્રીઓના વ્હેમ' વિષે પ્રસંગકથા લખી છે, તેમાં જણાવ્યું છે કે "સીતારામ નામનો કોઇ અંડરગ્રેજ્યુએટ થિયોસોફીસ્ટ કથાકાર મોમ્બાસા ગએલો.... કથા પૂરી થતાં સ્ત્રીઓ એ કથાકારની આરતી ઉતારે!" એ વાતનો ઇનકાર કરતાં મોમ્બાસાથી એક ભાઇ લખે છે: "કોઇ પુરુષે કે સ્ત્રીએ તેમની આરતી કદી ઉતારી નથી." એક બેન લખે છે: "તેમની આરતી નહોતી ઉતારી, પણ તેમણે સાથે કૃષ્ણની છબિ રાખી હતી, તેની આરતી ઉતારી હતી." બીજા એક ભાઇ લખે છે: "તે પોતાની આરતી નહોતા ઉતરાવતા, પણ સંગીત સમયે પૈસાને લોભે ઇશ્વરના નામ ઉપર ત્રણ ચાર વખત જુદી જુદી બેનો મારફત આરતી ઉતરાવતા. ધંધો એવો સુંદર જણાયો કે તેમના આવ્યા બાદ તેમના બીજા ભાઇને તબલચી તરીકે બોલાવ્યા અને હવે પ્રવાસમાં સારી રીતે રળીને જશે." આ રળતરના કથનની સાખ તો મોમ્બાસાથી અહુણા જ આવેલા એક પ્રતિષ્ઠિત ભાઇ પોતેજ પૂરે છે. છતાં એક વિશ્વાસપાત્ર સમાચારને આધારે પણ મેં ભ્રમથી લખીને પ્રસંગકથામાં કોઇની માનહાનિ કરી હોય તો અંતઃકરણપૂર્વક ક્ષમા માગું છું.

**ખેડૂત હિમે ઠરી ગયો!**

આ પ્રસંગકથા છાપખાનામાં તૈયાર થઇ ગયા પછી છેક અહુણાંજ (વદિ ૧૦મને રોજ) ખેડૂતો રડતે મોંએ ચારે બાજુથી ખબર લાવે છે કે ગઇ બે રાતોથી હિમ પડે છે! અને ઠંડી તો એવી પડે છે કે એ કેટલીયે રાતો પડશે, તેની કોને ખબર! આ તો બીજી વાર હિમ પડ્યું! ખેડૂત પાછો આ વર્ષે પણ મૂઓ જ! સરકાર ખેડૂતની આ દશા સમજી લે, નહિ તો 'શું ખાઉં ને સરકારને શું ભરું?' એ આર્તનાદથી હાહાકાર વર્તી જવાનો!

# પાટીદાર મંડળ

પાટીદાર મંડળની યોજનાસમિતિની સભા તા. ૧૮–૧૨–'૩૬ને રોજ બપોરે બે વાગ્યે આણંદ 'પાટીદાર'મંદિરમાં શ્રી. મગનભાઇને પ્રમુખપદે મળી હતી. તેમાં ૧૦માંથી ૭ સભ્યો હાજર હતા. ખૂબ વાટાઘાટ કર્યા પછી તે સભાએ બંધારણમાં નીચે પ્રમાણે સુધારા સૂચવ્યા છે.

આ મંડળનું બંધારણ નીચે પ્રમાણે રહેશે:

૧. નામ: આ મંડળનું નામ 'પાટીદાર મંડળ' રહેશે.

૨. આ મંડળનું ધ્યેય મુખ્યત્વે કરીને સામાજિક સુધારા સાધવાનું રહેશે.

૩. સાધન: ગામે ગામ મંડળો સ્થાપવાં અને તેમની દ્વારા પત્રિકાઓ, યુવકસૈનિકો વગેરે અન્ય સાધનો વડે મંડળનું ધ્યેય સફળ કરવા પ્રયત્ન કરવો.

૪. સભાસદની લાયકાત: ૧૮ વર્ષ ઉપરની હરકોઇ વ્યક્તિ વાર્ષિક લવાજમના ચાર આના આપી નીચેની ત્રણ ફરજિયાત પ્રતિજ્ઞાઓ લેઇને આ મંડળમાં સભાસદ થઇ શકશે:

"(૧) હું મરણનિમિત્તનું કોઇ પણ વ્યાવહારિક જમણ જમાડીશ નહિ અને જમીશ નહિ.

"(૨) હું કાણુમાકણ કરીશ નહિ.

"(૩) પૂરાં ૧૪ વર્ષથી નાની કન્યા અને ૧૮ વર્ષથી નાના વરનું લગ્ન કરીશ નહિ, અને તેવા લગ્નમાં ભાગ લઇશ નહિ."

૫. સામાન્ય સભા: (૧) વર્ષમાં નિદાન એક વખત આ મંડળની પરિષદ મળશે. (૨) વાર્ષિક પરિષદ પોતાના કાર્યવાહક મંડળ માટે સભાસદોની ચૂંટણી નીચે પ્રમાણે કરશે: પાટીદાર પ્રદેશવાળા વિભાગોમાંથી સામાન્ય રીતે દરેકને પ્રતિનિધિત્વ મળે તેવી રીતે એકંદર ૨૦ સભ્યો ચૂંટશે. તે ઉપરાંત એક ખજાનચી અને એક ઓડીટર ચૂંટશે, જેઓ કાર્યવાહક મંડળમાં સભાસદ ગણાશે નહિ. આ ૨૦ સભ્યો અને પરિષદના પ્રમુખ મળી ૨૧ સભ્યોનું કાર્યવાહક મંડળ બનશે. એ મંડળને જરૂર લાગશે તો મંડળમાં ૪ વધારેના સભ્યો ઉમેરી શકશે. (૩) પરિષદમાં અને કાર્યવાહક મંડળમાં બધા ઠરાવો બહુમતિથી પસાર થએલા ગણાશે અને સરખા મત થયે પ્રમુખ વધારાનો એક નિર્ણયાત્મક મત આપી શકશે.

૬. કાર્યવાહક મંડળ: મૂળ બંધારણની આઠમી પેટાકલમમાં 'યુવક-મંડળ'ને બદલે 'મંડળ' શબ્દ વાંચવો.

૮. મંત્રીઓ: (૧) 'આ મંડળનો પત્રવ્યવહાર કરશે,' એટલો વધારો મૂળ બંધારણમાં ફેરફાર કરવો. તેમજ પેટાકલમ (૪) આ પ્રમાણે ઉમેરવી. 'તેમજ મંડળના હેતુને બર લાવવાને માટે જે જે રચનાત્મક કાર્ય કરવાની યોજના કાર્યવાહક મંડળ યોજે તેને યોગ્ય રીતે બર લાવવાને અને તે માટે જરૂરી પ્રચારકાર્ય કરવાને પ્રયત્ન કરશે.'

પાટીદાર મંડળે ડાકોર મુકામે એક કાર્યાલય સ્થાપવા તથા તેમાં એક પગારદાર સ્વયંસેવકને રોકવા ઠરાવ કર્યો છે. તેને એક મંત્રી ગણી લેવામાં આવશે. અને તેનું કામ, ગામે ગામ ફરી મસલતો કરવા, દરેક ગામમાંથી આ કામમાં દિલસોજી ધરાવે તેવા માણસો ઊભા કરવા, પરિષદના ઠરાવ પ્રમાણેનું ફંડ એકઠું કરવું, ઠરાવોની સમજણ આપવી, અને લેખ લખી લખાવી પ્રસિદ્ધ કરવા તથા મંડળના કાર્યનો પત્રિકાદ્વારા પ્રચાર કરવો.

ઉપરનું બંધારણ ખૂબ વિચાર કરીને સુધાર્યું છે, ઘણી પ્રતિજ્ઞાઓ હતી તે કાઢી નાખીને માત્ર ત્રણજ ફરજિયાત રાખી છે અને તે પણ સાવ સેહલી, કારણકે યોજનાસમિતિને લાગ્યું કે બહુ પ્રતિજ્ઞાઓ અને તે પણ કડક રાખવાથી સુધારાની પ્રગતિ થતી નથી, માટે જો થોડી પ્રતિજ્ઞાઓ રાખી હોય અને તે સામાન્ય રીતે અનેક જણ પાળી શકે તેવી હોય તો ધીરે ધીરે પ્રગતિ થાય, તથા સભ્યો પણ વધી શકે. આ ઉદ્દેશ ધ્યાનમાં લેઇને યોજનાસમિતિએ પ્રતિજ્ઞાઓમાં ઘણોજ વિચાર કરીને ત્રણ કલાકની વાટાઘાટ પછી ફેરફાર કર્યા છે.

આપ સર્વ ભાઇઓનો આ ઉપર શો મત છે અને આપ શા સુધારા વધારા સૂચવો છો તે જણાવશો, તો યોજનાસમિતિની બીજી બેઠકમાં તેના ઉપર વિચાર થશે, અને પછીથી છેલ્લું બંધારણ કાર્યવાહક મંડળમાં રજુ કરવામાં આવશે. માટે આપ આપના મત જણાવશો એવી આશા છે.

**પ્રાર્થના:** પાટીદાર જ્ઞાતિનાં હિતૈષી ભાઇબેનો, ચાલુ વરસે આપણી પાટીદાર મંડળની પરિષદ ડાકોરમાં ભરાએલી. શું કાર્ય હાથ પર ધરવું અને શું ન ધરવું એ સંબંધમાં મંડળ વિચારણા ચલાવતું હતું. વિચારણામાં મૂંઝવણો પણ ઊભી થઇ, કારણકે જાહેરમાં કામ કરનારા સેવાભાવી વ્યક્તિઓ ગણીગાંઠી અને તેને શિરેજ બધાં જાહેર કામનો બોજો. આથી આપણા જ્ઞાન-વૃદ્ધ અને અનુભવવૃદ્ધ પૂજ્ય રા. રા. મોતીભાઇ નરસિંહભાઇ અમીન, જે પરિષદના આગ્રહપૂર્વકના આમંત્રણને માન આપી પધારેલા હતા, તેમણે તમામ

ભાઇબેનોના હૃદયમાં સોંસરૂં ઊતરી જાય તેવું ભાષણ આપી રસ્તો સુઝાડયો કે "આપણે એક કાર્યાલય સ્થાપવું અને એમાં એક પગારદાર સ્વયંસેવક રોકવો અને એ કાર્યાલય ચલાવવા રૂા. ૨૦૦૦ બે હજારની માગણી કરવી. મને ખાત્રી છે કે આપણાં ભાઇબેનો જરૂર આપણી ઝોળી ભરી દેશે. તેમાંથી રૂા. ૧૦૦૦ બાળલગ્ન અટકાવવા માટેના પ્રચારકાર્ય માટે અને જરૂર પડે ત્યારે સરકારમાં કેસ મૂકવા ખરચવા, અને બાકીની રકમ આખા વર્ષના પ્રચારકાર્ય માટે–ગામડે ગામડે ફરી ફરીને સભાસદો નોંધવા, પરિષદના ઠરાવો સમજાવવા વગેરે કામ માટે–ખર્ચવા." આ વાત બધાને ગળે ઊતરી.

બીજે દિવસે ખુલ્લી બેઠકમાં આ ઠરાવનું આપણા એ પૂજ્યશ્રીએ અસરકારક ભાષામાં સચોટ સમર્થન કર્યું અને પ્રમુખે નાણાંવિષયક જાહેર અપીલ કરતાંમાંજ રૂા. ૫૯૨ લખાવાઇ ગયા અને રૂા. ૧૬૨ તો ત્યાં ને ત્યાંજ રોકડા આવી ગયા!

અને હવે તો હાથ ધર્યું તે પાર ઉતારવું જ રહ્યું, આ કાર્યને આગળ ધપાવ્યેજ આપણો સૌનો છૂટકારો. ઓછામાં ઓછા રૂપિયા ૧૭૯૩ની હજી જરૂર છે, એમ આ પત્રિકાને અંતે બતાવેલા હિસાબથી જણાશે. અને એ લખાવવાજ જોઇશે. એ આપણી ફરજજ છે.

તમારે હૈડે પાટીદાર જ્ઞાતિની ઉન્નતિ થાય એવું તમે બેધડક સાચા દિલથી ઇચ્છતા હો, પાટીદાર જ્ઞાતિમાં થતાં બાળલગ્નો અને બારમા જેવાં ધતિંગો થતાં અટકે એમ ઇચ્છતા હો, તમારાં પાટીદાર ભાઇબેનો સમજીને સામાજિક સુધારા કરવા કમર કસે એમ ઇચ્છતા હો તો આપણા આ કાર્યમાં સહાનુભૂતિ બતાવી પૈસાની ચિન્તામાંથી અમને મુક્ત કરશો એવી પ્રાર્થના છે.

જો કેવળ બોતેરજ ભાઇબેનો પચીશ પચીશ રૂપિયા આપવાનું બીડું ઝડપે તો 'પંચકી લકડી એક કા બોજ' એ રીતે માગણી પતી જાય, આપણું કાર્ય વધારે વેગવંતુ અને પ્રાણવાન બને.

આવેલા પૈસાનો હિસાબ નીચે પ્રમાણે છે:

ગયા માસના 'પાટીદાર'ના અંકમાં સ્વીકારેલા રોકડા રૂા. ૧૬૨

આ માસમાં આવેલા: 'પાટીદાર'મંદિરમાં

| | | |
|---|---|---|
| ભાઇ મંગળભાઇ ગોકળભાઇ પટેલ, રણુ | રૂા. | ૨૫ |
| ભાઇ લલ્લુભાઇ કિશોરભાઇ પટેલ, કરજણ | ,, | ૧૦ |
| ભાઇ છગાભાઇ કુબેરભાઇ પટેલ, સુણાવ | ,, | ૫ |

શ્રી. પ્રમુખ પાસે આવેલા

| | | |
|---|---|---|
| ભાઈ ગોરધનભાઈ ફુલાનદાસ અમીન, સિનોર | ,, | ૧૦ |
| ભાઈ શંકરભાઈ ગોવિંદભાઈ પટેલ, સાવલી | ,, | ૫ |
| | રૂ. | ૨૦૭ |
| હજી બાકી રહ્યા | રૂ | ૧૭૯૩ |
| કુલ આવવા જોઈએ | રૂ. | ૨૦૦૦ |

લખાવેલા જે પૈસા બાકી છે તે અને હવે લખાવાય તે પૈસા નીચેને નામે મોકલવા પ્રાર્થના છે:

(૧) શ્રી. મગનભાઈ શંકરભાઈ પટેલ
પ્રમુખ, પાટીદાર મંડળ, મયાજીગંજ, વડોદરા

અથવા

(૨) 'પાટીદાર'મંદિર, આણંદ

**શિવાભાઈ ર. પટેલ,**
મંત્રી, પાટીદાર મંડળ

*

## જોઈએ છે

પાટીદાર મંડળ માટે એક ખડતલ, સેવાભાવી, ગામડામાં રખડી શકે, માનઅપમાનને ગણે નહિ, લેખ લખીલખાવી પત્રિકા દ્વારા પ્રચાર કરી શકે અને રાત્રિદિવસ આ કામનાજ વિચાર કરી તેને આગળ ધપાવી શકે તેવા ભાઈની જરૂર છે. આવું કામ કર્યું હશે તેને પહેલી પસંદગી મળશે. પગાર રૂા. ૩૦થી ૫૦ સુધી

પસંદ થએલ ભાઈએ તુરતજ કામ ઉપર લાગી જવું પડશે.

નીચેને ઠેકાણે પત્રવ્યવહાર કરવો અથવા જાતે મળવું.

**શિવાભાઈ ર. પટેલ,**
મંત્રી: પાટીદાર મંડળ
C/o વડોદરા રાજ્ય પ્રજામંડળ ઑફિસ
રાવપુરા રોડ, વડોદરા

આ પત્રિકા આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઈ મથુરભાઈ પટેલે
શ્રી. શિવાભાઈ રણછોડભાઈ પટેલ માટે છાપી. તા. ૬:૧:'૩૭

Reg. No. B. 1785

૧૯૯૩ 卐 માહ

# 卐 પાટીદાર 卐

વર્ષ ૧૪ 卐 અંક ૪

અસ્પૃશ્ય ગણાતા ભાઈઓ માટે હિંદુ મંદિરો ખુલ્લાં મુકવાના ત્રાવણકોરના મહારાજાના "આ ઢંઢેરાને અમલમાં ઉતારવાની મુખ્ય જવાબદારી જેઓ સવર્ણ ગણાતા આવ્યા છે તેમને માથે પડવી જોઇએ. જેમને 'અવર્ણ' એ ખોટે નામે ઓળખવામાં આવ્યા છે તેમનાં નિસ્તેજ ઘરોમાં મુક્તિ અને આશાનો સંદેશો પહોંચાડવાનું કામ સવર્ણોનું છે. સવર્ણોનું એ સદ્ભાગ્ય છે ને તેમનું કર્તવ્ય પણ છે કે તેઓ અવર્ણ કહેવાતાં ભાઇબહેનોનાં કંગાલ ઝૂંપડાંમાં જાય ને તેમને નમ્રભાવે ને પ્રાર્થનાપૂર્વક આ સંદેશો પહોંચાડે. જેમને આપણે કચડ્યા છે તેમના પ્રત્યે કરેલા અન્યાયનું મોડે મોડે પણ કરેલું એ યત્કિંચિત પ્રાયશ્ચિત્ત ગણાશે. જે લોકોને દિનપ્રતિદિન નીચે ને નીચે ઉતારવામાં સવર્ણોનો હાથ છે તેમને નીચા નમીને ઊંચે ચડાવવામાં સવર્ણોએ ગૌરવ ને સદ્ભાગ્ય માનવું જોઇએ. સવર્ણ હિંદુઓને માટે આજે આટલું જ કહીશ."

('હરિજનબંધુ,' તા. ૩૧:૧:'૩૭) ગાંધીજી

તન્ત્રીઃ નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ

'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ

છુટક નકલના ત્રણ આના

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૩ | આણંદ | અંક ૪
વર્ષ ૧૪ | | માહ

## વિધવા સ્વતંત્ર કેમ નહિ?

લેખનું મથાળું વાંચતાંજ કુળવાન સાંઢ પોતાનાં અણિયાળાં શીંગડાં ખોસવાને તળે ઉપર થઇજ જવાનો. એની કુળવાનીનાં શીંગડાંથી ચાલુ જમાનાની વિધવા કદાપિ નહિજ ડરશે. એ દાંભિક શીંગડાથી વધેગાઇ પોતાના મોંઘેરા જીવનનો ચાર દિવાલો વચ્ચે અંત નહિજ આણશે. મોંઘા જીવન માટે, નીતિ માટે, ન્યાય માટે, સ્વતંત્રતા માટે એ કુળવાન ન્યાયમૂર્તિઓના સમાજનાં સિંહાસન ડોલાવી નાખશે. એ સ્વાતંત્ર્યયજ્ઞમાં દામ્ભિક સ્વાર્થી કુળવાનશાહી હોમાઇ જશે!

કુળવાન ભૂત! હું તને પૂછું છું કે તારા પુત્રને જિંદગી પર્યંત 'ચાર દિવાલની અંધારી કોટડીમાં' વિધુર બન્યા પછી પૂરી રાખી કુળવાન કેમ નથી બનતો? તારો પુત્ર વિધુર થયે ભાગ્યેજ ૬ માસ વીતે અને તેનું તું લગ્ન કરવા તૈયાર થાય અને જેણે સ્વપ્ને પણ પોતાના પતિનાં દર્શન નથી કર્યાં, પતિ એટલે શું એ જે જાણતી નથી, જે અક્ષતયોનિ છે, એવી બાળ-વિધવાને તું તારા કયા કાયદાની કલમથી લગ્ન કરતાં અટકાવે છે? સત્તા એ તો રાજા રાવણની પણ નથી રહી! પુત્ર લગ્ન કરવાને સ્વતંત્ર, પુત્રવધૂ કેમ નહિ? એનું કારણ કંઇ દર્શાવશે?

આપણો સમાજ સ્ત્રી વિધવા બનતાંજ, જેનાથી મગજનું રક્ષણ થાય છે એવા તેના વાળ કાઢી નંખાવડાવે. કંકણ, ઘરેણાં કાઢી નંખાવે. "તારે કોને દેખાડવું છે? તારાથી શ્વેત કે રંગીત સાડી ન પહેરાય, કોઇની સાથે બોલાય નહિ, હસાય તો નહિજ." એવાં વિધાન આપી તેને અપશુકનિયાળ ઠરાવો, કારણકે પુત્રવધૂ જિંદગી ઝુરી ઝુરીને મરી તમને કુળવાન બનાવે. એટલે જ એમ ને? કંઇ કામને માટે કોઇ આવે જાય તો 'એને ને એને કાંઇક છે'

એવો વહેમ ખાઓ. બધી યે રીતે તેને બેડોળ બનાવી મૂકો. આ બધી શિક્ષા પુત્રવધૂ વિધવા થતાં તેને માટે કરાવી. વિધુર પુત્ર લગ્ન કરવાને સ્વતંત્ર, ના કરવું હોય તોપણ સ્વતંત્ર, કોઇને ઘેર જવાને પણ સ્વતંત્ર! એના જીવનમાં જોઈએ તેટલી સ્વતંત્રતા! ત્યારે બાળવિધવા, પ્રૌઢ વિધવા કે સંતાનોની માતા થએલ વિધવાની સ્વતંત્રતા તમારું કયું શાસ્ત્ર કે કાયદાની કલમ છીનવી શકે છે?

કોઇ કહેશે કે સંતાનોની માતા થએલ વિધવા લગ્ન ન કરી શકે, તેણે તો છોકરાં પાળાપોષી, મરેલા પતિના સ્મરણમાં જિંદગી પૂરી કરી જીવનસાફલ્ય કરવું જોઇએ. અમને તે કબુલ છે, પરંતુ જેને એ પ્રમાણે જીવવું હોય તેને જ તે પ્રમાણે જીવન જીવવાનું હોય. ખોળ્યા પણ નથી મળતા દાંત જેના મોંમાં એવાં, હાડકાચામડી સિવાય કશુંય જોવામાં નથી આવતું તેવાં હાડપિંજરો, મૃત્યુને કિનારે ઝૂરતા નરસીહને દીકરાને ઘેર દીકરા હોય એવાને પણ બારબાર કે ચૌદચૌદ વર્ષની બાળા પરણવાની છૂટ આપો તો બાળવિધવા, પ્રૌઢ વિધવા કે સંતાનોની માતા થએલી વિધવાને સ્વતંત્રતા કેમ ન હોવી જોઇએ?

સ્વાર્થીઓને કે ગુનેગારોને કુદરત એક નહિ તો બીજે રસ્તે શિક્ષા કરે છે. ન્યાયનીતિ માટે સરકારે કચેરીઓ પણ ખુલ્લી મૂકી છે. તેમાં બિરાજેલ ન્યાયમૂર્તિઓ નીતિ અને ન્યાય તોળે છે, ગુનેગારોને શિક્ષા કરી ઠેકાણે લાવે છે. આ ન્યાયમૂર્તિઓને ન્યાય તોળવામાં સ્વાર્થ આડો આવતો નથી, જેથી ન્યાય તોળાય એ સ્વાભાવિક છે. પણ આપણા કુળવાનોની કચેરીમાં બેઠો નર્યો જ સ્વાર્થનો અવતાર! એવી અડિયેલ સ્વાર્થમૂર્તિઓને ન્યાય તોળતાં આવડે છે? જાણો છો? રિબાઇ રિબાઇને મરતી વિધવાનું દર્દ જાણો છો? જિંદગી પર્યંત ફરજિયાત ઝૂરી ઝૂરીને પણ જેમને કુળવાન બનાવે છે તે હૃદયહીન ન્યાયમૂર્તિઓ આ બિચારી વિધવાને છોડે એમ નથી. વિધવાઓ ભલે મરે, તેમનું થવાનું હોય તે થાય, પણ સત્તાના નશામા એમનાથી ન્યાય તોળાનો નથી.

પોતાની પુત્રવધૂ ઝૂરી ઝૂરીને મરે, પરંતુ એમને શું? એ તો, પુત્રવધૂ જિંદગી પર્યંત વિધવા અવસ્થામાં સડયા કરે તો જ અમો અને અમારા પુત્રો કુળવાન થવાના, એમ માની બેઠા છે. ચાલતાં બીજી ગુલામડી આવે અને તે પણ 'પરઠણ' રૂપી (કલ્પવૃક્ષ) રૂપીઆની છોળો ઉછાળતી આવે! પછી એ ન્યાય તોળ્યે કંઇ પાલવે? વધૂ વિધવા બને કે તરત જ, તેને વૈધવ્ય જીવન જીવવા માટે અને પોતાના બાળકોના ભરણપોષણ માટે જમીનજાગીર ઘરબાર મૂએલ પતિ મૂકી જાય, તે પણ લૂંટી લેવાનો અલભ્ય લાભ તેમને મળે, પછી એ તે કંઇ ન્યાય તોળવાના હશે?

કલેજા ઉપર ધીકધીકતો અંગાર મૂકાએલ વહાલી વિધવાબેન, શ્રાવણ ભાદરવાની વર્ષાસમ બોરબોર આંસુ સારતું જીવન તને ખુંચતું નથી? સારી યે જિંદગી ચાર દિવાલની વચ્ચે આંસુભળાપામાં ગાળવી, ધર્મના ભાઇ સાથે પણ બોલી ન શકાય, તેવું જીવન તને ધ્રુજાવી નાખતું નથી? તું ગમે તેટલી બુદ્ધિશાળી હોઇશ, ખૂબ તત્ત્વજ્ઞાની હોઇશ, નીતિમય ઉચ્ચ અને આદર્શ જીવન ગુજારતી હોઇશ, પણ ચાર દિવાલોની વચ્ચે ગુજરાતું મંથિરૂં જીવન તને સુખમય લાગે છે? આગિયા જેવો જંતુ પણ એ ઘડી અંધારામાં પ્રકાશ આપી પોતાની જનેતાને-આનંદ કરાવે છે. ચાર દિવાલની અંધારી કોટડીમાં તારા જેવી હજારો બલ્કે લાખો બેનો સડયા કરે છે અને એ સડયા કરતું જીવન તને ગમે છે? તારી બુદ્ધિ, તારી ધગસ, આવડત, ન્યાય માટેની ઝંખના, સારા વિચારો ચાર દિવાલોની વચ્ચે નાશ પામે તેના કરતાં તારી દુઃખી બેનો સુખી થાય, સ્વતંત્ર થાય, સમાજ સામે ન્યાય માગતાં શીખે, વ્યભિચારમાંથી મુક્તિ મેળવે, શુદ્ધ નીતિમય જીવન જીવે એ તને પસંદ નથી? તારી દુઃખી બેનોના દુઃખમાં તું ભાગીદાર થઇ તેમના દુઃખનો નાશ કરવા તૈયાર નહિ થાય?

બેનો, આપણને વડીલો ઘાણીમાં નાખી તલની માફક પીલી નાખે છે, આપણી ઉપર કુદૃષ્ટિ કરે છે!, આપણને તેઓ ગમે તેમ કરીને નામ બદનામ કરવા પ્રયત્ન કરી રહે છે, ને તેઓએ ધારેલું કાર્ય સફળ કરાવે છે. હાલ આપણે જોઇશું તો આપણી બેનો ઉપર વિપત્તિનો પાર રહ્યો નથી. બાળ-વિધવાને મારી મચરડી વાળ ઉતારવાની ને સેલાં પહેરવાની ખાસ ફરજ પાડે છે. આ તમને યોગ્ય લાગે છે? વાળ તો કુદરતે બક્ષિસ તરીકે માતાના ગર્ભમાંથી જ આપેલા છે. નાનપણમાં લગ્ન ન થયું હોય તોય પણ ગમે તેવાં કપડાં પહેરી શકીએ છીએ. લગ્ન થયા પછી તરત વિધવા થાય કે ૬ માસમાં તો સમાજ તેને 'બોડકી'નો ચાંદ આપે છે! આ તમને યોગ્ય લાગે છે? હું પણ વિધવા છું ને મારી દશા પણ ગુલામડી કરતાં ખરાબ હતી, પણ ઇશ્વર ઉપરે શ્રદ્ધા રાખી મગજ સ્વતંત્ર કરી કોઇની પરવા ન રાખી, તો આદરેલું કર્તવ્ય ઇશ્વરે પાર પાડ્યું. આપણા સમાજમાં જ્યાં જોઇશું ત્યાં બેનોને ઘણો ત્રાસ જોવામાં આવે છે, પણ આવો ત્રાસ બાળવિધવાને શા કારણે ભોગવવો પડે? બુદ્ધિનો સદુપયોગ કરીને સ્વતંત્ર થવા પ્રયત્ન કરીએ તો ગુલામીમાંથી છૂટી જઇએ, ને શ્રમરૂપી વહાણને વહેતું મુકીએ તો ધારેલે મુકામે જઇ પહોંચીએ, જરૂર જઇ પહોંચીએ. નહિ નહિ બેનો, દુઃખી બેનોને સુખી કરવા માટે આગળ પડીને કુળવાનોની સામે સત્યાગ્રહ આદરી દુઃખી બેનોની હૃદયની આશિષ મેળવો.

વિધવા બેન, દુઃખી પરતંત્ર જીવન તને ખૂંચતું નથી? ખૂંચતું હોય તો ધરતી ધમધમાવી નાખી કુળવાનોની ન્યાયમૂર્તિઓનાં સિંહાસન ડોલાવી નાખ! ન્યાય નીતિ માટે, સ્વતંત્રતા માટે તારો કુળવાનો સામે સત્યાગ્રહ છે, ન્યાય નીતિનો જય છે. તારી કુમકમાં, જેનું લોહી સ્વતંત્રતાને માટે થનથની રહ્યું છે એવા ભારતના જવાન બેટાઓ છે જ. ન્યાય અને નીતિની લડતમાં કુદરત હરહમેશ જય આપવાને તૈયાર હોય છે. તારી સ્વતંત્રતા માટે તારાં પનોતાં પગલાં સ્વતંત્રતાની લડતમાં પાડ, કુળવાન આલમને ધ્રુજાવી નાખ. આખરે તારોજ જય હો.

શરૂઆતમાં ઘણીજ અડચણો આવશે, પણ તેથી ન ડરતાં હિંમત રાખ. સહનશીલ થઇ પ્રમાણિકપણાથી ન્યાય માટે, સ્વતંત્રતા માટે 'કુળવાન સહિ' સામે સંગ્રામ ખેલ. પ્રમાણિકપણું તને આગળ લાવશે, સહનશીલતા તને હિંમત આપશે, અને હિંમત તને મુશ્કેલીઓમાં રસ્તો બનાવશે, જરૂર બતાવશે.

પાદરા ચંચળબેન રણછોડભાઇ પટેલ

પ. ઉ. શિ. કન્યાશાળા

---*---

## સમાજનાં બંધન

અશોક અને સુમતિ એકજ કૉલેજનાં સહાધ્યાયી હતાં. વળી તેઓ એકજ કલાસમાં હતાં. અશોક છેક છેલ્લી પાટલીએ બેસતો. છોકરાઓની સામે મૂકવામાં આવેલી પાટલી ઉપર છોકરીઓ બેસતી. સુમતિ પણ ત્યાં બેસતી. કોઇ વાર બેઉની ફક્ત એક પળ વાર આંખો મળી જતી અને તે એક પળમાં તો તે આંખોમાં ને આંખોમાં કાંઇનું કાંઇ કહી દેવાતું.

એક દિવસ અશોક કૉલેજના કંપાઉંડની આગળ થઇને સાયકલ ઉપર જતો હતો, એટલામાં તેણે 'અશોક' એવો ધીમો મધુર અવાજ સાંભળ્યો. અશોકે આંખ ફેરવીને જોયું, તેને બોલાવનાર સુમતિ હતી.

"કેમ, સુમતિ!" અશોકનું દિલ ધડકી રહ્યું હતું.

"અશોક, મારી એક માગણી સ્વીકારશો? મને તમારી નોટબુક ન આપી શકો? મારે જરા આપણા પ્રોફેસરના લેકચરની જરૂર છે." સુમતિ બોલી. અશોક બોલી ન શકયો. તેણે ફક્ત નોટબુક વાળો હાથ આગળ કર્યો. સુમતિએ નોટબુક લીધી.

"કયારે રિટર્ન કરું?" સુમતિ બોલી.

અશોક જોઇજ રહ્યો. ધીમે બોલ્યો, "લેઇ જાઓ, તમારીજ છે."

"સારૂં, કાલેજ રિટર્ન કરીશ." એમ કહી સુમતિ ચાલી ગઇ. અશોક તો તેને જોતો ઊભોજ રહ્યો.

૨

કાલ થઇ. અશોક અને સુમતિ કૉલેજમાં મળ્યાં. સુમતિએ નોટ પાછી આપી. અશોકે તે લીધી. બહુ વખત મુલાકાત ન થઇ. તેનું મન ચગડોળે ચઢ્યું. તેનું મન રડું રડું થઇ ગયું. તે બાગમાં ગયો, પણ એટલામાં ઠેસ વાગ્યાથી પડતો પડતો બચ્યો. નોટબૂક, ચોપડી વગેરે નીચે પડી ગયાં. ધૂળ ખંખેરતાં નોટબૂકમાંથી એક કાગળ બહાર પડી ગએલો જોવામાં આવ્યો. તે તેણે લઇ લીધો અને બાંકડા ઉપર જઇને વાંચવા બેઠો.

"....અશોક,

"પ્રેમ શું છે તે આજ સુધી હું સમજતી નહોતી. પ્રેમને આજ સુધી હું હસતી હતી. પણ હવે પ્રેમ એટલે શું તે સમજી.

"'હું તમને ચાહું છું. અને તમારાજ નામનું રટણ કરૂં છું. તમારા વગર મને ચેન પડતું નથી.' વગેરે વગેરે વાતો લખીને તમને મારૂં દિલ કમજોર છે એમ જણાવવા નથી ચાહતી.

"તમે ભણેલા છો, હોશીઆર છો, ખાનદાન કુટુંબના છો. તમને હું બસ એટલુંજ કહીશ કે હું તમને ખરા દિલથી ચાહું છું.

"માનો યા ન માનો. તમને મારા પ્રત્યે પ્રેમ હોય યા ના હોય, તોપણ મને આ કાગળનો જવાબ જરૂર આપશો.

"અગર તમને તમારી ખાનદાની અને તમારૂં નામ વહાલું હોય તો મારી ખાનદાની અને મારા નામને પણ વહાલું ગણજો.

... "તમારી સુમતિ".

'હું તમને ખરા દિલથી ચાહું છું' એ લીટી ઉપરજ અશોકની તો આંખ ચોંટી ગઇ.

૩

સુમતિની માને મરી ગયે ઘણાં વર્ષો થઇ ગયાં હતાં. તેનો બાપ હતો અને તે નવા જમાનાનો હતો. તેને કેટલાક વખતથી ખબર હતી કે અશોક અને સુમતિ બન્ને એક બીજાને ચાહે છે. તે ઘણી વખત સુમતિને કહ્યા કરતો કે "ખરાં પ્રેમીઓ એ કહેવાય કે જેઓ એક બીજાને માટે પ્રેમ આખી જિંદગી સુધી નિભાવ્યા કરે."

જતી જોઇ અશોક બોલ્યો: "સુમતિ, ક્યાં જાય છે."

"પુરુષોની બેવફાઇ દુનીઆ ઉપર જાહેર કરવા."

"પણ સુમતિ, જરા સાંભળ તો ખરી."

"હવે શું સાંભળવાનું રહ્યું છે?"

"સુમતિ, હું નિર્દોષ છું, લાચાર છું."

સુમતિ હસી. અશોકના ખભા ઉપર હાથ મૂકીને બોલી: "તેમાં ડરો છો શું કામ, અશોક? કાંઇ તમે એકલા ગુનેગાર નથી. ગુનેગાર છે આખો આપણો સમાજ." અશોક રડી પડ્યો. સુમતિ આગળ બોલી: "અશોક, જે નસીબમાં હતું તે થયું. તમારે પત્નીની શી ખોટ? આજ નહિ ને કાલ તમને બીજી મળી રહેશે. અમે સ્ત્રીઓ જ એવી કે કોઇને માટે જાન કુરબાન કરીએ અને સાથે બેવફા પણ કહેવાઇએ."

સુમતિ ચાલી ગઇ.

૫

અશોક અને સુમતિને કોલેજ છોડી દીધે ઘણો વખત થઇ ગયો. તેઓ કદી પણ પછી ન મળ્યાં.

અશોકના લગ્નની તૈયારીઓ શરૂ થઇ. તારીખ પણ નક્કી થઇ ગઇ.

એક દિવસ અશોકના પિતાએ અશોકને કહ્યું: "અશોક, સુમતિને ત્યાં પણ આમંત્રણ દેઇ આવજે, જોકે લગ્નપત્રિકા તો મોકલી જ છે."

અશોકને સુમતિ ફરી યાદ આવી. તેનો પ્રેમ યાદ આવ્યો. આ બધું સંભારી તેની આંખમાં આંસુ આવી ગયાં. આખરે તે પત્થરનું દિલ બનાવીને સુમતિને ત્યાં ગયો.

સુમતિના પિતાએ અશોકને આવકાર આપીને બેસાડ્યો અને પૂછ્યું: "કેમ, અશોક, લગ્નની તૈયારીઓ બરોબર ચાલી રહી છે ને? આમંત્રણ દેવા આવ્યા હશો?"

"હા, હા, તે માટે જ આવ્યો છું. કાલે આપ જરૂર આવજો."

"જરૂર. પણ એક વાત કહું, અશોક?"

"જરૂર. બોલો, શું છે?"

"તો મારે કહેવાનું કે તમારું તો લગ્ન કાલે થઇ જશે, પણ પછી સુમતિનું શું?"

અશોક ચમક્યો. તેને શરીરે પરસેવો છૂટ્યો. સુમતિના પિતાએ આગળ ચલાવ્યું: "અશોક, તમે આટલું ભણ્યા, પણ ગણ્યા નહિ. પ્રેમ કરવાનું

શીખ્યા, પણ તેને નિભાવતાં ન આવડ્યો. ખોટું ન લગાડના. તમારું હૃદય જલતું હશે, તો જલવા દો. પણ મારાથી ઓછું જલતું હશે. તમારું જલતું હૃદય કાલે શાન્ત થઇ જશે, પણ પરમેશ્વર જાણે સુમતિના દિલની આગ ક્યારે બુઝાશે? સુમતિને મેં પહેલેથીજ કહ્યું હતું, પણ જુવાની દીવાની છે. તે કેવી રીતે આંખ આગળના પડદા હટાવી શકે? જોયું પ્રેમ કરવાનું ફળ! તમો ભણેલા યુવાન અને યુવતીઓ એક બીજાને રોમીઓ ને જુલીએટ સમજો છો, પણ ખરો પ્રેમ નથી સમજતાં. હશે, જેવી ઇશ્વરની ઇચ્છા. જાઓ, અશોક, સુમતિને પણ આમંત્રણ દેઇ આવો."

અશોક નીચું મોંઢું રાખીને સુમતિના ઓરડા આગળ આવ્યો. સુમતિ ગાઇ રહી હતી. અશોક તેની પાછળ જઇને ઊભો રહ્યો. સુમતિની નજર અશોક ઉપર ગઇ. તે બોલી: "કોણ અશોક! કેમ, લગ્નનું આમંત્રણ આપવા આવ્યા હશો?"

"હા, સુમતિ, મારા લગ્નનું આમંત્રણ આપવા આવ્યો છું. કેમ આવશો ને."

"હા, જરૂર આવીશ," સુમતિ બોલી.

૬

સવાર પડ્યું. અશોકનું લગ્ન થઇ ગયું. સુમતિ લગ્ન વખતે હાજર હતી. શોભના અશોકની થઇ, પણ અશોક શોભનાનો ન થયો. લગ્નની પહેલી રાત્રે અશોક ઘરની બહાર નીકળ્યો. સુમતિ રસ્તામાં મળી. તેણે પૂછ્યું: "અશોક, ક્યાં જાઓ છો? આજ તો તમારા લગ્નની પહેલી રાત."

"સુમતિ, હું બેવફાઇનું કલંક ટાળવા જઇ રહ્યો છું. જાઓ, સુમતિ, મારા ખંડમાં જાઓ." સુમતિ ના સમજી. તે તેના ખંડમાં ગઇ. તેણે શોભનાને ઘુંઘટમાં મોઢું રાખીને રડતી જોઇ. પાસે એક પત્ર પડયો હતો. સુમતિએ તે લીધો અને વાંચ્યો. તે સુમતિને સંબોધીને હતો.

"પ્રિય સુમતિ,

"મારી આખી જિંદગીમાં મેં કોઇને 'પ્રિય' ગણી હોય તો તે તુંજ છે. આજ સુધી મેં કોઇની સાથે પ્રેમ કર્યો હોય તો તારીજ સાથે.

"સુમતિ, તું મને ન ઓળખી શકી. સમાજથી ડરીને મેં તારો પ્રેમ છોડી દીધો હતો તે વાત સાચી ન હતી. મારી માતાને મેં મરતી વખતે વચન આપ્યું હતું કે હું સુમતિને છોડી દેઇશ અને શોભના સાથે લગ્ન કરીશ. મારી ભૂલ થઇ કે મેં તને તે વિષે વાત ન કરી.

"શોભનાને સમાજ આગળ ઊભી કરજે. અને સમાજ જો તેને કોઇ બીજા યુવક જોડે ફરી લગ્ન કરવાની પરવાનગી આપે તો તેમ કરી દેજે.

"વધારે કાંઇ નહિ.

"તારો બેવફા
"અશોક"

સુમતિ કાગળ વાંચીને ખુરશી ઉપર બેસી પડી. શોભનાએ કહ્યું: "કેમ, બેન, કાગળ વાંચ્યો ને?"

"હા."

"માફ કરો, સુમતિ બેન," શોભના બોલી: "મને ખબર નહોતી કે હું બે દિલને છૂટાં પાડી રહી છું. તેમાં મારો કાંઇ વાંક નથી. અમો તો ગરીબ ગાય જેવી છીએ, લેઇ જાય ત્યાં જઇએ. જોયું, બબ્બેનાં દિલને મૂંઝવીને વફાદારી સાબિત કરવાની રીત?"

"બેન, તે શું કહીને બહાર ગયા?"

"શું કહું બેન, હજુ તો મેં તેમનું મોંઢું સરખું પણ નથી જોયું."

સુમતિ ઉતાવળથી ખંડ છોડી ગઇ.

થોડે છેટે દરીઓ હતો. સુમતિ દરીએ ગઇ. સુમતિએ કોઇ યુવકને તેના કિનારા ઉપર ઊભો રહેલો જોયો. તે દોડી. પણ તે ત્યાં પહોંચે તે પહેલાં તો તે યુવકે પાણીમાં ઝંપલાવી દીધું. સમજ્યા વગર સુમતિએ પણ પાછળ ઝંપલાવ્યું. દરીઆએ પોતાનું કામ કર્યું. બે સાચાં પ્રેમીઓને એક કર્યાં. અશોકે સુમતિને પોતાની બાથમાં સમાવી લીધી અને દરીએ તે બન્ને પ્રેમીઓને.

સવાર પડી. દૂર કિનારા ઉપર કેટલેક છેટે અશોક અને સુમતિનાં શબો એક બીજાની બાથમાં પડેલાં હતાં.

ક્રૂર સમાજે, 'જોયું બહુ ભણાવ્યાનું પરિણામ?' કહીને પોતાનો બચાવ કર્યો.

વડોદરા ચિમનભાઇ ઇશ્વરભાઇ પટેલ

---




## રજોદર્શન

### ૨. આચાર

**અડકાવ વખતે પાળવાની બાબતો**

**રજસ્વલાએ** છેટે બેસવું, એટલે કે બધી જાતની સ્વચ્છતા પૂરેપૂરી જાળવવી ને ખાવાપીવાની તથા પહેરવાઓઢવાની ચીજોને અડકવું નહિ (અજાણતાં

ક્યાંક અડકાઇ જવાય તો આભ તૂટી પડવાનું નથી). તેણે ટાઢું ખાવાનું છોડી દેવું, વાયુ કરનાર પદાર્થોનો ત્યાગ કરવો, ખાટી ચીજો પણ ન ખાવી; પેઢાના અવયવોને કે કપડાંને ભીનાં થવા દેવાં નહિ, પગ ઠંડા પાણીમાં રહે નહિ કે ભીંજાએલા રહે નહિ એ જોવું. શરીરમાં જેમ બિમારી આવે છે ત્યારે તેને આરામ આપીએ તો તે જલદી સાજું બની જાય છે, તેમ અડકાવવાળી સ્ત્રીને પણ બિમાર સમજી લેઇ તેને પૂરતો આરામ જરૂર આપવો. તે અતિશ્રમ ન કરે, લાંબો સમય બેઠી ન રહે, વારેઘડીએ હાથપગ પાણીમાં બોળ બોળ ન કરે. વડીલોએ આ વખતે રજસ્વલાને હલકો સાત્વિક—જલદી પચે તેવો—ખોરાક આપવો; તાજી ચોકખી હવા, પૂરતો પ્રકાશ, અને સ્વચ્છ વસ્ત્રો પહેરવા ઓઢવા મળે એમ કરવું. અડકાવના દિવસોમાં ઉજાગરા ન કરવા, ભૂખ ન વેઠવી, અકરાંતીઉં ન ખાવું; અતિશ્રમ કરવો નહિ, પથારી સ્વચ્છ ને કઠણ રાખવી, શરીરને ઠંડી કે પવન લાગવા દેવા નહિ, ઓઢવાનું પૂરતું રાખવું; પીવામાં કોકરવરણું પાણી વાપરવું. બ્રહ્મચર્યનું પાલન અવશ્ય કરવું.

અડકાવના દિવસોમાં નાહવું હોય તો ગરમ પાણીએજ નાહવું. ન નાહવું હોય તો ગરમ પાણીમાં ટુવાલ ભીંજવીને તેનાથી આખું શરીર બરાબર સાફ કરી નાખવું, અને યોનિમુખ તથા તેની આસપાસનો પ્રદેશ ગરમ પાણીથી પૂરેપૂરો સ્વચ્છ કરી લેવો. યોનિમુખ ઉપર ચોકખા રૂની (મેડિકેટેડ રૂની) કે ચોકખા કપડાની થેપલી અથવા વાદળી મૂકવી ને તેની ઉપર લંગોટની જેમ પટો બાંધી દેવો. પટો તંગ ન હોવો જોઇએ. લંગોટને બદલે ચડ્ડી વાપરવી વધારે અનુકૂળ પડે તો તે વાપરવી, પણ તે ઘૂંટણ સુધીની ન વાપરતાં સાથળ સુધીની કાપવાળી સીવીને કે સીવડાવીને ઉપયોગમાં લેવી. થેપલી કે વાદળી લોહીથી ભીંજાઇ જાય કે તરતજ તે કાઢી લેઇ તેની જગાએ બીજી ચોકખી થેપલી મૂકી દેવી. કાઢી લીધેલી થેપલી રૂની હોય તો તે સળગાવી મૂકવી, ને કપડાની હોય કે વાદળી હોય તો તેને સાબુ વડે ધોઇ પૂરેપૂરી સ્વચ્છ કરી સૂકવીને તેનો ફરી ઉપયોગ કરવો. જેને અડકાવ આવતો હોય તેણે લૂગડાના આવા કકડા કે વાદળીઓ પોતાની પાસે હરહમેશ રાખવાં જોઇએ, જેથી અડકાવ વખતે તેમનો તરત ઉપયોગ થઇ શકે. ઉપયોગ થઇ રહ્યા પછી તેમને ધોઇને પૂરાં સાફ કરીને મૂકી રાખવાં, જેથી ફરી પાછો બીજી વખતે તેમનો ઉપયોગ કરી શકાય. અડકાવ જેટલો સમય આવતો રહે તેટલા દિવસો માટે ગંદાં રહેવાનો પરવાનો મળી ગયો એમ ન સમજવું. એ વખતે તો ઊલટી વધારે ચોકખાઇની જરૂર છે. માટે શરીર, કપડાં અને ખાસ કરીને યોનિમુખ

વગેરે ગુહ્ય ભાગો બરાબર ચોકખાં રાખવાંજ રાખવાં.

આ વખતે રજસ્વલાની લાગણીઓ ઉશ્કેરાય નહિ, મનમાં વિકારો ઉત્પન્ન થાય નહિ, શરીર સ્વસ્થ અને મન શાન્ત રહે, જોઇનો આરામ મળે, તથા બહુ દરકર ન કરતાં ઘડીમાં બેસે ને ઘડીમાં સૂએ એમ કરવાની ખાસ જરૂર છે. એટલા માટે તો આપણામાં પરાપૂર્વથી છેટે બેસવાનું રાખ્યું છે. પણ છેટે બેસવાનાં કારણો વિસરાઇ ગયાં, એટલે 'સાપ ગયા ને લીસોટા રહ્યા' જેવું થયું છે. જે વખતે છેટે બેસવું જ જોઇએ તે વખતે નામનું જ છેટે બેસાય છે, અને હમેશ કરતાં વધારે ગદ્ધાવૈતરૂં કરાય છે. એ વખતે મનમાં કોઇ જાતના વિકારો ન હોવા જોઇએ, ત્યારે તેને બદલે અનેક વિકારોને સ્થાન અપાય છે. એ વખતે લાગણીના આવેશો નજ જોઇએ, ત્યારે તેજ વખતે મા, સાસુ કે વડીલ સ્ત્રીઓ તેને લડે છે ને ભાંડે છે, તેજ વખતે નવરી પડેલી બેનો નવલકથાઓ વાંચી મનને ઉશ્કેરે છે, તેજ વખતે પરણેલી કે કુંવારી બેનો કુવિચારોમાં કે કુતર્કોનાં પડે છે, તેજ વખતે કેટલીક નાદાન બેનો સંભોગ પણ કરે છે, અને આમ કરીને તને તથા મને પાયમાલ થાય છે. આ બધું ચિત્ર નજર આગળ ખડું થાય છે ત્યારે કન્યાઓ અને સ્ત્રીઓ ગર્ભાશયનાં કે જનનઅવયવોનાં દરદોથી પિડાય છે તેમાં લગારેય નવાઇ પામવા જેવું કે ચમકવા જેવું લાગતું નથી.

ઉપર જણાવી તેટલી કાળજી જો સામાન્ય રીતે લેવાય તો રજોદર્શન વખતે અને ત્યાર પછી જે પીડા થાય છે તે ન થાય. જો આવી કોઇ પણ દરકાર રાખવામાં ન આવે તો અડકાવ કાં તો ઓછો આવે કે પછી વધારે આવી જાય, અને આમ ને આમ લાંબો સમય ચાલ્યા કરે તો તેમાંથી અનેક રોગો ઘર ઘાલે. આજકાલની પંદર સોળ વર્ષની કન્યાઓ ફીક્કી ફસ પડી ગએલી હોય છે, નબળા બાંધાની ને મનની હોય છે, મગજશૂન્ય બની ગયાં જેવી હોય છે કે માંદલી રહે છે, એનું એક મોટું કારણ અડકાવ વખતે રખાતી બેદરકારી છે.

રજોદર્શન વાળી કન્યાએ જે દરકાર લેવાની છે તે મોટી ઉમરની સ્ત્રીઓએ પણ લેવાની છે.

### ૩. ઉપચાર

### અડકાવ થોડો આવતો હોય કે તે વખતે પીડા થતી હોય તો?

અડકાવ ઓછો આવવાને કારણે ઘણે ભાગે પેઢામાં દુઃખે છે કે શૂળ ભોંકાય છે. આને માટે સામાન્યતઃ આ જણાવેલા ઉપચાર કરવાઃ

૧. શરીરમાં નબળાઈ હોય તે નબળાઇ આરોગ્ય સાચવવાના નિયમોનાં પાલન દ્વારા દૂર કરવી એ સૌથી પહેલું કામ.

૨. અડકાવ આવવાનો વખત થાય ત્યાર પહેલાં ચાર પાંચ દિવસ અગાઉથી સવાર સાંજ અર્ધો અર્ધો કલાક ગરમ પાણીમાં 'કટિસ્નાન'[૧] કરવું. અડકાવના દિવસોમાં પણ આ કટિસ્નાન ચાલુ રાખવું. આ મુજબ ત્રણ ચાર રજોદર્શન સુધી કરવાથી ગાડું સરાડે ચઢી જશે. કટિસ્નાન કરીને તરત ગરમ કપડું ઓઢીને અર્ધો પોણો કલાક સૂઈ રહેવું. ઇચ્છા હોય તો પાશેર દોઢ પાશેર ગરમ દૂધ પીવું. કટિસ્નાન પછી શરીરના કોઇ પણ ભાગને હવા લાગવા દેવી નહિ.

૩. પીવામાં, વાપરવામાં ને હરકોઇ કામમાં ગરમ પાણી સાથેજ વહેવાર રાખવો.

૪. પેઢાના અવયવોને શેક કરવો.

એ ત્રણ ઋતુદર્શન થતા સુધીમાં ઉપરના ઉપચારોથી બધું પાંસરું પડી જશે. ઉપરના ઉપચાર પ્રથમ અજમાવવા, ન છૂટકે નીચેના ઔષધનું શરણ લેવું:

**ઔષધ**

૧. 'ટિંકચર ઓપિયમ' દશ ટીપાં નવટાંક ઠંડા પાણીમાં નાખીને પી જવાં. અડકાવના દિવસોમાં રોજ ત્રણ ચાર વખત પીવાથી દુખાવો ને શૂળ બંધ થઇ જશે.

૨. ચાર રતિ કપૂરમાં ઘઉંનો મેંદો મેળવીને તેની આઠ દશ ગોળી બબ્બે રતિની બનાવવી. અડકાવના દિવસોમાં રોજ ફેરે બબ્બે ગોળી ચાર વખત લેવી.

૩. અડકાવ આવીને ચાલ્યો જાય ત્યાર પછી બીજો અડકાવ આવતા સુધી નીચેનું ઔષધ લેવું. શુદ્ધ હીરાકસી (સલ્ફેટ ઑફ આયર્ન) અને એળિયો બે રતિ લેઇને તેની ગોળી કરવી. આવી ગોળી સવાર સાંજ એક એક લેવી. બીજો અડકાવ યોગ્ય પ્રમાણમાં અને પીડા વગર આવશે. પૂરતો આરામ ન થયો હોય તો ઔષધનું સેવન આગળ ચાલતું રાખવું.

*————

૧ આને માટે ટીનનું અંડાકૃતિ ધારતું કુંડું આવે છે. તેમાં ગરમ પાણી ભરવું. કુંડામાં લંબગોળને એક છેડે અઢેલીને, અને બીજે છેડે ધાર ઉપર પગ લંબાવીને બેસવું. શરીરનું વજન નિતંબ ઉપર આવે; પાણી ડૂંટી સુધી આવે, ડૂંટી ઉપર ન જાય. આ રીતે અર્ધો કલાક બેશી રહેવું. દરમ્યાન પેઢા ઉપર ખડબચડા લૂગડાના કટકાથી વારંવાર ઘસતા જવું. 'કટિસ્નાન' કરતી વખતે પગની પાની વગેરે ન પલળે તે ધ્યાનમાં રાખવું.

## અડકાવ અતિશય આવે તો?

અડકાવમાં રક્તસ્રાવ પુષ્કળ થાય અને તે ત્રણ ચાર દિવસ કરતાં વધારે ટકે તો તથા શરીરમાં અશક્તિ વધતી જણાય તો તેનો તરત જ ઉપાય કરવો. પુષ્કળ રક્તસ્રાવ એટલે શરીરની નબળાઇ અને જનનઅવયવોની રોગી દશા. નીચેના ઉપચાર કરવા:

૧. આરોગ્યના નિયમોના પાલન દ્વારા શરીરની નબળાઇ દૂર કરવી એ સૌથી પહેલું કામ.

૨. લોહી વધારે આવતું હોય તો યોનિ ઉપર અને પેઢા ઉપર ઠંડા પાણીનાં પોતાં મૂકવા. એક એક પોતું કલાક દોઢ કલાક સુધી રાખી મૂકવું. બાદ અર્ધોએક કલાક એ ભાગો પોતા વગરના રાખવા. ફરી પાછાં પોતાં મૂકવાં. આમ કર્યા કરવું.

૩. અડકાવના દિવસોમાં ઠંડું પાણી પીવું, ઠંડા પાણીએ સ્નાન કરવું, અને પેઢા ઉપર ઠંડા પાણીનો ઉપયોગ વારંવાર કરવો. બને તો અડકાવના બે ચાર દિવસ અગાઉથી ઠંડા પાણીનું 'કટિસ્નાન' શરૂ કરીને અડકાવ બંધ થતા સુધી તે ચાલુ રાખવું.

૪. અડકાવના દિવસોમાં સહેજ પણ શ્રમ લેવો નહિ. આખો દિવસ સૂતેલાં રહેવું. બેસવું હોય તો અઢેલીને—અર્ધાં બેઠેલાં ને અર્ધાં સૂતલાં હોઇએ એમ—બેસવું. ફરફર તો ન જ કરવું.

બે ચાર રજોદર્શન સુધી આટલા ઉપચારો કર્યા કરવાથી બધું ઠીક થઇ જશે. ઔષધસેવન તો ન છૂટકે જ કરવાનું રાખવું. સાચો લાભ આ કુદરતી ઉપાયોથી છે એમ સમજવું.

### ઔષધ

૧. 'ટિંક્ચર ઑફ હેમ્પ' પાંચ ટીપાં, 'આર્ગટ ઑફ રાઇ' ત્રણ રતિ ભૂકી, અને 'ટિંક્ચર ઑફ ઓપિયમ' દશ ટીપાં. આ ત્રણ ઔષધ નવટાંક ઠંડા પાણીમાં નાખીને તેના ચાર ભાગ કરવા. દરેક ભાગ એક વખત, એમ દિવસમાં ચાર વાર દવા લેવી. આ ઔષધ અડકાવના દિવસોમાં જ લેવાનું છે.

૨. અડકાવ બંધ થયા પછી જો ઔષધ લેવાની જરૂર હોય તો 'સલ્ફેટ ઑફ આયર્ન' અને એળિયાના મિશ્રણ લેવું. આ ઔષધ અડકાવ વખતે ન જ લેવાય.

## ૪. અવયવોની સ્થાનભ્રષ્ટતા

ઘણી વાર જનનઅવયવો, તેમાં ખાસ કરીને કમળ અને ગર્ભાશય પોતાની

જગાએથી આગળ, પાછળ, ઉપર, નીચે કે બાજુએ ખસી જાય છે. આ કારણે અડકાવની અનિયમિતતા થઇ જાય છે. આવે વખતે જે તે અવયવ પોતાની જગાએ પાછો આવી જાય એમ કરવું. નીચે આપેલી કસરતથી ખસેલા અવયવ ઠેકાણે આવશે.

૧. સુંવાળી કઠણ જમીન ઉપર ચતાં સૂઇ જવું. પગ બને તેટલા શરીરની પાસે ખેંચી નિતંબ સુધી લાવવા. પછી શરીરનો નીચેનો ભાગ (નિતંબ કેડો વગેરે) ઊંચો કરવો, એટલે સુધી કે આખો ભાગ પગનાં ચાપ્પાં અને ખભા પર તોળાઇ રહે. થાકયા સિવાય જેટલો સમય આ સ્થિતિમાં રહી શકાય તેટલો સમય રહેવું. પછી મૂળની સ્થિતિએ ધીમે ધીમે આવવું. થોડીક મિનિટ આરામ લેવો. આમ વારંવાર સુધી કર્યા કરવું.

૨. ઊંધાં સૂઇ જવું. નિતંબ થાય તેટલા ઊંચા કરવા. શરીરને પગનાં આંગળાં અને હાથની કોણીઓ ઉપર તોળી રાખવું. માથું જમીનને અડકેલું રહે. આ સ્થિતિમાં રહેવાય તેટલો વખત રહેવું. મૂળની દશાએ ધીમે ધીમે આવવું. આમ વારંવાર કરવું. શક્તિ મુજબ વીશ ત્રીશ મિનિટ સુધી કરવું.

## ૫. બીજી ક્ષતિઓ

અડકાવ આવ્યાનાં બધાં ચિહ્ન સારી રીતે અનુભવ્યા છતાં અને અડકાવ આવ્યો છે એમ લાગવા છતાં, યોનિમુખની બહાર રક્તસ્રાવ ન આવે તો તેનું કારણ શોધી કાઢવું. કોઇ વાર કમળનું મુખ બિડાઇ ગએલું હોય છે, તો તેને શળી નાખીને પહોળું કરવાની જરૂર પડે છે. અથવા યોનિના દ્વારમાં જે પડદો હોય છે (એને યોનિપટલ કહે છે) અને જે રજોદર્શન વખતે તૂટે છે, એ ન તૂટયો હોવાથી લોહી બહાર ન આવતું હોય તો તે પડદો શસ્ત્રવૈદ્ય પાસે તોડાવવો.

ચૌદ પંદર કે સોળ વર્ષની ઉમર થઇ ગયા છતાં અડકાવ ન આવે તો મૂંઝાવું નહિ. ગમે તેવી ઊંટવૈદી દવાઓ ન ખાવી. શરીર નબળું હોય તો આરોગ્ય-નિયમોના પાલન દ્વારા તેને સબળું બનાવવું, શુદ્ધ સાત્ત્વિક ખોરાક લેવો. છતાં અડકાવ ન જ દેખા દે તો સારા જાણકાર વૈદ્યદાક્તરની સલાહ લેવી.

## ૬. તરુણ કન્યાને સૂચનાઓ

૧. આરોગ્ય સાચવવાના સામાન્ય નિયમો બરાબર પાળવા.

૨. પેઢાના અવયવોને ખીલવા માટે પૂરતી અનુકૂળતા આપવી.

૩. ચરણીઓ, ચડ્ડી, વગેરે કસીને ન બાંધવાં. કેડોના ટેકા ઉપર ઢીલાં લટકી રહે એમ કરવું.

# આપણા સ્વભાવની વિચિત્રતા!

**પૂર્વપુરુષોએ** દીર્ઘદૃષ્ટિથી પોતાની વિચારશક્તિને કેળવી જે સંસ્કૃતિ કરી હતી તેનું સૂચન એ છે કે તેમની ભાવિ પ્રજા—આપણે તેમની જેમ દીર્ઘદૃષ્ટિથી જૂનું સુધારી નવું સુસંસ્કૃત કરવામાં પોતાના માનસને અહર્નિશ સબળ અને વિશુદ્ધ વિચારોથી કેળવીએ; અને તેવી જ રીતે આપણી ભાવિ પ્રજાને પણ આજની સુધારણાની ભવિષ્યમાં થતી વિકૃતિ અટકાવવા માટે પોતાની વિચારસૃષ્ટિને કેળવવા યત્ન આદરીએ—જૂની સંસ્કૃતિને સજીવન કરી નવીનતાને દિપાવીએ. પણ મહાશોકની વાત એ છે કે આપણે પોતાની મેળે સ્વતંત્રપણે વિવેકબુદ્ધિને કેળવીને કંઈ પણ નવીન ઉપજાવી શકતા નથી. પૂર્વે આમ હતું અને તેમ હતું, શાસ્ત્રમાં અમુક નિષેધ છે અને અમુક વિધિ છે, માટે શાસ્ત્ર કહેતું હોય તેમ કરીએ છીએ. અથવા તો પશ્ચિમના લોકો પાસેથી ઉછીના લીધેલા વિચારોથી યુરોપીય વિજ્ઞાનમાત્ર સાચું છે, એમ માની કે જીવન-વ્યવહારમાં એક પણ ડગલું, એમના વિજ્ઞાનની પ્રથાને અનુસર્યા સિવાય, આગળ ભરી શકતા નથી! આવી અર્ધદગ્ધ દશામાં આપણે મુકાએલા હોવાથી જીવન-વ્યવહારને પ્રોત્સાહન અર્પતું શિક્ષણ કે સાહિત્ય, કળા કે ઉદ્યોગ વિષેની યોગ્યતા વિચારી જવાની વિવેકબુદ્ધિને આપણે આજે ગુમાવી બેઠા છીએ. આજે સાદી, સરળ અને અસરકારક ભાષામાં લખાએલું સાહિત્ય સંપૂર્ણ રીતે લાભદાયક હશે, સત્ય ધર્મનું સરળતાથી શિક્ષણ આપતું હશે, તાત્ત્વિક દૃષ્ટિને ઉત્તેજતું હશે, પણ જો તેમાં પ્રાચીન ધર્મગ્રંથોનું પ્રમાણ બતાવવામાં નહિ આવ્યું હોય અથવા નવીન સુધારણાના ઢંગને અનુસરી કૃત્રિમ વિનય તથા બાહ્ય સભ્યતાના રંગરોગાનથી શણગારેલું નહિ હોય તો તે આપણને પ્રિય લાગતું નથી! આનો અર્થ એ જ કે સ્વતંત્ર વિચારોથી આપણી આન્તર ભાવનાઓને કેળવી આત્મવિકાસ કરવા આપણે માગતા જ નથી. નવીન સંસ્કૃતિ, ન્યાય, ધર્મ અને વ્યવહાર જીવનને લગતી સત્ય કથાઓ વિષે કોઈ સત્પુરુષ પોતાના સ્વતંત્ર વિચારો પ્રકટ કરી, શુભાશુભનો સ્ફોટ કરી બતાવી જીવનધર્મ શિખવે તો તે આપણને ગમતું નથી. વળી તેના ઉપદેશમાં સત્યાંશ કેટલો છે તેનો પણ આપણે વિચાર કરી જોવાનો અવકાશ લેતા નથી. આવી આપણી વિચારશૂન્યતાને લીધે આજે યુરોપ, અમેરિકા, જપાન, રુશીઆ જેવા દેશોના સુધારામાત્રને સાચા માની તેમની દૃષ્ટિ તથા વિચારશ્રેણી અનુસાર આપણે અહીં સુધારો કરવામાં ડહાપણ સમજીએ છીએ!

આમ પૂર્વનું કે આજનું સારું શું અને ખોટું શું તે વિષે વિચાર કરી

પોતાના માનસનો વિવેકબુદ્ધિથી સ્વતંત્રપણે વિકાસ કરવામાં ન આવતો હોવાથી આપણી જીવનપ્રગતિના પંથમાં કંટક વેરાતા ગયા છે. પૂર્વ કાળે શ્રીકૃષ્ણ જેવા પુણ્યાત્માએ આપણી અવદશાને સમયે ઉપનિષદોના દોહનરૂપ ગીતાને આપણી આગળ ધરી શુદ્ધ જ્ઞાન અને સ્વધર્મપાલનનું ભાન કરાવ્યું. આ પૂજ્ય પુરુષે આપણા માર્ગમાંના કંટક સાફ કરીને આપણો જીવનપંથ ચોકખો અને સરળ બનાવી આપ્યો. પણ તે પછી સ્મૃતિઓનું જોર વધ્યું. એ જોરથી પુરાણધર્મને પોષણ મળ્યું. વ્યવહારૂ જીવનની મહત્તાનું એ પુરાણધર્મમાં એવી વિચિત્ર રીતે વર્ણન કરવામાં આવ્યું કે જેને સરળતાથી સમજવામાં મુશ્કેલીજ ઊભી થાય, એટલે કે વિચારશક્તિના વિકાસરહિત મનુષ્યો (સેંકડો બીનઅનુભવી યુવાન સ્ત્રીપુરુષો) તર્કવિતર્ક કરી ભુલાવામાં પડે, કેટલાક નાસ્તિકતાને પંથે દોરાય; વિચારશૂન્ય દશામાં જીવન ગાળનાર લાખોની સંખ્યા તો અંધશ્રદ્ધામાં રહી જઈ અજ્ઞાનતાજ વહોરી બેસે. ઉપનિષદનાં તત્ત્વોને માત્ર બોલી જવા પૂરતાંજ ભૂદેવોએ રાખ્યાં, વ્યવહારમાં તો પુરાણધર્મનેજ સ્થાન આવ્યું.

આમ સમાનતાનાં અંગ તૂટતાં જોઇ, અન્યાય અને અનાચારની વૃદ્ધિ થતી જોઇ ઇશ્વિરીજ્ઞાનનો ફરી બુદ્ધ રૂપે અવતાર થયો. પરંતુ એ સમયે પ્રમાદ અને સ્વાર્થને જીવનવ્યવહારમાં સ્થાન મળી ગયું હતું, તેથી બોધીસત્ત્વની અવગણના કરવામાં આવી. તોપણ કેટલાક રાજામહારાજાઓએ બૌદ્ધ ધર્મનો સ્વીકાર કરેલો હોવાથી તેનો પ્રચાર સારી રીતે થયો પણ ખરો અને ધીરે ધીરે પુનઃ તત્ત્વજ્ઞાનના મૂળ આદેશને વ્યવહારમાં જનતા ઉતારી લે એવો સમય પણ આવી લાગ્યો હતો; પણ આગળ જણાવ્યું તેમ પ્રમાદ અને સ્વાર્થનાં મોજાંમાં રાચનાર બૌદ્ધ સાધુઓ અને બ્રાહ્મણોમાં વિક્ષેપ ઉત્પન્ન થયો. આટલું છતાં પણ બૌદ્ધ ધર્મને આંચ આવે તેમ નહોતું, કેમકે ત્યાં સુધી તે રાજધર્મ ગણાતો હતો અને તેથી તેને આદર સાથે સર્વ પ્રજાવર્ગમાં ધીરે ધીરે સ્થાન મળતું જતું હતું. પરંતુ દેશને દુર્ભાગ્યે[1] સમ્રાટ્ શીલાદિત્યનું

*———

૧. દુર્ભાગ્ય શબ્દ આ સ્થળે દુભાતે હૃદયે લખવો પડે છે, કેમકે મનુષ્યપ્રાણી પોતેજ દુર્ભાગ્યને વહોરી લે છે. પુરુષાર્થહીનને દુર્ભાગ્ય સિવાય બીજી કઇ પ્રાપ્તિ હોય? ઉત્તર ધ્રુવમાંથી અહીં આવીને ભગીરથ પ્રયત્ન આદરી સંસ્કૃતિને શિખરે પહોંચનાર, પણ સ્વાર્થ, લોભ અને મોહને વશ થઇને આપસમાં લટઇટ'રાથી એક બીજાનાં રાજ્યો છીનવી લેવાની કુસંપની મતિ ધારણ કરી બેસનાર આર્ય જાતિને પોતાના મૂળતત્ત્વરૂપ પુરુષાર્થની વિસ્મૃતિ થાયજ અને અંતે દુર્ભાગ્યનેજ વશ થવું પડે એ દેખીતું છે.

અવસાન થયું અને પછી બ્રાહ્મણધર્મનું જોર વધ્યું. પરિણામે બૌદ્ધ ધર્મને આ દેશમાંથી વિદાય થવું પડયું!

આ ઉપરથી એટલું તો સ્પષ્ટ સમજાય છે કે મૂળથીજ રાજદંડના અંકુશ સિવાય સીધી રીતે સ્વધર્મથી વ્યવહારૂ જીવન જીવવું આપણને ગમતું નથી. રામ અને કૃષ્ણ પણ જો શાક્યસિંહની માફક રાજદંડને ધારણ કર્યા શિવાય સ્વધર્મનું શિક્ષણ આપવા નીકળ્યા હોત તો તેમના ઉપદેશોને પણ બૌદ્ધ ધર્મની જેમ દેશવટો દેવામાં આપણે પાછા પડ્યા ન હોત. આજની આપણી જીવન-રહેણી એ વસ્તુની સાખ પૂરે છે. આજે પણ એક સંતપુરુષ(ગાંધીજી)ના ઉપદેશની અવગણના કરી મિથ્યાભિમાન રૂપી રૂઢિધર્મને આગળ ધરી અજ્ઞાનતાને છુપાવી રાખવામાં આપણે જરાયે ડરતા નથી. પણ જો સત્તાધારી કોઇ સંત કે મહાન પુરુષ આજ્ઞા કરે તો તેજ ઘડીએ આપણી પરીક્ષાનો અંત આવી જાય તેમ છે. પૂર્વ કાળમાં ઋષિઓ અને સંત પુરુષોની ધર્માજ્ઞાને તથા તત્ત્વજ્ઞાનને ગળી જવામાં ડરતા નહિ હોવાથીજ રાજસત્તાધારી દેવાંશી યોગી પુરુષોને આપણે અહીં રામ અને કૃષ્ણ રૂપે જન્મ લેવો પડેલો, એ વસ્તુને સૌએ ખૂબ વિચારી જવા ઘટે છે.

સમાજરચનામાં દર્શાવેલા વર્ણવિભાગનો અવળો અર્થ કરી જન્મે કરીને ઉચ્ચ ગણાવાથી પોતાની સ્વાર્થબુદ્ધિને પોષણ મળશે અને તેમ કરતાં પોતાની મહત્તા જળવાઇ રહેશે, એ વિચારથી બ્રાહ્મણોએ સમગ્ર જનતા ઉપર પોતાની સત્તા જમાવી. આવી સત્તા કાયમ રાખવાના સ્વાર્થમાં અને ગર્વિષ્ટ ભાવનાના નશામાં મહાલનાર ભૂદેવોએ, રામ અને કૃષ્ણ ક્ષત્રિયકુળમાં જન્મેલા હોવાથી ઈશ્વરી જ્ઞાનથી સંપન્ન હોઇ શકે નહિ, એવું જાહેર કરી તેમની હયાતિમાં તેમને સત્પુરુષ તરીકે સ્વીકારવા તૈયાર નહોતા. અને તેથીજ રામને માત્ર ગણત્રીનાજ બાર ઋષિઓ દિવ્યાત્મા તરીકે ઓળખી શક્યા હતા. તેવીજ રીતે કૃષ્ણને પણ વિદુર, અર્જુન, ભીષ્મ અને યુધિષ્ઠિર આદિ ગણત્રીના જ પુરુષો ઓળખી શક્યા હતા. રામ અને કૃષ્ણ પછીના સત્પુરુષોમાંના બુદ્ધ અને ગાંધીજી જેવાની ઓળખ આપણને આજે હજી થઇ શકતી નથી, તેનું કારણ ઉપર જણાવ્યું તેજ ભૂદેવોની સ્વાર્થી અને પ્રમાદી જીવનરહેણીનાં ફળ છે.

આપણા સ્વભાવમાં આ વિચિત્ર પ્રકારનો વિકાર પેઠેલો હોઇને આજે મરણનો કાંઠે જઇ રહ્યા છીએ તેનું આપણને હજી પણ ભાન થતું નથી! જૂનું શાસ્ત્ર કે નવું વિજ્ઞાન કોઇ પણ આપણને હવે કામ લાગવાનાં નથી. માત્ર આપણી વિવેકબુદ્ધિનો વિકાસ કરીને સ્વાર્થ, કીર્તિ અને લોભના ત્યાગ સાથે

મનુષ્યત્વનું પાલનજ કામ લાગશે. આજે પૃથ્વી ઉપર એક મહાન પુરુષની ઉત્પત્તિ આપણી હિંદ ભૂમિમાં થઇ છે, તેમાંયે વળી ગુજરાત તો એ પુરુષનું ઉત્પત્તિસ્થાન હોઇને ગુજરાતીઓને તો એ સત્પુરુષની લેખિનીથી લખાતા ને ગુજરાતી ભાષામાં પ્રકટ થતા લેખોનો લાભ અમૂલ્ય વસ્તુજ કહી શકાય. પણ દુઃખ અને આશ્ચર્ય એ થાય છે કે આજે જૂની ધર્મઘેલી જનતા વારતહેવારો ઉજવવા અને મંદિરોમાંના ઉત્સવોમાં મહાલવા સિવાય બીજું કંઇ જાણતી કે વિચારતી નથી, અને તેટલીજ રીતે નવી જનતા પાશ્ચાત્ય વિલાસી રીતભાતને અપનાવી નિરર્થક અને ગંદી નવલકથાઓના વાચન સાથે નાચગાનના તમાશામાં બેભાનપણે ભટકવા સિવાય કંઇ વિચારતી નથી. આ વસ્તુ આપણ ગુજરાતીઓને[1] તો શરમ સાથે મરણ પામવાનું સૂચનજ કહી શકાય.

જીવન હંમેશાં પ્રગતિશીલ બની રહે તે માટે જિંદગી છે. એ મહામંત્ર સંસ્કારી પ્રજા ભૂલે તો તેને અતિશય નીચું જોવાનું થાય. કાળને અનુસરી કુદરત આપણને તેના ભિન્ન ભિન્ન સ્વરૂપમાં દર્શન દેઇને ચેતવે છે. પણ એનું આપણને ભાન ન હોવું એનુંજ નામ આપણી નિદ્રા, એજ આપણી જડતા અને અજ્ઞાનતા.

વડોદરા — મણિલાલ જ. દ્વિવેદી



## સમાજનો હડહડતો અન્યાય

**પતિના** અવસાનથી સ્ત્રી વિધવા બને છે, તેમ પત્નીના અવસાનથી પુરુષ વિધુર બને છે. સામાન્ય રીતે જો પત્ની અને પતિના અવસાન માટે દિલમાં લાગણી થતી ઘટે તો બન્નેને થવી જોઇએ, પરતું આપણા સમાજમાં ન્યાય નથી; અને પરિણામે સ્ત્રી પુરુષ વચ્ચે એવી એક મોટી પ્રચંડ દિવાલ ઊભી કરવામાં આવી છે, કે સ્ત્રી અને પુરુષ બંને સમાજનાં સરખાં ઉપયોગી અંગ છે એમ કોઇ માની શકતુંજ નથી. પુરુષ ત્રણત્રણ કે ચારચાર પત્નીઓનો પતિ

*———

૧. આ કાળમાં પશ્ચિમને વિજ્ઞાને અવતારી પુરુષની માન્યતાને વહેમનું સ્વરૂપ આપેલું હોવાથી કોઇ ભાઇબેન, લેખકને વહેમી કે અંધશ્રદ્ધાળુ ગણવાની ભૂલ ન કરે એમ ઇચ્છુ છું; તેમજ કોઇ અન્ય પંથનાં કે ધર્મનાં ભાઇબેન, લેખકનો ગાંધીજી પ્રત્યેનો પક્ષપાત ન ગણે કે તેને ગાંધીજીનો અનુયાયી ન સમજે. લેખક તો તેના પોતાના આત્માનોજ અનુયાયી છે. ભૂત ભવિષ્ય ને વર્તમાનમાં રસબસ કરીને જીવનમંત્રની દીક્ષા સૌને પોતાનો આત્માજ આપે છે એટલું સૌ વિચારી જુએ.

થયા પછી પણ વિધુર બને તો આપણો સમાજ કહેશે કે અરે, બિચારાને જીવનના અંતિમ દિવસોમાં દુઃખ આવી પડ્યું; અને પત્નીનું શબ હજી તો સ્મશાનભૂમિમાં પહોંચ્યું નથી ત્યાં તો તે બિચારા પુરુષને પરણવાનો આગ્રહ થાય છે. વિધુર થયા પછી તે ટૂંક વખતમાં નવું લગ્ન કરે છે. તે તુરતજ મરનારને ભૂલી જાય છે, અને નવી પત્ની સાથેનું જીવન હોંસથી શરૂ કરે છે, જાણે કે પત્ની મરણ પામે છે પુરુષના નવા લગ્ન માટેજ!

આપણા સમાજમાં માન્યતાજ એવી છે કે પત્નીના મરણ પછી પુરુષે તો ફરી પરણવુંજ જોઇએ, કારણકે જો તે ફરી ન પરણે તો તેની સેવાચાકરી કોણ કરે? મરનાર પત્નીનાં બાળકો હોય તો તેની સંભાળ કોણ રાખે? અને બિચારા પુરુષને કાંઇ પત્ની વિના તે ચાલી શકે કે? મરનાર સ્ત્રી તો બિચારી ગઇ, જે સ્ત્રી સૌભાગ્ય સાથે જાય છે તે તો ભાગ્યશાળી ગણાય છે; એવાં ધનભાગ્ય સાથે ગએલી સ્ત્રીના પતિને આનંદ ન હોય તો શોક શા માટે હોવો જોઇએ? પુરુષનો પહેલો હક જે લગ્ન છે તે તો કેમ જવા દેવાય? પુરુષ અતિ આનંદમય રીતે પરણે છે, જાણે કે થોડાક દિવસ ઉપર પોતાના ઘરમાં કોઇનું અવસાન થયાનો તેને કંઇ પણ ખ્યાલજ નથી!

સ્ત્રીનું જીવતાં સ્થાન કેવું છે, તેની ચર્ચા તો આપણે કરી છે, કરીએ છીએ, પણ તેના મરણ પછી તેનું સ્થાન શું છે તે તો પુરુષનું વિધુરપણું પુરવાર કરે છે. સામાન્ય રીતે ઘરઆંગણે બંધાતાં જાનવરના મરણ ઉપર પણ આપણે કલ્પાન્ત કરીએ છીએ, તેની આગીપાતળી સેવા પણ આપણને સાંભરે છે, ત્યારે પુરુષ પોતાના અર્ધા અંગને યાદ કરવાની પણ કાળજી રાખતો નથી. જેણે પુરુષના જીવનમાં મહત્ત્વનો ફાળો આપ્યો, મરણની છેલ્લી પળ સુધી જેણે પોતાના પતિમાં પ્રભુનાં દર્શન કર્યાં, તેના મરણની પુરુષને બીલકુલ કિંમત નથી! એ પ્રમાણે આપણા સમાજમાં પુરુષશાહી રાજ્ય છે. અરે એ પુરુષશાહીને પાપે સ્ત્રીઓના જીવનમાં આગ મૂકી છે! સ્ત્રીનું જીવન એ સાચું જીવનજ નથી. તેનામાં બીલકુલ ઉલ્લાસ નથી, લગ્ન પછી તેના મુખ ઉપરનું હાસ્ય નાશ પામે છે. પતિદેવની સેવા સ્વીકાર્યા પછી જે પત્ની પોતાના જીવનને કચડી નાખી તેને અનુકૂળ થવા મથે છે, એ પત્નીના અવસાન ઉપર પુરુષ મોજ ઉડાવે છે, લગ્નનો આનંદ લુંટે છે. અને જાણે એજ સ્ત્રીનું મરણ નવા લગ્ન માટે થયું એમ માની તે શોકને બદલે ઉત્સવ ઊજવે છે!

સમાજમાં પુરુષશાહી સત્તાનું આ એક સ્પષ્ટીકરણ છે, જેમાં પુરુષ પોતાની જાતને ગમે તેવા પ્રસંગોમાં સર્વાધિકારી અને સર્વોત્તમ સમજે છે, અને

સ્ત્રીઓને કિંમત વિનાની માને છે. જ્યારે એ સેતાની રીતમચક્કીમાં પિસાતી આજની નારી વિધવા બને છે, ત્યાર પછીનાં દશ્યો હૃદય ઉકળાવે તેવાં છે. પતિ બિમાર પડે ત્યારથી તેના જીવનના છેલ્લા દિવસ સુધી તેની સતત સેવા કર્યા છતાં તેના જીવનમાં અંધકાર ફેલાય છે અને વૈધવ્ય આવી પડે છે, ત્યારે વિધુર કરતાં તેના હક્કો અને ફરજો નિરાળાં બને છે. વિધુર પત્નીના શબને ઉઠાવી ગયા પછી શાન્ત ચિત્તે વાતચીત કરે છે, ખાય પીએ છે અને મોજ માણે છે. કદાચ કોઇ પતિના હૈયામાં મૃત પત્નીની યાદીથી આંખો ભીંજાય તો પાસેનો પુરુષવર્ગ તેને 'સ્ત્રીની કિંમત શી?' કહી 'કાલ ફરી પરણીને નવો સંસાર માંડવાની તેની શક્તિ'નું તેને ભાન કરાવે છે, ત્યારે વિધવાને માટે ખાવાપીવાનું તજવેલું હોય છે. એના હૃદયમાં પતિપ્રેમનો ઉભરો અને વિયોગની વેદના એવાં તોફાન જગાવે છે કે તેને બીજું કશું પ્રિય લાગતું નથી. એના હૃદયની વેદના એટલી પ્રબળ હોય છે કે તેને સંસારનાં સુખો, શોખ અને વૈભવ પ્રતિ તિરસ્કાર ઉત્પન્ન થાય છે, છતા સમાજનાં બંધનો તેના સળગતા જીવનમાં ઘી હોમે છે. કેમ જાણે વિધવા થતાં તે તેની ઊર્મિઓનો અને આશાઓનો નાશ થતો હોય, તેમ તેની ઉપર જાતજાતના પ્રતિબંધો લાદવામાં આવે છે. કેટલીક જ્ઞાતિઓમાં તો વિધવાને તેના પતિના અવસાનને દશમે દિવસે માથાનાં કેશ પણ ઉતરાવવા પડે છે અને ત્યાર પછી હમેશને માટે એ કેશને તિલાંજલિ આપવી પડે છે. એનાથી સારાં વસ્ત્રો પણ પહેરાયજ નહિ, દાગીનાનો તો સ્પર્શ પણ ન થાય. અને તે સિવાય બીજાં જાતજાતના ફરમાનો સ્ત્રીપુરુષ વચ્ચેના ભેદને વ્યક્ત કરે છે. એ ફરમાનોમાં સ્ત્રીઓ કોઇ જાતના હક્ક વિનાનું પ્રાણી છે એમ માનવામાં આવે છે. આમ છતાં પણ વિધુર કરતાં વિધવાનો ત્યાગ અપ્રતિમ હોય છે. વિધવા એટલે વાસના અને ઉલ્લાસો ઉપર તાળું મારીને ત્યાગને જીવનધ્યેય માનીને સર્વસ્વ ફના કરનારી, છતાં પુરુષની ગુલામડી. સ્ત્રી ત્યાગ કરે છે, માટે તે ગુલામ છે, સ્ત્રી સહન કરે છે માટે તે દબાએલી રહેવા સર્જાએલી છે, સ્ત્રી અનુકૂળ થઇ શકે છે માટે સર્વનો હુકમ સાંભળવા અને સહન કરવા સર્જાએલી છે, એવી સ્પષ્ટ છાપ આજના સમાજમાં અંકિત થએલી છે.

આ વસ્તુસ્થિતિમાં મુખ્ય દોષ આપણા સમાજની રચનાનો છે. સમાજની રચનાજ એવી રીતે કરવામાં આવી છે કે તેમાં સ્ત્રીને નીચું સ્થાન આપવામાં આવ્યું છે. બેનને ભાઇ પ્રતિ પ્રેમ અને સ્નેહ કેળવવાનું, ભાઇ પ્રતિ ઉદાર થવાનું શિક્ષણ આપવામાં આવે છે. પરંતુ ભાઇને પોતાની બેનની કિંમત

હોતી નથી; ભાઈને તો નાનપણથી જ બેન વેઠ સમાન છે, એવું ભાન કરાવવામાં આવે છે. પરિણામે બેનના સ્નેહનો–વિશુદ્ધ સ્નેહનો જવાબ ભાઈ તિરસ્કાર ને અપમાનથી આપે છે. માતા પણ પોતાની પુત્રીની દરકાર બહુ જ ઓછી રાખતી હશે. સામાન્ય રીતે માતા પુત્રને જોઈને અભિમાન ધરાવે છે, પુત્રીને ફાલતું ગણીને ઉછેરે છે. પત્ની પતિને દેવ માનીને પૂજા કરે છે, પરંતુ પતિદેવ પોતાની અર્ધાંગના સાથે તુચ્છ દાસીના જેવા જ વ્યવહાર રાખે છે. બેન, પુત્રી અને પત્નીના જીવનમાં થોડુંઘણું પણ જે સ્થાન હોય છે, તે વિધવા થતાં જ નાશ પામે છે. ગઈ કાલે જે શેઠાણી હતી તે આજે વિધવા થતાં હક વિનાની ભિખારણ બની જાય છે. કોઈ પણ એવો પુરુષ નથી, જે સ્ત્રીને કારણે સૌભાગ્યવંત ગણાતો હોય, સ્ત્રીને કારણે સમાજમાં ને કુટુંબમાં તેનું સ્થાન ઊંચું હોય અને સ્ત્રીના અવસાન બાદ તે વિધવાની માફક હક વિનાનો થઈ પડતો હોય. સ્ત્રીઓની અધમ દશાનું ભાન વિધવા બેનોની હાલત ઉપરથી જેટલું સ્પષ્ટ સમજાય છે, તેટલું સ્પષ્ટ બીજી કોઈ પરિસ્થિતિમાં થતું નથી.

આ સ્થિતિનો અંત લાવવા માટે સ્ત્રીઓએ પોકાર ઉઠાવવો જોઈએ. ધર્મની વાતો કરવાથી ધર્મનું કોઈ રક્ષણ થતું નથી કે થવાનું નથી; અને જે ધર્મ સ્ત્રીપુરુષ વચ્ચે અભેદ્ય દિવાલ ચણે છે, જે ધર્મ તથા શાસ્ત્રો સ્ત્રીઓની કિંમત મીંડાં જેવી ગણે છે, એ ધર્મ અને શાસ્ત્રો લાંબો કાળ ટકવાનાં નથી.

જેઓ સ્ત્રીઓની જાગૃતિથી ગભરાય છે, સહજે આકળા ઉતાવળા બનીને સ્ત્રીઓની જાગૃતિને નિંદવા લાગે છે, તેઓ સ્ત્રીઓને માનવી સમજતા હોય એમ લાગતું નથી. તેઓ માત્ર એમ જ સમજતા લાગે છે કે જેમ માનવજાતિ માટે પ્રભુએ આ પૃથ્વી સર્જી, પૃથ્વીની તમામ ચીજો માનવજાતિના ઉપભોગ માટે બનાવી છે, તેમ સ્ત્રીને પણ પુરુષના ઉપભોગ માટે જ બનાવી છે. અને જ્યારે ઉપભોગ્ય ગણાતી એ સ્ત્રીઓ પોતાની મહત્તા સમજીને પોતાનું સાચું સ્થાન પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે ત્યારે તેમને ઉપભોગ ગણનાર પુરુષો ગભરાઈ જાય છે. તેઓ આંખો બંધ કરીને ભલે સ્ત્રીઓને હલકટ પશુ જેવી ગણે, પણ સ્ત્રીઓની જાગૃતિનો જુવાળ જેમ જેમ વધતો જશે તેમ તેમ તેમની બંધ આંખો ઉઘડતી જશે.

આ સ્થિતિ આજની નથી; ભૂતકાળ તપાસો અને સ્ત્રીઓની ઉગ્ર તપશ્ચર્યા વિચારો. એ સૈકાંઓની તપશ્ચર્યાનો બદલો સ્ત્રીઓને ન મળે? સ્ત્રીઓની તપશ્ચર્યા શું નિષ્ફળ જવાની છે? સ્ત્રીઓએ પોતાને પેટે જન્મ પામનાર નર-

પિશાચોને હાથે પોતાના ગળા ઉપર કાતિલ છુરી ફેરવાવા દીધી, સ્ત્રીઓએ એને પિતૃસ્નેહ માની લીધો. જીવનમાંથી ઉલ્લાસનો તેજ ક્ષણે નાશ થયો અને ઘોર અંધારાં સ્ત્રીઓની ચોપાસ પથરાયાં. પત્નીના સ્વરૂપમાં સ્ત્રીઓએ વ્યક્તિત્વ ગુમાવ્યું; પોતે જીવનાં માનવી છીએ એ વાત તેમણે વિસારી દીધી. પતિદેવે જેમ જેમ સ્ત્રી પ્રત્યે ક્રૂરતા આદરી તેમ તેમ સ્ત્રીએ સ્નેહ દાખવ્યો, પતિ જેમ જેમ રાક્ષસ થતો ગયો તેમ તેમ સ્ત્રી દેવીનું સ્વરૂપ ધારણ કરતી ગઇ, પતિદેવની હકુમતને વશ થઇને સ્ત્રીએ તન મન અને આત્માનું બલિદાન દીધું અને સ્ત્રીના એ તપની સીમા વૈધવ્યદશાએ આવી ઊભી રહી. આર્યાવર્તની તુચ્છ અને નિર્બળ ગણાતી નારી કેટલી હદે ત્યાગ કરી શકે છે, કેટલી હદે જીવન નીચોવી શકે છે, અને સમાજને નવપલ્લવિત કેમ રાખી શકે છે, તેનું સ્પષ્ટ ઉદાહરણ સ્ત્રીની વૈધવ્ય હાલત છે. કોઇ શુભ ઘડીએ વિધવાનો ત્યાગ અને દમન નિહાળીને કોઇએ તેને ગંગાસ્વરૂપને સ્થાને સ્થાપી હશે પણ વાસનાના પ્રચંડ મહાસાગરમાં વિકાર, ભોગવિલાસ અને સુખનો ત્યાગ કરી મન ઉપર કાબુ મેળવીને હિમાલયથીયે અડગ અચળ રહી એકમાત્ર મૃત પતિનું ધ્યાન ધરતી ગંગાસ્વરૂપના ત્યાગની પણ સાચી કિંમત સમાજે જાણી નથી, હજી યે જાણતો નથી, જાણવાની એને પરવા પણ નથી. પોતાના સિવાય કોઇ ઉચ્ચ છે, પોતાના સિવાય કોઇ વંદનીય છે. એમ માનવા પુરુષ તૈયાર નથી. એથી ગંગાસ્વરૂપ ગંગા જેવી પવિત્ર ગણાતી વિધવા સમાજના પુરુષોને મન ભયંકર છે. સમાજનો મોટો ભાગ એમ માનતો જણાય છે કે જે સ્ત્રીએ પતિ ગુમાવ્યો, તે સ્ત્રીને અવનિ ઉપર દેહ ધરીને ફરવાનો શો હક છે?

એથીજ પહેલાંના વખતમાં સતીત્વનો આદેશ દેવામાં આવતો હશે. પતિદેવની પાછળ પોતાના પ્રાણની આહુતિ દેનાર વીરાંગનાઓનો સ્નેહ ત્યારે પણ પુરુષ પિછાની નહોતો શક્યો, અને આજે પણ પિછાની શકતો નથી. પોતાને હસ્તે ચિતા સળગાવીને એની વિશાળ જ્વાળામાં પતિના શબને ખોળામાં લેઇને પોતાના જીવતા દેહને જલાવી દેનારી આર્ય રમણીની જોડ જગતમાં નથી. કોઇ જો પોતાના પતિ પાછળ પ્રાણ અર્પણ ન કરી શકતી તો જીવનભર તે જમીન ઉપર સૂઇને લુખુંસૂકું ખાઇને દિવસો ગુજારતી. જીવનના છેલ્લા દિવસો જપ તપ અને ધ્યાનમાં પૂરા કરતી. આમ છતાં કૌટુમ્બિક ઝઘડાઓ તેના જીવનને જલાવી દેતા. આ ભૂતકાળની વાત છે. આજે સતીનો રિવાજ નાબૂદ કરવામાં આવ્યો છે, છતાં વિધવાની હાલતમાં કાંઇ પરિવર્તન થયું નથી. સામાન્ય રીતે જોતાં સતીનો રિવાજ વિધવા સ્ત્રીઓ માટે આજની પરિસ્થિતિ કરતાં

સારો હતો, કારણકે એક વખત પતિ સાથે બળી મરણ પામ્યા પછી તેને સાંસારિક ઝઘડાઓમાં ભીંસાવાનું રહેતું નહિ, એમાંથી એ મુક્તિ મેળવતી, ત્યારે આજે સમાજે ઊભા કરેલા ભેદોને પરિણામે વિધવાઓને હૃદય જલાવી દેનારી આગમાં જરા પણ ચિત્કાર કર્યા વિના બળી મરવું પડે છે.

આવો ત્યાગ કરનારી વિધવા અને તેનાથી વિરુદ્ધ દિશાએ વિલાસવૈભવોમાં રાચતો, સ્ત્રીની જીવંત તપશ્ચર્યાને ક્ષણમાં ભૂલી જતો વિધુર એ બે વચ્ચે કેટકેટલું અંતર છે? શા માટે? પુરુષોને મન સ્ત્રીની જરા સરખી પણ જો કિંમત હોત તો ત્યાગમૂર્તિ વિધવાને અપશુકનિયાળ માનવાનો અધર્મ શા માટે આચરત? શાસ્ત્રોના ઇજારદારોએ વિધવાને અપશુકનની પ્રતિમા શાને કાજે ઠોકી બેસાડી? જે વિધવા સંયમી જીવન જીવે, સળગતા સંસારમાં જ્યાં ચારેય બાજુ વિકાર છે, જ્યાં ચારેય બાજુ કાવાદાવા પ્રપંચ અને ભ્રષ્ટતા પ્રવર્તે છે, પિયેર કે સાસરે સર્વત્ર એજ વાતાવરણ છે, ત્યાં શુદ્ધ જીવન જીવનારી, પવિત્ર રીતે ઈશ્વરભજનમાં ને મૃત પતિના સ્મરણમાં જીવન જીવનારી વિધવાને અપશુકનની પ્રતિમા શી રીતે કહેવામાં આવી તે સમજી શકાતું નથી. લગ્નને શુભ પ્રસંગે વધવાથી ભાગ પણ ન લેવાય, એ કેવી અધમ મનોદશા? વિધવા અપશુકન કરનારી છે, એના શુકન તો લેવાયજ નહિ, માટે તેની સામે પ્રતિબંધ મૂકયા. સ્ત્રીઓ પ્રત્યે, વિધવા બેનો પ્રત્યે, સમાજની 'ગંગાસ્વરૂપ' પ્રત્યે આ ઘોર અન્યાય છે, ભયંકર અપમાન છે! એ અન્યાય અને અપમાન સામે સખ્ત બળવો પોકારવાની જરૂર છે.

તપ કોઇ દિવસ નિષ્ફળ જતું નથી, એ જો સાચું હોય તો સ્ત્રીઓનું તપ નિષ્ફળ કેમ જાય છે? પહેલેથીજ સ્ત્રીઓ તો તપ કરતી આવી છે અને સાચી વાત તો એ છે કે વિધવા જેમ ત્યાગમૂર્તિ છે, તેમ આર્ય નારી તપોમૂર્તિ છે. પણ પૂજ્ય મહાત્માજી કહે છે, કે "હિન્દુ વિધવાને ઘડીને વિધાતાએ હાથ ધોઇ નાખ્યા છે," તેમ પરમાત્માએ પણ આર્યનારીનું સર્જન કરીને હાથ ધોઇ નાખ્યા હોવા જોઇએ. હિન્દુ સમાજના ખપ્પરમાં એનાં આ તપ અને બલિદાન હજી પૂરાં થયાં નથી. 'હજી ખપ્પર ભરો, ખપ્પર ભરો'નું અતૃપ્ત વાતાવરણ ઊભું જ છે. રોજ રોજ સેંકડો બાલિકાઓ એના ખપ્પરમાં હોમાઇ જાય છે. વિધવા નારી પોતાના જીવન સાથે સંગ્રામ ખેલે છે. પુરુષ એના ત્યાગનો ઉપહાસ કરે છે, એથીજ ધીમે ધીમે સ્ત્રીસમાજ સ્પષ્ટપણે એમ માનતો થયો છે કે આજના સમાજને મન જે તપ, ત્યાગ અને આવાં બલિદાનની કશીયે કિંમત નથી, તો પછી એવાં આત્મબલિદાનો વ્યર્થ અને ઉપહાસ

કરવા શાને કાજે વધુ ને વધુ આપવાં જોઇએ? લગ્નના સાણસામાં સપડાએલી બાળાને પરિણીત પતિની સાથે ફરજને ખાતર જીવન વ્યતીત કરવું પડે છે અને એ રીતે જીવન.વ્યતીત કરતાં કરતાં સહવાસ વધતો જાય છે, તેમ તેમ ઉદારતાથી હૃદયના ઘા રુઝાવતી જાય છે. એ હૃદયના ઘા હજી પૂરા રુઝાયા નથી, ત્યાં તો અચાનક સમાજે ચાંધેલો અને પિતાએ દીધેલો તેનો પતિ અવસાન પામે છે. છતાં એને અંગે અંગે ભનાએલી વફાદારીથી પ્રેરાઇને અને એના સહવાસમાં લાધેલાં સારાં માઠાં સ્વપ્નોની લાણ અનુભવતી એ બાળા જીવન ગુજારે છે. અનાથ દશામાં જીવનમાં ડગ ભરે છે, છતાં એને હડધુત કરવામાં આવે છે. એના ત્યાગને સ્થાને શંકા જન્મે છે. આવી સ્થિતિમાં એણે હવે વધુ વાર શા માટે ભીંસાવું જોઇએ! પુરુષને તો આજે કોઇ આદર્શ નથી ને પહેલાં પણ નહોતો. સાચી વાત તો એ છે કે એને મન લગ્નજીવનમાં વૈભવ એ જ આદર્શ છે, સ્ત્રીના આદર્શ પણ તેની સાથેના અસમાનતાના વર્તનથી નષ્ટ થતા જાય છે અને પરિણામે ચોમેરે અસંતોષ પ્રગટી રહ્યો છે. પુરુષદેવો સમજી શકતા હોય, અને વિધવા સ્ત્રીઓનાં હૃદય વાંચી શકતા હોય, એમનાં જીવનને જાણી શકતા હોય તો વિચારે કે કોણ શ્રેષ્ઠ છે? સ્ત્રી કે પુરુષ? વિધવા કે વિધુર?

આમ છતાં હું એક વાત ચોકખી કરી લેઉં: હું એમ કહેવા ઇચ્છતો નથી કે સ્ત્રી શ્રેષ્ઠ છે, પુરુષ હલકટ છે. પરંતુ હું એ પૂછું છું કે સ્ત્રીઓના આટઆટલા બલિદાન પછી પણ તેમના પ્રત્યે અસમાનતાની ગોઝારી દિવાલ શા માટે ઉભી કરો છો? બીજા પ્રશ્નો સાથે વિધવાનો પ્રશ્ન જોડાએલો છે, પરંતુ તે પ્રશ્નોની ચર્ચા આજે જોઇએ તેવા ઉગ્ર સ્વરૂપમાં નથી થતી; વિધવાનો પ્રશ્ન અતિ ઉગ્ર સ્વરૂપમાં ચર્ચાય છે, અને સમાજની મૂંઝવણ વધતી રહે છે કે તેનો ઉકેલ શો કરવો? વૈધવ્ય પ્રાપ્ત થવું એ તેના પૂર્વ જન્મના પાપનું સીધું પરિણામ છે, એમ પુરુષો માનતા હોય તો મારો એ પ્રશ્ન છે કે વિધુર થવું એ શું? વિધુર થવું એ સારૂં છે? અને પૂર્વ જન્મના પુણ્યનું પરિણામ છે? એ ભેદનું મૂળ વિધુર 'પુરુષ' અને વિધવા 'સ્ત્રી' છે તેમાં છે. સમાજમાં સ્ત્રી અને પુરુષ વચ્ચે અસમાનતા છે. એ અસમાનતાનો નાશ કરવાનો ધર્મ આજની જાગ્રત નારીનો છે. પોતાના હકની પ્રાપ્તિ કાજે તેઓ ત્યાગ કરે. એ હકની પ્રાપ્તિ માટે પોતાના માર્ગમાં પડતી મુશીબતોનો સામનો કરવા તપ કરે. હકની પ્રાપ્તિ માટે જંગમાં જરૂર પડયે બલિદાન પણ દેવાની હિંમત જો હોય તો પુરુષસમાજ સ્ત્રીઓના હકોની લાંબા કાળ સુધી અવગણના કરી શકે તેમ નથી, કારણકે સ્ત્રીઓની પાસે જે

શક્તિઓ છે, એ શક્તિઓ પુરુષદેવો પાસે નથી. સ્ત્રીઓ પાસે ત્યાગ છે તો પુરુષો પાસે વિલાસ છે, સ્ત્રીઓ પાસે તપ છે તો પુરુષો પાસે વૈભવ છે, સ્ત્રીઓ પાસે બલિદાનની માત્રા છે તો પુરુષો પાસે સ્વાર્થનો દૈત્ય છે. એ રીતે સ્ત્રીઓની શક્તિઓ બલવત્તર છે અને પરિણામે વિજય સ્ત્રીઓનો છે. પરંતુ એ હકો પ્રાપ્ત કરવા અને આજની અસમાનતાનો નાશ કરવા માટે સ્ત્રીઓએ જાગ્રત થવાની જરૂર છે, અને આ પ્રશ્નો પાછળ સ્ત્રીઓની સ્થિર મક્કમ લડતની જરૂર છે.

બેનો, આ કામ તો તમારે ઉપાડી લેવાનું છે, અને જો તમે એને જ્વલંત રાખશો તો અવશ્ય તમે તમારું ધાર્યું પ્રાપ્ત કરી શકશોજ. અસ્તુ.

સેવામંદિર, **નડીઆદ** **ચતુરભાઇ ગલાભાઇ પટેલ**

---

# ખેડૂત અને કાયદો

**છેલ્લાં** દશ વર્ષથી હિમસંકટ, રેલસંકટ, તીડસંકટ, અનાવૃષ્ટિસંકટ, શાહુકાર-સંકટ વગેરે પ્રકારનાં સંકટોથી ખેડૂત પાયમાલ થયો છે. તે દેવાના ડુંગરમાં એટલો બધો કચડાઇ ગયો છે કે જો તેને આવે દુ:ખદાયક પ્રસંગે યોગ્ય મદદ આપવામાં નહિ આવે તો તેનું અસ્તિત્વ રહેશે કે કેમ તે શંકાની વાત છે. અધૂરામાં પૂરું એક ટંકની વાળુના સાંસા હોવા છતાં તે પોતાની અજ્ઞાનતામાં એક ઘડીભરની વાહવાહ ખાતર સમાજની ચાલતી આવેલી કુરૂઢિઓને વશ થઇ શક્તિ ઉપરાંતના વરા કરી પાયમાલ થયો છે; એવે વખતે પોતાનાં બાળકોનું શું થશે તેનો પણ વિચાર તેણે કર્યો નથી. જે ખેડૂત આખી દુનિયાનું પોષણ કરતો તેજ ખેડૂત આજે નિરાશ થઇને વીલે મોંઢે બેઠો છે.

આવે બારીક વખતે વડોદરાનરેશે 'ખેડૂત કર્જ નિયમન નિબંધ' પસાર કરીને પ્રજાને અનહદ લાભ આપ્યો છે. પણ આ ભોળો ખેડૂત દેવામાંથી મુક્ત થશે કે કેમ તે હજુ જોવાનું છે. એક બાજુ રાજ્ય ખેડૂત માટે કાયદા ઘડી રાહત આપે છે ત્યારે બીજી બાજુ કુદરત તેના ઉપર કોપાયમાન થઇ તેને શાહુકારના આગળ જવાની ફરજ પાડે છે. ચાલુ સાલે પણ હિમ પડવાથી ખેડૂતને શાહુકારનું મોઢું જોયા સિવાય છૂટકોજ નથી,' કારણકે મહેસૂલરૂપી 'હાઉ' તેના ઘરના બારણા આગળ ડોકિયાં કરી રહ્યો છે. 'જમનું તેડું સારું પણ સરકારનું તેડું ખોટું'' એ સૂત્ર અનુસાર ભોળો ખેડૂત વાડીવજીફા કે ઘૈરાંછોકરાંને પણ વેચી જ્યારે મહેસૂલ ભરી મુક્ત થશે ત્યારે તેના મનને કંઇક

કંઇક વધશે. આ મહેસુલ ભરવા માટે તેને શાહુકારને ઘેર ગયા સિવાય છૂટકોજ નથી. તે વખતે શાહુકાર પોતાની ચૂસણનીતિ વાપરી રહ્યાસહ્યા ખેડૂતને એકદમ હતાશ કરી પાછો ધકેલી મૂકશે તે નિર્વિવાદ વાત છે.

આવી રીતે ખેડૂત માટે રાજ્ય ગમે તેવા કાયદા ઘડીને રાહત આપશે, પણ તેથી તે કંઇ જીવી શકવાનો નથી. તેને માટે રાજ્યે કંઇક રચનાત્મક કાર્ય કરવું જોઇએ. કુરિવાજોને વશ થઇ જે 'જ્ઞાતિભોજન' થાય છે તે સદંતર બંધ થાય તે માટે રાજ્યે કાયદો ઘડવો જોઇશે અને તેમાં કોઇ પણ સંજોગોમાં અમુક પ્રકારનું જ્ઞાતિભોજન ન જ કરી શકે તેવા ખાસ ઉલ્લેખ કરવો જોઇશે. અને તેનું યોગ્ય રીતે પાલન થાય તે માટે શિક્ષા કરવાની જે છેલ્લામાં છેલ્લી સત્તા હોય તેનો ઉપયોગ કરવો જોઇશે. આવી રીતે કાયદો ઘડી સારી રીતે અમલમાં મુકાશે તોજ પ્રજા ઉપર તેની સારી અસર થશે અને ખેડૂત શક્તિ ઉપરાંતના વરા કરી પાયમાલ થાય છે તેમાંથી બચી શકશે.

જમીનમહેસુલની જે મોકુફી અપાય છે તેથી તો ખેડૂતને દેવાનું ભારણ વધે છે. બીજી સાલ નિયમિત હપ્તો અને અપાએલી મોકુફીમાંથી બે આની કે ચાર આની જે ભરવાની હોય તે બન્ને સાથે ભરવાનાં આવતાં હોવાથી તે શાહુકારની ચૂસણનીતિમાં વધારે જોસથી પિસાય છે.

'ખેડૂત કર્જ નિયમન નિબંધ'નો જોઇએ તેવો લાભ લેવાતો નથી. ભોળા ખેડૂતને કાયદાનું જ્ઞાન ન હોવાથી તે શાહુકારની ચાણક્યનીતિમાં ફાવી શકતો નથી. આ કાયદાને આધારે રાજ્યે ખેડૂતને પાછલા બાર વર્ષનો હિસાબ માગી શકે તેવી છૂટ આપી છે. તેવી રીતે પાછલો હિસાબ જોઇ મૂળ રકમથી વધારેમાં વધારે બમણી રકમ રાજ્ય શાહુકારને અપાવે છે. આવી સવલત રાજ્યે આપ્યા છતાં ખેડૂત તેનો જોઇએ તેવો લાભ લેઇ શકવાનો નથી. તેનાં કારણો મુખ્ય બે છે: (૧) તેની અજ્ઞાનતા, અને (૨) એક પછી એક વર્ષ ખરાબ આવતાં હોવાથી દાણે કે નાણે તેને લેવો પડતો શાહુકારનો આશરો.

ઘણા શાહુકારો પાછલાં બાર વર્ષનો હિસાબ બતાવવો ન પડે તે માટે ખેડૂતને સમજાવી ફોસલાવી પાછલી બાકી નહિ કઢાવતાં હવે રોકડાની બાકી કઢાવશે. અને પાછલી બાકી સરખી કરવા રોજમેળે જમા ઉધાર કરશે કે 'અમુક રૂપીઆ અમુક ભાઇ અમો (શાહુકાર) માગતા હતા તે આપી ગયા તથા લેઇ ગયા તે.' આવી રીતે પાછલી બાકી સરખી કરી નવું ખાતું રોકડાનું પડાવી લેશે. ભોળો ખેડૂત આ કાયદાની ઝીણી બારીકીઓ ક્યાંથી સમજે? અને સમજે તોપણ કરે શું? ખરાબ વર્ષો આવતાં હોવાથી તેને શાહુકારનો આશરો

લેવોજ પડશે અને તે વખતે શાહુકાર પોતાની ચાણક્યનીતિ વાપરી પોતાની ઇચ્છા બર લાવશે તે નિઃસંદેહ વાત છે.

આ કાયદાનું પ્રજામાં ભાન થાય તે માટે વડોદરા રાજ્ય પ્રજામંડળ તરફથી પત્રિકાઓ છપાઇ હતી, તેમજ શ્રી. ચિમનભાઇ અમીને તથા કરજણના વકીલ શ્રી. લલુભાઇ કિશોરભાઇએ 'પાટીદાર'માં લેખ આપી તેની સમજણ પાડી હતી. વળી વડોદરા રાજ્ય પ્રજામંડળના આગેવાન કાર્યકર્તા શ્રી. ચુનીભાઇ શાહ, કરજણ તાલુકાની પ્રજા આ કાયદાનો સારી રીતે લાભ લેઇ શકે તે માટે, દર બુધ અને શનિવારે કરજણ જઇ મફત સલાહ આપી રહ્યા છે.

પરંતુ આ બધું ખેડૂતને પાલવે તેમ નથી. તે આર્થિક સંકડામણમાં એટલો બધો ઘેરાઇ ગયો છે કે તેને શાહુકારને ત્યાં ગયા સિવાય છૂટકો નથી. તે વખતે શાહુકાર પોતાની ચાલબાજી વાપરી તેનું કામ કાઢી લેશે અને ખેડૂતને ગરજ હોવાથી તે કરી આપશે.

માટે જો આવા બારીક વખતમાં ખેડૂતને જીવાડવો હોય તો રાજ્યે હવે રચનાત્મક કાર્ય કરવાની જરૂર છે. ખેડૂતને મહેસુલમોકુફી નહિ આપતાં તે માંડી વાળવાના હુકમો વેળાસર રાજ્ય તરફથી થવા જોઇએ. તેમજ ખેડૂત પોતાનું જીવન ટકાવી શકે તે માટે રાજ્યે તગાવી વગેરેનાં સાધનો ઊભાં કરી સીધાં તે ખેડૂતના હાથમાં જાય તેવી યોજના તાત્કાલિક હાથ ધરવી જોઇએ. કોઇ પણ સંજોગોમાં જ્ઞાતિવરા અટકે તે માટે રાજ્યે કાયદો કરી તેનું સખ્ત પાલન થાય તેવી રીતિ અખત્યાર કરવી જોઇએ.

ભોળા ખેડૂત, તારે પણ હજુ સમજવાનું છે. તું આશાવાદી હોઇ આશા સેવતો આવે છે, પણ ગત દશ વર્ષનો હિસાબ તપાસીશ તો માલમ પડશે કે આર્થિક બાબતમાં તારૂં સ્થાન ક્યાં છે. રાજ્ય રાહત આપી રહ્યું છે, પણ તારી અજ્ઞાનતાથી કુદરત તારા ઉપર વીફરી છે. માટે તું ખોટા આડંબરો ત્યજી જ્ઞાતિવરાઓ, ખોટા ખર્ચો, વગેરે બંધ કરી પ્રયત્ન કરીશ તો અવશ્ય પાછો સાજો થઇશ. જો અજ્ઞાનતામાં રહીશ તો થોડા વખત બાદ તારૂં નામનિશાન રહેશે કે કેમ તે સમજી શકાતું નથી. માટે અજ્ઞાનના ટાળી રાજ્યે ઘડેલા કાયદાઓનો આશરો લેઇ મુક્તિ મેળવવા પ્રયત્ન આદર, જેથી તું તારૂં અવિચળ પદ પાછું પ્રાપ્ત કરી શકે. એજ અભ્યર્થના.

મહેળાવ મણિભાઇ ગોકળદાસ પટેલ

# શહેરીઓની આંખે ગામડીઆ ચશ્મા

**પાટીદાર** સમાજ પૈકીનાં કેટલાંક કુટુંબોનો શહેરોમાં મૂળથી જ વસવાટ છે. ગામડાં પૈકીના પણ કેટલાક લોક હાલ ધીરે ધીરે નોકરી વેપારધંધા અર્થે મોટા શહેરોમાં વસવાટ કરવાનું ચાલુ રાખે છે એ ઇચ્છવાજોગ છે, તેમજ તેઓ પૈકીના કેટલાક વેપાર અર્થે સાહસ ખેડનારા ભાઇઓ પોતાના લાગતા-વળગતા છોકરાઓને શહેરોમાં નોકરીધંધા અર્થે ઠેકાણે પાડતા રહે છે એ પણ તેટલું જ આવકારદાયક છે. છતાં એ દિશામાં હજી વધુ પ્રયાસ રાખવો જોઇએ એમ કહેવામાં કંઇ વધારે પડતું ગણાય નહિ. ગમે તેમ પણ ધીરે ધીરે ગામડાં પૈકીનાં કેટલાંક કુટુંબોનો શહેરોમાં વસવાટ દિનપ્રતિદિન વધુ અને વધુ થતો રહે છે, છતાં કન્યાની આપ-લેનો મોટો વહેવાર ઘણું કરીને ગામડાં સાથે જ ચાલુ રાખવો પડે છે, એટલે શહેરનો વસવાટ જેટલો આયકારદાક છે તેટલોજ ગામડા સાથેનો જૂનો સંબંધ જાળવી રાખવા અવરનવર ગામડાં સાથેના વહેવારમાં આવતા જતા રહેવું કદાચ જરૂરી ગણાય. કારણકે કેટલીક વખત ગામડાંના બીનઅનુભવથી ગામડાં સાથે વરકન્યાના આપ-લેના વહેવાર કરવાના કામમાં ગામડાં વાળાની આંખે જ જોવું પડે છે અને તેના વિશ્વાસમાં જ લાકડે માંકડું જોડવાના પ્રસંગ કેટલીક વખત બની રહે છે.

તેવો એક પ્રસંગ યાદ આવે છેઃ ગામડામાંથી વેપારધંધા અર્થે જઇને લગભગ કાયમના જેવો મોટો વસવાટ શહેરમાં રાખતા એક પ્રતિષ્ઠિત અને આબરૂદાર ગણાતા ખાનદાન કુટુંબના—જે કુટુંબમાં એક કન્યાની જરૂર પડે તો સમાજ-માંથી અનેક કન્યા આપનાર મળી રહે એવા પ્રતિભાશાળી અને ધનાઢ્ય વેપારીના—નબીરાની સ્ત્રી અકાળે અવસાન પામી, એટલે ફરી એને લગ્ન કરવાની જરૂર પડી. એવા સારા કુટુંબમાં કન્યા આપવાની ઘણાંની મરજી હોય એ સ્વાભાવિક છે; પણ કન્યા લેનાર વેપારી ભાઇને ગામડાનો અનુભવ નાબુદ થઇ ગએલો, એટલે કદાચ પોતે કન્યા લેવામાં ભેરવાઇ જશે એવી બીકે તેઓએ સારી કન્યા શોધવાનું યાને નક્કી કરવાનું કામ ગામડાના પોતાના લાગતા વળગતા જૂના કારભારીઓને સોંપેલું. તેઓ કારભાર કરવામાં રીઢા થઇ ગએલા, એટલે અનેક ગલીકુંચીઓ જાણે એ સ્વભાવિક છે અને તેથી પોતાની લાગવગની કન્યા સારે ઘેર આપવાના વિચારમાં હોય તે દેખીતું છે. છતાં એકાએક તેવા કારભારીઓ તેમ કરવા જાય તો કદાચ પોતાના ઉપર અવિશ્વાસ આવે એમ તેઓ સારી રીતે જાણતા હોવા જોઇએ, એટલે તેઓ જ્યાં જ્યાં માગાં કરતા રહે ત્યાં ત્યાં દરેક જગ્યાએ જુદી જુદી આડકતરી

પરિસ્થિતિ વાતવાતમાં ઊભી કરતા રહે, જેથી આપનારને નાજ કહેવી પડે અને ઊલટ સગાવહાલાંઓમાં એવા પ્રસંગોમાં અણબનાવ પણ ઉભા કરે, જેથી ફરી એકબીજાને મળી શકે નહિ. આવા કેટલાક પ્રસંગોમાં નકાર મેળવી છેક છેલ્લે પોતાના અમુક સગાની છોકરી માટે દરખાસ્ત મૂકે. ગામડાના બીન-અનુભવી શહેરીઓ રૂઢિ અને ખોટી પ્રથા અનુસાર ઉતાવળમાં આબરૂ જવાની બીકે તે વાત મને કમને કબુલ કરે અને તેમ કરવામાં છેલ્લે શહેરી જીવનમાં ઊછળતા લોહીના યુવાન માટે તેવા વહેવાર કાયમના બીનઉપયોગી નીવડે. તેવા સંજોગમાં કેટલીક છોકરીઓ પણ કદાચ એમ વિચારતી હશે કે સુધરેલી ઢબના વર સાથે જિંદગી કાઢવી એના કરતાં ગામડાનું જીવન સારૂં. આવી પરિસ્થિતિમાં ગામડાની આંખે જોવામાં કેટલીક વખત શહેરીઓ થાપ ખાતા રહે છે અને બંનેને નુકસાન કરનારી વ્યવસ્થા બની રહે છે. આથી ગામડાની બીજી લાયક સુશીલ અને શહેરી જીવનમાં ભળી શકે તેવી યોગ્ય કન્યાઓને શહેરમાં જવાનો પ્રસંગ કમી રહે છે એટલે તેવી લાયક છોકરીઓ ગામડામાં અથડાય છે અને ગામડામાં રહેવાજોગ શહેરોમાં અટુલી માલમ પડે છે.

જો લગ્નસંબંધ જોડતા પહેલા છોકરાછોકરીનાં માનસ અને પ્રકૃતિ તરફ વધુ લક્ષ અપાતું રહે અને જૂના વાડાઓની પ્રથા દૂર કરવામાં આવે તો મોટા સમાજમાં અવરનવર લાયક સજોડાં બની રહેવાનો ઘણો સંભવ રહે. ખોટી ઉતાવળ કરવામાં જાતમાહિતીને અભાવે ઘણાં જોડાં કજોડાંના સ્વરૂપમાં દેખાતાં રહે છે અને તેથી સમાજની ભીતરની સ્થિતિ કેટલીક જગાએ દુઃખદ થાય છે. કોઇ શહેરી યુવાન પોતાને ગામડાની સ્ત્રી શહેરી ઢબછબના જીવન માટે કદાચ બીનઅનુકૂળ લાગવાથી બીજે પસંદગીનાં લગ્ન કરવાના પ્રયાસ કરતા રહે, અથવા કોઇ છોકરી પણ માબાપ વિરુદ્ધ એવી બીનપસંદગીની લગ્નગ્રંથીથી જોડાવા બંડ ઊઠાવે, છતાં છોકરાછોકરી તરફ લક્ષ નહિ આપતાં જૂને ચીલેજ ચાલવામા આવે તો માઠું પરિણામ આવે. ગમે તેમ પણ સમાજની કેટલીક ખરાબ પ્રથાથી સમાજને ઘણું સહન કરવું પડે છે અને તેવા કેટલાક પ્રસંગો જાણ્યે અજાણ્યે મોટેરાઓને હસ્તેજ થવા પામે છે. બાકી જો મોટેરાઓ વાડા તોડવાની અગર સમાજ માટે માર્ગદર્શક થઇ પડવાની પહેલ કરવાનું ધોરણ સ્વીકારે, તો સમાજ માટે આવકારદાયક ગણાય. વ્યવસ્થિત પ્રગતિને માટે કેળવણી ઘણી ઉપયોગી છે. લગભગ સુધરેલો સમાજ એ દિશાએજ પ્રગતિમાન બન્યો છે. જૈન કોમના કોઇ ધનાઢ્ય વેપારીએ સ્વર્ગસ્થ વાડીલાલ મોતીલાલ શાહના લખેલા પુસ્તકની નકલો અમુક સંખ્યામાં

ખરીદી લેઇને ભેટ તરીકે મફત આપી જ્યાં ત્યાં જ્ઞાનની પરબો ખોલી છે, તેમ આપણા ધનાઢયો પૈકી પણ કોઇ એવી જ્ઞાનની પરબ ખોલના રહે તો શું એ ઇચ્છવા જોગ નથી? આશા છે કે એ દિશામાં પણ કંઇ સારી શરૂઆત કરી માર્ગદર્શક થઇ પડવાનો કોઇ ભાઇ પ્રયાસ કરશેજ.

કામરેજ — કલ્યાણજી પ્રેમાભાઇ પટેલ

---

# આપણી પરિસ્થિતિ

**જ્ઞાતિનું** સંખ્યાબળ ગયા દશકા કરતાં સહેજ વધ્યું છે, એમ અંગ્રેજી રાજ્યનું અને વડોદરા રાજ્યનું વસતિપત્રક જોતાં જણાય છે.

કેળવણીનું પ્રમાણ પણ સ્ત્રીઓમાં તેમજ પુરુષોમાં સહેજ વધ્યું છે. હિંદની પાંત્રીસ કરોડની વસતિમાં ફક્ત પોણા બે કરોડ જેટલાં સ્ત્રીપુરુષો લખી વાંચી શકે એટલા અર્થમાં ભણેલાં છે, એટલે કે કુલ વસતિનો વીશમો ભાગ ભણેલો છે. આ દશામાં આપણી જ્ઞાતિનું ભણતરપ્રમાણ તો કેટલુંય ઓછું હશે, તેનો ખ્યાલ દરેકોઇએ કરવાની જરૂર છે.

જ્ઞાતિની આર્થિક સ્થિતિ તો કેવળ બગડી ગઇ છે. અનિયમિત વરસાદ, કુદરતની અવકૃપા, ઉત્પન્નના છેકજ હલકા ભાવ, કરવેરાનું જબરૂં ભારણ; સાધુ ફકીર, બ્રાહ્મણ, ભાટ, બાવા, શીનેમા, તળગાળાના ને ભવૈયાના લાગા; નાટકો, બાપદાદાઓની કુપ્રથાઓને વળગી રહેવાની મનોદશા, શાહુકારોનાં દેવાળીઆં વ્યાજ; આ અને આવાં અનેક નાનાં મોટાં કારણોને લીધે ખેડૂતવર્ગ લગભગ ભૂખમરાની દશા ભોગવે છે. શહેરમાં વસનારા લેખકો જ્યારે ને ત્યારે એમજ લખે છે કે ખેતી જેવો ઉત્તમ ધંધો એકે નથી, તેમાં તો નુકસાન હોયજ નહિ. પણ ખેતીનો કરનાર ખેડૂત તો એમજ કહે છે. કે આ તો નર્યો ખાધનો ધંધો છે; શું કરીએ? ઘરબાર છોડી કયાં જઇએ? એટલે અવળો તો અવળો પણ ખેતીનો ધંધો કરીએ છીએ. અને વાત પણ કેવળજ સાચી છે. પચીસ રૂપિયા માસિક કમાનાર કારકુન કે શાળાનો માસ્તર પણ પચીસ વીઘાં જમીન ખેડી પાંચસો રૂપિયાનું ઉત્પન્ન કરનાર ખેડૂત કરતાં સારી રીતે રહી શકે છે. તેથીજ ખેતી પ્રત્યે ખેડૂતોને અણગમો પેદા થતો જાય છે અને તેથી ભણેલો પાટીદાર શહેરમાં નોકરી શોધવા જાય છે ને અભણ ખેડૂત મીલમાં મજૂરી કરવા કે કોઇને ત્યાં ઘરકામ કરવા જાય છે. સૌની નજર રોકડીઆ ધંધા તરફ વળી છે, દરેક ગામમાં હળની સંખ્યા દિવસે

દિવસે ઘટતી જાય છે, તેનું કારણ પણ એજ છે.

આ મનોદશાનુ પ્રત્યક્ષ પરિણામ પાટીદાર માબાપોનું કેળવણી પ્રત્યેના વલણમાં દેખાય છે. અંગ્રેજી ભણતર દિનપ્રતિદિન મોંઘું થતું જાય છે. અંગ્રેજી ભણેલાને ભણતર પાછળ ખરચેલાં નાણાંના વ્યાજ જેટલું પણ પગારમાંથી બચતું નથી. વળી ભણેલાઓ નોકરી માટે ટળવળે છે, રોજ ને રોજ બેકારીને કારણે આપઘાત કર્યાના કિસ્સાઓ છાપાં આપણને સંભળાવે છે. છતાં હાલમાં અંગ્રેજી ભણનારની સંખ્યા દિવસે દિવસ વધતી જાય છે. તેનો તાજો દાખલો, લેઉઆ પાટીદાર બોર્ડિંગ પાટણમા છે તેમા પ્રથમના કરતાં ભરતી વધારે થતી જાય છે એ છે. આર્થિક સ્થિતિ ખરાબ થતી જતી હોવા છતાં પાટીદાર માબાપો પોતાના દીકરાના ભણતર પાછળ ખર્ચ કરે છે. ન ભણાવે તો કરે પણ શું?

દીકરાઓને ભણાવવા એ સિવાય બીજો રસ્તો નથી એવી ખાત્રી ખરી કે ખોટી રીતે પાટીદાર માબાપોને થતી હોય તે વખતે દીકરીઓને ભણાવવાની આશા રાખવી એ કેમ બને? છતાં વડોદરા રાજ્યના ફરજિયાત કેળવણીના કાયદાએ આ દિશામાં માબાપોને દોર્યાં છે, તેને કારણે કોઇ કોઇ સુવિચારી માબાપોએ પોતાની દીકરીઓને ભણવા માટે ઘર બહાર મોકલી છે. આ પ્રમાણે પરગામ ભણવા જનાર કન્યાઓની સંખ્યા તદ્દન જૂજ છે, છતાંયે પગ પડ્યા છે એટલે બે પાંચ વરસમાં પંડાળો ધોરી રસ્તો થશે એમ આશા રખાય.

કમલીવાડા, બબલભાઇ ત્રિભુવનદાસ પટેલ,
તા. પાટણ શિક્ષક, સ. ગુ શાળા

---

## ચર્ચાપત્ર

### ૨. 'અપંગની પ્રતિભા'–૨

ભાઇ મગનભાઇ પ્રભુદાસ દેસાઇના અનુવાદ 'અપંગની પ્રતિભા'ની આસોના 'પાટીદાર'માં (પૃષ્ઠ ૫૬૩થી) મેં સમાલોચના કરેલી અને તેમાં વપરાએલા કેટલાક શબ્દોની ચર્ચા પણ કરેલી. તે ઉપર એ ભાઇએ ચર્ચાપત્ર મોકલેલું તે ગયા અંકમાં પૃષ્ઠ ૧૩૦થી છપાયું છે.

મેં કરેલી ચર્ચામાંથી એમણે 'ર–ળ'ના ગોટાળા વિષે અને 'સરનની' શબ્દની યોગ્યતા વિષે, એ બેજ મુદ્દા ઉપર ચર્ચા કરી છે; એટલે માની લેઉં છું કે બાકીની મેં દેખાડેલી ભૂલો એ ભાઇએ સ્વીકારી લીધી છે.

૧. પહેલા મુદ્દા વિષે એ ભાઇ લખે છે કે: "'ર–ળ'નો ગોટાળો ધ્યાન

પર આવતાં વિચાર કરું છું ત્યારે મને ઊંડે ઊંડે એનું કારણ આપણા જિલ્લાના 'ળ'કાર ઉચ્ચારની ઊણપમાં રહેલું લાગે છે. સદ્ભાગ્યે 'ળ'કાર બોલવાનું બાળપણની મને શીખવાયું તેથી, 'મરવું,' 'ગોર' ઇ. ('મળવું,' 'ગોળ'ને બદલે) બોલવાની શરમ મારે હાલ સંઘરવી પડતી નથી.... પરંતુ કોકવાર છપાઇમાં 'ર'ને બદલે 'ળ' આવે તો તે ભૂલ ઝટ ધ્યાન પર નથી ચોંટતી ને દુવિધામાં પડી જવાય છે. આપે કાઢેલા દોષો આવીજ કાંઇક રીતે રહી ગયા હશે એમ માનું છું."

જીભ વગેરે મુખના અંગોની શુદ્ધ ઉચ્ચાર કરવાની અશક્તિને લીધે પણ ઉચ્ચાર અશુદ્ધ થાય છે. 'ળ'ને બદલે અનેક લોક એ કારણે પણ 'ર' બોલે છે. ભાઇ મગનભાઇને " 'ળ'કાર બોલવાનું બાળપણથી શીખવાયું" અને તેને પરિણામે અશુદ્ધ ઉચ્ચારણ કરવાની એમને "શરમ હાલ સંઘરવી પડતી નથી" એ બેશકજ એમનું સદ્ભાગ્ય ગણાય. પણ જીભ વગેરે કોઇ અંગની અશક્તિ વગરજ 'ર'ને બદલે 'ળ' બોલાય કે લખાય, ત્યારે તો એથી મોટી શરમ સંઘરવી પડે. "હુરતમાં હવાકાનું હેર હાક મળે" એમ બોલવામાં સુરતીઓને શરમ સંઘરવી પડતી હોય, તો "**હીરાલાલને હાટે હરગોવિંદ હીંગ ખરીદે**" એમ બોલવાને બદલે "**સીરાલાલને સાટે સરગોવિંદ સીંગ ખરીદે**" એમ બોલનારને તો એથીયે મોટી શરમ સંઘરવી પડે! અને શુદ્ધ બોલવા છતાં "**કોકવાર** છપાઇમાં 'ર'ને બદલે 'ળ' આવે તો ભૂલ ઝટ ધ્યાન પર નથી ચોંટતી," એમ બને તે તો **કોકવાર**જ; પણ 'ટેરવાં'ને બદલે '**ટેળવાં**' પાંચ વાર (પૃષ્ઠ ૯૧, ૧૦૭, ૧૫૧, ૧૮૯, ૧૯૪), 'પરથાર'ને બદલે 'પરથાળ' બે વાર (પૃષ્ઠ ૩૨, ૫૩) અને 'ખરી'ને બદલે '**ખળી**' (૫૧) છપાયું છે, એ **કોકવાર** તો કેમજ કહેવાય? વળી આખા પુસ્તકમાં એ શબ્દો એકે વાર શુદ્ધ રીતે નથી છપાયા તેનું કેમ?

૨. ભાઇ મગનભાઇએ વાપરેલો 'સસ્તની' શબ્દ અશુદ્ધ છે, તેને બદલે 'સ્તની' અથવા 'સ્તન્ય' જોઇએ એમ મેં લખેલું. આ "શબ્દો સંસ્કૃત પ્રમાણે શુદ્ધ વિશેષણો છે," અને " 'સસ્તની' સંસ્કૃત પ્રમાણે ખોટી રચના છે," એમ સ્વીકારીને એ ભાઇ જણાવે છે કે એ ખોટી રચના "વાપરતી વેળા મારા ધ્યાનમાં હતું. પણ મેં ત્યાં ગુજરાતી ભાષાની એક ખાસિયતનો ખ્યાલ રાખેલો. ગુજરાતીને 'નિરાહારી, નિર્વિકારી, નિર્લોભી, સમ્રચ્છેદી, સુરંગી, સેશ્વરી, નિરીશ્વરી, હરામ-હરામી, લબાડ-લબાડી, ખુશ-ખુશી' જેવાં વિશેષણો વિચિત્ર નથી લાગતાં. ...છતાં, સંસ્કૃત ફારસી વ્યાકરણાનુસાર તે દોષિત છે."

શીખોનો ધાર્મિક ગ્રંથ 'ગ્રંથસાહેબ' અને ગુરુ અર્જુનદેવે પોતે જે ભજનો ગાયાં તે આ 'સુખમની.' "'સુખમની'નો અર્થ 'મનનું સુખ' એમ થાય છે. તેમજ 'સુખનો મણિ' એમ અર્થ પણ ઘટાવાય છે. સુખ એટલે 'ચિત્તની પ્રસન્નતા, ચિત્તનો પ્રસાદ કે આનંદ' છે: સુખ ને માત્ર ઐન્દ્રિય નહિ, પણ માનવ જીવાત્માનું સર્વાંગીણ સુખ–સર્વોત્તમ આનંદ, એમ સમજવું" (પૃષ્ઠ ૧૦૮). ૮ ભજનની એક, એવી ૨૪ અષ્ટપદીઓ આ ગ્રંથમાં છે. આખા ગ્રંથ ઉપરથી જણાશે કે શીખ સત્ય-, અને અહિંસા- અને શાન્તિ-પ્રિય પ્રજા હતી. તેને મોગલ રાજ્યકર્તાઓએ પજવીને યુદ્ધપ્રિય બનાવી અને એમ કહેવાય છે કે ગુરુ અર્જુનદેવને ના છૂટકે પોતાના શિષ્યને સેના રાખવાની સૂચના કરવી પડી. પુસ્તકની શરૂઆતમાં શ્રી. કાલેલકરે 'સંતવાણીનું તેજ' જણાવ્યું છે, અને અનુવાદકનો ઉપોદ્‌ઘાત છે. પુસ્તકને અંતે 'પુરવણી'માં શ્રી. પૂરણ-સિંગની 'ગુરુગ્રંથની મહત્તા,' શ્રી. વાસવાણીની 'સુખમનીની શ્રેષ્ઠતા' (એ બે લેખવાળો ભાગ, મને મળેલી પ્રતમાં બંધાવો રહી ગયો છે, તેથી તે હું જોઇ શક્યો નથી) અને પં. ખરેએ આપેલો 'સુખમનીનો રાગ' છે. આમ પુસ્તકને બનાવાય એટલું સર્વાંગસુંદર બનાવવાનો અનુવાદકે પ્રયત્ન કર્યો છે. તેમનો ગુજરાતી અનુવાદ સરળ છે અને ઉપોદ્‌ઘાતની પણ ભાષા સરળ છે. 'સ્રોત' શબ્દ નીલ્યતર (પ્રસ્તાવના, પૃષ્ઠ ૩) નહિ, પણ નર જાતિનો છે.-પુસ્તક સૌ જ્ઞાનપિપાસુએ વાંચવું ઘટે.

૧૯. ગીતાપદાર્થકોષ (ગીતાના શબ્દોનો સાર્થ સ્થળનિર્દેશ): રચનાર – ગાંધીજી; પૃષ્ઠ ૧૬+૨૫૬, કિંમત ચાર આના. ભક્તિભાવે, વિવેચક છતાં શુદ્ધ વૃત્તિએ અને સ્વતંત્રભાવે ગીતાનો અભ્યાસ કરનાર આજે ગુજરાતમાં ગાંધીજી જેવું કોઇક જ હશે, અથવા નહિ પણ હશે. હિંદુઓમાં અતિપવિત્ર ગણાતા ગ્રંથનો અભ્યાસ સામાન્ય વાચકને સરળ થાય એટલા માટે, એ ૧૯૨૨–૨૩માં યરોડા જેલમાં હતા ત્યારે એમણે આ કોષ તૈયાર કર્યો હતો. ગીતામાં આવતા એકે એક શબ્દનો અર્થ આપ્યો છે અને એ શબ્દ કયા અધ્યાયના કયા શ્લોકમાં આવે છે તે પણ બતાવ્યું છે. એમણે આપેલા કોઇ શબ્દ સાથે કોઇ કોઇ પંડિતને કે ભક્તને પણ મતભેદ હોઇ શકે, પણ ગાંધીજી તો પોતાની સ્વાભાવિક સરળતાએ ને નમ્રતાએ કહી દે છે કે "બીજા ગીતાભ્યાસીને . . . મારી એ સૂચના છે કે જો 'પદાર્થકોષ'માં અપાયેલા અર્થ તેમને ન રુચે ને બીજા વધારે પ્રિય લાગે તો તેઓ તેમાં જ નોંધી લે. આમ કરવાથી તેમને પોતાને મન ગમતો કોષ બહુ થોડી મહેનતે મળી રહેશે. અને એવા અભ્યાસી જો પોતે પસંદ કરેલા

અર્થ મને પહોંચાડશે તો તેમનો હું આભારી થઇશ." એકેએક ગીતાભ્યાસીઓએ આ કોષ પોતાની પાસે રાખવો ઘટે.

ઉપરનાં નં. ૧૬થી ૧૯ પુસ્તકોના પ્રકાશક–નવજીવન પ્રકાશન મંદિર, ગાંધી રસ્તો, અમદાવાદ.

૨૧. **શેરાની:** પૃષ્ઠ ૩૪; (૨૨) **મુક્તિને માટે:** પૃષ્ઠ ૩૫; (૨૩) **કેસરિયાં કિરણો:** પૃષ્ઠ ૩૨; (૨૪) **બે સાહસિકો:** પૃષ્ઠ ૩૪; (૨૫) **ચમકારો:** પૃષ્ઠ ૩૨; આ પાંચે પુસ્તકના લેખક–ભાલચંદ્ર ન પંડ્યા; પ્રકાશક –'નવું વાંચીએ' કાર્યમંદિર, પ્રતાપ મઢાની પોળ, વડોદરા; 'નવું વાંચીએ' ગ્રંથમાળાના આ દરેક પુસ્તકની કિંમત ૦-૩-૦ છે. આખી ગ્રંથમાળાની કિંમત રૂા. ૧ છે, પણ તેમાં કેટલાં પુસ્તક ને કયારે કયારે મળવાનાં તે કયાંય જણાવ્યું નથી. પુસ્તકો બાળકો માટે છે. પ્રકાશકો જણાવે છે કે: "તમે ગઇ કાલ સુધી બાળકોને ગમે તે સાહિત્ય આપે (?આપ્યે) રાખ્યું. લાલપીળી પરીઓની અને કૂતરાં બિલાડાંની વાતો કરે (?કર્યે) રાખી; પણ હવે એવું સાહિત્ય નહિ ચાલે. આજના વિજ્ઞાને સાબીત કર્યું કે બાળક એ જીવતું જાગતું ચેતનવંતું ને વિચાર કરતું મનુષ્ય છે. ગપ્પાંવાળી તરંગી વાતોએ એનો જીવનવિકાસ અટકાવ્યો છે. વર્તમાન સમાજના બાળકને એવું માયકાંગલું ને વેવલું વાચન વાંચવું નથી. એને તો શૌર્ય ને વીરતાની વાતો વાંચવી છે. સાહસ ને ક્રાંતિની કથાઓ લલકારવી છે. તે માટે ગંભીર બની વિચાર કર્યો છે?" આવે વિચારે આ કાર્યમંદિરે જગતના કેટલાક સાહસિકોની નાની કથાઓ આ પુસ્તકોમાં મૂકી છે. પણ 'બે સાહસિકો'માં સ્પેનના ભયંકર લૂંટારા પિઝારોની કથા મૂકીને લેખક બાળકોને શું શિખવવા ઇચ્છે છે? એણે પેરુમાં કેવી ભયંકર લૂંટ ચલાવેલી, એનું યથાસ્થિતિ પણ રોમાંચક વર્ણન અંગ્રેજ કવિ શેરીડને પોતાના 'પિઝારો' નાટકમાં આપ્યું છે. ઇ. સ. ૧૫૪૧માં એનાં અપકૃત્યનેજ પરિણામે એનું ખૂન થયું હતું એ પણ લેખકે જણાવ્યું હોત તો બાળકોને સારો બોધપાઠ મળત. 'કેસરિયાં કિરણો'માં જતીન્દ્રબાબુની, રાજા અજાતશત્રુની આજ્ઞાને પગ તળે પીલી મરણમુખે પડનાર દાસી શ્રીમતીની, મરાઠા સરદાર બાજીની, ઝાંસીનાં રાણી લક્ષ્મીબાઇની કથાઓ આપી છે; પછી નીમક માટે સત્યાગ્રહ કરનાર ગાંધીજી, ભુઝર્ગ આબાસ, અને સરોજિની નૈડુ વિષે પતવી દીધું છે. પણ પછી અંતે એ સૌની હારમાં 'જગતનો આત્મા' શ્રી. સયાજીરાવને બેસાડયા છે. શા માટે? 'અસ્પૃશ્યતાનિવારણ' માટે પ્રયત્ન કર્યા અને બાળલગ્નનિષેધક કાયદો કર્યા માટે? હજી તો એ રાજ્યમાં અસ્પૃશ્યો

ઉપર વારંવાર જુલમ થયા કરે છે. ત્રાવણકોરના રાજાની પેઠે એ રાજાએ રાજ્યનાં મંદિરો અસ્પૃશ્યો માટે ખુલ્લાં નથી કર્યાં. બાળલગ્નનિષેધક કાયદો એ રાજ્યની પ્રજા અને અમલદારો સુદ્ધાં છેડેચોક પગ તળે પીસે છે અને છતાં યે એ 'જાગતો આત્મા' કંઇ કરતો નથી! ત્યારે કયા સાહસ માટે એ રાજાની એ વાતો આ પુસ્તકમાં છે? પ્રકાશનમંદિર એ રાજ્યનું છે માટે આ ખુશામત? અને ત્યારે "ગપ્પાંવાળી તરંગી વાતોએ એનો (બાળકનો) જીવનવિકાસ અટકાવ્યો છે," એ ગ્રંથમાળાના કાર્યમંદિરનું એ વાક્ય તેને પોતાને જ શું અપવાદ લાગુ નથી પડતું? ભાષા બાળભોગ્ય બનાવવા માટે લેખકે લખોટીઓના ટચાકા જ માર્યા છે, ભાષામાં જરાય ગંભીરતા નથી. આવા રમતખેલથી સ્વતંત્રતા પાસ થઇ જશે એવા સંસ્કાર બાળકનાં કુમળાં મગજ ઉપર પડે તો ભયંકર છે. ઉદાહરણ: "સર્પોએ અને ઉધાઇઓએ એના પર મોટા રાફડા બાંધ્યા" ('ચમકારા' પૃષ્ઠ ૧૫). સર્પ રાફડા બાંધતા હશે? "૧૮૯૭ની ૨૬મી તારીખની સાંજે" ('મુક્તિને માર્ગે' પૃષ્ઠ ૧૩), ત્યાં માસનું તો નામ જ ગેપ! એ જ પુસ્તકમાં પૃષ્ઠ ૯ ઉપર બે જગાએ 'સ્વતંત્ર્ય,' 'ચમકારા'માં પૃષ્ઠ ૧ ઉપર 'ક્રુર,' ૧૩ ઉપર 'નિષ્ટા' અને એવા અનેક શબ્દોની જોડણીમાં પણ ભૂલો છે. બાળસાહિત્ય રમતવાત નથી, એમાં ખૂબ ગંભીરતા હોવી જોઇએ એ આજના ઉભરાતા બાળસાહિત્યના લેખકોએ સમજવું જોઇએ, નહિ તો લાભ કરતાં હાનિ વધારે છે.

**૨૬. મુંબાઇ:** સંપાદક અને પ્રકાશક—નાગરદાસ ઇ. પટેલ, મલાડ (મુંબાઇ); પૃષ્ઠ ૩૨, કિંમત ત્રણ આના. નાનાં બાળકોને કોઇ શહેરનો ઈતિહાસ કે ભૂગોળ શીખવામાં ઘણો કંટાળો આવે છે. પણ આ પુસ્તકમાં મુંબઇની ભૂગોળ બાલજગત આગળ એવી રસમય અને સરળ રીતે મૂકવામાં આવી છે કે તેને બાલજગત ઉત્સાહસહિત વધાવી લેશે એ વાત નિઃશંક છે. ત્રણ આના જેટલી ઓછી કિંમતમાં સુંદર પૂઠા, બે નકશા અને ૨૪ ચિત્રો વાળી આવી પુસ્તિકા આપવી એ એક જાતનું સાહસ છે. મુંબઇ હિંદમાં આગળ પડતું બંદર અને વેપારનું મથક હોવાથી તેને વિષે બાળજગતે કાંઇક જાણવું જોઇએ સંપાદકે 'મુંબાઇ' શબ્દ વાપર્યો છે, પણ ગૂજરાતી સાહિત્યના અનેક વિદ્વાનો અને સાક્ષરો 'મુંબઇ' શબ્દ વાપરે છે. ત્યારે ખરું શું? હું આશા રાખું છું કે આ પુસ્તિકાને બાલજગત વધાવી લેશે. **શાન્તિ**

—*—

# પ્રસંગકથા

## સરકારી કાયદા તોડનાર સરકારી રાવસાહેબ

આણંદના સરકારી રાવસાહેબ પુરુષોત્તમ બાપુભાઇ પટેલ સરકારના બાળલગ્નનિષેધક કાયદાનો ભંગ કરીને પોતાના પુત્રનું બાળલગ્ન કરવા નીકળ્યા છે, એ વિષેની પ્રસંગકથા ગયા અંકમાં લખી હતી અને એવું લગ્ન કરીને સરકારના કાયદાને નહિ તોડવાની એ સરકારના વફાદાર રાવસાહેબને આડકતરી સૂચના પણ કરી હતી. પણ સ્વાર્થ આગળ સરકાર પ્રત્યેની વફાદારીને પણ એ વફાદાર રાવસાહેબ કેમ ગજવામાં મૂકી શકે છે, સરકારના કાયદાને કેમ પગ તળે પીલી શકે છે, એનું જ્વલન્ત પ્રત્યક્ષપ્રમાણ એ રાવસાહેબે આપ્યું છે ને પોતાના પુત્રનું બાળલગ્ન ગઇ સુદિ પાચમને રોજ કર્યું છે. અને હવે આ મહાકૃત્ય બદલ સરકાર વખતે તેમને 'રાવબહાદુર' બનાવશે કે વખતે 'સરદાર' પણ બનાવશે!

## વરઘોડાનો ભપકો!

પણ 'સરકારથી ડરીને હું કંઇ છાનુંમાનું આ બાળલગ્ન નથી કરતો,' એમ જાણે જાહેર કરવા એ ઇચ્છતા હોય એમ આણંદમાં પૂરભપકાથી એમણે વરઘોડો કાઢ્યો. કંકોત્રીઓ ગુજરાતીમા ને અંગ્રેજીમાં કાઢી હતી, એટલે લાગે છે કે ગુજરાતી નહિ સમજનાર ગૃહસ્થો ને અમલદારો ઉપર અંગ્રેજી કંકોત્રીઓ મોકલી હશે; ત્યારે તો વખતે જિલ્લાના અંગ્રેજ કલેક્ટર ને પ્રાન્તના અંગ્રેજ કમીશનર ઉપર પણ મોકલી હશે, જેથી તે અમલદારો પણ આ લગ્ન વિષે જાણી શકે. બેશક તેમાં વરની ઉમર નહિ જણાવેલી, એટલે એ બાળલગ્ન છે એમ તેઓ ન જાણી શકે. અને તેથી એવા કેટલાક અજાણ્યા અમલદારો વરઘોડામાં ને જાનમાં પણ ગએલા!

## જાનનો ભપકો!

કંકોત્રીમાં કાર્યક્રમ છપાયો છે, તેમાં (૧) માંડવામુહૂર્ત, (૨) વરઘોડો, (૩) જાનયાત્રા, (૪) કસુંબો અને (૫) જમણ ક્યારે થશે એ જણાવ્યું છે, પણ લગ્નકંકોત્રીમાં લગ્નવિધિનોજ કાર્યક્રમ ગેપ! હાસ્તો, વ્યવહારના ભપકા આગળ લગ્નવિધિનો શો હિસાબ, જ્યાં લગ્નને નામે ભપકોજ બતાવવો હોય ત્યાં? જૂના જમાનાના પાટીદારની પેઠે એ રાવસાહેબે જાનમાં ચારસોએક જાનૈયાની સેના ચઢાવી, જાણે પ્રાચીન રાજાઓની પેઠે જુદ્ધ કરીને કન્યા લેઇ આવવાની હોય તેમ! બીજે દિવસે વળી ત્યાં સો બસોએક માણસો કસુંબા વેળાએ ઉમેરાયાં. ગામમાંથી જે કોઇ હાથ લાગ્યું ને જેણે એ બાળલગ્નમાં

સાથ આપવાનું સ્વીકાર્યું એ સૌને મોટરોમાં બેસાડી દીધા, ગામના અનેક ધારાળાને પણ બેસાડી દીધા ને એ સમસ્ત જાનૈયાની સેનાને આંગાની ભાગોળે –બૅરિસ્ટર વેવાઈને ઘેર અડાડી દીધી! અને 'લોક કહેતા હોય કે મારી સાથે આણંદમાં કોઇ નથી, તો એ વાત ખોટી છે; જાનમાં આવેલી સંખ્યાથી જ જણાશે કે મારી સાથે તો આખું આણંદ છે,' એમ જાણે એ રાવસાહેબ સાબિત કરતા હોય એમ બનાવી દીધું! બેશક એનું એક પરિણામ તો એમના લાભમાં આવશે એમ લાગે છે: આણંદ મ્યુનિસિપાલિટીની ચુંટણી આવતા જ માસમાં આવે છે અને ઘણાખરા જાનૈયા–ધારાળા સુદ્ધાંત–એમને મત આપશે, કારણ કે બંદુકથી નાકલી સીમાની ગોળી વખતે નિષ્ફળ જાય, પણ પોતાને ઘેર નહિ, તો વેવાઇને ઘેર પણ તાકીને મારેલી ને મોંથી પેસી આખું શરીર વીંધીને પાર નીકળી જતી ચુરવાની ગોળી કંઇ નિષ્ફળ જતી હશે?

### વેવાઇને ઘેર

અને વેવાઇ ભાઇ ચુનીભાઇ તો આંગાના બી. એ., એલ.એલ. બી., બૅરિસ્ટર-ઍટ-લૉ રહ્યા, આફ્રિકામાં વકીલાત કરનાર રહ્યા, એટલે સરકારના કાયદાને કેમ ઓળંગવા એ સારી રીતે જાણે. એમના કાકા ભાઇ ચતુરભાઇ નાથાભાઇ પટેલ બી. એ., એલ.એલ. બી. રહ્યા, વડોદરા રાજ્યના ન્યાયખાતાના મોટા અમલદાર રહ્યા, એટલે એ પણ ભત્રિજાને કાયદો ઓળંગવાની કોઇ ને કોઇ રીત સમ્મતિ આપે! એ બૅરિસ્ટરે રાવસાહેબની ભારે જાનને પોતાના મોભા પ્રમાણે ભારે સત્કાર કર્યો. એ સત્કારમાં વડોદરા રાજ્યના મોટા અમલદારોએ પણ ભભકભર્યો ભાગ ભજ્યો, જાણે વડોદરા રાજ્યમાં બાળલગ્નનિષેધક કાયદો જ ન હોય! પણ આજ સુધીના અનુભવથી એ તો ક્યારનું ય સાબિત થઇ ગયું છે કે ત્યાના રાજાએ બાળલગ્નનિષેધક કાયદો આખા હિંદુસ્થાનમાં પ્રથમ કર્યાનો જશ યુરોપ-અમેરિકા સુધી ખાટી લીધો છે, પણ એ રાજ્યે એને ખાંડ-ચઢાવેલી (Sugar-coated) ક્વીનીનની ગોળી જેવો બનાવી દીધો છે, જેથી હસતે મોંએ આખો ને આખો ગળી જવાય! અહુણા જ એ રાજાએ તો આ કાયદાનો સખ્ત અમલ કરવાનું ફરમાવ્યું છે, પણ ત્યારે આ બાળલગ્ન સામે એ કાયદો શું કરે છે તે જોઇશું. અને ત્યાર પહેલાં તો કાયદો તોડનાર મુખ્ય અપરાધી ભાઇ ચુનીભાઇ તો આફ્રિકા જવા મુંબઇથી આગબોટમાં ચઢી પણ બેઠા હશે!

### અમેરિકામાં બાળલગ્ન

પણ એ રાવસાહેબને ને એ બૅરિસ્ટરને ખૂબ આશ્વાસન મળે એવું બાળલગ્ન હાલ અમેરિકામાં પણ બન્યું છે. 'મુંબઇ સમાચાર'ને મળેલો લંડનનો

તાર તેના તા. ૩:૨:૧૯૩૭ના અંકમાં છપાયો છે તે પ્રમાણે "યુનીસ વીન્સ્ટેડ નામની નવ વર્ષની છોકરીનાં ત્રીસ વર્ષની ઉમરના ટેનેસીના ખેડૂત ચાર્લ્સ જોન્સ સાથે શનિવારે થએલાં લગ્નથી અમેરિકનો ચોંકી ઉઠયા છે." અહીં તો લોકે આનંદથી જાનમાં જઇ મિષ્ટાન્નની લહેજત ઉડાવી છે! "યુનીસ પોતાની ઢીંગલી સાથે રમે છે જે તેના ધણીએ લગ્નની ભેટ તરીકે તેને આપી છે." અહીં વરરાજા નગીનભાઇએ કન્યા બેન વિમળાબેનને શી ભેટ આપી છે તે જાણ્યું નથી, પણ વરને ભણતરમાં કન્યા દબાવી ન જાય માટે કન્યાએ વડોદરા મહારાણી હાઇ સ્કૂલ છોડવી પડશે એ ભેટ તો ઘણું કરીને કન્યાને મળી હશે કે મળશે. "યુનીસની માતાએ પત્રકારોને જણાવ્યું હતું કે મેં મારી પુત્રીના લગ્નમાં સમ્મતિ આપી છે, કારણકે ઈશ્વરની તેમાં સંમતિ છે." આપણે અહીં થએલા બાળલગ્નમાં વરકન્યાનાં માતાપિતાએ, ઈશ્વરની સંમતિ લેઇને કે તે વિના પણ, પોતાની સંમતિ આપી છે; સમ્મતિ શું, લગ્ન જ પોતે ગોઠવ્યાં છે! અમેરિકન "સ્ત્રીઓ માટેની લીગના પ્રમુખ મીસ લિલિયને જાહેર કર્યું હતું કે આ રાષ્ટ્રીય અપકીર્તિ અમેરિકાના સંસ્કારી રાજ્યોની અંદરની દરેક સ્ત્રીને સૂગ ઉપજાવે એવી છે. અમે આ કેસ સુપ્રિમ કોર્ટમાં લેઇ જઇ લગ્નને રદ કરાવવાનો ઇરાદો રાખીએ છીએ." અમેરિકામા સામાન્ય રીતે બાળલગ્ન થતાં નથી ને તેથી બાળલગ્નનિષેધક કાયદો જ નથી, એટલે એ લગ્ન રદ થઇ શકે તેમ નથી. આપણે અહીં તો બંને વેવાઇ-વેવાણો પોતે કરાવેલા એ બાળલગ્નને અપકીર્તિ ગાનતાં જ નથી, એ તો એમાં લાહવો ને કીર્તિ માને છે! અને લગ્ન રદ કરાવવાની તો વાત જ શી, બાળલગ્નના એ અપરાધ માટેજ એમનો વાંકો વાળ થનારો નથી ત્યાં! ત્યારે બંને વેવાઇઓ ને વેવાણો, હાલ તો આશ્વાસન લો ને ખૂબ રાચો!

**પણ કન્યાનું શું?**

બંને વેવાઇ-વેવાણો આ બાળલગ્ન કરીને આશ્વાસન પામશે ને હાશ કરીને નિરાંતે માણશે, લગ્નનાં મિષ્ટાન્ન જમનારા ઘેર જઇ પેટ ઉપર હાથ ફેરવતા સુઇ જશે, પણ કોઇએ એ વિચાર્યું કે હવે કન્યાનું શું? અહુણાં જ જણાવ્યું તેમ "વરને ભણતરમાં કન્યા દબાવી ન જાય માટે કન્યાએ વડોદરા મહારાણી હાઇ સ્કૂલ છોડવી પડશે એ ભેટ તો ઘણું કરીને કન્યાને મળી હશે કે મળશે." કેવા કોડથી ને હોંશથી એ ભણતી હશે એ જાણવાની એનાં માબાપને શી પરવા? અને એ ભણે એમ હવે તો વરનાં માબાપ ન જ ઇચ્છે, કારણકે એથી તો પોતાના ન ભણી શકે એવા પુત્રની બદનામી થાય. કન્યા બેન વિમળા-બેનનાં મોટાં બેન—એમના કાકા ઉમેદભાઇનાં પુત્રી—બેન શાન્તાબેન તેમની સાથે

ભણે છે ને હજી યે ભણી શકશે, કારણકે તેમનું લગ્ન તો આણંદના જ એક સંસ્કારી કુટુંબમાં થયું છે: તેમના સસરા ભાઇ ગોરધનભાઇ વકીલ છે ને તેમના પતિ ભાઇ ભાઇલાલભાઇ મુંબઇ ગ્રેન્ટ મેડિકલ કૉલેજમાં અભ્યાસ કરે છે, વળી તેમના જેઠ ભાઈ ફુલાભાઇ એલ.એલ. બી. છે ને આણંદમાં વકીલાત કરે છે. આવા સંસ્કારી કુટુંબ તરફથી તો બેન શાન્તાબેનને ભણવાનું ઉત્તેજન મળ્યા જાય છે ને મળ્યા જશે. પણ ત્યારે નાની બેન વિમળાબેનની શી સ્થિતિ! મોટી બેન અભ્યાસ ચાલુ રાખે ને પોતે નાની છતાંયે અભ્યાસ છોડવો પડે એથી એમને કેવો આઘાત લાગતો હશે એની એમનાં કાયદેસર વાલી થઇ બેઠેલ માબાપને, અને હવે તો સાસુસસરાને શી પડવા! અને આવી સ્થિતિમાં ભણેલી કન્યાઓ વડીલો સામે બંડ કરી બેસે એમાં કંઇ આશ્ચર્ય? પણ એવું બંડ, બેન વિમળાબેન ન કરી શકે, એટલા માટે તો એમને નાનપણમાંજ બાળારાજા સાથે પરણાવી માર્યાં!

## વહોરા બાળાનું ધર્મગુરૂ સામે બંડ

સમાજની વંડીમાં પુરાતી બાળાઓ હવે સમજતી થાય કે હવે તો તેમની સંસ્કારી બેનો બંડ કરતી થઇ ગઇ છે. દાઉદી વહોરા કોમમાં પડદાનો રિવાજ પાટીદારો કરતાંયે સખ્ત છે, પણ હવે ભણેલીગણેલી જુવાન વહોરા બાળાઓ પડદાને ખીંટીએ મૂકતી થઇ છે! કરાંચીમાં એ કોમનું એક સંસ્કારી કુટુંબ છે, તેમાંની એક બાળા બેન શિરીનબેને એમ પડદાને વેગળો મૂકી દીધો છે, એટલું જ નહિ પણ પડદાની અનિષ્ટતા વિષે ભાષણો પણ કરે છે. એ બેનના લગ્નનો પ્રસંગ ગયા માસમાં આવ્યો ને તેમાં અનેકને તેમણે આમંત્રણ પણ આપ્યાં. તેમના ધર્મગુરુ મુલ્લાજીએ જેમને એક કે બીજે કારણે જમાતમાંથી બહિષ્કૃત કરેલા, તેમને પણ આમંત્રણ આપ્યાં. હવે એ જમાતમાં એવો નિયમ છે કે લગ્નવિધિ તો એ મુલ્લાંજી જ કરાવે. પણ પડદો ન પાળનારી અને પોતે જમાતમાંથી બહિષ્કૃત કર્યા છે એવાઓને આમંત્રણ આપનારી બેન શિરીનબેનની લગ્નક્રિયા કરાવે તો ધર્મ બોળાય ને રસાતળ જાય એમ એ મુલ્લાંજીને લાગ્યું. આથી શિરીનબેન પડદો ઓઢે તોજ લગ્ન કરાવું એમ મુલ્લાંજીએ સંભળાવી દીધું. ભણેલીગણેલી બાળાએ મુલ્લાંજીની શરત ઘસીને ના પાડી! મુલ્લાંજી કંઇક નમ્યા ને ઢીલી શરત કરી કે જેમને મેં જમાતમાથી બહિષ્કૃત કર્યા છે તેમનાં આમંત્રણ કાપો તો લગ્નવિધિ કરાવું. બેન શિરીનબેને તો માથું પડયે ય રણમાથી એક ડગલું પણ પાછું ભરવાની સાફ ના પાડી! કંઇ મુલ્લાં નહિ હશે, તો લોક પરણ્યા વિના રહેવાના હતા?

બેન શિરીનબેને તા. ૧૪:૧:'૩૭ને રોજ પોતાના ભાઇની પાસે લગ્નવિધિ કરાવીને ધર્મગુરુ સામેનું બંડ સફળ પાર ઉતાર્યું! ધન્ય બંડખોર વીરબાળા!

## ધર્મગુરુની સરી જતી સત્તા

'આમ લોક જાતેજ પરણતા થઇ જાય તો પછી અમને પૂછે કોણ?' એમ મુલ્લાંજીને લાગ્યું ને તેથી પોતાની સત્તા સરી પડતી તેમને લાગી. આથી એ બેન શિરીનબેનને ને તેમની સાથે લગ્ન કરનાર યુવકને પોતાના સોલીસીટરો માર્ફત નોટીસ અપાવી કે તમે મુલ્લાંજી પાસે વિધિ કરાવ્યા વિના લગ્ન કરીને સંસાર ભોગવો છો તે પાપ છે, માટે તા. ૨૮મી પહેલાં મુંબઇ આવી મુલ્લાંજી પાસે લગ્નવિધિ કરાવી જાઓ, નહિ તો તમે વહોરા જમાતમાં રહેવા ઇચ્છતાં નથી એમ માનવું પડશે. બેન શિરીનબેનના પિતાને ને ભાઇને પણ નોટીસ અપાવી કે મુલ્લાંજીની હાજરી વિના ને બહિષ્કૃત થએલા વહોરાઓની હાજરીમાં તમે શિરીનબેનનું લગ્ન કરાવ્યું, એ મુલ્લાંજીનો ગુનો કર્યો છે, માટે તા. ૨૮મી પહેલાં મુંબઇ આવી તેનો ખુલાસો કરી જાઓ. શિરીનબેનના પતિએ, ભાઇએ અને પિતાએ પોતાની મળેલી નોટીસોનો ઉત્તર મુલ્લાંજીને આપી દીધો છે ને તેમાં મુલ્લાંજીની સત્તાની અવગણના કરી છે. જણાવ્યું છે કે: "મળેલી નોટીસોમાંના શબ્દો ઘણાજ બદનક્શી ભરેલા છે, એટલે તે પાછા લેવા. લગ્નવિધિ પવિત્ર ધર્મશાસ્ત્રને અનુસરીને કરવામાં આવ્યો છે અને છતાંયે ફરી લગ્નવિધિ કરવા કહેવું એ માત્ર આડંબર છે. તા. ૨૮મી પહેલાં અમારા ત્રણમાંથી કોઇ મુંબઇ આવી શકશે નહિ."

## બંડખોર બાળાનો પુણ્યપ્રકોપ

પણ એ બંડખોર બાળા બેન શિરીનબેને તો મુલ્લાંજીની નોટીસનો પોતાનો જુદોજ જવાબ તેમના સોલીસીટર ઉપર મોકલી દીધો. એ સળગતો જવાબ આ રહ્યો: "જે લગ્ન મેં મારી સ્વેચ્છાએ કર્યું, જે લગ્ન ઉપર મારા પરમપૂજ્ય પિતાજીના આશીર્વાદ ઊતર્યા, જે લગ્નનો વિધિ મારા જીવનમિત્ર અને ભાઇ ગુલામઅલીને હાથે થયો, જે લગ્નથી હું મારા પ્રિયજન સાથે ધર્મગ્રંથીથી જોડાઇ અને જે લગ્ન આપણા ધર્મશાસ્ત્રના ધારાધોરણને ને વિધિને અનુસરી કરવામાં આવ્યું છે, તે લગ્નને તમે જ્યારે પાપ તરીકે વર્ણવો છો ત્યારે મારા હૃદયમાં એક પુણ્યપ્રકોપ ભભુકી ઊઠે છે, પણ તેને વશ રાખી માત્ર એટલુંજ કહેવા ઇચ્છું છું કે મુલ્લાંજી સાહેબને કહો કે ઇશ્વર તેમને સદ્બુદ્ધિ આપે અને દીન-ઇ-ઇસ્લામનો નેક માર્ગ શું છે તે તેમને સમજાવે. સેવા એ ધર્મનું સર્વોત્તમ અંગ છે અને લગ્નવિધિને હશીખુશીથી પાર ઉતારવો એ ધર્મગુરુ

માટે નિર્ણિત થએલો સેવામાર્ગ છે. પણ એ સેવામાર્ગથી અવળા ફરી પુણ્યને પાપ કહી બતાવનાર માણસને કયા શબ્દોમાં વર્ણવું?" ('મુંબઈ સમાચાર,' તા. ૩ : ૨ : ૧૯૩૭). બે હાથે બળ કરીને પોતાની સરી જતી સત્તાને પકડી રાખવા મંથન કરનાર મુલ્લાંજીને આ જવાબથી કોણ જાણે શું યે થઇ જતું હશે અને હવે કોણ જાણે શું યે કરી નાખવા કમર કસશે? પણ આવી બંડખોર બાળાનો વાળ પણ વાંકો કરવાની આ જમાનામાં એવા ધર્મગુરુની ગુંજાસ શી? હવે તો આવી બંડખોર વીર બાળાઓ જોઇએ છે, ભૂલ્યા સમાજની શુધબુધ ઠેકાણે લાવવા!

## પાળજમાં સાદું લગ્ન

કંપાલામાં વકીલાત કરતા ચાંગાના બેરિસ્ટર ભાઇ ચુનીભાઇએ મોટી ધામધૂમથી પોતાની કન્યાને ગમે તેવા વર સાથે બાળલગ્ન કરાવ્યાની કથા પાછળ આવી ગઇ. હવે એ જ કંપાલામાં વેપાર કરતા પલ્લાણાના ભાઇ છગનભાઇ પુરુષોત્તમે પોતાનાં લગ્ન સંસ્કારી ને સારી રીતે કર્યાની કથા આવે છે. એ ભાઇની ઉમર આશરે ૨૮ વર્ષની છે. પોતે સુધારક વિચારના છે અને કન્યા-પિતાઓને મોટે ખર્ચે પોતાની કન્યાઓને પરણાવવામાં પડતા ત્રાસથી બચાવવા જ જોઈએ એ મનના છે. તેમની લગ્ન કરવાની વૃત્તિ થઇ. બીજાં સારાં માગાં આવેલાં, પણ તેમની નજર પાળજના ભાઇ ચતુરભાઇ મોતીભાઇનાં પુત્રી બેન શાન્તાબેન ઉપર ઠરી. એ બેન સોળેક વર્ષની ઉમરનાં છે. લગ્ન વિષે વરકન્યાએ એક બીજાની સંમતિ મેળવી લીધી અને ગઇ વદિ બીજને રોજ લગ્ન લેવાયાં. પરઠણ કે એવી બીજી કશા પ્રકારની લેવડદેવડ થઇ નથી, માટલી સાથે રિવાજ પ્રમાણે રૂા. ૫૧ કન્યાપિતાએ મોકલેલા તે પણ વરપક્ષે પાછા મોકલ્યા. જાનમાં વર પોતે, તેમના મોટા ભાઇ, એક મિત્ર, તેમના મામા બાકરોલના વયોવૃદ્ધ ભાઇ ખુશાલભાઇ અને એક વાળંદ, એમ પાંચ જ માણસ હતા. લગ્નવિધિ પણ સાદી ને સરળ રીતે થયો હતો. બહુ મળતર ન હોવાથી પાળજને ગોરે એવો વિધિ કરાવવા ના પાડી, ત્યારે પેટલાદ સંસ્કૃત પાઠશાળાના બે વિદ્યાર્થીઓને બોલાવ્યા ને તેઓએ રાત્રે લગ્નવિધિ કરાવ્યો. સવારે ખીચડી કઢીનું જમણ જમી બપોરે જાન વિદાય થઇ ગઇ. કન્યાપિતાઓનું આમ દુઃખ જાણનાર યુવકોને સમાજ ધન્યવાદ આપે છે. હવે તો લગ્નમાં કોઇ પણ જાતની પરઠણ ન લેવાની ને કશી પણ ધામધૂમ વગર સાદા વિધિથી લગ્ન કરવાની પ્રતિજ્ઞા લેનાર યુવકોની સમાજને જરૂર છે, સોળમી સદીના ઠાલા ઠાઠમાઠ કરનારા રાવસાહેબોની ને બૅરિસ્ટરોની તો નથી જ!

### વડોદરામાં સાદું લગ્ન

નડીઆદ લખાવાડમાં ભાઇ રામભાઇ દ્યાભાઇનું કુટુંબ અગ્રેસર ગણાય છે. તેમના પૌત્ર ભાઇ ચિમનભાઇ મગનભાઇ પચીશેક વર્ષના સંસ્કારી યુવક છે. મેટ્રિક સુધી તેમણે અભ્યાસ કર્યો છે. તેમનું લગ્ન સારસાના ભાઇ ડાહ્યાભાઇ ઇશ્વરભાઇનાં પુત્રી સાથે ગઇ વદિ ૯મને રોજ થયાં. એ બેન અઢાર ઓગણીસ વર્ષની ઉંમરનાં છે અને અંગ્રેજી પાંચમા ધોરણ સુધી ભણેલાં છે. એલેમ્બીક કંપની વાળા ભાઇ ભાઇલાલભાઇ દાજીભાઇ અમીનનાં પત્નીનાં એ બેન ભત્રિજી થાય. કન્યાપિતા ભાઇ ડાહ્યાભાઇ વડોદરામાં બૅંકમાં નોકરી કરે છે અને તેથી એ લગ્નક્રિયા પણ વડોદરા દાંડિયા બજારના ગોવિંદભવનમાં થઇ હતી. આ લગ્નમાં પણ કોઇ પણ પ્રકારની લેવડદેવડ થઇ નથી. જાન આગલી સંધ્યાકાળે નડીઆદથી વડોદરે ગઇ હતી. જાનમાં વર ઉપરાંત ૭ ભાઇઓ હતા, ને તેમાં રિટાયર્ડ મામલતદાર વયોવૃદ્ધ ભાઇ ચુનીભાઇ ઉમેદભાઇ પણ હતા. સવારમાં નવેક વાગ્યે સાદા વિધિથી લગ્નક્રિયા થયા પછી જમીને જાન સાંજે પાછી ફરી હતી. આવાં સુંદર દૃષ્ટાન્ત બેસાડવાથી સમાજમાં અનેક કન્યાપિતાઓનું દુઃખ ટળે, કન્યાઓ સારી રીતે ઊછરે ને કેળવણી પામે. સમાજ આવા યુવકોને અભિનંદન આપે છે. હવે તો લગ્નમાં કોઇ પણ જાનની પરઠણ ન લેવાની ને કશી પણ ધામધૂમ વગર સાદા વિધિથી લગ્ન કરવાની પ્રતિજ્ઞા લેનાર યુવકોની સમાજને જરૂર છે, સોળમી સદીના ઠાલા ઠાઠમાઠ કરનારા રાવસાહેબોની ને બેરિસ્ટરોની તો નથી જ!

### "ગુજરાતી યુવતીનું બંગાળી યુવક સાથે લગ્ન

"અમદાવાદ, સોમવાર. તા. ૧૮:૧:'૩૭ને રોજ રાતના ૯ વાગ્યે શ્રી. નરોત્તમભાઇ હઠીસિંહનાં બેન શ્રી. શ્રીમતી હઠીસિંહનાં લગ્ન તેમના ભાઇના શાહીબાગના બંગલામાં કુટુંબીજનો અને મિત્રોના નાના સમુદાય સમક્ષ 'સ્પેશિયલ મેરેજ ઍક્ટ' પ્રમાણે કવિવર ટાગોરના ભત્રિજા શ્રી. સૌમ્યેન્દ્રનાથ ટાગોર સાથે રજીસ્ટર થયાં હતાં. લગ્નના માંડવા તરીકે બંગાળી ઢબનું એક ઝૂંપડું બંગલાના ચોગાનમાં બાંધવામાં આવ્યું હતું અને તેને ગામડાના ભારતના થોડા નમુનાઓથી અને દીવીઓના ઝાંખા તેજથી શણગારવામાં આવ્યું હતું. આ રીતે સાદાઇથી લગ્નોત્સવ પૂરો થયો હતો" ('ગુજરાત સમાચાર'). બેન શ્રીમતી શેઠ પોતે સંસ્કારી છે, કલા વિષેનો અભ્યાસ કરવા એ શાન્તિનિકેતનમાં રહેલાં અને પછી તો નૃત્ય વિષેનો અભ્યાસ કરવા યુરોપ પણ જેઇ આવેલાં છે. સૌમ્યેન્દ્રનાથ ટાગોરને તો આજનો સમસ્ત યુવકવર્ગ

ઓળખેજ છે. આવા ધનવાન શેઠિયાને ઘેર દીકરીનાં લગ્ન છેક આદ્ય લગ્નવિધિથી થાય, ત્યારે તેમના આગળ જેમના ધનની કંઇયે વિસાત નહિ એવા રાવસાહેબ ને બેરિસ્ટર લગ્નમાં સોળમી સદીના ઠાલા ઠઠારા કરે! પણ આજના નવયુગમાં એ હાસ્યાસ્પદ છે તે એ ન સમજતા હોય તો સમજે.

## પાટીદાર સ્ત્રી વિલાયત જાય છે!

વડોદરા તાબે ખાનપુરના ભાઇ ભોગીલાલ પ્રભુદાસ પટેલ હાલજ સીવિલિયન થયા છે, એ ભાઇ બેરિસ્ટર પણ થયા છે. એમનાં પત્નીએ અંગ્રેજી ચારેક ધોરણ સુધીનો અભ્યાસ કરેલો છે. ને આજરોજ, સુદિ પડવે (તા. ૧૨: ૨:'૩૭ની) સ્ટીમરમાં વિલાયત જાય છે એવા સમાચાર મળ્યા છે. શું કરવા? હિંદી સંસ્કૃતિ પામી રહ્યા પછી હવે યુરોપિયન સંસ્કૃતિનો ઓપ ચઢાવવા કે, પૈસા ઊછળી રહ્યા હશે તેનો નિકાલ કરવા?

## કેન્યા કોલોનીમાં હિંદુ લગ્ન વિષે કાયદો

"કેનીયા કોલોનીમાં હિંદુઓનો વસવાટ કાયમનો બન્યો છે. આ કોલોનીની ધારાપોથીમાં ખ્રિસ્તી, મુસ્લીમ વગેરે ધર્મોવાળાઓને માટે લગ્નનો કાયદો છે; પણ હિંદુઓ માટે તેવો કોઇ કાયદો અહીં નથી, એટલે એવા કાયદાની ગેરહાજરીમાં આ કોલોનીમાં થતાં હિંદુ લગ્નો કદાચિત ગેરકાયદેસર પણ ગણી શકાય, એવી શંકા ઉપસ્થિત થતાં અન્ય કોમોની માફક હિંદુઓને પણ કાયદેસર રક્ષણ આપવા માટે હિંદુ લગ્ન, છૂટાછેડા અને વારસાહક્ક કાયદેસર ઠરાવવા માટે કાયદો ઘડવાનો સરકારનો ઇરાદો થયો અને તે માટે અમુક મુદ્દાઓ તૈયાર કર્યા. આ બીલ ગવર્નર ઇન કાઉન્સીલમાં રજુ થયું નથી, પણ જો આવા મુદ્દાવાળું બીલ ઘડાય તો હિંદુઓને તે માટે કંઇ વાંધો છે કે કેમ તે જાણવા માટે એ કાચું બીલ પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે" ('કેન્યા ડેલી મેલ,' તા. ૨૧:૧૦:'૩૬).

લગ્નના અધિકાર સ્ત્રીપુરુષને સમાન હોવા જોઇએ, એમ આજે સમસ્ત જગત માની રહ્યું છે, સંસ્કારી હિંદુઓ પણ માની રહ્યા છે. આપણા પ્રાચીન પદ્ધતિના પ્રચલિત કાયદા કરતાં 'સિવિલ મૅરેજ ઍક્ટ' વધારે સારો છે. લગ્ન ને છૂટાછેડા કરવામાં સ્ત્રીપુરુષને સમાન અધિકાર હોવા જોઇએ અને પુત્રોના જેવોજ ને જેટલોજ વિધવાને વારસાહક્ક હોવો જોઇએ. આવે ઉદારભાવે લગ્ન વિષેનો કાયદો થાય એટલા માટે કેન્યા કોલોનીના હિંદુ ભાઇઓ ખૂબ ચર્ચા કરે ને સરકારે પ્રસિદ્ધ કરેલા બીલમાં સુધારાવધારા સૂચવે. લગ્નની સુવ્યવસ્થા ઉપરજ જાતિનું કલ્યાણ છે ને તેના જ ઉપર જાતિની સંસ્કૃતિ ટકી શકે છે.

———*———

Reg. No. B. 1785

૧૯૯૩ 卐 ફાગણ

# 卐 પાટીદાર 卐

વર્ષ ૧૪ 卐 અંક ૫

"જગતમાં સર્વ સ્થળોએ નિશાળો, કૉલેજો અને યુનિવર્સીટીઓને આમ જનતાના માનસને ખેડવાનાં સાધનો તરીકે ગણવામાં આવે છે. રુશિયા અને ચીન જેવા દેશમાં મૂઢ અને અવાચ્ય જનતાને થોડા સમયમાં લખતી વાંચતી કરી આખી પ્રજાને આગળ ધપાવવામાં આવી છે, જ્યારે આપણા દેશની કંગાલ અને માનહીણી યુનિવર્સીટીઓ પ્રોત્સાહન વગર નાની હોડીઓની જેમ ગણ્યાગાંઠ્યા વિદ્યાર્થીઓને પરીક્ષાઓના વિષયમાંથી પસાર કરવામાં પોતાની ઇતિકર્તવ્યતા સમજે છે. આપણી યુનિવર્સીટીઓ આ વિશાળ દેશની આમ જનતાના બાહ્ય કવચની કિનારને પણ પૂરી સ્પર્શી શકી નથી. અને જે થોડોઘણો પણ સ્પર્શ થયો છે તે પણ પરદેશી સાહિત્યથી દુષિત થયો છે. પૌર્વાત્ય પ્રજાઓમાં આજે જાગૃતિનો જે નાદ ગાજી રહ્યો છે, તેમાં સ્વમાન અને આત્મગૌરવની દૃષ્ટિએ હિંદ હજુ ઘણું પછાત છે."

કવિવર રવીન્દ્રનાથ ટાગોર

તન્ત્રી: નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

ઓળખેજ છે. આવા ધનવાન શેઠિયાને ઘેર દીકરીનાં લગ્ન છેક સાદા લગ્નવિધિથી થાય, ત્યારે તેમના આગળ જેમના ધનની કંઇયે વિસાત નહિ એવા રાવસાહેબ ને બૅરિસ્ટર લગ્નમાં સોળમી સદીના ઠાલા ઠકારા કરે! પણ આજના નવયુગમાં એ હાસ્યાસ્પદ છે તે એ ન સમજતા હોય તો સમજે.

## પાટીદાર સ્ત્રી વિલાયત જાય છે!

વડોદરા તાબે ખાનપુરના ભાઇ ભોગીલાલ પ્રભુદાસ પટેલ હાલજ સીવિલિયન થયા છે, એ ભાઇ બૅરિસ્ટર પણ થયા છે. એમનાં પત્નીએ અંગ્રેજી ચારેક ધોરણ સુધીનો અભ્યાસ કરેલો છે. તે આજરોજ, સુદિ પડવે (તા. ૧૨: ૨:'૩૭ની) સ્ટીમરમાં વિલાયત જાય છે એવા સમાચાર મળ્યા છે. શું કરવા? હિંદી સંસ્કૃતિ પામી રહ્યા પછી હવે યુરોપિયન સંસ્કૃતિનો ઓપ ચઢાવવા કે, પૈસા ઊછળી રહ્યા હશે તેનો નિકાલ કરવા?

## કેન્યા કોલોનીમાં હિંદુ લગ્ન વિષે કાયદો

"કેનીયા કોલોનીમાં હિંદુઓનો વસવાટ કાયમનો બન્યો છે. આ કોલોનીની ધારાપોથીમાં ખ્રિસ્તી, મુસ્લીમ વગેરે ધર્મોવાળાઓને માટે લગ્નનો કાયદો છે; પણ હિંદુઓ માટે તેવો કોઇ કાયદો અહીં નથી, એટલે એવા કાયદાની ગેરહાજરીમાં આ કોલોનીમાં થતાં હિંદુ લગ્નો કદાચિત ગેરકાયદેસર પણ ગણી શકાય, એવી શંકા ઉપસ્થિત થતાં અન્ય કોમોની માફક હિંદુઓને પણ કાયદેસર રક્ષણ આપવા માટે હિંદુ લગ્ન, છૂટાછેડા અને વારસાહક્ક કાયદેસર ઠરાવવા માટે કાયદો ઘડવાનો સરકારનો ઇરાદો થયો અને તે માટે અમુક મુદ્દાઓ તૈયાર કર્યા. આ બીલ ગવર્નર ઇન કાઉન્સીલમાં રજુ થયું નથી, પણ જો આવા મુદ્દાવાળું બીલ ઘડાય તો હિંદુઓને તે માટે કંઇ વાંધો છે કે કેમ તે જાણવા માટે એ કાચું બીલ પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે" ('કેન્યા ડેલી મેલ,' તા. ૨૧:૧૦:'૩૬) લગ્નના અધિકાર સ્ત્રીપુરુષને સમાન હોવા જોઇએ, એમ આજે સમસ્ત જગત માની રહ્યું છે, સંસ્કારી હિંદુઓ પણ માની રહ્યા છે. આપણા પ્રાચીન પદ્ધતિના પ્રચલિત કાયદા કરતાં 'સિવિલ મૅરેજ ઍક્ટ' વધારે સારો છે. લગ્ન ને છૂટાછેડા કરવામાં સ્ત્રીપુરુષને સમાન અધિકાર હોવા જોઇએ અને પુત્રોના જેવોજ ને જેટલોજ વિધવાને વારસાહક્ક હોવો જોઇએ. આવે ઉદાર ભાવે લગ્ન વિષેનો કાયદો થાય એટલા માટે કેન્યા કોલોનીના હિંદુ ભાઇઓ ખૂબ ચર્ચા કરે ને સરકારે પ્રસિદ્ધ કરેલા બીલમાં સુધારાવધારા સૂચવે. લગ્નની સુવ્યવસ્થા ઉપર જ જાતિનું કલ્યાણ છે ને તેના જ ઉપર જાતિની સંસ્કૃતિ ટકી શકે છે.

---*---

Reg. No. B. 1785

૧૯૯૩ 卐 ફાગણ

# 卐 પાટીદાર 卐

વર્ષ ૧૪ 卐 અંક ૫

"જગતમાં સર્વ સ્થળોએ નિશાળો, કૉલેજો અને યુનિવર્સીટીઓને આમ જનતાના માનસને ખેડવાનાં સાધનો તરીકે ગણવામાં આવે છે. રુશિયા અને ચીન જેવા દેશમાં મૂઢ અને અવાચ્ય જનતાને થોડા સમયમાં લખતી વાંચતી કરી આખી પ્રજાને આગળ ધપાવવામાં આવી છે, જ્યારે આપણા દેશની કંગાલ અને માનહીણી યુનિવર્સીટીઓ પ્રોત્સાહન વગર નાની હોડીઓની જેમ ગણ્યાગાંઠ્યા વિદ્યાર્થીઓને પરીક્ષાઓના વિષયમાંથી પસાર કરવામાં પોતાની ઇતિકર્તવ્યતા સમજે છે. આપણી યુનિવર્સીટીઓ આ વિશાળ દેશની આમ જનતાના બાહ્ય કવચની કિનારને પણ પૂરી સ્પર્શી શકી નથી. અને જે થોડોઘણો પણ સ્પર્શ થયો છે ને પણ પરદેશી સાહિત્યથી દુષિત થયો છે. પૌર્વાત્ય પ્રજાઓમાં આજે જાગૃતિનો જે નાદ ગાજી રહ્યો છે, તેમાં સ્વમાન અને આત્મગૌરવની દૃષ્ટિએ હિંદ હજુ ઘણું પછાત છે."

કવિવર રવીન્દ્રનાથ ટાગોર

❧ ❧ ❧

તન્ત્રી: નરસિંહભાઇ ઇશ્વરભાઈ પટેલ
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

# સમાવેશ





## સૂચના

૧. દેશમાંના કેટલાક અને પરદેશના અનેક ગ્રાહકનાં લવાજમ હજી બાકી છે. તે સૌ હવે પોતાનાં લવાજમ સત્વર મોકલી દેશે એવી આશા છે. કોઇ ભાઇ પોસ્ટલ ઑર્ડરને ક્રોસ કરી ના મોકલે.

૨. બેનોને વિનાલવાજમ 'પાટીદાર' મોકલવાનું ફંડ હવે થઇ રહ્યું છે. બેનો 'પાટીદાર' વાંચે તો સારૂં, એમ માનનાર ભાઇબેનો ઉદારભાવે એ ફંડમાં રકમ મોકલશે એવી આશા છે.

૩. જે બેનો તથા ભાઇઓ સમાજની ઉન્નતિ ઇચ્છતાં હોય તે સારા ને દિશાસૂચક લેખ લખી મોકલે.

૪. 'પાટીદાર'માં આવતા લેખો, ચર્ચાપત્રો વગેરે સાથે તંત્રી સર્વ રીતે સહમત છે એમ કોઇએ માનવું નહિ.

૫. લેખો વગેરે કાગળની એક બાજુ શાહીથી લખી મોકલવા જોઇએ. નનામા, ઉપનામ વાળા કે અધુરા નામના લેખ લેઇ શકાશે નહિ.

૬. લેખો પૂનમ પહેલાં મળી જવા જોઇએ. ન છાપવા જોગ લેખ જેને પાછો જોઇતો હોય તે ત્રણ પૈસાનો સ્ટેમ્પ મોકલે.


આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે છાપ્યું અને જીજીભા નરસિંહભાઇ પટેલે આણંદમાં પ્રકટ કર્યું. તા. ૧૩:૩:'૩૭

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

| | | |
|---|---|---|
| સં. ૧૯૯૩<br>વર્ષ ૧૪ | આણંદ | અંક ૫<br>ફાગણ |


## સ્ત્રીની શારીરિક સ્થિતિ

'હિન્દુ સ્ત્રીનું આરોગ્ય,' એ લેખ મેં 'પાટીદાર'ના ૧૯૯૦ના કાર્તક માસના અંકમાં લખેલો, તેમાં જણાવેલું કે બેનોની ઉન્નતિ તેમના આરોગ્યમાં રહેલી છે, ત્યારે કેટલીક બેનોએ મને કહ્યું કે ગામડાની બેનો શહેરની બેનો કરતાં વધારે સારું આરોગ્ય અથવા તંદુરસ્તી સાચવી શકે છે. કેટલાકનો અનુભવ છે કે શહેરમાં સ્ત્રીઓ આરોગ્યના પ્રાથમિક નિયમોથી જાણિતી હોવાથી તથા તે નિયમોને પોતાનાં જીવનમાં અમલમાં મુકતી હોવાથી ગામડાંની સ્ત્રીઓની માફક ઘણા ચેપી રોગોનો ભોગ બનતી નથી.

ગમે તેમ હોય, પણ હિન્દુ સ્ત્રીનાં ગૃહવ્યવહારનાં કાર્ય પાછળ એટલો બધો સમય રોકાઇ રહે છે કે તેથી તેને પોતાના તથા કુટુમ્બના સ્વાસ્થ્ય તરફ લક્ષ આપવાને બિલકુલ અલ્પ અવકાશ મળે છે. આધુનિક કેળવણી લેતી બેનો અભ્યાસને લીધે તંદુરસ્તી પ્રત્યે બેદરકાર બને છે, જ્યારે ઘણી અભણ બેનોને આરોગ્ય વિષે પહેલેથી જ નિશ્ચિન્તતા હોય છે! પારસી વગેરે આગળ પડતી કોમમાં સ્ત્રીઓની તંદુરસ્તી આપણી સ્ત્રીઓ કરતાં સારી રહે છે, તેનું કારણ તેઓનો ખોરાક અને તંદુરસ્તીના નિયમોનું શિસ્તપાલન છે. માનસિક તથા શારીરિક આરોગ્ય પરસ્પર આધાર રાખે છે. શારીરિક તંદુરસ્તી સારી હશે તો જ માનસિક અને આધ્યાત્મિક સ્થિતિ સારી રહી શકશે. તેવી જ રીતે માનસિક સ્થિતિ બગડે ત્યારે તે શરીરની સામાન્ય તંદુરસ્તી ઉપર અસર કરે છે.

અન્ય કોમની સ્ત્રીઓ કરતાં હિન્દુ સ્ત્રીઓ મોટા પ્રમાણમાં ક્ષય વગેરે રોગોના ભોગ બને છે, તેનું કારણ સામાજિક રીતરિવાજની જડ કક્ષા છે.

સ્ત્રીને બાળપણથી છેલ્લી અવસ્થા સુધી પરાધીન ગણવામાં આવી છે, તેને પૂરતી કેળવણી અપાતી નથી. બીનજરૂરી રીતરિવાજથી સંકુચિત બનેલી પદ્ધતિઓને નાબુદ કરે તથા તંદુરસ્તીના પ્રથમ પદ ૩૫ 'દરેક કાર્યમાં સફાઇ અથવા ચોકખાપણું' રાખે તો જ બેનો પોતાની શારીરિક તેમજ સામાજિક સ્થિતિને વિશેષ ઉન્નતિમાં લાવી શકે.

હિન્દુસ્થાનનાં કેટલાક શહેરોમાં સ્ત્રીઓની શારીરિક સ્થિતિ સુધારવાને જુદા જુદા ઉપાયો તથા યોજનાઓ રાખવામાં આવેલાં છે. પરંતુ શહેરો કરતાં ગામડાંની સંખ્યા ઘણીજ વધારે હોઇને, ત્યાંની સ્ત્રીઓની નિરક્ષરતા નાબુદ થાય નહિ ત્યાં સુધી એકંદરે સ્ત્રીવર્ગની ઉન્નતિ થઇ શકવી અશકય છે. દરેક સ્ત્રીએ પોતાનાં બાળકોને નાનપણથી જ સ્વાસ્થ્યના નિયમોનું પાલન કરતાં શિખવવું જોઇએ; બાળકોના એટલે ભવિષ્યની પ્રજાના હિતનો આધાર કેળવાએલ માતાઓની કાર્યદક્ષતા ઉપર હોય છે. અત્યારે પણ પાટીદાર જ્ઞાતિમાં કેટલેક સ્થળે નાની છોકરીઓને અમુક વય સુધી અભ્યાસ કરાવીને પછી તેમનો પ્રાથમિક અભ્યાસ બંધ કરાવવામાં આવે છે. જોકે હાલની કેળવણીમાં કન્યાઓને શારીરિક જ્ઞાન વગેરે શિખવવામાં આવતું નથી, છતાં અક્ષરજ્ઞાન મળે તો સારાં પુસ્તકો વાંચીને, શરીરસ્વાસ્થ્યના નિયમો વગેરે જાણી શકે. પણ એટલું અક્ષરજ્ઞાન પણ ન અપાય તો તે પણ જાણી શકે નહિ, ત્યારે પાળી તો શી જ રીતે શકે? માટે શારીરિક તંદુરસ્તી માટે સ્ત્રીઓને કેળવણી અથવા અભ્યાસની જરૂર રહે છે.

તંદુરસ્તી જેવા અગત્યના વિષયમાં સ્ત્રીઓએ આગળ પડતો ભાગ લેવો જોઇએ. પરિષદોમાં સામાજિક રૂઢિબંધનોની ચર્ચા સાથે આરોગ્યને પ્રથમ સ્થાન અપાશે તો એનો સ્ત્રીસંમેલનોને વિશેષ સફળ બનાવી શકશે.

ડિસ્પેન્સરી, સુવાલી (સુરત) ચંચળબેન પટેલ

---

## પરીક્ષાઓ તરાવતી યુનિવર્સીટી–હોડીઓ

### [ કવિવર ટાગોરનું પ્રવચન ]

પ્રેસીડન્સી કૉલેજના વિશાળ આંગણામાં આમંત્રિત પરોણાઓની મોટી સંખ્યા સમક્ષ કલકત્તા યુનિવર્સીટીનો પદવીદાન સમારંભ ગોઠવવામાં આવ્યો હતો.

આ વખતના પદવીદાન સમારંભ વખતે યુનિવર્સીટી સાથે કશો સંબંધ ન ધરાવતા હોવા છતાં કવિવર રવીન્દ્રનાથ ટાગોરને ભાષણ આપવાનું આમંત્રણ આપીને યુનિવર્સીટીએ નવીન પ્રથા પાડી હતી. એ ઉપરાંત કવિવર રવીન્દ્રનાથે પોતાનું

પ્રવચન બંગાળીમાં કરીને પહેલવહેલી નવીન ભાત પાડી હતી. બીજો એક અગત્યનો બનાવ એ હતો કે ઘોતીમાં સજ્જ થએલા વિદ્યાર્થીઓને કલકત્તા યુનિવર્સીટીએ આ વખતે પહેલવહેલી વાર પદવીદાન સમારંભમાં દાખલ કર્યા હતા, અને તેમને ડિગ્રીઓ આપવામાં આવી હતી.

કલકત્તા યુનિવર્સીટીના પદવીદાન સમારંભ વખતે યુનિવર્સીટીના ચેન્સેલર સર જોન એન્ડર્સનના પ્રમુખપણા હેઠળ કવિવર રવીન્દ્રનાથ ટાગોરે તા. ૧૭:૨:'૩૭ને રોજ આપેલ માનનીય પ્રવચનનો સારભાગ નીચે મુજબ છે:

આજને પ્રસંગે જ્યારે મને આમંત્રણ આપવામાં આવ્યું ત્યારે મારા જીર્ણ દેહની અશક્તિને લીધે મારૂં મન આનાકાની કરતું હતું, પણ આજના પ્રસંગને ખાસ મહત્ત્વે બધી મુશ્કેલીઓને હઠાવીને તમને પ્રવચન આપવાના હક્કનો સ્વીકાર કરવા મને લલચાવ્યો છે. કેમકે આજે પહેલી જ વાર આ બંગદેશની અગ્રગણ્ય યુનિવર્સીટીએ બંગભાષાને ડિગ્રીઓમાં માનનીય અને ગૌરવભર્યું સ્થાન આપીને એક અગત્યની ખોટ પૂરી પાડી છે.

**સત્યને પણ છાપરે ચડવું પડે છે:** લોકોની આફતનું સૌથી દુઃખદાયક દૃશ્ય એ છે કે સ્વતઃસિદ્ધ સત્યને પણ આજે છાપરે ચડીને પોકારવું પડે છે. એથી જ પરદેશી ભાષામાં અપાતી કેળવણીમાં શિક્ષણનાં પોષક તત્ત્વોનો હ્રાસ થાય છે એ વસ્તુને સાબિત કરતાં આટલાં વર્ષો ગયાં. દુનિયાભરમાં હિંદ સિવાય બીજો એક પણ દેશ એવો નથી, જ્યાં વિદ્યાર્થીની ભાષા અને કેળવણીની ભાષામાં ફરક હોય. પશ્ચિમની સંસ્કૃતિને ગ્રહણ કર્યાને જાપાનને હજી એક સૈકો પૂરો નથી થયો, પરંતુ પશ્ચિમના વિજ્ઞાનને અને કળાને માત્ર ગણ્યાગાંઠ્યા માણસો જ ગ્રહણ કરી શકે તેવી રીતે તેને પરદેશી ભાષાના ચોકમાં જ પૂરી ન રાખતાં સમસ્ત જાપાનિઝ પ્રજાની સંસ્કૃતિ અને સામર્થ્ય વધે તેવી રીતે તેને માટે અઢળક ખર્ચ કરતાં તેણે પાછું ન જોયું.

**શિક્ષણના પ્રદેશમાં સહરાનું રણ:** પણ આપણે તો આપણા પરદેશી ભાગ્યસૃષ્ટાઓએ આપણું જે અપમાન કર્યું, આપણી આમ જનતાને ગૌરવહીન બનાવી થોડા આગળ પડતા ગણ્યાગાંઠ્યાઓને જે સંકુચિતપણે શિક્ષણ આપ્યું, તેથી સંતોષ માની બેઠા. મધ્યરણમાં રહેતા બેદુઈનને (Bedouin)[૧] જેમ કદી ખ્યાલ ન આવે કે તેના રણના ટાપુ સિવાય બહારની દુનિયા અત્યંત વિશાળ અને સેંકડો ઘણી ફળદ્રુપ છે, જેનો તે લાભ લેઇ શકે.

૧. અરબસ્તાનના રણમાં રખડતી ફરતી એક જાતિ.

આપણી સ્થિતિ પણ આ રણના બેદુઇન જેવી થઇ પડી છે. આજે આપણે અહીંનો શિક્ષિત વર્ગ સહરાના રણ વચ્ચે થોડા લીલા ટાપુઓ જેવો જ છે, જ્યારે હિંદની મોટી આમ જનતાની સહરાના રણ જેવી સ્થિતિ છે.

**શિક્ષિતો–પરોપજીવી પ્રાણીઓ:** પ્રાણીસૃષ્ટિમાં આપણે ઘણા પરોપજીવી પ્રાણીઓ વિષે જાણીએ છીએ, જેઓ બીજાના ઉપર જ જીવે છે અને ગુજરો ચલાવે છે. તેઓ પેટિયાં પૂરતું મેળવી શકે છે, પરંતુ તેમની બુદ્ધિશક્તિ અને અવયવો સદાય માટે કુંઠિત થઇ જાય છે. આપણા વર્તમાન શિક્ષિતોની પણ આવીજ હાલત છે. શરૂઆતજ પરદેશી ભાષામાં કરવી પડતી હોવાથી તેમણે સર્વાંગી વિકાસને ભોગે યુનિવર્સીટીની કેળવણી સાધ્ય કરી છે અને ભ્રમ તો એટલી હદ સુધીનો વધાર્યો છે કે તેમને પોતાના વંધ્યત્વનું પણ ભાન રહ્યું નથી. પારકાનું ઉછીનું લેઇને તેમને જીવવાની ટેવ પડી ગઇ છે, તેમની મોટાઇનું માપ તેના દેવાળિયાપણા ઉપરથી કાઢવું પડે છે. બીજા દેશના વિચારકોને આ કેળવણીએ ગુલામી ખત લખી આપ્યું છે. બીજાના વિચારોને પચાવવાનીજ માત્ર આદત પડેલી હોવાથી તેઓની કુશળતા માત્ર તેનો શબ્દે શબ્દ પુનરુચ્ચાર કરવામાં આવી જાય છે. તેમની બધી પ્રેરણાત્મક સર્જનશક્તિ, વિચારશક્તિ અને દૃઢ પ્રતીતિ નબળી પડી ગઇ છે. આ અસાધ્ય રોગમાંથી બચવાનો એક ઉપાય માતૃભાષા દ્વારા કેળવણી આપવામાં રહેલો છે. અનાજને પચાવવાનું કામ પોતાનાજ દાંત વડે કરવાનું હોય છે.

**સાર્વભૌમ અધિકાર:** પણ આથી હિંદી યુનિવર્સીટીમાં અંગ્રેજીને માનભર્યું સ્થાન ન મળે એમ હું કદી કહેતો નથી. આજ વર્તમાન જીવનમાં વિજ્ઞાન અને અર્થશાસ્ત્રના અભ્યાસમાં અંગ્રેજી ભાષા ઘણી ઉપયોગી છે. જ્ઞાનનાં કિરણો ગમે તે ક્ષિતિજમાંથી અગર ગમે તે વાહન દ્વારા આવે તેની અવગણના થઇ શકે નહિ. સત્ય ગમે તે ભાષામાં કે વાણીમાં વ્યક્ત થાય તોપણ તેની પ્રાપ્તિ કરવી એ માનવજાતિનો સાર્વભૌમ અધિકાર છે.

બધા દેશોમાં ભૌતિક સંપત્તિનાં દ્વારોની કડકપણે ચોકી કરવામાં આવે છે, પણ વિદ્યાપીઠનાં દ્વારો તો સૌને માટે ખુલ્લાં રહે છે. લક્ષ્મી તો સદાય સાવધ રહે છે, કેમકે ખર્ચ કરવાથી તેમાં ઘટાડો થાય છે. જ્યારે સરસ્વતી તો સદાય પ્રસન્ન રહે છે, કેમકે તેના વિકાસનો આધાર સંગ્રહ ઉપર નહિ, પણ તેના વિશાળ દાન ઉપર રહેલો છે.

**પરદેશી ભાષા માત્ર મીણબત્તી:** માઇકલ મધુસુદન દત્તે બંગાળી કાવ્યો દ્વારા અને બંકીમ બાબુએ ગદ્ય દ્વારા બંગ ભાષાનું મહત્ત્વ વધાર્યું

છે, બંગ ભાષાને સમૃદ્ધ બનાવી છે. તેમણે બરાબર જાણ્યું કે પરદેશી ભાષાનો જરૂર પડ્યે ભીણબત્તી તરીકે ભલે ઉપયોગ થાય, પણ માતૃભાષાના મંગળ પ્રકાશ સિવાય આત્માનું સાચું વ્યક્તવ્ય થઇ શકશે નહિ.

**વૈજ્ઞાનિક પ્રયોગોની કસોટી:** વર્તમાન યુગ ઉપર યુરોપીય સંસ્કૃતિનું વર્ચસ્વ છે, એની આપણાથી ના પાડી શકાશે નહિ. માણસોનાં કાર્યો અને વિચારો વિવિધ સ્વરૂપે આજે વિશ્વની આપીઠિકા ઉપર રજુ થઇ રહ્યાં છે, અને જગતને એક બનાવવાના સાધન તરીકે તેનો ઉપયોગ થઇ રહ્યો છે. યુરોપની ભૂમિ ઉપર જન્મેલાં વિજ્ઞાન, કળા, અર્થશાસ્ત્ર, રાજકારણ અને સાહિત્યની અસર આખા જગત ઉપર થવાનું એકમાત્ર કારણ એ છે કે તેમણે પ્રામાણિકપણે સચ્ચાઇભર્યા પ્રયત્નો દ્વારા વૈજ્ઞાનિક પ્રયોગોને પૂરતો અવકાશ આપ્યો છે અને તેની કસોટીમાંથી પસાર થવાનું પસંદ કર્યું છે.

**આપણી યુનિવર્સીટીઓની કંગાલિયત:** જગતમાં સર્વ સ્થળોએ નિશાળો, કોલેજો અને યુનિવર્સીટીઓને આમ જનતાના માનસને ખેડવાનાં સાધનો તરીકે ગણવામાં આવે છે. રુશિયા અને ચીન જેવા દેશમાં મૂઢ અને અવાચ્ય જનતાને થોડા સમયમાં લખતી વાંચતી કરી આખી પ્રજાને આગળ ધપાવવામાં આવી છે; જ્યારે આપણા દેશની કંગાલ અને માનહીણી યુનિવર્સીટીઓ પ્રોત્સાહન વગર નાની હોડીઓની જેમ ગણ્યાગાંઠ્યા વિદ્યાર્થીઓને પરીક્ષાઓના વિષયમાંથી પસાર કરવામાં પોતાની ઇતિકર્તવ્યતા સમજે છે. આપણી યુનિવર્સીટીઓ આ વિશાળ દેશની આમ જનતાના બાહ્ય કવચની કિનારને પણ પૂરી સ્પર્શી શકી નથી. અને જે થોડોઘણો પણ સ્પર્શ થયો છે તે પણ પરદેશી સાહિત્યથી દુષિત થયો છે. પૌર્વાત્ય પ્રજાઓમાં આજે જાગૃતિનો જે નાદ ગાજી રહ્યો છે, તેમાં સ્વમાન અને આત્મગૌરવની દૃષ્ટિએ હિંદ હજુ ઘણું પછાત છે.

**પૌર્વાત્ય દેશોનો પોકાર:** યુરોપીય સંસ્કૃતિ અને સભ્યતાના દાવા સામે આજે પૌર્વાત્ય દેશોમાં સખત પોકાર ઊઠ્યો છે તેની સને ખબર છે. ભૌતિક સંપત્તિના સંગ્રહમાં પશ્ચિમ આજે ઘણી પ્રગતિ કરી રહ્યું છે, પરંતુ માનવની મહત્તા તેની બાહ્ય સંપત્તિમાં નથી. પશ્ચિમનાં રાજ્યોએ લોભ, લાલસા, રાજકીય છળકપટ દ્વારા નબળી પ્રજાઓના હકોને પગ તળે છૂંદી નાખ્યા છે અને વિજ્ઞાન ઉપરના તેમના કાબુને લીધે આ જંગલી કાર્યમાં તેમને અસાધારણ, અજેય નૈપુણ્ય પ્રાપ્ત થયું છે.

ઓગણીસમી સદીની અધવચે જ્યારે યુરોપીય સભ્યતા સાથે આપણો

પ્રથમ પરિચય થયો ત્યારે આપણે આનંદ અને ઉમળકાથી તેને વધાવી લીધી. આપણે એમ માનતા હતા કે સત્ય, ન્યાય, માનવ પ્રત્યેનો આદર અને શુભેચ્છા, એ આ સભ્યતાનાં પ્રાથમિક તત્ત્વો હતાં. પણ આખરે આપણે જોયું કે દિનપ્રતિદિન આ તત્ત્વોનો હ્રાસ થતો ચાલ્યો, અને તે એટલી હદ સુધી કે આજે જેની પ્રત્યે અન્યાય થયો છે તેની દાદ સાંભળે એવી કોઇ અદાલત રહી નથી. માનવ માનવ વચ્ચેનો આવો અવિશ્વાસ, આવી ધાસ્તી કોઇ જમાનામાં નહોતી. જે આકાશમાંથી મુક્તિનો પ્રકાશ આવે છે, તેની આડાં આજે પરસ્પર અવિશ્વાસનાં અને સતત યુદ્ધનાં વાદળો ઘેરાયાં છે. આખો પશ્ચિમ ખંડ આજે અસંતુષ્ટ લાલસાના મદમાં અને યુદ્ધના નામથી ધ્રૂજી રહ્યો છે, પણ છતાં આજ સભ્યતાના ઇતિહાસમાં એક દિવસ આપણે તેનો માનવસ્વાતંત્ર્ય પ્રત્યેનો પ્રેમ નથી જોયો, તો આજે તેની હલકી સ્થિતિને શાશ્વત શા માટે માનવી? આપણા દેશમાં પણ ઘણા ચઢતીપડતીના પ્રસંગો આવી ગયા છે. આ બધું છતાં તેની બાહ્ય ભવ્યતાનાં ખંડેરો ઉપર ઊભા રહીને પણ જ્યારે કોઇ સંસ્કૃતિએ અનુપમ સત્ય રજુ કર્યું છે ત્યારે જગતે તેની કદર કરી છે.

આપણાં સર્વ દુઃખોનું મૂળ જમાનાજૂની મૂર્ખાઇઓ છે. તેની સામેના આક્રમણમાં વિદ્યાર્થીઓને વિજય મળે તેમ હું ઇચ્છું છું.

('મુંબઇ સમાચાર,' તા. ૧૮:૨:૧૯૩૭)

---

## ખેડૂતની નિરાશા

"મોતી, આ સાલ આપણે તમાકુ નથી રોપવી. ધરતીના આ ચાળા જ કહે છે કે હિમમાવડું નહિ જંપવા દે." મણિકાકાએ હુક્કો ગગડાવતાં ગગડાવતાં પોતાના ભત્રિજાને કહ્યું.

"આખું ગામ તમાકુ ઉપર હિલોળે ચઢયું છે ને તમને ચાળા શેણે દેખાય છે?" મોતીએ તમાકુ રોપવાની પોતાની મક્કમતા દાખવી.

"એ બધુંય ધૂળ–સારા વરસનાં ચિહ્ન આવાં ના હોય, ભાઇ! દિવાળી ઉપર વરસાદ શા! એ બધાંય આફતનાં નિશાન!" મણિકાકાએ પોતાની ભવિષ્યવાણી ઉપર જોર મૂક્યું.

"પણ કાકા, એમ બેશી રહ્યે કાંઇ નભશે? એ તો આપણેય ઝંપલાવ્યે જ છૂટકો." મોતીની આંખ આગળ વાણિયાનું દેવું, નાની બેનનું દ્યામણું

મોઢું, નિશાળનું પોતાનું ખર્ચ, બધુંય તરી આવ્યું. ચોમાસુ પાક નકામો ગયો જ હતો, હવે બધાય ખર્ચનો આધાર શિયાળુ પાક ઉપર અવલંબેલો હતો. તમાકુ ન રોપે તો રોકડો રૂપિયો ખેડૂત દેખે ક્યાંથી? એ હિસાબેજ એણે તમાકુ રોપવાનું જોખમ ખેડ્યું.

"એ તો મારે શું? પણ આ હુક્કો પીતાં કહું છું તે યાદ રાખજે." મણિકાકાએ પોતે ભાખેલી દર્દભરી ભવિષ્યવાણી ઉપર હુક્કાની છાપ મારી.

ગામનાં ખેતરોમાં તમાકુની રોપણી થઇ ગઇ. મણિકાકાની જમીનમાંય તમાકુ રોપાઇ. સૌ કોઇ કહેતું કે આ વરસે તમાકુની હદ થઇ ગઇ! તમાકુના છોડ માઝા મૂકીને ફાલ્યા. ખેડૂતની અમીઝરી આંખ નીચે છોડ કેડ કેડ સુધી અથડાવા લાગ્યા. ખેડૂત એ ગેલ કરતાં નાનાં બચ્ચાં જેવા રસભર્યા છોડવે છોડવે ઘૂમી વળતો, પોતાનો ખરબચડો હાથ એના પાંદડા ઉપર ફેરવતો. એ છોડવાય આનંદમાં આવી જઇ પોતાના પાલકને કાંઇક છૂપું છૂપું કાનમાં કહેતા. એમની ભાષા તો એમનો ઉછેરનારોજ સમજે. મણિકાકા ખેતરમાં જાય ત્યારે એક એક છોડવો બોલી ઊઠતો કે 'કાકા, અમેય તમારાંજ છોરુ છીએ ને! અમે એ વાણિયાનું દેવું વાળી દેઇશું' મણિકાકા ઊંડે ઊંડે શાન્તિ અનુભવતા. નાનાં બચ્ચાંના ગેલ દેખી બાપનું હૈયુ હેઠે બેસતું. સાગરમાં મોજાં લહેરાય એમ મણિકાકાના હૈયામાં આશાઓ લહેરાતી. એમની ઊંડી વિષાદ-ઘેરી આંખમાંથી તેજ ફૂટતું. એમના ઢીલા પગમાં સો જોજનની રેસમાં ઊતરે એટલું જોમ ઊલટતું. કૂવાના થાળા ઉપર ઊભા રહી એ તમાકુના વહાલસોયા છોડવા ભણી જુએ ને મનમાં ભાવિ યોજનાઓ ઘડે. માથા ઉપરના ડુંગર દળાવા થતા કલ્પી એમનું મોઢું આનંદથી મલકાતું. એકાદ ક્ષણમાં બધોય ફેરફાર થઇ જતો ને બીજીજ ક્ષણે મોં વિલાઇ જતું, એમનું મન તરતજ ટકોરતું કે 'અદેખી કુદરત આ બધી લીલોતરી કેમ કરી સાંખશે?'

સૂરજ ગયો અને ઘોર અંધારી રાત્રીએ પૃથ્વીને પોતાના પાલવમાં લપેટી લીધી. બધેય નીરવ અંધકાર વ્યાપ્યો, જાણે ઈશ્વરે આખો દહાડો અંધારાં ઉલેચી ઉલેચી 'પાપી' પૃથ્વી પર ઠાલવ્યાં. સ્વર્ગની સોડમાં લપાઇ બેઠેલા તારલામાંનો કોઇક ટીખળી તારલો બિચારી પૃથ્વીની મશ્કરી કરવા જરાક બહાર આવી દાંતિયાં કરી સંતાઇ જતો. પૃથ્વી બિચારી પોતાનાં અર્ધભૂખ્યાં કંગાળ બાળકોને પોતાનો ફાટ્યોતૂટ્યો સાળુ ઓઢાડી ઉંઘાડવા મથતી, એ તારલા ભણી જોયા વગરજ નિસાસો મૂકતી.

વાળુ કરી ફળિયાનો પુરુષવર્ગ સળગતી તાપણીની આસપાસ વીંટળાઇ

બેઠા હતા. ગામગપાટા ચાલતા હતા. વચ્ચે વચ્ચે હુક્કાનો ગગડાટ અને નાનાં સીમલા-છગલાની ધમામસ્તી ને રઢારોળ ઠીક ઠીક સૂર ભળાવ્યે જતાં. ગપ્પાં મારતાં મારતાં મણિકાકાએ પ્રશ્ન કર્યો: "હેં શિવાભાઇ, ગયે ફેરે હિમ કઇ વખતે પડેલું?"

શિવાભાઇ થોડુંઘણું ભણેલા; અત્યાર સુધી વેપારીવર્ગના માણસ લેખાતા, પણ હમણાં હમણાં ધંધાની મંદીને લીધે તેમણે ખેતીમાં ઝંપલાવેલું.

"જાનેવારી મહિનાની અધવચમાં. મારા ભાઇ, ઉત્તરાયણ પહેલાં." શિવાભાઇએ ધીમે રહી ઉત્તર આપ્યો.

"પણ શિવાભાઇ, આ છાપાંવાળા કહે છે કે સિંધ દેશમાં ખાઇ જેવું ખોદ્યું ત્યારનું આંહી હિમ દરસાલ પડવા માંડ્યું. એની તપાસ કોઇ ના કરે?" ગોકળકાકાએ વચ્ચે ઉમેર્યું.

"સરકાર ધારે તો કરે, પણ સરકાર ક્યાં આપણું માને છે?" શિવાભાઇએ સરકાર પ્રત્યે અણગમો જાહેર કર્યો,

"એ તો ભાઇ, આપણી પિપુડી કોણ સાંભળે? આ ગાંધીવાળા જો કંઇક સરકારમાં જઇ ધમાલ કરે તો કંઇક એના કાન ઉઘડે." ખુશાલકાકાએ તોડ બતાવ્યો.

"ગાંધીવાળા ને બાંધીવાળા, જવા દો ને બધી વાત. એ બધાય મેમ્બર થવા ઊલટ્યા છે, એમને ક્યાં ખાવાનીયે નવરાશ છે?" મણિકાકા અકળાઈને બોલી ઉઠ્યા.

"અલ્યા! હિમ પડે ત્યારે બધુંય બરાડજો, અત્યારથી શીદ ઊંચાનીચા થાઓ છો? વખત આવ્યે એ ગાંધીવાળા તમારી પડખે ઊભા રહેશે." શિવાકાકા ઊઠતાં ઊઠતાં નિકાલ લાવ્યા. "હીંડો, ઊઠો, પહોર રાત ગઇ."

બધાય પોતપોતાને ઠામે જઇ સૂઇ ગયા, ઊંઘી ગયા. મધરાત ગઇ ને ઠંડીનું જોર વધવા લાગ્યું. હરિયાળાં ખેતરોમાં તમાકુના કુમળા છોડ ઉપર ઝાકળનાં બિંદુ રમવા લાગ્યાં. કાજળઘેરી ઘોર રાત્રીમાંય એ છોડવાઓ ઠંડા પવનમાં તોફાને ચઢ્યા. ઘડી બે ઘડી થઇ ન થઇ ને લોહી ઠારી નાખે તેવું ઠંડીનું મોજું આવી પહોંચ્યું. ઝાકળનાં ટીપાંનાં તો જાણે છોડવા આંસુ ઢાળવા લાગ્યા. એ ભયંકર મોજું એ બધાય કુમળા રડતા છોડવા ઉપર ફરી વળ્યું, જાણે કુદરતે પોતાનાંજ છોકરાંને ગળે ટૂંપો દીધો!

મણિકાકા ખાટલામાં ટૂંટિયું વાળી વાળીને ગોદડીમાં લપેટાતા હતા, ને ઊંઘમાં બબડતા કે "મોતી! હિમ પડ્યું! હું નહોતો કહેતો?" પણ એમનો

બોલ કોણ્ સાંભળે? સાંભળે તોય શું વળે? મણિકાકાથી સૂતા ન રહેવાયું. આશાઓના ઢગલા જેવો પોતાનો પાક બળીને ખાખ થઇ ખખડી પડતો હોય તેવે વખતે એમનું હૈયું કેમ કરી ઝાલ્યું રહે? એ ઊઠયા, પછેડી ઓઢી ન ઓઢી ને ખેતર ભણી ઉતાવળે ચાલ્યા. ગામની ભાગોળેજ એમનું ખેતર હતું. છીંડે પેઠા. દીઠું ન દીઠું ને એમનું કઠણ હૈયું તૂટી પડયું, મોં પહોળું થઇ ગયું, આંસુ આંખમાંજ ઠરી ગયાં, ડોળા ફાડી વિકરાળ દશ્ય ભણી તાકી રહ્યા! ચીપિયામાં પકડતું એ વાણિયાનું દેવું, ડોળા કાઢતું સરકારનું ભરતિયું, બિચારી નાની ચંચળ, બધુંય આંખ આગળ તરવરવા લાગ્યું. ઢગલો થઇને મણિકાકા ભોંય ઉપર બેશી પડયા! માથે હાથ દેઇને ભાંગ્યે હૈયે બોલ્યા: "મોતી, મેં નહોતું કહ્યું? આ હિમ પડ્યું!"

મોતી પાછળજ ઊભો હતો. વિકરાળ ખાવા ધાતું દશ્ય એ ફાટી આંખે દેખી રહ્યો હતો. અંતે સઘળી હિંમત ભેગી કરી બોલ્યો: "કાકા, એમ રોયે શો દિ વળશે? ચાલો ઊઠો ઘેર, બધાનું થશે તે આપણું થશે." હાથ વડે પકડીને એણે મણિકાકાને ઉઠાડયા. ધીમે પગલે, મૂગે મોંઢે નિશ્વાસ નાખતા બન્નેય હીંડ્યા. મણિકાકાનું હૃદય સળગી રહ્યું હતું. એમને કુદરત ઉપર ક્રોધ ચઢ્યો, ખેડૂતના જીવન પર ધિક્કાર છૂટ્યો. ખેડૂત તરીકેની એમની ધીરજ આજે ખૂટી ગઈ. ઊકળતે હૈયે બોલવા મંડયા: "મોતી, મારૂં માને તો આ ખેતીનો ધંધો કદી ના કરીશ."

"કાકા, તમે શીદ ચિંતા કરો છો? એ તો બધું એમજ ચાલ્યા જશે." કાકાનું દર્દ જાણી મોતીએ હળવે રહી ઉત્તર દીધો.

"મોતી, દુનિયાએ પોતાના સ્વાર્થ ખાતર કણબીને 'જગતનો તાત' કહી ચઢાવી માર્યો. 'બાપો, બાપો' કહીને હળની અણી ઉપર બધું લાદી માર્યું. આપણે સડીએ, મરીએ, ને દુનિયા આપણી ઉપર ચઢી બેશી મોજ મારે, એ આપણે હવે નથી જોવું." મણિકાકાને ખેડૂતના ભોળપણ ઉપર ધિક્કાર ઊપજ્યો.

"તે અત્યારે એ બધી વાતોનું શું કામ છે, કાકા?" મોતીએ લાચાર થઇને કહ્યું.

"આ નથી જોતો, નસીબ ફૂટી ગયું તે?" કપાળે હાથ દઇ મણિકાકા રોષમાં બરાડી ઉઠયા.

"એ તો કાકા, થયું તે થયું. એમાં કોઇ શું કરે?" મોતીએ નરમાસથી કહેવા માંડયું.

બોલ કોણ્ સાંભળે? સાંભળે તોય શું વળે? મણિકાકાથી સૂતા ન રહેવાયું. આશાઓના ઢગલા જેવો પોતાનો પાક બળીને ખાખ થઇ ખખડી પડતો હોય તેવે વખતે એમનું હૈયું કેમ કરી ઝાલ્યું રહે? એ ઊઠયા, પછેડી ઓઢી ન ઓઢી ને ખેતર ભણી ઉતાવળે ચાલ્યા. ગામની ભાગોળેજ એમનું ખેતર હતું. છીંડે પેઠા. દીઠું ન દીઠું ને એમનું કઠણ હૈયું તૂટી પડયું, મોં પહોળું થઇ ગયું. આંસુ આંખમાંજ ઠરી ગયાં, ડોળા ફાડી વિકરાળ દૃશ્ય ભણી તાકી રહ્યા! ચીપિયામાં પકડતું એ વાણિયાનું દેવું, ડોળા કાઢતું સરકારનું ભરણિયું, બિચારી નાની ચંચળ, બધું'ય આંખ આગળ તરવરવા લાગ્યું. ઢગલો થઇને મણિકાકા ભોંય ઉપર બેસી પડયા! માથે હાથ દેઇને ભાંગ્યે હૈયે બોલ્યા: "મોતી, મેં નહોતું કહ્યું? આ હિમ પડયું!"

મોતી પાછળજ ઊભો હતો. વિકરાળ ખાવા ધાતું દૃશ્ય એ ફાટી આંખે દેખી રહ્યો હતો. અંતે સઘળી હિંમત ભેગી કરી બોલ્યો: "કાકા, એમ રોયે શો દિ વળશે? ચાલો ઊઠો ઘેર, બધાનું થશે તે આપણું થશે." હાથ વડે પકડીને એણે મણિકાકાને ઉઠાડયા. ધીમે પગલે, મૂગે મોંઢે નિશ્વાસ નાખતા બન્નેય હીંડ્યા. મણિકાકાનું હૃદય સળગી રહ્યું હતું. એમને કુદરત ઉપર ક્રોધ ચઢયો, ખેડૂતના જીવન પર ધિક્કાર છૂટયો. ખેડૂત તરીકેની એમની ધીરજ આજે ખૂટી ગઇ. ઊકળતે હૈયે બોલવા મંડયા: "મોતી, મારૂં માને તો આ ખેતીનો ધંધો કદી ના કરીશ."

"કાકા, તમે શીદ ચિંતા કરો છો? એ તો બધું એમજ ચાલ્યા જશે." કાકાનું દર્દ જાણી મોતીએ હળવે રહી ઉત્તર દીધો.

"મોતી, દુનિયાએ પોતાના સ્વાર્થ ખાતર કણબીને 'જગતનો તાત' કહી ચઢાવી માર્યો. 'બાપો, બાપો' કહીને હળની અણી ઉપર બધું લાદી માર્યું. આપણે સડીએ, મરીએ, ને દુનિયા આપણી ઉપર ચઢી બેસી મોજ મારે, એ આપણે હવે નથી જોવું." મણિકાકાને ખેડૂતના ભોળપણ ઉપર ધિક્કાર ઊપજ્યો.

"તે અત્યારે એ બધી વાતોનું શું કામ છે, કાકા?" મોતીએ લાચાર થઇને કહ્યું.

"આ નથી જોતો, નસીબ ફૂટી ગયું તે?" કપાળે હાથ દઇ મણિકાકા રોષમાં બરાડી ઉઠયા.

"એ તો કાકા, થયું તે થયું. એમાં કોઇ શું કરે?" મોતીએ નરમાસથી કહેવા માંડ્યું.

"શું કરે? એ નિષ્ઠુર લોકો ખેડૂત પાસે એક ફાટ્યું ચીંથરું કે ભાગ્યું કલાડું રહેશે ત્યાં સુધી એને નહિ છોડે." મણિકાકાનો ક્રોધ ઊલટો વધ્યો.

"પણ કાકા કુદરત કરે...."

મોતીને બોલતો અટકાવી મણિકાકા બોલી ઊઠ્યા: "કુદરત? કુદરતેય હવે આપણી નથી રહી, મરવા પડેલા ખેડૂતને કચડવામાં એનેય મજા છે! પણ બીજા લોકને કુદરત કેમ કંઇ નથી કરતી?"

"ભલે, કાકા, બધુંય આપણી ઉપર, પણ આપણો શો ઉપાય?" ગળગળો થઇ જઇ મોતી બોલ્યો.

"ઉપાય મારે નથી જોઇતો. તું આજે મારી આગળ એટલું બોલ કે 'હવે આ કમબખ્ત ખેતીનો ધંધો નહિ કરૂં. દેશપરદેશમાં રઝળી ખાઇશ, પણ આ ખેતીમાં કચડાઇ લોકોને મારી છાતી ઉપર બેસાડી મોજ નહિ મારવા દેઉં.' મારૂં માને તો મને કશી નથી લાવ, મારાથી આ હવે નથી સંખાતું." આટલું કહી મણિકાકાએ સંતોષ અનુભવ્યો.

મોતી રડુંરડું થઇ તાકી રહ્યો. ખેડૂતના છોકરાને કોણ સંઘરે?

નરસંડા જશભાઇ ડાહ્યાભાઇ પટેલ

—*—

## વડોદરાના દિવાન સા. તરફ પ્રતિનિધિમંડળ

ગઇ તા. ૨૨:૧૧:'૩૬ને રોજ ડાકોર મુકામે ભરાએલા 'પાટીદાર મંડળ'ના ચોથા અધિવેશનમાં વડોદરાના શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલના પ્રમુખપણા નીચે આ પ્રમાણે ઠરાવ પસાર થએલો:

"૮. વડોદરા રાજ્યમાં શ્રીમંત ગાયકવાડ સરકારે છેલ્લાં ત્રીસ વરસ થયાં બાળલગ્નનિષેધક કાયદો ઘડ્યા છતાં આજદિન સુધી તે કાયદાને લીધે કોઇ પણ બાળલગ્ન અટકવા પામતું નથી, કારણકે એ કાયદાને અમલમાં મૂકવાની શિથિલતા છે. પરિણામે અંગ્રેજી હદમાં શારદા ઍક્ટનો અમલ કરાવવા જે કેટલાંક યુવકમંડળ ખૂબ દક્ષતાપૂર્વક કામ કરે છે, તેમને પણ, જો કોઇ લગ્ન અંગ્રેજી હદનો વર અને વડોદરા રાજ્યની કન્યા વચ્ચે થયું હોય તો, તેવા લગ્નમાં ભાગ લેનારને નશિયત કરાવી શકતાં નથી, અને તેવાં બાળલગ્ન કરનાર વરકન્યાનાં વડીલોને વડોદરા રાજ્ય આવી કુકૃદિનાં કાર્ય કરવા આશ્રય-

સ્થાન બન્યું છે. આ હકીકતની આ પરિષદ સખેદ નોંધ લે છે, અને આ વસ્તુ સાદર કરવા દિવાન સાહેબને રૂબરૂમાં મળી બાળલગ્નનિષેધક કાયદામાં આવેલી શિથિલતા તરફ તેઓશ્રીનું ધ્યાન ખેંચી તેને કડક રીતે અમલમાં મૂકવાને પગલાં લેવાની વિનંતી કરવા આ પરિષદ નીચેના ભાઇઓનું પ્રતિનિધિ-મંડળ નીમે છે: શ્રી મગનભાઇ શંકરભાઇ પટેલ અને શ્રી. જમિયતરામ પંડ્યા, વકીલ. એ પ્રતિનિધિમંડળ, યોગ્ય લાગે તો, જે બીજાં યુવકમંડળ શારદા ઍક્ટનો અમલ કરાવવા ઇચ્છે છે તેમના પ્રતિનિધિઓને પણ સાથે રાખે."

ઉપરના ઠરાવને અનુસરી નીચેના ભાઇઓનું એક પ્રતિનિધિમંડળ તા. ૧૮ઃ૨ઃ'૩૭ને રોજ વડોદરાના નેક નામદાર દિવાન સાહેબને મળવા સારૂ વડોદરે ગએલું:

(૧) શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલ, પ્રમુખ–પાટીદાર મંડળ; વડોદરા

(૨) શ્રી. જમિયતરામ દયાશંકર પંડ્યા, બી. એ., ઍડવોકેટ, પ્રમુખ–બાજ ખેડાવાળ યુવકસંઘ; અમદાવાદ

(૩) શ્રી. છોટુભાઇ ઝવેરભાઇ મુનરીઆ, બી. એ., એલએલ. બી., વકીલ, વડોદરા

(૪) શ્રી. અંબાલાલ લલુભાઇ પટેલ, બી. એ., એલએલ. બી., વકીલ, નડિયાદ

(૫) શ્રી. વેણીભાઇ પ્રભુદાસ પટેલ, મંત્રી–પાટીદાર મંડળ, નરસંડા

(૬) શ્રી. નટવરલાલ માણેકલાલ દવે, બી. એ., આણંદ

મંડળે લેખિત મુસદ્દો રજુ કરી વડોદરા રાજ્ય પાસે અમુક માગણીઓ મૂકેલી, જેનો અમલ અત્યારના સંજોગોમાં અનિવાર્ય છે એમ બતાવેલું.

એ મુસદ્દામાં જણાવેલું કે બ્રિટિશ હિંદુસ્થાનના કાયદાની અને વડોદરા રાજ્યના કાયદાની સરખામણી કરતાં, વડોદરા રાજ્યના કાયદામાં ન્યાયાધીશો હળવી સજાઓ કરે છે. પરિણામે બત્રીસ બત્રીસ વર્ષોથી આવા, સમાજ-સુધારાને પ્રગતિમાન કરાવે એવા, આ બાળલગ્નનિષેધક કાયદાનો કંઇ પણ અમલ ન થાય અને હજારો માણસોને દર વર્ષે નજીવા દંડ કરી છોડી મૂકવામાં આવે એ દુઃખની વાત છે અને તેથી તે કાયદામાં સુધારાને તેમજ તેના સખત અમલને ચોક્કસ અને સંપૂર્ણ અવકાશ છે.

'સંમનિવગની તપાસના રિપોર્ટ'માંથી આંકડાઓનું કોષ્ટક આપીને પણ બતાવેલું કે વડોદરા રાજ્યની સ્થિતિ, ૧૯૦૪થી કાયદો થવા છતાં પણ, ઉત્તરોત્તર

જાગતી ચાલી છે. વળી એ કાયદાના અમલની શિથિલતા સાથે બાળલગ્ન કરવાની પરવાનગી આપનારી કલમો કાયદાના ધ્યેયને મારી નાખે છે અને સ્વાભાવિક રીતે લોકો એનો લાભ ઉઠાવવા લલચાય છે અને ન્યાયાધીશો એનો આશ્રય લે છે. અમુક સંજોગોમાં બાળલગ્ન કરવાની પરવાનગી આપનારી એ કલમો જોતાં વેંતજ બેહુદીજ લાગે છે. આવા કાયદામાં બારીઓ ન શોભે. એ તો કાં 'ઉસ પાર' કે 'ઇસ પાર'ની નીતિ ઉપરજ ઘડાએલા હોવા જોઇએ. કાયદાની એવી બારીઓથી ને શિથિલતાથી તો કાયદાનો હેતુજ નષ્ટ થયો છે એમ તે બતાવનાર કોષ્ટકથી જણાશે (પરિશિષ્ટ ૧).

વળી બ્રિટિશ હકુમતના મધ્ય ગુજરાતમાં છેલ્લાં ચાર વર્ષોમાં સંસાર-સુધારા સમાજ તરફથી, બાજ ખેડાવાળ યુવકસંઘ તરફથી અને પાટીદાર યુવકમંડળ તરફથી શારદા ઍક્ટની ફરિયાદો થએલી, તેનાં નામઠામ, દંડ વગેરેની વીગતો આપતું કોષ્ટક (પરિશિષ્ટ ૨) રજુ કરેલું અને જણાવેલું કે આટલા ચાર વર્ષના ટૂંકા ગાળામાં પણ ગુજરાતના અમુક ભાગમાં કાયદાના સખ્ત અમલને પરિણામે બાળલગ્ન થતાં લગભગ બંધ થતા આવ્યાં છે. ત્યારે વડોદરા રાજ્યના છેલ્લાં થોડાં વર્ષમાં થએલાં બાળલગ્નોમાંનાં આપેલાં નીચેનાં ઉદાહરણો ઉપરથી જણાશે કે તે કાયદાનો કેવો પ્રહસનીય રીતે અમલ થાય છે:

(૧) મહેળાવના વરના પિતા પટેલ મગનભાઇ છોટાભાઇ પટેલને રૂા. ૧૨ દંડ કરવામાં આવેલો, અને તે લગ્નની કન્યાના પિતા ગાડાના પટેલ મૂળજીભાઇ લલુભાઇને રૂા. ૧૨ દંડ કરવામાં આવેલો. લગ્નક્રિયા કરાવનાર ગોરને રૂા. ૫ દંડ કરવામાં આવેલો!

(૨) અને એથી વધુ અજાયબીભરેલો અને આવા કાયદાને બિલકુલ મશ્કરી જેવો લેખવામાં આવે એવો દાખલો તો પેટલાદમાં સીનિયર વકીલ તરીકે કામ કરતા શ્રી. અંબાલાલ જીવાભાઇ પટેલ, બી. એ., એલએલ. બી.નો હતો, જેમને એ કાયદાના ભંગ સારૂ રૂા. બે દંડ કરવામાં આવેલો! આ દાખલો સાંભળી નેક નામદાર દિવાન સાહેબના ઉપર ખૂબ ઊંડી અસર થએલી અને તે વિષે વધુ તપાસ કરવા પોતે નોંધ કરી લીધી.

(૩) ગયા જાન્યુઆરી માસમાં ચાંગાના વતની ભાઇ સુનીભાઇ ભાઇલાલ પટેલ, જેઓ પોતે બૅરિસ્ટર છે, તેમણે પોતાની દીકરી આણંદના રા. સા. પુરુષોત્તમદાસ બાજરભાઇના પુત્ર, જેની ઉમર પૂરાં સત્તર વર્ષની પણ નહિ, તેની સાથે લગ્ન કર્યું. આવા ભણેલા ગણેલા અને લાગવગવાળા માણસો આવું પગલું ભરી શકે છે, એનું કારણ કાયદાનો દબાવો અને બેદરકારીભર્યો અમલ;

અને એને જ કારણે બ્રિટિશ રાજ્યના એતાબધારી રાવ સાહેબ વડોદરા રાજ્યની જનછાયા નીચે બ્રિટિશ રાજ્યના કાયદાનો છડેચોક ભંગ કરી જાય. અને વળી એ લગ્નમાં ભાઇ ચુનીભાઇના કાકા, વડોદરા સીટી માજિસ્ટ્રેટ શ્રી. ચતુરભાઇ વગેરે અમલદાર પણ ભાગ લે! આ દાખલાની તો નેક નામદાર દિવાન સાહેબ ઉપર ખૂબ જ ઊંડી અસર પડી અને કાયદાનો અમલ ગંભીરપણે થવા પગલાં લેવા તેમણે નોંધ કરી લીધી.

'વડોદરા રાજ્યની વસ્તીગણત્રીનો સંક્ષિપ્ત હેવાલ, ૧૯૩૧' પોતે જ કબુલ કરે છે કે રાજ્યમાં બાળલગ્નનિષેધક કાયદો હોવા છતાં "કુંવારાની સંખ્યા ઉલટી ઓછી થઇ છે," એટલે કે ૧૯૨૧માં રાજ્યમાં સેંકડે ૪૦ કુંવારા ને ૪૮ પરણેલા હતા તેને બદલે ૧૯૩૧માં સેંકડે ૩૯ કુંવારા ૫૦ પરણેલા થયા (પૃષ્ઠ ૬૩)! એના કારણમાં એ હેવાલ જણાવે છે કે બાળલગ્નને જડમૂળથી ઊખેડી નાખવાનો "ઘણો આધાર કાયદો અમલમાં મૂકનાર ન્યાયાધીશો ઉપર રહે છે. એટલું તો ખરૂં કે . . . ન્યાયાધીશો બેદરકાર હતા ને લોકો દંડને માત્ર વિશેષ ખર્ચ તરીકે ગણી લેતા."

આ સ્થિતિ જોઇને શ્રીમંતે ગયા વર્ષમાં ત્યાંની આજ્ઞાપત્રિકામાં અમલદારોની શિથિલતા વિષે સૂચના કરી કે: "આપણે બાળલગ્નપ્રતિબંધક કાયદાનું જ ઉદાહરણ લઇએ. બાળવિવાહથી થતાં નુકશાન ટાળવા માટે સરકારે કાયદો કર્યો અને તેનો ભંગ કરનારને સજા કરવાનું નક્કી ઠરાવ્યું, પણ આ કાયદાની અમલબજાવણી કરતાં ન્યાયાધીશોએ કાયદાભંગ કરનારને જુજ શિક્ષા કરવાનું ધોરણ રાખવાથી આ કાયદા વડે સત્વર ફલપ્રાપ્તિ થઇ શકી નહિ. . . . આ બધું અમલદારોની શિથિલતા અથવા હૃદયદૌર્બલ્યનું, પરિણામ છે. . . . કાયદાનો એવો શિથિલતાથી અમલ કરવાનો હોય તો તેના કરતાં કાયદો જ ન કરવો એ વધારે સારૂં નહિ? કાયદો કાંઇ માત્ર શોભાને ખાતર જ નથી કર્યો, તે કરવામાં લોકકલ્યાણ સાધવાનો હેતુ છે. એ સત્વર ફળીભૂત થાય એવી રીતે સખ્તાઇથી પણ સમજણપૂર્વક અમલબજાવણી કરવી જોઇએ" ('પ્રજાબંધુ,' તા. ૧૫:૩:'૩૬). આ સૂચનાથી પણ કંઇયે અસર થએલી દેખાતી નથી.

છેવટે પ્રતિનિધિમંડળે નીચેની માગણીઓ રજૂ કરી:

૧. વડોદરા રાજ્યના સને ૧૯૦૪ના બાળલગ્નપ્રતિબંધક નિબંધમાંથી, બાળલગ્ન કરવાની પરવાનગી આપનારી કલમો બિલકુલ રદ કરવી, જેથી કોઇ પણ સંજોગોમાં બાળલગ્ન થઇ શકે નહિ.

૨. દિવાની કોર્ટના ન્યાયાધીશને બાળલગ્નો અટકાવવા સારૂ અગાઉથી મનાઈહુકમ આપવાની સત્તા આપવી.

૩. મજકૂર નિબંધની દર્શાવી ભંગ કરનારી કલમોને બદલે બ્રિટિશ રાજ્યના અને ૧૯૨૯ના બાળલગ્નપ્રતિબંધક કાયદાની ત્રણથી ૭ કલમોના જેવી કલમો દાખલ કરવી, જેથી કાયદો વધુ સખ્તાઈથી અમલમાં આવી શકે.

૪. વડોદરા રાજ્યના ન્યાયાધીશો બબ્બે ચારચાર રૂપીઆનો દમત્રા જેવો દંડ કરે છે, તેને બદલે બાળલગ્નપ્રતિબંધક કાયદાનો ગંભીરપણે અને સખ્તાઈથી અમલ કરી પ્રજામાં દાખલો બેસે તેવી ભારે સજાઓ કરે એવો પ્રબંધ કરવો.

ઉપરની મતલબની લેખિત સૂચનાઓ ધ્યાનમાં લેઈ નેક નામદાર દિવાન સાહેબે, વડોદરા સરકાર મજકૂર કાયદો નીચે પ્રમાણે સુધારવા વધારવા તથા તેનો અમલ બરાબર થાય તે જોવા ખુશી છે એમ જણાવ્યું, તેનો ટૂંક સાર નીચે પ્રમાણે છે:

(૧) કાયદો સુધારાને અવશ્ય જોમ આપી શકે છે અને પ્રજામાં સુધારા વિષે સમજૂત પણ ઉત્પન્ન કરી શકે છે. પરંતુ હિંદુસ્થાનનું દુર્ભાગ્ય છે કે સભાઓમાં ભાષણો કરી વેરાઈ જઈએ છીએ; જો ખરેખર ધગશપૂર્વક ગામડે ગામડે ફરી વીગતો એકઠી કરી, કામ કરનાર મંડળો ઊભાં થાય તો દેશની આવી બાબતોનો ઝડપી નિકાલ લાવી શકાય. તેઓશ્રીએ દાખલો આપી સમજાવ્યું કે દક્ષિણ હિંદુસ્થાનમાં મદ્રાસના કેટલાક વકીલોએ ત્યાંનાં જગતભરમાં સૌથી મોટાં અને મોટી આવકવાળાં મંદિરો સંબંધે ગેરવહીવટની હકીકતો એકઠી કરી દાવાઓ લાવવાની યોજના તૈયાર કરી, અને તેને અનુસરીને લાગલાગટ મહેનત કરી મંદિરોના ગેરવહીવટને નાબુદ કરાવ્યો. આવી જ રીતે અહીં જો જૂદા જૂદા માણસો વાતો કરવાની માંડી વાળી, કામ કરવાનાં જૂદાં જૂદાં ક્ષેત્રો શોધી લેઈ તે તે ક્ષેત્રમાં કામ કરવા મંડી જાય, તો આપણા સમાજના ઘણા અગત્યના પ્રશ્નોના નિકાલ ઝડપથી લાવી શકાય.

ગામડાંઓમાં અભણ માણસો હીકડીક પ્રમાણમાં છે. તેથી સાર્વજનિક મંડળોએ આ પ્રશ્ન ખૂબ ગંભીરતાપૂર્વક હાથ ધરી તેનો પ્રચાર, ભાષણો દ્વારા અને એવાં બીજાં, અભણ વસતિ સમજી શકે એવાં, સાધનો દ્વારા કરવા જોઈએ. અને જો કોઈ સંસ્થા કે સંસ્થાઓ, આવું કામ નિયમિત, ચોક્કસ અને ધગશપૂર્વક ઉપાડી લે તો તેવાં મંડળોને આ સરકાર આર્થિક મદદ ઘણી ખુશી સાથે આપે.

(૨) અત્યારે વડોદરા રાજ્યમાં વર કે કન્યાની ઉમર સાબિત કરવા ઉમર વિષેના સર્ટિફિકેટની જરૂર પડે છે, પરંતુ તે મેળવતાં ખૂબ જ મહેનત પડે છે ને વખતનો ખોટો વ્યય થાય છે, પરિણામે ફરિયાદના કામમાં ઢીલ પડે છે. આ પ્રમાણે ફરિયાદ રજુ કરતાં તેઓશ્રીએ ભારપૂર્વક જણાવેલું છે કે જો આવાં સાર્વજનિક કાર્ય કરનાર મંડળ પોતાને વડોદરા રાજ્યના ધારાધોરણ પ્રમાણે રજીસ્ટર કરાવી લે, તો એવાં મંડળોની અરજીઓ ઉપર ખાસ ધ્યાન આપવાની અને બીજી બનતી સરળતા કરી આપવાની ખાસ ગોઠવણ થઇ શકશે.

(૩) તેઓશ્રીએ એ પણ સ્વીકાર્યું છે કે આજ સુધી બાળલગ્નપ્રતિબંધક કાયદાની રૂએ ઘણી હળવી સજા થએલી છે ને તેમાં સુધારો તેઓશ્રીને અતિ આવશ્યક પણ લાગેલો છે. અને ભણેલા ગણેલાઓ અને લાગવગ ધરાવનારા માણસો આમ હળવી સજાઓથી પોતાનો બચાવ કરી કામ કાઢી લેઇ બાકીની જનતા ઉપર ખોટો દાખલો બેસાડે છે અને તેવા બાકીના સમાજને કાયદાની બીક સિવાય, કાયદાભંગનાં કાર્ય કરવા પ્રેરે છે તે વાત તો નાબુદ થવી જ જોઇએ. વળી બ્રિટિશ રાજ્યમાં બાળલગ્નપ્રતિબંધક કાયદાનો સખ્તાઇથી અમલ થતાં થોડાં જ વર્ષોમાં એવાં લગ્ન બંધ થશે એ વસ્તુ સાથે, વડોદરા રાજ્યે ૩૨ વર્ષથી કરેલા કાયદા છતાં આજે હજારો માણસો એનો ભંગ હળવી સજાને લીધે કરે છે એ વસ્તુની સરખામણી ને. ના. દિવાન સાહેબના ધ્યાન ઉપર લાવતાં, તેમને ઘણી જ ઊંડી અસર થઇ અને એ બાબત તો ખાસ પગલાં વડોદરા રાજ્ય લેશે એમ તેમણે જણાવ્યું.

વળી સાર્વજનિક મંડળો આવી સુધારાની બાબતમાં આટલી બધી ચીવટથી કામ કરે છે તે જાણી તેઓશ્રીએ ખૂબ આનંદ પ્રદર્શિત કર્યો અને છેવટે મજકૂર કાયદામાં ઘટતા સુધારાવધારા કરવાને ઘટતી તપાસ ઉતાવળે કરવાનું ખાસ ભારપૂર્વક જણાવ્યું.

આમ વડોદરાના નેક નામદાર દિવાન સાહેબે પ્રતિનિધિમંડળને ખૂબ ધ્યાનપૂર્વક અને માયાભરી રીતે સાંભળી ઘટતા ફેરફાર કરવાની ઇચ્છા જણાવી તેમજ સાર્વજનિક મંડળોને પણ ઘટતાં પગલાં લેવા સલાહ આપી, તેવાં મંડળોને આર્થિક મદદ આપવાનું પણ સ્વીકાર્યું. આ બદલ પ્રતિનિધિમંડળ પોતાની હર્ષની લાગણી પ્રદર્શિત કરે છે અને તેમનો ઉપકાર માને છે.

આણંદ, તા. ૨૦:૨:'૩૭ નટવરલાલ માણેકલાલ દવે

## પરિશિષ્ટ ૧—વડોદરા રાજ્યમાં બાળલગ્ન કરવાની પરવાનગી સારૂ થએલી અરજીઓ અને બાળલગ્નના ગુનાઓ દર્શાવતું કોષ્ટક:

(વડોદરા રાજ્યમાં બાળલગ્ન અટકાવવાના પ્રશ્નની તપાસ કરવા નિમાએલી કમિટિના રિપોર્ટમાંથી પરિશિષ્ટ વ અને ૬, ૧૯૨૭.)

| વર્ષ | બાળલગ્ન કરવા દેવા સારૂ મંજુરીની અરજીઓ | | કાયદા વિરુદ્ધના ગુના | | ૨૫ રૂપીઆ કરતાં વધુ દંડ થએલાઓના ટકા | નોંધ |
|---|---|---|---|---|---|---|
| | કેટલી અરજીઓ થઇ? | કેટલા ટકા અરજીઓ નામંજૂર થઈ? | કેટલી ફરિયાદો થઇ? | કેટલા ટકા ગુનેગાર ઠર્યા? | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૧૯૧૫–૧૬ | ૬૦ | ૩૧·૫ | ૪૮૩૭ | ૯૧·૪ | ૩૯ | ૪૨૯ વ્યક્તિઓને ૨૫થી૫૦ રૂપીઆ સુધીનો દંડ થએલો. |
| ૧૯૧૬–૧૭ | ૩૩૧ | ૫·૭ | ૭૪૦૭ | ૮૧·૫ | ૧૭·૫ | ૧૨ વ્યક્તિઓને ૫૦ રૂપીઆથી વધુ દંડ થએલો અને ૧૨૨ જણને રૂા. ૨૫ કરતાં વધારે દંડ થએલો. |
| ૧૯૧૭–૧૮ | ૧૯ | ૨૧ | ૩૭૪૧ | ૭૯ | ૨૩·૨ | એક માણસને રૂા. ૫૦ કરતાં વધુ દંડ થએલો અને ૧૧૪ જણને રૂા. ૨૫ કરતાં વધુ દંડ થએલો. |
| ૧૯૧૮–૧૯ | ૨૦ | ૫ | ૪૫૩૫ | ૮૨ | ૧૨ | ત્રણ જણને રૂા. ૫૦ કરતાં વધુ દંડ ને ૮૧ જણને રૂા. ૨૫ કરતાં વધુ દંડ થએલો. |
| ૧૯૧૯–૨૦ | ૨૭ | ૮ | ૧૦૩૫૧ | ૮૩ | ૨૪ | સોળ જણને રૂા. ૫૦થી વધુ દંડ, અને ૭૭૧ માણસને રૂા. ૨૫ કરતાં વધુ દંડ થએલો. |
| ૧૯૨૦–૨૧ | ૬ | ૩૩ | ૪૬૩૭ | ૮૩ | ૨૨ | બે જણને રૂા. ૫૦થી વધુ દંડ અને ૧૬૧ માણસને રૂા. ૨૫ કરતાં વધુ દંડ થએલો. |
| ૧૯૨૧–૨૨ | ૨૩૭ | ... | ૮૮૭૦ | ૮૫ | ૧૪ | |
| ૧૯૨૨–૨૩ | ૧૧ | ૩૫·૩ | ૧૫૮૦૧ | ૮૬ | ૮ | |
| ૧૯૨૩–૨૪ | ૭ | ૧૪·૩ | ૯૧૦૩ | ૮૧·૮ | ૭·૩ | |
| ૧૯૨૪–૨૫ | ૧૨ | ... | ૭૫૪૫ | ૮૩·૧ | ૧૦·૨ | |

સામેનું કોષ્ટક જોવાથી જણાશે કે વડોદરા રાજ્યમાં કાયદાના હળવા અમલને પરિણામે ગુનાઓના આંકડા, મંજૂર કાયદાની ઠેકડી કરતા જણાય છે. ૧૯૧૬–૧૭માં ૩૩૧ અને ૧૯૨૧–૨૨માં ૨૩૭ અરજીઓ બાળલગ્ન કરવા દેવા સારૂ મંજૂરી મેળવવાની થઇ! જો બાળલગ્ન નજ થવા દેવું હોય તો સંજોગો જોવાની જરૂર શી? જ્યાં સમાજને નુકસાન થઇ રહ્યું હોય ત્યાં વ્યક્તિગત સાંકડાં મન અને રૂઢિચૂસ્ત સમાજના વિચારોથી ઉત્પન્ન થતી માનસિક મૂંઝવણને પરિણામે કાયદાની આવી છટકબારીનો લાભ લેવાય એ વડોદરા રાજ્યને ન શોભે. એથી તો ઊલટું, સરકાર પણ ઊંડે ઊંડે એવા માનસને માનનાર છે એમ સાબિત થાય છે. વડોદરા રાજ્યે જો આમ જ કરવું હતું તો એવા અપવાદ વિનાનો કાયદો મોડો કરવો હતો. પરંતુ એ બધી વાત અત્યારે નકામી લાગે.

છતાં વાત આટલેથી અટકતી નથી. એ રાજ્યમાં દંડ તો એટલો હળવો ને હસવા જેવો થાય છે કે બાળલગ્નનો ભંગ કરનાર તો ૧૦–૧૫ રૂપીઆની સગવડ લગ્નખર્ચમાંજ કરી રાખે છે! ૧૯૨૨–૨૩માં ૧૫૮૦૧ (કાયદો થયા બાદ અઢાર વર્ષે પણ આટલા માણસો કાયદો ભંગ કરનાર હતા, કેવી મશ્કરી!) ફરિયાદો થઇ. તેમાંથી ૮૬ ટકા એટલે ૧૩૫૮૮ માણસો ગુનેગાર ઠેરવાયા. દરેકનો સાત આઠ રૂપીઆ સરેરાશ દંડ પડે તો પણ રાજ્યને લાખ રૂપીઆની આવક થઇ કહેવાય. આ પણ એક પ્રકારનો, સુધારાની પ્રગતિ કર્યા સિવાય તેને નામે રાજ્યને મળ્યા જતો કર! ૧૯૩૫–૩૬માં ૩૧ હજાર માણસોને આ કાયદાના ભંગ બદલ દંડ થએલો અને તેથી લગભગ ૧,૨૨,૦૦૦ રૂપીઆ સરકારને મળ્યા! હવે એ રાજ્યમાં જે અમલદારો બેદરકારીભરી ને હાંસી-મશ્કરી થાય એવી સજાઓ કરે તે અંદર અંદર એવો સંતોષ તો નહિ માનતા હોય કે પ્રજાનું ભલું કરવું તો ઘેર રહ્યું, પણ સરકારનું તો પ્રગતિમાન (!) સ્ટેટ તરીકે નામ અમર કરી દર વર્ષે ૧। લાખ રૂપીઓ તિજોરીમાં જમે કરાવીએ છીએ? ૧૯૨૧થી ૧૯૨૫ સુધીમાં રૂા. ૧૦નો દંડ કુલ ગુનેગારોમાંથી વધુમાં વધુ ૧૪ ટકા માણસોને એક વર્ષ થયો છે. ત્યારે બાકીના ૮૬ તો ગુલતાનજ કરેને? વળી દસથી વધારે તો એવા માણસો હશે જે પૈસાપાત્ર કે કંઇક આબરૂદાર અને મોભાદાર હશે; એટલે એ પણ 'સરકારના કાયદાનો કેવો લાભ ઉઠાવ્યો છે!' એમ કહી કાખલીઓ કૂટતા હશે!

❧

## પરિશિષ્ટ ૨—બાળલગ્નનિષેધક કાયદાને અંગે અંગ્રેજી રાજ્યમાં થએલી સજાઓ

### બાજખેડાવાળ યુવકસંઘના મંત્રી તરફથી થએલી ફરિયાદો

| ક્રમ | તહોમતદાર | ગામ | સંબંધ | સજા-દંડ રૂ. |
|---|---|---|---|---|
| ૧ | ઉમિયાશંકર અમૃતલાલ | અમદાવાદ, | કન્યાનો પિતા | રૂ. ૫૦૦ |
| | કલ્યાણજી દાજીભાઇ | નડિયાદ | વરનો ,, | ૨૫૦ |
| | બાઇ ઇચ્છાબેન | ,, | વરની માતા | ૨૫૦ |
| | માણેકલાલ મૂળજી શુક્લ | ,, | ગોર ૧ દિવસની કેદ, | ૭૫૦ |
| ૨ | છગનલાલ દવે | વડથલ | કન્યાનો પિતા | ૩૦૦ |
| | પ્રાણશંકર દુર્લભજી | મહુધા | વરનો ,, | ૩૦૦ |
| | છોટાલાલ ગૌરીશંકર | ,, | ગોર | ૩૦૦ |
| ૩ | અમરતલાલ જેઠાલાલ | ઉમરેઠ | કન્યાનો પિતા | ૩૦૦ |
| | શંકરલાલ જેશંકર | ,, | વરનો ,, | ૩૦૦ |
| | પ્રભુશંકર મથુર શુક્લ | | ગોર | ૩૦૦ |

(આ ફરિયાદમાં ત્રણે તહોમતદારને એક દિવસની કેદ)

### પાટીદાર યુવકમંડળના મંત્રી તરફથી થએલી ફરિયાદો

| ક્રમ | તહોમતદાર | ગામ | સંબંધ | સજા-દંડ રૂ. |
|---|---|---|---|---|
| ૧ | નરસિંહભાઇ નાથાભાઇ | સુણાવ | કન્યાનો પિતા | ૨૦૦ |
| | નાથાભાઇ છોટાભાઇ | ઉત્તરસંડા | વરનો ,, | ૨૦૦ |
| ૨ | નરસિંહભાઇ નાથાભાઇ | સુણાવ | કન્યાનો ,, | ૨૦૦ |
| | પુરુષોત્તમ છોટાભાઇ | ઉત્તરસંડા | વરનો ,, | ૨૦૦ |
| ૩ | બાઇ સુરજબા | થામણા | કન્યાની માતા | ૩૦ |
| | ચતુરભાઇ કુબેરભાઇ | ,, | કન્યાનો કાકો | ૫૦ |
| | છોટાભાઇ દેસાઇભાઇ | ડભાણ | વરનો પિતા | ૨૦૦ |
| | શિવશંકર ગિરિજાશંકર | નડિયાદ | ગોર ૧ દિવસની કેદ, | ૧૦૦ |
| ૪ | બેચરભાઇ તુળસીભાઇ | ઓડ | કન્યાનો પિતા | ૨૦૦ |
| | બાઇ નાથીબા | ,, | કન્યાની માતા | ૧૫૦ |
| | મનોરભાઇ રાનાભાઇ | ,, | વરનો પિતા | ૨૦૦ |
| | બાઇ જમનાબા | ,, | વરની માતા | ૧૫૦ |
| | કરુણાશંકર | ,, | ગોર | ૩૦૦ |

---

# શિક્ષણ અને સાહિત્યની દુર્દશા

**વર્તમાન** સમયમાં અક્ષરજ્ઞાનનો બહોળો પ્રચાર છતાં માનવસમાજ જીવનધર્મમાં પછાત કેમ પડતો જાય છે? સ્વાધીનતા, પ્રેમ ને શૌર્ય દર્શાવતાં કાવ્યો, લેખો અને પુસ્તકો પુષ્કળ બહાર પડતાં જાય છે, છતાં લોકજીવનમાં એ વસ્તુઓનો અમલ કેમ થતો નથી? જીવનવ્યવહારના આદર્શમાં વિવેકબુદ્ધિનો અભાવ કેમ દેખાય છે? ભૂતકાળમાં સદ્‌વિચારો ને સદાચાર માનવીના ચારિત્રમાં દેખાતાં હતાં, જ્યારે વર્તમાનકાળમાં તે વસ્તુઓ કેવળ વાણી ને લેખનશૈલીમાં જ દૃષ્ટિગોચર થાય છે, ચારિત્રમાં તેથી ઊલટું હોય છે. પ્રેમ, સ્વાધીનતા ને શૌર્ય કવિ કે ગ્રંથકારના હૃદયમાંથી નહિ, આન્તર ભાવનાઓ સાથેની લાગણીઓમાંથી નહિ, પરંતુ શબ્દરચનાયુક્ત બુદ્ધિવાદમાંથી ઉદ્‌ભવ્યાં હોય, બાહ્ય વિવેક દર્શાવતી શુષ્ક લાગણીવાળાં હોય, તો પછી સમાજને તેની અસર શી થાય? કર્તવ્યપરાયણતાના ધર્મને તજીને, હૃદયની કેળવણીના સિદ્ધાન્તથી અલગ થઇને, અક્ષરજ્ઞાન અને બુદ્ધિવાદને કેળવવા જતાં માનવજનતા કેવે ઊંધે રસ્તે ચઢી જાય છે તેનું તેને ભાન રહેતું નથી. સ્વતંત્રતાને નામે સ્વચ્છંદતા, આરામને નામે પ્રમાદ, ઉદ્યોગ અને કળાને નામે અપ્રમાણિકતા ને વિલાસ, ચારિત્ર અને સદાચારને નામે ઢોંગ અને આડંબર, આદિ વિકારોનો જન્મ આજના શિક્ષણની અને સાહિત્યની વિચિત્ર પ્રથામાંથી થયો છે. જો એમ ન હોત તો કૉલેજમાં ઉચ્ચ શ્રેણીનો અભ્યાસ કરતો વિદ્યાર્થીવર્ગ સમાજમાં પ્રતિષ્ઠા ખોઇ બેઠો ન હોત. કૉલેજીઅનોની ઉચ્છૃંખલતા ભરી વર્તણૂકને લીધે સંસ્કારી માણસોનો સમુદાય તેમને રહેવાનું મકાન ભાડે આપતાં ડરતો હોય છે. જ્યાં એવા વિદ્યાર્થીઓ રહેતા હોય છે ત્યાં સામાન્ય ગૃહસ્થને કુટુંબ સાથે વસવું ઉચિત લાગતું નથી. આ બધું શું બતાવી આપે છે?

યુરોપના શિક્ષણકારો, લેખકો અને સાહિત્યકારો આરંભમાં શાણા અને કેળવાએલ ગણાતા હતા, પણ પાછળથી ગેઝેટમાં ચઢીને સમાજમાં માનભ્રષ્ટ થવા લાગ્યા. તેવીજ રીતે આપણે અહીં પણ હવે શિક્ષકશિક્ષિકાઓ, લેખકો અને સાહિત્યકારોના દાખલા બનવા લાગ્યા છે. જે કોઇ અન્યની બુદ્ધિથી જીવન કેળવવા માગે છે, શિક્ષણ અને કળાની વૃદ્ધિ કરવા ઇચ્છે છે, તે પોતાનામાં રહેલા તત્ત્વને બહાર લાવી શકતો નથી; એટલું જ નહિ પણ અન્યના ગુણ કરતાં દોષનેજ વધારે ગ્રહણ કરે છે. પોતાના અંતરને સુપ્ત દશામાં રાખીને જીવનસુધારણા કરવાની ઉમેદ રાખનારને શુભ પ્રેરણા નજ થાય એ દેખીતું છે. અન્યના ગુણને આચારમાં મૂકતાં ત્યાગ સાથે સદાચારનું

સેવન કરવું પડતું હોવાથી કષ્ટને વહોરી લેવું પડે છે. ઐહિક સુખને વાસ્તવિક સુખ માની બેસવાની ભ્રમણા જ્યાં આજની કેળવણીના ઉપાસકોને થઇ આવી હોય, ત્યાં શિક્ષણ અને સાહિત્યમાં રહેલા આ ચારિત્રધર્મનો અને તાત્ત્વિક જ્ઞાનનો ઘટાડો થાય એ દેખીતું છે. સ્વાશ્રય અને સદાચારને રૂખસત આપીને મેળવેલાં શિક્ષણ, કળા કે ઉદ્યોગ મનુષ્યને સન્માર્ગે નહિ, પણ કુમાર્ગે લેઇ જાય છે. સ્વાશ્રય સાથે પ્રામાણિકતાથી રોજી મેળવવાનાં સાધનો દેશમાંથી નષ્ટ થતાં જાય છે, તે વિષે કહેવાતા કેળવણીકારો અને સાહિત્યકારો નિષ્કાળજી બતાવી રહ્યા છે; તેનું કારણ એકને રાજ્યની પરાધીનતાની બેડી વળગેલી છે, બીજાને પ્રજાના આંધળીઆ પ્રવાહને ગતિ આપવા રૂપ કૃત્રિમ નવલકથાઓ ઉત્પન્ન કરવાના પશ્ચિમના બુદ્ધિવાદનો નાગપાશ લાગેલો છે. શિક્ષણ જેવી અમૂલ્ય વસ્તુને પશ્ચિમના લોકોએ કેગંબોરાંના વેપારની ચીજ ગણી કાઢેલી હોવાથી માનવસમાજમાં અવિદ્યા વધતી જાય છે. નિરર્થક અને બીનઉપયોગી સંખ્યાબંધ પુસ્તકોના ઢગ એકઠા કરવાનું પરિણામ બીજું શું આવે? કોઇ પણ વસ્તુમાં અતિશયતા આવી જતાં તેમાં વિકૃતિ પેસે જ એ કુદરતી નિયમ છે. જ્ઞાન કે વિજ્ઞાન, હુન્નર કે ઉદ્યાગ સૌ કુદરતી તત્ત્વોને અવલંબીને વિકાસ પામતાં હોય છે ત્યા સુધી જ તે માનવસમાજને ઉપકારક થઇ પડે છે. નૈસર્ગિક જીવનરહેણીને વિચારી જવાની વિવેકબુદ્ધિનો અભાવ જ્યાં જીવનમાં થવા લાગ્યો કે તુરત જ તે વસ્તુઓ વિકૃત સ્વરૂપ ધારણ કરે છે. એ વિકૃતિ બુદ્ધિવાદીઓના ચિત્તને ભ્રમિત કરી મૂકે છે. નકારાં પુસ્તકોને પાણીને મૂલે લેઇને પુસ્તકાલયો દિપાવવા ઇચ્છતા કેળવણીકારોની મતિ એટલી હદે આજે ભ્રષ્ટ થતી ગઇ છે કે શિષ્ટ સાહિત્યવાળાં પુસ્તકો જો લેખકો ને પ્રકાશકો તેમને પાણીને મૂલે આપે નહિ તો ગમે તેવા સુંદર અને બોધદાયક સાહિત્યનો અસ્વીકાર કરવામાં તેઓ આંચકો ખાતા નથી. આવું હોય ત્યાં લેખકો અને પ્રકાશકોને ત્યાં પોતાનાં જીવનઉપયોગી પુસ્તકો, પુરાણા જૈનભંડારમાં સડતા ધર્મગ્રંથોના જેવી જ, જીર્ણદશા ભોગવીને નાશ પામે એમાં નવાઇ નહિ.

પશ્ચિમનાં યાન્ત્રિક સાધનોએ ગ્રામઉદ્યોગ અને જાતમહેનતનો વિનાશ કરી ગરીબ અને સામાન્ય સ્થિતિના વર્ગમાં જેમ ભૂખમરો આણ્યો છે તેમ ત્યાંની શિક્ષણપ્રણાલીએ પણ સ્વાશ્રય અને વિવેકબુદ્ધિને વિધ્વંસ કરી શિક્ષિત વર્ગમાં બેકારી પ્રસરાવી છે! પુસ્તક લખવાના પરિશ્રમને અંતે લેખક પુસ્તકની જે કિંમત નક્કી કરે તેનો અડધો હિસ્સો પણ તેને નહિ મળી શકતો હોવાથી પુસ્તકની છપાઇનું ખર્ચ તેને માથે પડે છે; એટલું જ નહિ પણ પુસ્તકો

લખવાનો પરિશ્રમ વ્યર્થ જાય છે અને તેમ થતાં મહેનત અને વખતની સાથે પોતાની આર્થિક સ્થિતિની દુર્બળતા જોઇને કંગાલ ખેડૂતની જેમ દિવસો ગુજારતો થઇ જાય છે! પુસ્તકોના વેચાણ માટે ગરીબ ધંધાદારીઓની જેમ પરાધીન હાલતમાં પુસ્તકોના એજંટો(બુકસેલરો)ને ત્યાં પોતાનો માલ ભરે છે. પુસ્તકોના એજંટો પણ આજે યુરોપની પદ્ધતિએ પુસ્તકો વેચવાનો ધંધો લેઇ બેઠેલા હોવાથી જેમ એક ખેડૂત આખું વર્ષ પસીનો પાડીને પકવેલું તમામ અનાજ વ્યાજખોર વેપારીને આપી દેઇને ખાલી થઇ બેસે તેવી વિચિત્ર દશા આજના લેખકોની થઇ પડી છે. આમ લેખકને પોતાની રોજીનાં સાધનો તૂટી ગએલાં જણાતાં નાઇલાજ થઇને પુસ્તકની કિંમત વધારે રાખવાની ફરજ પડે છે; એટલે કે એજંટોને માલની અડધી કિંમત જેટલું કમીશન આપવાની પશ્ચિમની વેપારી નીતિથી પોતાને તેમ કરવાની જરૂર પડે છે. આવી રીતે વધુ કિંમતનાં પુસ્તકો બહાર પડતાં જોઇને કેળવણીકારો અને માસિક કે પત્રના અધિપતિઓ પુસ્તકનો અભિપ્રાય કે સમાલોચના આપતી વખતે પુસ્તકની વધુ કિંમત રાખવા બદલ લેખક ઉપર આક્ષેપ કરવા લાગે છે. જેમ અર્થશાસ્ત્રી કે વેપારી ખેડૂતના જેવું જાતમહેનતનું જીવન જીવવા નથી માગતો, પણ ખેડૂતની જાતમહેનતની ખામીઓ શોધવામાં ડહાપણ સમજે છે, તેમ આજના અર્થવાદી વિદ્વાનો અને વેપારની દૃષ્ટિએ માસિક કે પત્ર ચલાવનારા સાહિત્યકારો, સામાન્ય લેખકોની ખામીઓ શોધવામાં કુશળતા સમજે છે. પણ લેખકને તેમ કરવાનું કારણ શું? તે મૂળ વસ્તુને શોધી લેખકોની જાતમહેનત ઉપર મુકાતા કાપને વિચારી તેમની મુશીબતો દૂર કરવાનો પુરુષાર્થ તેમને ગમતો નથી. આ વસ્તુ લેખકો પોતે જાહેર કરીને પોતાનું દુઃખ ટાળી શકવાનો પુરુષાર્થ આદરવા માટે બંધાએલા છે. પણ આજે એવી જવાબદારી લેઇને સત્યવસ્તુ જાહેર કરનાર સામાન્ય લેખકોની સ્થિતિ 'નગારખાનામાં તુતીના સાદ' જેવી થઇ ગઇ છે એ કોણ જાણતું નથી? આજપર્યંત સંસ્કૃત પંડિતોનાં નગારાં વાગતાં હતાં, હવે અંગ્રેજી પંડિતોનાં વાગવા માંડ્યાં છે. ભાષાની ચડસે જનેને બેભાન કરવામાં બાકી રાખ્યું નથી. લેખક પોતાનું કીમતી પુસ્તક માસિકના તંત્રીને સમાલોચના માટે મોકલે, પણ તંત્રી પોતાની જુજ કિંમતનો અંક લેખકને તેના પુસ્તકના બદલામાં મોકલે નહિ! આ સ્થિતિ હિંદના બીજા પ્રાન્તો કરતાં ગુજરાત જેવા શાણા ગણાતા સાહિત્યકારોમાં ખાસ જોવામાં આવે છે. અતિ ખેદ સાથે વિસ્મય થવા જેવું તો એ છે કે એક વિચારવાન લેખકના પુસ્તકની સમાલોચના બીનઅનુભવી માસિકના તંત્રી આપવા બેસી જાય છે. મહાન પુરુષ કે જ્ઞાનીઓના ગ્રંથોની પણ આજે

એ દશા અનુભવાય છે.

આ ઉપરથી વિવેકીજન સહેજે સમજી શકશે કે જીવનધર્મને કેળવવા માટે નિર્માણ થએલા શિક્ષણ અને સાહિત્યની આજે કેવી દુર્દશા થઇ રહી છે. શિક્ષણ અને સાહિત્યની આવી પરિસ્થિતિ થઇ જવાનું બીજું મહત્ત્વનું કારણ તો પાશ્ચિમનો મૂડીવાદ છે. વેપારીનો દીકરો આજે વેપાર કરતાં કરતાં સહેજે સાહિત્યકાર થઇ શકે છે. મજૂરો અને કારીગરો કરતાં લેખકો અને શિક્ષકો સસ્તા મળી શકતા હોય, પછી પૈસાવાળાને તંત્રીપદ પ્રાપ્ત કરતાં વાર કેટલી? જીવનતત્ત્વને પોષના શિક્ષણ અને સાહિત્યને વેપારની વસ્તુઓ બનાવી દેવાથી દુનિયામાં કેટલી બધી અવિદ્યા ફેલાઇ રહી છે એનો વિચાર પૈસા અને સત્તાના મદમાં ભાન ભૂલેલા પશ્ચિમવાસીઓને ભલે ન હોય, પણ જેમને આજે ચોમેરથી ભૂખ અને કંગાલિયત સાથે પરાધીનતાની બેડીઓ જોશભેર વળગતી જાય છે તેવા આપણ ભારતીઓને વિચારશૂન્ય થઇને મહાલવું કેમ પાલવે?

પશ્ચિમના મૂર્ખ અને અવિચારી વર્ગે કૃત્રિમ જીવનને અપનાવી પોતાના પૂર્વજોના પુરુષાર્થ ઉપર પાણી ફેરવવા માંડયું છે, એ જોઇને ત્યાંના ડાહ્યા માણસો તેમના એ વર્ગને બેહદ ઠપકો આપી રહ્યા છે. તેમ છતાં આપણે ચેતીએ નહિ એ કેવું દુઃખ! કેવી નવાઇ! ભણેલા કે અભણ સૌ આજે પશ્ચિમની નિર્લજ્જ અને હલકા પ્રકારની જીવનરહેણીનું અનુકરણ કરવા લાગી ગયા છે. સમાજ, ધર્મ અને દેશની સુધારણાનો આધાર વિવેકી શિક્ષણ અને સાહિત્યના પ્રચાર ઉપર રહેલો છે. બીભત્સ ચિત્રોવાળી ને વિલાસને ઉત્તેજતી હલકા પ્રકારની નવલકથાઓ, હસાહસ્ર અને ટીખળયુક્ત કૃત્રિમ વાર્તાઓ તથા એવું બીજું નિરર્થક સાહિત્ય ઉપજાવી કાઢીને અનેક યુવકયુવતીઓ, કુમાર-કુમારિકાઓ અને નિર્દોષ બાળકો સુદ્ધાંને વિલાસથી ભરેલા અમાનુષી જીવન તરફ દોરીને વિચારશૂન્ય બનાવી દેવાનો ધંધો લેઇ બેઠેલા આજના સાહિત્ય-કારોમાંના કેટલાક બી. એ. અને એમ. એ.ની ડિગ્રીવાળા છે; જેમાંના કોઇને સાક્ષરશ્રેષ્ઠ તો કોઇને કળાધરની ઉપમા આપવામાં વિવેકશૂન્ય બનેલા માસિકના સંપાદકો અને પત્રકારો કર્તવ્ય સમજે છે!

વિવેકબુદ્ધિને ઉત્તેજે તેવા સ્વતંત્ર લેખ, નિબંધ કે પુસ્તક લખવાની કળા આજનાં શિક્ષિત યુવકયુવતીઓને હસ્તગત નહિ થવાનું કારણ, શાળાપાઠ-શાળામાં ચાલતા 'માર્શલ લૉ' જેવા શિક્ષણક્રમનો બોજો છે. આવી સ્થિતિ પ્રાપ્ત થઇ હોય ત્યાં માનવતાનો વાસ્તવિક અધિકાર કે સ્વાધીનતા નષ્ટ થાય

જ એ દેખીતું છે. અને ખેદ પામવા જેવું તો એ છે કે આટલેથી આપણી અધોગતિ અટકવી ન જોઇએ તેમ હવે તો શાળાપાઠશાળાના શિક્ષણક્રમમાં નિરર્થક નવલકથાઓ તથા અસભ્ય અને અવિનયી નાચગાનને સ્થાન આપવામાં આવ્યું છે! આમ શિક્ષણને નામે માનવતાને લજવતી છેલ્લી પાયરી ઉપર આવી જવામાં આપણે માટે હવે કંઇ બાકી રહ્યું નથી. શિક્ષણ અને સાહિત્યનો અર્થ કેવળ ભાષાજ્ઞાન અને બુદ્ધિવાદ કરવામાં આવે છે, તેજ પળથી માનવ-સમાજનો પુરુષાર્થ વ્યર્થ નીવડતો જાય છે. સાદી ભાષામાં લખાએલા જીવન-ઉપયોગી લેખોનો પ્રચાર થતો અટકવાથી વાચકવર્ગમાં સાચા શિષ્ટ સાહિત્ય વિષેનો અભાવ વધતો જાય છે અને એ રીતે સમાજજીવનમાં વિવેકશૂન્યતા વધતી જાય છે. કહેવાનો આશય એ છે કે ભાષાજ્ઞાન ખોટું નથી, પણ તેનો ઉદ્દેશ ખોટો છે. વ્યવહારોપયોગી અક્ષરજ્ઞાન મેળવીને જીવનધર્મ કેળવવાની બુદ્ધિનો વિકાસ એજ ખરૂં શિક્ષણ છે; તેવીજ રીતે જ્ઞાનને આચારમાં મૂકવાની તાલીમ આપતું જીવનસાધનનું વાચનલેખન એજ ખરૂં સાહિત્ય છે.

બનારસ, પત્થરગલી — મણિલાલ જ. દ્વિવેદી

---

## બંડખોર રમા

'રાવ સાહેબના ગ્રેજ્યુએટ પુત્રની કિંમત રૂપિયા પાંચ હજાર!'

પંદર વર્ષની વાત હતી. દરેક દૈનિક પત્રના મથાળા ઉપર આજ રીતના ભાવ ઉત્પન્ન કરતાં વાક્યો આવી ગયાં હતાં. સારાય ગુજરાતમાં ખળભળાટ મચી રહ્યો હતો, જાણે ધરતીકંપનો આંચકો ન લાગ્યો હોય! પરંતુ એ આંચકાની અસર રાવ સાહેબને અને તેમના કુટુંબને સહેજ પણ સ્પર્શી શકી નહિ. 'મગજ બે દિવસ વાતો કરી બંધ રહેશે,' 'પૈસાથી સૌ કોઇ દબાઇ જશે,' આમ વિચારી રાવ સાહેબે પાંચ હજાર જતા ન કર્યા. 'મને આ બાબતની ખબર નહિ, નહિ તો હું આવું થવા જ ન દેત,' તાજા થઇ આવેલા ગ્રેજ્યુએટ મહેશે પોતે તે બાબતમાં અજ્ઞાન હતો એમ જણાવી જનતા આગળ બચાવ કર્યો. દિવસ ઉપર દિવસ જતા ગયા તેમ આ બાબત દબાતી ગઇ.

નવનીતરાય સારાય શહેરના પ્રતિષ્ઠિત આગેવાન હતા. તેમની કોઇક સેવાથી ખુશ થઇને કેટલાંય વર્ષો ઉપર સરકારે તેમને રાવ સાહેબનો ઇલકાબ આપ્યો હતો. મ્યુનિસિપાલિટીના પ્રમુખનું સ્થાન પણ તેમનાથી શોભતું હતું. જાહેર સભાઓમાં પણ તેમને પ્રમુખસ્થાન મળતા પહેલાં બીજા કોઇનો પત્તો લાગતો

'હવે નકામા વિચાર ન કરનો.' રાવ સાહેબ સત્તા બતાવી ચાલી ગયા. મહેશ મૌન સેવતો બેશી રહ્યો, જાણે મૂગો મૂગો 'હ'કાર ન ભણુતો હોય!

* * *

'રમા! આ શું!'

'શું છે?'

'લોકો વાતો કરે છે તે શું?'

'શાની વાતો?'

'તું આ લગ્નને પસંદ કરતી નથી તે.'

'ખરૂં છે.' રમાએ નિર્ભયપણે ટૂંકો જવાબ આપ્યો.

'કારણ?'

'મારૂં હૃદય તેમ કરવા ના પાડે છે.'

'એટલે તું મારૂં અપમાન કરવા માગે છે? મને દુનિયામાં નાલાયક કહેવડાવવા ઇચ્છે છે? તને કેળવણી આપી તેનું આ પરિણામ આપતી હોઇશ, ખરૂં ને?' ક્રોધાયમાન થએલા પિતાએ એક સામટા પ્રશ્નો પૂછી નાખ્યા.

'જરાય નહિ. તમે આપેલી કેળવણીનો સદુપયોગ કરૂં છું. તમે ભલે તેને લગ્ન માનતા હો, પણ હું તે માનવા તૈયાર નથી!' રમાએ શાન્તિથી જવાબ આપ્યો: 'જ્યાં લગ્નમાં એકબીજાને કોઇ પણ પ્રકારની સ્વતંત્રતા ન હોય, જ્યાં ઉમરનો કે સ્વભાવનો પણ મુદ્દલ વિચાર કરવામાં ન આવતો હોય, જ્યાં ફક્ત કુળ ને ધન જેવાતું હોય, તેને લગ્ન કોણ કહી શકે?'

'તો શું આ લગ્ન નથી?'

'ના, કદાપિ નહિ. આવા લગ્નને ફક્ત વ્યભિચારનીજ ઉપમા શોભે.'

'બસ, બંધ કર. બોલતાં શરમાતી નથી? એ બધું તારૂં ડહાપણ કંઇ કામમાં આવનાર નથી. બસ હું કહું છું તે તારે માન્ય રાખ્યેજ છૂટકો.' રાવરાયે દમ બિડાવતાં કહ્યું: 'સમજી ને? નહિ માને તો પરાણે માન્ય રાખ્યા વિના છૂટકો નથી. તે પ્રમાણે ન થાય તો મારે કૂવે પડવે છૂટકો.' તેમણે વધુ વજનદાર ભાર મૂક્યો. રમા મૌન સેવી રહી, જાણે કંઇક નવો માર્ગ ન શોધતી હોય!

મહેશ ને રમાના લગ્નની તિથિ નક્કી થઇ ગઇ. કોઇ કોઇએ ધમાલ કરી, પણ તેમનું કંઇ ન વળ્યું. કન્યા પરણવા તૈયાર નથી એવી અફવા ઉડી ને શાન્ત થઇ ગઇ. લગ્નનો દિવસ નજદીક આવતો ગયો. લગ્ન સફળ નીવડશેજ નહિ એવી આશા સેવતા બધાય નિરાશ થયા, કારણકે જાન પણ છેવટે આવી

ગઈ. કોઈનેય ખબર ન પડી, ભાવિના ગર્ભમાં શું હતું.

'શુભે વર્તે સાવધાન!' કન્યા પધરાવ્યા પછી ગોર મહારાજે ભાખવા માંડ્યું.

'અમારાં રમાબેન ગોરાં ને વરરાય શામળા.' સ્ત્રીમંડળ લગ્નગીત સાથે હર્ષના પૂરમાં તણાતું હતું, વરપક્ષના માણસોમાં ગર્વથી ફુલાતા અડાઈઓ હાંકી રહ્યા હતા, રાવ સાહેબ પોતાના નવા થનારા વેવાઈ સાથે પોતાનાં પરાક્રમોનું વર્ણન કરી રહ્યા હતા, ત્યાં તો તોપના ગોળામાંથી અવાજ ફાટે તેમ 'સબૂર' અવાજ ફાટયો. 'સાવધાન'ની બૂમો પાડતા ગોર મહારાજ બંધ થઈ ગયા. સ્ત્રીમંડળમાં ગવાતું ગીત અધવચ બંધ થઈ ગયું, સૌ કોઈ એકદમ અવાજની દિશા તરફ તાકી રહ્યું. રમા ઊભી થઈ ગઈ હતી. પરિચિત જનોએ તો જાણી જ લીધું કે એ રમાનો સાદ હતો. પણ તેનો આટલો ગંભીર, આટલો મોટેથી ને આટલો ભયંકર અવાજ તેમણે કોઈ દિવસ સાંભળ્યો ન હતો. શું થશે એ જ વિચાર કરતું સૌ કોઈ રમા તરફ તાકી રહ્યું.

'વરરાજા!' સાડી ઉપર નાખેલ નાનું ઓઢણું દૂર કરતાં ગંભીર સ્વરે રમા બોલી: 'મેં શું લખ્યું હતું?' નવીન પ્રશ્ન સાંભળતાં દરેક વિચારમાં પડી ગયું. રાવ સાહેબના પરાક્રમોની વાત ક્યારનીયે બંધ થઈ ગઈ હતી. ઘરના ખૂણામાં ધમકી આપતા શામરાય રમાની વિકરાળ મૂર્તિ જોઈને એક પણ શબ્દ બોલવાની હિંમત ન કરી શક્યા.

'ઓ લગ્નઘેલા વરરાજા! તમને મારું લખાણ અસર ન કરી શક્યું? શું મને ફરીથી મારો ઉદ્ધાર કરશો? જેની સાથે પરણી પંદર વર્ષ જિંદગી વિતાવી, જે બિચારીએ તમારી પંદર વર્ષ ગુલામી કરી, તેના મૃત્યુને હજુ છ માસ તો થયા નથી ત્યાં તો તમને બીજા લગ્નનો મોહ લાગ્યો!' રમા આટલું બોલી શાન્ત રહી. વરરાજા તો ઊંચું મુખ પણ શું કરે? સૌ કોઈ વિચારવા લાગ્યું કે હવે શું થશે! 'મને આ ક્યાં સૂઝ્યું કે હું આ છોકરીના મોહમાં પડ્યો!' મામલો વિફરેલો જોઈ રાવ સાહેબના મનમાં વિચાર આવ્યો. તેમને આખરૂ પગ નીચેથી સરી જતી લાગી. પણ હવે તેમની વિમાસણ શા કામની?

'ઓ ગ્રેજ્યુએટ વરરાજા! જરા બોલો તો ખરા કે તમે મને શું તમારું રમકડું બનાવવાનું ધારી લેવા આવ્યા છો? હું અત્યારે રાજાથી વિશેષ એવા વરરાજાનું અપમાન કરી રહી છું. પણ શું કરું? મારું માની આપ ન પધાર્યા હોત તો મારે આ અવસર ન આવત.' ફરીથી રમા શાન્ત રહી. જાણે મારા-મારી થશે તેવો મામલો થઈ ગયો. દરેકના મુખ ઉપર ચિંતાની છાયા ચોક્ખી માલૂમ પડતી હતી. 'ભૂં, ભૂં!' અવાજ કરતી મોટર આવી. દરેકનું ધ્યાન

બીજી બાજુ વળ્યું. રમા શાન્ત, નિર્ભય ઊભી હતી, જાણે મહાન યોદ્ધો રણમેદાનમાં વિજય મેળવી ન ઊભો હોય!

'રમા! ચાલ ઉતાવળ કર.' મોટરમાંથી ઊતરતાં એક યુવકે કહ્યું.

'પિતાજી, જાઉં છું.' રમાએ પિતાના તરફ મુખ ફેરવતાં રજા લીધી.

'ક્યાં?' ઇચ્છા વિના રાવસાહેબથી પુછાઇ ગયું.

'મારે ઘેર.' રમાએ ભાવભર્યો જવાબ આપી ઉત્તરની રાહ જોયા વગર ને ચાલવા લાગી. યુવક આગળ ને રમા પાછળ, જાણે વરકન્યા પરણીને ન જતાં હોય!

'ભૂં, ભૂં!' મોટર ઉપડી ગઇ. આંખપટ ઉપર એક નાટક ભજવાઇ ગયું હોય એમ દરેકને લાગ્યું. દરેક વિમાસણમાં પડી ગયું. રાવ સાહેબ તો બેભાન થઇ ગયા. વરરાજાની માનસિક સ્થિતિની કલ્પના કોને આવે?

'એ તો નરેન્દ્ર!' કોઇક પરિચિત બોલી ઊઠયું.

'રમા અને નરેન્દ્રને એકબીજાને વિદ્યાર્થીઅવસ્થામાંથીજ સ્નેહ થયો હતો.' બીજાએ બધું સ્પષ્ટ કર્યું.

રાવ સાહેબ અને જાન હતાશ થઇ પાછી ફરી.

'બંડખોર રમા : ભાંડી પડી પાછી ફરેલી રાવ સાહેબના ગ્રેજ્યુએટ પુત્રની જાન!' ફરીથી એક વખત દૈનિક પત્રોને મથાળે ઉપર પ્રમાણે શબ્દો આવ્યા ને રાવ સાહેબને પિછાનનારા એ વાંચી ખડખડાટ હસ્યા!

આર્યસમાજ, આણંદ ઢેરભાઇ મોતીભાઇ પેટલીકર

---

## જાનનો બીજો દિવસ કમી કરો

થોડાંક વરસો ઉપર સામાન્ય રીતે પાટીદારોની જાન કન્યાપક્ષના ગામમાં જઇ ત્રણ દહાડા ધામા નાખતી. પાટીદાર યુવકમંડળના પ્રયત્નથી અને વ્યક્તિઓએ પહેલ કરી, તેથી બે દિવસની જાન આજે થઇ ગઇ છે. જૂનવાણી માનસ વાળા લોકો તે દિવસે પણ બે દિવસ રહેનારાને 'ભગડિયા' વગેરે કંઇ કંઇ ઉપનામો આપતા અને નિંદતા પણ ખરા. પણ આજે સૌને એ સુધારો ગળ્યો ગોળ જેવો લાગ્યો છે. અને હવે જ્યારે વ્યક્તિઓએ એકજ દિવસ જાન રાખવા માંડી છે, ત્યારે પણ તેમની ટીકાઓ તો થાય છેજ. પણ હું તો માનું છું કે વધારેમાં વધારે પાંચેક વરસમાં તો પાટીદાર કોમમાંથી જાનનો બીજો દિવસ પણ જવાનોજ છે અને એકજ દિવસની જાન થવાની છે; અને ત્યારે

પણ આજની પેઠે સૌને તે સુધારો ગળ્યો સાકર જેવો લાગશે. કારણકે લપડાકો મારી મોંને લાલ રાખી ભલે બાપલીઆ પોતાના શરીરમાં લોહી છે એમ બહાર દેખાડી શકતા હોય, પણ અંદરખાનેથી આપણી કોમની આર્થિક સ્થિતિ કેવી છે તે કોણ નથી જાણતું? કોમનો મુખ્ય ધંધો ખેતીનો છે, અને ખેતીના ધંધામાં આજે શી કમાણી છે તે કોણ નથી જાણતું? પાટીદાર કોમમાં આજે કંઇ પણ ઉજળામણ જણાતી હોય તો તેનું કારણ કોમના કેટલાક માણસો ખેતી સિવાયનો બીજો ધંધો, નોકરી, વેપાર, વગેરે દેશમાં તેમજ પરદેશમાં કરે છે તેમને લીધે છે. આવાની પાસે થોડા પૈસા હોય તેથી કંઇ સમસ્ત કોમની, કોમ તરીકે, આર્થિક સ્થિતિ નબળી નથી એમ ન કહેવાય. વળી આજની આર્થિક મંદીનો યુગ જોતાં બહારના વેપારધંધામાં પણ હવે વધારે માણસોનું પોષણ થઇ શકે એવું રહ્યું નથી. આ સ્થિતિમાં વિવેકપૂર્વક નહિ તો હારીને પણ આપણે સામાજિક ખર્ચ ઉપર કાપ મૂકવો જ પડવાનો છે. ત્યારે તદ્દન પાયમાલ થતા પહેલાં ડહાપણપૂર્વક આજે જ એ રસ્તે કેમ ન જવું?

ગયા કારતક માસમાં ડાકોર મુકામે 'પાટીદાર મંડળ'ની પરિષદ ભરાઇ હતી. બેએક વરસોથી છૂટી છવાઇ વ્યક્તિઓ એક દિવસ જાન રાખે છે; છતાં મંડળની પરિષદ, લોકોને એક દિવસની જાન રાખવાનો ભલામણ કરતો ઠરાવ પણ નથી કરી શકી એનું મને તો આશ્ચર્ય જ થાય છે. એટલા આગળ નહોતું જવું તો જે લોકોએ એક દિવસની જાન રાખી છે તેમને મંડળની પરિષદે ધન્યવાદ આપવાનો ઠરાવ તો કરવો જ જોઇતો હતો. કદાચ આ વાત સૌના ખ્યાલ બહાર રહી ગઇ હોય અને તેને પરિણામે એ ઠરાવ ના થઇ શક્યો હોય. ખેર, જેઓ સુધારાની પહેલ કરે છે તેઓએ તો લોકો શું કહેશે એનો ખ્યાલ કર્યા વગર જ પોતે પહેલ કરી છે અને પાટીદારોની ઉન્નતિની શુભ કામનાએ પ્રગટ થતા 'પાટીદાર' માસિકના તંત્રી તો એ રૂઢિરાક્ષસીને તોડનાર એવાં સૌ ભાઇઓનોને પોતાના પત્ર દ્વારા ધન્યવાદ આપે જ છે. છતાં મંડળે જો એવો ઠરાવ કર્યો હોત તો આ સુધારાને વેગ મળવાનો સંભવ વધત, એટલે જ મારે આટલું લખવું પડ્યું છે. વળી સાંભળેલી હકીકત સાચી હોય તો કેટલાક ભાઇઓ એક દિવસની જાન બાબત ઠરાવ લાવવાના મતના હતા, પણ ત્યાં એકઠા થએલા ભાઇઓમાં પણ, આ સુધારો તાત્કાળિક કરવા જેવો છે કે કેમ, તે માટે વિચારોની જોઇતી સ્પષ્ટતા ન હતી; અને એટલે જ એવો ઠરાવ કોઇ ન લાવ્યું. આ વાત સાચી હોય તો દલીલથી આ પ્રશ્નની છણાવટ કરવી રહી, એટલે હવે હું દલીલોથી આ પ્રશ્નની છણાવટ કરું છું.

લોકો કહે છે કે લગ્ન એ આનંદનો પ્રસંગ છે અને તે પ્રસંગે તો ખર્ચ વગેરે બધું ચાલે. વળી એક દિવસની જાનમાં તો નકામી ટીચામણ થાય. એવું જવું અને આવવું એવી ટીચામણની જાનમાં કોણ જાય? આ અને આવી જાતની મુખ્ય દલીલો આ પ્રશ્નને અંગે થાય છે. મારે નમ્ર મતે હું એક પછી એક એ સંબંધે કંઇક નીચે લખું છું.

પહેલાં તો આપણામાં લગ્ન એ આનંદનો પ્રસંગ કોને માટે છે એનો વિચાર કરીએ. તમે શું માનો છો? પ્રાચીન કાળમાં આર્યો ઓછા હતા ત્યારે આખી જાતિને માટે એક નવું લગ્ન એ કદાચ આનંદનો વિષય હશે, કારણકે તેમને બીજી જાતિઓની ઉપર પોતાનું પ્રભુત્વ પાડવું હતું અને તેથી વસતિનો વધારો થાય એ માટે થતાં લગ્નો તે કાળે આખી જાતિને માટે આનંદના પ્રસંગ હશે. પણ આજે? આજે તો પાટીદારો કંઇ ઓછા નથી. છે એટલાને જ ખેડવા માટે પૂરતી જમીન નથી, અને મધ્યમ વર્ગમાં પણ ભણેલા ગણેલાને તો બેકાર રહેવાનો વખત આવ્યો છે. આવે વખતે કોમની વસતિ વધે એ દૃષ્ટિએ લગ્નથી આનંદ માનવાનું તો રહેતું નથી. ત્યારે હવે લગ્ન આનંદનો પ્રસંગ હોય તો તે ફક્ત પરણનારને મન અને તેનાં માતાપિતા વગેરેને મન. પરણનારને માટે લગ્ન એ ખુશાલીનો પ્રસંગ હોય તો તે લગ્ન કરે. માબાપને મન એ આનંદનો પ્રસંગ હોય તો તે પોતાનાં સંતાનને પરણાવે. એ ખુશાલીને પ્રસંગે એને પોતાના ભાઇભાંડુ, સ્નેહીઓ, વગેરેને જમાડવા હોય તો તેમને પોતાને ઘેર જમાડે. પણ બારોબાર કન્યાના બાપને ત્યાં મોટું જાનનું ધાડિયું હાંકી

છે. ઉહેલે રહ્યા જાનૈયા એટલે, જેમના વગર ચાલેજ નહિ એવી ગણીગાંઠી વ્યક્તિઓ. મારે નમ્ર મતે તો જાનૈયા સિવાયના બીજા ત્રણે વર્ગના લોકો જાનને માટે નકામા છે. અને એકલા જાનૈયા એટલે વર, તેના પિતા વગેરે સંબંધીઓ અને થોડા મિત્રો. આમ થાય તો જાન ૨૫ માણસથી વધારેની થવાનો સંભવજ નથી રહેતો. એટલે જાનમાં વધારેમાં વધારે ૨૫ માણસ અને એકજ દિવસની જાન, એટલે કે ત્યાં જવું, લગ્નક્રિયા આટોપી લેવી, પછીથી જમણ અને પછી ઘેર પાછા.

આ રીતે આ વિધિ આટોપાય તો ઘણી ધમાલ, નકામું ખર્ચ વગેરે બચી જાય ને હજુ પણ મોટા ભાગનાં છોકરીનાં માબાપના મનમાં છોકરીના જન્મથી જે એક જાતની દુઃખની લાગણી જન્મે છે તે ઓછી થાય. લગ્નમાં લગ્ન કરનાર વ્યક્તિઓ એજ મુખ્ય છે, બીજાને એમાં કંઇ ખાસ લાગતું વળગતું હોતું નથી અને જાનમાં તેમની જરૂર પણ નથી હોતી.

વળી કેટલાક કહે છે કે જાનૈયા તો લગ્ન થયું તેના સાક્ષીઓ છે. આ સાક્ષીઓને આજ સુધી કદી પણ સાક્ષી આપવા જવું પડ્યું હોય એવું બન્યુ નથી. કારણકે એક તો એ જાનૈયામાંથી ભાગ્યેજ કોઇ લગ્નક્રિયામાં હાજરી આપે છે, અને વળી પાટીદારમાં લગ્ન થએલું હોય અને લગ્ન નથીજ થયું એમ કોણ કહે છે? છતાં કોઇ કહે અને સાક્ષીઓની જરૂર હોય તો વરપક્ષના જાનૈયા ના હોય તો કન્યાપક્ષનાં માણસો તો હોય, તે પણ આ સાક્ષી તો ખરા જને! અને એ લગ્નની કન્યાને જ્યારે તેનો પતિ કે સાસરિયાં દુઃખ દે છે ત્યારે તો જાન જમી આવનાર કોઇ જાનૈયો કે સાક્ષી તેમને વારસાય જતો નથી!

એક દિવસની જાનમાં ટીચામણ લાગતી હોય તેવાઓને તો જાનમાં જવાનીજ જરૂર શી છે? અને સરકારકચેરીએ ધક્કા ખાવા પડે છે ત્યારે ટીચામણ નથી લાગતી? કદાચ પરણનારજ એવા વિચારનો હોય કે આ દિવસમાં તો ટીચામણ થાય છે, તો જિંદગીમાં બીજા કાર્યને પ્રસંગે એવી મુસાફરી વગેરે તેને નથી કરવી પડતી? આ પણ એક કાર્ય છે એમ માની એને અંગે વેઠવી પડતી ટીચામણ વેઠી લેવી રહી. પણ બીજાને ત્યાં મફત ધામા શા માટે નાખવા? બીજી ઘણી જ્ઞાતિઓમાં તો લગ્નક્રિયા પત્યા પછી એક એક નાત કરવાનો રિવાજ હોય છે. ત્યાં તો જાનો કંઇ બે દિવસ રહેતી નથી. વળી હું તો જોઇ રહ્યો છું કે જાનૈયાઓને કન્યાને ગામે લાવવા લેઇ જવાના ગાડીભાડાના કે મોટરના ખર્ચમાં તેમને બે દિવસ ઘેર ખુશીથી જમાડી શકાય, તો પછી વચ્ચે મફતનાં ગાડીભાડાંનો ખર્ચ કરવાથી ફાયદો શો?

આ સંબંધે દલીલોમાં ઊતરવું હોય તેને તેમ કરવાનું સૂચવી આ આવશ્યક સુધારાને વેગ મળે તે માટે એક બે સૂચનાઓ કરી વિરમીશ.

૧. સમાજદાર વ્યક્તિઓએ તો હવે પોતાના દીકરાની જાન એકજ દિવસ રાખવી અને તેમાં પાંચથી પચાસ સુધીજ માણસો લઇ જવા.

૨. એકડાઓનાં પંચો, મંડળો, વગેરેએ આ સુધારો કરનારને અભિનંદનના ઠરાવો કરવા અને હવે પછી ભરાતી પોતાના મંડળની સભામાં પોતાના પંચના કે ગોળના ભાઇઓને એક દિવસની જાન કરવાની ભલામણ કરતા ઠરાવો કરવા.

૩. આ બાબત પૂરતો ઉહાપોહ થાય તે માટે પ્રચાર કરવો.

૪. 'પાટીદાર મંડળ'ની પ્રતિજ્ઞાઓમાં 'હું ન છૂટકેજ જાનમાં જઇશ અને જઇશ તો ત્યાં બીજે દિવસ રહીશ નહિ.' એ જાતની પ્રતિજ્ઞા ઉમેરવી અને તેવી પ્રતિજ્ઞાઓ લેનારની સંખ્યા વધે તે માટે પ્રયત્નો કરવા.

ઉપર સૂચવેલા ચારે માર્ગમાં જેમ થોડી વ્યક્તિઓએ આ દિશામાં પહેલ કરેલીજ છે, તેમ તેજ રસ્તે ચાલી પોતાને ત્યાંથી લેઇ જવામાં આવેલી જાન એકજ દિવસ રહે એ સુધારો વધારે ને વધારે સંખ્યામાં વ્યક્તિગત ચાલુ રહે એજ આ સુધારાને વેગ આપવાનો મુખ્ય રસ્તો છે. માટે તે રસ્તે જવાની સુજ્ઞ જ્ઞાતિબંધુઓને વિનંતી કરી વિરમીશ.

સુણાવ                                   સોમાભાઇ કિશાભાઇ પટેલ

---

## બાળલગ્ન ઉપર બે બોલ

હજીયે હિન્દુ સમાજમાં અને ખાસ કરીને પાટીદારસમાજમાં કુળવાનશાહીને નામે બાળલગ્ન જેવાં કરુણ કૃત્યો બંધ થયાં નથી. હજુ તે ભાઇઓ ઘોર નિદ્રામાંથી કેમ જાગતા નથી? આંખ આગળ અનેક બાળાઓને વૈધવ્ય પ્રાપ્ત થયું છે, તેમનું દુઃખ આંખ આગળ તરી આવતાં ખરેખર ગમે તેની પણ આંખમાંથી અશ્રુધારા વહે એવી સ્થિતિ છે, છતાંય અનેક ભાઇઓ નિર્દય બની પોતાનાં બાળકોને શા માટે એ બાળલગ્ન રૂપી મહાકુંડમાં હોમી દેતા હશે? એ બાળબાળિકાઓ સગાસ્નેહી શું, સાસુસસરા શું, સારૂંનરસું શું, પરણવાનું શું, પતિપત્નીની ફરજો શી, વગેરે તમામ બાબતોથી અજ્ઞાત હોય છે, તેવામાં તો તેઓ પતિપત્ની બની જાય છે!

હજુ તો કેટલાક ભાઇઓ પોતાનાં પુત્રપુત્રીને નાનાં પરણાવવામાં મગરૂરી માને છે અને કુલાય છે કે હું કેવો કુળવાન કે મારા છોકરાનો સોદો કરનાર તેની નાની

ઉમરમાં મળી આવે છે. આવીજ રીતે કુળાભિમાનથકી પાછળ અંધ બનેલા કેટલાક બાપાઓ પોતાની દીકરીની ઉમર આઠ દશ વર્ષની હોય છે ત્યારથી મુરતિયાની તપાસ કરે છે, કારણકે આજકાલ તો પાટીદાર બાપાઓના 'ટેકના હીરા'ના સોદા નાનપણથીજ થાય છે. અને રખે ને પછીથી મળે કે ન પણ મળે એમ વિચારી તેઓ નાનપણથીજ પુત્રીને પરણાવી દે છે. ન પિતા છોકરાના ગુણદોષ, આચારવિચાર, રીતભાત, વ્યસન, બુદ્ધિ કાંઇ પણ જોયા વગર, કુળ જોઇનેજ પોતાની છોકરીને પરણાવે છે. પરિણામે તેમાંના સેંકડે ૯૦ ટકા જેટલાના સંસાર વિષમય બને છે.

પુત્રપિતાઓ પણ જોવું કરવું જોયા વગર પુત્રને બાંધ મારે છે અને તે એક ફક્ત પોતાના પૈસાના સ્વાર્થને ખાતરજ! દીકરાનો સ્વાર્થ તેવા નીચ પિતાઓ કદી જોતાજ નથી. પરણનારને ભવિષ્યમાં ગમશે કે નહિ, અને એક વિચારનાં છે કે નહિ, વગેરે કાંઇ પણ તપાસ્યા સિવાય તેઓ લાકડે માંકડું વળગાડી દે છે!

જે માબાપો પોતાને હાથે બાળકને લાડ લડાવે, રમાડે, ખવરાવે પીવરાવે, સારૂં પહેરવાઓઢવાનું આપે અને તેનાથી સુખી થવાનું ઇચ્છે, તેની કીર્તિ સાંભળી અભિમાન ધરાવવાની ઇચ્છા રાખે, એજ માબાપો પોતાનાં કુમળાં બાળકોને કુમળી વયમાં બાળલગ્ન રૂપી યજ્ઞમાં હોમી તેમનું જીવન ઝેરી બનાવે છે. તેવા પિતાઓ ખરેખર પિતાઓ નહિ, પણ મૃત્યુલોક ઉપર અવતરેલા બાળભક્ષક છે.

મારે લખવું જોઇએ કે બાળલગ્ન જેટલું મહાપાપ અને કરૂણ કૃત્ય બીજું કંઇ નથી. બાળલગ્નથી બાળકો પોતાની વિષયવાસનાની તૃપ્તિનું સાધન પોતાની પાસે હરહમેશ જોવાથી તેઓ ભોગવે છે અને પોતાના શરીરની તંદુરસ્તીને બગાડી મૂકે છે. બાળલગ્નનો ભોગ બનેલો બાળક હજી તો પોતાના પિતાની આગળ બાળકની પેઠે ફરતો હોય છે, ત્યાં તો તેજ બિચારો બેત્રણ બાળકોનો પિતા બની ગએલો હોય છે. તે ભણતો હોય, કમાવાની લાયકાત મેળવતો હોય, ત્યાં તો તે ભાઇના બજેટમાં બાલામૃતની શીશીઓનું ખર્ચ વધી પડેલું હોય છે. આવી અવદશા પામેલો હોવાથી તે જીવનને વિષમય દેખે છે અને કંટાળે છે. છેવટે તે ઉદ્‌ગાર કાઢે છે કે જે પિતાઓ પોતાનાં પુત્રપુત્રીઓનાં બાળલગ્ન કરે છે તે ખરેખર પિતાઓ નહિ પણ પિશાચોજ છે!

પલાણા બાબુભાઇ કુબાભાઇ પટેલ

# ચર્ચાપત્ર

## ૩. 'અપંગની પ્રતિભા'–૩

શ્રી. તંત્રીજી, 'પાટીદાર,' આણંદ

મુરબ્બીશ્રી,

'અપંગની પ્રતિભા'ની આપની સમાલોચનાને અંગે (ગયા વર્ષનું 'પાટીદાર' પા. ૫૬૩) મારો ખુલાસો પ્રસિદ્ધ કરતાં (ચાલુ વર્ષ પા. ૧૩૦) આપે ટકોર કરેલી કે, 'પાટીદાર'માં શબ્દચર્ચા ન કરી હોત તો ઠીક.[1] પણ સામાન્યતઃ આપની સમાલોચનાઓ સાહિત્યિક પણ હોય છે, અને ઉપરોક્ત મારા ખુલાસાને વિષય કરીને આપે આ વેળા પ્રસિદ્ધ કરેલ ચર્ચાપત્ર પણ (પા. ૧૭૮) તેજ દિશામાં છે. (અને હું માનું છું કે, 'પાટીદાર' આવી સમાલોચનાઓ કરે છે ને ઇષ્ટજ છે.) તેથી ફરી જરાક ખુલાસો કરવા રજા લઉં છું. આશા છે કે આપ તેને હવેના અંકમાં સ્થાન આપશો.

૧. ઊંકાર ન બોલવાનીજ નહિ પણ ખોટી રીતે ન લખવાનીય એટલીજ શરમ માનું છું. અને ને હું 'કુરતીના ઙ'ને યાદ કર્યા વગર પણ બરોબર યાદ રાખીશ. તેમા આપના ચાબખાનો ચચરાટ પ્રેરક મદદ દેશે.

૨. 'મસ્તની'ને અંગે આપે ફરી પ્રશ્ન કર્યો છે ને, કદાચ મને કાંઇક અન્યાય્ય રીતે. આપે મારા રદિયાનો જે ભાગ ગ્રહ્યો એ તો મારા ખુલાસાનો પ્રારંભ માત્ર હતો, કેમકે મારી મુખ્ય દલીલ તો આપે છોડેલા ત્યાર પછી આવતા બે ફકરામાં છે.

ફારસી સંસ્કૃત વ્યાકરણ પ્રમાણે ગુજરાતીમાં અનેક શબ્દો ખોટા ઠરે. છતાં ગુજરાતી શિષ્ટ સાહિત્યમાં તેને સ્થાન મળેલું જોવામાં આવે છે. નિરાહાર–નિરાહારી, સેશ્વર–સેશ્વરી જેવા શબ્દો તો મેં ટાંકયા છેજ. એનેજ મળતો બીજો વર્ગ ટાંકું તો, ગાઢ–ગાઢું, અધીર–અધીરું, પદ–પદુ ઇ. પણ શબ્દો ('ઉ' પ્રક્ષિપ્ત ને કવાંક સાભિપ્રાય) છે. મારા કહેવાની મતલબ એ હતી ને

* ———

૧. મેં તો એમ લખેલું કે એ "શબ્દચર્ચાનો ભાગ 'પ્રસ્થાન,' 'કૌમુદી' કે એવા કોઇ માસિકમાં છપાયો હોત તો સાક્ષરોના ને શબ્દશાસ્ત્રીઓના હાથમાં જઇ પડત અને તેઓ તેની સારી ચર્ચા કરી શકત." એ ઉપર બહારથી કોઇની ચર્ચા આવી નહોતી ને મારેજ તે લંબાવવી પડી હતી. હજીયે વાચકો આ વિષે ચર્ચા કરશે એવી આશા છે. —તંત્રી

છે કે, આને વિષય કરીને વ્યાકરણ હોય ને ગુજરાતી ગણાય. પણ આ મારી દલીલનો પ્રારંભ થયો.

બાકી, મારી દલીલ તો ટુંકમાં આ હતી ને છે કેઃ–

**સસ્તન**–નામ ન૦–Mammal તે પરથી **સસ્તની** વિ૦ Mammalian જેમ કે, **સાક્ષર** પુ૦ પરથી **સાક્ષરી** વિ૦

૩. આપે ચર્ચાપત્રમાં નોંધેલા આ બે મુદ્દા ઉપરાંત ત્રીજો મુદ્દો મેં લીધેલો તે આપે લીધેલો અંધજાહેરી હેલનને માટે 'જોવું સાંભળવું' પ્રયોગના વાંધાનો. તેનો મેં સવિસ્તર આપેલો જવાબ આપે છેડયો નથી, એટલે માનું છું કે પૂરતો હતો.

૪. આ ઉપરાંત આપે 'કંસ' શબ્દની જોડણીને અંગે પ્રશ્ન કર્યો છે. 'કૌંસ' લખવું જોઇએ, કેમ કે અરબી 'કવસ' પરથી છે–એમ આપનું ટૂંકમાં કહેવું હતું.

આ બેઉ રૂપો કોઇ ભાષાનાં તત્સમ તો નથી. અને જો ગણીએ તો, કદાચ 'કંસ' સંસ્કૃતના એ રૂપના (અર્થ ભિન્ન છે) શબ્દને મળે છે. અરબી કવ્સ–કમાન પણ ભિન્નાર્થક જ છે. અને તેના પરથી જો લક્ષણાએ આ અર્થ ગુજરાતીમાં સિદ્ધ થયો હોય એમ માનીએ, તોય તેનું રૂપ તો ખોટું જ છે. કેમકે, કૌસ, કૌસ સાધ્ય છે. અનુસ્વાર કોઇ રીતે સિદ્ધ નથી થતો.

અને જો કમાન પરથી 'કૌંસ' અર્થ ઘટાવી શકાય તો સં. कंस=goblet પરથી 'કંસ' અર્થ શું કામ ન બેસી શકે?

પણ આ ચર્ચાનું કામ ભાષાશાસ્ત્રીઓનું છે. મારે માટે તો નિર્ણાયક વસ્તુ આટલી બસ છે–ને એકધારી જોડણી કરવા ઇચ્છનાર દરેક ગુજરાતી માટે બસ હોવી જોઇએ એમ માનું છું–કે વિદ્યાપીઠના જોડણીકોશમાં 'કૌંસ' અને 'કંસ' બેઉ જોડણી મળે છે. (જુઓ કંસીકરણ, ધનુષ્કંસ, ગુરુકંસ શબ્દો) ઉપરાંત, ગુજરાતી ઉચ્ચારણ પણ 'કંસ' રૂપથી કથળતું નથી.

આ ઉપરાંત આપે સમાલોચનામાં ચીંધેલ કાંઇ યાદ આવતું નથી, અને તે અંક મને મળી શકયો નહિ.[1] એ જ

લિ. સેવક,

ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ — મગન પ્રભુદાસ દેસાઇના

તા. ૧૯ : ૨ : '૩૭ — પ્રણામ

૧. એ અંક મેં તો ભાઇ મગનભાઇને એમણે આપેલે સરનામે મોકલ્યો હતો. —તંત્રી

## ૪. ખેડુત અને ટોપો (Hat)

હવે ઉનાળો આવે છે. ખેતીમાં ખેડૂતને આજે મગતર તો કંઇ નથી, છતાંયે ઉનાળાને દિવસે પણ ધીકતા તડકામાં એણે કામ તો કરવું જ પડે છે. ઉનાળામાં સૂરજના તાપથી એનું માથું તપી જાય છે ને તેથી એની તંદુરસ્તી ઉપર માઠી અસર થાય છે. એણે માથાનું રક્ષણ કરવું જોઇએ. એ માટે ગાંધી ટોપી તો છેક નકામી છે. અનેક ખેડૂત પરાપૂર્વથી ફાળિયું બાંધે છે. પણ તેથી માથામાં થતો પરસેવો અંદર ને અંદર ભરાઇ રહી માથાની ખોપરી બફાય છે. વળી એ ફાળિયાથી મોંનું ને બોચીનું રક્ષણ થઇ શકતું નથી. ત્યારે માથામાં થતો પરસેવો ઉતરી પડે, તેમજ મોંનું ને ગરદનનું રક્ષણ થઇ શકે એવું સાધન તો સાહેબ લોકના ટોપા (Hat) જેવું જ સાધન હોઇ શકે. ખેડૂતને સસ્તો પડે તેવા ખાદીનો ટોપો કોઇ સેવાભાવી મંડળ બનાવીને તેને પ્રચારની સેવાદૃષ્ટિએ વેચવાની ગોઠવણ કરે તો સારૂં નહિ?

**મોતીભાઇ ભુલાભાઇ પટેલ**

---

## જાણવાજોગ

### ૭. મરેલા અને છતાં હજીયે જીવતા ૮૦ માણસ

મહાયુદ્ધમાં ભોગ થઇ પડેલાની દવાખાનામાંની ગુપ્તકથા

વિયેના: મહાયુદ્ધની એક અતિ ભયંકર કથા હાલ જ પ્રકટ થાય છે—૧૮ વર્ષ પછી.

વિયેનાના ફ્રાન્સ–યોસેફ (Franz–Joseph) નામે મોટામાં મોટા દવાખાનાના એક ગુપ્ત ભાગમાં એક નાનો સરખો ખંડ છે. બહારના કોઇને ત્યાં જવા દેવામાં આવતા નથી. જે જૂના દર્દીઓ આ ગુપ્ત કથા જાણે છે તે જાણી જોઇને એને ગુપ્ત રાખે છે.

અર્ધાએક ડઝન ગણ્યાગાંઠ્યા દાક્તરોને અને બેએક ડઝન નર્સોને જ ત્યાં પેસવા દેવામાં આવે છે.

એ ખંડમાં એંશી મરેલા માણસો રહે છે. એ બધા મહાયુદ્ધના ભોગ થઇ પડેલા. જગત માને છે કે તે મરી ગયા છે. સરકારે તેમનાં સગાંવહાલાંને પણ ખબર આપી દીધેલી કે તે મરી ગયા છે. યુદ્ધના 'મૃતનિર્ણયમાં પડેલા'ને સરણપત્રકે તેમનાં નામ ચઢી ગયાં છે.

પણ છતાંયે એ જીવે છે. પણ એમને ગુપ્ત સ્થળે રાખવાનું કારણ એ છે કે બોમ્બથી ને ઝેરી ગેસથી તેમનાં શરીર ભયંકર રીતે અસ્તવ્યસ્ત થઇ ગયાં છે.

એ ૮૦ માનવપ્રાણીઓમાંનો એકે એક આજે કેવળ આંધળો, બહેરો, મૂંગો ને અનેક અવયવ વિનાનો થઇ પડ્યો છે.

એમની સારવાર કરનાર કહે છે કે તેઓ શ્વાસ લે છે ને ખાય છે, એ સિવાય બીજું કંઇયે કરી શકતા નથી. તેઓ વિચારી શકતા હોય તો શું વિચારે છે અને તેમને કેવી વેદના થાય છે એ કોઇ જાણી શકતું નથી, જાણી શકશે પણ નહિ; કારણકે તેઓ કોઇ પણ પ્રકારે એક શબ્દ પણ કાઢી શકતા નથી.

લાંબી ટોપલીઓના ઘાટની પથારીમાં તેઓ સૂઇ રહે છે. સામાન્ય પ્રકારની પથારીમાં તેઓ સૂએ તેના કરતાં ખાસ ઘાટની આવી પથારીમાં તેઓ સૂએ છે. કારણકે નર્સોને તેમની સારવાર કરવી વધારે અનુકૂળ પડે છે.

જ્યારે મહાયુદ્ધે પ્રાણ સિવાય તેમનું સર્વસ્વ લૂંટી લીધું, કોઇ પશુ કરતાંયે તેમને વધારે નિરાધાર પ્રાણી બનાવી મૂક્યા, ત્યારે એમાંના કેટલાક તો છેક યુવાન હતા.

આ બધાં વર્ષ તેઓ 'યુદ્ધકીર્તિ'ના સાક્ષીરૂપે પોતાની ટોપલી જેવી પથારીમાં પડ્યા રહે છે. તેમને માટે ખાસ કેળવણી લેઇને તૈયાર થએલા અમુક દાક્તરો તેમની સંભાળ રાખે છે ને તેમનું દર્દ ઓછું કરવાના પ્રયત્ન કર્યા કરે છે. પણ તેઓ માને છે કે તેમાંના કેટલાક તો હજી ઘણાં વર્ષ જીવશે જશે.—રોઇટર.

(Times of India, તા. ૮:૧:૧૯૩૬)

*

## ૮. જોઇએ છે

'પાટીદાર મંડળ' માટે એક ખડતલ, સેવાભાવી, ગામડાંમાં રખડી શકે, માનઅપમાનને ગણે નહિ, લેખ લખીલખાવી પત્રિકા દ્વારા પ્રચાર કરી શકે અને રાત્રિદિવસ આ કામનાજ વિચાર કરી તેને આગળ ધપાવી શકે તેવા ભાઇની જરૂર છે. આવું કામ કર્યું હશે તેને પહેલી પસંદગી મળશે. પગાર રૂા. ૩૦થી ૫૦ સુધી.

પસંદ થએલ ભાઇએ તુરતજ કામ ઉપર લાગી જવું જોઇશે.

નીચેને ઠેકાણે પત્રવ્યવહાર કરવો અથવા મને મળવું.

શિવાભાઈ ર. પટેલ,
મંત્રી: પાટીદાર મંડળ.
C/o વડોદરા રાજ્ય પ્રજામંડળ ઓફિસ
રાવપુરા, વડોદરા

# ગ્રંથપરિચય

**૨૭. ભારતી:** પ્રથમ ઉલ્લાસ ॥ ૧ ॥ આદિપર્વ ને સભાપર્વ: દેસાઇ વાલજી ગોવિંદજી; પ્રાપ્તિસ્થાન – નવજીવન કાર્યાલય, અમદાવાદ તથા મુંબઇ ૨; પૃષ્ઠ ૨૦ + ૧૨૮, કિંમત ચાર આના. શ્રી. વાલજીભાઇ મજકૂર પુસ્તકના કર્તા છે કે અનુવાદક છે કે સંગ્રહકર્તા છે, એ વિષે કંઇ પણ નિર્દેશ કરેલો નથી. શ્રી. આનન્દશંકર ધ્રુવે 'જયમંગલ'ના મથાળા હેઠળ 'બે બોલ' જેવું લખ્યું છે. ગુજરાતના આવા વયોવૃદ્ધ સાક્ષર પાસેથી ગુજરાતી ભાષા જાણનાર જે પ્રકારનું અભ્યાસપૂર્ણ લેખન માગે તે એમાં નથી, તેથી નિરાશ થવું પડે એમ છે. વળી તેઓ છેવટે લખે છે કે "શ્રીયુત વાલજીભાઇએ પ્રત્યેક પર્વના કથાભાગનો સાર સાદી, સરળ, ઘરગથ્થુ ગૂજરાતીમાં આપ્યો છે. આથી रसः पर्वणि पर्वणि – એ તથ્યનો અનુભવ કૌમારાવસ્થાનો બાલક પણ કરી શકશે." 'કૌમારાવસ્થાનો બાલક' એ તો વદતોવ્યાઘાત જ કહેવાય. કુમાર, બાલક શી રીતે હોઇ શકે અને બાલક, કુમાર શી રીતે હોઇ શકે? પુસ્તક જરૂર ઉપયોગનું છે, પરંતુ તે ઠીક ભણેલાનેજ સારૂ. ભાષા સરળ ન કહેવાય અને ગરગથ્થુ ગુજરાતી પ્રયોગને બદલે કાઠિયાવાડી શબ્દપ્રયોગો પુષ્કળ છે તે વાંચતાંજ ખૂચે છે. શ્રી. વાલજીભાઇ અન્યત્ર પણ પોતાના લેખોમાં એવા પ્રયોગ શાથી કરે છે તે નથી સમજાતું. જોડણીમાં 'પચ્છી,' 'નહિય,' 'નત્થી' 'તમ્હારે,' 'તમ્હે,' 'અમ્હારી.' 'ભલે' ('ભલે'ની જગાએ) 'અમ્હે,' જેવા શબ્દો ભારે બનાવ્યા છે. 'આદિત્ય અસ્તાચલાવલંબી' થયા, એને બદલે 'સૂરજ આથમ્યો' લખીને ભાષા સરળ બનાવી શકાઇ હોત. વળી 'બળતા હૃદયમાં ઘી હોમાણું,' 'નાગજાતિ હારે વેર બંધાણું છે,' 'દાસી ન થાવું પડે,' 'નિષાદ મેળો,' 'જીવતો જાવા દીધો.' 'તહિં' ('ત્યારે'ના અર્થમાં), 'વજ્ર ઘડાણું હતું,' 'ઘડાની ઘેડે (જેમ) એને ફોડી નાખવો,' વગેરે 'કાઠીઆવાડી' શબ્દપ્રયોગો અનેક નજરે આવે છે.

એક પ્રશ્ન પૂછું? શ્રી. ધ્રુવ લખે છે કે, "મૂળથી, 'જય' તે પાંડવોનો કૌરવો સામે જયજ નહિ, પણ ધર્મનો અધર્મ સામે જય," અને "છેક અંત સુધી यतो धर्मस्ततो जयः એમ ડંકો વગાડ્યો છે." આ બાબતમાં પૂછવાનું મન થાય છે કે મહાભારતનું યુદ્ધ શરૂ થતા પહેલાં કૌરવોએ અનીતિ વાપરેલી એ વાત સાચી, પણ યુદ્ધ શરૂ થયું ત્યારથી દરેક પ્રકારની કપટનીતિ આચરવામાં 'યોગેશ્વર' કૃષ્ણે, 'સત્યવાદી' યુધિષ્ઠિરે અને પાંડવપક્ષે બાકી રાખી નથી. આને यतो धर्मस्ततो जयः કહેવાય? આ પ્રશ્નનો ઉત્તર બાકીના ભાગમાં વાચકને મળી રહે એમ ઇચ્છવું અસ્થાને ન ગણાય.

છેવટે, ઉપરની પ્રેમભરી ટીકા કરી ગુજરાતી જનતાને એ પુસ્તક વાંચવાની આગ્રહભરી ભલામણ કરું છું. —નંદ.

૨૮. **Directory of Women's Institutions, Bombay Presidency**, Part 1, Social Section: 1936; Edited by K. J. Chitalia, Servants of India Society, Bombay 4; પૃષ્ઠ ૭૧+૮, કિંમત રૂ. ૧. મુંબઈ ઇલાકાની સ્ત્રીસંસ્થાઓનું આમાં આછું વર્ણન છે. અમદાવાદ 'શારદામંદિર' જેવી પ્રસિદ્ધ સંસ્થાનું અને નડિઆદમાં એકેક વર્ષ ઉપર સ્થપાએલી પણ ધીરે ધીરે વિકાસ પામતી 'વિઠ્ઠલ કન્યાવિદ્યાલય' જેવી સંસ્થાનું આમાં નામનિશાન પણ નથી. એવી તો કેટલીયે સંસ્થાઓ રહી ગઈ હશે. બીજો ભાગ કે બીજી આવૃત્તિ નીકળવાની હોય તો આવી સંસ્થાઓનો તેમાં પરિચય આપવો ઘટે. એંશીએક પૃષ્ઠના ને કાચા પૂઠાના આ પુસ્તકની કિંમત રૂા. ૧ બહુ જ કહેવાય. જણાવવામાં આવ્યું છે તેમ વેચાણનો નફો આવા સાર્વજનિક પ્રકાશનમાં જ વાપરવામાં આવશે, પણ સ્ત્રીઉન્નતિનાં કાર્યોમાં રસ લેનાર સૌ કોઈ આટલી ભારે કિંમત આપીને પુસ્તક ખરીદતાં અચકાય નહિ? અને કિંમત સોંઘી મૂકી હોય તો વધારે નકલો ખપે ને આ કાર્યમાં લોક વધારે રસ લેતા થાય એમ પણ નહિ?

૨૯. **૫૦૦૦ વર્ષ પૂર્વેનું ગુજરાત**: લેખક અને પ્રકાશક—મણિભાઈ દ્વિવેદી, નવસારી; પૃષ્ઠ ૮+૮૪, કિંમત બાર આના. રાજકીય વગેરે ઇતર પ્રવૃત્તિઓમાં પણ હોવા છતાં લેખક પુરાતત્ત્વમાંય રસ લે છે એ સારી વાત છે. દક્ષિણ ગુજરાતની—ખાસ કરીને કામરેજ તાલુકાની—પ્રાચીનતા સિદ્ધ કરવાની એમને બહુ હોંસ છે. એ પ્રદેશમાં મળી આવતા પ્રાચીન શિક્કાઓના અને મૂર્તિઓના આધાર ટાંકીને એમણે સાબિત કરવાનો પ્રયત્ન કર્યો છે કે ગુજરાતની સંસ્કૃતિ મોહેં-જો-ડેરો અને હરપ્પાના સમયની છે. પણ એમના એ પ્રયત્નો મોટે ભાગે તો કલ્પનાઓ, અનુમાનો ને દંતકથાઓ ઉપર વધારે છે. 'એવા ઉલ્લેખો મળે છે' (પૃષ્ઠ ૨૬), 'પુરાણું હોવાના પુરાવા મળ્યા છે' (૨૮), 'એવા ઉલ્લેખો પુરાણોમાં મળે છે' (૩૫), વગેરે વાક્યો મૂકયે ગયા છે, પણ એ ઉલ્લેખો અને પુરાવા વિષે કશા આધાર આપ્યા નથી. ઇતિહાસના સંશોધક આમ કલ્પનાના ઘોડા દોડાવે તેથી સાચો ઇતિહાસ ન જડે; ન્યાયની કચેરીઓ કરતાંયે ઇતિહાસ તો વધારે સખ્ત પુરાવા માગે છે એ સંશોધકો ન ભૂલે. "ઇસુની આઠમી સદીમાં નાલિન્દના વિશ્વવિદ્યાલયના કુલપતિ શીલભદ્રનો સલાહકાર યષ્ટિવનવાસી જયસેન સુરતનો ક્ષત્રિ હતો અને

મહાપંડિત લેખાતો" (પૃ. ૩૨). આને માટે કંઇ આધાર? સુરત ઇસુની સાતમી સદીમાં હતું? છતાં લેખકની સંશોધનની હોંશને ખાતર પણ પુસ્તક વાંચી જવા જેવું ખરૂં.

**૩૦. ગુજરાતનાં ભાંગતાં ગામડાંમાં** (ગ્રામસેવકોનાં પ્રથમ વર્ષનાં મંથનો અને અનુભવો), ગાંધીજીના 'જંગમ વિદ્યાપીઠ' પરના પ્રવચન સહિત: પ્રકાશક–ગ્રામ સેવા સમિતિ, બારડોલી: પૃષ્ઠ ૬૮. આપણાં ભાગતાં ગામડાંનો ઉદ્ધાર ન થાય ત્યાં સુધી આપણી સમસ્ત જાતિનો ઉદ્ધાર નથી, એ મંત્ર પ્રથમ ગાંધીજીએ આપણને સંભળાવ્યો. એ મંત્રની પ્રેરણા પામી કેટલાક ગ્રામ-સેવકો ગુજરાતનાં પણ ગામડાંમાં જઇ બેઠા ને તેમના ઉદ્ધાર માટે યથામતિ યથાશક્તિ પ્રયત્ન કરવા મંડી પડ્યા. એ બધા સેવકો ગામડાંમાં બેસીને કેવી ગ્રામસેવા કરી રહ્યા છે તેનું આ સંક્ષિપ્ત પણ સુંદર દિગ્દર્શન છે. સરદાર વલ્લભભાઇના શબ્દોમાં કહીએ તો "આંકડાઓથી આ કામનો હિસાબ આપવો કઠણ છે. દીવાનો પ્રકાશ પોતાની આસપાસના અંધકારનો નાશ કરે છે તેમ સ્વયંસેવક જે ગામમાં બેઠેલો હોય ત્યાં તે ગામની પ્રજાના જીવનમાં નવચેતન પેદા કરી શકે છે. જેમ દીવાના પ્રકાશનો હિસાબ આંકડાથી ન આપી શકાય તેમ સ્વયંસેવક પોતાના ગ્રામસેવાના કામનો હિસાબ કદાચ આંકડાથી ન બતાવી શકે. છતાં જેમ દીવો બુઝાઇ જવાથી આસપાસ અંધારૂં થાય તેમ સ્વયંસેવકના તે ગામ છોડી જવાથી ગામનું તેજ ચાલ્યું જાય છે એવો સ્વયં-સેવકોને તેમજ પ્રજાને અનુભવ થાય છે." ત્યારે આવા સેવકો આપણાં ગામડાંને ને તે દ્વારા આપણી સમસ્ત જાતિને ઉજાળે એવી આપણે આશા રાખીએ.

**૩૧. કરીમ મહુમદનાં કાવ્યો અને લેખો:** કર્તા: કરીમ મહમદ માસ્તર, એમ. એ., એલ.એલ. બી., સદર અદાલત જજ્જ, જૂનાગઢ; પૃષ્ઠ ૨૧૬, પાકું પૂઠું, કિંમત રૂ. ૨–૦–૦. વિવિધ માસિકો અને અન્ય પત્રોમાં પ્રસિદ્ધ થઇ ચૂકેલાં કાવ્યો અને લેખોનો આ સંગ્રહ છે. 'પરલોક' નામના કાવ્યમાં કવિ કહે છે કે મૃત્યુથી જીવનનો અંત આવતો નથી, પણ મૃત્યુ તો ઉચ્ચ ભૂમિનું પ્રવેશદ્વાર છે. 'વંદું ત્હને મા! ત્હને' નામના કાવ્યમાં શક્તિની હદમાં રહીનેજ મનોરથો રચવા, ખાલી દંભથી હાનિ થાય છે, રાજકીય ચર્ચા જ્વાળામુખી સમાન છે અને ધર્મનું સાચું રહસ્ય બૌદ્ધિક ચર્ચાઓથી જાણી શકાતું નથી પણ દિવ્ય આત્મબળથીજ તે સમજી શકાય છે, વગેરે કહી મહત્ત્વાકાંક્ષીઓને, રાજનીતિજ્ઞોને અને ધર્માચાર્યોને અમૂલ્ય બોધપાઠ આપ્યો છે. 'બન્ધુવિરહ' નામના કાવ્યમાં જગતના કૌટુમ્બિક સંબંધો સ્વાર્થથીજ

રચાએલા હોય છે એ સત્ય તારવી કાઢી વાચકો આગળ રજુ કર્યું છે. ગદ્ય વિભાગમાંથી 'શિક્ષણમાં સ્નેહને સ્થાન' નામનો કેળવણીવિષયક લેખ હાલના શિક્ષકોએ વાંચી મનન કરવા જેવો છે. પ્રાચીન શિક્ષણ કેવું તેજસ્વી અને ફલદાયક હતું અને અર્વાચીન શિક્ષણ કેવું સત્ત્વહીન અને તેજોવિનાશક છે, શિષ્યો અને શિક્ષકો વચ્ચે કેવો સંબંધ હોવા જોઇએ; પ્રાચીન શિક્ષણપદ્ધતિમાં કયાં તત્ત્વોને મહત્ત્વ અપાતું અને અર્વાચીન પદ્ધતિમાં તે તત્ત્વોની ઉપેક્ષા કરવાથી શું પરિણામ આવ્યું છે, વગેરે સંબંધે લેખકે વાચકવર્ગ આગળ સુંદર વિગતો રજુ કરી છે. ન્યાયાધીશની કપરી નોકરીના વ્યવસાયમાં પડેલા હોવા છતાં ગુજરાતી સાહિત્યની સેવા કરનાર આ ઇસ્લામી બિરાદરને ગુજરાતી સાહિત્ય પ્રત્યેના તેમના પ્રેમ માટે ધન્યવાદ આપવો ઘટે છે. **સ્નાતક**.

*

**(૧૫) ભારત વિદ્યાલય કરાડી,** [વિ. સં. ૧૯૯૨નું વાર્ષિક નિવેદન] **(૧૬) ગુજરાતી હરિજન સેવકસંઘ,** ચોથા વર્ષનો હેવાલ, ૧૯૩૫-૩૬ હરિજન આશ્રમ, અમદાવાદ. **(૧૭) આચાર્ય ગિદવાણી સ્મારકફાળા સમિતિ** અહેવાલ તથા હિસાબ. **(૧૮) શ્રી લલ્લુભાઇ ઝવેરભાઇ પટેલ બાળમંદિર, તળાજા:** બીજો વાર્ષિક રિપોર્ટ (મે ૧૯૩૪થી નવેંબર ૧૯૩૬). **(૧૯) શ્રી પંચાલ યુવક મંડળનો તેરમો વાર્ષિક રિપોર્ટ, અમદાવાદ.**

---

## પ્રસંગકથા

**આન્તરજાતીય આન્તરપ્રાન્તીય લગ્ન**

સુણાવના ભાઇ ડાહ્યાભાઇ ઉમેદભાઇ પટેલ મુંબઇમાં રહે છે. એ ભાઇની ઉમર ૨૪ વર્ષની છે. તેમણે ગયા માસની સુદિ ૧૧ને રવિવારને રોજ શ્રી બાળકૃષ્ણ વિઠ્ઠલ કુલકર્ણીનાં ૧૫ વર્ષનાં પુત્રી બેન શકુંતલા સાથે લગ્ન કર્યું. એ બેન દક્ષિણી બ્રાહ્મણ છે. વિલે પાર્લેમાં આવેલા તિલકમંદિરમાં વૈદિક વિધિએ એ લગ્નની ક્રિયા થઇ હતી. વીલે પાર્લેમાં પાટીદાર ભાઇબ્હેનોની વસતિ વિશેષ છે, અને તેમાંથી અનેક એ લગ્નક્રિયાને પ્રસંગે હાજર હતાં. એકંદરે લગભગ ૨૫૦ બ્હેનો ને તેટલાજ ભાઇઓ હાજર હતા. વળી ડૉ. ખાંડવાળા, શ્રી રમણિકલાલ મહેતા, શ્રી ગહાત્રે જે. પી., શ્રી ગોકુળદાસ ભટ્ટ, ડૉ. વર્તક, ડૉ. મિસીસ સુમિત્રાબાઇ, મિસીસ શાન્તાબેન કશાલકર બી. એ., વગેરે પ્રખ્યાત વ્યક્તિઓએ આ માંગલિક પ્રસંગે હાજરી આપી નવદંપતીને અભિનંદન આપ્યાં

દનાં. યુવકો આમ લગ્નક્ષેત્રની સાંકડી વાડો ઉપર ઘા કરી તેમને તોડશે ત્યારે જ લગ્નક્ષેત્ર વિશાળ થશે ને જ્ઞાતિઓ તૂટી એક સમસ્ત જાતિ બનશે.

### વડોદમાં સાદું લગ્ન

રાસના ભાઇ બેચરભાઇ પ્રભુદાસ પટેલ (ઉ. વર્ષ ૨૮) સોનગઢ ગુરુકુલમાં કોઠારીનું કામ કરે છે અને તેજ ગામના ભાઈ મોતીભાઇ કિશાભાઇ પટેલ (ઉ. વ. ૨૩) અમદાવાદ મ્યુ. શાળામાં શિક્ષક છે. તે બેનાં લગ્ન વડોદના (તા. આણંદ) ભાઇ હરિભાઇ બાબરભાઇ પટેલની બે પુત્રી બેન મણિબેન (ઉ. વ. ૧૭) અને કાશીબેન (ઉ. વ. ૧૫) સાથે અનુક્રમે થયાં. એ લગ્નક્રિયા વડોદમાં તા. ૯ : ૨ : '૩૭ને રોજ આર્યસમાજના પંડિતોએ વૈદિક વિધિથી કરાવી હતી. ધાર્મિક ગણાતી પણ સાચી રીતે તો વહેમી ક્રિયાઓ કરવામાં આવી નહોતી. જાનમાં માણસો પચાશેક હતાં, તે આ સાદાઇ જોતાં વધારે કહેવાય, પણ એકજ જમણ જમીને જાન બીજે દિવસે સવારે વદાય થઇ ગઇ હતી એ સારૂંજ ગણાય. લગ્ન એજ મુખ્ય છે. તેને લગતા વ્યવહાર તો છેક ગૌણ ને અનેક વાર નિરર્થક, વખતે અનર્થક પણ છે. માટે લગ્ન જો આમ થોડે પૈસે ઉકેલી લેવાતું હોય તો પાટીદાર માબાપને દીકરીનો જન્મ જે અકારો લાગે છે તે ન લાગે, તેને હોંસે ઉછેરે, કેળવણી આપે અને યોગ્ય વર સાથે સાદાઇથી લગ્ન કરી તેનું જીવન સુખી બનાવે.

### એક પ્રકારનો કન્યાવિક્રય

પણ ચીલો કાપી લોકની ટીકાઓ ખમવા જેટલું બળ જે માબાપમાં હોતું નથી, છતાં દીકરીના લગ્નમાં જેમને પૈસો ખર્ચવો હોતો નથી, તે બીજાજ માર્ગ લે છે. જુવાન ને યોગ્ય વર ખોળે તો ભારે પરઠણ ભરવી પડે ને માંડવા-ખર્ચ કરવું પડે; પણ વૃદ્ધ, ને કન્યાની મરજી પૂછી હોય તો તેના સામુંય જુએ નહિ એવા, સ્મશાનપ્રવાસી વરો શોધી કાઢે એટલે કંઇ ખર્ચ થાય નહિ. હિસાબ કરીએ તો આ પણ એક પ્રકારે કન્યાવિક્રયજ કહેવાય: પૈસા લેઇને તો નહિ, પણ બચાવીને દીકરીનો ભવ વેચવો. આવા બે પ્રસંગ હાલ બન્યા છે.

### "પર વર્ષનો વર અને ૧૪ વર્ષની કન્યા

"અમદાવાદ, તા. ૩જી માર્ચ; રાતના બે વાગ્યે એક ગામડામાં અત્રેના સારી લાગવગ અને પ્રતિષ્ઠા ધરાવતા આશરે પર વર્ષના એક પાટીદાર ગૃહસ્થે ગયે શુક્રવારે એક ૧૪ વર્ષની બાળા સાથે લગ્ન કર્યાની માહિતી મળે છે. આ સંબંધમાં તપાસ કરતાં વીગતો એવી જણાય છે કે અત્રેની કોમર્શિયલ મિલના એંજિનિયરનો ઓદ્દો ભોગવતા મી. માધવલાલ ડી. પટેલ નામના

આશરે ત્રાવન વર્ષના પાટીદાર ગૃહસ્થે અત્રેથી ૧૦ માઈલ દૂર આવેલા કણભા નામના ગામડામાં ગયે શુક્રવારે એક ૧૪ વર્ષની બાળા સાથે રાતના બે વાગે લગ્ન કર્યાં છે. આ બાળા, જેનું નામ પાર્વતી છે, તે અત્રેની વીમેન્સ ટ્રેનિંગ કોલેજમાં અભ્યાસ કરતી હતી. લગ્ન કરનાર શ્રી. માધવલાલને ૨૮ વર્ષની યુવાન વિધવા પુત્રી છે" ('મુંબઈ સમાચાર,' તા. ૫ : ૩ : '૩૭). ૨૮ વર્ષની યુવાન વિધવા પુત્રીના પિતાનો, એનાથીયે અર્ધી નાની ૧૪ વર્ષની ગભરૂ બાળાનો ભવ બાળતાં, વખતે પુત્રી જેવીજ દશા કરતાં કેમ જીવ ચાલ્યો હશે? એ બાળાના પિતાનું પણ હૃદય કેવું પાષાણજડ હશે? એ વરરાજા શ્રી. માધવલાલ ડી. પટેલ નહિ, પણ માધવલાલ બી. પટેલ હોય તો એ ૭૬ વરરાજા નારના છે, કારણ કે એજ મીલમાં એજ નામના ગૃહસ્થ એન્જિનિયર છે.

**યુવાન વિધવા પુત્રીનાં માબાપ**

૨૮ વર્ષની યુવાન વિધવા પુત્રીના પિતા ૧૪ વર્ષની બાળા સાથે લગ્ન કરે છે એ જાણીને એક વાત યાદ આવે છે. આણંદમાં એક ખેડાવાળ કુટુંબ હતું. કેળવણીનો કે સુધારાનો ચકચકાટ એનામાં જરાય ન હતો, બિચારૂં ને ગામોટ જેવું દેખાતું. તે કુટુંબમાં એક દીકરી બાળવિધવા થઈ પડી. તેનાં સુધરેલાં નહિ, પણ પુત્રીવત્સલ ને સંસ્કારી માબાપને એથી પ્રચંડ આઘાત લાગ્યો ને જુવાનીમાંજ તે પતિપત્નીએ સંસારસંબંધ છોડી બ્રહ્મચર્ય પાળવા માંડ્યું; બાળવિધવા પુત્રીને સમાજ બળાત્કારે બ્રહ્મચર્ય પળાવે, ત્યારે પોતાનાથી તો કામવિલાસ ભોગવાયજ કેમ? દિવસો ઉપર દિવસો વીતવા લાગ્યા ને બાળવિધવા દીકરી જુવાનીમાં આવી. માબાપ બ્રહ્મચર્યધર્મ ઉપર દૃષ્ટિ રાખી દિવસ ગાળતાં હતાં. પણ આખરે તો માનવી પતનશીલ પ્રાણી, એક દિવસ પતિપત્નીએ ભૂલ કરી નાખી ને પત્ની ગર્ભવતી થઈ પડી. એ વાતનું ભાન થતાં વિધવા પુત્રીની એ માતાનું કાળજું કપાઈ ગયું. "હાય હાય! છાતી ઉપર જુવાન વિધવા પુત્રી ને મેં આ શું કર્યું?" એ વિચારે તે કંપી ઊઠી. દીકરી જાણી જાય તે પહેલાં આનો ઉપાય થાય તો સારૂં, એમ વિચારી ગર્ભપાત માટે એણે અનેક ઉપાય કરવા માંડ્યા, પણ એ સૌ ઉપાય નિષ્ફળ ગયા. આખરે હારીને એ ધર્મપરાયણ બાઈ એક રાતે ઝેર પીને સૂતી, સવારે પથારીમાં મરેલી પડેલી! આનું નામ તે સાચા સંસ્કાર! ત્યારે આ ભણેલા ગણેલા ભાઈને, ઘરમાં ૨૮ વર્ષની વિધવા પુત્રી છતાં, ૧૪ વર્ષની, પૌત્રી જેવડી બાળાની તાલાવેલી લાગી! અને બાળાનાં દયાહીન માબાપને તો કહેવુંજ શું?

**એવુંજ બીજું કજોડું**

સોજીત્રાના સદ્ગત ભાઈ જેઠાભાઈ લાલાજી પટેલ પેટલાદમાં એક વાર

અગ્રેસર વકીલ હતા. તેમના પુત્ર ભાઇ ભાઇલાલભાઇ હાલ ગાયકવાડ સરકારના સોનગઢ તાલુકામાં વહીવટદાર છે. એ ભાઇ ભાઇલાલભાઇને ૨૮ વર્ષની પુત્રી છે તેનાં લગ્ન ગુજરાત વિદ્યાપીઠ વાળા ભાઇ ગોપાળદાસ જીવાભાઇ પટેલ સાથે થયાં છે; વળી ૧૯ વર્ષનો એક પુત્ર છે. ભાઇ ભાઇલાલભાઇની ઉમર આજે ૫૦ વર્ષથીયે વધારે છે, પણ વિધુર થઇ પડ્યા એટલે એ ઉમરેયે સ્ત્રી વિના ચાલે કેમ? અને પરણવા માટે કન્યા મળે તો તો ગાયકવાડ સરકારના વહીવટદાર જતીજ શું કરવા કરે? વળી અનેક પાટીદારોને દીકરી એવી અકારી બલા લાગે છે કે એથીયે વૃદ્ધ ને ગમે તેટલા છોકરાં વાળા સાથે પણ પોતાની એ પુત્રી લગ્નને નામે હોમી પોતે 'હાશ!' કહીને નિરાંત માને છે! કરમસદ બાપાની ખડકીમાં એવા એક ભાઇ ઇશ્વરભાઇ હરિભાઇ મળી આવ્યા. તેમણે પોતાની ૧૪-૧૫ વર્ષની દીકરી એ વહીવટદાર સાહેબને ગયા માસમાં દેઇ નિરાંત મેળવી લીધી! સમાજના પુરુષો, કન્યાઓની દયા ખાઓ હવે!

"બાળલગ્ન અટકાવવાની અરજી

"અમદાવાદ, બુધવાર; મીરઝાપુરમાં જમનાદાસ કન્યાગૃહમાં રહેતાં શિક્ષિકા અને સામાજિક કાર્યકર્તા શ્રી. રુકિમણી ભોળાનાથ યાજ્ઞિકે તા. ૨૪માને રોજ ડિસ્ટ્રિક્ટ કોર્ટમા એક સગીર છોકરીનાં આજે થનારાં લગ્ન અટકાવવા અરજી કરી હતી, અને પોતાને તે છોકરીનાં વાલી નીમવાનું જણાવ્યું હતું. આ અરજી ઉપરથી ડિસ્ટ્રિક્ટ જજ્જ મી. વેસ્ટને સદરહુ લગ્ન બંધ રખાવવા વરપક્ષ અને કન્યાપક્ષ ઉપર કામચલાઉ મનાઇહુકમ આપી છોકરીને ૨૬મીને રોજ કોર્ટમાં હાજર કરવા હુકમ કર્યો છે. આ અરજીમાં એવું જણાવવામાં આવ્યું છે કે 'આ છોકરી મણિનો જન્મ તા. ૧૦ : ૧૧ : '૨૮ને રોજ ખાનપુરમાં થયો છે. તે પરણેલી નથી. તેમજ મારી જાણ પ્રમાણે તેને કાંઇ મિલકત નથી. આ સગીર છોકરીના નજીકના સગામાં તેના બાપ સિવાય બીજું કોઇ મારી ધ્યાનમાં નથી.' અરજદારે વધુમાં જણાવ્યું કે 'હું જમનાદાસ કન્યાગૃહની સુપરિન્ટેન્ડેન્ટ છું. મારે આ સગીરની મિલ્કતમાં કોઇ જાતનું હિત નથી. આ છોકરી મારી નિશાળમાં રહેતી હતી તેથી હું તેની વાલી છું, અને તે રોજ નિશાળે હાજરી આપતી હતી. છેલ્લા ચાર દિવસ ઉપર તેની કાકી તેને લેઇ ગઇ હતી. મને ખાત્રીપૂર્વક એવા સમાચાર મળ્યા છે કે તેને તેનો બાપ આજ રાત્રે પરણાવવા માગતા હોવાથી મેં કેટલાક સમાજસુધારક કાર્યકર્તાઓને તેના બાપ પાસે મોકલ્યા હતા. ઉપરાંત શ્રી. અનસુયાબેન સારાભાઇએ પણ છોકરીના બાપને સમજાવ્યો, પણ તે બધું નકામું ગયું છે.' આ અરજી ઉપરથી કોર્ટે છોકરીના બાપે લગ્ન કરવાં કે કરાવવાં નહિ તેમ, તેમજ છોકરીના વરપક્ષ

ઉપર પણ તેજ પ્રમાણેનો કામચલાઉ મનાઇ હુકમ આપ્યો છે" ('ગુજરાત સમાચાર,' તા. ૨૫ : ૨ : ૧૯૩૭).

## વડોદરાના દિવાન સાહેબ તરફ પ્રતિનિધિમંડળ

વડોદરા રાજ્ય તો બાળલગ્ન અટકાવવા આવા મનાઇ હુકમ આપે પણ નહિ. અને એ રાજ્યનો કાયદોજ એવો શિથિલતાએ અમલમાં મુકાય છે કે પરિણામે એ રાજ્યમાં બાળલગ્ન અટકતાંજ નથી. અંગ્રેજી રાજ્યમાં બાળલગ્નપ્રતિબંધક કાયદો અમલમાં મુકાવવા જે મંડળો કામ કરી રહ્યાં છે તેમને પણ વડોદરા રાજ્યની શિથિલતા મૂંઝવે છે, કારણકે અંગ્રેજી રાજ્યના લોક પોતાનાં બાળકનાં લગ્ન વડોદરા રાજ્યમાં જઇને કરી આવે છે અને એમ એ રાજ્ય એવા ગુનેગારોનું આશ્રયસ્થાન થઇ પડયું છે. આથી મૂંઝાઇને એ વાતનો નિકાલ કરવા પાટીદાર મંડળની ગયા કાર્તકમાં ડાકોર મળેલી પરિષદે, વડોદરાના દિવાન સાહેબ તરફ પ્રતિનિધિમંડળ મોકલવાનો ઠરાવ કર્યો. તે ઠરાવને અનુસરીને ગઇ તા. ૧૮ : ૨ : '૩૭ને રોજ પ્રતિનિધિમંડળ દિવાન સાહેબ તરફ ગએલું, તેનો વિગતવાર અહેવાલ આ અંકમાં પૃષ્ઠ ૨૦૨થી આપ્યો છે. તે ઉપરથી તો લાગે છે કે દિવાન સાહેબે પ્રતિનિધિમંડળ પ્રત્યે સારી સહાનુભૂતિ પ્રદર્શિત કરી હતી ને એ ત્યાંના કાયદાને સુધારી વધારી કંઇક સખ્ત કરશે. પણ એ તો નીવડયે વખાણ! આજ સુધીના એ રાજ્યના અનુભવથી તો એમ સ્પષ્ટ થયું છે કે શ્રીમંત મહારાજા સાહેબ પ્રજાના હિતનાં અમુક કાયદા આખા હિંદમાં પ્રથમ કર્યાનું માન ખાટી જાય છે. પણ એ કાયદાનો અમલ એવો થયો છે કે પ્રજાનું કંઇ હિત થયું નથી, દંડનો લાભ મળ્યા જેટલું સરકારનું હિત તો થયું છેજ!

## શ્રીમંતને નૈરોબીમાં માનપત્રો

અને એ શ્રીમંત મહારાજા સાહેબને જાણે પોતાની પ્રજા પ્રત્યે જરાય પ્રેમ ન હોય, તેમ એ પ્રજાભેગા રહેવા જરાય ઇચ્છતા નથી, એમને તો પરદેશજ પ્રિય થઇ પડયો છે. ગયે વર્ષે પોતાનો હીરક મહોત્સવ ઉજવવા એ દેશમાં આવેલા, કાડમાડથી ઉજવી તુરતજ વિમાને ચઢી પરદેશ ચાલતા થએલા. પરદેશમાં રહેતા આપણા ભાઇઓને તો રાજ્યવહીવટની સાચી વાતોનો ખ્યાલ નહિ, એટલે એમને મોટા દેખે. હાલમાંજ એવો અનુભવ થયો છે. ગયા માસમાં પૂર્વ આફ્રિકાના ઉગાણ્ડા પ્રદેશમાં શ્રીમંત ગએલા, તેમને નૈરોબીમાં કેટલાંક મંડળોએ ભારથી આમંત્રણ આપી તેડાવ્યા. ત્યાં તેમને વડોદરા રાજ્યની પ્રજાએ, પટેલ બ્રધરહૂડે, કચ્છી ગુજરાતી હિંદુ યુનિયને, ઇંડિયન

એસોશિયેશને, વગેરે મંડળોએ ભારે આવકાર આપી માનપત્રો આપ્યાં. એ માનપત્રોમાં શ્રીમંતનાં ખૂબ ગુણગાન ગાયાં છે, પ્રજાનાં અનેક હિત કરી નાખ્યાની વાતો કરી છે; પણ એ હિત કેટલે અંશે સધાયાં છે, ખૂદ શ્રીમંતે જ એ હિત સાધવાના કેટલા પ્રયત્ન કર્યા છે એની તપાસ માનપત્ર આપનારાઓએ ભાગ્યેજ કરી હશે! ચીનમાં માણસના ગુજર્યા પછી તેના ગુણઅવગુણનો હિસાબ કાઢી તેને માન કે હલકાબ આપવાનો રિવાજ છે.

## નિઝામ સરકારની ખેડુત ઉપર કૃપા

વડોદરાના શ્રીમંત મહારાજા સાહેબે પોતાના હીરક મહોત્સવને પ્રસંગે જમીનમહેસુલની બાકી નીકળતી રકમ રૂ. ૨,૧૯,૨૭૯–૮–૪ની માફી આપી હતી અને તે તો ઇ. સ. ૧૯૨૮–૨૯ની આખર સુધીની હતી, ત્યાર પછીની તો ચઢતીજ છે. આમ વસુલ કરવી અશક્યજ હતી, તેવી જ બાકીની માફી તો અપાઇ હતી! પછીની ચાલુ બાકી તો ઊભી જ છે. એ દેવામાંથી ખેડૂત ક્યારે મુક્ત થશે? ત્યારે ગયા જ માસમાં હૈદરાબાદના નિઝામ સાહેબની સિલ્વર જ્યુબિલી ઉજવાઇ, તે પ્રસંગે એમણે ખેડૂતો ઉપર કૃપા કરીને પાછલી બાકી પડતી બધી જમીનમહેસૂલ માફ કરી છે, એટલુંજ નહિ પણ તેમને તકાવીની ધીરેલી ૪૦ લાખ રૂપિયાની રકમ પણ માફ કરી છે! ક્યાં ગાયકવાડ સરકારની નાછૂટકાની બક્ષીસ ને ક્યાં નિઝામ સરકારની ઉદાર દિલની બક્ષીસ!

## હિમસંકટ

અને હિંદના ખેડૂતનું દુઃખ તો કહ્યે જાય એમ નથી. સરકારની આકરી જમીનમહેસૂલ, હુંડિયામણના અવળા ભાવને પરિણામે ઉતરી ગએલા પાકના ભાવ, આનાવારી કાઢવાની તરંગી પદ્ધતિ, વગેરે સુલતાની આફત તો એને માથે છે જ; પણ આસમાની આફત પણ ચાલુ રહે છે, કોઇ વર્ષે અનાવૃષ્ટિ તો કોઇ વર્ષે અતિવૃષ્ટિ. વળી સક્કર બેરેજને કે ગમે તે કોઇ કારણે હિમસંકટ તો દર વર્ષનું મહેમાન થઇને ખેડૂતની છાતી ઉપર ચઢી બેઠેલું છે! ગઇ તા. ૧૯:૨:'૩૭ને રોજ કપડવંજ તાલુકા ખેડૂત મંડળની વ્યવસ્થાપક સમિતિની સભાએ ડી. કે. કલેકટરને પ્રમુખપદે નીચેનો ઠરાવ સર્વાનુમતે પસાર કર્યો છે: "ગયાં દશ વર્ષમાં ચાર વખત હિમ પડયું છે. ચાલુ વર્ષે વરસાદ ઘણોજ ઓછો થયો છે, તેમ છતાંય હિમ પડયું છે ને દર વર્ષે વહેલું વહેલું હિમ પડતું જાય છે અને હવે દર વર્ષે હિમ પડવાની બીક ખેડૂતોને પેસી ગઇ છે. હિમસંકટને લીધે ખેડૂતોની આર્થિક સ્થિતિ ઘણીજ ખરાબ થઇ ગઇ છે. માટે ના. સરકારે વિજ્ઞાનીઓ પાસે હિમ પડવાનાં કારણોની જલદી તપાસ કરાવી તે કારણો દૂર કરવા સત્વર કામ હાથ ઉપર લેવું."

## મહાસભાનો આશ્ચર્યજનક વિજય

પણ હવે ખેડૂતનું દુઃખ કંઇક અંશે તો ટળશેજ. ગમે તેવા માણસો સરકારી ધારાસભામાં પેશી જઇને સરકારની 'હા'એ 'હા' ભણતા ને તેઓ પ્રજાજનનું અહિત કરતાં પાછું વાળીને જોતા નહિ. પ્રજાજનનું હિત જેને હૈડે છે એવી એકમાત્ર સંસ્થા તે મહાસભા. એને આ વાતે ભારે દુઃખ થયું, ધારાસભાની બહાર ઊભે ઊભે જોયા કરવું એ તો એને માથાના ઘા જેવું લાગ્યું. એણે ધારાસભાઓ ઉપર છાપો મારી એને સર કરવાનો નિશ્ચય કર્યો. સરકારના નવા બંધારણ પ્રમાણે દેશના સૌ પ્રાન્તોની પ્રથમ ચુંટણી ગયા માસમાં થઇ ને અનેક પ્રાન્તોમાં મહાસભાના સભ્યો મોટી સંખ્યામાં આવ્યા છે. આપણા મુંબઇ પ્રાન્તની ધારાસભામાં પણ મહાસભાના સભ્યોની બહુમતી છે અને ગુજરાતમાં મહાસભાએ પસંદ કરેલા બધા સભ્યો—એક પણ અપવાદ સિવાય—ચૂંટાયા છે, પ્રજાજનનો મહાસભા ઉપર એટલો બધો વિશ્વાસ બેસી ગયો છે, કે ચૂંટણીને દિવસે મતદારો જાણે જાત્રાએ જતા હોય એમ મત આપવા નીકળી પડ્યા હતા. ભલભલા મહારથી ગણાતા પણ હારી પડ્યા છે! આ પરિણામથી મિત્રો મુગ્ધ બની ગયા છે ને શત્રુઓ મૂઢ બની ગયા છે. આથી હવે દરિદ્ર ખેડૂતનું દુઃખ ઓછું થશે એવી આશા બંધાય છે. અને વાતો ચાલે છે એમ મહાસભાના પસંદ થએલા સભ્યો પ્રધાનપદાં સ્વીકારશે તો તો જરૂર કંઇક થશેજ. ગરીબ પ્રજાજન પ્રત્યે સહાનુભૂતિ દેખાડવાને સૌથી પ્રથમ તો તેઓ એજ કરશે કે આજ સુધીના પ્રધાનો ચારચાર પાંચપાંચ હજાર રૂપિયાનો પગાર લેતા તેને બદલે આ પ્રધાનો ચારસો પાંચસો રૂપિયાથી વધારે પગાર લેશેજ નહિ.

## નવાગામમાં પ્રેતભોજન બંધ

ખેડૂતોએ પણ પોતાની સ્થિતિ સમજી લેવી ઘટે, આ કડવા કાળમાં એમણે સમજવું જોઇએ કે જેટલું બચાવ્યું તેટલું કમાયા. લગ્નપ્રસંગે બને એટલું ખર્ચ ઓછું કરવું ને મરણપ્રસંગે તો કશુંય ખર્ચ ન કરવું અને એમ કરીને બચાવવું એટલે કમાવું. ગરીબ ભાઇઓને પહેલ કરવામાં સંકોચ લાગે તો સદ્ધર ભાઇઓએ પહેલ કરી દેખાડી ગરીબ ભાઇઓનો સંકોચ તોડવો ઘટે. માતર તાલુકાના નવાગામના ભાઇ સોમાભાઇ રણછોડભાઇ પટેલ ૮૦ વર્ષથી યે વધારે ઉમરના છે, પણ તેમણે નવા વિચાર ઝીલી ભાઇઓ પ્રત્યેની સહાનુભૂતિ કેળવી છે. એટલીજ ઉમરનાં તેમનાં પત્ની સાકરબા ગયા માસમાં ગુજરી ગયાં. એવાં વૃદ્ધની પાછળ તો લોક ભારે જમણની આશા રાખે. પણ ભાઇ

સોમાભાઇએ તેમની પાછળ કાણુમાકણુના પોકળ વ્યવહાર બંધ રાખ્યા છે, સરાવવા વગેરેની વહેમી ક્રિયાઓ નથી કરાવી ને પ્રેતભોજન પણ બિલકુલ નથી જમાડ્યું. કંઇક ધર્માદા ખર્ચ કર્યો હોય એમ સમજાય છે. એનોને વિના-લવાજમ 'પાટીદાર' આપવાના ફંડમાં પણ રૂા. ૩ મોકલ્યા છે. દશકોશીમાં આવું સુંદર દૃષ્ટાન્ત આપ્યા માટે ખરેજ એ વૃદ્ધજનને ધન્યવાદ ઘટે છે.

**અને આણંદમાં?**

પણ આણંદ તો ચરોતરનું ને? ત્યાંના મોટા અડધના ભાઇ ખુશાલભાઇ ગરબડભાઇ પટેલ ગુજરી ગયા. તેમના વારસ ભાઇ ડાહ્યાભાઇ જેઠાભાઇ પટેલે પોતાને યોગ્ય લાગતી ક્રિયાઓ કરી. પણ માસિયાનો પ્રસંગ આવતાં તે જમાડવાની એમણે ના પાડી, ત્યારે બીજા સંબંધીઓએ તે કરવાની તૈયારી કરવા માંડી. ભાઇ ડાહ્યાભાઈને આ વાતની ખબર પડી, તેમણે પત્રિકાઓ છપાવી વહેંચી ને જણાવ્યું કે "મારી વિરુદ્ધ જે કોઇ માસિયો કરશે અગર કરાવશે તો તેના સર્વ ખર્ચના જવાબદાર તે રહેશે." છતાં માસિયો થયો ને લોક જંમ્યાં. આપણા લોક કેમ ઊંધું ઘાલીને ચાલે છે તેનું આ પ્રત્યક્ષપ્રમાણ.



Reg. No. B. 1785

૧૯૯૩  ચૈત્ર

# પાટીદાર



વર્ષ ૧૪  અંક ૬

આપણે ગમે તેટલી કાળજી રાખીએ તોયે પતનના દાખલા તો બનવાના જ. એટલે આપણે જેટલી સાવચેતી રાખીએ એટલી ઓછી છે. પણ છોકરીઓનું ખાનગી શિક્ષણ બંધ કરવું એ નીતિની બાબતમાં દેવાળું કબૂલ કરવા બરોબર છે. આપણે ગભરાઈ જવાનું કે હતાશ થઈ જવાનું કશું કારણ નથી. મારી જાણ પ્રમાણે હિંદી શિક્ષકોએ સામાન્યપણે ચારિત્રશુદ્ધિની બાબતમાં નિષ્કલંક રહીને પોતાનું કામ કર્યું છે. પતન સિદ્ધ થયું હોય એવો એક દાખલો મેં પ્રજાથી છાનો રાખ્યો નથી. આપણે લાલચને નોતરીએ નહીં, તેમજ લાલચને છેક જ ટાળવાને સારુ લોઢાનાં પાંજરાંમાં પણ ન પુરાઈ બેસીએ. લાલચ વણનોતરી આવે ત્યારે તેની સામે ટક્કર ઝીલવાને આપણે તૈયાર રહેવું જોઈએ. શર્મા પડ્યા કેમકે એમણે લાલચને નોતરી. એમણે પોતાની શક્તિ વિષે વધારેપડતો વિશ્વાસ રાખ્યો.

('હરિજનબંધુ,' તા. ૪:૪:'૩૭) — ગાંધીજી

તન્ત્રીઃ નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ
પાટીદાર મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

# સમાવેશ



—*—




આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઈ મથુરભાઈ પટેલે છાપ્યું અને
ભુજબા નરસિંહભાઈ પટેલે આણંદમાં પ્રકટ કર્યું. તા. ૧૨ : '૩૭

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

| સં. ૧૯૮૩<br>વર્ષ ૧૪ | આણંદ | અંક ૬<br>ચૈત્ર |
|---|---|---|

## એકલોહીનું હેત

બેન જુવાનીમાં વિધવા થઇ. એ બેનને માતા નહોતી, પિતા નહોતો. એક ભાઇ હતો, કાકો હતો: તેના કુળમાં વિધવાલગ્ન કરવામા દોષ ગણાતો નહિ, કન્યાવિક્રય કરવામાં પણ દોષ ગણાતો નહિ. તેના ભાઇની ઇચ્છા એમ કે પૈસા લેઇને ક્યાંક કામ બેસાડવી, કાકાની તેમાં સમ્મતિ હતી. વિધવા બેનની ઇચ્છા એમ કે હવે તો સારો પતિ શોધી તેની સાથે લગ્ન કરવું. આમ ભાઇબેનને બેમનો મેળ આવે નહિ.

છતાં ભાઇ પોતાનું ધાર્યું કરવા ઇચ્છતો ને બેનને ખરીદનાર કોઇ કામ ખોળતો રહેતો. બેનને એ વાતની ખબર પડી ગઇ, એટલે એ પણ ઉતાવળે કોઇ સારા પતિની શોધ કરવા લાગી. બંને પોતપોતાની પેરવી ગુપ્ત રાખતાં.

એવે સમે બેનને સારા પતિની ભાળ લાગી ગઇ. મંત્રણા કરીને એ બે એક વાર ગુપ્ત સ્થળે મળી શક્યાં. ત્યાંજ લગ્નની યોજના નક્કી કરી નાખી. અગાઉથી કરેલી મંત્રણા પ્રમાણે એક સંધ્યાકાળે કંઇ કામે બહાર નીકળી ને ભાઇભોજાઇને કે પિયેરમાં કોઇને ખબર પડે નહિ એમ પેલે પુરુષે મોકલેલા દૂત સાથે એ ચાલી નીકળી. પેલાએ નક્કી કરેલે અમુક ગુપ્ત સ્થાને તે જઇ બેઠી.

ભાઇને ખબર પડી કે બેન કોઇની સાથે ચાલી ગઇ, તરત ભાળ લાધી કે અમુક પુરુષે તેને તેડાવી લીધી છે. પાંચપચીસ માણસને સાથે લેઇ પેલા પુરુષને ત્યાં જઇ રાતે કમાડિયાં ખખડાવ્યાં ને પોતાની બેન પાછી માગી. પેલે પુરુષે કહ્યું કે 'હોય તો શોધી લો.' પણ ત્યાં હોય ત્યારે નો? એ તો અમુક ગુપ્ત સ્થાને હતી. પણ પેલા ભાઇને કોઇ રીતે ખાતરી થઇ ગયેલી કે બેનને તો આજ લેઇ આવ્યો છે, એટલે તેના ખેતરની અમુક મિલકત બાળી એણે આશ્વાસન લીધું ને ચાલતો થયો.

એક અઠવાડિયા પછી એ વિધવા બેનનું પેલા પુરુષ સાથે વિધિપુરઃસર લગ્ન થયું. પેલા ભાઇના હૃદયની જ્વાળા ભભુકી ઊઠી ને તે પુરુષનો વિનાશ કરવાનો લાગ શોધતોજ રહ્યો.

એ ત્રણ વર્ષ પછી એક દિવસ ભાઇએ સાંભળ્યું કે પેલા પુરુષને—અને હવે તો પોતાના બનેવીને—કંઇ પ્રસંગવશાત્ ખૂબ વાગ્યું છે ને તે પાસેના શહેરના દવાખાનામાં જઇ પડ્યો છે, બેન ત્યાં સ્વજન વિના ખૂબ મૂંઝાય છે. પોતાની બેનને ગુપ્ત રીતે ઉપાડી જનાર ને એમ કરીને પોતાના પૈસા ઓળવનાર એ પુરુષ પ્રત્યે તો તેને તિરસ્કાર છેજ, તેમાં સહાયતા દેનાર પોતાની બેન પ્રત્યે પણ તેને તિરસ્કારજ છે. પણ પતિને દુઃખે દુઃખી થતી ને મૂંઝાતી બેન માટે તેને લાગી આવ્યું. હૃદય ઉપર સ્વાર્થ, લોભ અને તિરસ્કારનાં ફરી વળેલાં પડ નીચે હૃદયના છેક ઊંડાણમાં રહેલી, એકલોહીના હેતની લાગણી ઉપરનાં માયાવી પડ ચીરીને બહાર નીકળી. ભાઇ બેન પાસે દવાખાનામાં દોડી ગયો. ભાઇબેન હેતે મળ્યાં, બંનેની આંખમાંથી આંસુની ધારા છૂટી. સ્વીકારી લીધેલા બનેવીને આરામ થતા સુધી એ પણ તેની સેવાશુશ્રૂષા કરતો દવાખાનામાં રહ્યો, એ મહિને બનેવીને આરામ થતાં ત્યાંથી બેનની વિદાય લેઇ ભાઇ ઘેર ગયો.

હવે તો એ ભાઇ બેનને ઘેર જાય છે, બનેવીને મળે છે; બેન પણ ભાઇને ઘેર જતી આવતી થઇ છે.

સંસારની બધી માયાઓનાં પડ નીચે એકલોહીનું હેત કંઇક અજબ ભાવે રહેલું છે!

ઉપરની કથા અક્ષરશઃ સાચી છે. પહેલેથી છેવટ સુધી હું તેનો સાક્ષી છું.

'પાટીદાર'મંદિર, આણંદ નરસિંહભાઇ પટેલ

---

## વેરની ધૂન

રાતના નવેક વાગ્યાનો સમય હતો. સરકારી વકીલ મીઃ રમણિકલાલ મહેતા અત્યારે પોતાના બંગલાના દિવાનખાનામાં બેસી 'લક્ષ્મીબાઇ ખૂન' કેસને લગતા ટાઇપ કરેલા કાગળો નીચું જોઇ વાંચતા હતા, કારણકે બીજે દિવસે એ ફોજદારી કેસ ચલાવવાનો હતો. તેવામાં તેમના નોકરે દાખલ થઇ ધીમેથી કહ્યું: "સાહેબ, કોઇ બાઇ આપને મળવા આવી છે."

"શું તું જાણતો નથી કે અત્યારે હું અગત્યના કામમાં રોકાએલો છું અને તેથી કોઇને પણ મળી શકું તેમ નથી?" તેમણે ઊંચું જોઇ ગુસ્સામાં પૂછ્યું.

"બાઇ," મી. રમણિકલાલે ગંભીર થઇ કહ્યું: "જ્યારે તમે અહીં આવ્યાં છો ત્યારે તમારૂં નામ તેમજ તમે દુઃખી થાઓ છો તેનું કારણ જાણવા હું ફરીથી આગ્રહ કરૂં છું."

"તે સઘળું હું તમને હમણાં-હમણાંજ જણાવું છું." તે અચકાતે અચકાતે બોલી.

"બહુ સારૂં." તે બોલ્યા.

"પણ તમે સઘળી હકીકત, સઘળો પુરાવો પહેલેથીજ જાણતા હોવા જોઇએ. આહ! હું તમારા ચહેરા ઉપરથી કહી શકું છું કે નિર્દોષ સુરેન્દ્રને છૂટવાની આશા નથી." તે બોલી.

આ સાંભળતાંજ મી. રમણિકલાલ જરા નરમ થયા. વધારેમાં તેમને લાગ્યું કે કદાચ છેક છેવટની ઘડીએ સુરેન્દ્ર ઉપર વેર લેવામાં કોઇ વિઘ્ન આવી પડશે. આ વિચાર આવતાં સુરેન્દ્ર નિર્દોષ હોવાનું કારણ જાણવાં તે આતુર થયા અને પૂછ્યું: "જો કે આ વિષય ઉપર વાતચીત કરવી એ વ્યાજબી નથી, પણ તમે શા ઉપરથી કહો છો કે સુરેન્દ્ર નિર્દોષ છે?"

"તે હું તમને જણાવીશ. પણ સુરેન્દ્રને ફાંસીની સજા શા માટે થશે તે કહો." તે બાઇએ પૂછ્યું.

"હું ધારૂં છું કે તમે છાપાં વાંચતાં હશો?" તેમણે જવાબ આપ્યો. "તેમાં મરનાર લક્ષ્મીબાઇની નોકરડીનું સ્ટેટમેંટ છે કે સુરેન્દ્ર લક્ષ્મીબાઇને ત્યાં વારંવાર આવતો. જે રાત્રે તેનું ખૂન થયું તે રાત્રે અગીઆર વાગ્યે તેણે મળવા આવવાની ગોઠવણ કરી હતી. અને બાઇનું તેજ રાત્રે સાડા અગીઆર વાગ્યે ખૂન થયું. તે બતાવે છે કે...."

"હા, આ સઘળું હું જાણું છું." તે લથડાતે અવાજે વચ્ચે બોલી ઉઠી: "પણ શું બીજા માણસો એ વખતે એ બાઇને ત્યાં નહિ આવ્યા હોય? શું તેમ બનવું, તે બાઇની ચાલચલગત જોતાં, શક્ય નથી લાગતું?"

મી. રમણિકલાલે કબુલ કરતાં કહ્યું: "કદાચ તે બાઇ ખરાબ હોય તોપણ શું? આ દેશના કાયદા સારા તેમજ ખરાબ માણસને એકસરખો ન્યાય આપે છે." પછી ઉશ્કેરાઇ જઇને તેમણે પૂછ્યું: "સુરેન્દ્ર એક અવર્ણનીય લાગણીહીન બદમાસ છે, તેનો તમે બચાવ કરો છો?"

"તમે એમ માનવામાં ભૂલ કરો છો, તે હું તમને પુરવાર કરી બતાવીશ." પેલી બાઇએ પણ ઉશ્કેરાઇ જઇ કહ્યું.

પછી તે ઊભી થઇ, તેનો હાથ ઊંચો થયો, અને મોં ઉપરથી સાડીનો

છેડો દૂર થયો. એક સુંદર પણ ફિક્કો અને ધ્રૂજતો ચહેરો મી. રમણિકલાલની દ્રષ્ટિએ પડ્યો.

"હું લેડી વીરમતી છું," તે બોલી. "અને હું સુરેન્દ્રની જિંદગી બચાવવા આવી છું." તેણે હિંમતપૂર્વક કહ્યું.

આ સાંભળતાંજ મી. રમણિકલાલના ચહેરા ઉપર ગુસ્સાની લાગણી દેખાવા લાગી. તે છેતરાય તેમ ન હતા. હવે ફક્ત થોડા કલાકનીજ વાર હતી. આજની રાત પસાર થયા પછી આવતી કાલે બપોરે તો તે ક્રીમીનલ કોર્ટમાં સુરેન્દ્રને ફાંસીની સજા કરાવવા પોતાની તમામ શક્તિનો ઉપયોગ કરવાના હતા.

"તમને તે સાબિત કરવું ભારે પડશે." તેમણે બૂમ મારી. ઘડીક માટે તે બાઇનું તેમને ત્યાં તે વખતનું આવવું અજુગતું લાગ્યું. તે પોતાનો મોભો અને સભ્યતા પણ વિસરી ગયા. તેમનો મોટો બુલડૉગ જેવો ચહેરો, જેને તેમનાં દુશ્મનો 'બ્રૂટસ ફેસ' કહેતા હતા, તેના ઉપર કરચલીઓ પડી અને ઊંડી ઊતરી ગએલી આંખો તગતગવા લાગી.

"મી. રમણિકલાલ, ત્યારે શું તમે મારૂં કહેવું નહિજ સાંભળો?" તે હવે કરગરવા લાગી. પણ તેમણે નમતું આપ્યું નહિ. થોડી વાર રહીને તે પાછી બોલી: "શું તમે જોઇ શકતા નથી કે અત્યારે અહીં આવીને મેં મારે હાથે સર્વસ્વનો નાશ કર્યો છે, તે કાંઇ ખાસ કારણ વગર નહિ હોય?"

"તો પછી તમે અહીં આવ્યાંજ શા માટે?" તે ફરીથી ઘુરક્યા.

"મેં તે તમને જણાવ્યું છે કે હું એક નિર્દોષને ફાંસી જતો બચાવવો મારી ફરજ સમજું છું. તમે હમણાંજ જણાવ્યું છે કે આ દેશનો કાયદો સારા તથા ખરાબ માણસને એકસરખો ન્યાય આપે છે. તો હું સુરેન્દ્રને માટે ન્યાયની માગણી કરૂં છે."

"મી. પ્રધાન બચાવના વકીલ છે, તેમની પાસે જાઓ." તે બોલ્યા.

"ના, હું તો તમારી પાસે આવી છું, કારણકે આવતી કાલે તમેજ સુરેન્દ્રને ફાંસીએ મોકલવાના પ્રયત્ન કરશો. મારે તમને ખરી વાત જણાવવી જોઇએ. હું તમને વિનંતિ કરૂં છું કે મારૂં કહ્યું સાંભળો." તે બોલી.

"વારૂ બોલો, તમારે શું કહેવું છે?" તેમણે બેદરકારીભર્યે અવાજે પૂછ્યું. ખરેખર તેનું કહેવું સાંભળવું તે મુર્ખાઇભર્યું હતું. તેમણે નોકરને બોલાવવો જોઇતો હતો અને તેને બહાર કઢાવવી જોઇતી હતી. જો તેણે કાંઇ કહેવું હોય તો મી. પ્રધાન પાસે જવું જોઇતું હતું અને તે તેનું કહેવું બરાબર ધ્યાનપૂર્વક સાંભળત. વળી તે વિચાર કરવા લાગ્યા: 'ના ના, મારે

તેનું કહેવું, સાંભળવું તો જોઇએ, કારણકે તે સાંભળવાથી તેની વાતને કોર્ટમાં ઉડાડી દેવામાં વખતે કામ લાગશે.'

તે શરમની લાગણી સાથે ધીમે બોલી: "સુરેન્દ્ર મારો સ્નેહી છે અને જે વખતે ખૂન થયું તે વખતે તે મારે ત્યાં મારી પાસે હતો."

"શું શું?" કહેતાં કહેતાં જાણે આ વાત માનતા ન હોય તેમ ઊભા થઇ અજાયબી વચ્ચે બોલ્યા: "ખરેખર આ વાત માનવા જેવી લાગતી નથી. શું તમારી પાસે આનો કાંઇ પુરાવો છે?"

લેડી વીરમતીએ કંઇક સંકોચાતે જવાબ આપ્યો: "મેં તમારી પાસે કબુલ કર્યું છે કે સુરેન્દ્ર મારો સ્નેહી છે. મારી.... મારી પાસે આવી વાતનો પુરાવો ક્યાંથી હોય શકે? પણ.... પણ હું ધારૂં છું કે આવતી કાલે હું કોર્ટમાં જુબાની આપીશ ત્યારે હું જે કહીશ તે પૂરતું છે એમ માનવામાં વાંધો આવશે નહિ."

'પૂરતું?' તે મનમાં બરબડ્યા. 'એનો અર્થ એ કે મારી ઉમેદ બર આવશે નહિ, આવા પુરાવા વિરુદ્ધ મારૂં કંઇ પણ ચાલશે નહિ.' આ વિચાર આવતાં તેમણે હાથની મુઠી વાળી હવામાં ફેરવી. પછી ધીમેથી શાન્ત થઇ પૂછ્યું: "શા માટે તમે પહેલેથી આ વાત જણાવી નહિ?" આ બોલતાં બોલતાં તેમના દાંત હોઠ ઉપર દબાયા.

"બને ત્યાં સુધી ખરી વાત કોઇને પણ ન જણાવવાની મારી ઈચ્છા હતી અને તેનું કારણ શું દેખીતું નથી?" આ શબ્દો ધીમે ધીમે તેના મોંમાંથી બહાર આવ્યા. પછી તેનો અવાજ વધારે મક્કમ થયો. "તમે હમણાંજ કહ્યું કે સુરેન્દ્ર એક અવર્ણનીય, લાગણીહીન બદમાશ છે, પણ તમે ભૂલ કરો છો. તેની જિંદગી જોખમમાં છે, જ્યાં મારી આબરૂનો વિચાર કરી તેણે ખરી વાત વિષે હજુ સુધી એક શબ્દ પણ ઉચ્ચાર્યો નથી, તે શું બતાવે છે?"

મી. રમણિકલાલને ભય લાગ્યો કે શું સુરેન્દ્ર તેમના હાથમાંથી છટકી જશે? અને આ વિચાર આવતાંજ તે લેડી વીરમતીને પણ સુરેન્દ્રના જેટલીજ ધિક્કારવા લાગ્યા.

"ખરેખર, લેડી વીરમતી," તેમણે ટેબલ ઉપર પડેલી ઘંટડીનું બટન દબાવતાં ગુસ્સાભર્યે અવાજે કહ્યું: "હું તમારી વાત બીલકુલ માનતો નથી. તમે મી. પ્રધાન પાસે જાઓ, તે તમારી વાત સાંભળી રાજી થશે. હું આ બાબતમાં કાંઇ પણ કરી શકીશ નહિ."

"તમે હમણાંજ ન્યાય વિષે બોલતા હતા." તેણે જવાબ આપ્યો. પણ

તેનો અવાજ એકદમ અટક્યો અને જેવો નોકર એ ખંડમાં દાખલ થયો તેવો તેણે પોતાનો ચહેરો સાડીને છેડે ઢાંકી દીધો. પછી તે તરત બહાર ચાલી ગઇ.

તે જે બોલી તે મી. રમણિકલાલે ભાગ્યેજ સાંભળ્યું હશે, કારણકે તે ક્યારનાયે મી. પ્રધાન આ નવા અણધાર્યા સાક્ષીની જુબાની ઉપરથી કેવો બચાવ કરશે અને પોતે તેનો કેવો જવાબ આપવો તેના વિચારમાં લીન થઇ ગયા હતા. તે ધીમે ધીમે ગણગણવા લાગ્યા: 'જ્યુરીના સભ્યો, બચાવ પક્ષે જે અમુક સાક્ષીને બોલાવ્યો છે અને તેણે જે જુબાની આપી છે તેની ખરી કિંમત આંકવી તમારા હાથમાં છે. લેડી વીરમતીએ કબુલ કર્યું છે કે આરોપી તેનો સ્નેહી હતો. અને તે પોતાના વહાલા સ્નેહીને ફાંસીએ જતાં બચાવવા પ્રયત્ન કરે તે શું કુદરતી નથી? હું એક પગલું આગળ જઇશ અને કહીશ કે જે સ્ત્રી પોતાના પતિ પ્રત્યેની ફરજોને અને નીતિના નિયમોને ઠોકરે મારે છે તે સ્ત્રી ગમે તેવો ગુનો કરવા શક્તિમાન છે, જૂઠી સાક્ષી આપવાનો ગુનો પણ. જ્યુરીના સભ્યો . . ."

મી. રમણિકલાલ શુદ્ધિમાં આવતાં ખડખડાટ હસી પડ્યા. એ એક પ્રકારનું અસભ્ય અને સાંભળવું ન ગમે તેવું હસવું હતું. 'Chivalry—નારીસન્માન? Chivalry કેવી? મારે તો તે બદમાશ ઉપર કોઇ પણ ઉપાયે વેર લેવું છે, અને તે હું જરૂર લેઇશ.'

નોકરે આ વખતે દાખલ થઇ ટેબલ ઉપર ચાનો પ્યાલો મૂક્યો. મી. રમણિકલાલે તે ગરમ ચા પીતાંપીતાં પૂછ્યું: "રામા, પેલી બાઇ ગઇ કે?"

"હા સાહેબ." તે બોલ્યો.

"મૂર્ખા, મારા ના કહેવા છતાં તેને અહીં શા માટે આવવા દીધી?" તેમણે પૂછ્યું. ગરમ ચાએ તેમના શરીરમાં સ્ફૂર્તિ આણી. તેમણે લગભગ અડધા કલાક સુધી સતત લખ્યા કર્યું. પછી સંતોષના એક શ્વાસ સાથે હોલ્ડરને ટેબલ ઉપર મૂકી દીધું.

આ વખતે અત્તરની સુગંધ, જે પેલી બાઇ પોતાની પાછળ ખંડમાં મૂકતી ગઇ હતી, તેનો અનુભવ થતાં તે ખુરશીમાં આમ તેમ હાલ્યા.

"ઓ પરમેશ્વર!" તે સહન ન થવાથી બોલી ઊઠ્યા. કારણકે તે અત્તરની સુગંધે તેમને પોતાની કુસુમ સાથેના સુખી દિવસોની યાદ આપી. ખરેખર કોર્ટમાં તે દયાહીન હતા અને એજ તેમની ફત્તેહ અને માનનું મુખ્ય કારણ હતું. પણ કોર્ટ બહાર પોતાના ઘરમાં જ્યારે તે કુસુમ સાથે રહેતા ત્યારે તે સ્નેહાળ, આનંદી, અને પરમેશ્વરમાં માનવાવાળા હતા.

તે ફરી દુઃખથી બરાડી ઊઠયા. કારણકે તેમની આંખ આગળથી ભૂતકાળનાં સુંદર દશ્યોને સિનેમા ફિલ્મની માફક એક પછી એક પસાર થતાં જોવા લાગ્યા. કુસુમ સાથેની તેમની મુલાકાત, લગ્ન વખતની ધામધુમ અને લગ્ન પછીના આનંદના દિવસો, વગેરે દશ્યોને પોતાને આંખ આગળથી પસાર થતાં જોવા લાગ્યા.

કુસુમ સાથે સંપૂર્ણ સુખમાં બે વર્ષ પસાર થયા પછી સુરેન્દ્ર, જેને તે પોતાનો મિત્ર ગણુતા હતા, તે તેમને ત્યાં કામપ્રસંગે વારંવાર આવવા જવા લાગ્યો. સુરેન્દ્ર અત્યંત દેખાવડો અને આનંદી હતો. કોઇ પણ સ્ત્રી તેના તરફ આકર્ષાય તેવી તેની રીતભાત અને બોલવાની છટા હતી. તે બંને ઉપર વિશ્વાસ રાખી તે તેમને બંનેને એકાન્તમાં મળવા દેતા. પણ આનું આખરી પરિણામ—એક દિવસ અકસ્માત ઘરમાં પગ મૂકતાં બંને એક બીજાને ભેટતાં ન હોય તેમ હાથ પકડીને ઊભેલા જોયાં—તેમને માટે વિજળીના આંચકા સમાન હતું. હવે સઘળું તેમના ધ્યાનમાં આવી ગયું. પછી જે બન્યું હતું તે દેખાવ તેમની નજર આગળ આજે તરી આવ્યો. તે જોતાંજ, જોકે અત્યારે તેને ઘણોજ વખત થયો હતો છતાં, તેમના દયાહીન હૃદયને ઘણો આનંદ થયો.

તે દિવસે સુરેન્દ્રને તેમણે કોટને કોલરેથી પકડી, નોકરોની અજાયબી વચ્ચે, ઘરમાંથી બહાર ફેંકી દીધો હતો. "આપણા બેમાંથી એક જણે અહીંથી જવુંજ જોઇએ." પછી તેમણે ઉશ્કેરાઇ જઇ કુસુમને કહ્યું. પણ આ સમયની તેની રીતભાતથી તે ગૂંચવણમાં પડયા. કુસુમના ચહેરા ઉપર એ વખતે ગભરાટનાં ચિહ્નો બિલકુલ ન હતાં, પણ હિંમતભરી શાન્તિ હતી. પણ આને તે નફટાઇ ગણવા લાગ્યા. અને આ વિચાર આવતાંજ તેમનો ગુસ્સો ઘણોજ વધી ગયો.

"શું તમને તમારી સ્ત્રી ઉપર વિશ્વાસ નથી?" તેણે ધીમેથી દિગનપૂર્વક પૂછ્યું.

"આપણા બેમાંથી એક જણે અહીંથી જવુંજ જોઇએ." તેના ઉત્તરનો જવાબ ન આપતાં ફરીથી તે મક્કમપણે બોલ્યા.

આ વખતે કુસુમ અત્યંત સુંદર લાગતી હતી, પણ તે જોવાની તેમના હૃદયમાં ઈચ્છા ન હતી. તેમનામાં જે કંઇ સારૂં હતું તેનો આ સમયે લોપ થયો હતો.

"તો પછી હું જઇશ." કુસુમે થોડી વાર વિચાર કરીને જવાબ વાળ્યો. અર્ધા કલાકમાં તેણે ઘર છોડયું. ત્યાર બાદ તેણે પત્ર સરખો લખવાની

હિંમત કરી ન હતી. તેમને તેની શોધ કરવાનો ઘણી વાર વિચાર આવતો હતો, પણ સ્વમાન તેમને તેમ કરતાં અટકાવતું હતું. આ પ્રમાણે સરકારી વકીલના ખાનગી જીવનમાં ક્રીમીનલ કોર્ટના એક કરુણ કિસ્સા જેવું જ નાટક ભજવાયું હતું.

જે રાત્રે તેમણે સુરેન્દ્રને પોતાના મકાનમાંથી બહાર ફેંકી દીધો હતો, તે રાતથી તે તેના ઉપર વેર લેવાનો લાગ શોધતા હતા. પછી એક સવારે લોકોએ જાણ્યું કે લક્ષ્મીબાઇનું કોઇએ ખૂન કર્યું છે અને બે દિવસ પછી સુરેન્દ્ર મુંબાઇ બંદરે એસ. એસ. વિટા નામની સ્ટીમરમાં બેસવા જતો હતો, તેવો પોલીસે તેને વૉરંટ બતાવી લક્ષ્મીબાઇના ખૂન કરવાના આરોપ માટે કેદ કર્યો અને મી. રમણિકલાલને સરકાર તરફથી કેસ ચલાવવા નિમવામાં આવ્યા.

'ખરેખર પરમેશ્વરે ન્યાયને ખાતર જ મારા દુશ્મનને મારા હાથમાં સોંપ્યો છે,' એમ તે માનવા લાગ્યા.

ઘણા વખતથી મી. રમણિકલાલ તે દિવસની વાટ જોતા હતા, જ્યારે તે ન્યાયને પોતાના પક્ષમાં રાખી પોતાના સુખી જીવનનો નાશ કરનાર પોતાના કટ્ટા દુશ્મનને ફાંસીની સજા કરાવી વેર લેવા માગતા હતા.

આ જ વખતે લેડી વીરમતી તેમને મળવાને આવી. પણ લેડી વીરમતી કે બીજું કોઇ પણ તેમને આ વખતે વેર લેતાં અટકાવી શકે તેમ ન હતું. પહેલાં આ કેસ જીતવામાં મુશ્કેલી લાગતી ન હતી, પણ હવે આમ અણધારી ઊભી થઇ દેખાતી હતી, ત્યારે તેનો સામનો કરવાને પણ તે તૈયાર હતા.

આ વિચારને લીધે તે રાત્રે તેમને ઊંઘ ન આવી અને તેમણે પથારીમાં આમથી તેમ આળોટયા કર્યું. સવાર પડી ત્યારે ઠંડા પાણીથી સ્નાન કરી તે બાગમાં ફરવા ગયા. પણ અહીં કુસુમનાં માનીતાં ગુલાબનાં ફૂલ જોતાં જ તેમને દુઃખ થયું અને તે એકદમ પાછા ફર્યા.

'કુસુમ સુરેન્દ્રને થએલી ફાંસીની સજા વિષે સાંભળશે ત્યારે શું કહેશે?' તે ફરીથી વિચાર કરવા લાગ્યા. તે ખાત્રીપૂર્વક જાણતા હતા કે તે રાત્રે ધાંધલ થયા પછી સુરેન્દ્રે કુસુમ સાથેનો સઘળો સંબંધ તોડી નાખ્યો હતો, કારણકે જાહેર રીતે કલંકિત થએલી સ્ત્રી જોડે તે સંબંધ રાખવા માગતો ન હતો.

આ ઉપરથી મી. રમણિકલાલને એક નવો વિચાર આવ્યો. થોડા કલાક પછી પોતાની સ્ત્રી તેમજ પોતાના વેર ખાતર તે કચેરીમાં જ લડતા હશે એમ તેમને લાગ્યું. 'કેવું વિચિત્ર! આ વિચાર મને પહેલાં કેમ ના આવ્યો?

આનું કારણ તે ગુલાબનાં ફૂલ હોવાં જોઈએ.' ગુસ્સામાં તેમણે પોતાના હાથની મુઠ્ઠી વાળી હવામાં ઉગામી. પછી તે ધીમેથી બડબડવા લાગ્યા: 'સુરેન્દ્ર ફાંસીએ જવોજ જોઈએ. તેના મરી ગયા પછી કુસુમનો જો પત્તો લાગે અને જો તે મારી સાથે રહેવા ખુશી હોય તો પાછી બોલાવવામાં વાંધો આવશે નહિ, પણ પહેલાં તો સુરેન્દ્ર મરવોજ જોઈએ.'

જ્યારે જમતી વખતે તેમને ખાવાનું બરાબર ભાવ્યું નહિ. જલદીથી હાથ ધોઈ ઊઠી ગયા. પછી કપડાં પહેરી મોટરમાં બેસી ઓફીસે ગયા.

"સાહેબ, આજે સવારે પોલીસ તરફથી 'લક્ષ્મીબાઈ ખુન' કેસને લગતા થોડા વધુ કાગળો આવ્યા છે." તેમના ગુમાસ્તાએ ટેબલ ઉપર પડેલા એક નાના પાકીટને બતાવતાં કહ્યું.

"બહુ સારું, તેમને બીજા કાગળો જોડે મૂકો. હવે એ જોવાને મારી ઇચ્છા તેમજ વખત પણ નથી." તે બોલ્યા. કેસ જીતવામાં પોતાની પાસેનો પુરાવો પૂરતો છે એમ વિચારી આ નવા આવેલા કાગળો આ વખતે વાંચીને પોતાની શક્તિનો દુરુપયોગ કરવા એ માગતા ન હતા.

તરતજ કોર્ટમાં જવાનો વખત થયો. પોતાના ગુમાસ્તાને લેઈને તે મોટરમાં બેઠા. ગુમાસ્તો તેમને વિચારમાં જોઇ અજાયબી પામ્યો, છતાં તે તેણે જણાવા દીધી નહિ. પણ કોર્ટના મકાન પાસે આવતાં પેપર વેચતા ફેરીઆને બૂમ પાડી તેમને બોલાવતાં જોયા ત્યારે તે પોતાની અજાયબીને વધુ વખત સંતાડી શક્યો નહિ. મી. રમણિકલાલ તે વખતે વિચાર કરતા હતા: 'લેડી વીરમતીની જુબાની મને ભારે પડશે કે શું? શું મારી ભાષણશૈલી, કેસ ચલાવવાની દક્ષતા, વગેરે મને આ વખતે પણ ફત્તેહ નહિ અપાવે? જ્યુરીના માણસો ઘણી વાર મૂર્ખ હોય છે. જો લેડી વીરમતી સાક્ષીના પાંજરામાં થોડાં આંસુ પાડે તો? પણ ઘણુંખરું આ વખતે જ્યુરીના માણસો કેળવાએલા અને પોતાના મગજનું સમતોલપણું જાળવી શકે એવા છે.' હવે તેમને લેડી વીરમતીની જુબાની ઘણીજ મહત્ત્વની લાગતી હતી. ગઇ રાત્રે તેમને વિશ્વાસ હતો તે સ્થાને હવે શંકા આવી,

બરાબર આ વખતેજ પેલા ફેરીઆની બૂમ સાંભળી તેમને શુદ્ધિ આવી. 'ટાઇમ્સ'ની સવારની આવૃત્તિની એક નકલ ખરીદી. સ્ટોપ પ્રેસમાં આ મુજબ વાંચ્યું: "લેડી વીરમતીનું ભેદ ભરેલું મરણ." "લેડી વીરમતી નં. ૩૪૭, ચોપાટી રોડના પોતાના બંગલામાં આજે સવારે પોતાની પથારીમાં મરેલાં મળી આવ્યાં છે." ફક્ત આટલુંજ લખેલું હતું.

'આત્મહત્યા!' મી. રમણિકલાલને તુરત જ વિચાર આવ્યો. 'તે કોર્ટમાં આવી જુબાની આપતાં બેઆબરૂ થવાની બીકથી ગભરાઇ ગઇ હશે અને તેને લીધે તેણે આત્મહત્યા કરી હશે. પણ તે બતાવે છે કે ગઇ રાત્રે તેણે જે સ્ટેટમેંટ કર્યું હતું તે ખરૂં હતું. જે વખતે ખૂન થયું તે વખતે સુરેન્દ્ર તેને ત્યાં હોવા જોઇએ અને તેમ હોય તો તે નિર્દોષ પુરવાર થાય છે.'

પણ જે બાઇ તેને બચાવી શકી હોત તે તો મરણ પામી. તે જાણતા હતા કે પોતે દયાહીન છે. ત્યારે શું સુરેન્દ્ર તેમની પાસેથી દયાની આશા રાખી શકે? અને પોતે પણ શું તેને દયા બતાવી શકે? આ ખૂન સિવાય પણ સુરેન્દ્ર તો મરવાનેજ લાયક છે.

આ વખતે તે કોર્ટમાં પહોંચી ગયા અને લેડી વીરમતી વિષેના સઘળા વિચારોને તેમણે પોતાના હૃદયમાંથી હાંકી કાઢ્યા.

ન્યાયાધીશ સાહેબ આવી પોતાના આસન ઉપર બિરાજ્યા હતા. જ્યુરીના સભ્યોને બોલાવવામાં આવ્યા હતા. વકીલો અને બીજા લોકોથી કોર્ટનો ખંડ ચિકાર ભરાયો હતો. આરોપીને કેદીના પાંજરામાં ઊભો કરવામાં આવ્યો હતો. બધે શાન્તિ દેખાતી હતી. ફક્ત લોકોનો ધીમો ધીમો ગણગણાટ તેમાં વિક્ષેપ કરતો હતો. લોકો આશા રાખતા હતા કે આજે કેસ સાંભળવામાં મઝા પડશે.

મી. રમણિકલાલ આવી પોતાની ખુરશીમાં બેસતાં સઘળાનું ધ્યાન તેમના તરફ ગયું. સવારનાં સઘળાં છાપાંમાં તેમનો ફોટો આવ્યો હતો અને તે ખરેખર રમુજ ઉપજાવે તેવો હતો.

આખરે સરકારી વકીલે ઊભા થઇ કેસ શરૂ કરવાની પળ આવી. પણ મી. રમણિકલાલ પોતાની ખુરશીમાંજ બેસી રહ્યા. આ વખતે, તે ગભરાઇ ગએલા લાગતા હતા. તેમને પોતાનું માથું ચક્કર ચક્કર ફરતું હોય અને પગની શક્તિ જતી રહી હોય એમ થતું હતું. ખુરશીમાં બેઠા પછી તેમણે નવા આવેલા કાગળો જોયા હતા, તેમાં કુસુમે સુરેન્દ્ર ઉપર લખેલો એક પત્ર હતો અને તે તેમણે વાંચ્યો હતો. તેમની મૂંઝવણનું કારણ તેજ હતું. તે પત્ર નીચે મુજબ હતો:

"માઉંટ આબુ
"તા. ૨૫:૧:'૩૬

"હું તમને આ પત્ર લખવામાં કાંઇ અઘટિત કરતી હોઇશ એમ લાગે છે. પણ તમે મારા છેલ્લા પત્રનો જવાબ આપ્યો નથી, ત્યારે મને ફરીથી

લખવાની ફરજ પડે છે. હું ધારું છું કે તમે મારા લખ્યા મુજબ મારા પતિને મળીને ખરી બિનાથી વાકેફ કર્યા હશે. જો તમે તેમ નહિ કર્યું હોય તો ખરેખર તમે વિનાશને પાત્ર છો એમ માનીશ. તમે જાણો છો કે તે રાત્રીનો મારા પતિનો વહેમ પાયા વગરનો હતો—હું કાંઇ તમને ભેટવા દેતી ન હતી, પણ તમે મને પડતાં બચાવી હતી. તમને મારે ત્યાં આવવા વારંવાર ના પાડ્યા છતાં તે રાત્રે આવ્યા અને . . ."

મી. રમણિકલાલ આ વાંચતા વિચાર કરવા લાગ્યા : 'જો કુસુમ ખરેખર નિર્દોષ હતી તો તેણે તેમ તે વખતે કેમ જાહેર ન કર્યું ? પણ હા, મેં પોતેજ તેને ક્યાં ખુલાસો કરવા દીધો હતો ? મેં તો તેનો ગુનો ચોક્કસ રીતે માની લીધો હતો. વળી કદાચ તેના ઘવાએલા સ્વમાને તેને તે વખતે શાન્ત રહેવા સૂચવ્યું હોય.' હવે આ બધું તેમના ધ્યાનમાં આવ્યું.

આ વિચાર બંધ પડતાંજ તેમનું ધ્યાન કેદીના પાંજરામાં ઊભેલા સુરેન્દ્ર તરફ ગયું. તેમણે જોયું કે જેણે જાણી જોઇને ખરી બિનાને અત્યાર સુધી છૂપી રાખી તેના ઉપર નિર્દય રીતે વેર લીધું છે. ઉપર મુજબનો કુસુમનો પત્ર આવ્યા પછી પણ તેમને ખરી બીનાથી વાકેફ કર્યા નથી. પણ હવે તેની સાથેનું વેર ખલાસ થઇ ગયું છે, ત્યારે તેનો વિચાર કરવો જોઇએ નહિ. એજ વખતે જે કુસુમને તેમણે વિના વાંકે ઘરમાંથી કાઢી મૂકી દુઃખ દીધું હતું તેનો વિચાર આવ્યો અને તેથી તેમનું હૃદય કંપી ઊઠ્યું.

આખરે મી. રમણિકલાલ ધીમેથી સુરેન્દ્ર વિરુદ્ધ કેસ ચલાવવા ઊભા થયા પછી તે આ મુજબ બોલ્યા : "સાહેબ, ગઇ રાત્રે મને જે થોડા સમાચાર મળ્યા છે તે આ કેસ સાથે ઘણોજ સંબંધ ધરાવે છે. તેથી કરીને અત્યારે આ કેસ ચલાવવા હું તૈયાર નથી. તે સમાચાર મારા વિદ્વાન મિત્ર બચાવના વકીલને જણાવવાની મારી પહેલી ફરજ સમજુ છું."

આ સાંભળતાજ જજ સાહેબે ઘણી નામરજી હોવા છતાં, લોકોની અજાયબી વચ્ચે, કેસને મુલતવી રાખવાનો હુકમ ફરમાવ્યો.

તે બપોરે છાપાંના પ્રતિનિધિઓ આ બાબતનો મી. રમણિકલાલનો ખુલાસો મેળવવા તેમની શોધમાં હતા, પણ તે વખતે તો તે બનતી ઉતાવળે આબુ ઉપર, જ્યાં કુસુમ રહેતી હતી ત્યાં, જવા રવાના થઇ ગયા હતા.

દાયીપોળ, વડોદરા ભાઇલાલ કાશીભાઇ પટેલ

---

# વેપારી ભાઇઓને

**દેશની** ચડતીપડતીનો મુખ્ય આધાર વાણિજ્યવ્યવહાર ઉપર હોઇ એનું સૂત્રસંચાલન, દેશનો મોટો ભાગ જ્યાં વસે છે એ ગામડાંમાં તો, ખાસ કરી વણિક ભાઇઓના હાથમાં છે. એટલે ગામડાંની ઉન્નતિ કે અવનતિનો આધાર પણ એમના ઉપર કેટલેક અંશે અવલંબે છે. એ ભાઇઓને સંબોધીનેજ કંઇક લખવા પ્રેરાઉં છું.

આપણા દેશમાં પ્રાચીન કાળમાં ધંધા સાથેજ પરમાર્થરૂપ કળા, કૌશલ્ય અને કારીગરીથી ભરેલા ગૃહઉદ્યોગને પોષવા માટે ચાલતા વેપારરોજગાર અને તેને ઉત્તેજન આપતા રાજકારોબારને કારણે દેશમાં જે ધનસંપત્તિ ઉભરાતી હતી અને ગ્રામપ્રજાની જે આબાદી હતી એ જગજાહેર છે. પરંતુ જ્યારથી પરદેશી પ્રજાનાં પનોતાં પગલાં આ દેશમાં મંડાયાં અને એની રાજસત્તાને કારણે વિદેશી વેપારીઓએ જે ખાનાખરાબી કરી નાખી અને ગામડાંને પાયમાલ બનાવી દીધાં એ પણ એટલુંજ જગજાહેર છે. પણ એનાં માત્ર રોદડાં રડ્યે કંઇ આપણો દહાડો વળે તેમ નથી. આપણે આપણી ખામીઓ—ઊણપો વિચારીએ અને તે નિવારવા બનતો પ્રયત્ન કરીએ.

પરદેશી શોષણની મદદગારીમાં ક્ષણિક સ્વાર્થને કારણે આપણા વેપારીઓએ પણ કંઇ ઓછો ભાગ નથી ભજવ્યો. કમીશન કે દલાલી રૂપી કુશકાને લોભે દેશભાઇઓને ભૂખે મારી આખાય ચોખા એમણે પરદેશ મોકલ્યા છે. એ હદ વટાવી ગએલા પાપનું જાણે પ્રાયશ્ચિત્ત થવાનું હોય તેમ એજ વણિક કોમમાં જગદ્વંદ્ય મહાત્મા ગાંધીજીનો જન્મ થયો. એમણે વ્યાપી ગએલા અંધકારમાં કંઇ નવોજ પ્રકાશ ફેંક્યો. પોતે ફના થઇ જઇ ડૂબતા દેશને ફરી આબાદ કરવાનો રસ્તો બતાવ્યો. મૃતપ્રાય થતો ગૃહઉદ્યોગ ફરી ચાલુ કરી વેપારરોજગારમાં સ્વદેશીનેજ ઉત્તેજન આપવાનો આદેશ આપ્યો. અને ટીકાખોરી, ભૂલોની ફેંકાફેંકી કે માત્ર ડાહી વાતોની જગ્યાએ આચરણધર્મ ખડો કર્યો.

રાજ્યલોભથી ચાલતી આજની જુલમી મહેસૂલપદ્ધતિને અને નિરંકુશ રીતે ચાલતા પરદેશી શોષણને કારણે આજે ગામડાંનો ભાગીને ભુક્કો થઇ ગયો છે. એક સમયે સુખી ગણાતી ગ્રામપ્રજા આજે આસમાની, સુલતાની અને બીજા અનેકવિધ ત્રાસથી વિવિધ રીતે પીડાય છે. એ ત્રાસમાં લોભી, દયાહીન વેપારીઓએ અનેક ગણો વધારો કરેલો છે. ગામડાંની ભીતરમાં સહેજ નજર કરતામાં તો દિલ થંભાવનાર અનેક દશ્યો નજરે પડે છે. કુદરતી આફતનું એક વર્ષ ખરાબ આવે એ બીજાં ચાર વર્ષની ખેંચ મૂકતું જાય. જ્યારે હાલ તો ઉપરાઉપરી

રેલ, હિમ, તીડ, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ વાળાં વર્ષ આવ્યે જ જાય છે. એટલે ખેડૂતો દિનપ્રતિદિન દેવાદાર બનતાં જાય છે. અને અસહ્ય વ્યાજના ત્રાસમાં પાયમાલ બન્યે જાય છે. એવે વિષમ સમયે ચોમાસામાં ખેડૂતને ખેતી કરવા માટે નાણાંની જરૂર પડે ત્યારે વેપારીને ત્યાં એને અગાઉથી અનાજ કે કપાસ તદ્દન સસ્તે ભાવે, પાંચ ચાલતા હોય ત્યાં ત્રણમાં જ, જરપવાં (વેચાણ નંધાવવાં) પડે. જ્યારે પાકે ત્યારે એ પ્રથમ તોળી લેઇ બાકીનો થોડો પાક પણ એનાં છોકરાં માટે ખાવા નહિ રાખતાં તમામ દેવામાં લેવાય અને ખેડૂતની આજીજીના જવાબમાં ડાહી રીતે જણાવવામાં આવે કે 'હમણાં તું બધું તોળી આપ, પછી તારે જેમ ખાવા જોઇએ તેમ લેઇ જજે.' એટલે બનવાનું એમ કે બે કળશી જુવાર તોળી જાય એ એક રૂપીએ મણ જમા થાય, જ્યારે એજ જુવારમાંથી ખેડૂતને છૂટક છૂટક કળશી આપે તે દોઢ પ્રમાણેજ ઊધરતી હોય; એટલે પ્રથમથી એની ખાવાની રહેવા દેઇ કળસી લેવાને બદલે સાથે ભાવફરકમાંજ કળાભરી રીતે આઠ મણ ઝુંટવી લેવામાં આવે અને ન પાકયું હોય ત્યારે જરપ(નોંધ)ની ઊંચામાં ઊંચા ભાવની નુકશાની લેવાય ત્યાં દેવું વળેજ કઇ રીતે? પરિણામે ખેડૂતને લબાડ કહી ધમકાવી જમીન, ઘર લખી લેવામાં આવે અને પછી સીધી રીતે કે દાવાદુવી કરી એ કબજે લેવામાં આવે. પરિણામે ખેડૂત માલીક મટીને મજૂર થઇ જાય. શાહુકારની દયા ઉપર એ ગુલામી ભર્યું-મરેલું જીવન જીવ્યે જાય. આ કંઇ કલ્પનાની વાતો નથી, પણ ગામડાંની હમેશની કર્મકથા છે. ફીલ્મનાં દશ્યો જેટલી ઝડપે બદલાય તેટલીજ ઝડપે ગામડાંમાં આ સ્થિતિના બદલા થઇ રહ્યા છે. ગઇ કાલનો જમીનદાર આજે ખેડૂત અને આવતી કાલે મજુર થાય છે. અને ગઇ કાલે ચાર ટોપલીઓ લેઇને બેસનાર સાધારણ માણસ આજે વેપારી અને આવતી કાલે જાદુગરની જેમ મોટો શ્રીમંત બની જાય છે. અને પછી જેમની પાયમાલી કરી પોતે શ્રીમંત થયો છે એ ખેડૂતોનીજ ટીકા કરી એમની બદદાનત, ઉડાઉગીરી, અજ્ઞાનતા અને પાયમાલીની ડાહીડમરી વાતો કરે છે. પણ એ બધામાં એણે પોતે કેવો મોટો ભાગ ભજવ્યો છે એ તો ભૂલીજ જાય છે!

ખેડૂતોના સામાજિક ખર્ચમાં પણ ઘણી જગ્યાએ શાહુકારનો હાથ હોય છે. એ ખર્ચ ન કરે તો આબરૂ જવાની શિખામણભરી વાતો કરતી વખતે પણ ઊંડે ઊંડે એનો જીવ તો ખેડૂતની જમીન ઉપરજ ચોંટેલો હોય છે અને એ પડાવવાનોજ પેંતરો રચાય છે. કાયુલીને પણ હરાવે એવી વ્યાજ-વટાવની આંટીઘૂંટીઓના અને સંયોગોના સકંજામાં દબાનાં ખેડૂતના હાથમાંથી

જમીન સરકીને શાહુકારના ખોળામાં જઇ પડે છે. એવાં ગામો ને ગામો જોઇ શકાશે કે જ્યાં ખેડૂતનાં ભોળપણ, ઉદારતા અને અજ્ઞાનતાનો લાભ લેઇ આખાં ગામ ને ગામ સફાચટ બનાવી એપાંચ વેપારી માતબર બન્યા હશે. એ એકલા વણિક ભાઇઓજ હોય છે એમ નથી, પરંતુ વેપાર કરતા બીજી જ્ઞાતિના ભાઇઓ પણ એજ માનસ ધરાવના હોય છે. ખરાબ વર્ષોમાં મહેસુલ ન ભરી શકાય તે વખતે સરકાર જમીનો હરરાજીમાં કાઢે છે ત્યારે એવા દુઃખના સમયમાં પણ આ વેપારી ભાઇઓ ખરી હકીકત જાહેર કરી ખેડૂતોને બચાવવાના પ્રયત્નો કરવાને બદલે એમની મિલકતો હરરાજીમાંથી વેચાણ કરી લેવાના આનંદમાં હોય છે. જ્યાં જીવાડીને જીવવાને બદલે મારીને માતબર થવાના પ્રયત્નો ચાલતા હોય ત્યાં દુઃખના દાવાનળ સિવાય બીજું શું હોય?

આવા દાવાનળમાંય કોઇ શીતળતા આપતા સજ્જન વેપારી ભાઇઓ હોય છે જે પોતાના ગામનું અને દેશનું હિત વિચારી ખેડૂતો માટે તનતોડ પ્રયત્નો કરે છે. સાર્વજનિક હિતના કાર્યોમાં તન, મન અને ધનથી હૃદયપૂર્વક મદદ કરે છે. પરંતુ એ સંખ્યા એટલી નાની છે કે તેનું પ્રમાણ નહિ જેવું જ ગણાય. આખું વેપારી માનસ ન ફરે ત્યાં સુધી દિલ્હી ઘણું દૂર છે. છતાં જાગ્રત થએલા ભાઇઓના સતત પ્રયત્ન હશે તો એ પાસે આવતાં કંઇ ઝાઝો સમય નહિ જાય. માત્ર સરવાળાને બદલે ગુણાકારની રીતે કાર્ય થવું જોઇએ.

વેપારી ભાઇઓમાં પ્રામાણિક નફો લેવા સાથે ગ્રામોન્નતિની ભાવના જાગે તો સમાજમાં એ દાબ, શરમ અને પ્રતિષ્ઠાને કારણે ઘણી સેવા કરી શકે. સામાજિક ખોટાં ખર્ચ એ સહેલાઇથી સમજાવીને બંધ કરાવી શકે. કરકસર અને સ્વાશ્રયના પાઠ આપી અંદર અંદરના કુસંપ મિટાવી પ્રજાને નીડર અને રાષ્ટ્રભાવી બનાવી શકે.

આજે તો ખેડૂતને કપડાંની જરૂર પડે ત્યારે નાણાને અભાવે જોઇતો માલ રોકડાથી ખરીદી શકે નહિ અને કાપડીઆને ત્યાં ઉધારે લેવા જાય, ત્યાં એણે સ્વદેશી રાખ્યું જ ન હોય એટલે જે હોય તે, પરદેશી પણ, અનિચ્છાએય ખરીદાય છે. પરિણામે દેશનું ધન પરદેશ જતાં ગરીબાઇ વધતી જાય છે. ખેડૂતોએ પણ દેશકાળનો વિચાર કરી બને ત્યાં સુધી ખરીદા સિવાયજ ચલાવી લેવાં અને અનુકૂળતાં મળ્યે રોકડેથી કપડાંમાં ખાદીજ ખરીદી સ્વાર્થ સાથે પરમાર્થ સાધવાનો નિર્ણય કરવો જોઇશે. ભૂલ્યા ત્યાંથી ફરી ગણ્યા સિવાય દુઃખનો આરો નથી. આવાં કાર્યમાં વેપારીઓનો સાથ મળે તો કેટલો ગંભીર પ્રશ્ન ઊકલી જાય? સ્વદેશીના વેપારથી દેશના ગૃહઉદ્યોગ ખીલવી શકે

અને એના બુદ્ધિબળથી લૂંટાએલાં ગામડાંને ફરી નંદનવન સમાં બનાવી શકે.

સંકટથી ઘેરાએલા અને હતાશ બનેલા મહારાણા પ્રતાપને અણીને વખતે જે વણિક ભામાશાએ સંગીન મદદ કરી ગૌરવ સાચવ્યું હતું અને દેશ પ્રત્યેની અજબ ભાવના બતાવી હતી એ જ ભામાશાના વંશજો આજે દેશની અણીની પળે મદદગાર નહિ બને, એમની લક્ષ્મી પરાધીનતા તોડવામાં નહિ વપરાય તો ગુલામીભરી એ શ્રીમંતાઇમાં મિઠાશ કે મઝા પણ શી હશે?

પ્રાચીન સમયમાં દેશનો વેપાર જ્યારે પોઠોથી અને વહાણવટાથી ચાલતો ત્યારે એ વણઝારા અને વહાણવટી વેપારીઓ પોતાની પેદાશમાંથી વાવ, કૂવા, તળાવ જેવાં જંગી નવાણો અને સાર્વજનિક ઇમારતો બાંધવામાં પુષ્કળ નાણું ખર્ચતા; પોતાનાં નામને અમર કરવાની પરવા વિના જ બંધાવેલાં એ નવાણો બંધાવનારનાં નામ કોતરાયા વિના પણ હજી યે તેમના ગુપ્ત દાનના મીઠા સ્મારક રૂપે ઊભાં છે. એ વેપારની જાહોજલાલીનો તો આજે વ્યવસ્થિત રીતે નાશ કરવામાં આવ્યો છે. છતાંય રહ્યાસહ્યા ધંધામાં સીધી કે આડી-અવળી રીતે પેદા કરનાર હાલના વેપારી ભાઇઓમાં સાર્વજનિક કામમાં મદદ કરનારાઓની સંખ્યા તો પ્રમાણમાં ઘણી નાની છે. મોટા ભાગના તો રાત-દિવસ વેપારમાં રોકાઈ કોઇ પણ રીતે મૂડી વધારવાના કાર્યમાં જ મશગુલ હોય છે. ગામના કે દેશના સાર્વજનિક કાર્યમાં જાણે એમને કંઇ લેવાદેવા જ નથી, કોઇ વખત કંઇ મદદ કરે તો જાણે સામા ઉપર મહાન ઉપકાર કરે છે. બીજી બાજુ સામાજિક ખર્ચમાં બીજાઓને આંજી દેવાના પ્રયત્ન થાય છે અને જ્ઞાતિવરામાં હજારોનો ધુમાડો કરે છે. પણ સાર્વજનિક ફંડફાળામાં તો એમનું પ્રમાણ ગરીબ માણસથીયે ઊતરતું હોય છે. અને કોઇ સંસ્થામાં તો તખ્તી કોતરાવ્યા વિના કે બીજી રીતે અમર પદ પામ્યા વિના એક પાઇ પણ ન આપે. ક્યાં એ પૂર્વજોના ગુપ્ત દાનની ઉદારતા અને ક્યાં આમની પ્રકટ દાનની કંજુસાઇ!

પ્રભુએ જેને આપ્યું છે એ વેપારી ભાઇઓએ યુગધર્મ વિચારી પોતાના ધનનો ઉપયોગ પોતાના ગામ, વિભાગ કે દેશના હિત માટે યથાશક્તિ શાળા, પુસ્તકાલય, દવાખાનાં, વ્યાયામશાળા, કૂવા, તળાવ વગેરે કાર્યમાં અને હુન્નર-ઉદ્યોગની તાલીમ આપીને પોષવામાં કરવા જોઇએ.

મ. ગાંધીજીએ આજે દેશને એક નવી દૃષ્ટિ આપી છે, અને શ્રીમંતાઇ કરતાંય સેવાકાર્યમાં મળતો અનેરો આનંદ ઓળખ્યો છે. અપાર હૃદયમંથન પછી એ મહાપુરુષે સ્વદેશી અને ગૃહઉદ્યોગ દ્વારા ગ્રામજીવન ખિલવવાના અનેક

રસ્તા બતાવ્યા છે. સંચાને બદલે હાથથી તૈયાર થતી ખાદ્યખોરાકીની 'વીટામીન' – જીવનતત્ત્વ વાળી વસ્તુઓ વાપરી શારીરિક સ્થિતિ સુધારવાનો પ્રાચીન કાર્યક્રમ બહુજ ઝીણવટથી મૂકયો છે, એમાં વેપારીઓનો સાથ મળે તો કેટલું ઉત્તમ કાર્ય થાય? જેને મોટે ભાગે આર્થિક અનુકૂળતાઓ મળેલી છે એવા વેપારી ભાઇઓનો દેશોદ્ધારના આ કાર્યમાં સંગીન ટેકો મળે તો એમને ભૂખે મરતા કરોડો દેશબન્ધુઓની અંતરની આશીષ સાથે આત્માનો જે સંતોષ અને આનંદ મળશે એ અવર્ણનીય હશે.

વરણામા — ચિમનભાઇ હ. અમીન

---

## ખેડૂતોની ગુલામી નાબુદ કરો

અખિલ હિંદ કિસાન મહાસભાના સામાન્ય મંત્રી સ્વામી સહજાનંદ સરસ્વતીએ દેશભરના તમામ કિસાન કાર્યકર્તાઓને નીચેનું સૂચનાપત્ર મોકલ્યું છે:

તમારા જાણવામાં હશે કે ફૈઝપુરમાં મળેલી કિસાન કોંગ્રેસની બેઠકમાં કિસાનોની મુદ્દાની અને તાકીદની માગણીઓ વીગતવાર પસાર કરવામાં આવી હતી અને એવો આગ્રહ કરવામાં આવ્યો હતો કે આ હક્ક હાંસલ કરવાને માટે કિસાનોએ પોતાના વર્ગનાં મંડળોની મારફત પોતાની રોજબરોજની લડત ચલાવવી જોઇએ.

હવે કિસાનો ઉપર થતા આર્થિક ને રાજકીય જુલમની સામે લડવાને સારૂ તેમનું સંગઠન કરવામાં સહાયરૂપ થઇ પડે એવી નીચેની વિગતવાર સૂચનાઓ રજૂ કરવામાં આવે છે. અલબત સ્થાનિક સંજોગોને અનુસરીને તેના મૂળ મુદ્દાના તત્ત્વને હાનિ ન પહોંચે એવી રીતે તેમાં સુધારાવધારા કરી શકાશે.

૧. પ્રથમ કિસાન કાર્યકર્તાએ ખેડૂતોને સરકાર સાથેની તેમની તમામ તકરારોમાં મદદ કરવી જોઇશે. રૈયતવારી મુલકમાં પાકની આનાવારી સંબંધમાં, જમીનમહેસૂલની મોકુફી અને માફી સંબંધમાં, ઇરીગેશન ખાતાના અને હિમાયતના દર સંબંધમાં અને તળાવનહેરોની દુરસ્તી સંબંધમાં, કાર્યકર્તાઓએ લોકોની દાદફરિયાદ તપાસવી જોઇશે અને લોકોની વ્યાજબી માગણીઓ હાંસલ કરવા માટે તમામ યોગ્ય માર્ગ લેવા જોઇશે.

૨. જ્યારે સરકાર તરફથી જમીનમહેસૂલની નવી આંકણી થાય ત્યારે ખેતીની જમીનની કુલ નિપજ અને પાકમાંથી ખર્ચ બાદ કરતાં રહેતી ચોકખી આવક વગેરે તમામ બાબતો સંબંધમાં વીગતવાર હકીકતો મેળવીને સેટલમેન્ટ

ઓશીસર આગળ તેમજ ઉપરી કિસાનસમિતિઓ આગળ રજુ કરવી અને જરૂરિયાત પ્રમાણે જમીનમહેસૂલમાં વધારો થતો અટકાવવાને અને તેનો દર ઘટાડવાને માટે યોગ્ય ઝુબેશ ચલાવવી.

૩. હાલમાં ખેતીની બધી પેદાશના ભાવ ગગડી ગયાથી જમીનમહેસૂલનો બોજો ખેડૂતોને ઘણો આકરો લાગે છે, તેથી એ ખાસ જરૂરનું છે કે ગામે ગામનો મહેસૂલનો આંકડો ઘટાડવા માટે હાલના દિવાની કાયદાની કલમોની તેમને સમજુત આપીને મહેસૂલ આપવાની તારીખ બને તેટલી ધકેલવાને અને ખેડૂતોના અજ્ઞાનને લીધે વસુલી અમલદારો તરફથી થતી અનેક પ્રકારની કનડગત અટકાવવા માટે નિરંતર ચાંપતા ઉપાયો લેવા જોઇએ.

૪. દુષ્કાળથી કે નદીના પુરથી પાકને નુકશાન થાય ત્યારે ખેડૂતોની હાડમારીઓ વિષે પૂરી તપાસ કરવી, તેમની વીગતવાર અને તાકીદની માગણીઓ રજુ કરવી અને જમીનમહેસૂલ, તગાવી અને સહકારી કંપનીઓનાં તેમજ ખાનગી દેવાં વગેરેનાં તમામ લહેણાંમાંથી ખેડૂતોને ઉગારવા બનતી કોશેષો કરવી.

૫. ગામેગામની જમીનમહેસૂલની પ્રથા અને તેનો દર, કૂવાની માલીકી, નહેરના દર, ગોચર અને ખરાબા, જમીનનું ક્ષેત્રફળ, ખેડૂતોની ઉપર પડતા સીધા અને આડકતરા કર, વગેરે ખેડૂતોના હિત સાથે સંબંધ ધરાવતી બાબતોમાં હાલની સ્થિતિ અને પાછલા ઇતિહાસની ચોકસી કરવી. અને તેમાંથી સાર કાઢીને તે સ્થાનિક પત્રોની મારફત સામાન્ય પ્રજાને જાહેર કરવું.

૬. જમીનદારી વિભાગમાં પ્રથમ તો રૈયતવારી વિભાગમાં જમીનની પ્રત અને જમીનમહેસૂલની આકણી જે ધોરણસર થાય તે ધોરણસર આંકણી કરવાને સરકારને અને જમીનદારોને આગ્રહ કરવો; અને પછીથી રૈયતવારી આંકણીના દરથી જમીનદારી ગાંથ કેટલી વધારે ભારે છે એ જાહેર કરી એ કમી કરાવવા માટે તેમજ નહેરના પાણીના દર ઘટાડવા માટે અને નહેરો તથા તળાવોની દુરસ્તી કરવા માટે પ્રચંડ લડત ચલાવવી. આ લડતમાં જમીનના ભાડૂતો સંબંધી કાયદા, સરકારી મહેસૂલના કાયદા, વગેરેની કલમોનો પૂરેપૂરો ઉપયોગ કરવો અને કોર્ટમાં કેસ ચલાવીને, સરકાર સાથે લખાપટી કરીને, ધારાસભામાં અને બહાર ચળવળ ચલાવીને, જમીનદારોને તેમની કાયદેસર ફરજો અદા કરાવવા માટે ફરજ પાડવી.

૭. વળી જમીનદારો તરફથી ગાંથનાં જે ખત નામાવલી ખેડૂતોની આગળ રજુ કરવામાં આવે છે અને જેમાં ગાંથ ઉપરાંત બીજા અનેક લાગા આપવાની, વેઠ કરવાની આ એવી જુલમી શરતો હોય છે, તેમજ ખેડાણ જમીનના મોટાં

ક્ષેત્રફળ પણ આપવામાં આવે છે, તેના ઉપર સહીં ન કરવા ખેડૂતોને વખતસર ચેતવણી આપવી.

૮. જમીનદારોના તમામ પ્રકારનાં જુલમી લાગા અને બંધનોની સામે કટ્ટર કાયદેસર લડત લેવી અને દાખલો બેસાડવા માટે યોગ્ય પ્રસંગે જમીનદારોની ઉપર મુકર્દમા પણ ચલાવવા.

૯. બની શકે ત્યાં સુધી એક જમીનદારની જમીન ખેડનારા તમામ ખેડૂતોને એકત્ર કરીને તેમના ઐક્યબળથી જમીનદારની પાસેથી સાંથ વગેરેની બાબતમાં સારામાં સારી શરતો મેળવવાની કોશીષ કરવી.

૧૦. ખેતરનાં ઝાડોની માલીકી અને ઉપયોગના હક્ક તેમજ ગોચરની અને ખરાબા જમીનોમાંથી મફત ઘાસ, લાકડાં અને પાંદડાં લેવાના હક્ક હાંસલ કરવા માટે અને તેનું રક્ષણ કરવા માટે બનતા ઉપાયો લેવા.

૧૧. જ્યાં જ્યાં ખેડૂતો કે જમીન વગરના મજૂરોની પાસે વેઠે કામ કરાવવાને અમલદારો કોશીષ કરે ત્યારે તેમનો રીતસર સામનો કરવાને ખેડૂતોને તાલીમ આપવી અને યોગ્ય પ્રસંગે તેવા અમલદારોની સામે કોર્ટમાં કેસ ચલાવવો.

૧૨. જ્યારે જ્યારે ખેડૂતોની માગણીઓ નામંજુર થાય અથવા તેમની ઉપર જુલમ ગુજારવામાં આવે ત્યારે તેમને એકત્ર થઇને અસરકારક પગલાં ભરવાની તાલીમ આપવી.

૧૩. જે જે પ્રદેશમાં હાલી કે દુબળા જેવા ખેતીના ગુલામો રાખવાની પ્રથા હોય ત્યાં તેમની હાલત અને હાડમારીઓ વિષે ગામેગામ બારિક-તપાસ ચલાવવી અને તે વિષે ઉપરિ સમિતિઓને તેમજ સરકારને હેવાલ મોકલવા અને હાલની ગુલામીની પ્રથા નાબુદ કરવા માટે કોર્ટ મારફત અને બીજી રીતે ચાંપનાં પગલાં લેવાં.

૧૪. જ્યાં મોટા ખાતેદારો, ઇનામદારો કે મોટા ગણોતીઆઓ નાના ખેડૂતોને સાંથે જમીન ખેડવા આપતા હોય, ત્યાં કિસાન કાર્યકર્તાઓએ આવા ગણોતનો તથા ખતનો બારિકાઇથી અભ્યાસ કરવો અને એકેક ખેડૂત કે ગણોતીઆના તમામ ખેડૂતોને એકત્ર કરી તેમના સાંથના દર ઘટાડવા કોશીષ કરવી.

૧૫. જ્યારે જ્યારે મોટા ઇનામદારો, ખાતેદારો કે ગણોતીઆઓ અને તેમના ખેડૂતોની વચ્ચે સમાધાન ન થઇ શકે ત્યારે જમીન ન ખેડવાની અથવા સાંથ ન આપવાનું મોકુફ રાખવાની સલાહ ખેડૂતોને આપવી.

૧૬. જમીન વગરના ખેડૂતોના મજૂરીના દર અને તેમની હાલત વિષે બારિકાઇથી તપાસ કરવી અને તે સુધારવા માટે જમીનદારો, મોટા ખેડૂતો

સાથે મસલત કરવી અને જરૂર પડે ત્યારે હડતાળ પાડવાની સૂચના આવા મજૂરોને આપવી.

૧૭. તમામ લેણદારો અને શાહુકારો સાથેના ખેડૂતોના હિસાબ, નામાં અને ખાતાપત્રનાં દેવાં અને વ્યાજ વિષે કિસાન કાર્યકર્તાઓએ બારિક તપાસ કરવી અને વ્યાજના દર ઘટાડવા માટે તેમજ એકંદર લહેણું કપાવવા માટે બનતા ઉપાયો લેવા.

૧૮. તમામ દેવાદાર ખેડૂતોને તેમના લેણદારોની સામે એકત્ર સામનો કરતાં શીખવવું અને યોગ્ય લાગે ત્યારે તુમાખી અને જુલમી શાહુકારોનો અને તેમની દુકાનોનો બહિષ્કાર કરવાની લડત આદરવી. શાહુકારોના પંજામાંથી ગરીબ ખેડૂતોને બચાવવા માટે કાયદેસર પગલાં લેવામાં તેમને મદદ આપવી અને સહકારી મંડળીઓની કે સરકારની મારફત તેમને જરૂરી રકમ મેળવી આપવાની કોશીષ કરવી.

૧૯. ખેડૂતોના ઉપર થતો વેપારીઓનો જુલમ અટકાવવા માટે કિસાન કાર્યકર્તાઓએ બનતાં પગલાં લેવાં અને ખાસ કરીને ખોટાં તોલમાપથી ખેડૂતોને થતું નુકશાન અટકાવવા માટે તેમજ ગેરકાયદેસર લેવાતા લાગા બંધ કરવા માટે પગલાં લેવાં.

૨૦. બને ત્યાં સુધી ગામેગામ ખેડૂતોને એકત્ર થઇને વેપારીઓ પાસેથી વ્યાજબી ભાવ લેતાં શીખવવું, તેમજ સહકારી મંડળીઓની મારફત અને અનાજનાં પદ્ધતિસર બજારોની મારફત અનાજ વેચવાને તેમને શીખવવું. વળી અનાજના રોજ રોજના બજારના ભાવ પણ વખતોવખત ખેડૂતોને જાહેર કરવા.

૨૧. ખેતીની ઉપજના ભાવ ઘટી ગયા છે, તેથી નહેર તળાવના પાણીના દર ઘટાડવા વિષે સરકાર ઉપર દબાણ લાવવું. વળી જ્યાં જૂનાં જળાશયમાંથી પાણી મળતું બંધ થયું હોય ત્યાં તેના સરકારી દરની વસુલાતનો કાયદેસર રીતે વિરોધ કરવો અને તેને ભવિષ્યમાં રદ કરવા માટે તેમજ એકંદરે નહેર-કામના મૂળ ખર્ચનું વ્યાજ અને ખર્ચ ભરપાઇ કરવા માટે જરૂરી દર આંકવાને સરકારને આગ્રહ કરવો.

૨૨. દુષ્કાળ, નદીનાં પૂર, વાવાઝોડાં કે એવી બીજી આસમાની સુલતાની-થી પાકને નુકશાન થાય ત્યારે પાણીના દર સદંતર માફ કરાવવા માટે લડત ચલાવવી.

૨૩. ગામ ગામની વચ્ચે બે તળાવના પાણીની વહેંચણીનું ધોરણ તે ગામડાંના ખેડૂતપ્રતિનિધિઓની સમિતિઓની મારફતજ નક્કી થવું જોઇએ.

અને તે મુજબજ નહેર ખાતાના અમલદારોએ અમલ કરવો જોઇએ. માત્ર ખાસ સંજોગોમાંજ ગામડાના પ્રતિનિધિઓની અને નહેરના અમલદારોની સંયુક્ત સમિતિની મારફત બધા ઝગડાઓનો નિકાલ થવો જોઇએ.

૨૪. નહેરના અમલદારોની મારફત થતા અન્યાયી કે આપખુદી હુકમોની બારિક તપાસ કરીને તેની સામે લડત ઉપરિ અમલદારો સુધી પહોંચાડવી જોઇએ અને કોઇ પણ ઠેકાણે લાંચરૂશવતના કિસ્સા બને ત્યારે તેનું પોકળ કાયદેસર રીતે ખોલવું જોઇએ.

૨૫. જ્યાં જ્યાં મોટી ખાણુ બનાવનારની કંપનીઓને કે બીજી માલદાર વ્યક્તિઓને નહેરના તમામ પાણીનો એકહથ્થુ પરવાનો આપવામાં આવ્યો હોય ત્યારે તેની સામે જંગી લડત ચલાવવી અને સાદા ગરીબ ખેડૂતોને પાણીના સરખા હક્ક મેળવી આપવાને જોરદાર પ્રયાસ આદરવા.

૨૬. જંગલોમાંથી ખેડૂતોને પોતાની અંગત જરૂરિયાતો પૂરી પાડવા સારૂ જોઇતું ઘાસ, લાકડું અને વાંસ મફત મેળવી આપવા સારૂ ચળવળ ચલાવવી અને જંગલ ખાતાના અમલદારો તરફથી ચાલતો જુલમ અને લેવાતી લાંચ અટકાવવા કોશીષ કરવી.

૨૭. સરકારી અમલદારો, જમીનદારો, સહકારી મંડળીના અને લોકલ બોર્ડના માણુસોની મારફતં પણ લાંચરૂશવત લેવાતી બીલકુલ બંધ થાય તે માટે ખાસ પ્રયાસો આદરવા.

૨૮. ખેડૂતોની પરિષદો ઉપર તેમજ તાલુકા જિલ્લાની અને ઉપરિ અમલદારોની કચેરીઓ ઉપર કિસાનોની કુચ વખતોવખત લેઇ જવી, જેથી કિસાનોને તેમની સંગઠનશક્તિનું ભાન થાય અને ખેડૂતોની ખરી માગણીઓ અમલદારોના ધ્યાનમાં આવે.

૨૯. સાકર, શણુ, કાપડ, કપાસ, ચોખા, ઘઉં, મગફળી, વગેરેની આયાત, નિકાશ કે કારખાનાંને સરકાર તરફથી ખાસ રક્ષણ આપવામાં આવે ત્યારે તેની યોગ્ય કિંમત કાયદાથી મુકરર કરાવવા માટે ચળવળ ચલાવવી.

૩૦. જમીનદારો, શાહુકારો અને બીજા શોષક વર્ગોની સત્તા અને લાગવગો નાબુદ કરવાને માટે બનતા પ્રયાસો કરવા અને તે સારૂ કિસાનોનું પીઠબળ જમાવવું અને તેમની જમીનો, ઢોર વગેરે મિલકત હરરાજીથી વેચાતી અટકાવવા બનતી કોશીષ કરવી.

૩૧. હરેક કિસાન કાર્યકર્તાની એ ખાસ ફરજ છે કે તેણે કિસાન સંભાએ ઘડેલા ખેડૂતોના મૂળ અને તાકીદના હકના જાહેરનામાનો પ્રચાર કરવો અને

તે વિષે સહાનુભૂતિ ધરાવનાર મંડળો અને સભાઓનો બનતો ઉપયોગ કરવો.

૩૨. કિસાનોની રાજકીય લડત સપાટાબંધ આગળ ધપાવવા માટે તેમનું સંઘબળ પાકા તંત્રમાં મૂર્તિમંત થવું જોઇએ. તેથી હું તમામ કિસાન કાર્યકર્તાઓને ખાસ વિનંતી કરૂં છું કે તેમણે દેશભરમાં ઉપર મુજબની ચળવળ ચલાવવા સારૂ કિસાનસભાઓની હારમાળા જમાવવી અને તેમાં ભરપૂર સભાસદોની ભરતી કરવી, કિસાનોની આર્થિક અને રાજકીય સ્વતંત્રતાના મોરચા બાંધવા.

૩૩. જ્યારે જ્યારે કિસાનપરિષદો ભરાય ત્યારે તેની સાથે સાથે કિસાન-દષ્ટિબિંદુથી નવી ઢબના મેળાઓ, ખેડૂતોની રમતો, ખેતી અને ખેડૂતોની સ્થિતિ ઉપર પ્રકાશ પાડે તેવાં પ્રદર્શનો યોજવાં જોઇએ.

૩૪. ખેડૂતોને તેમના સંઘબળનું તથા લડાયક શક્તિનું પાકું ભાન કરાવવા માટે તેમને રાષ્ટ્રીય કિસાનગીતો સાથે મળીને ગાવાની તાલીમ આપવી જોઇએ.

---*---

## દેવગિરિ

**દેવગિરિનો** કિલ્લો અને ઇલોરાની જગમશહુર ગુફાઓના નિરીક્ષણ માટે મેં ઇ. સ. ૧૯૩૫ના મે માસની ૨૭ તારીખે મુંબઇથી (રાત્રે ૧૦-૧૦ મિનિટે ઊપડતી જી. આઇ. પી. રેલવેની નાગપુર એક્સપ્રેસમાં) પ્રસ્થાન કર્યું. રાત્રે ૩-૧૫ મિનિટે મનમાડ જંકશન આવ્યું. (અહીંથી ધોંડ તરફ જતી શાખામાં અહમદનગરનો કિલ્લો જોવા જઇ શકાય છે.) દેવગિરિ (દોલતાબાદ) જવા માટે નિઝામ્સ ગેરંટીડ સ્ટેટ રેલવેના મીટરગેજ લાઇનમાં બેસવું પડે છે. સવારે ૬-૪૦ મિનિટે દોલતાબાદ સ્ટેશન આવ્યું. અહીંથી હું એક બેલગાડીમાં કિલ્લા તરફ રવાના થયો. દોલતાબાદ સ્ટેશનથી કિલ્લો બે માઇલ દૂર છે. વચ્ચે 'માળીવાડા' ગામ આવે છે. ત્યાંથી થોડે દૂર જતાં એક રસ્તો ઉત્તરમાં દોલતાબાદ તરફ અને બીજો રસ્તો દક્ષિણમાં કિલ્લા તરફ ગએલો છે. આ રસ્તાઓ ફંટાય છે ત્યાં નાકા ઉપર એક નાની હોટેલ છે. અહીં ચા નાસ્તો લીધા પછી મેં કિલ્લા તરફ ચાલવા માંડયું. ૦ માઇલ જેટલે જતાં કિલ્લામાં પ્રવેશ કરવાનો રસ્તો આવે છે.

કુદરતી ઊંચા ખડકની અંદર સુરંગ ફોડીને કિલ્લાની દિવાલો અને રસ્તા બનાવેલાં છે. તે સિવાય કિલ્લાને ફરતી ચોમેર ઊંડી પાણીની ખાઇ બનાવેલી છે. કિલ્લો જોવાનો સમય સવારના ૭થી સાંજના ૫ સુધી મુકરર કરેલો છે.

ઉત્તર ને પશ્ચિમ દિશાના આડાઅવળા દરવાજા પસાર કરીને જતાં નિઝામ રાજ્યનું પોલીસથાણું આવે છે. અહીં એક ભોમીઓ પણ રહે છે. કિલ્લો અને દોલતાબાદ કસ્બો સૌ નિઝામ રાજ્યની હકુમત નીચે છે. કિલ્લો જોવાની કોઇ પણ ફી લેવાની નથી. ખડકની અંદર જૂના વખતનો સુરંગ છુપાએલો હોવાથી ચકમક, ગન પાઉડર તથા દિવાસળી જેવી ચીજો કિલ્લામાં લેઇ જવાની મનાઇ છે. અંદર ગયા પછી, અજાણ્યા મુસાફરો કિલ્લાની અંદર ભૂલા પડી જાય તેવા અટપટીઆ માર્ગ આવે છે. તે સિવાય અંધારા વાંકાચુકા માર્ગમાં મશાલની જરૂર રહેતી હોવાથી નિઝામ રાજ્ય તરફથી ભોમીઓ રાખવામાં આવ્યો છે. પોલીસથાણું છોડીને કિલ્લો ચઢતાં પ્રથમ ઉત્તર-દક્ષિણ દિશામાં જૂનાં મંદિરો આવે છે. અહીંથી નજીકમાં ચીની મહેલ છે, જેમાં કુતુબશાહી બાદશાહ અબદુલ હસનને ૧૦ વર્ષ સુધી કેદ કરી રાખ્યો હતો. અહીંથી આગળ જતાં ચાંદમિનાર આવે છે. આ મિનારમાં વાપરેલી ઇંટો ઉપરનો રંગ આજે હજી પણ ચમકદાર દેખાય છે. આગળ જતાં ડાબે હાથે હાથીઓને સ્નાન કરાવવાનો હોજ આવે છે. હાથીહોજની પશ્ચિમે દેવીનુ મંદિર છે.

હવે વાંકાચુકા માર્ગવાળા દરવાજા પસાર કરીને જતાં એક નાનો બુરજ આવે છે. આ બુરજ ઉપર બાદશાહ આલમગીરની બનાવેલી પંચધાતુની તોપ નિરીક્ષણ કરવા જેવો છે. મેંઢાના મસ્તકના આકારવાળી આ તોપ ચમકદાર છે. વિજાપુરની પ્રસિદ્ધ 'નિઝામ ઉલ મુલ્ક' તોપ કરતાં આ તોપનો ઘેરાવો ઓછો છે. પરંતુ લંબાઇ ૧૫ ફૂટ જેટલી છે. આની ઉપર ઉર્દુમાં 'અબુલફજલ અહમદ પાદશાહ' લખેલું છે. અહીંથી આગળ દારૂગોળો અને લશ્કરને રાખવાની જગા આવે છે, તેને ફરતી દિવાલ છે. દક્ષિણ તરફ પાણીની ખાઇ ઉપરનો પૂલ પસાર કરીને જતાં એક નાનો ચોક આવે છે. જૂના પૂલની રચના એવી હતી કે જરૂર પડતાં તેને ખેંચી લેતાં ખડકની દિવાલ સાથે જોડાઇ જતો. હાલનો પૂલ નવીન બાંધેલો છે. ચોકથી આગળ વધવા માટે ભોમીઆને સાથે લેવાની ખાસ જરૂર રહે છે, કેમકે અંધારો માર્ગ અહીંથી શરૂ થતો હોવાથી પ્રવેશ કરવાના દ્વાર આગળ 'अंधेर रास्ता' 'Subterranean Road' એવાં હિંદી તથા અંગ્રેજીમાં સુચના-બોર્ડ ચોઢેલાં છે. અહીંથી ભોમીઓ મશાલ સળગાવીને રસ્તો બતાવતો આગળ ચાલે છે. આવે સમયે ટોર્ચલાઇટ સારૂં કામ આપે છે. ખડકની અંદર સુરંગથી પોલાણ કરીને અમુક ફૂટ સુધીના વાંકાચુકા આ અંધારા માર્ગની બન્ને બાજુની દિવાલોની ઉપરના ભાગમાં નાની ગુફાઓ બનાવી રાખેલી છે, જેની અંદર લશ્કરી

સિપાહીઓ છૂપાઇને બેસી જતા અને દુશ્મનોના માણસોને આ રસ્તેથી પસાર થતા જોઇને તેમના ઉપર ગોળીઓ છોડી મૂંઝવીને તેમને નમાડી દેતા હતા. આ અંધારો માર્ગ પૂરો થતાં એક દ્વાર એવું આવે છે, જેને અજાણ્યુ માણસ ભૂલથી ખરા માર્ગનું દ્વાર સમજીને તેમાં પ્રવેશ કરી આગળ વધવા જાય તો પાણીની ઊંડી ખાઇમાંજ પટકાઇ પડે. કિલ્લામાં પેઠેલા દુશ્મનોના માણસો જોશથી ધસી આવતાં આ દ્વારવાળા માર્ગથી આગળ વધતાં સીધા પાણીની ખીણમાંજ જઇને પડે તેટલા માટે આ બનાવટી માર્ગ બનાવી રાખ્યો હતો. હાલ આ દ્વાર પુરી નાખેલું છે. તેના પોલાણમાંથી કાંકરા કે પત્થર નાખતાં પાણીની અંદર જઇને પડે તેનો અવાજ સંભળાય છે.

ખરો માર્ગ તો પશ્ચિમ તરફની સીડી ઉપર થઇને છે. સીડીની ઉપર ખડકની અંદર લોખંડના બે મજબુત પાટા જડીને તેના ઉપર લોખંડના મોટા તવાના ઘાટનો એક દાદર બનાવી રાખ્યો છે. દુશ્મનોને સીડી ઉપર ચઢી આવતાં અટકાવવા માટે આ દાદર બંધ કરવામાં આવતો હતો. બંધ કર્યા પછી તેના ઉપર પાંચ ફૂટ ઊંચો કોલસાનો થર કરીને સળગાવતા હતા. દાદરની બાજુના એક પોલાણમાંથી હવા આવતી રહેતી હોવાથી બહુજ થોડી વારમાં કોલસા સળગી ઊઠતા. તવાની આસપાસ પાંચથી સાત ફૂટ ઊંચી દિવાલો ખડકની અંદરથી કોરી કાઢેલી હોવાથી તાપ એકદમ ઓછો થવા પામતો નહિ, એટલુંજ નહિ પણ સીડીની નીચેનો ભાગ પણ બહુજ તપી જતો હતો.

ગમે તેવા બળવાન શત્રુને હતાશ થઇને પાછું ફરવું પડે તેવી વ્યવસ્થા આ કિલ્લાના રક્ષણાર્થે કરવામાં આવી હતી. જૂના વખતનો દારૂગોળો હજી સુધી એક ખંડની અંદર રાખવામાં આવ્યો છે. અહીંથી આગળ વધતાં ૭ ફૂટ લાંબી 'જંગ્જાલ તોપ' આવે છે. મશીન ગનની માફક ફેરવી શકાય તેવી આ તોપનો ઉપયોગ કિલ્લાને ઘેરો ઘાલનાર શત્રુના માણસોને નસાડવા માટે કરવામાં આવતો હતો. અહીંથી થોડું ચઢતાં એક નાની તોપ આવે છે. હવામાં ઊંચે ગોળો ફેંકવામાં આ તોપનો ઉપયોગ થતો હતો.

પાસેના એક હોજની અંદર પાણીનો સંગ્રહ લશ્કરના ઉપયોગ માટે કરી રાખતા હતા. આ હોજ ખડકમાંથી કોરી કાઢેલો છે. હોજથી આગળ ઊંચે ચઢતાં રાજા રામદેવનો મહેલ આવે છે. મુસલમાનોને હાથ કિલ્લો ગયા પછી શાહજહાંન અને ઔરંગઝેબ પોતાને હવા ખાવા માટે આ મહેલનો ઉપયોગ કરતા હતા. આજે તો તે કિલ્લો જોવા આવનાર પ્રવાસીને વિશ્રાન્તિ લેવાના સ્થાન તરીકે વપરાય છે. ખડકની છેક ટોચે જનાર્દનનું મંદિર છે. આટલી

ઊંચાઇએથી આસપાસનાં મેદાનો તથા પહાડીઓનું દૃશ્ય સુંદર લાગે છે. પુરાતન કાળના હિંદુ રાજાઓએ બધી રીતે સગવડના અને સંરક્ષણના પ્રબંધ સાથે આ ગઢ બનાવી રાખ્યો હતો. અલ્લાઉદ્દીનના ત્રાસથી ગુજરાતમાંથી આવીને રાજા કરણઘેલાએ આ ગઢમાં આશ્રય લીધો હતો.

હિંદના બીજા કિલ્લાઓ કરતાં આ કિલ્લાની રચના અનોખી છે, એટલે કે તેના સંરક્ષણ માટે જે સાવચેતી અને વ્યવસ્થા કરી રાખી છે તે બધી વિલક્ષણ બુદ્ધિયુક્ત છે. પૂર્વ કાળના માનવીઓનાં શારીરિક અને બૌદ્ધિક બળ વર્તમાન વૈજ્ઞાનિક કાળના માનવસમાજને શરમાવે તેવાં હતાં, એમ જોનારને લાગ્યા વગર રહે નહિ તેવું છે. મેવાડનો ચિતોડગઢ, મધ્ય પ્રાંતના આસીરગઢ ને રાયગઢ જેવા કિલ્લાઓ ઐતિહાસિક દૃષ્ટિથી પ્રશંસાને પાત્ર બનેલા છે, પરંતુ દેવગિરિનો કિલ્લો માનુષી કળા, બળ અને બુદ્ધિશક્તિની યાદ દેવડાવી રહ્યો છે. ગમે તેવા બળવાન શત્રુને મૂંઝાઇને હાર ખાવી પડે તેવી રીતની તેની રચના પ્રશંસનીય છે. નક્કર ખડકની અંદર પોલાણ કરીને તેની અંદર બનાવેલા અટપટીઆ માર્ગ તથા ખડકને ચીરીને ચોમેર ફરતી બનાવેલી પાણીની ઊંડી ખાઇ જોનારને હેરત પમાડે તેવાં છે. ટૂંકામાં હિંદમાં જોવાલાયક જો કોઇ ઉત્તમ ગઢ હોય તો દેવગિરિ યા દોલતાબાદનો કિલ્લો છે એમ કહેવું જ પડશે.

પરંતુ અહીં એક મહત્ત્વની વસ્તુ યાદ આવે છે અને તે એજ કે આ સર્વશ્રેષ્ટ ગઢના રાજા કે પાદશાહ આજે તેમાં રહીને પોતાને સ્વતંત્ર કહેવડાવવાને લાયક રહ્યા નથી. દુશ્મનો જરા પણ ફાવી શકે નહિ તેવી રીતની તેની વિલક્ષણ રચના છતાં તે હિંદુ રાજાઓને હસ્તક કેમ ન રહ્યો? મુસલમાન બાદશાહો, તેને જીતી લીધા પછી, તેમાં સ્વતંત્રપણે કેમ ન રહી શક્યા? પોતાની સત્તા અને સંપત સૌ કાયમને માટે અવિચળ રહેશે એમ માનનાર, અગાધ શારીરિક અને માનસિક બળ ધરાવનાર, આર્યજાતિ આજે ગુલામગીરીમાં સપડાઇને નિષ્પ્રાણ દશા ભોગવી રહી છે, એટલુંજ નહિ પણ દુનિયાની પામર જાતિઓની ગણનામાં આવી ગઇ છે! આજે નથી રહ્યું તેનું શારીરિક બળ, નથી રહી તેની બૌદ્ધિક કે માનસિક શકિત, તેમ નથી રહ્યું તેનું આત્મબળ.

વળી હિંદ ઉપર સર્વભૌમ સત્તાધારી મોગલ બાદશાહોના વંશજ આજે એવાજ પામર બની બેઠેલા છે. હિંદુ કે મુસલમાન સૌ પરાધીન હાલત ભોગવી રહ્યા છે. આજે તો યુરોપીય જાતિની જાહોજલાલી દુનિયામાં બધે દૃષ્ટિગોચર થાય છે. જગતને ખૂણેખોચરે પોતાની સત્તા જમાવીને બેઠેલી એ જાતિઓ આગળ કહ્યું તેમ પૂર્વની આર્ય જાતિની જેમ એમજ માનવા લાગી ગઇ છે

કે પોતાના આધુનિક વિજ્ઞાનને બળે જગતના દેશો ઉપર પોતાની સત્તા કાયમ રાખી શકશે અને નિર્ભયપણે અન્ય દેશોનાં દ્રવ્ય લૂંટીને પોતાના દેશના ખજાના તર રાખશે, એટલે કે પોતાનાં વૈજ્ઞાનિક સાધનો અજેય હોઇને કાયમને માટે પોતાની સત્તા અને દ્રવ્ય ટકી રહેશે એવું માની બેઠેલી છે. પરંતુ દેવગિરિ જેવા અજેય ગઢના માલિક આર્યોની આજે શી દશા થઇ રહી છે, પૂર્વકાળની તેમની જાહોજલાલી દર્શાવતા કિલ્લાઓ તથા શહેરોમાંનાં અખૂટ દ્રવ્ય તથા ઉદ્યોગહુન્નરની કેવી પાયમાલી થઇ રહી છે અને તેવી વિપરીત દશા શા કારણથી થઇ છે, તેનો વિચાર તેમને આવતો નથી એ જ આશ્ચર્ય થવા જેવું છે. સત્તા અને દ્રવ્યના પતન સાથે પરાધીનતામાં સપડાયાનું દૃષ્ટાન્ત એકલા હિંદનું નથી; મેક્સીકો, ઇજિપ્ત, દક્ષિણ અમેરિકાના ઇંગ્લૅન્ડ આદિ દેશોનાં પતનનાં દૃષ્ટાન્ત જગત આગળ મોજુદ છે. મનુષ્યસમાજ પોતાના બુદ્ધિબળથી અહંકારમાં છલકાઇ જઇ સમાનતા, પ્રેમ અને સત્યને ચૂકી ભ્રષ્ટ બને છે—માનવ-કર્તવ્યથી ચ્યૂત થાય છે ત્યારે તેનાં બુદ્ધિચાતુર્ય અને શૌર્ય સૌ નષ્ટ થતાં જાય છે. માનવજાતિના ગર્વ અને અનીતિભરેલા લક્ષણના સંહાર માટે સૃષ્ટિ-કર્તાએ સ્વાભાવિક નિયમ ઘડી રાખ્યો હોય છે, તે મુજબ એવી માનવજાતિઓનો વિનાશ થવા લાગે છે; એટલું જ નહિ પણ એ વિનાશકાળના પ્રારંભથી માંડીને અંત સુધી તેમનાં બુદ્ધિ અને ડહાપણ ધૂળધાણી થતાં જાય છે. ઇતિહાસ તેની સાક્ષી પૂરે છે. આજના સામ્રાજ્યવાદીઓ અને મૂડીવાદીઓ ઇતિહાસના આ સાચા પાસાને નિહાળીને અંતરદૃષ્ટિ કરી જોવાનો અવકાશ લેતા નથી એ તેમને અને દેશના સૌ આમવર્ગને માટે દુઃખદ સ્થિતિ કહી શકાય. ભૂતકાળનાં બળવાન સામ્રાજ્યો અને અગાધ શ્રીમંતાઇ કેવી રીતે નષ્ટભ્રષ્ટ થયાં તે વિવેક-બુદ્ધિથી વિચારી જઇને વર્તમાન જીવનમાં સુધારો કરવો એ રાજા અને પ્રજા દરેકનું પ્રથમ કર્તવ્ય છે. તાત્પર્ય કે ભૂતને વર્તમાનમાં મેળવીને પછી ભાવિની કલ્પનાઓ વિવેકબુદ્ધિથી કરવામાં આવે તો જ સમાજમાં શાન્તિ સ્થપાય.

દેવગિરિનો કિલ્લો મુસલમાન બાદશાહોને હસ્તક આવ્યા પછી તેમણે તેનું નામ દોલતાબાદ રાખ્યું અને કિલ્લાની નીચે દોલતાબાદ શહેર વસાવ્યું. તેની આસપાસ ફરતી પત્થરની દિવાલ બાંધી હતી જે આજે ખંડિત હાલતમાં છે. શહેરની ઘણી ઇમારતો પણ ખંડેર દશામાં છે. હાલનો દોલતાબાદ કસ્બો કિલ્લાથી એક માઇલ દૂર ઉત્તરમાં ૧૫૦૦ ઘરની વસતિવાળો છે.

રાજગૃહ (બિહાર) મણિલાલ જ. દ્વિવેદી

---

# ઉનાળાનો ગ્રામસુધારણાનો શિક્ષણવર્ગ

ખાસ કરીને ગામડાના શિક્ષકો, પંચાયત તથા સહકારી મંડળીના સભાસદો તથા સરકારી અને પ્રાન્તપંચાયતના અમલદારો, સામાજિક કાર્યમાં રસ લેનાર ભાઇબેનો, કૉલેજના વિદ્યાર્થીઓ, બેકાર પદવીધરો, તથા તેવી જ ઇતર વ્યક્તિઓ પણ આ શિક્ષણવર્ગમાં ભાગ લેઇ શકે છે.

ગ્રામપુનર્રચના કેન્દ્રસ્થાન કોસંબા તરફથી ગ્રામસુધારણામાં રસ લેતા કાર્યકર્તાઓને ગ્રામસુધારણાનું શિક્ષણ આપનાર અને ૧૯૩૭ની સાલનો ઉનાળાનો ગ્રામસુધારણાનો શિક્ષણવર્ગ તારીખ ૧૦મી મે ૧૯૩૭થી તારીખ ૨૯મી મે ૧૯૩૭ સુધી ચલાવવામાં આવનાર છે.

આ વર્ગમાં નીચેની બાબતો ઉપર શાસ્ત્રીય તથા પ્રત્યક્ષ શિક્ષણ આપવામાં આવશે. ગ્રામસુધારણાનાં મૂળતત્ત્વો ને પદ્ધતિ પ્રૌઢ શિક્ષણ, ગામડાંનું આરોગ્ય અને સ્વચ્છતા, ગામડાંનાં મનોરંજક સાધનો અને રમતગમતો, ખેતી, ઢોરના સાધારણ રોગો અને તેની માવજત, મરઘાંઉછેર, વાડાનાં શાકભાજીઉછેર, ફળઝાડઉછેર, કાંતણ, વણાટ, સીવણ તથા ભરતગૂંથણ કામ, ધોબીકામ સાબુ બનાવવાનું કામ, ટોપલા, સાદડી તથા સાવરણીઓ બનાવવાનું કામ રંગ તથા છાપકામ, દરજી તથા ગાંધીને ઉપયોગી દોરાના દડા બનાવવાનું કામ તથા દુકાનદારોને ઉપયોગી કાગળની કોથળીઓ બનાવવાનું કામ. વગેરે વગેરે નાના ગૃહઉદ્યોગો.

તે ઉપરાંત ગ્રામપંચાયત, બાળવીર પ્રવૃત્તિ ગ્રામસુધારણા, વગેરે વિષયે ઉપર વિવેચનો થશે. ગામડાંની પેદાશ ફાયદાકારક રીતે વેચવાની પદ્ધતિ વિષે આ વર્ગમાં ખાસ ધ્યાન આપવામાં આવશે.

વર્ગમાં કોણ દાખલ થઇ શકે છે: ગ્રામસુધારણામાં રસ લેતી વ્યક્તિ પછી તે ગમે તે જ્ઞાતિજાતિનાં પુરુષ અગર સ્ત્રી હોય તે પણ, દાખલ થઇ શકે છે. જેઓ ગામડાનાં ઓછામાં ઓછાં સુખસાધનોથી સંતુષ્ટ નથી તેઓએ અરજી કરવી નહિ. શિક્ષણ અંગ્રેજી તથા ગુજરાતી ભાષામાં આપવામાં આવશે પોતપોતાના વિષયમાં નિષ્ણાત ગણાતી જુદી જુદી વ્યક્તિઓ ભાષણો આપશે

દાખલ થવા અરજી કરનાર પ્રત્યેક અરજદારે અરજી સાથે રૂ. ૧૦ અંકે દસ, ખોરાકીખર્ચ માટે એડવાન્સ આપવા પડશે.

બોર્ડિંગમાંનો ખોરાક શાકાહારી રહેશે. વિદ્યાર્થીઓએ પોતાની સાથે પોતાનાં બિસ્ત્રો, થાળી, વાડકો, લોટો, ફાનસ, વગેરે પોતાની દરરોજની જરૂરી ચીજો

સાથે લાવવી પડશે. ખાટલાની જેને જરૂર હોય તેણે પોતાના કેમ્પ ખાટલા સાથે લાવવા. પૂરતી વૈદકીય અને રહેવા કરવાની વ્યવસ્થા કરવામાં આવશે.

બાનુ વિદ્યાર્થીઓ માટે ખાસ ઇલાયદી ગોઠવણ કરેલી છે, પણ તેમનો ખોરાક વર્ગના રસોડામાંથીજ મળશે.

રવિવાર તથા ઇતર તહેવારો પળાશે. પણ રજાને દિવસે વિદ્યાર્થીઓને ખર્ચે આજુબાજુનાં સ્થળો જોવા ફરવા માટે લેઇ જવામાં આવશે.

વર્ગ પૂરો થયે યોગ્ય વિદ્યાર્થીઓને પ્રમાણપત્ર આપવામાં આવશે.

જુદી જુદી સામાજિક સંસ્થાઓના સંચાલકો વર્ગની મુલાકાત લેશે, અને વખતોવખત ભાષણો આપશે. કેન્દ્રસ્થાનના સંચાલકો, પ્રગતિ ખાતાંના પ્રાન્તિક અમલદારો વર્ગમાં શિક્ષણ આપશે. તે ઉપરાંત ખાતાના અધિકારીઓ તેમજ રાજ્યના ઇતર અમલદારોનાં ભાષણો થશે.

વર્ગમાં દાખલ થવાની અરજીઓ વ્યવસ્થાપક, ગ્રામપુનર્રચના કેન્દ્રસ્થાન, કોસંબા તરફ મોડામાં મોડી તારીખ ૧લી મે ૧૯૩૭ સુધીમાં આવી જવી જોઇએ.

સુધરેલાં ગામડાંઓનું દિગ્દર્શન નીચેની બાબતોથી થશે:

(૧) શારીરિક:– પૂરતાં વૈદકીય સાધનો, રોગનિવારણની પદ્ધતિઓ, મનોરંજનનાં સાધનો. (૨) ખેતીવાડી:– ઉત્તમ પાક અને તે મેળવવાની ઉત્તમ પદ્ધતિ, જુદા જુદા પ્રકારની સહકારી મંડળીઓ, ઘરગથુ ધંધાઓ. (૩) શિક્ષણ વિષે:– છોકરાઓ તથા છોકરીઓનો જીવનક્રમ અને તેમની જરૂરીઆતો પૂરી પાડવી, પ્રૌઢ શિક્ષણ માટે રાત્રિશાળાઓ, ગ્રામપુસ્તકાલયો, નાટક, સંવાદ વગેરે, પ્રદર્શનો. (૪) ચારિત્ર્યની ખીલવણી:– બાળવીર પ્રવૃત્તિ, સ્નેહસંસ્થાઓ, ગર્લ ગાઇડ, બ્યુ બર્ડ, વગેરે. (૫) આધ્યાત્મિક:– સામાજિક કુરિવાજોનો ઉચ્છેદ, ધાર્મિક શિક્ષણ, ધાર્મિક ભજન, નાટક, સંવાદો, પ્રાર્થના, વગેરે.

નીચેના વિષયો ઉપર વિગતવાર માહિતી આપવામાં આવશે:

(૧) ગ્રામ સુધારણા. (૨) ગામડાંની સ્વચ્છતા અને આરોગ્ય. (૩) પ્રૌઢ શિક્ષણ. (૪) ગામડાંનાં મનોરંજક સાધનો તેમજ રમતગમતો. (૫) ખેતી. (૬) ઢોરઉછેર અને તેની માવજત. (૭) સહકાર. (૮) ગ્રામપંચાયત. (૯) ઘરગથ્થુ ધંધાઓ. (૧૦) ગ્રામઉદ્યોગો વિષે. (૧૧) ગામડાંની પેદાશ વેચવાની પદ્ધતિ. (૧૨) મરઘાંઉછેર.

કો. ત્રુ. પટેલ
તા. ૨૯:૧:'૩૭,
કોસંબા

ડી.એચ. આર. ડી. સુરી,
(વાય. એમ. સી. એ.)
વ્યવસ્થાપક, ગ્રામપુનર્રચના કેન્દ્રસ્થાન

# ગૃહઉદ્યોગોના વાર્ષિક ઉનાળાના વર્ગ

કોસંબા ગ્રામપુનર્રચના કેન્દ્રસ્થાન તરફથી ગામડાનાં ભાઇબહેનોને ઘરગથ્થુ ધંધાનું શિક્ષણ આપવા માટે સન ૧૯૩૬–૩૭ સાલનો ઉનાળાનો શિક્ષણવર્ગ તારીખ ૧૪:૪:૧૯૩૭ સોમવારથી તારીખ ૩:૭:૧૯૩૭ સુધી કોસંબા કેન્દ્રસ્થાનમા ચલાવવામાં આવનાર હોઇ જેમાં નીચેના વિષયોનું શાસ્ત્રીય તથા પ્રત્યક્ષ જ્ઞાન આપવામાં આવશે.

(૧) શાકભાજી અને ફૂલફળાદિના બાગબગિચા તથા નીચેના ગૃહઉદ્યોગો જેવા કે ટોપલા અને સાદડીઓ બનાવવાનું કામ, તથા સાવરણીઓ બનાવવા વિષે, તથા ગામડાંમાં પેદા થતા માલ ફાયદાકારક રીતે વેચવાની પદ્ધતિ વિષે, તા. ૧૪મી એપ્રીલથી તા. ૧લી મે સને ૧૯૩૭ સુધી શિક્ષણ આપવામાં આવશે.

(૨) મરઘાંઉછેર વિષે, સાબુ તૈયાર કરવા વિષે, કપડાં છાપવાના તથા રંગવાના કામ વિષે તથા ગામડાની પેદાશ વેચવાની પદ્ધતિ વિષે, તા. ૩જી મે સને ૧૯૩૭થી તા. ૨૨મી મે સને ૧૯૩૭ સુધી માહિતી આપવામાં આવશે.

(૩) ગામડાંમાં દૂધનો પુરવઠો, તેની સંભાળ અને તેમાંથી ચાલતા નાના ઉદ્યોગો, ઢોરઉછેર, ભરતગૂંથણ અને સીવણ તથા દોરડાં ભાંગવાં, વગેરે ગૃહઉદ્યોગો ઉપરાંત ગામડાની પેદાશ વેચવાની પદ્ધતિ વિષે, તા. ૨૪ મે સને ૧૯૩૭થી તા. ૧૨ જુન સને ૧૯૩૭ સુધી માહિતી આપવામાં આવશે.

(૪) કાંતવું, વણવું તથા દરજી અને ગાંધીના ઉપયોગ માટે દોરાના દડાની બનાવટ, દુકાનદારોને ઉપયોગી કાગળની કોથળીઓની બનાવટ, ઉપરાંત ગામડાંની પેદાશ વેચવાની પદ્ધતિ વિષે, તા. ૧૪મી જુન સને ૧૯૩૭થી તા. ૩જી જુલાઇ સને ૧૯૩૭ સુધી શિક્ષણ આપવામાં આવશે.

આ વર્ગમાં કોણ કોણ દાખલ થઇ શકે:– દરેક જ્ઞાતિજાતિનાં ગ્રામવાસી, પછી તે સ્ત્રી હોય કે પુરુષ હોય, તેઓ આ વર્ગમાં દાખલ થઇ શકે છે. ગામડાંનાં ઓછામાં ઓછા સુખસાધનોથી જેઓ સંતુષ્ટ ન હોય તેઓએ દાખલ થવા અરજી કરવી નહિ.

ભાષણો:– ગુજરાતી તથા અંગ્રેજી ભાષામાં આપવામાં આવશે.

વર્ગમાં દાખલ થનાર:– જો તે વડોદરા રાજ્યનો રહીશ હોય તો કોઇ પણ પ્રકારની ફ્લાસ ફી લેવામાં આવશે નહિ, પણ બીજાઓ પાસેથી દરેક અભ્યાસક્રમ (કોર્સ) દીઠ નામની ત્રણ રૂપિઆ ક્લાસ ફી લેવામાં આવશે.

દાખલ થનાર દરેક વિદ્યાર્થીએ પોતપોતાના બોર્ડિંગ ખર્ચ બદલ દર

ત્રણ અઠવાડીઆં માટે રૂ. ૭-૮-૦ અગાઉ (એડવાન્સ) આપવા પડશે. બોર્ડિંગમાં શાકાહારી ખોરાક મળશે.

વિદ્યાર્થીઓએ પોતાની સાથે લાવવાની વસ્તુઓ :- બિસ્ત્રો, થાળી, લોટો, વાડકો, પ્યાલો, ફાનસ, વગેરે દરરોજની જરુરિયાતી વસ્તુઓ દરેકે સાથે લાવવી જોઇએ. જેને ખાટલાની જરૂર હોય તેમણે પોતાના કેમ્પ ખાટલા લાવવા જોઇએ.

બાનુ વિદ્યાર્થીઓ માટે ખાસ ઇલાયદી સંતોષકારક વ્યવસ્થા કરવામાં આવશે.

વડોદરા રાજ્યના ગરીબ તથા લાયક વિદ્યાર્થીઓને દર ત્રણ અઠવાડીએ રૂ. ૭-૮-૦ શિષ્યવૃત્તિ તરીકે આપવામાં આવશે. આવી શિષ્યવૃત્તિઓ ફક્ત ૫૬ આપવાની છે. માટે જેમને જરૂર હોય તેમણે અરજીમાં જેમ બને તેમ જલદી માગણી કરવી. દરેક વર્ગ ૪૦ વિદ્યાર્થીઓનો ભરાશે અને તેમાં ફક્ત ૧૪ શિષ્યવૃત્તિ આપવામાં આવશે. ૪૦ કરતાં વધારે વિદ્યાર્થીઓને દાખલ કરવા કે કેમ તે વ્યવસ્થાપકની મરજીની વાત છે.

એક વિદ્યાર્થીને ત્રણ અઠવાડીઆની એક એવી વધારેમાં વધારે ત્રણ શિષ્યવૃત્તિઓ મળી શકશે, પણ તેણે પૂરેપૂરા ચાર અભ્યાસક્રમ (કોર્સ) પૂરા થતાં સુધી અભ્યાસ કરવો પડશે.

વર્ગમાં રવિવાર અને રાજ્યના બીજા તહેવારોની રજા આપવામાં આવશે.

વિદ્યાર્થીઓને પોતાને ખર્ચે સરકાર સવડ પ્રમાણે આજુબાજુનાં સ્થળો જોવા માટે લેઇ જવામાં આવશે.

વર્ગ પૂરો થયા પછી લાયક વિદ્યાર્થીઓને પ્રમાણપત્ર આપવામાં આવશે.

વર્ગમાં દાખલ થવા બાબતની અરજીઓ :- વ્યવસ્થાપક ગ્રામપુનર્રચના કેન્દ્રસ્થાન, કોસંબા તરફ મોડામાં મોડી ગુરુવાર તા. ૫ એપ્રીલ સને ૧૯૩૭ સુધીમાં પહોંચવી જોઇએ.

ગો. તુ. પટેલ
તા. ૨૯:૧:'૩૭,
કોસંબા

ડી. એચ. આર. ડી. સુરી,
(રાય. એગ. સી. એ.)
વ્યવસ્થાપક, ગ્રામ્યપુનર્રચના કેન્દ્રસ્થાન

---

## બાળલગ્ન

**સ્ત્રીપુરુષે** કઇ ઉમરે પરણવું જોઇએ, એ પ્રશ્નનો ખુલાસો પરણવાના કારણ ઉપર આધાર રાખે છે. જો પરણવું એ સંસારમાં પડવા માટે હોય તો સંસાર ચલાવવાની યોગ્યતા આવે એની ઉમરે પરણવું જોઇએ. પણ પરણવું જો પરણનાર સ્ત્રીપુરુષના હાથમાં હોય તોજ આ વિચારનો અમલ થઇ શકે.

જેઓએ પરણીને આજીવન સુખી કે દુઃખી થવાનું છે તેઓ તો બિચારાં બાજુએ રહે છે, તેમની સંમતિ કે વિચાર સરખો પણ લેવામાં આવતો નથી, અને તેમને પરણાવવાનું કામ માબાપ કરે છે. કેટલીક વખત ગોર કે ગાંયજા પણ આ કામ કરી આવે છે. આપણામાં કહેવત છે કે 'લંકાની લાડી અને ઘોઘાનો વર.' આ કહેવત ગોર સંબંધે પડી હોય તેમ લાગે છે. એક કાણી કન્યાનો વિવાહ કરવા ગોરને મોકલવામાં આવ્યા. ગોરે ઘોઘામાં આવી વર શોધી કાઢયો. વર એક આંખે આંધળો હતો અને તેની બીજી આંખમાં ફૂલ હતું! તેથી વરનાં માબાપે ગોરનાં ખિસ્સાં તર કર્યાં, એટલે ગોર વિવાહ કરીને આવ્યા. થોડા દિવસ બાદ ઘોઘાથી જાન આવી. તે વખતે કન્યાપક્ષની સ્ત્રીઓ ગાવા લાગી કે "લાડીએ લાડો જીતરિયો રે." ત્યારે વરપક્ષની સ્ત્રીઓએ ગાયું કે "મારો મૂળચંદ અમૂળગું ના દેખે રે." આ દાખલા ઉપરથી જણાશે કે ઘણીખરી હિંદુ જ્ઞાતિઓમાં લગ્ન એક ફારસરૂપ ઉજવાય છે.

હવે બાળલગ્ન હિંદુજાતિમાં શા કારણે થાય છે તે જોઈએ. પરણાવવાનું કામ માબાપને માથે હોવાથી તેઓ અનેક કારણો શોધી કાઢી પોતાનાં બાળકો જલદી પરણી જાય એમ ઇચ્છે છે. છોકરીનો વિવાહ વાસામાં પણ થઇ શકે એમ આપણા લોકોની માન્યતા છે; કારણકે કુલીનનો વર ઘોડીઆમાંથીજ ઝડપાઇ જાય છે.-તેથી કુલીનનો વર હાથ નહિ લાગે તે બીકે ઘણાં માબાપો પોતાની કન્યાનો વિવાહ નાનપણમાંજ કરી નાખે છે, પછીથી તે જોડું તનથી કે મનથી સરખું ન હોય તોપણ તેની તેઓ પરવા કરતાં નથી. કારણકે આ વીસમી સદીમાં પણ, 'વરમાંથી ઘર થશે' એ ઇષ્ટ કહેવતને ઠોકરે મારી કુળમાં અંધ બનેલાં માબાપો 'ઘરમાંથી વર થશે' એ કહેવતનું સંશોધન કરવા તનતોડ મહેનત કરી રહ્યાં છે. બીજું કારણ લગ્નમાં સવડનો વિચાર પણ કરવામાં આવે છે. અમુક માબાપને બે કન્યાઓ હોય અને નાની કન્યાની ઉમર ૯ કે ૧૦ વર્ષની હોય, તો એકજ પ્રસંગે બંને લગ્નખર્ચ ઉકેલી નાખવાને ઇરાદે બંને કન્યાઓનાં લગ્ન સાથે લેવાય છે. તે વખતે નાની કન્યાનો વર, જે બિચારો પોતડી પણ પહેરી જાણતો ન હોય તેને ઊંઘમાંથી ઉઠાડી ચોરીમાં બેસાડવામાં આવે છે. મંગળફેરા ફરવાનું કામ તેને બદલે તેમનાં માબાપ કરે છે! માબાપ વૃદ્ધ હોય તેથી તેમને મરણનો ભય રહે છે, જેથી પોતાની કન્યા પોતાના દેખતાંજ પરણી જાય એવી તેમની ખાસ ઇચ્છા હોય છે. તેથી પણ તેઓ પોતાની કન્યા છેક નાની હોય તોપણ પરણાવી દે છે.

ઘણા લોકો માને છે કે કન્યાદાન એ મોટામાં મોટું દાન છે. તેથી કન્યા-

કાળ વીતી ન જાય તે તરફ તેઓ ઘણું લક્ષ આપે છે. કન્યાકાળ વીતી ગયાં પછી કન્યાનું દાન કરવામાં આવે તો તેનું ફળ મળતું નથી, પણ પાપના અધિકારી થવાય છે, એવી પણ ઘણા લોકોની માન્યતા છે. પણ આ ઠેકાણે જણાવવું જરૂર છે કે પ્રાચીન ધર્મગ્રંથો તપાસશો તો માલમ પડશે કે સ્ત્રીને પણ પુરુષની માફક બ્રહ્મચર્ય પાળી વિદ્યાભ્યાસ કરવાનો હતો. સ્ત્રી જ્યાં સુધી લગ્ન ન કરે ત્યાં સુધી તે કન્યાજ કહેવાતી. દમયન્તી હંસના મુખથી નળનાં વખાણ સાંભળી તેનેજ પોતાના સ્વામી તરીકે સ્વીકારે છે. વિષયા ચંદ્રહાસને સૂતેલો જોઇ મોહિત થઇ જાય છે. તે જાગી ન ઊઠે તે માટે પગનાં ઝાંઝર વગેરે ઉતારી ચંદ્રહાસની પાસેનો કાગળ વાંચે છે, અને આંખના કાજળ વડે 'વિષ'ની પાસે 'યા' અક્ષર ઉમેરે છે. આવાં આવાં કામ નાની બાળકીઓથી તો નજ થઇ શકે. આ ઉપરથી સમજાશે કે પ્રથમ બાળલગ્નની પ્રથા ન હતી.

હવે બાળલગ્નથી થતા ગેરફાયદા વિચારીએ. બાળપણમાં મૃત્યુની સંખ્યા વિશેષ છે એ સૌ કોઇ અનુભવથી જાણે છે. માટે જો છોકરાછોકરીઓનાં લગ્ન શિશુકાળમાં કરવામાં આવે તો છોકરીઓને વિધવા થવાનો પ્રસંગ વધારે આવે છે. પરણી ઊઠયા પછી તુર્ત જ કે બીજે દહાડે રંડાપો આવ્યાના દાખલા ઘણાએ સાંભળ્યા છે. તે વખતે સમાજમાંથી હાયહાયની ચીનગારીઓ છૂટે છે કે 'બિચારીને ચોરીમાંથીજ રંડાપો મળ્યો; તેના દહાડા હવે કેમ જશે?' પણ આજ લોકોને પોતાની કન્યા પરણાવવાનો વખત આવે છે તે વખતે તે બધું ભૂલી જાય છે. બાળલગ્નથી પોતાનાં બાળકોની કેવી દુર્દશા થશે તેનો વિચાર સરખો પણ તેમને આવતો નથી. આ કેટલી બધી અજ્ઞાનતા! લગ્નનો લાહવો લેવામાં અંધ બનેલાં માબાપોને આ બધું કયાંથી સૂઝે! લગ્નનો લાહવો લીધો એટલે પત્યું બધું.

વિધવા સ્ત્રીની કેવી દશા થાય છે તે સૌ કોઇ સારી રીતે જાણે છે. જો તે બિચારીથી યૌવનકાળનો અગ્નિ સહન ન થઇ શકે તો અવળે માર્ગે દોરાય છે. પવિત્ર સ્થળોએ ગર્ભપાત જેવાં ઘોર કૃત્યો કરવામાં આવે છે. આ વખતે આખી જિંદગીનું કાળું ટીલું ચોંટે છે અને સમાજમાં મોં દેખાડવા સરખું પણ રહેતું નથી. પણ કન્યાને જો મોટી વયે પરણાવવામાં આવે તો તેને વિધવા બનવાનો પ્રસંગ ઓછો આવે છે અને કદાચ આવે તો તે પુખ્ત વયની હોવાથી કુમાર્ગે દોરાતાં અટકાય છે.

બાળલગ્નથી સ્ત્રીપુરુષના શરીર ઉપર ઘણીજ ખરાબ અસર થાય છે. કેટલીક સ્ત્રીઓ તરુણાવસ્થામાં મરણ પામે છે, તો કેટલીક યુવાન હોવા છતાં

ઘરડી ડોશીઓ જેવી અશક્ત અને ધોળી પુણી જેવી દેખાય છે. કાચી ઉમરે સ્ત્રીપુરુષનો સંબંધ થવાનું આ પરિણામ છે. નાના બળદને ધૂંસરી મૂકવાથી નુકશાન છે, તેમ સ્ત્રીપુરુષને સંસારના કામમાં કાચી ઉમરે જોડવામાં આવે તો તે પણ નુકશાનકારક છે, એમ સૌ કોઇ જાણવા છતાં તેનો અમલ કરતાં નથી એ કેટલી બધી મૂર્ખતા! કાચી કે નાની વયે જે સંતતિ થાય છે તે શક્ત અને સુદૃઢ હોતી નથી. આવી સંતતિ મને અને તને નિર્માલ્ય હોય છે. કેટલીક વાર પ્રસવ થતાંજ બાળમાતા મરણ પામે છે. અને કદાચ મરણ ન પામે તો મરતાં સુધી દમિયલ, વાયુવાળી, ક્ષયરોગી કે ખાટલાવશ રહે છે. જે પુરુષની ઉંમર નાની હોય છે તેને સંતતિ થવાથી તે તેનું ભરણપોષણ કરવાની ચિંતામાં પડે છે. અભ્યાસ કે ઉન્નતિના રસ્તા તરફ લક્ષ નહિ આપતાં કેવી રીતે કમાતો થાઉં તેનાજ તેને વિચાર થયા કરે છે. તેથી ગમે તેવી નોકરીમાં કે ધંધામાં જોડાય છે. આવી રીતે ટૂંક કમાણીમાં તે પોતાનું અને પોતાના કુટુંબનું જોઇતું ભરણપોષણ કરી શકતા નથી. પરિણામે તેઓ બધાં શરીરે નિર્બળ અને માયકાંગલાં બને છે.

ઉપરની હકીકતથી જણાશે કે બાળલગ્નથી કેવું નુકશાન થાય છે. છતાં માબાપો આ કુરિવાજને છોડવા તૈયાર નથી એ આજ સુધીના દાખલાઓથી જાણીતું છે. હમણાંજ ચાંગાના વતની અને આફ્રિકામાં વકીલાત કરતા બૅરિસ્ટર ભાઇ ચુનીભાઇએ અને આણંદના રાવસાહેબે[1] પોતાનાં બાળકોને બાળલગ્નની ગ્રંથીથી જોડી લગ્નના મહાવિદ્યાલયમાં પદવીઓ મેળવીને સંસ્કારી જનોમાં ખપતા માણસો તરીકે અજબ પડચો બતાવ્યો છે! હિંદી સરકારે 'શારદા ઍક્ટ' અને વડોદરાનરેશે 'બાળલગ્નપ્રતિબંધક નિબંધ' ઘડીને બાળલગ્નો અટકાવવા પ્રયત્ન કર્યો છે. પણ આ કાયદાઓથી સમાજ ઉપર જોઇએ તેવી અસર થઇ નથી. તેનાં કારણો બે છે: (૧) માબાપની અજ્ઞાનતા. ઘણાં માબાપ બાળલગ્નથી થતાં અનિષ્ટોથી માહિતગાર હોવા છતાં અને કાયદાનું ઉલ્લંઘન કરવાથી થતી શિક્ષાઓ જાણવા છતાં પોતાનાં બાળકોને નાનપણમાં પરણાવી દે છે. (૨) કાયદાને અમલમાં મૂકવામાં થતું મોળાપણું. વડોદરા રાજ્યમાં જે કોઇ બાળલગ્ન કરે તેને વધારેમાં વધારે રૂા. ૨૦૦ દંડ કરવો એવો કાયદો છે. છતાં કોઇ બાળલગ્ન કરે તો તેને રૂા. ૧૦, ૨૦, કે ૪૦ સુધીનો દંડ કરી છોડી મૂકવામાં આવે છે. વકીલ જેવા ગુનેગારને બે રૂપીઆનો દંડ કર્યાનો પણ

---

૧. આ ભાઇ સં. ૧૦:૫:૧૯૯૩, તા. ૨૧:૩:૧૯૩૭ને રોજ ગુજરી ગયા છે એમ દિલગીરી સાથે જણાવવું પડે છે. —તંત્રી

દાખલો બન્યો છે! આવી હલકી થતી સજાઓ જોઇને બીજાં માબાપો ઉપરની રકમ જેટલો લગ્નખર્ચમાં વધારો ગણી લેઇ લગ્ન કરવાની તૈયારી કરે છે અને વર હાથ લાગતાં તે લગન કરી નાખે છે. અંગ્રેજી રાજ્યમાં શારદા એક્ટનો આથી વધારે સારો અમલ થાય છે અને તેથી ત્યાં બાળલગ્ન અટકવા લાગ્યાં છે. પણ કેટલાંક માબાપ વડોદરા રાજ્યની શિથિલતાનો લાભ લેઇ ત્યાં પોતાના બાળવર પરણાવી આવી કાયદાની મશ્કરી કરે છે!

બન્ને રાજ્યના કાયદાઓનો ગર્ભિત અર્થ એ જ છે કે પોતાના રાજ્યોમાંથી બાળલગ્નની પ્રથા સદંતર બંધ થાય. શ્રીમંત મહારાજા સાહેબે પણ ગયે વર્ષે રાજ્યના કાદી બાળલગ્નનો અમલ કડકાઇથી થાય તે તરફ અમલદારોનું ધ્યાન ખેંચ્યું હતું. આ ઉપરથી જણાશે કે રાજ્યની ઇચ્છા આવક વધારવાની નથી, પણ પોતાનાં રાજ્યમાંથી આ બદી દૂર કરવાની છે. માટે શ્રીમંત મહારાજા સાહેબની શુભેચ્છાઓને બર લાવવી હોય તો કાયદાનો સખ્ત રીતે અમલ કરવો જોઇએ, અને તેવી સખ્ત સજાઓ સાંભળી બીજાં માબાપો પણ આપોઆપ બાળલગ્ન કરતાં બંધ થઇ જશે. આમ બન્ને રાજ્યોનું ધાર્યું પરિણામ હાથ લાગશે.

અને હિંદુસમાજ, ખરૂં તો તારે જ સમજવાનું છે. રાજ્યોએ તારા અને તારી પ્રજાના સુખને માટે કાયદાઓ ઘડ્યા છે. છતાં તું તેનું ઉલ્લંઘન કરી તારાં બાળકોને ખભે નાનપણમાં સંસારની ધૂંસરી મૂકી તારી મૂર્ખતાનું પ્રદર્શન કરાવે છે એ કેટલી બધી નવાઇ? ભલે સંસ્કારી જનોમાં ખપતા મોટા મોટા પદવીધરો કાયદાનું ઉલ્લંઘન કરી પોતાનાં બાળકોને નાનપણમાં પરણાવે, પણ તું તેમનું અંધ અનુકરણ કરતો નહિ. તેઓ ધારાશાસ્ત્રીઓ વગેરે હોવાથી તેમાંથી છૂટવાની બારી સહેજે ખોળી કાઢશે, પણ તું જો તેમ કરીશ તો અવશ્ય બેઇજ્જત થઇશ. કારણકે હાલમાં જ ડાકોર મુકામે ભરાએલ 'પાટીદાર મંડળે' બાળલગ્નની ફરિયાદો કરવાનું કામ નરસંડાના ભાઇ વેણીભાઇને સોંપ્યું છે. અને તેઓ ગઇ સાલની માફક ચાલુ સાલે પણ તે કામ હાથ ધરી મંડળની મુરાદ બર લાવશે તે નિઃસંદેહ વાત છે. તો તું હજુ ચેત અને તે ભાઇને કાયદાનો આશરો લેવો ન પડે તેવી સુગમતા કરી આપી તારી લાજ વધાર. 'લાંબા પાછળ ટૂંકો જાય, મરે નહિ તો માંદો થાય,' એ સૂત્ર અનુસાર કહેવાના કુલીનોનું અંધ અનુકરણ નહિ કરતાં સમાજની ઉન્નતિનો માર્ગ સરળ કરી આપ.

મહેળાવ મણિભાઇ ગોકળદાસ પટેલ

## 'પાટીદાર મંડળ' ફંડ

| | | | |
|---|---|---|---|
| શ્રી | પુરુષોત્તમ નારણભાઈ પટેલ, સેગવા | રૂા. ૧૧ | |
| ,, | મંગળભાઈ મકનદાસ પટેલ, કરમાલીઆપુરા | ૧૧ | |
| ,, | શંકરભાઈ ત્રિભુવનદાસ પટેલ, સેગવા | ૧૧ | |
| ,, | ચતુરભાઈ કાળિદાસ પટેલ, ચીખોદરા | ૧૦ | |
| ,, | કલ્યાણભાઈ દેસાઈભાઈ રાય, મોટાકરાળા | ૫ | |
| ,, | કાળિદાસ ફુલાભાઈ પટેલ, સેજાકુવા | ૫ | |
| ,, | ચુનીલાલ કેશુરભાઈ રાય, મોટાકરાળા, | ૫ | |
| ,, | છગનભાઈ કિશોરભાઈ પટેલ, કંડારી | ૫ | |
| ,, | પુરુષોત્તમ ગોવિંદભાઈ, ચંદાસર | ૫ | |
| ,, | પ્રભુદાસ લાલદાસ રાય, મોટાકરાળા | ૫ | |
| | મંડળની ઑફીસમાં વડોદરે આવ્યા | | રૂા. ૭૩ |
| શ્રી. | દેસાઈભાઈ હરજીભાઈ પટેલ, વાડાશિનોર | ૧૧ | |
| ,, | પ્રભુદાસ ભીખાભાઈ રાય, મોટાકરાળા | ૧૦ | |
| ,, | કેશવલાલ આશાભાઈ પટેલ, ઉમરેઠ (હાલ પૂં. આફ્રિકા, શિ. ૧૦) | ૬–૧૦ | |
| શ્રી | છોટાભાઈ ખુશાલભાઈ પટેલ, નાર | ૫ | |
| ,, | રેવનદાસ જેસંગભાઈ પટેલ, વાડાશિનોર | | |
| ,, | શિવાભાઈ હરિભાઈ પટેલ, ઓડ | ૫ | |
| ,, | હીરાભાઈ દાદાભાઈ દેસાઈ, વાડાશિનોર | ૫ | |
| | 'પાટીદાર'મંદિરમાં આવ્યા | | ૪૭–૧૦ |
| | પોષના 'પાટીદાર'માં સ્વીકારાએલા | | રૂા. ૨૦૭– ૦ |
| | કુલ આવ્યા | | ૩૨૭–૧૦ |
| | બાકી રહ્યા | | ૧૬૭૨– ૬ |

કુલ આવવા જોઈએ રૂા. ૨૦૦૦–૦

**સુધારો:** પોષના અંકમાં ભાઈ શંકરભાઈ ગોવિંદભાઈ પટેલ, **સાવલી,** એમના રૂા. ૫ આવ્યા છે એમ જણાવ્યું છે, ત્યાં **સાવલીને** બદલે **આરેળા** એમ વાંચવાનું છે.

**સૂચના:** નીચેના ત્રણ ભાઈઓમાંથી દરેકે રૂા. ૫ ડાકોર પાટીદાર પરિષદને પ્રસંગે લખાવેલા. તેમનાં ચોક્કસ શરનામાં અમારી પાસે નથી. તો તે દરેક

રૂા. ૫ મોકલી દેશે અને પોતાનું શરનામું અમને જણાવશે એવી આશા છે: (૧) શ્રી ઝવેરભાઇ કેશુરભાઇ, અજુપુરા, (૨) ફુલાભાઇ ઝવેરભાઇ, રામપુરા, અને (૩) મગનભાઇ શંકરભાઇ, સોજીત્રા. બીજા કોઇ ભાઇને ઉપરના કોઇ ભાઇનું શરનામું ખબર હોય તો તે પણ અમને જણાવશે એવી આશા છે.

સૌ ભાઇઓ પૈસા અમને નીચેને શરનામે અથવા 'પાટીદાર'મંદિર, આણંદ એ શરનામે મોકલી રૂા. ૨૦૦૦ પૂરા કરશે એવી આશા છે.

| | |
|---|---|
| વડોદરારાજ્ય પ્રજામંડળ ઓફીસ, | શિવાભાઇ ર. પટેલ |
| રાવપુરા, વડોદરા | મંત્રી, 'પાટીદારમંડળ' |

—*—

## ચર્ચાપત્ર

### ૫. 'અપંગની પ્રતિભા'—૪

ભાઇ મગનભાઇ પ્રભુદાસ દેસાઇના અનુવાદ 'અપંગની પ્રતિભા'ની સમાલોચના મેં આસોના અંકમાં કરેલી ને તે પુસ્તકમાં વપરાએલા કેટલાક શબ્દો વિષે ચર્ચા કરેલી. તે ઉપરથી એ ભાઇએ ચર્ચાપત્ર મોકલેલું ને પોષના અંકમાં છાપ્યું છે. તે ચર્ચા વિષે મેં માહના અંકમાં ખુલાસો છાપ્યો છે. તે ઉપર એમણે ફરી ચર્ચાપત્ર મોકલેલું તે ગયા અંકમાં છપાયું છે.

૧. એ ચર્ચાપત્રમાં વળી એક નવી ભૂલ તેમણે કરી છે: ચર્ચાપત્રના પહેલા પરિચ્છેદની ચોથી લીટીમાં તેમણે 'ઉપરોક્ત' શબ્દ વાપર્યો છે તે ખોટો છે. દેખાવમાં તે શબ્દ સંસ્કૃત છે, પણ સાચો સંસ્કૃત શબ્દ તો 'ઉપર્યુક્ત' છે. ઘણા સંસ્કૃત શબ્દો ખોટી રીતે ગુજરાતી ભાષામાં દાખલ થઇ ગયા છે, માટે નવા શબ્દો પણ એમ ખોટી રીતે દાખલ કરવા એ યોગ્ય નથી.

૨. क. 'સરતની' શબ્દ પણ એમજ ખોટી રીતે ગુજરાતીમાં દાખલ કરવો યોગ્ય નથી, 'નિરાહારી' જેવા શબ્દો દાખલ થઇ ગયા છે એનું અનુકરણ કરીને.

ख. ભાઇ મગનભાઇ જણાવે છે કે નિરાહાર—નિરાહારી જેવા શબ્દોને "જ મળતો બીજો વર્ગ ટાંકું તો, આઢ—આઢું, અધીર—અધીરૂં, પદ—પદું ઇ. પણ શબ્દો ('ઉ' પ્રક્ષિપ્ત ને ક્યાંક સાભિપ્રાય) છે." આ બીજો વર્ગ પહેલા વર્ગને મળતો નહિ, પણ જુદો જ છે. પહેલા વર્ગમાં સંસ્કૃત इन् પ્રત્યય લાગ્યા જેવું દેખાય છે, બીજા વર્ગમાં સ્વાર્થિક क પ્રત્યય લાગેલો છે; જેમ સં. घोटकः ઉપરથી ગુજરાતીમાં ઘોડું, ममूलकः ઉપરથી સમૂળું અને बधिरकः

ઉપરથી ગહેરૂં થાય છે, તેમજ સં. गाढकंनुं ગુજરાતીમાં ગાઢું થાય છે. આ વર્ગના શબ્દો સ્ત્રીપ્રત્યય સ્વીકારે છે, ત્યારે પહેલા વર્ગના ગુજરાતી શબ્દો તે નથી સ્વીકારતા, અવિકારજ રહે છે.

ग. પણ એમની મુખ્ય દલીલ તો ટુંકમાં આ હતી ને છે કે: "**સસ્તન**–નામ ન૦–Mammal તે પરથી **સસ્તની** વિ૦ Mammalian જેમ કે, સાક્ષર પુ૦ પરથી **સાક્ષરી** વિ." આ દલીલ પણ સાચી નથી. પ્રથમ તો सस्तन બહુવ્રીહી સમાસનો શબ્દ છે અને ઘણાખરા આ પ્રકારના શબ્દો વિશેષણ-રૂપે વપરાતા હોવાથી નપુંસકલિંગ નહિ, પણ ત્રિલિંગ છે. અને તેથી सस्तनः, सस्तना અને सस्तनम् થઇ શકે છે તથા તેજ સ્વરૂપે નામ તરીકે પણ વપરાય છે. सस्तन નામ તરીકે લેઇ એના ઉપરથી Mammalianને અર્થે વિશેષણ બનાવવું હોય તો सस्तनी નહિ, પણ सस्तनीय થાય; જેમકે सवर्ण ઉપરથી सवर्णीय, युरोप ઉપરથી અં. European થાય, સં. युरोपीय થાય (અં. e-ian = સં. ईय). એટલે सस्तनी શબ્દ કોઇ રીતે સાચો ઠરી શકતો નથી. અને 'નિરાહારી' જેવા શબ્દો ખોટી રીતે ગુજરાતીમાં દાખલ થઇ ગયા છે, માટેજ 'સસ્તની'ને પણ દાખલ કરવો? અને પછી 'સધની' 'સહૃદયી' 'સાકારી' 'નીલકંઠી' 'સ્વતંત્રી' વગેરેને પણ?

घ. અને સો પ્રશ્નનો એક પ્રશ્ન: ભાઇ મગનભાઇએ પોતાના પુસ્તકમાં 'સસ્તની' શબ્દને Mammalના અર્થમાં વાપર્યો છે કે Mammalianના અર્થમાં? સ્પષ્ટ રીતે Mammalનાજ અર્થમાં, ત્યારે તો 'સસ્તન' શબ્દજ વાપરવો જોઇતો હતો એ એમનીજ ઉપલી દલીલ સ્પષ્ટ કરે છે. પણ 'સસ્તની' વાપરી દીધો, માટેજ તે આ અર્થમાં નહિ તો એ અર્થમાં પણ સાચો છે એવો પ્રચાર કરવાનો આગ્રહ વિદ્યાપીઠના સંચાલકે શા સારૂ રાખવો?

૩. અંધબહેરી હેલનને માટે 'જોવું, સાંભળવું,' વગેરે પ્રયોગની શંકા વિષે ભાઇ મગનભાઇએ આપેલો ખુલાસો મને સંતોષજનક લાગેલો.

૪. 'કૌંસ'ને માટે ભાઇ મગનભાઇએ 'હંસ' શબ્દ વાપર્યો છે, તે વિષે મેં ઉઠાવેલી શંકાનો એમણે આપેલો ખુલાસો મને સંતોષ નથીજ આપતો. 'કૌંસ' શબ્દ અરબી 'કવ્સ' શબ્દ ઉપરથી આવ્યો છે એમ માનું છું. અં. Bracketનો શબ્દાર્થ 'ઓઠું રાખવું તે' 'ભીંતને કમાન જેવો ટેકો આપવો તે' એમ થાય છે અને તે ઉપરથી લક્ષણાર્થ 'કમાન જેવું ચિહ્ન' તે ( ) કૌંસ. તેમજ અરબી 'કવ્સ'નો શબ્દાર્થ 'કામઠું,' 'કમાન' અને લક્ષણાર્થ 'કમાન જેવું ચિહ્ન' તે ( ) કૌંસ.

क. પણ ભાઇ મગનભાઇ પૂછે છે કે "જો કમાન પરથી 'કૌંસ' અર્થ

મટાવી શકાય તો સં. कंस=goblet પરથી 'કૌંસ' અર્થ શું કામ ન બેસી શકે?" कंसનો શબ્દાર્થ 'કાંસું' ને લક્ષણાર્થ 'ધાતુનું જલપાત્ર' થાય છે. 'જલપાત્ર' ઉપરથી પાછો લક્ષણાર્થ કાઢવા જઈએ તો બહુ દૂર દૂર 'કમાન'નો ઘાટ નીકળે તો નીકળે. એના કરતાં વધારે નિકટનો શબ્દ તો અરબી 'કવ્સ' છે.

ख. ભાઈ મગનભાઈ પોતાને આધાર આપવા જણાવે છે કે "વિદ્યાપીઠના જોડણીકોશમાં 'કૌંસ' અને 'કંસ' બેઉ જોડણી મળે છે. (જુઓ કંસીકરણ, ધનુષ્કંસ, ગુરુકંસ, શબ્દો)" વિદ્યાપીઠના સાર્થ જોડણીકોશમાં 'કંસીકરણ,' 'ધનુષ્કંસ,' 'ગુરુકંસ' એ શબ્દોમાંના 'કંસ'નો અર્થ બેશક 'કૌંસ' આપેલો છે, પણ 'કંસ'નો અર્થ તો 'કૃષ્ણનો મામો' એટલો જ આપ્યો છે, ત્યાં 'કૌંસ' અર્થ કેમ નથી આપ્યો? એને માટે તો ખાસ 'કૌંસ' શબ્દ આપવો જ પડ્યો છે. આ દુરવસ્થાનો ખુલાસો તો એ જોડણીકોશના વિધાયકો જ કરી શકે.

ग. વળી ભાઈ મગનભાઈ કહે છે કે "ગુજરાતી ઉચ્ચારણ પણ 'કંસ' રૂપથી કથળતું નથી." અને 'ક્વ્સ' ઉપર થતું 'કૌંસ' "રૂપ તો ખોટું જ છે. કેમકે, કોસ, કૌસ સાધ્ય છે. અનુસ્વાર કોઈ રીતે સિદ્ધ નથી થતો." 'કંસ' ઉપરથી 'કૌંસ' રૂપ શી રીતે સિદ્ધ થાય એ ભાઈ મગનભાઈએ બતાવ્યું હોત તો સારું. બાકી 'કવ્સ' ઉપરથી તો 'કૌંસ' રૂપ થઈ શકે એમ છે: (૧) ખુદ સંસ્કૃતમાં इदित् ધાતુઓનાં રૂપમાં અનુસ્વાર દાખલ થઈ જાય છે: नद् ઉપરથી नंद, चद् ઉપરથી चंद्र, सुद् ઉપરથી सुंदर. (૨) યુક્તાક્ષર સાદા થતાં ગુજરાતીમાં વારંવાર પૂર્વાક્ષર ઉપર અનુસ્વાર દાખલ થાય છે: સં. अक्षि, પ્રા. अक्खि, ગુ. આંખ; સં. इष्टका, પ્રા. इट्ट, ગુ. ઈંટ; સં. वेष्टन, ગુ. વીંટણું; સં. छिद्र, ગુ. છીંડું. (૩) વળી છાયા—છાંયડો, પાશ—ફાંસો, बाहु—બાંય, पक्ष—પીંછ. (૪) ગ્રામ્ય ભાષામાં અનુનાસિક પૂર્વેના દીર્ઘ સ્વર ઉપર પણ અનુસ્વાર દાખલ થાય છે: નામ—નાંમ, કામ—કાંમ, ડામ—ડાંમ, લીમડો—લીંમડો, બેન—બેંન. (૫) કવ્સ—કૌસ—કૌંસ વર્ગના શબ્દો જોઈએ તો अवध—ઔંધ (Oudh)—ઔંધ; पृथुक પ્રા. पुहुअ—પહુંઆ—પૌંઆ, વગેરે. આમ કવ્સનો કૌસ થયા પછી અનુસ્વાર દાખલ થઈ 'કૌંસ' શબ્દ થઈ શકે તો આશ્ચર્ય નથી.

સંસ્કૃત, અરબી, કે ફારસી ભાષામાં ( ) કૌંસ વપરાતો જાણ્યો નથી. ગુજરાતી ભાષામાં તો અંગ્રેજી ભાષા ઉપરથી લેવાયો લાગે છે. સં. कंस ઉપરથી થવા કરતાં અર. ક્વ્સ ઉપરથી 'કૌંસ' શબ્દ થવાનો વધારે સંભવ દેખાય છે. ત્યારે એ શબ્દ પ્રથમ કોણે વાપર્યો ને कंस, ક્વ્સ કે શા ઉપરથી લીધો તે વિષે કોઈ પ્રકાશ પાડે તો જાણીએ.

'પાટીદાર'મંદિર, આણંદ નરસિંહભાઈ પટેલ

## ગ્રંથપરિચય

**૩૨. મારી જીવનકથા: જવાહરલાલ નેહરુ:** ગુજરાતીમાં ઉતારનાર –મહાદેવ હરિભાઇ દેશાઇ; પ્રકાશક–નવજીવન પ્રકાશક મંદિર, ગાંધી રસ્તો, અમદાવાદ; પૃષ્ઠ ૩૪+૯૮૦, છબિઓ ૬, કિંમત ત્રણ રૂપિયા. પં. જવાહરલાલે જેલમાં લખેલા "આ પુસ્તકમાં એ વિરલ વીરજીવનની કથા છે; યુવાવસ્થાથી જ વૈભવમાત્રને ફગાવી રણમાં ઝંઝૂમનાર, અનેક આઘાતોથી માથું લોહિયાણું થવા છતાં અણનમ રાખનાર, બલકે માથું હાથમાં લઇને ઝૂઝનાર યોદ્ધાના જીવનની કથા છે." મૂળ પુસ્તક તો પંડિતજીએ અંગ્રેજીમાં લખેલું. અંગ્રેજી વાચકોને તે એટલું તો પ્રિય થઇ પડેલું કે થોડા જ માસમાં તેના અંગ્રેજી પ્રકાશકને સાત આવૃત્તિઓ પ્રસિદ્ધ કરવી પડેલી. કોઇ હિંદી લેખકના અંગ્રેજી પુસ્તકની આટલા ટૂંકા સમયમાં આટલી આવૃત્તિઓ નીકળી હોય એવું જાણ્યામાં નથી. પોતાના જીવન સાથે હિંદુસ્થાનના આજના રાજકારણની પણ સુંદર સમીક્ષા કરેલી છે. આખું પુસ્તક નિખાલસ ભાવે લખાએલું છે ને મતભેદ હોય ત્યાં, ગાંધીજીના મતનો યે વિરોધ કરતાં એ સંકોચાયા નથી. આવા પુસ્તકનું ગુજરાતીમાં ભાષાન્તર થવાની જરૂર હતી જ અને ભાઈ મહાદેવભાઇએ સ્નેહભાવે એ કાર્ય કરીને ગુજરાતને ઋણી બનાવ્યું છે. મહાદેવભાઇની ગુજરાતી ભાષા સરળ ને સ્વચ્છ છે. એમણે પોતાના ઉપોદ્‌ઘાતમાં પંડિતજીના વિચારો સંબંધે ઘટસ્ફોટ કર્યો છે. ગાંધીજીના વિચારો સાથે જ્યાં પંડિતજીને મતભેદ છે, ત્યાં મહાદેવભાઇએ પંડિતજીના વિચારો સામે પોતાનો વિરોધ પણ દર્શાવ્યો છે. આવે પ્રસંગે એ મતભેદોની તુલના અને તે વિષેનો નિર્ણય કરવાનું વાચકની વિવેકબુદ્ધિ ઉપર રાખ્યું હોત તો ઇષ્ટ હતું. ખોરાક વાટીને ખવરાવવા કરતાં માણસને પોતાને ચાવીને ખાવા દેવાથી વધારે સારી રીતે તે પચી શકે છે અને વધારે પુષ્ટિકારક બને છે. પણ છતાં યે ભાષાન્તર તો ખૂબ સુંદર છે. વળી આવડો મોટો ગ્રંથ ત્રણ જ રૂપિયામાં મળે, એટલે સાધારણ સ્થિતિના માણસ પણ તે ખરીદીને વાંચી શકે. જાતિજીવનને આજને પ્રસંગે આ પુસ્તક વાંચ્યા વિના કોઇ ન રહે એમ ઇચ્છીએ. આવું સરસ પુસ્તક આપવા માટે અનુવાદકો અને આટલું સસ્તું આપવા માટે પ્રકાશકને ખરે જ ધન્યવાદ ઘટે છે.

**૩૩. આપણો આહાર.** સસ્તવની ગ્રન્થમાળા વર્ષ ૭, પુ. ૧: લેખક કાન્તિલાલ છગનલાલ પંડ્યા, એમ. એ., પી.એચ. ડી., ડી. આઇ. સી., પ્રોફેસર, સેન્ટ જોન્સ કોલેજ, આગ્રા; પ્રકાશક–પ્રસ્થાન કાર્યાલય, પારસી અગિયારી સામે, અમદાવાદ; પૃષ્ઠ ૯૨, કિંમત વાર્ષિક ગ્રાહકોને ૦–૪–૦

ટપાલખર્ચ માફ, છૂટક ૦–૬–૦ ટપાલખર્ચ જુદું. પ્રાણીમાત્ર હવા, પાણી અને આહાર ઉપર જીવે છે. કેવા આહારથી શરીરને લાભહાનિ થાય છે એ વિષે વૈદકશાસ્ત્રીઓએ બહુ જૂના કાળથી વિચાર કરવા માંડયા છે અને હવે તો તે વિષે વધારે શાસ્ત્રીય પદ્ધતિએ વિચાર ને નિર્ણય થવા લાગ્યા છે. યુરોપના ને હવે આપણા દેશના પણ શાસ્ત્રીઓએ એ વિષે નવેસરથી ધ્યાન આપવા માંડયું છે. આ પુસ્તક આપણને એ દિશામાં દોરવાનો પ્રયત્ન કરે છે. આ લેખકનો પ્રયાસ આ પુસ્તકને લૌકિક બનાવવાનો છે, છતાં તેમાં એ પૂરા સફળ થયા ન કહેવાય. વિટેમિન, પ્રોટીન, કેલોરી વગેરે શબ્દોથી એ અગત્યના વિષય સંબંધે જનસમાજને કંઇયે ખ્યાલ ન આવે. એવા શબ્દોના ભાવવાહક ગુજરાતી શબ્દો યોજી કાઢવા જોઇએ. ત્યારે જ લોક આવાં પુસ્તકનો સાચો લાભ ઉઠાવી શકે. વળી 'ગુજરાતી આહાર'ના પ્રકરણમાં કે છેવટે એક નવા પ્રકરણમાં કંઇક વ્યાવહારિક સૂચનાઓ આપવી જોઇતી હતી. આપણા આહારના કયા કયા-પદાર્થો વધારે પુષ્ટિકારક છે, કયા નવા ઉમેરવા જોઇએ, કયા બાતલ કરવા જોઇએ, આજની રાંધવાની પદ્ધતિમાં શા શા ફેરફાર કરવા જોઇએ એ બતાવવું જોઇતું હતું; ઉદાહરણ: ભાતમાંનું ઓસામણ કે બટાટાનાં છોતરાં કાઢી ન નાખવાં; પાતળી શેકાએલી રોટલી કરતાં જાડા બફાએલા રોટલામાં જીવનતત્ત્વ વધારે સારી રીતે સચવાઇ રહે છે; બધી વાનીઓ તળાએલી કરતાં શેકાએલી અને શેકાએલી કરતાં બફાએલી વધારે સહેલાઇથી પચી શકે છે ને તેમાં જીવનતત્ત્વ પણ વધારે સારી રીતે સચવાઇ રહે છે. માટે કૂકરમાં રાંધવું શ્રેયસ્કર છે અને ઘાસતેલના ડબાનો પણ કૂકર બનાવી શકાય; ભેંસના કરતાં ગાયનું દૂધઘી વધારે પોષક છે; ઊકરડે રેડાતી છાશમાંથી કઢી જેવો સસ્તો આહારપદાર્થ બનાવવો એ ગુજરાતની ખાસ વિશેષતા છે. બીજા પ્રાન્તોમાં કઢી નથી બનાવાતી; વળી અળવીનાં પાનને બદલે દૂધીનાં પાનનાં બાજીઆં બનાવી શકાય ને સ્વાદમાં ઓળખાય પણ નહિ; દૂધપાકમાં ચોખાને બદલે બટાટાની કાતળી એ જ વિધિએ નાખી શકાય ને તે વધારે પોષક બને. આવી આવી આહારની ઝીણવટો છેવટના એક પ્રકરણમાં બતાવી હોત તો જનસમાજને ખાસ લાભ થાત. છતાં એકંદરે પુસ્તક ઉપયોગી તો છે જ.

**૩૪. પ્રાથમિક શાળાના શિક્ષકનો સાથી,** 'શ્રી સયાજી સાહિત્યમાલા–પુષ્પ ૨૪૭મું: લેખક અને પ્રકાશક–ચુનીલાલ બેચરલાલ ભટ્ટ, બી. એ., બી. ટી., એફ. આર. જી. એસ., ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ; પૃષ્ઠ ૧૫+૧૭૮, કિંમત રૂ. ૧–૦–૦. આપણી પ્રાથમિક શાળાનો શિક્ષક

કેળવણીની સાચી દષ્ટિએ કેવી રીતે કામ કરી શકે અને બાળકો સમક્ષ વિષયો કેવી રીતે રજૂ કરી શકે એ, ટૂંકાણમાં, સ્પષ્ટ રીતે, તત્ત્વની ચર્ચા અને અનુભવના નીચોડથી, બનાવવામાં આવ્યું છે. અધ્યાપનની તાલીમ વગરના શિક્ષકોને આ પુસ્તક અત્યંત ઉપયોગી છે જ; પણ તાલીમવાળાને ય તે માર્ગ-દર્શક બન્યા વિના નહિ જ રહે. પ્રસ્તાવનામાં લેખક જણાવે છે તેમ જો આ પુસ્તક મુખ્યત્વે અધ્યાપનની તાલીમ વગરના શિક્ષકો માટે લખાયું હોય તો તેમાંનાં પહેલાં બે પ્રકરણ તેઓ સહેલાઇથી સમજી શકે તેવી રીતે લખવાં જોઇશે. વળી પુસ્તકમાં કોઇ કોઇ જગાએ ભાષાદોષ અને વ્યાકરણદોષ છે તે સુધારવાની જરૂર છે. પુસ્તકનું નામ 'સાર્થ' છે. અને પ્રાથમિક શાળાના શિક્ષકે શિક્ષણમાં તેની સલાહ વારંવાર લેવા જેવી છે. દે. ના. પ.

—*—

## પ્રસંગકથા

### ભ્રષ્ટમાનસના દુરાચાર

શ્રાદ્ધ માસના છેલ્લા અઠવાડિયામાં કાવીઠા ના. પેટલાદથી લખેલો, પણ રેલવેને કોઇ સ્ટેશનેથી ટપાલે નાંખેલો એક કાગળ મને મળ્યો. તેમાં એક પાટીદાર ગૃહસ્થે પોતાની કન્યા કોઈ બ્રાહ્મણ સાથે પરણાવ્યાની હકીકત લખી હતી. એ જ હકીકત અક્ષરશઃ મુંબઇનાં બે ત્રણ દૈનિક પત્રોમાં છપાઇ. પૂરતી ચોકસાઇ કર્યા વિના હું તો કોઇ વાત 'પાટીદાર'મા લેતો નથી, એટલે એ વાતની તપાસ કરવા બે ભાઇઓને કાગળ લખ્યા. તેમણે ઉત્તર આપ્યો કે એ વાત ભીલકુલ ખોટી છે. કાવીઠાથી કાગળ લખનારને લખી પૂછ્યું, તે તો રૂબરૂ આવી મળ્યા ને જણાવ્યું કે એ કાગળ મેં લખ્યો જ નથી. તેમણે કાગળ જોયો ને જણાવ્યું કે આ અક્ષર જ મારા નથી. આથી સ્પષ્ટ થાય છે કે કોઇ ભ્રષ્ટ માણસે અમે તેની ઉપર દ્વેષ્યાં હોવાથી એ કાગળ લખેલો. જાણ્યું છે કે આ વસ્તુ વકીલના હાથમાં મુકાઇ છે ને લખનાર માણસને પકડી કાઢી પોલીસમાં સોંપવાની તજવીજ થાય છે. ખરે જ આવા ભ્રષ્ટ માણસોને પકડી પાડી તેમના દુરાચારોનો તેમને બદલો આપવો ઘટે છે.

### ગુરુકુલના સ્નાતકનું લગ્ન

ઉત્તરખંડના ભાઈ સોમાભાઇ જેઠાભાઇ પટેલ ચરોતર પ્રદેશ આર્યસમાજના પ્રમુખ છે. તેમના પુત્ર ભાઇ મણિરાજ મુંબઇ પ્રદેશ ગુરુકુલના સ્નાતક છે. કેટલાંક વર્ષો ઉપર એ પ્રમુખ પિતાએ પોતાના સ્નાતક પુત્રને સ્વામી દયાનંદ સરસ્વતીના સિદ્ધાન્ત વિરુદ્ધ કોઇ ગામડે વેચી કન્યા આણેલી! લક્ષ્મી

આંઠો કરવા આવે ત્યારે તેનું અપમાન કેમ થાય? તે બાઈ એકેક માસ ઉપર ગુજરી ગયાં. ગુજરી ગયાં પૂરા બે માસ તો થયા નથી, ત્યાં તો એ પિતાએ એ સ્નાતક પુત્રને પાછા મુણાવમાં ભાઈ સોમાભાઈ કાળિદાસનાં પુત્રી બેન ચંચળબેન સાથે પરણાવી દીધા. ગત પત્નીને બે માસ તો હજી થયા નથી, પણ આપદ્ધર્મ આવી પડ્યો એટલે ક્યાં સુધી બેશી રહેવાય! આર્યસમાજના સિદ્ધાન્ત પ્રમાણે તો એ આપદ્ધર્મનું નિવારણ નિયોગ કે વિધવાવિવાહ કરીને થાય, પણ એમ કરવાની હિંમત પ્રમુખ પિતામાં કે સ્નાતક પુત્રમાં હતીજ ક્યાં? એટલે વિધુર-કન્યા લગ્ન કરી નાખ્યું. પરકણુદાપાં બધાં લેવાયાં દેવાયાં. પોતાને આર્ય કહેવરાવે એટલે લગ્ન આર્યસમાજના વિધિથી કરાવવું હતું, પણ એ વિધિ કરાવવાની આર્યસમાજના પંડિતે ખસીને ના પાડી. અને હિંદુ વિધિથી ક્રિયા કરાવનાર બ્રાહ્મણ તો આજે ક્યાં નથી જડતા? આવા પુરુષો વર્ષોથી આર્યસમાજને પ્રમુખસ્થાને ચોટી રહી શકે છે, આર્યસમાજનું ગુરુકુલ આવાય સ્નાતકો પકવી શકે છે, અને જ્યાં આવા લોક પોતાને હિંદુ નહિ, પણ આર્ય કહેવરાવવાનો ફાંકો રાખે છે! એ સમાજના મુખપત્ર 'આર્યપ્રકાશ'માં આ લગ્નની નોંધ પણ લેવાઈ નથી, વિરુદ્ધ ટીકા તો થાયજ શેની? સ્વામી દયાનંદ આજે આવે તો આવા લોકને સમાજમાંથી ઝાડી કાઢે, પણ આ લોકને પાકી ખાતરી છે કે સ્વામીજી આવવાનાય નથી ને પોતાનો વાંકો વાળ પણ કરી શકવાનાય નથી. હા બાપુ, कृण्वन्तो विश्वं आर्यम्–આમજ સમસ્ત વિશ્વને આર્ય બનાવજો!

## ડોશીમાનું સાહસ

સોજીત્રાની પ્રાગદાસ લાલજીની ખડકીના ભાઈ જગનભાઈ શંકરભાઈનાં પુત્રી બેન શાન્તાબેન પંદરેક વર્ષની ઉમરનાં છે. બેન શાન્તાબેનને માતા નથી, પિતા નથી; એટલે એમને જગનભાઈના કાકા જરોરભાઈ ભીખાભાઈનાં વિધવા પત્ની બેન રખનબાએ ઉછેરીને મોટાં કર્યાં છે. એ વૃદ્ધ રખનબાની સંમતિથી કન્યા શાન્તાબેનનો વિવાહ કન્યાના કાકાએ પીજના ભાઈ મગનભાઈ ખુશાલભાઈના પુત્ર ભાઈ અંબાલાલ સાથે કર્યો. ભાઈ અંબાલાલની ઉમર પચીસેક વર્ષની છે. પછી વ્યવહારમાં કંઈક વાંકું પડ્યું એટલે કન્યાના કાકાએ એ વિવાહ તોડવા પ્રયત્ન કર્યો. પણ એમ કરવાની કન્યાને ઉછેરનાર વૃદ્ધ માતા રખનબાએ ઘસીને ના પાડી. એટલે કન્યાના કાકા ભાઈ મગનભાઈએ પેટલાદ કચેરીમાંથી એ રખનબા, બેન શાન્તાબેનનાં મોટાં બેન જે વિધવા છે તે, વરના પિતા મગનભાઈ, વગેરે આ લગ્નનો આગ્રહ રાખનાર ઉપર લગ્નનો મનાઈ હુકમ કઢાવ્યો. પેટની દીકરી પેઠે પાળી પોષીને મોટી કરનાર

વૃદ્ધ માતાને આઘાત લાગ્યો કે એ દીકરીની આજ સુધી પરવા કર્યા વિના સુરતમાં રહેનાર કાકા આજે કયાંથી જાગ્યો? ગમે તેમ થાય, પણ ડોશીમાએ તો પૌત્રીનું લગ્ન કરવાનો નિશ્ચય કરી દીધો. ગઈ વદિ ૩જને રોજ પોતાના અમુક સંબંધીઓ સાથે એ કન્યાને લેઇને એ ડાકોર ગયાં, ત્યાં અનેક ગૃહસ્થોની રૂબરૂમાં એ બેન શાન્તાબેનનાં લગ્ન એ ભાઇ અંબાલાલ મગનભાઈ સાથે ધર્મવિધિથી કરાવ્યાં ને બીજે દિવસે સોજીત્રા ગયાં. ગમે તે જોખમે પણ, વ્યાવહારિક આંટીઘૂંટીઓ તોડીને પણ, પોતે ઉછેરેલી દીકરીનાં હિતદૃષ્ટિએ લગ્ન કરવાનું સાહસ કરનાર ૮૦ વર્ષનાં આ ડોશીમાને ખરેજ ધન્યવાદ ઘટે છે!

### કાનમના સુધારકને ઘેર લગ્ન

શિનોર તાલુકાના સેગવા ગામના ભાઇ પુરુષોત્તમદાસ નારણભાઇ રાજકીય અને સામાજિક સુધારામાં અગ્રેસર ભાગ ભજવે છે. એમને ઓળખતા અનેક ભાઇઓએ એમની પાસેથી અનેક સુધારાની આશાઓ રાખેલી. પણ હાલ એક ભાઇ જણાવે છે તે પ્રમાણે અણીને પ્રસંગે એ ભાઇ પાણીમાં બેસી ગયા છે. માહ માસમાં એમણે પોતાની પુત્રીનું લગ્ન મોટા કરાળાના એક રાય–કુટુંબમાં કર્યું. એ કુટુંબને શોભે એવી મોટી પરકણ આપી; ૫૦૦–૬૦૦ માણસ લગ્નપ્રસંગે આવેલાં તેમને જમાડી પુરાણપ્રિય લોકની વાહવાહ લીધી! ત્યારે બીજું શું બાકી રાખ્યું હશે? આવા અગ્રેસર થઇને ફરનારાજ સુધારાની આબરૂ વગોવે છે. આમ કાનમમાંજ મોટી પરકણ ભરે, છતાં ચરોતર મોટી પરકણ માગે છે એમ કહી તેને ગાળ દેવી એનો અર્થ શો? આપનાર મળશે ત્યાં સુધી લેનાર લેવાનાજ, એમના હૃદયપલટાની આશા રાખવી ફોકટ છે. હૃદયપલટો તો પીડિતોએ પોતે કરવાનો છે અને પીડકોને પરકણ આપી પોષતા બંધ થવાનું છે. પણ આવા આડંબર સુધા કો પીડિતોની બધી આશા ધૂળ કરે છે ત્યાંજ મોટું દુઃખ છે!

### "કંગાલિયત અને વરવિક્રયની વસમી વેદી

"વિરૂધુનગર, તા. ૨૩મી માર્ચ, શ્રી. વીલીપુટુર તાલુકામાં આવેલા પુનાલ્વલી ગામમાં એક ઘણોજ કમકમાટી ભર્યો બનાવ બનતાં આજુબાજુમાં ભારે અરેરાટી ફેલાઇ ગઇ છે. એવું જણાવવામાં આવે છે કે અતિશય ગરીબાઇને કારણે વરવિક્રયની વેદી ઉપર ત્રણ ઊછરતી આશાભરી બાળાઓનું બળિદાન દેવાયું છે. ગરીબ પિતા પોતાની ત્રણ પુત્રીઓ, જેમની ઉમર અનુક્રમે ૨૦, ૧૬, અને ૧૪ વર્ષની હતી, તેમનાં લગ્ન ન કરી શકયો. કેવળ ગરીબાઇ સિવાય અન્ય કશું કારણ ન હતું. સમજુ પુત્રીઓને આવી ગરીબાઇથી ભારે

લીગુપંન લાગી અને ત્રણેય એનો સંપ કરીને બાજુના કૂવામાં ડૂબી મરી" ('મુંબઇ સમાચાર,' તા. ૨૫ : ૩ : ૧૯૩૭). હિંદુ સમાજમાં દીકરીનું શું સ્થાન છે એનાં અનેક દૃષ્ટાન્તોમાં આ એક નવું દૃષ્ટાન્ત ઉમેરાયું છે. હા! સમાજની ભ્રષ્ટતાનો તે કંઇ પાર છે?

### સાચો ઉપાય બંડ

પણ આમ તો કેટલીયે કન્યાઓ પિતાને પોતાના લગ્નસંકટમાંથી બચાવવાને આપઘાત કરતી આવી છે. એવા પ્રસંગો જ્યારે બને છે, ત્યારે સમાજ 'હાય હાય!' પોકારી ઊઠે છે ને પછી તુરતજ એ સ્મશાનવૈરાગ્યને ખંખેરી નાખે છે. બીજીજ પળે સમાજના ભણેલા ગ્રેજ્યુએટો ને સ્નાતકો પણ કન્યાપિતાનાં ગજવાં ખાલી કરવાની વૃત્તિએ ફફોસે છે ને તેને દુઃખના દાવાનળમાં મૂકે છે. ત્યારે આમ કન્યાઓ આત્મહત્યા કરે, તેણે કંઇ દહાડો વળવાનો નથી. સમાજની ભણુની ગણુની કન્યાઓએ પ્રતિજ્ઞા લેવી જોઇએ કે જે વર પૈસાની લાલચે પરણવા આવતો હોય તેના કપાળમાં મેશનો ટીકો કરી પાછો હાંકી કાઢવો ને કહી દેવું: "જાઓ જાઓ, પરણ્યા હવે! જઇને પરણો કો'ક સોનાનાં ઇંડા મૂકનારી મરઘડીને!" આવું સંભળાવ્યા વિના આ ભૂંડા સમાજનો ભણેલો, પણ ભાન ભૂલેલો, લક્ષ્મીપૂજક ઠેકાણે આવવાનો નથીજ!

### વડોદરા રાજ્યમાં સ્ત્રીનું સ્થાન

એકંદરે હિંદુ સમાજમાં સ્ત્રીનું સ્થાન બહુ હીણું તો છેજ. પણ અંગ્રેજોમાં સ્ત્રીને વિષે કંઇક વધારે માનભાવના હોવાથી એ રાજ્યમાં સ્ત્રીની સ્થિતિ કંઇક ઠીક છે. બાકી દેશી રાજ્યોમાં તો કહેવાની કંઇ વાત નથી. ઠેઠ યુરોપ-અમેરિકા સુધી સુધરેલા તરીકે આબરૂ બાટી ગએલા વડોદરા રાજ્યમાંજ જુઓ તો ત્યાંના કાયદામાં સ્ત્રીનું સ્થાન પશુ સાથે છે. પરમભક્ત તુળસીદાસે ગાયું છે કે ढोल चमार पशु अरु नारी। ये सब ताडन के अधिकारी॥ બસ, નારી તો પશુ તુલ્ય! પુરુષના મહાત્રાસથી જે નાસીને સ્ત્રી નાસી જાય તો વડોદરા રાજ્યનો કાયદો તે સ્ત્રીને પશુની પેઠે પકડી આણી તેના પુરુષ ધણીને ખીલે બાંધી આપે! એ રાજ્યની ધારાસભામાં એ કાયદો કાઢી નાખવા માટે લોકમાન્ય સભાસદ ભાઇ છોટાભાઇ સુતરીઆએ ઠરાવ આણેલો. આ ઠરાવ એકસપાટે પસાર કરવો જોઇતો હતો. પણ તેને બદલે, તેની વિરુદ્ધ દલીલ કરતાં કોઇ રાજમાન્ય અમલદાર બોલેલા કે એ કાયદાથી ગરીબ કોમના પુરુષોને બહુ રાહત મળે છે! અને જાણવામાં આવ્યું છે કે એ ઠરાવ ધારાસભામાં પસાર નથી થયો. સ્ત્રીઓને પશુઓની પેઠે કબજે રાખવાના માનસવાળા જ્યાં અમલદારોજ હોય ત્યાં એવો ઠરાવ તે શેનો પસાર થાય? અને 'સ્ત્રીને પશુની

પેરે તેના માલીકને ખીલે બાંધી રાખનાર સુંદર પુરુષરાજ્ય' તરીકે એ રાજ્યની કીર્તિ યુરોપ-અમેરિકા સુધી પહોંચે એવી એ રાજ્યે પોતાના વાર્ષિક રિપોર્ટમાં અને રાજ્યના કીર્તિમંદિરમાં અગત્યને સ્થાને વ્યવસ્થા કરવી ઘટે!

**એકમાત્ર ઉપાય—સ્ત્રીનું બંડ**

આનો એકમાત્ર ઉપાય સ્ત્રીઓના હાથમાં છે ને તે પણ બંડ જ છે. આજ સુધીના માનવવંશના ઇતિહાસથી જોઇ શકાશે કે અતિપ્રાચીન કાળથી પુરુષે સ્ત્રીને અધીન રાખવાના ઉપાય યોજ્યા જ કર્યા છે. એટલે હાથે કરીને પુરુષ સ્ત્રીને મુક્તિ આપે એ આશા તો છેક જ દુરાશા છે. શેઠે ગુલામને ગુલામીમાંથી રાજીખુશીથી મુક્તિ આપ્યાનું એક પણ ઉદાહરણ ઇતિહાસને પાને નોંધાયું જાણ્યું નથી. અંગ્રેજની ગુલામીમાથી છટવાના બળવાન પ્રયત્ન કરનાર પુરુષોમાંથી પણ મોટે ભાગે તો સ્ત્રીઓની ગુલામી કાયમ રાખવાના જ મતના છે. ત્યારે સ્ત્રીઓએ પોતે જ ઊઠીને પોતાની મુક્તિ પ્રાપ્ત કરવી જોઇશે. એને માટે યથાયોગ્ય તપશ્ચર્યા તપવી જોઇશે, યોગ્યતા પ્રાપ્ત કરવી જોઇશે. ત્યારે જ મુક્તિમાર્ગ સરળ થશે.

**કેળવણી એ પ્રથમ સાધના**

સ્ત્રીઓએ પ્રથમ તો પોતાની સાચી સ્થિતિ સમજવી જોઇશે, પોતાની પરાધીનતાનું સાચું ભાન તેમને થવું જોઇશે. જ્યાં સુધી હાથે બેડી કડે નહિ ત્યાં સુધી તો તે તોડવાનું ભાન થાય નહિ. અને એ ભાન થવા તેમણે સાચી કેળવણી લેવી જોઇશે. આજના અક્ષરજ્ઞાનને હું કેળવણી માનતો નથી, હવે તો કોઇ માનતું નથી; પણ અક્ષરજ્ઞાન એ કેળવણીનું એક મહત્ત્વનું અંગ છે. અક્ષરજ્ઞાન વિના વારંવાર કેળવણી પાંગળી રહે છે. માટે અક્ષરજ્ઞાન તો સૌએ લેવું જ ઘટે. આપણા દેશમાં પુરુષોને જ જ્યાં પૂરતું અક્ષરજ્ઞાન મળતું નથી ત્યાં સ્ત્રીઓને તો મળે જ ક્યાંથી? ચરોતરમા પાટીદારો ખૂબ ઉન્નત સ્થિતિમાં દેખાય છે ત્યાં પણ સ્ત્રીઓ મોટે ભાગે અભણ છે. હવે તેમણે કેળવણી લેવા માંડી છે, કેટલીક બેનો અંગ્રેજી ભણતી થઇ છે, એકબે ગ્રેજ્યુએટ પણ થઇ છે. પણ સમૂહનો વિચાર કરીએ તો ચરોતરની બેનો અક્ષરજ્ઞાનમાં ઘણી પાછળ કહેવાય. એના કરતાં તો પાટણ વિભાગની પાટીદાર બેનો અક્ષરજ્ઞાનમાં ઘણી આગળ વધી ગઇ છે. જેમ ચરોતરમાં તેમ પાટણવિભાગમાં વાલમ, સંડેર, મણુંદ, બાલીસણા, ભાન્ડુ અને પાટણ એ છ ગામ કુળવાનશ્રેષ્ઠ ગણાય છે. એ છ ગામમાંથી ૧૩ બેનો ટ્રેનિંગ કોલેજમાં સિનિયર, ૧૬ પૂર્વપદ અને ૧ પ્રથમપદમાં પાસ થઇ ત્યાંની જુદી-જુદી શાળાઓમાં શિક્ષિકાઓ થઇ છે, એ કોલેજમાં ગયા વગરની ૬ શિક્ષિકા છે અને ૧૧ બેનો ટ્રેનિંગ કોલેજમાં

અભ્યાસ કરે છે. એમાંની ૨૭ સધવા ને ૨૦ વિધવા છે. આમ ચરોતર કરતાં એ ભાગની બેનોનું ભણતર ઘણું વધારે કહેવાય. એ બેનોએ સંઘ સ્થાપીને પોતાના પ્રદેશના સામાજિક સુધારાને વેગ આપવો ઘટે.

**લાંચરુશવત**

આખા હિંદુસ્થાનમાં, તેમાંયે ખાસ કરીને દેશી રાજ્યોમાં, લાંચરુશવતની બદી બહુ ભયંકર રૂપે ચાલી રહી છે. અમલદારો પોતાના સત્તામદમાં પ્રજાજનની પરવા કરે નહિ, કાયદેસર થવાનાં કામનો પણ વેળાસર નિકાલ કરે નહિ ને ગરીબ પ્રજાજનોને ધક્કા ખવરાવે. ગરીબોને પોતાની મહેનતમજૂરી ખોઈને ધક્કા ખાવે પાલવે નહિ, તેથી ગરજના માર્યા અમલદારોને ને તેમના કારકુનોને લાંચરુશવત આપી પોતાનું કામ કાઢી લેવાનો સોદો સસ્તો માને ને તેમ કરવા પ્રેરાય. લાંચ લેનાર તો તાકીને બેઠા જ રહ્યા છે. લાંચ લઈને તેમનું કામ જલદી કાઢી આપે, એ બીજા જુએ એટલે બીજા પણ એ જ માર્ગે જવાને પ્રેરાય. આમ આખા રાજ્યદેહમાં આ ભયંકર રોગ વ્યાપી જાય, ત્યાં પ્રામાણિક માણસો તો માર્યા જ જાય! આ સ્થિતિમાં એ રોગના નિવારણ માટે સખ્ત પગલાં લીધા વિના શુદ્ધિ થવાની બધી આશાઓ નિરર્થક છે. પંજાબની અને સિંધની સરકારે એ રોગનો નાશ કરવા સખ્ત પગલાં લેવા માંડ્યાં છે. ગયે માસે વડોદરા રાજ્યની ધારાસભામાં એ વિષે પગલાં લેવાનો ઠરાવ એક સભ્ય ભાઈ કાનજીભાઈએ આણ્યો હતો; પરિણામ શું આવ્યું તે જાણ્યું નથી, પણ આજ સુધીના ત્યાંના અનુભવ ઉપરથી પરિણામ કલ્પવું કઠણ નથી!

**એક ઉપાય**

અત્યારના કાયદામાં લાંચરુશવતના ગુના માટે પકડાય તો લાંચ લેનાર અને દેનાર બંને ગુનેગાર ઠરે છે ને બંનેને સજા થાય છે. પરિણામે એવી ફરિયાદ થતી જ નથી ને થાય તો સાબિત થવી કઠણ પડે છે. લાંચ લેનારને તો ખિસ્સાં તર કરવાની જ વાત હોય છે; લાંચ દેનારને પોતાનું કામ કઢાવવાની ને તે વિષેની અનેક ઉપાધિમાંથી બચવાની વાત હોય છે. આમ આને વધારે ગરજ હોય છે ને પેલાથી ને વધારે દબાએલો ને લાચાર હોય છે. ખરી રીતે એની સ્થિતિ હિંદુ સમાજની સ્ત્રી જેવી છે. આપણા ફોજદારી કાયદામાં સ્ત્રીપુરુષની એ નીચીઊંચી સ્થિતિ તરફ નજર રાખીને વ્યભિચારના ગુનામાં પુરુષને ગુનેગાર માન્યો છે, સ્ત્રીને નથી માની. તેવી જ રીતે લાંચના કાયદામાં લાંચ લેનારને ગુનેગાર માનવામાં આવે, લાંચ દેનારને બિનગુનેગાર માની લેવાય તો અનેક ગુના બહાર તરી આવે ને તે લાંચ દેનાર નિર્ભયતાએ સ્વીકાર કરે, એટલે એ ગુના સાબિત પણ થાય. આ રીતે એ બદી ઘણે અંશે

ઓછી થઇ જાય. વળી લાંચ દેનાર કરતાં લાંચ લેનાર વધારે ભણેલો હોય છે, વધારે જવાબદાર હોય છે એટલે એને પોતાની ફરજનું પણ વધારે ભાન હોવું જોઇએ અને ત્યારે એ ગુનો કરે તો એને તો સજા થવીજ ઘટે. લાંચ લેનારની સ્થિતિ આથી જુદી ને વિષમ હોવાથી, ગુના પકડી કાઢવાને હેતુએ પણ, એને માફી મળવી ઘટે.

**સોજીત્રામાં પ્રેતભોજન બંધ**

સન ૧૯૩૧માં સોજીત્રામાં શ્રી ચતુરભાઇ દેસાઇભાઇ ગુજરી ગયા ત્યારે પ્રેતભોજન બંધ કરાવવાની ચળવળ ચરોતરમાં પુરજોસથી ચાલતી હતી અને તે વખતે પ્રેતભોજન બંધ કરાવવા માટે યુવકોએ સોજીત્રામાં પીકેટિંગ કરેલું. પીકેટિંગ થયું છતાં તે વખતે પ્રેતભોજન બંધ થયું નહોતું. તે પ્રસંગે મરણ-નિમિત્તે બારમું બંધ કરાવવા માટે પ્રતિજ્ઞાઓ લેવડાવવામાં આવી હતી. પ્રતિજ્ઞા લેનારાઓમાં સોજીત્રાના ભાઇ પુરુષોત્તમ મોતીભાઇ પટેલ એક હતા. તેમણે પ્રસંગ આવ્યે પોતે લીધેલી પ્રતિજ્ઞાનું બરાબર પાલન કર્યું. તેમના પિતા ફાગણ સુદી ૩ને દિવસે ગુજરી ગયા. તેમની પાછળ સાત ભાગ કે તેથી પણ આગળ વધીને કરવા ધાર્યું હોત તો કરી શકત. પણ ભાઇ પુરુષોત્તમ પોતાની પ્રતિજ્ઞામાં મક્કમ રહ્યા અને પ્રેતભોજન બિલકુલ નહિ કરીને સોજીત્રા ગામ માટે અનુકરણીય દાખલો બેસાડ્યો છે. પિતાના સ્મારક માટે સારી રકમ કાઢવાનો વિચાર કરી રહ્યા છે. આશા છે કે સોજીત્રા ગામ આનું અનુકરણ કરશે.

**મલાતજમાં પ્રેતભોજન**

એક બાજુથી સરકારી ભાઇઓ આમ ઉન્નતિને માર્ગે ચઢે છે, ત્યારે બીજી બાજુથી પુરાણપ્રિય ભાઇઓ અવનતિને માર્ગે હજી ધસ્યે જ રહ્યા છે. પેટલાદ તાલુકાના મલાતજ ગામમાં ભાઇ ઇશ્વરભાઇ રણછોડભાઇ પટેલે બારમું નહિ કરવા, નહિ જમવા દેવમંદિરમાં પ્રતિજ્ઞા કરેલી. તેમનાં પત્ની ગયા માગશરમાં ગુજરી ગએલાં. તેમના ત્રણ પુત્રો આફ્રિકામાં છે, તેમણે ત્યાંથી માતા પાછળ પ્રેતભોજન નહિ કરવાની ને રૂા. ૧૫૦૦ હોસ્પીટલ ફંડમાં આપવાની સૂચના મોકલી. આ વિષે તેમણે પોતાના મિત્ર, ત્યાંનાંજ ભાઇ જેઠાભાઇ રણછોડભાઇને પણ સૂચના આપેલી. પણ રૂઢિજડ પિતા ઇશ્વરભાઇએ પોતાની પ્રતિજ્ઞાને પાણીમાં બોળી, પુત્રોની સૂચનાને ધૂળમાં રોળી, માસિયાને નામે પ્રેતભોજન જમાડવાની તૈયારી કરવા માંડી. તે અટકાવવા ભાઇ જેઠાભાઇએ અને ભાઇ મોતીભાઇ અમીને પ્રયત્ન કર્યા; પણ તેમના પ્રયત્નને અવગણીને પણ ભાઇ ઇશ્વરભાઇએ પત્ની પાછળ પ્રેતભોજનમાં રૂા. ૧૫૦૦ અને પિત્તળનાં વાસણ વહેંચવામાં રૂા. ૪૫૦ ધૂળ કર્યા! જ્યાં સુધી સમાજમાં આવા ઇશ્વર-

ભાઈઓ છે ત્યાં સુધી આપણી આર્થિક અવનતિ શી રીતે અટકવાની? એ આફ્રિકામાં વસતા પુત્રો જાણી લે કે પિતા ઉપર પોતે મોકલેલા પૈસાને પોતાની ઇચ્છા વિરુદ્ધ, કેવો દુરુપયોગ થાય છે!

### ધર્મજમાં ધર્મદાન

ધર્મજના શ્રીયુત ફકીરભાઈ વલ્લભભાઈ પટેલે પોતાની પાસેના ફંડમાંથી રૂ. ૨૦,૦૦૦ ધર્મજ ગામે પ્રસૂતિગૃહ ધર્મજ દવાખાનાને અંગે સરકાર કરે એવી શરતે આપેલા. વડોદરા રાજ્યે એ માગણી સ્વીકારી ધર્મજ માટે પ્રસૂતિગૃહ મંજુર કર્યું છે. મકાન બાંધવા જમીન મેળવવા તજવીજ ચાલે છે.

### કપડવંજમાં ધર્મદાન

કપડવંજનાં સાર્વજનિક કાર્યો માટે કપડવંજના વતની અને મુંબઈમાં રહેતા ઝવેરી શ્રી. ઓચ્છવલાલ અંબાલાલ ઝવેરીએ પોતાના પુત્રને લગ્નપ્રસંગે નીચેની શરતોએ ઉદાર રકમો ભેટ આપી છે: ૧. જો મ્યુનીસીપાલીટી ગામમાં કન્યાશાળા માટે જમીન તથા રૂ. ૫૦૦૦ આપે તો તેઓએ રૂ. ૫૦૦૦ ભેટ આપવા કબુલેલું છે, ૨. ગામની પ્રજાપ્રિય સંસ્થા સેવાસંઘની ઓફીસ વ્યવસ્થિત ચાલે તેટલા માટે ૫૦૦ વાર્ષિક, ૩. છાત્રાલયના મકાન ફંડમાં રૂ. ૨૦૦૦, ૪. પુના ટેલરિંગ કૉલેજમાં શીખવા જવા બે વિદ્યાર્થીઓનું શીખતા સુધીનું ખર્ચ આશરે રૂ. ૫૦૦, ૫. સાર્વજનિક વ્યાયામમંદિરમાં બેન્ડનાં સાધનો માટે તથા બેન્ડ માસ્તરના પગાર માટે રૂ. ૫૦૦, ૬. પુરુષોત્તમ હરગોવિંદદાસ મહાજન લાયબ્રેરીમાં સારી વ્યવસ્થા માટે રૂ. ૫૦૦, ૭. દશા શ્રીમાળી વણિક કોમના હિતને માટે કુલ રૂ. ૫૪૦૦, ૮. ઉપરાંત સાર્વજનિક વ્યાયામમંદિરના મકાન તથા જગ્યા માટે, અને એક સુંદર ટાઉન હૉલ બંધાવવા માટે સારી આશા આપી છે.

### સદ્ગત દિવાન સાહેબ

વીરસદના સુપ્રસિદ્ધ સદ્ગૃહસ્થ અને બેન ભક્તિબાના પિતા, લીમડીના નિવૃત્ત દિવાન ઝવેરભાઈ નાથાભાઈ અમીન તા. ૭ : ૩ : '૩૯ને રોજ ૮૦ વર્ષની ઉંમરે સદ્ગત થયા છે. ચરોતર પ્રદેશની કેળવણી અને સંસારસુધારાના પ્રશ્નોમાં તેમણે અગત્યનો ફાળો આપ્યો છે. પ્રેતભોજનની પ્રથા બંધ કરવામાં તેમણે પહેલ કરેલી. વીરસદની અંગ્રેજી શાળા પોતાને એકલાને ખર્ચે વર્ષો સુધી ચલાવેલી. ચરોતર એજ્યુકેશન સોસાયટીના શરૂઆતથીજ વાઇસ પ્રેસીડન્ટ થએલા. આ રીતે તેમનું જીવન અનેક રીતે અનુકરણીય હતું.

—*—

# શ્રી વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ

**મંડળ સમાચાર:** વ્યવસ્થાપક સમિતિની પાંચમી સભા ૨૭ : ૩ : ૩૭ને રોજ મળી હતી. મંડળ અને તેની સંસ્થાઓનાં ૧૯૩૭–૩૮નાં આવકખર્ચનાં અંદાજ નક્કી કરાયાં. મંડળે એકંદરે નવ હજાર રૂપિયાની ખોટ સંસ્થાઓ ખાતે પૂરવી પડશે.

મંડળનાં મકાનોમાંથી ફાજલ પડી શકે તે તથા ચોગાન ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળના ગ્રીષ્મ વ્યાયામવર્ગને વાપરવા માટે તા. ૫ : ૫ : '૩૭થી એક માસ માટે આપવાનું નક્કી કરવામાં આવ્યું છે. સદરહુ વ્યાયામવર્ગ ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ પોતાની જવાબદારીએ ચલાવનાર છે.

**મંડળની વાર્ષિક સામાન્ય સભા** તા. ૨ : ૫ : '૩૭ને રોજ સાંજના ચાર વાગે શેઠ મ. છ. હિં. ક. છાત્રાલયના મકાનમાં મળનાર છે.

**વિદ્યાલય સમાચાર:** હાલ વિદ્યાલયમાં ૧૩૭ વિદ્યાર્થીનીઓ છે, જેમાંથી ૧૦૭ છાત્રાલયમાં રહે છે. વર્ગો એપ્રિલની આખર તારીખોમાં ચઢાવાશે.

**વિદ્યાર્થિનીસંમેલન** આવતા માસની પહેલી અને બીજી તારીખે રહેશે. વિદ્યાલય તા. ૩ : ૫ : '૩૭થી બંધ થઈ તા. ૧૪ : ૬ : '૩૭ને રોજ ઉઘડશે. ઘેર જવા ઇચ્છનાર છાત્રાઓ તા. ૪ : ૫ : '૩૭થી ઘેર જઈ શકશે.

**છાત્રાલયમાં દાખલ થવા માટેનાં** પ્રાર્થનાપત્ર તા. ૩૧ : ૫ : '૩૭ સુધીમાં વિદ્યાલયના કાર્યાલયમાં આચાર્યને મળી જવાં જોઈશે. એના જવાબ ૧ : ૬ : '૩૭ને રોજ મોકલી આપવામાં આવશે. ત્યાર પહેલાં જવાબની આશા કોઈ ન રાખે. છાત્રાલયમાં જગાને અભાવે આવતા જુનમાં સંખ્યા ૧૨૫થી વધારે કરવાની નથી.

## ફંડ

ગાગશર માસના 'પાટીદાર'માં સ્વીકારેલા રૂ. ૧૩૪૫૪૮–૭–૧

### આફ્રિકા–મોમ્બાસા

| | |
|---|---|
| ડૉ. મણિભાઈ નારણભાઈ અમીન | શિ. ૩૫૧ |
| શ્રી. સુનીભાઈ વિ. પંડ્યા | ૨૦૧ |
| " છીતાભાઈ ડુંગરભાઈ પટેલ | ૧૫૧ |
| " ડાહ્યાભાઈ છીતાભાઈ " | ૧૫૧ |
| " ખડેચરભાઈ ગોવિન્દભાઈ પટેલ | ૧૫૧ |
| " રાવજીભાઈ નાથાભાઈ અમીન | ૧૫૧ |
| " સી. ડી. પટેલ, એન્ડ સન્સ | ૧૫૧ |

| | |
|---|---|
| શ્રી. ચતુરભાઈ બાદલાલભાઈ પટેલ | ૧૫૦ |
| ,, તુલસીભાઈ ભલાભાઈ પટેલ | ૭૫ |
| ,, ફુલચંદ નગીનદાસ ખડેરિયા | ૫૧ |
| ,, માણેકલાલ મહાત્મા | ૨૫ |

કુલ શિલિંગ ૧૬૦૮ = રૂા. ૧૦૬૩–૫–૦

| | |
|---|---|
| શ્રી પુરુષોત્તમદાસ છોટાભાઈ પટેલ, વડોદરા | ૨૫–૦–૦ |
| ,, ડાહ્યાભાઈ ઉમેદભાઈ ,, સુણાવ | ૫–૦–૦ |
| ,, વલ્લભભાઈ હાથીભાઈ દેસાઈ, નડિયાદ | ૫–૦–૦ |
| ,, મોમાભાઈ મણિલાલ પરીખની પેઢી તરફથી, વકીલ મણિલાલ મૂળચંદના સ્મરણાર્થે, નડિયાદ | ૫–૦–૦ |
| ,, મોમાભાઈ રણછોડભાઈ પટેલ, પોતાના ધર્મપત્ની બાકરબા પુણ્યાર્થે, નવાગામ | ૫–૦–૦ |
| ,, પરષોત્તમદાસ ત્રિભુવનદાસ, પોતાના ધર્મપત્ની સ્વ. અ. સૌ. ચંચળબેનના સ્મરણાર્થે, નડિયાદ | ૨–૦–૦ |

**સભાસદ લવાજમના ૧૯૩૬–૩૭ના**

| | |
|---|---|
| શ્રી ફકીરભાઈ બાપુજી પટેલ નરસંડા | ૧૨–૦–૦ |
| ડૉ. ભાસ્કરરાવ રામભાઈ ,, સાઢ્ઢા | ૧૨–૦–૦ |
| શ્રી. ગવજીભાઈ ચતુરભાઈ પટેલ, નડિયાદ | ૧૨–૦–૦ |
| ,, હીરાભાઈ ચતુરભાઈ ,, ૧૯૩૭ ૩૮ના નડિયાદ | ૧૨–૦–૦ |

કુલ રૂા. ૬૩૫૭૦૬–૧૨–૧

બાદ ખર્ચ : સ્થાવર જંગમ મિલકત રૂા ૮૪૫૯૭–૧૫–૯
કુલ ચાલુ ખર્ચ રૂા ૧૧૪૫૬–૮–૦

રૂા. ૯૬૦૧૪–૭–૯

બાકી શિલક રૂા. ૩૯૭૯૨–૪–૪

વિ. કન્યાકેળવણી મંડળ
નડીઆદ, તા. ૧૨ : ૪ : '૩૭

દેસાઈભાઈ નાથાભાઈ પટેલ.
રાવજીભાઈ મણિભાઈ પટેલ,
મંત્રીઓ : વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ

આ પત્રિકા આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં પટેલ મોતીભાઈ મથુરભાઈએ
શ્રી. દેસાઈભાઈ નાથાભાઈ પટેલને માટે છાપી, તા. ૧૨ : ૪ : '૩૭

Reg. No. B. 1785

૧૯૯૩ વૈશાખ

# પાટીદાર

વર્ષ ૧૪ અંક ૭

આમ જો મારી ખાતરી હોય કે હું ખાઉં છું તે ખોરાકનો એકેએક કોળિયો શરીરને બાંધવા ને ટકાવવા માટે છે, તો હું જીભના સ્વાદને ખાતર કદી ખાવાની ઇચ્છા ન રાખું. હું એ પણ સમજું કે અમુક વસ્તુઓ સ્વાદિષ્ટ છે એટલા માટે, ભૂખ કે શરીરને ટકાવવાનો વિચાર ન હોય તોયે, હું ખાઉં તો એ રોગનું ચિહ્ન છે, અને મારે એ રોગ મટાડવાનો ઇલાજ કરવો જોઇએ; એ ધર્મ કે નીરોગી વસ્તુ હોય એવી રીતે એને તૃપ્ત કરવાનો વિચાર મારે ન કરવો જોઇએ. એજ પ્રમાણે, મારા મનમાં એવી પાકી ખાતરી હોન કે પ્રજોત્પત્તિની સ્પષ્ટ ઇચ્છા વિનાનો સ્ત્રીસંગ એ અધર્મ અને શરીર મન અને આત્માને હાનિકારક છે, તો એ વામનાનો વિરોધ કરવો મને સહેલો પડશે—કેવળ વાસનાની તૃપ્તિ ધર્મ ને લાભદાયક છે કે નહીં એને વિષે મારા મનમાં સ્પષ્ટતા ન હોય એના કરતાં તો અવશ્ય વધારે સહેલો પડશે.

('હરિજનબંધુ,' તા. ૨૫:૪:'૩૭) ગાંધીજી

તન્ત્રી: નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

# સમાવેશ





બેટ: બેનોને વિનાલવાજમ 'પાટીદાર' આપવાના ફંડની રકમ થઇ રહી હતી, તે ઉદાર હાથે મોકલવા ભાઇબેનોને મેં વિનંતી કરેલી. જણાવતાં આનંદ થાય છે કે એ ફંડમાં કંપાલાથી ભાઇ છોટાભાઇ સોમાભાઇ પટેલે (શિ. ૨૫=) રૂા. ૧૬-૧૦, નૈરોબીથી ભાઇ પુરુષોત્તમ કરમસદકરે (શિ. ૨૦=) રૂા. ૧૩-૬, એડનથી ભાઇ શંકરભાઇ સોમાભાઇ પટેલે રૂા. ૧૦, પોતાનાં પત્નીને પુણ્યાર્થે નડીઆદથી ભાઇ સોમાભાઇ દેસાઇભાઇ પટેલે રૂા. ૫ અને નવાગામથી ભાઇ સોમાભાઇ રણછોડભાઇ પટેલે રૂા. ૩, કાપ્રીગેટથી ભાઇ મગનભાઇ બી. પટેલ (શિ. ૧=) રૂા. ૦-૧૦, તથા રૂઉવા એસ્ટેટથી ભાઇ રામભાઇ પુરુષોત્તમ પટેલે (શિ. ૧=) રૂા. ૦-૧૦, મળીને કુલ રૂા. ૪૯-૪-૦ મોકલ્યા છે, તે ઉપકાર સહિત એ ફંડ ખાતે જમા કર્યા છે. જે બેનોને વિનાલવાજમ 'પાટીદાર' વાંચવું હોય તે પોતાને હાથે અહીં કાગળ લખી જણાવે. હજી પણ ઉદાર ભાઇબેનો એ ફંડમાં રકમ મોકલશે એવી આશા છે.


આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે છાપ્યું અને
છજીબા નરસિંહભાઇ પટેલે આણંદમાં પ્રકટ કર્યું. તા. ૧૧:૫:'૩૭

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૩ | આણંદ | વૈશાખ
વર્ષ ૧૪ | | અંક ૭


## લગ્ન : નૂતન રેખાંકન

('લગ્ન : નૂતન રેખાંકન' વિષે સમાજનાં નરનારીને વિચાર કરતાં કરી મૂકવા જે પ્રશ્નાવળી 'ફુલછાબ' પત્રે પોતાના તા. ૫:૫:૧૯૩૪ના અંકમાં પ્રસિદ્ધ કરી હતી, તેની નકલ આ માસિકના સં. ૧૯૯૧ના ફાગણના અંકમાં પ્રસિદ્ધ કરી હતી. તે પ્રશ્નોના કેટલાક ભાઇઓ તરફથી આવેલા ઉત્તર તે પછીના અંકોમાં છાપેલા. તેવામાંજ ભાઇ ડાહ્યાભાઇએ 'ફુલછાબ' ઉપર મોકલેલા ઉત્તરની નકલ અહીં પણ મોકલેલી, તે છેક આજે છાપી શકાય છે. બહુ દિવસો થઇ ગયાથી વાચકને પ્રશ્નો વિના એકલા ઉત્તરથી સંતોષ થાય નહિ, એમ માની ફરીથી પ્રશ્નો છાપી જે તે પ્રશ્ન નીચેજ ભાઇ ડાહ્યાભાઇના ઉત્તર છાપ્યા છે. બીજા કોઇ ભાઇબેનના ઉત્તર આવશે તો હવેના અંકોમાં છપાશે. —તંત્રી) ૧

પ્રશ્ન ૧: લગ્ન એટલે બે વ્યક્તિઓએ પુખ્ત ઉમરે સ્વેચ્છાથી અને સમજણપૂર્વક કરેલો મૈત્રીનો કરાર: લગ્નની આ વ્યાખ્યા તમે સ્વીકારો છો કે નહિ? ન સ્વીકારતા હો તો તમારી લગ્નની વ્યાખ્યા આપશો?

ઉત્તર: હા. મને આ વ્યાખ્યા 'લગભગ' સંપૂર્ણ લાગે છે. સ્વેચ્છાથી અને સમજપૂર્વક જે મૈત્રીનો કરાર થાય તેમાં, તે પહેલાં આવશ્યક સંવનન દ્વારા એકબીજાને ઓળખવાનો, સમજવાનો પ્રયત્ન થયોજ હોય. પુખ્ત વયે એ કરાર થાય તો બન્નેએ બને તેટલો માનસિક અને શારીરિક વિકાસ સાધ્યો હોય. એવા કરારમાં નાત જાત અને પ્રાન્તનો પ્રશ્ન રહેતોજ નથી. જગત જેવડા વિશાળ ક્ષેત્રમાંથી તે (સ્ત્રી કે પુરુષ) ગમે તેની સાથે સ્વેચ્છાથી અને સમજપૂર્વક મૈત્રીનો કરાર કરી શકે છે.

પરંતુ ઉપર મેં જે 'લગભગ' શબ્દ વાપર્યો છે તે સકારણ છે. પુખ્ત વયે સ્વેચ્છાથી એ કરાર થાય છતાં એમાં વડીલોની સલાહ લેવાય એ મને આવશ્યક

લાગે છે.' યૌવન ગમે તેટલા ઊંચા આદર્શોથી ઘડાએલું હોય, પણ તેમાં વિવેકબુદ્ધિની ઊણપ હોય છે. આમાં અપવાદ ભલે હોય, પણ સામાન્ય રીતે ઊગતું યૌવન એટલે 'ગદ્ધાપચીસી.' એમાં વિવેક અને ઠરેલપણું ઓછું અને મસ્તી વધારે હોય છે. વળી જીવનનો એ મંથનકાળ છે, અનેક ફૂટ પ્રશ્નોનો પાર તે વખતે તે પામી શકતું નથી. તે સુંદર સ્વપ્નમાં રાચે છે અને ભાવિની જીવનરેખાઓ દોરે છે; દોરે છે ને ભૂંસે છે. તે સ્થિર થઈ શકતું નથી. તેનો સ્વભાવ કંઈક ઉતાવળો અને વખતે સ્વચ્છંદી હોય છે. તે તાત્કાલિક ઊર્મિઓને વશ થાય છે. તેના કાર્યમાં આવેશ, ક્ષણિક ઉભરો હોય છે, એટલે તે શમતાં તેને પોતાની વાસ્તવિક સ્થિતિનું ભાન થાય છે.

આથી બે વ્યક્તિઓ મૈત્રીનો કરાર ભલે કરે, પણ તે પહેલાં વડીલોની સલાહ લે તો તેમનો કરાર વધારે સુખમય અને ચિરસ્થાયી બને. એટલે મારી વ્યાખ્યા આ પ્રમાણે થાય: 'લગ્ન એટલે બે વ્યક્તિઓએ સ્વેચ્છાએ અને સમજપૂર્વક, વડીલોની સલાહ લેઈને, કરેલો મૈત્રીનો કરાર.'

વ્યાખ્યામાં સલાહને ગૌણપદ આપવામાં આવે તોપણ વાંધો નથી. વળી 'વડીલો' શબ્દથી ભડકવાની જરૂર નથી, કારણકે જૂનવાણી વડીલોનો આમાં સમાવેશ થતો નથી. અહીં ના વડીલો એટલે જૂનવાણીથી પર નવી ભાવનાઓથી ઘડાએલાં આપ્તજનો—માતાપિતા અથવા અન્ય વાલીઓ, આચાર્યો (પુરોહિતો નહિ, પણ શિક્ષકો), વગેરે.

વડીલો ઠરેલ હોય, તેમનું વ્યાવહારિક અને અનુભવજ્ઞાન જરૂર વધે. તેમની સલાહ તેને (યુવકને કે યુવતીને) જરૂર માર્ગદર્શક થઈ પડે. અહીં સલાહના બંધનની કે સંમતિની અનિવાર્ય આવશ્યકતા સ્વીકારવાનો સવાલ નથી. મતભેદ હોય તો એકબીજાને સમજાવવાનો પ્રયત્ન થાય. સલાહ ઉપર પૂર્ણ વિચાર થાય. છતાં સમજુતી ન થાય તો એટલા મંથનને પરિણામે આવેલો નિર્ણય, વડીલોની સંમતિ ન મળે તોપણ, ઉમદા હોય. વડીલો આપખુદ હશે તો તો તેમની સલાહની કશી કિંમત નથી રહેવાની

પ્રશ્ન ૨: લગ્નની સંસ્થા માનવી માનવી વચ્ચેના, ખાસ કરીને સ્ત્રી અને પુરુષ વચ્ચેના, સંબંધને વ્યક્તિગત અને સમૂહગત કલ્યાણની દૃષ્ટિએ સુયોગ્ય સ્વરૂપ આપવા અર્થે અસ્તિત્વમાં આવી છે; એ કેવળ સામાજિક પ્રબંધ છે: લગ્નસંબંધની આ વિચારણા તમે સ્વીકારો છો કે નહિ? ન સ્વીકારતા હો, તો લગ્નની સંસ્થાના આશય સંબંધમાં તમારી વિચારણા શી છે તે કહેશો?

ઉત્તર. ઘ. સ્મૃતિઓ અને મહાભારતના વાચનમાંથી પણ મને એ જ

સમાજની વ્યવસ્થા માટેના નૈતિક અને વ્યાવહારિક નિયમોમાં ન રહેતાં આત્મા, પૂર્વજન્મ, પુનર્જન્મ, સ્વર્ગ, નરક, ઈશ્વર, શયતાન, માતા, મહાદેવ, વગેરે અસત્ય અને કાલ્પનિક બાબતોમાં ઊતરી પડ્યું; માનવજાતિ અધોગતિને પંથે ચાલી

એ અધોગતિ હવે તો એટલી હદે પહોંચી છે કે કાર્લ માર્ક્સનું 'Religion is the opium of people,' એ કથન તદ્દન સાચું લાગે છે. એથી 'ધર્મ' શબ્દજ એટલી ઘૃણા ઉપજાવે કે ઉપર આપેલી વ્યાખ્યા પ્રમાણે તેને રાખવો કે કેમ, તેનો પુનરુદ્ધાર કરવો કે કેમ, એજ વિવાદાસ્પદ થઈ પડ્યું છે.

સમાજનું હિત સાધનાર દરેક પ્રબંધ ધાર્મિક લેખી શકાય. કરારમાં જે પવિત્રતા અને બંધનકારકતા રહેલી છે, તે આ નવી વ્યાખ્યા પ્રમાણે ધાર્મિક છે. કરારનો સ્વીકાર સ્ત્રીને અને પુરુષને પોતાનો ધર્મ – ફરજ બજાવવા પ્રેરે છે. કરાર હોય ત્યાં સુધી અન્યોન્ય પવિત્ર રહેવાનું બંધન તેઓ સ્વીકારે છે. કરારને બને તેટલો ચિરસ્થાયી બનાવવો એ પણ તેમની ફરજ બને છે. કારણકે વ્યક્તિગત કરાર જેટલા ઓછા તૂટે તેટલું સમૂહગત કલ્યાણ વધારે થાય. કરાર તૂટવાને અંગે ઉભા થતા પેટાસવાલોનો બોજો, કરાર જેટલા ઓછા તૂટે અને ક્લેશમંદ નિવડે તેટલો, ઓછો થાય

આજ રીતે લગ્નની સંસ્થાને ધર્મ સાથે સંબંધ છે. પણ આજે જોવામાં આવતા ધર્મની અધોગતિ અને તેના અનર્થો એટલા વધી પડયા છે કે એ જડ અને ભ્રષ્ટ 'ધર્મ'નો પુનરુદ્ધાર થાય તેજ કદાચ ભાવિ પ્રજાને ન ભાવે. એટલે એ સ્થિતિમાં તો જે થાય તે ખરું.

પ્રશ્ન ૪: લગ્નસંબંધ એટલે કે મૈત્રીના કરારની બંધનકારકતા અને પવિત્રતા કેટલી? એક વાર લગ્નસંબંધ બંધાયા પછી સંજોગોમાં જિન્દગીના અંત સુધી એ સંબંધ ચાલુ રાખવો જોઈએ એમ માનો છો? કે સંબંધ બાંધનાર બે વ્યક્તિઓ વચ્ચેનો મેળ તૂટતાં એ સંબંધ તોડી શકાય એમ માનો છો? આ સબંધમાં તમારા વિચારો સ્પષ્ટપણે સમજાવશો?

ઉત્તર: ધર્મની મર્યાદા આગળના જવાબમાં આપેલી વ્યાખ્યા પ્રમાણે માન્ય રાખીએ તો લગ્નનાં અભેદ્ય ને અચ્છેદ્ય બંધનોનું અને પવિત્રતાનું દંભી આરોપણ ન સંભવે. સમાજની વ્યવસ્થા અને ઉન્નતિ જે રીતે સારામાં સારી સાધી શકાય તે રીતે પ્રચલિત ધર્મથી વિમુખ છે.

કોઈ પણ કરારમાં અમુક બંધનો તો રહેલાંજ હોય છે. એ બંધનો કાચા તાંતણા જેવાં હોય છે અને તેથી કરારને પવિત્ર માન્યા સિવાય તે જળવાતી શકાતાં નથી. કરારની કિંમત ન ગણવામાં આવે તો બંધન શિથિલ થાય.

પવિત્રતા વિના આ કિંમત નથી કસી શકતી. લગ્ન અને વ્યભિચારમાં જે ફેર છે તે અહીંજ છે. વ્યભિચારનાં બીજાં કારણોમાં આર્થિક પરાધીનતા મુખ્ય હોય તે વિષે આગળ આવશે.

પ્રશ્ન ૫: સ્વેચ્છાએ કરેલો લગ્નનો કરાર, સામાજિક અને નૈતિક દૃષ્ટિએ બીજા કોઇ કરારો કરતાં વધારે બંધનકારક અને પવિત્ર લેખાવો જોઇએ; પરંતુ આખરે તો લગ્નનો પણ એક કરાર છે, અને તે પણ બીજા કરારોની જેમ, કરાર કરનારાઓમાંથી એકની ઇચ્છા થતાં, પૂરો થઇ શકે છે: લગ્નની બંધનકારકતા અને પવિત્રતા સંબંધમાં આ વિચારણા તમે સ્વીકારો છો કે નહિ? ન સ્વીકારતા હો તો તમારી શી વિચારણા છે તે કહેશો?

ઉત્તર: હા. લગ્નથી જોડાઇ બે વ્યક્તિઓ સ્વેચ્છાથી બંધનો સ્વીકારી લે છે. જે કંઇ સ્વેચ્છાએ અને સમજપૂર્વક સ્વીકાર્યું હોય તેની વગરકારણે અવગણના નથી થતી. અનાવાસે એમાંથી એકની નિર્બળતાને લીધે વિચિત્ર પરિસ્થિતિ ઊભી થાય છે. એ વિચિત્ર પરિસ્થિતિને જાણી જોઇને ઊભી કરવી એ આત્મઘાત છે, માનવજાતિની અવદશા લાવવામાં કારણભૂત થવા રૂપ છે. આજના સંક્રાન્તિકાળને બાજુએ મૂકીએ અને આદર્શ સ્થિતિની વાત કરીએ તો લગ્નમાં સ્વેચ્છાથી અને સુલેહથી બંધનકારકતા અને પવિત્રતા જળવાય તો જ સમાજ ઉન્નત થાય. સ્ત્રી કે પુરુષ માટે શાન્તિ કે સંતોષ નવાં નવાં આશક કે માશુક શોધવામાં નથી, પણ જો તે કુમારાં રહેવા ઇચ્છતાં હોય તો સંપૂર્ણ નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળવામાં છે. અને લગ્નની ઇચ્છા હોય તો પોતાને યોગ્ય જીવનસાથી શોધીને શાન્તિથી રહેવું. એકબીજાને સાનુકૂલ થવું અને ગરીબાઇ, માંદગી વગેરે બાહ્ય સંજોગોને વશ થઇ સંતોષ રાખવો, નિયમનપૂર્વક સંતતિ ઉત્પન્ન થાય તેને યોગ્ય સંસ્કાર અને શિક્ષણ આપી જીવનસંગ્રામમાં ઊભાં રહી શકે તેવાં બનાવવાં: એમાં સાચી શાન્તિ અને માનવસેવા છે. આ બધું લગ્નજીવનને પવિત્ર ગણવામાં નહિ, પણ બનાવવામાં આવે તોજ સંભવે.

ભેગ તૂટવાની બાબત કરારના મ[illegible]માં દાખલ થવી ન જોઇએ. પણ અનાવાસે અનિવાર્ય સંજોગો ઊભા થ[illegible] લગ્નજીવન અસહ્ય બને, તો તેનો ઉકેલ પણ હોવો જોઇએ. (૬ઠ્ઠા ઉત્તરમાં એ બાબત આવશે.) બળાત્કાર કે ફરજીઆત તેમજ એકપક્ષી બંધન ન હોવાં જોઇએ. આ અસહ્ય સ્થિતિ ખરું કહીએ તો આજના સંક્રાન્તિકાળમાંજ વધારે છે. નવી સમાજરચનામાં તે અપવાદરૂપ બનતી જશે. આજે તો બાળલગ્ન, વૃદ્ધલગ્ન, વિધુર-કુમારિકા લગ્ન, અનેકપત્ની લગ્ન વગેરે સડાઓને લીધે અસહ્ય લગ્નજીવન સ્થળે સ્થળે જોવામાં

ગણી લીધું છે, અને તેથી તે વધ્યુંઘટયું સૂકુંપાકું ખાઇ છેલ્લે પેટ ભરે છે, એમ તે માને છે. આ ભેદ ન રહેવો જોઇએ.”

સ્ત્રી ધારાશાસ્ત્રી, વકીલ કે ડૉક્ટર થઈ શકે. પણ પુરુષ તેને એટલીજ સગવડ આપે, છતાં વ્યવહારમાં તેને ગુલામ રાખે અને તેના ઉપર સત્તા ચલાવવા પ્રયત્ન કરે તો તેનો કશો અર્થ નથી. એથી ઊલટું એવી સ્થિતિએ પહોંચનાર સ્ત્રી પણ પુરુષનો કાન પકડી તેને દાસ ન બનાવે એ જરૂરનું છે. પુરુષો સ્ત્રીઓના ક્ષેત્રમાં પ્રવેશ નથી કરી શકવાના; પણ સ્ત્રીઓ અવશ્ય પુરુષોના ક્ષેત્રમાં પ્રવેશ કરે છે. પણ જ્યાં સ્ત્રીઓ પોતાનાજ ક્ષેત્રમાં રહે—ગૃહિણીપદ દિપાવે, ત્યાં પણ પુરુષે તેની સાથે સમાનતાની નજરે જોવું ઘટે અને વ્યવહારમાં તો સમાન ભાવેજ વર્તન રાખવું ઘટે.

પ્રશ્ન ૧૦: સ્ત્રી પુરુષ ઉપર આધાર રાખનારી નહિ રહેવી જોઇએ; સ્ત્રી પુરુષનું રમકડું નહિ રહેવી જોઇએ; સ્ત્રી આર્થિક રીતે સ્વતંત્ર બનવી જોઇએ; એ થાય તોજ સ્ત્રી અને પુરુષ વચ્ચેના સંબંધમાં આવવી જોઇતી સમાનતા આવે: એ સિદ્ધાન્ત તમે સ્વીકારો છો કે નહિ?

ઉત્તર: હા. સ્ત્રીઓને અને કુમારિકા રહેવા ઇચ્છતી કન્યાઓને કાયદાથી વારસાનો હક મળવો જોઇએ.

આર્થિક પરાધીનતા ટાળવા માટે પુરુષસ્ત્રીના લગ્નવયનું પ્રમાણ પણ બદલાવું જોઇએ. ૨૫ : ૧૬નું પ્રમાણ પ્રાચીન છે, પણ તે શારીરિક અને માનસિક વિકાસની દૃષ્ટિએ સ્ત્રીને પાછળ રાખનાર અને તેને રમકડું બનાવવું શક્ય થાય તેમ કરનાર છે. માનસિક અને શારીરિક વિકાસમાં પુરુષ એક દશકો સ્ત્રીના કરતાં આગળ વધ્યો હોય, પછી તે સ્ત્રીને સમાન હક કયાંથી આપે? એટલી નાની સ્ત્રી આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકે નહિ. એટલે વયનું પ્રમાણ સરખું ૨૦ : ૨૦ કે તેથી આગળ લંબાવું જોઇએ. પાંચ વર્ષ કરતાં વધારે તફાવત તો કાયદેસર અટકવો જોઇએ. ૫૦ વર્ષના કામી પુરુષ અતૃપ્ત વિધુર હોય તો શોધી કાઢે તેના જેવી ૪૫ ની વિધવા.

પુરુષની કામલોલુપતાને કશી મર્યાદા નથી—સિવાય તે સ્વેચ્છાથી સંયમ પાળે. કૌમારાવસ્થાથી માંડી ઠેઠ બુઢાપા પર્યંત તે ચાલુ રહે છે. સ્ત્રીના કામની હદ—મર્યાદા હોય છે. ગર્ભાવસ્થાથી માંડી બાળક સ્તનપાન કરતું હોય ત્યાં સુધી તે વિષયસુખ નહિ ઇચ્છે. પરંતુ આર્થિક પરાધીનતાને કારણે તે પુરુષનું રમકડું બને છે. તેને પ્રસન્ન રાખવા તો તે આકર્ષક બને છે અને તબિયતને ભોગે પણ પુરુષની રાક્ષસી વૃત્તિઓને સંતોષવા પ્રયત્ન કરે છે.

આથી સ્ત્રી પુરુષ ઉપર આધાર રાખનારી નહિ રહેવી જોઇએ. છતાં પોતાના ક્ષેત્રની અમુક પરિસ્થિતિને કારણે તેને આધાર રાખવો પડે તોપણ સમાનતા જાળવી શકે, એટલું આત્મગૌરવ તેનામાં આવવું જોઇએ.

જગતની ૯૦ ટકા વસ્તિમાં ખેડૂતો, મજૂરો અને કારીગરો—ગરીબો આવે છે. ત્યાં તો સ્ત્રીઓ પોતાના ક્ષેત્રમાંથી ઘણો સમય બચાવી પુરુષને પડખે ઊભી રહે છે. ખેતીમાં, મજૂરીમાં, કારીગરીમાં તેના જેટલી જ બુદ્ધિ દાખવી તેને મદદ કરે છે. આ વર્ગમાં તો ઘણુંખરું સ્ત્રીઓ પોતાની સમાનતા આપબળે મેળવે છે. છતાં જ્યાં ઊણપ હોય ત્યાં સમાનતા જળવાય એવા ઉપાયો યોજવા ઘટે.

પ્રશ્ન ૧૧: આપણે અહીંનાં સ્ત્રીઓ અને પુરુષો વચ્ચેના અત્યારના રૂઢિજકડ્યા અને અસમાન સંબંધને નવાં જીવનધોરણોથી શાસિત અને સમાન બનાવવાની નેમ બર આવતાં સુધીમાં જે સંક્રાન્તિકાળ પથરાયો છે, તેમાં નવાં જીવનધોરણો અપનાવવા મથી રહેલ પુરુષ અથવા સ્ત્રીના નવા આચાર પ્રત્યે કેવા ભાવથી જોશો? એ પ્રણાલિકાભંગ અને રૂઢિછેદનની ક્રિયામાં ક્યાંય અતિશયતા દેખાય તો એ સ્વાભાવિક પ્રતિક્રિયા છે એમ સ્વીકારશો કે નહિ?

ઉત્તર: ધન્યવાદના, સહાનુભૂતિના ભાવથી. એમાં અતિશયતા કે પ્રતિક્રિયા ક્યાં થાય તે તો મેં ૭મા ઉત્તરમાં જણાવ્યું છે. એવે પ્રસંગે મને અવશ્ય દુઃખ થાય, પણ તેને ય હું આ સંક્રાન્તિકાળમાં અનિવાર્ય અને સ્વાભાવિક પ્રતિક્રિયા લેખું.

પ્રશ્ન ૧૨: નવાં જીવનધોરણો વ્યક્તિગત ને સામાજિક જીવનમાં ઓતપ્રોત થઇ જાય, નવી દુનિયા હસ્તીમાં આવે, એ અર્થે તમે કોઇ કાર્યમાર્ગો સૂચવો છો?

ઉત્તર: હા, કાર્યમાર્ગો ઘણા છે, પણ ભારત સ્વાધીન નથી ત્યાં સુધી તે બધા પાંગળા છે.

પ્રથમ જરૂર આમવર્ગમાંથી નિરક્ષરતા નાબુદ કરવાની છે. નિરક્ષરતા નાબુદ થાય, તો જ પ્રજા નવાં ધોરણો સમજી શકે. આ સંબંધમાં રુશિયાની પ્રગતિના છેલ્લામાં છેલ્લા સમાચાર પણ આપ જાણતા હશો એટલે એ સંબંધે અત્રે લખતો નથી. (જુઓ Latest Report of 'The Liquidation of Illiteracy in Society', Russia).

પણ આપણે તો પરાધીન છીએ અને દેશી રાજ્યોની પ્રજા તો બેવડી પરાધીન છે. ત્યારે શું આ સ્થિતિમાં આપણે હાથપગ જોડીને બેસી રહેવું? ના, આપણે પુરુષાર્થ નો કરવો જ રહ્યો. હાલના સંજોગોમાં નીચેના રચનાત્મક કાર્યક્રમને બને તેટલા પહોંચીએ.

(૧) કેળવણી અને ખાસ કરીને સ્ત્રીકેળવણીની ગતિ વધારવી. જરૂરના અક્ષરજ્ઞાન ઉપરાંત, અપવાદ હોય તે ભલે પુરુષની બરાબરી કરે, પણ આમ પ્રજાના મોટા ભાગ ઉપર બુદ્ધિના અઘરા વિષયોનો નિરર્થક બોજો ન લાદતાં તેઓ આર્થિક સ્વાધીનતા પ્રાપ્ત કરે, ઉત્તમ રીતે ગૃહિણીપદ પ્રાપ્ત કરે અને આત્મરક્ષણ તથા આત્મગૌરવ જાતે વધારે એવી કેળવણી સ્ત્રીઓને મળવી જોઈએ.

(૨) સામાજિક સડાને તેના નગ્ન સ્વરૂપમાં વિદ્યાર્થીઓના અધિકાર પ્રમાણે બતાવી, તેના પ્રત્યે ઘૃણા ઉપજાવી તેમની વિવેકબુદ્ધિને સતેજ કરવી, અને નવાં જીવનધોરણોની રેખાઓ તેમના સમક્ષ દોરવી.

(૩) માસિકો અને પત્રો દ્વારા સામાજિક સડાને ખુલ્લો પાડવો, જેથી ઘૃણા ઉત્પન્ન થાય અને વિવેકબુદ્ધિ સતેજ થાય. તેમના આગળ નવાં જીવન-ધોરણો રજુ કરવાં.

(૪) નવાં જીવનધોરણો સ્વીકારનાર અને વિવેકબુદ્ધિથી પોતાનો માર્ગ કરી લેનાર યુવકયુવતીઓની કદર કરવી અને તેમને પ્રોત્સાહન આપવું.

(૫) બળાત્કારે લગ્નવેદી ઉપર હોમાતાં યુવકયુવતીઓને બચાવવા, બળાત્કારે વૈધવ્ય પાળતી વિધવાઓને યોગ્ય જીવનસાથી મેળવી આપવા અને છંડાએલી, વિધવા જેવી, અનાથ સધવાઓને આશરો આપી તેમને યોગ્ય માર્ગ બતાવવા 'અબલાશ્રમો,' 'સેવાસમાજો,' 'અનાથાશ્રમો' વગેરે સંસ્થાઓ સ્થાપવી જોઈએ. તેવી સંસ્થાઓમાં પોલ ન હોવું જોઈએ, પણ તેમાં કર્તવ્યનિષ્ઠ નિડર સેવકોનો પ્રાણ હોવો જોઈએ. એની નેમ કહેવાતા ધર્મની કે પુણ્યની ન હોય; પણ સમાજના એક મૂક વર્ગનો હાથ ઝાલી તેનો ઉદ્ધાર કરવાની હોય. આવેલી સ્ત્રીઓને પોષવાનો—રોટલા ખવડાવવાનો—જ માત્ર હેતુ ન હોય, પણ તેઓ નવાં જીવનધોરણોને અનુસરે તેવાં તમને બનાવી તેને જીવનમાર્ગે ચઢાવી દેવાનો હોય. 'અબલાશ્રમો' અબલાશ્રમો મટી 'સબલાશ્રમો' થવા ઘટે.

પ્રશ્ન ૧૩: તમે નવી ભાવનાનું પાન કરનારા યુવક હો, તો તમે તમારા જીવનમાં જોડીદારની પસંદગી અને ગોઠવણી કઈ રીતે અને કયાં ધોરણો મુજબ કરવાના છો તે કહેશો?

ઉત્તર: ×.

પ્રશ્ન ૧૪: તમે નવી ભાવનાઓનું પાન કરનારાં યુવતી હો, તો તમે જીવનની રચના કેવી અને કયાં ધોરણો મુજબ કરવાનાં છો તે કહેશો?

ઉત્તર: ×.

પ્રશ્ન ૧૫: અને તમે યુવકેય ન હો અને યુવતીયે ન હો, તમારા જીવનના

પરાધીનતામાંથી તે મુક્ત થાય તેવા કાયદા અને સામાજિક ઉપાય લેવાવા જોઇએ. સ્ત્રીકેળવણીની ગતિ વધારવી જોઇએ. લગ્નમાં વયનું પ્રમાણ પાંચ વર્ષ કરતાં વધુ ન હોય એમ કાયદેસર થવું જોઇએ. જીવનનાં તમામ ક્ષેત્રોમાં અને વ્યવહારમાં સ્ત્રી અને પુરુષ એક બીજાને સમાન ગણનાં થવાં જોઇએ. લગ્નની ચિતામાં જ્યાં જ્યાં સ્ત્રીપુરુષો પોતાનો માર્ગ શોધી લે તો તેમના તરફ માનની દૃષ્ટિથી જોવું જોઇએ. લગ્નની નવી ભાવના, નવાં જીવનધોરણો સમાજના જીવનમાં ઓતપ્રોત થાય તેને માટે સુધારકો જે કાંઇ પગલાં ભરે, રાજ્ય જે કંઇ કાયદા ઘડે તેને સાથ દેવા ઘટે. સ્ત્રીનું જીવનક્ષેત્ર ગમે તે રહે, કમાણી કરનાર કે ઉમદા ગૃહિણીપદ પ્રાપ્ત કરે તેવું હોય, પણ તેનું આત્મ-ગૌરવ વધે, તે પોતાના ક્ષેત્રને નીચું ન માને, એવું શિક્ષણ તેને આપવું જોઇએ.

દારેસલામ, પૂર્વ આફ્રિકા ડાહ્યાભાઇ મનોરભાઇ પરેલ

---

## બે ધાર્મિક સંસ્કારો

**ગાંધી** સેવા સંઘનું આ સાલનું વાર્ષિક અધિવેશન ગંગાધરરાવના કાર્યક્ષેત્ર હુદલીમાં થયું. ત્યાં અચાનક પડેલા ધોધમાર વરસાદને લીધે કાર્યમાં ઠીકઠીક વિક્ષેપ થયો. બસો અઢીસો માણસોને માટે બાંધેલી છાવણી છોડીને પાસેના કુમરી આશ્રમમાં સંઘના મભ્યોને જવું પડયું. છતાં સંઘે કેટલુંક મહત્ત્વનું કાર્ય કર્યું. એ કાર્ય વિષે આવતા અંકમાં વિસ્તારથી લખવા ધારું છું.

આ અંકમાં તો સંઘના આશ્રય તળે થયેલા બે ધાર્મિક વિધિઓ વિષે લખીશ. આખી સંસ્થા કાર્યકર્તાઓનો એક એક વિશેષ સંઘ છે, પોતાની બધી કાર્યપ્રણાલિ સત્ય અને અહિંસાની કસોટીએ ચડાવીને કાર્ય કરનાર એક ધાર્મિક સંઘ છે, એટલે એના આશ્રય તળે અને આશીર્વાદ સાથે ધર્મવિધિ થાય એના કરતાં વધારે રૂડું બીજું શું હોય? ગયે વર્ષે સાવલીના અધિવેશનમાં આ પ્રથાનો આરંભ થયો હતો. ગાંધીના ભત્રીજા છગનલાલભાઇના પુત્ર કૃષ્ણદાસના વિવાદ ત્યાંજ થયા હતા. આ વર્ષે ગાંધીજીએ પોતાની પૌત્રી અને મારી બહેનના વિવાદ તથા મારા ભાઇ અને દીકરાના ઉપનયન સંસ્કાર આ અધિવેશન સમયેજ કરવાનું ઠરાવ્યું. ધાર્મિક સંસ્કાર કરતી વેળા કાંઇ ધમાલ અને ઠાઠમાઠને તો સ્થાનજ ન હોય. રૂઢિને વશ થઇને મારામારા કાર્યકર્તાઓ પણ ઘણા ખર્ચમાં ઉતરી પડે છે, અથવા ઘણા ખર્ચ કરવાના ભયથી લાચાર થઇને બેસે છે. આવા કાર્યકર્તાઓને પણ અહેલાઇથી પોતાનાં સગાં-

સંબંધીઓના ધર્મસંસ્કાર સાદામાં સાદી અને ખર્ચ વિનાની રીતે કરવાનું ઉત્તેજન મળે એ પણ સંમેલનના આશ્રય નીચે આ વિધિઓ ઉકેલી લેવાનો ઉદ્દેશ ખરો. વળી સંમેલનમાં આવેલા અનેક નિઃસ્વાર્થ નિઃસ્પૃહ કાર્યકર્તાઓ અને નેતાઓના આ પ્રસંગે આશીર્વાદ મળે તે બીજી રીતે તો અશક્ય જ. એટલે એ સંધિ પણ અમૂલ્ય ગણાય. આને લીધે જ આ પ્રસંગે સગાંવહાલાંઓને કે કોઇને નિમંત્રણ મોકલવામાં આવ્યાં ન હતાં, એટલું જ નહીં પણ એમને રોકવામાં આવ્યાં હતાં. વરકન્યાઓએ પણ સંઘને અર્થે આવતા મહાજનોના આશીર્વાદ મેળવવાનું વધારે ધન્ય માન્યુ, કારણ પોતાનાં સગાંવહાલાંના આશીર્વાદ તો સુલભ હોય જ પણ આવી સંધિ એ દુર્લભ હોય.

અમારે સુભાગ્યે અમને વિધિ કરાવનાર સંસ્કારી શાસ્ત્રીઓ મળ્યા. ગંગાધરરાવના કુલપુરોહિત શાસ્ત્રી રામભટજી એક ખાદીધારી પંડિત છે. તેઓ અને વાઇની સુપ્રસિદ્ધ પ્રાજ્ઞ પાઠશાળાના આચાર્ય લક્ષ્મણશાસ્ત્રી જોશી બંને નિઃસ્પૃહભાવે આવવાને કબૂલ થયા. ગાંધીજીની ઇચ્છા એવી હતી કે લગ્ન અને ઉપનયન સંસ્કાર બંનેની સંપૂર્ણ વિધિ પૂરેપૂરી સમજાવવામાં આવે. એટલે લક્ષ્મણશાસ્ત્રી પોતાની સુંદર સરળ હિંદીમાં મંત્ર સમજાવતા જતા હતા.

સામાન્ય રીતે ગાંધીજી આવે પ્રસંગે વિધિ સમાપ્ત થયા પછી સંસ્કાર લેનારાઓને જાહેર રીતે આશીર્વાદ આપે છે. આ વેળા એમણે નવી પ્રથા પાડી. એમણે વરવધૂઓને પોતાને પડખે બોલાવીને પ્રેમથી એમને લગ્નનું રહસ્ય સમજાવ્યું, ઉપવીત લેનાર કુમારોને હસતાં રમતાં ઉપવીતનું રાહસ્ય સમજાવ્યું. લગ્નનું રહસ્ય સમજાવતાં ઘણી અંગત વાતો પણ કરી તે તો મારે છોડવી પડશે, પણ ઘણી વાતો એવી હતી કે જે દરેક વિવાહિત યુગલને માટે બહુ ઉપયોગી થઇ પડવાનો સંભવ છે, એટલે અહીં આપું છું.

"તમારે જાણવું જોઇએ કે ધર્મ સમજાવે એવી વિધિઓ સિવાયની બધી વિધિઓને છોડીને હું ચાલવાવાળો છું, અને આજે આ બધી વિધિમાં મેં જાતે ભાગ લીધો કારણ કે દરેક મંત્રની અંદર રહસ્ય રહેલું છે. એટલા માટે બધા મંત્રોનો અર્થ તમને સમજાવવામાં આવે એવી વિનંતી મેં શાસ્ત્રીજીને કરી હતી. સંસ્કૃત મંત્રોનો તો એટલા જ માટે હું આગ્રહ રાખું છું કે સંસ્કૃત ભાષામાં જે શક્તિ છે તેની આપણા ઉપર અસર પડે. મંત્રોના ધ્વનિની પણ શ્રદ્ધાળુ ઉપર અસર પડે છે એમ અનુભવીઓનું કથન છે. હું એ માનું છું. એ ધ્વનિ તો તરજુમામાં ન જ ઊતરે.

"તમે જોયું કે 'તને બલવાન, વીર્યવાન, આરોગ્યવાન પુત્ર થાઓ' એમ

વરની પાસે કહેવડાવવામાં મને આઘાત નથી પહોંચ્યો. આનો અર્થ એ નથી કે પુત્રોત્પત્તિ એ આવશ્યક છે. પણ પુરુષસ્ત્રીનો સંબંધ ભોગ ભોગવવાને નથી પણ કેવળ સંતાનોત્પત્તિને અર્થે જ હોઇ શકે એમ કહેવાનો આશય છે. જેને સંતાનેચ્છા નથી તેને વિવાહની જરૂર નથી. ભોગ ભોગવવાને સારુ વિવાહ કરવા તે વિવાહ નહિ પણ વ્યભિચાર છે. ભોગ શબ્દ જ આ પવિત્ર સંસ્કાર વિષે લાગુ પાડવો મને ખૂંચે છે, એટલે હું તો સંગ શબ્દ વાપરું, અને તમને કહું કે જ્યારે તમને સંતાનેચ્છા ખરેખર થાય ત્યારે જ સંગ ધર્મ્ય છે. એ ઇચ્છા વિનાનો સંગ ભોગ છે, ને ભોગ ધર્માચરણીને ત્યાજ્ય બને છે. સંગ થવાનો હોય ત્યારે તમે ઈશ્વરનું નામ લઇને, શરીર, મન અને હૃદયને પવિત્ર કરી શુદ્ધ થઇને જ કરી શકો. આમ વર્તો તો તમારો એક જ સંગ સંતાનને માટે સંપૂર્ણ થવો જોઇએ. આરોગ્યવાન, સંયમી સ્ત્રી કે પુરુષનું વીર્ય નિષ્ફળ જતું જ નથી, એટલે સંપૂર્ણ સંયમથી સાચવેલું વીર્ય સંતાન ઉત્પન્ન કરે જ. એટલે સ્પષ્ટ છે કે જે સ્ત્રીપુરુષો મન અને શરીરનું આરોગ્ય ભોગવતાં નથી તેમને માટે તો એ સંગ વર્જ્ય છે. એનો સંગ એ ભોગાર્થે જ હોય એટલે એ વ્યભિચાર છે. શુદ્ધ ધર્માચરણ કરનારને ભોગેચ્છા ન જ હોય. એટલે એને તો સંતાનોત્પત્તિને અર્થે કરેલા સંગમાં જ તૃપ્તિ છે, કેમકે તેથી સંતાન થશે જ એવો વિશ્વાસ છે.

"આજ સુધી તમે સાંભળતાં આવ્યાં હશો કે વિકારતૃપ્તિને માટે વિવાહ કરવા. એ વાત સાવ ખોટી છે. હું તો એ કહું કે અગ્નિની સાક્ષી રાખીને થયેલા આ સંસ્કાર વિકારોને ભસ્મ કરવાને માટે થાય છે. આજકાલ ત્યાગ અને સંયમ એ ધર્મ નથી મનાતો. વિકાર પોષવા ને ભોગ ભોગવવા એ ધર્મ મનાય છે. તમે તમારી નબળાઇ કે અશક્તિને કદી ધર્મ ન માનશો. અશક્તિની ઘડીએ આ ભવ્ય પ્રસંગ યાદ કરજો, અને મારું કહેલું યાદ કરીને વિકાર શમાવી શકો તો શમાવજો. આટલું ન કરી શકો તો આ વિધિ નિરર્થક થાય, એ વિવાહ સંસ્કાર ન રહે પણ વિષયોપભોગના સાધનને માટે એક સગવડ બની રહે 'સિવિલ મેરેજ' એવી રીતે થાય છે; ત્યાં ધર્મસંસ્કારની વાત નથી હોતી.

"તમે બને મિત્રો બનો છો, એકબીજાના સહાયક બનો છો. આ છોકરીઓ ઉપર તમારે વગેરેએ હુકમ ચલાવવાપણું નથી, કે નથી એ તમારી મદ્દામજૂરી કરવાને માટે તમારી સાથે જોડાઇ. તમે જોડાયાં છો તો એટલા માટે કે તમારું જીવન સંપૂર્ણ થાય, તમે એકબીજાને ધર્મ માર્ગે મદદરૂપ કરો, તમે સર્વ

બાબતોમાં સમાનતા ભોગવો, તમારાં હૃદય મન આત્મા સમાન થાય, એક થાય. તમે યુવકો આ છોકરીઓના શિક્ષક અવશ્ય બની શકો છો, જો તમારામાં વધારે બુદ્ધિબળ હોય, વધારે હૃદયબળ હોય તો તમે અવશ્ય એ છોકરીઓને આપજો, તમે એકબીજાને પુષ્ટ કરજો, પણ કદી એકબીજાને પછાડશો નહિ.

"મધુપર્કનો વિધિ તમે સમજ્યાં હશો. પૃથ્વીની બધી સમૃદ્ધિ મધુમય છે, સુખદુઃખ પણ મધુમય છે. એ સંસારનું મધુ તમે ત્યારે જ ભોગવી શકશો કે જ્યારે તમે બીજાઓનો હિસ્સો કાઢીને જ એ ભોગવશો. ત્યાગ કરીને ભોગવવાનું રહસ્ય એ વિધિમાં રહેલું છે.

"આ આદર્શ તમારી આગળ મેં મૂકયો નથી એમ નથી ઇચ્છતો કે તમે દબી જાઓ, કે એનો અમલ કરવામાં તમે તમારાં શરીર ઘસી નાખો. ખરી વાત તો એ છે કે જે માણસ સ્વાભાવિક સંયમ પાળે છે તે તો દિન-પ્રતિદિન વધે છે, પ્રસન્ન રહે છે, ને કદી ઘસાતો નથી. એ સ્વાભાવિક સંયમને અર્થે તમારી પાસે કૂંચી મૂકું છું. તે એ કે તમે મનને પહેલું વાળજો. તમારી શક્તિ હોય ત્યાંસુધી જ તમે જજો, શક્તિ ઉપરાંત જશો નહિ. મેં તો તમારી પાસે કાટખૂણો મૂકી દીધો છે. તમે એ કાટખૂણાને પહોંચવાને અશક્ત હો તો તેમાં લજ્જા નથી. હું તમને દબાવવાની વાત જ નથી કરતો, તમને શુદ્ધ ધર્મ સમજાવી રહ્યો છું. આખો સંસ્કાર વિકાર શમાવવાને માટે છે. જેમ ઉપનયન તેમજ વિવાહ એ નવા જન્મ છે. વિચાર અને આચાર એક રાખશો તો તમે દબી નથી જવાના. જાગૃત રહેજો; મૂઢ ન થશો. જેણે વિચારને સ્વચ્છ રાખ્યા છે તે કદી નબળો બની જ નથી શકતો. છાવણીમાં ખૂબ વરસાદ પડ્યો, રસ્તે વરસાદ પડતો હતો. ભીંજાતા ભીંજાતા આવતાં શરદી થશે, માંદા પડાશે એમ સૌ મને ડરાવતા હતા, પણ મને એ ડર હતો જ નહિ. એ નાની વાતમાં પણ વિચાર કામ કરી રહ્યો હતો, એમ જ મોટી વસ્તુઓમાં પણ વિચાર કામ કરે છે. વિચારની પાછળ શબ્દ ચાલે છે, શબ્દની પાછળ શરીર ચાલે છે. માણસ વિચારમય પ્રાણી છે અને આખી સૃષ્ટિ વિચારમાંથી ઉત્પન્ન થઇ છે. બુલંદ વિચારનું પરિણામ પણ બુલંદ આવે છે. તમે બુલંદ વિચાર લઇને અહીંથી જશો તો તમે તમારી આસપાસની નબળાઇઓને, નબળા બનાવનાર સંસારના વાતાવરણને વશ નહિ થાઓ. જ્યારે નબળા થવાનો પ્રસંગ આવે ત્યારે એકબીજાને મદદ કરવાનો પ્રયત્ન કરજો અને આ પ્રસંગ યાદ કરજો. એ સ્મરણ સાથે તમારી મૂર્છા ઊતરી જશે."

આ પછી ગાંધીજીએ યુવકોને કહ્યું કે "કાંઇ પૂછવું હોય તો પૂછો."

"સંતતિની ઇચ્છા ન હોય તે માણસ લગ્ન નજ કરી શકે?" એ પ્રશ્ન પુછાયો.

એટલે ફરી ગાંધીજીએ વાક્પ્રવાહ શરૂ કર્યો: "નજ કરી શકે. જેને વિકાર નથી અને જેને સંતતિની ઇચ્છા નથી તે શા સારૂ વિવાહ કરે? 'પ્લેટોનિક' લગ્ન જેવી વસ્તુને હું માનતો નથી. હા; કેટલાંક લગ્નો સ્ત્રીની રક્ષા કરવાને માટે થયાં છે ખરાં, પણ તેમાં તો સ્ત્રીની સાથે શરીરસંબંધનો વિચાર સરખો નથી હોતો.

"વિકારરહિત સંગ શું છે એ તો મેં તમને કહ્યું. મારા લેખોમાં પણ એ તમે જોશો. મહાભારતમાં કેટલીક વસ્તુ એવી છે કે જેની ઉપર વિચાર કરતાં નિત્ય નવીન રહસ્ય ઊઘડે છે. વ્યાસે નિયોગ કર્યો એ ભોગેચ્છાએ કરેલો કે? એને તો સંતાનોત્પત્તિ માટેજ સંગની વિનંતી કરવામાં આવી હતી. એણે વિકરાળ રૂપ ધારણ કર્યું, આખે શરીરે ઘી ચોપડયું. એણે વિકારો ઉત્તેજે એવા હાવભાવ કરવાની આવશ્યકતા ન જોઇ. એને તો ધર્મકૃત્ય કરવું હતું, પૃથ્વીમાં બીજારોપણ કરવું હતું. તમારી પાસે ત્રણ ત્રણ વાર પ્રતિજ્ઞા કરાવે છે કે 'નાતિચરિષ્યામિ, નાતિચરિષ્યામિ, નાતિચરિષ્યામિ.' એ શું છે? કોઇ પણ પ્રસંગે તમે ધર્મનો—ઇશ્વરી કાનૂનનો અતિચાર—ભંગ ન કરશો એ એનો અર્થ છે.

"વિકાર પોષવો એ એક અતિચાર છે. બાળકની ઇચ્છા એ સ્વાભાવિક છે. માતા થવાની ઇચ્છા સ્ત્રીમાત્રમાં જોવામાં આવે છે. પણ એ માતા થવાની ઇચ્છા સંભોગેચ્છા નથી. જેને માતા થવું છે તે એકવાર સંગ કર્યા પછી સંગની ઇચ્છાજ ન રાખે. તે તો સંતાનનોજ વિચાર કરવાની છે; એ સંતાન હૃષ્ટપુષ્ટ જન્મે એ માટેજ પેરવી કરવાની છે. આ સ્વાભાવિક નિયમ તો પશુઓમાં પણ પળાય છે. જગતમાં વ્યભિચાર વધતો જાય છે એનું કારણ એ છે કે આ જાતના વિવાહને કોઇ જાણતું નથી.

"આ શુદ્ધ ધર્મ કઠણ નથી. જેમ સૂકી રોટીમાં પણ ભૂખે પેટે રસ આવે છે તેમ ધર્મપાલનમાં, સંયમમાં પણ રસ આવે છે. જે વીર્યસંગ્રહ કરી શકે છે તેને બધી ઇન્દ્રિયોનો વિકાસ સહજ થાય છે. મનુ તો કહે છે કે પ્રથમ પુત્રજ ધર્મજ છે, બીજા બધા કામજ પુત્ર છે. આપણાં શાસ્ત્રો અનુભવથી લખાયાં છે, લખવાની ખાતર નથી લખાયાં. વિચારની શુદ્ધિ કરતા જઇએ અને તેનું પાલન કરતા જઇએ તો કઠણ લાગતા નિયમોનું પણ પાલન સહજ થાય.

"ઇશ્વર એટલે મહાનિયમ — કુદરતી અચલિત કાયદો. એ કાયદાનો ભંગ કરશું તો મરણ થવાનાંજ છે. પણ કાયદાનું પાલન કરશું તો સ્ત્રીપુરુષોની એવી જાતિ પેદા થશે કે જે પોતાના પ્રભાવથી કઠણ કામો સાધી શકશે.

"તમારે જાણવું જોઇએ કે મેં તો ભોગ ભોગવવાની જ્યારે મારી ખરી ઉમર હતી, શરીરસંપત્તિ હતી ત્યારેજ ભોગનો ત્યાગ કર્યો. મેં જોયું કે હું જન્મ્યો હતો એક કારણે (આપણે બધા એમ જન્મીએ છીએ), ને મારૂં લગ્ન બીજે કારણે થયું હતું. એટલે જે કારણ માટે હું જન્મ્યો હતો તે કારણનું સાધન લગ્નને બનાવવાનો નિશ્ચય કર્યો અને ભોગ છોડવાનો ધર્મ સમજ્યો. સ્ત્રી એ ભોગનું સાધન નથી પણ સહધર્મિણી છે એમ સમજ્યો ત્યારેજ અમારૂં વિવાહિત જીવન સુખમય ને જ્ઞાનમય બન્યું.

"એ સંયમધર્મ ત્યારેજ સધાય કે ભોગને પોષનારી બધી વસ્તુઓનો ત્યાગ કરીએ, એકશય્યાનો ત્યાગ, હાવભાવનો ત્યાગ કરીએ. હું જાગૃત થયો એટલે આ બધું સમજ્યો, વિવાહ ભોગ માટે નહીં તો શા માટે? એ જનસેવા માટે છે એ હું સમજ્યો, અને બાને પણ સમજાવી શકયો. નિરક્ષર છતાં એ મારાં બધાં કામોમાં સાથે ઊભતી થઇ. અને મારે લીધેજ નહિ પણ સ્વતંત્ર રીતે સ્તુતિપાત્ર બની. એ નિર્બળ ભલે લાગતી હોય. છતાં ઓગણોતેર વરસની ઉમરે રાતદિન ઢસરડા ઢસેડી શકે છે. પણ જો અમે ભોગ ભોગવતાં હોત તો અમારા શા હાલ થાત?

. "આજે તો તમારી પાસે અનેક સુયોગો છે. મારી પાસે એકે સુયોગ ન હતો. હા, મારી પાસે એક વસ્તુ હતી—સત્ય. એ સત્યે મને ઉગાર્યો. એ સત્યમાંથીજ બ્રહ્મચર્ય ઉત્પન્ન થયું, અહિંસા ઉત્પન્ન થઇ. એ સત્ય તમે સાધશો તો તમારો માર્ગ સુગમ છે. ગમે તે કરો પણ જગતને ઠગતા નહિ. વિકારી વિચારને પણ છુપાવતા નહિ. વિકાર પ્રગટ કરવામાં જો શરમ હોય તો તે વિચાર કરવામાં વિશેષ શરમ છે, એ સમજશો તો તમને વિકાર પજવશે નહિ."

બાળકો કહે: 'અમને ઉપનયનનું રહસ્ય ન સમજાવો?' તેમને ગાંધીજીએ ઉપનયનનું રહસ્ય ટૂંકામાં સમજાવ્યું: "તમે આજથી દ્વિજ થયા એ તો જાણો છો ના? દ્વિજનો અર્થ શો? દ્વિજ એટલે બીજીવાર જન્મેલા. આજે તમે નવો જન્મ લો છો. એટલે આજ સુધી તમને જે જ્ઞાન ન હતું તે આજે થાય છે. તમને શાસ્ત્રીએ કહ્યું કે તમે વેદાધ્યયનને માટે લાયક થાઓ છો. વેદાધ્યયન તો છેજ, પણ વેદાધ્યયનનો વ્યાપક અર્થ ધર્મજીવન. ધર્માધર્મના ભાન વિનાનું તમારૂં જીવન હતું તે હવે એ ભાનવાળું થાય છે. વિશ્વામિત્ર ઋષિએ દુષ્કાળ સમયમાં ભૂખના માર્યા માંસ ચોર્યું. પણ માંસ ચોરતાં ચોર્યું, પણ તે ખાતાં પહેલાં તો અનેક વિધિ કરવાની રહી. સ્નાન સંધ્યા વિના ભોજન થાય નહીં. એટલે સ્નાન સંધ્યા કરવા માંડ્યાં. પણ એ સ્નાન સંધ્યાનો નિત્યનિયમ કરતાં કરતાં ભાન થયું કે મારું કેવું પતન થયું છે! એક પેટની ખાતર મેં ચોરી કરી. ચોરી કરી તે

પણ માંસની. કંદમૂળફળ ખાઈને તૃપ્ત રહેનાર અને વાનપ્રસ્થ હું તેણે પેટની ખાતર માંસની ઉપર એકી નજર નાંખી! આ વિચાર કરતાં એને ધર્મભાન થયું. માંસનો કકડો લઈને જે ખાટકીને ત્યાંથી તે ચોર્યું હતું તેની પાસે ગયા અને તેની માફી માગી. ખાટકી તો ઋષિની માફીથી શરમાઈ ગયો અને કહેવા લાગ્યો: 'ઋષિરાજ, આ દુકાન તો તમારી છે, તમારે તમારી ભૂખ જેટલી તૃપ્ત કરવી હોય તેટલી કરો.' ઋષિની ઉપર આની ભારે અસર થઈ. એણે તો પેલા ખાટકીને કહ્યું. 'તું મારો આજથી ગુરુ થયો.' આ પછી તેમની વચ્ચે મોટો સંવાદ થાય છે તે મહાભારતમાં આવે છે. પણ તેની સાથે તમને સંબંધ નથી. આ વાત તો મેં તમને એટલા સારુ કહી કે ધર્મજીવન એ શી વસ્તુ છે એનો તમને ખ્યાલ આવે. ૧૨ વર્ષ સુધી શુદ્ધ વિચાર અને આચાર રાખી બ્રહ્મચર્ય પાળીને તમે વિદ્યાભ્યાસ કરવાનું વ્રત તો લીધું જ, પણ ધર્મની દૃષ્ટિએ તમે આજથી વિચાર કરતા થઈ જાઓ છો. આજ પહેલાં જે ભૂલો કરતા હતા તે ભૂલો હવે ભૂલાઈ જવી જોઈએ, કારણ નવો જન્મ શરૂ થાય છે. અને કાંઈ પણ કાર્ય કરતાં એ વિચાર કરતા થશો કે આ હું સારું કરું છું કે ખોટું? આ દૃષ્ટિએ ઉપવીતનો ઉપયોગ છે. બાકી દ્વિજ એટલે બ્રાહ્મણ એમ માનવાની કશી જરૂર નથી. બ્રાહ્મણ તો જે બ્રહ્મ એટલે ઈશ્વરને જાણે તે. ઉપવીત લીધા પછી આપણો નવો જન્મ ન લઈએ, ધર્મ-જીવનનો આરંભ ન કરીએ તો ઉપવીત લીધું ન લીધું સરખું છે. હું તો કોઈની પાસે ઉપવીત લેવરાવતો નથી, કેમકે એ માત્ર બાહ્ય વિધિ થઈ પડી છે. પણ જેને એમાંથી ધર્મભાન મેળવવું હોય એ ભલે ઉપવીત લે."

બંને વિધિ કેટલા ગંભીર કેટલા ઉન્નતિકર છે એ મેં આ પ્રસંગે, અગાઉના બીજા પ્રસંગો કરતાં વધારે સ્પષ્ટ રૂપે, જોયું. બંને મનુષ્યને સમાજસેવાને માટે તૈયાર કરે છે, બંને ગંભીર પ્રતિજ્ઞાઓ લેવડાવે છે. પતિ સ્ત્રીને કહે છે કે તારી પ્રત્યેની મારી નિષ્ઠા આ ખડક જેટલી અચળ રહેશે, ખડક જેટલો અચળ રહીને હું તારી સાથે સુખદુઃખમાં ઊભો રહીશ, સંકટસમયે તારે માટે ઝૂઝીશ, ધર્મ અર્થ કામમાં તારી પ્રત્યેની નિષ્ઠાના ધર્મનો કદી અતિચાર ન કરું! ઉપવીત લેનારા કુમારો રમતગમત તજી બ્રહ્મચર્યજીવનને માટે કમર કસે છે, કાંઈ નહિ તો બાર વર્ષ — એક તપ — એ જીવનને એક નિષ્ઠાથી ગાળવાનું વ્રત લે છે, અગ્નિદેવને પ્રાર્થે છે કે તારું તપ, તારું વીર્ય, પાપને પ્રજાળવાની તારી શક્તિ, તારી પાવકતા તું મારામાં રેડ! કેવા ઉજ્જ્વળ એ હિંદુધર્મ, અને કેવા થઈ પડ્યા છીએ આપણે એના આધુનિક અનુયાયીઓ!

'હરિજનબંધુ,' તા. ૨૫:૪:'૩૭ મહાદેવ હરિભાઈ દેસાઈ

# સંસ્કૃત ગ્રંથો વિષે વિવેક

હિંદુ સમાજનો બહુ મોટો ભાગ એવો અંધશ્રદ્ધાળુ છે કે લગ્ન, ધર્મ કે કોઈ પણ વિષય સંબંધી સંસ્કૃત ભાષામાં લખાએલા ગ્રંથોનો અક્ષરે અક્ષર સાચો માની લે છે, જાણે તે ઈશ્વરપ્રેરિત હોય. ત્યારે વળી એવા બીજાઓને–ખાસ કરીને પંડિતોને–એવી જ ટેવ પડેલી છે કે પોતાને ન ફાવતી વાત કોઈ ગ્રંથમાંથી નીકળે તો તેને પ્રક્ષિપ્ત–પાછળથી ઉમેરાએલી–ગણીને કાઢી નાખે છે ને તેને પ્રમાણભૂત માનતા નથી. એ ગ્રંથોમાં એ લખાણો શા માટે છે તેને વિષે વિચારવિવેક કરવાની જરાય પરવા પહેલો વર્ગ કરતો નથી, બીજો વર્ગ એકજ દૃષ્ટિએ કરે છે. અહીં આપણે મહાભારત ને રામાયણ વિષે ઉદાહરણ રૂપે વિચાર કરીએ.

મહાભારત અને રામાયણ વિષે (૧) કેટલાક એમ માને છે એ ગ્રંથો શુદ્ધ ઇતિહાસના છે અને તેમાં પ્રાચીન કાળમાં બનેલા પ્રસંગોની નોંધો છે, જોકે તેમાં કેટલીક કથાઓ છે. (૨) કેટલાક માને છે કે પ્રેમાનંદનો 'વિવેકવણજારો,' જીવરામ ભટ્ટની 'જીવરાજશેઠની મુસાફરી,' દલપતરામનો 'લોચનમનનો ઝગડો,' વગેરે જેમ રૂપકકથાઓ છે તેમ એ બે ગ્રંથોમાં પણ રૂપકકથાઓ જ છે; જોકે તેમાં ઇતિહાસના કેટલાક પ્રસંગ નોંધ્યા છે, પણ તેમનેય રૂપકકથાઓનું સ્વરૂપ આપ્યું છે. (૩) વળી કેટલાક માને છે કે એ ગ્રંથો તો લોકકથાઓને આધારે રચાએલાં માત્ર મહાકાવ્યો છે અને તેમાં ઇતિહાસના કેટલાક પ્રસંગો નોંધ્યા છે. આ ત્રીજો વર્ગ વિવેચકોનો છે. એ વિવેચકો પ્રાચીન સંસ્કૃત સાહિત્યનો બુદ્ધિ-વિવેકથી અભ્યાસ કરે છે અને તેમાંથી તારણ કાઢી પોતાના નિર્ણય બાંધે છે.

વેદ લખાતા પૂર્વેથી આર્ય લોકો ખેતી કરતા થયા હતા. આજના કવિઓની પેઠે તે વારે પણ કવિઓ કૃષ્ણની–ખેડુનની સ્તુતિ કરતા થયા હતા. આમ કૃષ્ણનું નામ તો ત્યારથી લોકમુખે ચઢ્યું હતું અને તેના નામની કથાઓ રચાવા લાગી હતી. ખેતી હળથી થવા લાગી હતી, એટલે કૃષ્ણના ભાઈ હલધર થયા. ખેડૂત ગાયો રાખે, અને તેથી કૃષ્ણ ગોપાલ મનાયા. મથુરામાં ઘી-માખણની રમઝટ ઉડતી, તે વિષે પણ કથાઓ રચાવા લાગી. ધીરે ધીરે કૃષ્ણની ને હલધરની અનેક કથાઓનો વિસ્તાર વણાતો ને ગૂંથાતો ચાલ્યો. છાન્દોગ્ય ઉપનિષદમાં 'દેવકીપુત્ર કૃષ્ણ'નો ઉલ્લેખ છે. કાઠક સંહિતામાં વિચિત્રવીર્યના પુત્ર ધૃતરાષ્ટ્રની કથા આવે છે. શતપથ બ્રાહ્મણમાં કુરુ, પાંચાલ, પરિક્ષિત, તેનો પુત્ર જન્મેજય, દુષ્યન્ત શકુન્તલા, તેનો પુત્ર ભરત, વગેરે મહાભારતનાં અનેક પાત્રોનો ઉલ્લેખ છે. અને એમને વિષેની લોકકથાઓ ધીરે ધીરે વણાય ગૂંથાઈને એવી રીતે

વિસ્તાર પામી કે તેને કાવ્યરૂપે અમર કરી મૂકવાની કોઇ કવિને પ્રેરણા થઇ. રામાયણ વિષે પણ એમજ બનેલું.

વળી આજે મહાભારત અને રામાયણ જે રૂપે છે તેજ રૂપે મૂળ કવિઓએ લખી કાઢેલાં એમ પણ માની લેવા કંઇ કારણ નથી. મહાભારત વિષે તો એના પહેલાજ અધ્યાયમાં સ્પષ્ટતા કરી છે કે તેની ત્રણ આવૃત્તિઓ થઇ છે. પ્રથમ તો વ્યાસે જે કથા લખી તે 'જય' કહેવાઈ. ફરી એ કથા વૈશંપાયને જનમેજયના સર્પસત્રમાં કહી સંભળાવી તે 'ભારત' નામે પ્રસિદ્ધ થઇ. એ સર્પસત્રમાં એ કથા સાંભળીને સૂતપુત્ર સૌતિ નૈમિષારણ્યમાં કુલપતિ શૌનક ઋષિના સત્રમાં જઇ પહોંચ્યા ને એમણે ત્યાં ઋષિઓને એ કથા સંભળાવી એ 'મહાભારત' નામે પ્રસિદ્ધ થઇ. પછી તો દિનપ્રતિદિન એ કાવ્યોની ખાનમાં બીજા કવિઓ ભાત પાડતા ગયા, એના બોજમાં કસબના બુટ્ટા પાડતા ગયા. અને એ ક્રિયા સાતઆઠ સૈકાં સુધી ચાલતી રહી છે. હવે આ આવૃત્તિ ઉપર થતી આવૃત્તિને અને ઉમેરાતા ભાગોને પ્રક્ષેપો કહો કે જે કહેવું હોય તે કહો.

પાણિનીએ બાંધેલા વ્યાકરણના નિયમોને અનુસરીને જે ગ્રંથની ભાષા લખાઇ હોય તે ગ્રંથ પાણિનિ પછીનો છે એમ સાધારણ રીતે કહી શકાય. પાણિનિ ઇ. સ. પૂ. છઠ્ઠા સૈકામાં થઇ ગયો એમ સાધારણ રીતે મનાય છે. મહાભારત અને રામાયણ એ બંને ગ્રંથોની ભાષા ઘણું કરીને પાણિનિને અનુસરે છે, તેથી એ બંને ગ્રંથો પાણિનિ પછીના છે એમ સાધારણ રીતે કહી શકાય. વળી એ વ્યાકરણની દૃષ્ટિએ ભાષા જેમ શિથિલ તેમ તે પ્રાચીન. એ દૃષ્ટિએ રામાયણની કરતાં મહાભારતની રચના વધારે પ્રાચીન કાળથી શરૂ થએલી. રામાયણમાં ચાર્વાકનું વર્ણન આવે છે, એ ભાગ ચાર્વાક થયા પછી લખાએલો. મહાભારતમાં બૌદ્ધ ધર્મની પ્રસંશા આવે છે તે ભાગ એ ધર્મને ઉન્નતિકાળે લખાએલો, જ્યાં એની નિંદા આવે છે તે ભાગ એને અવનતિકાળે લખાએલો. મહાભારતના વનપર્વમાં કલિયુગનું વર્ણન કરતાં જણાવે છે કે: "એ સમયમાં પાપિષ્ટ અને અસત્ય ભાષણમાં તત્પર એવા આન્ધ્ર, શક, પુલિંદ, યવન, કામ્બોજ, બાલ્હીક, શૂર અને આભીર ઇત્યાદિ અનેક મ્લેચ્છ જાતિના રાજાઓ પૃથ્વી ઉપર મિથ્યાશાસન કરતા રાજ્ય કરવા લાગે છે." (૧૮૮: ૩૪, ૩૫). ત્યારે એ અરુચિકર જાતિઓ આ દેશમાં આવી રાજ્ય કરવા લાગી, ત્યાર પછી એ ભાગ લખાએલો એ સ્પષ્ટ છે.

અને આ પ્રકારે બુદ્ધિવિવરથી વિવેચના કર્યા પછી મેક્સમૂલર માને છે કે મહાભારતનો જૂનામાં જૂનો ભાગ બૌદ્ધ યુગમાં લખાયો છે. હોપકીન્સ,

પ્રો. મૅકડોનલ્ડ, પ્રો. વિટર્નિટ્સ વગેરે વિવેચકો માને છે કે મહાભારતની રચના બુદ્ધના જન્મ પછી–ઇ. સ. પૂ. ચોથો સૈકો અને ઇ. સ. ચોથો સૈકો એ બેની વચ્ચેનાં આઠસો વર્ષના ગાળામાં થએલી અને ત્યાર પછી પણ કેટલોક ભાગ ઉમેરાએલો. સ્વામી વિવેકાનંદ માને છે કે મહાભારતનો ઘણો ભાગ તો બુદ્ધની અપેક્ષાએ ઘણો જ આધુનિક ગણાય, બુદ્ધ તો તે પહેલાંના ઘણા પ્રાચીન કાળના. સીતાનાથ તત્ત્વભૂષણ માને છે કે ઇ. સ. પૂ. પાંચસોથી ઇ. સ. પાંચસો સુધીમાં જુદા જુદા લેખકોને હાથે મહાભારત લખાએલું. રા. બ. ચિન્તામણ વૈદ્ય પણ લગભગ એ મતના છે. શ્રી. બાળગંગાધર તિલક મહાભારતને ઇ. સ. પૂ. ૫૦૦થી અર્વાચીન કાળનું માનવા ના પાડે છે.

મનુસ્મૃતિમાં યવન, શક, વગેરે જાતિઓનાં નામ આવે છે, એટલે એ સ્મૃતિના એ ભાગો એ જાતિઓ આ દેશમાં આવી વસ્યા પછી લખાએલા. મહાભારતમાં મનુનું નામ વારંવાર આવે છે અને એની સ્મૃતિના અનેક શ્લોક ઉતાર્યા છે એટલે મનુસ્મૃતિ પછી મહાભારતના એ ભાગ લખાએલા એ વાત સ્પષ્ટ છે.

યુદ્ધ થતા સુધીનો ભાગ પાણ્ડવોનો પક્ષપાત કરે છે અને તેમનાં વખાણ કરે છે, કૌરવના દુર્ગુણ ગાય છે. યુદ્ધ વર્ણવતો ભાગ, પાણ્ડવો રણક્ષેત્રમાં ખૂબ અનીતિ કરે છે તથા અનીતિ કરીને કૌરવો ઉપર વિજય મેળવે છે એમ બતાવીને, પાણ્ડવોના દુર્ગુણ ગાય છે. એ ઉપરથી જણાય છે કે એ વિરુદ્ધ સંપ્રદાયના લેખકોનો મહાભારતમાં પ્રભાવશાળી હાથ છે.

આમ મૂળ પાયો એક લેખકે ચણ્યો, તેના ઉપર જુદા જુદા લેખકોએ જુદે જુદે કાળે પોતપોતાને ફાવતી ઇંટો ચાંપ્યા કરી અને એમ આખી ઇમારત તૈયાર થઇ.

એટલું જ નહિ, પણ જૈનોએ તો પોતાના સંપ્રદાયને અનુસરીને પોતાનું મહાભારત જુદું જ, રામાયણ પણ જુદું જ રચ્યું. પાછલી ચાલતી આવેલી લોકકથાઓને પોતાના સંપ્રદાયના ચોકઠાનાં બેસાડીને એમણે હિંદુઓ કરતાં જુદી જ સૃષ્ટિ રચી. હિંદુ કવિઓએ પોતાના રામાયણમાં રામના એક પત્નીવ્રતનો સુંદર આદર્શ સમાજ સમક્ષ મૂક્યો, તે વિરુદ્ધ જૈન રામાયણે રામને ચાર પત્નીઓ આપી! હિંદુ રામાયણે હનુમાન દ્વારા બ્રહ્મચર્યનો સુંદર આદર્શ આપ્યો, તે વિરુદ્ધ જૈન રામાયણે હનુમાનને હજારો પત્નીઓ પરણનો વર્ણવ્યો!

દ્રાવિડી પ્રજાએ પણ પોતાની ભાવનાને અનુસરીને જુદું રામાયણ રચ્યું છે ને તેમાંયે વાલ્મિકી રામાયણના કેટલાક ભાગથી જુદી જ વાતો આવે છે.

વળી એને ધાર્મિક રૂપક બનાવીને યોગવાશિષ્ઠ રામાયણ પણ લખાયું છે.

હિંદુ ધર્મની જ કથાઓ વિષે નહિ, પણ બૌદ્ધધર્મની કથાઓ વિષે પણ એમ જ છે. એ ધર્મની જાતકકથાઓ લેઇએ. બુદ્ધના જન્મ પહેલેથી જે લોકકથાઓ પ્રચલિત હતી, તેનો ઉપયોગ બુદ્ધે પોતાના સિદ્ધાન્તોનું સમર્થન કરવા ઉદાહરણરૂપે કરવા માંડયો. એના શિષ્યોએ એ સાદી લોકકથાઓ ઉપાડી લીધી ને લોકસમાજમાં પોતાના ધર્મનો પ્રચાર કરવામાં એનો ઉપયોગ કર્યો. આ લોકકથાઓ અત્યંત સાદી રીતે આપણને એ જુગનું દર્શન કરાવે છે. એ લોકકથાઓનો ઇ. સ. પાંચમા સૈકામાં ગ્રંથરૂપે 'જાતકકથાઓ'ને નામે સંગ્રહ થયો.

હવે આ સ્થિતિમાં એ બધા ગ્રંથોમાં મૂળ શું ને પ્રક્ષિપ્ત શું એ તારવી કાઢવું, એ બે વચ્ચે સ્પષ્ટ લીટી દોરવી, એ આજે તો છેક જ અશક્ય થઇ પડયું છે. પણ છતાંયે એટલું તો સ્વીકારવું જ પડશે કે મૂળ ભાગમાં જે અમુક ભાગ ઉમેરાયો હશે તે ભાગ ઉમેરનારે પોતાને સત્યરૂપે ભાસ્યો હશે ત્યારે જ ઉમેર્યો હશે, અને પ્રજા પણ તેને સત્યરૂપે સ્વીકારી લેવા તૈયાર હશે જ. એટલે જે તે ભાગ જે તે કાળના સમાજમાનસનું દર્શન કરાવે છે એ તો નક્કી જ.

પણ ત્યારે આ સ્થિતિમાં એ પ્રાચીન સંસ્કૃત ગ્રંથોમાંના એકે એક શબ્દને સત્ય રૂપે માની લેવો એ તો છેક જ અંધશ્રદ્ધા છે.

અને વળી પોતાને ન ફાવતી વાત એવા કોઇ ગ્રંથમાંથી નીકળે તો તેને પ્રક્ષિપ્ત ગણીને કાઢી નાખવી એ તો આપણા સમાજમાનસના વિકાસના ઇતિહાસને ભૂંસી નાખ્યા જેવું થાય. ઉદાહરણ આપું: મહાભારતમાં દ્રૌપદીને પાંચ પતિ કહ્યા છે, તે આજની આપણી ભાવનાને પ્રતિકૂળ લાગવાથી એ ભાગને ન માનવાના અને દ્રૌપદીને એક જ પતિ હતો એમ ઠરાવવાના પણ કેટલાક લોક આજે પ્રયત્નો કરે છે. એમણે સ્પષ્ટ સમજવું જોઇએ કે નીતિરીતિના આપણા આજના માપથી પ્રાચીન પ્રજાને માપીએ તો સમાજવિકાસના ઇતિહાસનો સ્પષ્ટ ઉચ્છેદ થાય. અતિપ્રાચીન કાળે આર્યોના પૂર્વજોમાં અને બીજી અનેક જાતિઓમાં અનેકપત્ની લગ્નનો રિવાજ હતો જ, ટિબેટમાં હજી યે એ પ્રાચીન રિવાજ ચાલતો આવ્યો છે. આર્યોનાં કેટલાંક દળ ખૈબરઘાટને માર્ગે આ દેશમાં આવ્યાં, કેટલાંક દળ ફરતાં ફરતાં ટિબેટને માર્ગે પણ આવ્યાં, એમ આજે સંશોધકો માને છે. જે દળ ટિબેટને માર્ગે થઇને આવ્યા તેમણે, ટિબેટમાં અનેકપતિ લગ્ન કરવાના પોતાના પ્રાચીન રિવાજને જતો કરીને, પાછો તે સ્વીકારી લીધો હોય એમ માનવું અશક્ય નથી. અને પાંડુરાજા હિમાલયમાં રહેતો ને ત્યાં જ મરણ પામેલો એમ તો મહાભારત જ કહે છે. ત્યારે તે સમયે તે જાતિમાં અનેકપત્ની લગ્નનો રિવાજ ન હોય તો મહાભારતનો એ લેખક એમ લખવાનો

હિંમત જ કેમ કરે ને એ કથા સાંભળનાર પ્રજા તેનો સ્વીકારે પણ કેમ? આજે કોઇ નવલકથા લખનાર આજના સમાજની કોઇ નારીને અનેકપતિ લગ્ન કરાવવાની હિંમત કરશે? અને કરે તો વાચકપ્રજા તેને સ્વીકારશે?

ત્યારે પ્રાચીન ગ્રંથોમાં આપેલી હકીકતો ન ફાવતી પણ લાગે, છતાં તેને માત્ર પ્રક્ષિપ્ત કહી ફેંકી ન દેતાં જેવી છે તેવી સ્વીકારી લેવી અને તેમાંથી ઇતિહાસનો તંતુ તાણી લેવો એ જ ઇતિહાસકનો ને સંશોધકનો ધર્મ છે. એ ગ્રંથોમાં મળી આવતાં અનિષ્ટ તત્ત્વોને બાદ કરીને ઇષ્ટ તત્ત્વોને સ્વીકારી લેઇ પાછાં સમાજમાં દાખલ કરી લેવાં એ સમાજગુરુઓનો ધર્મ છે. એથી જ સંસ્કૃતિ ટકી શકે છે.

'પાટીદાર'મંદિર, આણંદ — નરસિંહભાઇ પટેલ

---

## બાળઉછેર

આપણા દેશનાં બાળકો, જેમની ઉપર આપણા દેશનો મોટો આધાર છે, તેમની બરાબર કાળજી લેવાતી નથી, તેમને પૂરતું પોષણ મળતું નથી. જન્મથી જે સંસ્કારો અને ટેવો પડે છે તે મોટી ઉમરે નથી પાડી શકાતાં. શરૂઆતથીજ ખરાબ ટેવો પડી ગઇ હોય તો તેને કાઢતાં ખૂબ મહેનત પડે છે. કુમળા છોડને જેમ વાળીએ તેમ વાળી શકાય છે. બાળકો બધું આપોઆપ શીખી લે છે એમ નથી, પણ માતાપિતા અને આજુબાજુના વાતાવરણ ઉપરથી ઘણું શીખે છે.

બાળકને ઉછેરવામાં પિતા કરતાં માતા ઘણો મહત્ત્વનો ભાગ ભજવે છે, માટે બાળક જન્મે ત્યારથી કેમ નવડાવવું, કેમ ધવડાવવું, કેવાં કપડાં પહેરાવવાં, કેમ ઊંઘાડવું, વગેરે સંબંધે જ્ઞાન આપણી બેનોનો હોવું જોઇએ. માતાઓની અજ્ઞાનતાને લીધે બાળકો, જેના ઉપર દેશોનો આધાર છે, તે ટપોટપ મરી જાય છે. બાળઉછેરનું જ્ઞાન તો શાળાઓમાંથીજ તેમને આપાવું જોઇએ.

જન્મથી તે એક વરસની ઉમર થતા સુધી બાળકની કેવી કાળજી લેવી જોઇએ તે સંબંધે ડાક્તરોએ અતિ મહત્ત્વની સૂચનાઓ કરી છે. તે આપણી બેનો જાણે અને સમજીને તે પ્રમાણે અમલ કરે તો ઘણું શ્રેય થાય. તે સૂચનાઓમાંનો અતિ ઉપયોગી ભાગ નીચે આપું છું:

એક વર્ષની ઉમર થતા સુધી બાળકને સારી રીતે ઉછેરવા ત્રણ મુદ્દાઓ ઉપર ધ્યાન આપવું જોઇએ:

૧. બાળક જન્મે ત્યારે તંદુરસ્ત અને સારી રીતે પોષણ મળે છે કે કેમ?

૨. બાળકની માતા તંદુરસ્ત અને મજબુત છે કે કેમ?

૩. બાળકને ધવડાવવામાં યોગ્ય કાળજી લેવાય છે અને નિયમિત ટેવ પાડવામાં આવે છે કે કેમ?

**ખોરાક:** બાળકને માટે ઉત્તમ ખોરાક માતાનું દૂધ છે. માતા બિમાર હોય અગર દૂધ પૂરતું ન હોય તો બાળકને ધવડાવવું જોઇએ નહિ. બાળક જન્મે ત્યારે માતાના દૂધમાં પ્રથમ દિવસે જે ચીકણો પ્રવાહી પદાર્થ નીકળે છે, તેમાં મોટા પ્રમાણમાં ચરબી હોય છે અને તે બાળકને સાફ ઝાડો આવવામાં અને તેનાં આંતરડાં સાફ કરવામાં મદદ કરે છે. પહેલે દિવસે બાળકને ચાર મીનીટ, બીજે દિવસે ૭ મીનીટ, એમ ધવડાવવું જોઇએ.

ત્રીજા દિવસથી બાળકને ચાર ચાર કલાકને અંતરે ધવડાવવાની ટેવ પાડવી જોઇએ. બાળક શક્ત ન હોય તો ત્રણ ત્રણ કલાકને અંતરે ધવડાવવું જોઇએ. શરૂઆતમાં બાળકને બેચેની કે તરસ લાગે છે એમ જણાય તો ગરમ કરેલું પાણી ધવડાવ્યા પછી દરેક વખતે આપવું જોઇએ. બાળકને એકી વખતે પંદરથી વીસ મીનીટ સુધી ધવડાવવું જોઇએ.

**અનિયમિત ન ધવડાવવું:** બાળઉછેરમાં સૌથી ખરાબ રીત તો એ છે કે બાળકને વધારે વખત ધવડાવવામાં આવે છે. બાળક રડે ત્યારે એમ ન સમજવું જોઇએ કે તે ભૂખ્યું થયું છે. મોટે ભાગે બાળકને અપચો થાય છે ત્યારેજ રડે છે. એ પણ યાદ રાખવાની જરૂર છે કે જન્મેલા બાળકની હોજરી એટલી નાની હોય છે કે ત્રણ ચમચાથી વધારે દૂધ તેમાં રહી શકે નહિ. બાળકને નિયમિત વખતે ધવડાવવાની ટેવ પાડવી એ અઘરું નથી અને માપસર ધવડાવવાની ટેવ પાડવી એ પણ અઘરું નથી. વધારે પડતું ધવડાવવાથી બાળક બેચેની ભોગવે છે અને અસંતુષ્ટ રહે છે.

**ખોરાકનો સમય:**

| ચાર કલાકને આંતરે | | ત્રણ કલાકને આંતરે | |
|---|---|---|---|
| સવારે | ૬ વાગે | સવારે | ૬ વાગે |
| ,, | ૧૦ ,, | ,, | ૯ ,, |
| બપોરે | ૨ ,, | બપોરે | ૧૨ ,, |
| ,, | ૬ ,, | ,, | ૩ ,, |
| રાત્રે | ૧૦ ,, | સાંજના | ૬ ,, |
| | | રાત્રે | ૯ ,, |

સાધારણ રીતે બાળકને દિવસે ચાર કલાકને અંતરે ધવડાવવાનું સલાહ ભરેલું છે. રાત્રે તો બિલકુલ ધવડાવવું જોઇએ નહિ. ચાર કલાકના અંતરથી બાળકની હોજરીમાં દૂધ પહોંચવાને અને પચવાને પૂરતો સમય મળે છે. જે બાળકોને જન્મથી જ ચાર કલાકને અંતરે ધવડાવવામાં આવે છે તે સાધારણ રીતે સારી રીતે ઘસઘસાટ ઊંઘે છે, તેને ધાવવાની રુચિ ઉત્પન્ન થાય છે અને બરાબર ધાવે છે. આથી માતાને પૂરતી ઊંઘ તથા આરામ લેવાને અને બીજું કામકાજ કરવાને પૂરતો વખત મળે છે. જો બાળકનું વજન જન્મ વખતે ૬ રતલથી ઓછું હોય અથવા જો તે નાજુક બાંધાનું હોય તો ત્રણ કલાકને અંતરે ધવડાવવું સલાહભરેલું છે. રાત્રે કોઇ પણ સંજોગોમાં બાળકને ધવડાવવું જોઇએ નહિ. જો રાત્રે બાળક જાગી ઉઠે તો ચમચાથી ગરમ કરેલું પાણી આપવું. જે બાળકોને માતાના દૂધને બદલે બીજા દૂધ ઉપર રાખવામાં આવતાં હોય તેમને પણ રાત્રે જાગે તો દૂધ આપવું નહિ. બાળકને આથી ટેવ પડી જશે અને રાત્રે જાગશે નહિ. માતાને પણ પૂરેપૂરી ઊંઘ મળશે. માતાને રાત્રે પૂરતો આરામ મળવો અને ઊંઘમાં ખલેલ ન પડે એ જરૂરી છે. બાળકો શરૂઆતથી જ યોગ્ય ટેવો પાડવામાં આવે એ બહુ જરૂરનું છે. બાળકોને બહુ સહેલાઇથી સારી ટેવો પાડી શકાય છે. પણ એક વખત અનેક રીતે ટેવાયા પછી તે ટેવ છોડાવવી એ પણ કઠણ છે. બાળકને મુકરર કરેલે વખતે દરરોજ ધવડાવવું બહુ જરૂરી છે. જો મુકરર કરેલે વખતે બાળક ઊંઘી ગયું હોય તો તેને જગાડીને પણ ધવડાવવું જોઇએ. જો શરૂઆતથી જ બાળકને મુકરર કરેલે વખતે ધવડાવવામાં આવશે તો થોડા વખતમાં તેને મુકરર કરેલે વખતે ઊંઘવાની અને ધાવવાની નિયમિત ટેવ પડી જશે. તરતનું જન્મેલું બાળક લગભગ આખા દિવસમાં ૨૦–૨૧ કલાક ઊંઘશે. જો બાળકને નિયમિત ટેવો પડી હશે તે મુકરર કરેલે વખતે જાગશે, ઊંઘશે અને ધાવશે અને ફરીથી ઊંઘશે. જો બાળકને નિયમિત અને યોગ્ય રીતે ધવડાવવામાં આવશે તે ઓછું હેરાન કરશે, કારણકે તે સારી રીતે ઊંઘશે, ધાવણ બરાબર પચવી શકશે અને સુખી અને સંતુષ્ટ થશે. ધાવતી વખતે બાળક ઊંઘી ન જાય એની કાળજી રાખવી રાખવી જોઇએ. માતાએ સાધારણ રીતે લેવાય તેના કરતાં શરૂઆતના થોડા મહિના સુધી ૩થી ૪ રતલ પ્રવાહી પદાર્થ વધારે પીવા જોઇએ.

**વજન:** બાળક જન્મે ત્યારે તેનું વજન ૭ રતલ હોય છે. ત્રણ મહિને વધીને ૧૧ા રતલ થાય છે. ૭ મહિને ૧૬ા રતલ, નવ મહિને ૧૯ા રતલ અને બાર મહિને ૨૨ રતલ વજન થાય છે. બાળકના વજનનો આધાર તેના

વાતોને આ વાત કેટલાક વખતથી સમજાઇ છે, તેથી આપણી જ્ઞાતિના બાળકોને કેળવણી લેવાની સગવડ થાય એ ઉદ્દેશથી ભાવનગરમાં એક બોર્ડિંગ ખોલી છે. તેમા ત્રીશ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. આપણી વિશાળ જ્ઞાતિના પ્રમાણમાં આટલા વિદ્યાર્થીઓ બિંદુ સમાનજ ગણાય. તેમ છતાં આટલો પ્રયત્ન છે તે પણ આવકારને પાત્ર છે.

આપણે બાળકોને કેળવણી આપવા માટે જેટલું કર્યું છે, તેના સોમા ભાગ જેટલું પણ કન્યાઓને કેળવણી આપવામાં કર્યું નથી. સ્ત્રી અને પુરુષ એ બંને સંસારરૂપી ગાડાનાં બે પૈડાં છે. આપણને ખબર છે કે એમાંથી એક પૈડું ખરાબ હોય તો આખું ગાડું બરાબર ચાલી શકે નહિ, એક પૈડું ગમે તેટલું સારૂં હોય તોપણ ગાડું આગળ ચાલતું નથી. આ નિયમ આપણને પૂરેપૂરો લાગુ પડે છે. આપણે એકલા બાળકોને ભણાવીએ તેથી આપણી સ્થિતિ સુધરવાની નથી, ઊલટી બગડવાની છે. એક કેળવાયેલ યુવકનો સંબંધ તદ્દન નિરક્ષર યુવતી સાથે જોડવાથી બંને દુઃખી થાય છે. એના કરતાં તો તદ્દન અભણ જોડું વધારે સુખી થાય. આવાં વિધાનાં કજોડાં ઘણાં જોવામા આવે છે અને તેમાંનાં ઘણાં દુઃખી હોય છે. તેથી જો આપણે ભવિષ્યની પ્રજાને સુખી કરવાની ઇચ્છા રાખતા હોઇએ તો કન્યાઓને પણ કુમારોને જેમ કેળવણી આપવી જોઇએ. સ્ત્રીઓના ઉદ્ધાર સિવાય દેશનો ઉદ્ધાર થવાનો નથી અને સ્ત્રીઓનો ઉદ્ધાર કેળવણીથીજ થઇ શકે તેમ છે.

આપણી જ્ઞાતિમાં પણ સ્ત્રીઓની કેળવણી સિવાય કંઇ સુધારો થઇ શકે તેમ નથી. આપણે બધા મળી સુધારાની મોટી મોટી વાતો કરીએ છીએ, પણ તેનો ઘણોખરો અમલ સ્ત્રીઓને હાથેજ થવાનો હોય છે. આપણે સુધારાની કોઇ પણ બાબતમાં સ્ત્રીઓનો મત લેતાજ નથી. ખરૂં પૂછો તો સ્ત્રીઓ આપણને સલાહ કે મત આપી શકે તેવી આપણે તેમને કેળવણી આપીજ નથી. આપણામાંના ઘણાને ખ્યાલ હશે કે સગપણ, લગ્ન, કન્યાવિક્રય, કારજ વગેરે વહેવારોનાં ઘણાં કાર્યો સ્ત્રીઓની ઇચ્છા પ્રમાણેજ થાય છે. ગામડાંની સ્થિતિ એવી છે કે આવી બાબતોમાં પુરુષોનું ચલણ બહુ ઓછુંજ હોય છે. હવે વિચાર કરો કે આપણે સારી નરસી કોઇ બાબતનું જેમને જ્ઞાન આપ્યું નથી. તેવી સ્ત્રીઓને હાથે થતા કાર્યોમાં સારા કામની આશા કેમ રાખી શકીએ!

સ્ત્રીઓ પણ સ્ત્રીઓનું દુઃખ સમજી શકતી નથી. સ્ત્રીવર્ગને દુઃખના પ્રસંગો પુરુષવર્ગ તરફથી ઓછા મળે છે, પણ તેમનીજ જાત—સ્ત્રીવર્ગ તરફથી વધુ દુઃખ મળે છે. સાસુવહુ, નણંદભોજાઇ, દેરાણીજેઠાણી. વગેરેના

કજીઆ પણ અજ્ઞાનતાનેજ પરિણામે થાય છે. આ અજ્ઞાનતા કેળવણી સિવાય દૂર થઇ શકે તેમ નથી. દેશના મહાન આગેવાનો આ બાબત પોકાર પાડીને કહે છે, પણ આપણી જ્ઞાતિના આગેવાનોના કાન સુધી એ અવાજ સંભળાએલો લાગતો નથી. ક્યાંથી સંભળાય? આપણા આગેવાનોનો મોટો ભાગ ઊંચી કેળવણી લીધા વગરનો અને રૂઢિઓને વળગી રહેનારો છે. કન્યાને સમાજમાં ભાગ લેતી કરવી, કેળવણી આપવી અને તેમાંયે ઉચ્ચ કેળવણી આપવી, એ તેમને મન 'જૂની આંખે નવા તમાસા જોવા' જેવું છે. કહેવાતા આગેવાનોને નવીન દૃષ્ટિ કેળવવી નથી, તેમ યુવાનોને આગેવાની સોંપી પોતે છૂટું થવું નથી. જ્યાં સુધી આવી સ્થિતિ છે, ત્યાં સુધી કન્યાકેળવણી વધવાની આશા રાખવી નકામી છે. આપણી જ્ઞાતિમાં કન્યાઓને માંડ કોઇ ચાર ગુજરાતી ધોરણ સુધી ભણતું હોય તો! આપણા આખા ગોહિલવાડ વિભાગમાં ફક્ત ગુજરાતીની પુરી કેળવણી લીધેલ સ્ત્રીવર્ગમા ફક્ત એકજ નામ જણવામાં છે. વર્નાક્યુલર ફાઇનલ પાસ થએલ માંડ ત્રણચાર બેનો હશે. અંગ્રેજી થોડુંઘણું ભણેલ હોય તેવી એકે બેનનું નામ જાણવામાં નથી. આપણી જ્ઞાતિમાં કન્યાઓને અંગ્રેજી ભણાવવાનું નામ લેવું એજ ચર્ચાનો વિષય ગણાય છે! તેથી પોતાની દીકરીને અંગ્રેજી કેળવણી આપવા કોઇ તૈયાર થતું નથી. કદાચ કોઇ હિંમત કરી તૈયાર થાય તો તેને આગળ ભણવાની સગવડ કરી આપનાર પણ કોઇ નથી.

આપણો ધંધો ખેતીનો છે. આપણે સારી રીતે જાણીએ છીએ કે આપણે સારું અનાજ અથવા કીમતી ફળ પકવવાં હોય તો ખેતર સારું પસંદ કરવું જોઇએ. આપણે ખારમાં વાવીએ અને તેમાંથી સારા ફળની આશા રાખીએ, તો આપણા જેવા મૂર્ખ કોણ? આટલું જાણનાર ખેડૂતે જાણવું જોઇએ કે સ્ત્રી એ ક્ષેત્ર છે. જો આપણે આપણી જ્ઞાતિનો ને દેશનો ઉદ્ધાર કરે તેવાં રત્નો જોઇતાં હોય તો સ્ત્રીઓને સારી કેળવણી આપવી જોઇએ.

સ્ત્રી એ શક્તિ છે. કુદરતનો નિયમ છે કે શક્તિઓને કેળવ્યા સિવાય ગમે તેમ વહેતાં દેવામાં આવે તો અનર્થકારી નીવડે છે. એ શક્તિનો આપણે ઉપયોગ કરવો હોય તો તેને અમુક રીતે કેળવવી જ જોઇએ. જો તેમ ન કરવામાં આવે તો કુદરતે આપેલી શક્તિ આપણને લાભકર્તા થવાને બદલે આપણો વિનાશ કરે છે. સ્ત્રીકેળવણી સંબંધમાં આ વાત ખાસ લક્ષમાં રાખવા જેવી છે. આપણી જ જ્ઞાતિમાં સરદાર વલ્લભભાઇ, વીર વિઠ્ઠલભાઇ, દરબારશ્રી ગોપાળદાસ જેવાં નરરત્નો પાક્યાં છે. આવાંજ નરરત્નો મેળવવાં હોય તો આપણે ભવિષ્યની

માતાઓ—અત્યારની કન્યાઓને સારી કેળવણી આપી, સારા સંસ્કાર આપવા જોઈએ.

આપણી જ્ઞાતિનું કેળવણીમંડળ છોકરાની એક બોર્ડિંગ ભાવનગરમાં ચલાવે છે. તેમાં વાર્ષિક બેથી ત્રણ હજારનું ખર્ચ કરે છે. આ કેળવણીમંડળે કન્યાકેળવણી પાછળ કેટલું ખર્ચ કર્યું ? કેટલી કન્યાઓને સ્કોલર્શીપ આપી ભણવાની સગવડ કરી આપી? જવાબ નકારમાંજ મળે છે. કેળવણીમંડળના સભ્યો જ્યાં સુધી નવીન દૃષ્ટિને ઓળખતા નહિ થાય ત્યાં સુધી કન્યાકેળવણીને વેગ મળવાનો સંભવ નથી. આ બાબતમાં કેળવણીમંડળના સભ્યો કંઈ વિચાર કરશે? છેવટમાં જ્ઞાતિભાઈઓને પણ વિનંતિ કરવાની કે કેળવણીમંડળ કે રાજ્ય કંઈ સગવડ આપશે એ આશાએ નહિ બેસી રહેતાં, પોતાની કન્યાઓને પોતાની જાતેજ ભણાવવાની સગવડ કરી લેવી જોઈએ. અંગ્રેજી ભણાવવાની હિંમત કે સગવડ ન હોય તેવાં માબાપોએ પોતાની બાળાઓને સારી રીતે લખી વાંચી જાણે તેટલું ગુજરાતી ભાષાનું જ્ઞાન તો આપવુંજ જોઈએ. એટલું થશે તોપણ હાલ ઘણું છે, એજ અભ્યર્થના.

રોજકા (ધંધુકા) જીવરાજ ભગવાનદાસ પટેલ

—*—

## સ્ત્રીજાતિ પ્રત્યે પુરુષજાતિની કૃતઘ્નતા

**પુરુષજાતિને** જન્મ આપનાર સ્ત્રીજાતિ છે. સ્ત્રીઓ ગર્ભધારણ કર્યા પછી ગર્ભની પીડા, પ્રસવની પીડા, બાળઉછેરની ચિંતા, બાળક માંદું પડતાં તેની માવજત અને સંભાળ રાખવામાં રાતદિવસના ઉજાગરા, બાળકની તંદુરસ્તી ખાતર અનેક પ્રકારના ખાદ્યખોરાકીના સ્વાદ તજવા, અનેક પ્રકારની બાધા આખડીઓ રાખવી, ભીનામાં સુઈ બાળકને સૂકામાં સુવાડવું, તેનો ઝાડો ઉઠાવવો, ઊંઘાડવા સારૂ હીંચોળવું, ખોરાક તૈયાર કરી ખવરાવવો, કેડ ઉપર બેસાડી જ્યાં પોતે જાય ત્યાં લેઇ જવું, તેને નવરાવવું, તેનાં કપડાં ધોવાં, પડે આખડે તેની સંભાળ રાખવી, વગેરે વગેરે સ્ત્રીની બાળસેવા અમાપ હોય છે.

પછી? પછી પુરુષજાતિના આના બદલો, પુરુષ કાણો લુલો, લંગડો, બહેરો, કોઢીઓ, નપુંસક, ક્રોધી અને માત્ર હેવાન હોય તોય તેની સેવા કરવી, વ્યસની અને વ્યભિચારી હોય તોય તેને પ્રભુ તરીકે લેખવો, તેને માટે માનવાચક શબ્દો વાપરવા, તેની માંદગીમાં ખડે પગે ખિદમત કરવી, પગ દબાવવા, માથું દાબવું, તેનાં કપડાં ધોવાં, તેના મરણ પછી તેનો શોક

પાળવો, તેની પાછળ પીંપળે પાણી રેડવા જવું, આવી આવી પુરુષજાતિની અનેક સેવાઓ સ્ત્રીજાતિ મરણ પર્યંત બજાવે છે.

હવે આ બધાનો પુરુષજાતિ સ્ત્રીજાતિને શો બદલો આપે છે, તે જુઓ! સ્ત્રીજાતિને હલકી—ઊતરતી પંક્તિમાં ગણવી, સૌ પ્રકારના હક્કહિસ્સાથી તેને બાતલ રાખવી, અપમાન કરવું, નિંદા કરવી, તરછોડી દેવી, 'સ્ત્રીની મતિ પાનીએ,' 'ડાબા પગનું ખાસડું,' 'ઢોર નાર પાંસરી,' 'નારી નરકની ખાણ,' 'તાડનકે અધિકારી' માનવી; વિક્રય કરવાની વસ્તુ ગણી કાઢવી, તેની પાસે ફરજિયાત વૈધવ્ય પળાવવું, ઘરના ચાર ખૂણાની અંદર ગુલામડી બનાવવી, સમાજના જાહેર જીવનમાં ક્યાંય તેનું સ્થાન ન રહેવા દેવું, ઓશિયાળી અને પરતંત્ર બનાવવી, તાબાની વસ્તુ માનવી, કેળવણીથી વિમુખ રાખવી, લાજઘૂમટામાં ગોંધી રાખવી, અને વિધવા થતાં 'અપશુકનિયાળ'ની છાપ ચોંટાડવી! આવી આવી તેની ગણત્રી કરવામાં આવે છે. નાક કાપવું, કાન કાપવા, ચોટલો કાપવો, જાનથી મારી નાંખવી, અને એવું એવું તો બહુયે થાય છે!

પુરુષજાતિમાં ગમે તેટલા દોષો હોય, તોપણ સ્ત્રીજાતિએ નિભાવી લેવા પડે છે. સ્ત્રીજાતિની સહેજ કે સાધારણ ઊણપ પુરુષજાતિ નિભાવી લેવા બિલકુલ તૈયાર નથી. પુરુષજાતિની સ્ત્રીજાતિ પ્રત્યે જાણે કશી ફરજ અદા કરવાની નજ હોય એમ સાવ સ્વતંત્ર અને બેપરવાઈમાં બની પુરુષ તો લહેરમાં ફરે છે—વિચરે છે! સ્ત્રીજાતિને માટે કોઇ સ્થાન, કોઇ અધિકાર, કોઇ હક્ક, કશો લાગભાગ કે તેની કશી ગણત્રી સમાજમાં પુરુષે રાખેલ નથી, જ્યારે સ્ત્રીજાતિએ પુરુષજાતિને જન્મ આપીને એ જાતિની છેવટ સુધી ગમે તે હાલતમાં ગુલામી કરવી એવું ગોઠવી તેને ખૂબ અન્યાય આપેલો છે.

'અર્ધાંગના,' 'નારીરત્નની ખાણ,' 'યત્ર નારી પૂજ્યન્તે,' 'સુખદુઃખની ભાગીદાર,' 'કાર્યેષુ મંત્રી' આવું આવું કોઇએ લખી માર્યું છે, પણ તે તો ફક્ત એક જાતની ભાત પાથરી છે, સ્ત્રીઓની મહત્તા માટે એ તો બોલવા પૂરતું જ છે, બાકી વર્તનમાં શુન્ય જ!

વળી કેટલાક ભલા (!) પુરુષો સ્ત્રીજાતિ પ્રત્યે ગાલિપ્રદાન કરે છે, અપમાનજનક અને હલકા શબ્દોથી તેનું અંતર બાળે છે, અમાપ માર મારે છે, નજીવા ગુના ખાતર રસ્તાની રખડતી ભિખારણ બનાવી મૂકે છે, ધાવણું બાળક ગોદમાંથી ખેંચી લેઇ કાઢી મૂકે છે. પરણતી વખતે જન્મભર પાળવાનું વચન આપી નર્યો વિશ્વાસઘાત કરે છે. જન્મ આપનારનો બાળક ઉપર પણ કશો અધિકાર નથી રહેવા દીધો, બાળકનો કબજો પુરુષે રાખ્યો

છે. આટલા ઉપરથી પૂછી શકાશે કે 'છે ક્યાંય ન્યાયનો છાંટો? કે છે ક્યાંય ઉપકારનો બદલો?'

પુરુષજાતિને જન્મ આપનાર સ્ત્રીજાતિની વલે કેવી કરવામાં આવી છે તે જોવામાં આવ્યું? મહાન ઉપકારોનો બદલો વાળવાનું સૂઝે છે કોઈને? પુરુષજાતિની આ પૂરી કૃતઘ્નતા છે, એની કોઈથી ના પાડી શકાય તેમ છે?

પુરુષ! સ્ત્રીજાતિને કચરી નાખવાની તારી કપટનીતિની બલિહારી!

ગૃહપતિ, પટેલ બોર્ડિંગ, ભાવનગર લક્ષ્મણ નથુભાઈ પટેલ

---

## ચર્ચાપત્ર

### ૬. 'કાનમના સુધારકને ત્યાં લગ્ન'

આપે 'પાટીદાર'ના ચૈત્ર માસના અંકની પ્રસંગકથામાં 'કાનમના સુધારકને ત્યાં લગ્ન' એ સંબંધે જે લખાણ પ્રસિદ્ધ કર્યું છે, તેમાં લખેલી હકીકત સત્યથી વેગળી છે. પ્રથમથી છેવટ સુધીની આ સંબંધની હકીકત ઘણે અંશે હું જાણતો હોવાથી ભાઈશ્રી પુરુષોત્તમદાસને આપે જે દોષયુક્ત ચીતર્યા છે, તે પ્રમાણે તે દોષિત નથી. સત્ય હકીકત નીચે પ્રમાણે છે.

૧. જે બેનનાં લગ્ન કરવામાં આવ્યાં છે તે ભાઈ પુરુષોત્તમદાસનાં દીકરી નથી, પણ તેમના ભાઈ ચતુરભાઈનાં દીકરી છે.[1] આ લગ્નખર્ચમાં ભાઈ પુરુષોત્તમદાસનો બીલકુલ હિસ્સો નથી.

૨. ભાઈ પુરુષોત્તમદાસે આ સંબંધ બાંધવાની વાતમાં પ્રથમથી ભાગ લીધો ન હતો, પ્રથમથી મુખ્ય ભાગ લેનાર મોટા કરાળાના ભાઈ પ્રભુદાસ રાય છે. લગ્નથી જોડાનાર ભાઈ વિઠ્ઠલભાઈ એ ભાઈ પ્રભુદાસના પિત્રાઈ બિરાદર થાય છે અને તેથી સંબંધ જોડવામાં ભાઈ પ્રભુદાસ રાયનો હિસ્સો હતો. ભાઈ પુરુષોત્તમદાસે આપવા લેવાની વાતમાં બીલકુલ ભાગ લીધો નથી. આ લગ્ન બીનશરતી છે, એવી વાત ભાઈ પ્રભુદાસ રાયે ભાઈ પુરુષોત્તમદાસ આગળ રજૂ કરેલી, અને ત્યારે ભાઈ પુરુષોત્તમદાસ આ સંબંધ બાંધવામાં સંમત થએલા. પુરુષોત્તમદાસે આ લગ્નમાં ભાગ લીધેલો, એટલી નૈતિક શિથિલતા તો ખરી.

૩. વાગ્દાનવિધિ વખતે મોટા કરાળા ગામે પણ હું હાજર હતો. બીન-

[1] આ હકીકત મને પાછળથી જણાઈ હતી. મારા લખાણથી ભાઈ પુરુષોત્તમને જે અન્યાય થયો છે, તે માટે હું માફી માગું છું. —તંત્રી

શરતી વાત થએલી છે, પાછળથી બોલી ન નીકળે તે માટે ભાઇ પુરુષોત્તમદાસે ભાઇ પ્રભુદાસ રાયનું વિધિ થતા અગાઉ ખાસ લક્ષ દોરેલું અને તેમના તરફથી એ બાબતમાં સતોષકારક ઉત્તર મળ્યા બાદ વિધિ કરવામાં આવ્યો હતો.

આણંદી પ્રાગજી પ્રભુદાસ પટેલ

**નોંધઃ** ઉપરના ચર્ચાપત્રનો ખુલાસો તુરતજ થઇ જાય એ હેતુથી તે સંબંધે લાગતાવળગતાઓના ખુલાસા મેળવીને નીચે આપ્યા છે. —**તંત્રી**

૧.

ભાઇ પ્રાગજી પ્રભુદાસનું ચર્ચાપત્ર મને વાચવા આપ્યું તેનો ખુલાસો નીચે પ્રમાણે:

ભાઇ ચતુરભાઇ નારાયણભાઇના પુત્રીનું લગ્ન અમારે ત્યાંના ભાઇ વિઠ્ઠલભાઇ આશાભાઇ, જેઓ મારા સાતમી પેઢીએ ભત્રિજાના પુત્ર થાય છે, તેમની સાથે થયું છે. સદર લગ્ન જોડવામાં મારો હિસ્સો કેટલો છે તેનો ખુલાસો નીચે પ્રમાણે છે:

વરની ઉમર ૨૧ વરસની ને કન્યાની ઉમર ૧૭ વરસની છે, એટલે સદર લગ્ન યોગ્ય ઉમરનું તેમજ એકબીજાની પસંદગીનું થયું છે. કાનમ વિભાગમાં યોગ્ય ઉમરનાં લગ્નો ઓછાં થાય છે, કારણકે કાનમ વિભાગમાં બાળલગ્નો વિશેષ થાય છે અને પરઠણવાળા લગ્નને માનની દૃષ્ટિથી જોવામાં આવે છે. પરઠણ લેવાનો સામાન્ય રિવાજ જ્યાં પડી ગયો છે એવા ચરોતર વિભાગમાં હવે પરઠણવાળા લગ્ન તરફ ધૃણાની દૃષ્ટિથી જોવામાં આવે છે. આવી પરિસ્થિતિ હજુ કાનમમાં આવતાં વાર છે, અને તેથી કરીને હજુ મેં પરઠણવાળાં લગ્નોમાં ભાગ નહિ લેવાની પ્રતિજ્ઞા લીધી નથી. મારા મોટા કરાળા ગામની લગભગ બધી કન્યાઓનાં લગ્ન પરઠણવાળાં હોય છે. પરઠણવાળા લગ્નમાં જો હું ભાગ ના લેઉં, તો પછી મારે કોઇ લગ્નમાં ભાગ લેવાનો હોયજ નહિ.

મોટાકરાળા પ્રભુદાસ ભીખાભાઇ રાય

૨.

૧. મારી પુત્રી ચિ. ચંપાબેનનાં લગ્ન મોટા કરાળાના રાય વિઠ્ઠલભાઇ આશાભાઇ સાથે ગયી માહ સુદિ ૫મને રોજ થયાં છે. તેમાં ભાઇ પ્રભુદાસ રાયે જે ભાગ લીધો છે, તેની સત્ય હકીકત નીચે પ્રમાણે છે:

શ્રીયુત વિઠ્ઠલભાઇ આશાભાઇ રાય સાથે સંબંધ બાંધવાના મારા ચોક્કસ વિચારો થયા એટલે એ સંબંધે મેં મારી હકીકત પ્રભુદાસ રાયને કહી.

(૪) નીતિધર્મ અથવા ધર્મનીતિ, (૫) ચરિત્રકીર્તન, (૬) સમાજધર્મ, (૭) સેવાધર્મ, (૮) સ્વદેશીધર્મ અને (૯) રાજપ્રકરણધર્મ, એ ૯ ખંડમાં સમાઇ જતા ગાંધીજીના ૧૯૩૬ સુધીના લેખોનો આમાં સંગ્રહ છે. પ્રકાશક જણાવે છે એમ "ગોસેવા, અસ્પૃશ્યતા, વર્ણવ્યવસ્થા, બ્રહ્મચર્ય, અહિંસા જેવા ખાસ મહત્ત્વના વિષયો વિશે ગાંધીજીના સ્વતંત્ર ગ્રંથો છે; એટલે એ વિષયોને, તેમનું સ્થાન ધર્મક્ષેત્રમાં હોવા છતાં, આ ગ્રંથમાં નોખું સ્થાન નથી આપ્યું. ઇચ્છુક વાચકે તે વિષયો માટે તે તે અલગ ગ્રંથો જોવા જોઇશે." વળી પુસ્તકને અંતે સૂચિ આપીને પ્રકાશકે વાચકોને બહુ અનુકૂળતા કરી આપી છે. અને આખરે તો ગાંધીજી મહાત્મા જ છે ને! વિજ્ઞાપનમાં એ લખે છે: "હું 'મહાત્મા' ગણાઉં તેથી મારું વચન સાચું જ એમ માની કોઇ ન વર્તે. 'મહાત્મા' કોણ તે આપણે જાણતા નથી. સારો માર્ગ એ કે 'મહાત્મા'ના વચનને પણ બુદ્ધિની કસોટીએ ચડાવવું ને તેમાં કસ ન ઊતરે તો તે વચનનો ત્યાગ કરવો." આવા નિરભિમાન અને ઉદારચેતસ્ મહાત્માજીની ધર્મભાવનાનો એકે એક માણસે અભ્યાસ કરવો એ પોતાનો ધર્મ રહ્યો. અને એટલા માટે પુસ્તક એવું તો સસ્તું મૂક્યું છે કે તે ભાગ્યેજ કોઇ ન ખરીદી શકે. આવું અમૂલ્ય છતાં સસ્તું પુસ્તક પ્રસિદ્ધ કરીને નવજીવન પ્રકાશન મંદિરે ખરેજ ગુજરાતની અનુપમ ધર્મસેવા કરી છે.

**૩૭. નવલગ્રંથાવલિ,** ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાવલિ—૫: તારણ કાઢનાર—નરહરિ દ્વારકાદાસ પરીખ; પૃષ્ઠ ૬૭+૫૨૮, બે છબિ, કિંમત બે રૂપિયા. ગુજરાતી ભાષાના આધુનિક યુગના આરંભમાં જે થોડા સમર્થ લેખકો થયા, તેમાં નવલરામભાઇ મુખ્ય હતા. એ શિક્ષક હતા, કવિ હતા, નાટકકાર હતા, અને સૌથી વધારે તો સમર્થ ગ્રંથવિવેચક હતા. એમના વિવેચન જૂનાં 'ગુજરાત શાળાપત્ર'માં જોવાથી આજે પણ એમની વિવેચનશક્તિ વિશે ગમે તેને પણ માન ઊપજ્યા વિના નહિ રહે. એમનાં સર્વ લેખનોનો સંગ્રહ 'નવલગ્રંથાવલિ'ના ૪ ભાગમાં થયો હતો. આજે તો એ પુસ્તકો મળવાં પણ દુર્લભ થયાં છે. પણ એમાંના સારા સારા ભાગ તારવી કાઢીને ફરી આ પુસ્તક રૂપે પ્રકટ કરવામાં આવ્યા છે, તે સારું જ કર્યું છે. સાહિત્યના સૌ અભ્યાસીઓને, ખાસ કરીને કૉલેજમાં ગુજરાતી ભાષાનો અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓને, આ પુસ્તક બહુ ઉપયોગી થશે. આ જીર્ણોદ્ધાર માટે ભાઇ નરહરિભાઇને અને પ્રકાશકને ખરેજ ધન્યવાદ ઘટે છે.

ઉપરનાં બે પુસ્તકના પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર, ગાંધી રસ્તો, અમદાવાદ.

**૩૮. અમારી કાર્યપદ્ધતિ:** પ્રકાશક—નવજીવન સંઘ, મુંબઇ ૨; પૃષ્ઠ ૨૮. નવજીવન સંઘની સ્થાપના સન ૧૯૨૮માં મુંબઇમાં થઇ. ૧૯૩૦માં તેની મુખ્ય પ્રવૃત્તિ કાંતણ, પીંજણ અને ખાદી વેચાણની હતી. જેમ જેમ આર્થિક, સામાજિક અને રાજકીય પ્રવૃત્તિમાં પરિવર્તન થતું ગયું તેમ તેમ નવજીવન સંઘે પણ પોતાની પ્રવૃત્તિઓમાં પરિવર્તન કરવા માંડયું. તેનું બંધારણ અને પ્રગતિ જોતાં એકજ વસ્તુ તરી આવે છે અને તે એ છે કે આપણા દેશમાં સર્વોદય ક્યારે થાય અને કેવી રીતે થાય, ખેડુત અને મજુર કારીગરની થતી આર્થિક લૂંટ કેમ બંધ થાય, ધનની વહેંચણી સરખા પ્રમાણમાં કેમ થાય. તેના સિદ્ધાન્ત અને ઉદ્દેશ કોઇ પણ વાદવાળાને પસંદ પડે તેવા છે. સંઘે હાલ જે પ્રવૃત્તિ ઉપાડી છે તેમાં તેના સિદ્ધાન્તનું અને ઉદ્દેશનું પૂરેપૂરું પાલન થશે એમાં જરાએ શંકા નથી. હાલના યંત્રના જમાનામાં હાથઉદ્યોગને અને ગ્રામઉદ્યોગને ટકાવી રાખવા એ બહુ અઘરૂં કામ છે. યંત્રની હરિફાઇમાં હાથઉદ્યોગનો માલ હમેશાં મોંઘો પડવાનો. પણ સર્વોદયનો સિદ્ધાન્ત એ છે કે મનુષ્યશક્તિથી તૈયાર થતા માલનેજ પ્રથમ પસંદગી આપવી. પણ આ બધું સ્વરાજ્ય વિના ઘડીભર તો અસંભવિત લાગે છેજ. આ પુસ્તિકા પણ હાથબનાવટના કાગળ ઉપર છાપી છે. સંઘની પ્રગતિ ટૂંક સમયમાં ઠીક થઇ કહેવાય. મુંબઇ જેવા શહેરમાં ગ્રામોદ્યોગની પ્રવૃત્તિ ચલાવવી એ કઠણ છે, છતાં સંઘે જે હામ ભીડી છે તે પ્રશંસનીય છે ને તે જાણવા સૌએ આ પુસ્તિકા જરૂર વાંચવી ઘટે.

વસઇ રાવજીભાઇ નાથાભાઇ પટેલ

**૩૯. મનન અને મન્તવ્યો:** લેખક અને પ્રકાશક—રતનલાલ વિઠ્ઠલદાસ ખાંડવાળા, વાડીફળિયા, ખાંડવાળાની શેરી, સુરત; પૃષ્ઠ ૨૬૪, કિંમત આઠ આના. સુરતના 'લોકવાણી' સાપ્તાહિક પત્રમાં લેખકે જે લેખો લખેલા તેમાંના ૬૭ લેખો ગાંધીજીની ૬૭મી વર્ષગાંઠને પ્રસંગે છપાવીને આ પુસ્તકરૂપે પ્રસિદ્ધ કર્યા છે. દેશની આર્થિક અવનતિના લેખો વધારે પ્રમાણમાં છે, બીજા વિષયો સંબંધે પણ અનેક છે. સૌ લેખોના વિચાર સ્વતંત્ર ને સ્પષ્ટ છે. લેખકના અનેક વિચાર સંબંધે મતભેદ હોઇ શકે: અનેક લોક જુગાર રમે છે, અનેક લોક લોટરીને નામે જુગાર રમે છે, મોટા મોટા અમલદારો પણ રેસને નામે જુગાર રમે છે, ત્યારે લોટરી કાઢીને કેળવણીની સંસ્થાઓ કાઢવી એમ લેખક જે માને છે (પૃષ્ઠ ૧૧૬) એ તો અનિષ્ટજ છે. બીજા ગમે તે હેતુએ અનીતિ આચરે છે, માટે સારે હેતુએ પણ આપણે અનીતિ કરવી એ

તો પતનનોજ માર્ગ છે. એકારમંડળ વિષેની લેખકની યોજના (પૃષ્ઠ ૧૬૨) વ્યાવહારિક નથી. છતાં પુસ્તકમાં અનેક સારા વિચાર મળશે અને એટલા માટે તેને વાંચી જવું ઘટે.

**૪૦. જીવન સંસ્કૃતિ:** 'સંજીવન'નું ભેટ પુસ્તક: પ્રયોજક–જેઠાલાલ છોટાલાલ શાહ (ઉર્મિલ), સાવલી; પ્રસિદ્ધ કરનાર–મુલજી નાથજી કોઠારી, ભૂલેશ્વર, મુંબઇ ૨; પૃષ્ઠ ૧૬+૮૪+૬૪. જીવનને સંસ્કૃતિ આપનાર કેટલાક વિષયોને આ પુસ્તકમાં પ્રાચીન ધર્મભાવનાએ ચર્ચ્યા છે. ટોલ્સ્ટોયને નામે જે વિચારો (પૃ. ૧૫થી) આપ્યા છે, તે શંકાસ્પદ લાગે છે; ટોલ્સ્ટોયના ગ્રંથનો આધાર આપ્યો હોત તો વધારે અનુકૂળ થાત. લેખક જણાવે છે (પૃષ્ઠ ૮૩) કે: "નાસ્તિકવાદ સમાજનો નાશ કરનાર છે. વર્તમાન જીવનજ તેનું સર્વસ્વ હોય છે. તાત્કાલિક પરિણામનેજ નાસ્તિકો ઇષ્ટ માને છે.... નાસ્તિકવાદી પોતાના જીવ સિવાય બીજાના જીવની પરવા નહિ કરે. પોતાના સ્વાર્થને માટે, પોતાના જીવને મળતા ક્ષણિક સુખને માટે બીજાને નુકશાનમાં ઉતારતાં તે નહિ અચકાય. હું તો એટલે સુધી કહીશ કે યુરોપનું મહાયુદ્ધ આ વાદની અનિષ્ટતાનું જ પરિણામ હતું. હાલમાં વધતા જતા ચોરી, લુંટફાટ, દગાફટકાઓ, ધર્ષણો, કલહો વિગેરે પણ આ વાદનાં પરિણામ છે." દેખીતા પરિણામ ઉપરથી અનુમાન બાંધો તો આ બધું નાસ્તિકવાદનું નહિ, પણ આસ્તિકવાદનું પરિણામ છે, કારણ કે આ બધું કરનારા પોતાને નાસ્તિક નહિ, પણ આસ્તિક મનાવનાર હોય છે. બાકી ખરી રીતે તો તેઓ સાચા આસ્તિકોજ નથી. સાચા આસ્તિકો આવું ન કરે, સાચા નાસ્તિકો પણ નજ કરે. શુદ્ધ ને સત્ય વિવેકબુદ્ધિથી લેખકે વિચાર્યું હોત તો આવા અનિષ્ટ નિર્ણય ઉપર એ નજ આવત. બીજા ભાગમાં આ પુસ્તકના પ્રસિદ્ધ કરનારે પોતાનું નિવેદન મૂક્યું છે. તે ખડાયતા વાણિયા છે ને તે જ્ઞાતિને હિતાર્થે 'સંજીવન' માસિક ચલાવે છે. ખડાયતા જ્ઞાતિના હિતસંબંધે એ નિવેદનમાં તેમણે પોતાના વિચાર દર્શાવ્યા છે

**૪૧. શારદામૃત:** યોજક અને પ્રકાશક–છગનલાલ સુરજરામ ઠાકર, શેઠ પ્રાગજી ડાકરસી મૂળજી એ. વી. સ્કૂલ, કડીઆદરા (પોસ્ટ બોરેલી, એ. પી. રેલ્વે); પૃષ્ઠ ૪૦, છબિ ૪. મૂલ્ય અમૂલ્ય. શાળામાં ભણતાં બાળકોને ઉપદેશ આપતી નાની બાળકવિતાઓનું આ પુસ્તક છે.

*

**૨૦. શ્રી વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળનું** સન ૧૯૩૬–૩૭નું (તા. ૩૧:૩:'૩૭ સુધીનું) નિવેદન. **૨૧. આરોલી પ્રદેશની રૈયિાપ્રવૃત્તિ**

(૧૯૩૬): પ્રકટ કરનાર ગ્રામસેવા સમિતિ, બારડોલી. ૨૨. શેઠ પ્રાગજી ઠાકરશી મૂળજી કડીઆદરા એ. વી. સ્કૂલનો ચૌદ, પંદર અને સોળમા વર્ષનો તથા શેઠ દામોદર ભાદરજી ઉદેસિંદ કડીઆદરા બોર્ડિંગ હાઉસનો ચોથા, પાંચમા અને છઠ્ઠા વર્ષનો નિમાસિક વૃત્તાન્ત (તા. ૧:૮:'૩૩થી તા. ૩૧:૭:'૩૬ સુધીનો). ૨૩. શ્રી પંચાલ યુવક મંડળનો તેરમો વાર્ષિક રિપોર્ટ. ૨૪. શ્રી ગોહિલવાડી લેઉઆજ્ઞાતિ વિદ્યાર્થીઆશ્રમ–ભાવનગર: પત્રિકા નં. ૨૬, એપ્રીલ ૧૯૩૭.

---

## પ્રસંગકથા

### હુદલીમાં સુંદર લગ્નવિધિ

આ અંકમાં પૃષ્ટ ૩૦૦થી છપાએલો 'બે ધાર્મિક સંસ્કારો' એ લેખ વાચકવર્ગ અવશ્ય વાંચે. લગ્નની ભાવના કેવી ઉન્નત અને સુંદર છે એ એમાં ગાંધીજીએ બહુ સરસ રીતે સમજાવ્યું છે. હુદલીમાં એ પ્રસંગે જે બે લગ્ન થયાં, તેમાંનું એક ગાંધીજીનાંજ પૌત્રીનું લગ્ન ભાઇ કિશોરલાલ મશરૂવાળાના ભત્રિજા સાથે થયું. બીજું લગ્ન ભાઇ મહાદેવભાઇ દેસાઇનાં બેન નિર્મળાબેનનું ભાઇ ઇશ્વરલાલ મગનલાલ દેસાઇ સાથે થયું. એ ભાઇ લગ્નવિધિ પછી તરતજ એલ.એલ. બી.ની પરીક્ષા આપવા ચાલતા થએલા. ભાઇ મહાદેવભાઇ અને ભાઇ ઇશ્વરલાલ બંને સુરત જિલ્લાના અનાવિલ છે. પાટીદારોમાં જેમ પરઠણનો મહાત્રાસ છે, તેમજ અનાવિલોમાં પણ છે જેને 'વાંકડો' કહે છે. પણ આ લગ્નમાં પરઠણની કે બીજા કશાની લેવડદેવડ થઇ નથી. અને મહાદેવભાઇ તો ગાંધીજીના પટ્ટશિષ્યોમાંના એક, એ પરઠણ આપે એ તો સંભવેજ કેમ? પણ વધારે તો એ કે ભાઇ ઇશ્વરલાલ ગ્રેજ્યુએટ હોવા છતાં તેમણે પરઠણની અપેક્ષા રાખીજ નથી. અનાવિલોમાં ને પાટીદારોમાં ભણેલા પોતાના ભણતરની કિંમત પરઠણમાં ઉપજાવી લેવાની જે હલકી વૃત્તિ રાખે છે તે આથી સમજે.

### અમદાવાદમાં સમાજવાદીઓનું લગ્ન

ગયા વર્ષના ચૈત્રના 'પાટીદાર'માં પૃષ્ટ ૨૮૧થી સોજિત્રાના ભાઇ શંકરભાઇ બીખાભાઇ પટેલનાં પુત્રી બેન મંગળાબેનનાં અનાવિલ ભાઇ જળવંતરાય સાથે આન્તર જ્ઞાતીય લગ્ન થયા વિષે પ્રસંગકથા છે. એજ બેન મંગળાબેનનાં મોટાં "બેન શાન્તાબેન અમદાવાદમાં વાડીલાલ સારાભાઇ હોસ્પીટલમાં નર્સિંગનું કામ શીખે છે, તેમણે લગ્ન નથી કર્યું," એમ તેજ પ્રસંગકથામાં જણાવ્યું હતું. હવે ખબર મળી છે કે એ બેન શાન્તાબેને ગઇ તા. ૩૦:૪:'૩૭

(ચૈત્ર વદિ ૫) ને શુક્રવારને રોજ સાંજે પા૫ા વાગે સિવિલ મૅરેજ ઍક્ટ પ્રમાણે ભાઇ રણછોડ પટેલ સાથે લગ્ન કરી અમદાવાદ કચેરીમાં રજિસ્ટર કરાવ્યું. લગ્નપ્રસંગે ચાર બેનો ને દશેક ભાઇઓ હાજર હતાં. બેન શાન્તાબેન વગેરે સૌ ભાઇબેન સાદા પોશાકમાં હતાં.

**બેન શાન્તાબેન**

બેન શાન્તાબેનની ઉંમર આજે ૨૨-૨૩ વર્ષની છે. એ બેન પોતાના પિતા ભાઇ શંકરભાઇ સાથે સાબરમતી આશ્રમમાં રહેતાં હતાં. ત્યાર પછી ના સત્યાગ્રહ સંગ્રામમાં જેલમાં પણ જઇ આવેલાં. સંગ્રામ મોકુફ રહ્યા પછી શેઠ વાડીલાલ સારાભાઇ હોસ્પીટલમાં નર્સિંગનું કામ શીખ્યાં અને ગઇ સાલ મીડવાઇફ્રીની પરીક્ષા આપી પાસ પણ થયાં છે.

**અને ભાઇ રણછોડ પટેલ**

ભાઇ રણછોડ પટેલ અમદાવાદ તળના લેઉઆ પાટીદાર છે અને લાલદાસ રાયજીવાળામાંના આગળ પડતા કુટુંબમાં જન્મેલા છે. સં. ૧૯૨૮માં અમદાવાદ ગુજરાત કૉલેજમાં પ્રિન્સીપાલ વિરુદ્ધ વિદ્યાર્થીઓએ હડતાળ પાડેલી, તે વારે એ ભાઇ પ્રીવિયસ કલાસમાં હતા, હડતાળમાં એમણે આગળ પડતો ભાગ લીધાથી તે કૉલેજમાંથી એમનું નામ કમી કર્યું. આથી તે મુંબઇ જઇ ઍલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયા. થોડાજ સમયમાં સત્યાગ્રહ સંગ્રામ જાગ્યો ને કૉલેજ છોડી એ ભાઇ સંગ્રામમાં જોડાઇ જેલમાં ગયા. ૧૯૩૨ના સંગ્રામમાં ફરી જેલમાં ગયા. ૧૯૩૩માં સમાજવાદી મંડળમાં જોડાયા. ૧૯૩૫થી અમદાવાદના મિલ મજદુર યુનિયનમાં કામ કરે છે. ત્યાંના સમાજવાદી મંડળમાં એ ભાઇ એક મુખ્ય કાર્યકર્તા છે. સમાજવાદના ઉત્પાદક માર્ક્સના સિદ્ધાન્તોનો પણ એમણે સારો અભ્યાસ કર્યો છે. એમના પિતા ગુજરી ગયા છે. માતા જીવે છે, પણ એમની આ લગ્નમાં સમ્મતિ નથી.

**વરકન્યાનાં સમ્મતિલગ્ન**

કન્યાપિતા ભાઇ શંકરભાઇ તો કુળવાન ઘરના છે, કન્યાઓને સુસંસ્કાર આપ્યા છે. એટલે એમણે ધાર્યું હોત તો ચરોતરમાં પણ પોતાની ઇચ્છા પ્રમાણે કન્યાને સારે ઠેકાણે પરણાવી શકાત. પણ એ પોતે સંસ્કારી છે, એટલે કન્યાની ઇચ્છામાં આવે તેની સાથે તે લગ્ન કરે એમ માને છે. પિતાનો ધર્મ એટલો કે કન્યા આવેશને વશ થઇ ભયમાર્ગે જતી હોય તો તેને વારે. વરકન્યાના લાંબા પરિચય પછી ભાઇ શંકરભાઇની સમ્મતિથી આ લગ્ન થયાં છે, એટલે આવેશને વશ થઇને આ લગ્ન નહિ થયાં હોય, એમ આપણે માનીએ. એ નવદંપતીનું લગ્નજીવન મંગળમય હો અને સમાજસેવામાં કલ્યાણજનક હો!

**કુળવાનના કટકાનો ક્રોધ**

એ લગ્ન વરકન્યાની સમ્મતિથી થયાં છે, કન્યાપિતા ભાઇ શંકરભાઇની એ લગ્ન વિષે સમ્મતિ છે, પણ છતાંયે કુળવાન પિત્રાઇના પેટમાં દુઃખે! એ ભાઇ શંકરભાઇના સગા કાકા ઇશ્વરભાઇના પુત્ર ભાઇ જશભાઇ પણ એક વાર તો સત્યાગ્રહી હતા, ગાંધીજીની દાંડીકૂચના ૮૦ સૈનિકોમાંના એક હતા. પણ ગાંધીજીની વિશાળ ભાવનાઓનો એમને સ્પર્શ પણ નથી થયો એ એમણે ગયે વર્ષે જ સિદ્ધ કરી દીધું હતું. ગયે વર્ષે બેન મંગળાબેનનાં આન્તર જ્ઞાતીય લગ્ન થયાં, ત્યારે ભાઇ જશભાઇ ગુસ્સે થઇ ગયા હતા ને ભાઇ શંકરભાઇથી જુદા રહેવા ગયા હતા. અને આ બેન શાન્તાબેનના લગ્નપ્રસંગે તો એમના ગુસ્સાનો પારો ઓર ઊંચો ચઢી ગયો હતો. ભાઇ શંકરભાઇના વૃદ્ધ પિતા ભાઇ ભીખાભાઇની આ લગ્નમાં સમ્મતિ હોવાનો સંભવ ઓછો જ છે, છતાં બેન શાન્તાબેનને કે ભાઇ શંકરભાઇને ભાઇ જશભાઇ કંઇ ન કરી શક્યા, ત્યારે પોતાનો ગુસ્સો એમણે એ શાન્ત વૃદ્ધજન ઉપર ઠાલવ્યો. ભાઇ જશભાઇ અને તેમના ભાઇ બાબુભાઇ એ બંનેએ એ ભલા વૃદ્ધજન પાસે જઇ તેમને ખૂબ ગાળો દીધી અને ઘણું અપમાન કર્યું. એમને મારવા પણ જતા હતા, પણ પાસે ઊભેલા બે ભાઇઓએ તેમને મહામહેનતે રોક્યા. પોતાને જે દુષિત લાગે છે તેમનો તો વાંકો વાળ થઇ શકતો નથી, ત્યારે છેકજ નિર્દોષ વૃદ્ધજન, જે વૃદ્ધાવસ્થાને લીધે શરીરે છેકજ અશક્ત થઇ ગયા છે અને જેને આંખે બરાબર સૂઝતું પણ નથી એવા વૃદ્ધજન, ઉપર પોતાનો ગુસ્સો ઠાલવે એની વીરતાનાં શાં વખાણ કરવાં? ગાંધીજીના એક વારના પોતે સત્યાગ્રહી હતા, એટલું તો એમણે વિચાર્યું હતું? સત્યાગ્રહ ને ધર્મ સૌ ગળી જાય એવું આવા પાટીદારોમાં કુળાભિમાન હોય છે!

**કુળવાનશાહીનો કેર**

ગાંધીજીના એક વારના સત્યાગ્રહી ભાઇ જશભાઇમાં આટલું કુળાભિમાન હોય તો સામાન્ય પાટીદારોની વાતજ શી કરવી? સ્થિતિ એવી થઇ પડી છે કે કુળવાનો કુળહીનોને ચગદીને ચૂસી ખાતાં પાછું વાળી જોતા નથી, કુળહીનો કુળવાનોની એડી તળે ચગદાયા છતાં ત્યાં ને ત્યાં માથાં મારે જાય છે; દીકરીને શાપ દેતા જાય છે ને કુળવાનોના પગની રજ માથે ચઢાવતા જાય છે. પરિણામેજ આખા સમાજની અવદશા થઇ પડી છે. ગુલામ પ્રજાની બીજી શી દશા હોય? જ્યાં સુધી કુળહીન કુળમોહનો ત્યાગ નહિ કરે ને સમાનોની સાથે સરખેવડે લગ્નસંબંધ નહિ જોડે ત્યાં સુધી તેમની અવદશા અટકવાની નથી. કુળહીનો કુળમોહ નહિં છોડે તો આખરે એવી અંતરામણ

થશે કે જ્ઞાતિનિયમ એક કે બીજી રીતે બંડ કરશે. સરખેસરખે કુળહીનમાં કન્યા નહિ દેશે તો કુળવાન વર શોધતાં શોધતાં મોટી થઇ ગએલી કન્યાઓ જ સમજણી થતાં એવા પિતાઓ સામે બંડ ઉઠાવશે. પોતાની ઇચ્છા પ્રમાણે ગમે તે, પરનાતના પણ, વર સાથે પરણી જશે, પછી ભલે તેમના કુળમૂઢ પિતાઓ લાજના માર્યા આપઘાત કરશે. કુળ-મદમાં ને મોહમાં સડેલા પાટીદારને આ નહિ રુચે, પણ જગતમાં એમનું જ રુચતું સદા થવાનું છે એમ એ માનતા હોય તો ખાંડ ફાકે છે!

## પિતા સામે જૈન બાળાનું બંડ

જેમ કુળમૂઢ પિતાને કુળસ્વાર્થ હોય છે, તેમજ ધનમૂઢ પિતાને ધનસ્વાર્થ હોય છે. એવા એક ધનમૂઢ પિતા સામે તેની પુત્રીએ હાલમાં જ બંડ ઉઠાવ્યું છે. એ એને સુરતના ઓન. મૅજિસ્ટ્રેટ સમક્ષ નીચે પ્રમાણે નિવેદન કર્યું છે: "હું બાઇ કમળા તે શા. ભાઇચંદ હીરાચંદની દીકરી, જાતે શ્રાવક, ઉમર આશરે વર્ષ ૧૭, રહેનાર વાંઝ તા. ચોર્યાસી, હાલ સુરત સગરામપુરામાં, પ્રતિજ્ઞાપૂર્વક જણાવું છું કે મારી ઉમર ૧૭ વર્ષની છે, ગામ વાંઝમાં રહું છું. મારા પિતા મારું વેવિશાળ ગામ બીલીમોરાના આશરે ૫૫ વર્ષની ઉમરના શા. નેમચંદ કેશરીચંદ નામના માણસ સાથે મોટી રકમ લેવાની શરતે કરવાની તૈયારીમાં છે. તેની ખબર પડતાં મારા બાપને આજીજી કરી કે મારું જીવન રદ ન કરો ને મને બચાવો. પરંતુ પોતાના સ્વાર્થને ખાતર મારા બાપે નહિ માનવાથી કડોદના રહેનાર મારા મામા શા. દુર્લભ ભૂધરને મેં ખાનગી પત્ર લખી તુરત તેડાવ્યા. અને તેઓ વાંઝ આવ્યા ત્યારે મારી લાચાર સ્થિતિ સમજાવી મને બચાવી લેવા આજીજી કરી. પરંતુ બીલીમોરા વાળા બહુ વગવશીલાવાળા હોવાથી ગામલોકો તેમજ મારી નાતના પણ મારો બચાવ કરવા બહાર પડયા નહિ. એટલે મેં સુરતમાં મદદ કરવા માટે કહેવડાવ્યું, અને ત્યાંથી આવેલા ગૃહસ્થોને તા. ૨૫:૪:'૩૭ને રોજ મેં પોલીસ સુપ્રિટેંડેંટ સાહેબ ઉપર અરજી લખી આપી, પરંતુ તેઓ સાહેબ બહારગામ હોવાથી મે. ચોર્યાસી તાલુકાના મામલતદાર સાહેબને મારી લાચાર સ્થિતિની ખબર પહોંચાડવામાં આવી અને તેઓ સાહેબે તુરત મારી મદદે આવી મારા ઉપર મોટો ઉપકાર કરી મને બચાવી લીધી છે અને મારી ઇચ્છા મુજબ મારા મામા સાથે મને રહેવા દીધી છે. હું લાયક ઉમરની છું અને મારાં લગ્ન કયાં કરવાં એ મારી સ્વતંત્ર મરજીની વાત છે. અને હવે મારા

છે, માટે હું સુરતમાંજ રહેવા માગું છું.

"બાઈ કમલા

"તા. ૨૬:૪:'૩૭. "ને ભાઇચંદ હીરાચંદની દીકરી."

('મુંબઇ સમાચાર,' તા. ૨૮:૪:૧૯૩૭). અને આ બેન કમલા હાલ સુરતમાં તેના મામાને ઘેર રહે છે.

## તેવીજ બીજી એક બેનની અવદશા

"અમદાવાદ, રવિવાર. હિંદુ મીશનના મંત્રી શ્રી. ગંગારામ ખન્ના લખી જણાવે છે કે બોરસદ તાલુકાના સુણાવ ગામમાં સ્ટેશન પેટલાદના સોની દયાશંકર મોહનલાલની દીકરીએ તેમને નીચે મુજબનો પત્ર લખ્યો છે: 'નમ્ર વિનંતી સાથે જણાવવાનું કે મારી ઉમર ૧૮ વર્ષની છે અને મારૂં લગ્ન મારી મરજી વિરુદ્ધ વડોદરાના સોની શકરલાલ મૂળજીભાઇ રે. નરસિંહજીના મંદિર આગળનાનો છોકરો ૧૪ વર્ષનો છે તેની સાથે મારા બાપ કરવાના છે. લગ્ન તા. ૨:૫:'૩૭ ને વાર રવિવારને રોજ રાતના કરવાના છે, જેથી મને કોઇ રીતે દીકરી માની મારી જિંદગીનો બચાવ કરશો, એજ વિનંતી.

"'હુ બબલી દયાશંકરની સહી.'

"આ પત્ર આજે બપોરના દોઢ વાગ્યે મીશનને મળવાથી અને લગ્નના ટાઇમ પહેલાં સુણાવ પહોંચી નહિ શકાય એમ હોવાથી બોરસદના સબ ઇન્સ્પેક્ટરને એક લાંબો તાર આ છોકરીને બચાવવા માટે હિંદુ મીશન અમદાવાદ તરફથી કરવામાં આવ્યો છે" ('ગુજરાત સમાચાર,' તા. ૩:૫:૧૯૩૭). આ દુર્ભાગી કન્યા બચી કે લગ્નવેદીમાં હોમાઇ, તે માલમ પડયું નથી.

## તેવીજ બીજી એક બેનની અવદશા

સામરખાના એક ભાઇ પોતાની ૧૪ વર્ષની કન્યાને ૪૨–૪૫ વર્ષની ઉમરે પહોંચેલા એક ભાઇ સાથે, તેમને એક પત્ની હોવા છતાં, લગ્નવેદીમાં હોમવા ઉભા થયા છે. તે વિષેની છાપેલી પત્રિકા, 'મંત્રી, શ્રી. યુવક મંડળ, સામરખા' તરફથી મળી છે. પણ તે વિષે તપાસ કરતાં હજી પૂરી હકીકત મળી શકી નથી, એટલે આ અંકમાં તે વિષે કંઇ લખી શકાતું નથી. પણ વાત સાચીજ હોય તો એ નંદીલગ્નમાંથી આ કુમળી બાળાને બચાવી લેવાના સૌ ઉપાય કરી લેશે તોજ એ 'યુવકમંડળ' પોતાનું નામ શોભાવશે.

## નંદીલગ્નમાં હોમાએલી બાળાની અવદશા

આણંદ તાલુકાના કુંજરાવ ગામના ભાઇ ભુલાભાઇ કુંવરભાઇ પટેલે પ્રથમ વાગુસોલ ગામનાં બેન કાશીબેન સાથે કરેલાં. બેન કાશીબેનને કંઇ

તેમજ બીજી અનેક શાળાઓમાં ધાર્મિક કેળવણીને નામે પ્રાર્થનાઓ બોલાવવામાં આવે છે, પણ હૃદયમાંથી ઊગ્યા વિનાની, ટાઇમટેબલમાં ગોઠવ્યા પ્રમાણે ફોનોગ્રાફની પેઠે બોલાવાતી, પ્રાર્થનાઓથી તો હૃદયમાં જડતાજ આવે છે એમ આજે અનેક માનસશાસ્ત્રીઓ પોકારી રહ્યા છે. પ્રાર્થનામાં ખૂબ શ્રદ્ધા રાખનાર ખૂદ ગાંધીજી જ કહે છે: "પોપટ રામનામ લે તેની અસર નથી પડતી, પણ ભક્ત રામનામ લે તેની અસર પડે છે, કારણ પોપટના કંઠમાંથી એ અવાજ નીકળે છે, ભક્તના હૃદયમાંથી એ અવાજ નીકળે છે" ('હરિજનબંધુ,' તા. ૨:૫:૧૯૩૭). ત્યારે લેવાને ખાતર લીધેલાં વ્રત ને પાળવાને ખાતર પળાએલા નિયમ જડતાનેજ જન્માવે છે, તેની પાછળ પ્રચંડ ને જ્વલંત ભાવનાઓ હશે તો જ આત્મા પ્રચંડ ને જ્વલંત બનશે. આચાર વિનાના એકલા વિચાર માણસને વિલાસી બનાવે છે, વિચાર વિનાના એકલા આચાર તેને જડ બનાવે છે. નારીજાતિને ઉન્નત, ભવ્ય ને સ્વતંત્ર બનાવવી હશે તો હાલની ઉન્નતિથી સંતોષ ન માનતાં એ કન્યાવિદ્યાલયના—અને સૌ કન્યાસંસ્થાઓના કાર્યકર્તાઓએ—આ વાત પણ સમજવી જોઇશે.

### મોટા કરાળામાં પ્રેતભોજન બંધ

મોટાકરાળાના ભાઇ સોમાભાઇ કલ્યાણભાઇ રાવના પિતાશ્રી કલ્યાણભાઇ દેસાઇભાઇ ફાગણ સુદિ ૧૪સને રોજ ગુજરી ગયા. તેઓ ૭ વર્ષથી મરણ પાછળનાં જમણ જમતા નહોતા, તેમજ જમાડતા નહોતા. તેમની પાછળ તેમના પુત્ર ભાઇ સોમાભાઇએ બિલકુલ પ્રેતભોજન જમાડયું નથી. મોટાકરાળામાં મરણ પાછળનાં જમણ નહિ જમનાર અને નહિ જમાડનારની સંખ્યા દિવસે દિવસે વધતી જાય છે એ શ્રેયસ્કર છે. પોતાના ગામને અને આજુબાજુનાં બીજાં ગામોને આવું સારૂં દૃષ્ટાન્ત આપવા માટે ભાઇ સોમાભાઇને ધન્યવાદ ઘટે છે.

### ભ્રમશોધન

ગયા અંકની પ્રસંગકથામાં લાંચરુશવતના 'એક ઉપાય' વિષે પ્રસંગકથા છે, તેમાં પૃષ્ઠ ૨૮૭ ઉપર આમ છપાયું છે: લાંચ લેનારને "પોતાની ફરજનું પણ વધારે ભાન હોવું જોઇએ અને ત્યારે એ ગુનો કરે તો એને તો સજા થવીજ ઘટે. લાંચ લેનારની સ્થિતિ એથી જુદી ને વિષમ હોવાથી, ગુના પકડી કાઢવાને હેતુએ પણ, એને માફી મળવી ઘટે." આ વાક્યમાં 'લાંચ દેનારની' એને બદલે '**લાંચ લેનારની**' એમ ભૂલથી છપાઇ ગયું છે, માટે વાચક એ ભૂલ સુધારીને '**લાંચ દેનારની**' એમ વાંચે. જે ભાઇએ આ ભૂલ તરફ મારૂં ધ્યાન ખેંચ્યું છે તેમનો ઉપકાર માનું છું.

# શ્રી વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ

**મંડળ સમાચાર:** વ્યવસ્થાપક સમિતિની ૧૯૩૭–૩૮ના વર્ષની પહેલી સભા તા. ૨:૫:'૩૭ને રોજ થઇ હતી. તેજ દિવસે મળેલી મંડળની વાર્ષિક સામાન્ય સભા કાર્યસાધક સંખ્યા ન થવાને કારણે તા. ૯:૫:'૩૭ ઉપર મુલતવી રહી. દરબાર શ્રી ગોપાળદાસ દેસાઇ મંડળના ફંડ માટે મેની પંદરમી તારીખ પછી રંગૂન જવા ઊપડશે. ત્યાંથી પાછા ફરતાં કલકત્તા, જબલપુર, બિલાસપુર, ગોંદિયા, નાગપુર, વગેરે સ્થળોએ જશે.

**વિદ્યાલય સમાચાર:** વિદ્યાલય તા. ૪:૫:'૩૭થી ૧૪:૬:'૩૭ સુધી ગ્રીષ્મની રજાઓને કારણે બંધ રહેશે, અને તા. ૧૫મી જુનથી વિદ્યાલયનું નવું વર્ષ શરૂ થશે. છાત્રાલયમાં નવાં દાખલ થવા ઇચ્છનારાંએ તે માટેનાં પ્રાર્થનાપત્ર ભરીને દાખલ ફીના રૂ. ૧ સાથે તા. ૩૧:૫:'૩૭ સુધીમાં, તે વિદ્યાલયના કાર્યાલયમાં મળી જાય એ રીતે મોકલી આપવાં. એના ઉત્તર તા. ૧:૬:'૩૭ને રોજ અહીંથી મોકલી આપવામાં આવશે, ત્યાર પહેલાં, ઉત્તરની આશા કોઇ ન રાખે. છાત્રાઓની સંખ્યા ૧૨૫ સુધી રાખવાની છે.

**પહેલું વિદ્યાર્થિનીસંમેલન:** પહેલું વિદ્યાર્થિનીસંમેલન મે માસની પહેલી અને બીજી તારીખોએ શ્રી. રવિશંકર મહારાજની દોરવણી નીચે ભરાયું હતું. એમાં વિદ્યાર્થિનીઓ સાથે શ્રી. રવિશંકર મહારાજની વાતચીત, કવાયત, ઝંડાવંદન, રમતો, વિદ્યાલયમાં ઉદ્યોગ ને કલાનું પ્રદર્શન; શ્રી. રવિશંકર, શ્રી નરહરિભાઇ તથા દરબાર સાહેબનાં પ્રવચન; અને રાસ ગરબા તથા સંવાદો હતાં.

શ્રી. રવિશંકરભાઇએ વાતચીતમાં કહ્યું કે: "જો તમારે સ્વતંત્ર થવું હોય તો તમે મહેનતુ અને સ્વાશ્રયી થજો. તમારા નિર્વાહ માટે તમે બીજા ઉપર આધાર રાખશો ત્યાં સુધી તમારા પગમાં સોનાની બેડીઓ જકડાએલી રહેવાની છે. તમને જાડી રોટલી ખાવાની નથી ગમતી. એનું કારણ જાણો છો? જેને ર૪ કે શેર કે દોઢ શેર લોટના રોટલા ખાવા જોઇએ તેને શેરની સાઠ રોટલી કરવી ન પાલવે. તમે જ્યારે એટલો લોટ પચાવવાની શક્તિ મેળવશો ત્યારે તમને પણ જાડી રોટલી ભાવશે; ત્યારે શેરની સાઠ રોટલી કરવામાં વખત બરબાદ કરવાનું તમને નથી પાલવવાનું. કહેવાતાં ભણેલાંને નવરાશ ઘણી હોય છે, પણ કોઇથી કામ વગર બેસી રહેવાય છે? એટલે તેઓ વિલાસમાં વખત ગાળે છે–દિવસમાં બે ચાર વખત માથાની ટાપટીપ કરે અને ચાર પાંચ વખત પોશાક બદલે. તમારે વિલાસી ન થવું હોય તો તમે મહેનત અને

સ્વાશ્રય કેળવજો, તમારો સમય ઉત્પાદક શ્રમમાં વિતાવજો.

"તમે કાંતવાનાં વ્રત લીધાં છે એથી મને આનંદ થયો છે. વ્રતની પાછળ પ્રાયશ્ચિત્ત હોય તો વ્રતમાં શિથિલતા નથી આવતી. રેંટિયો તો જડ ચીજ છે. એનું સેવન તમે જડતાથી કરશો તો તમે જડ થશો, પણ એમાં ચેતન રેડીને એનું સેવન કરશો તો રેંટીઆની તમારી સેવા ફળશે. રેંટીઆની સાથે જીવનમાં ક્રાન્તિ આવે. કાંતો ને ખાદી પહેરો એનો અર્થ એ કે દેશ તરફ મુખ રાખો, જે કાંઇ કરો તે દેશ તરફ નજર રાખીને કરો; એથી દેશને લાભ છે કે નુકશાન, તેનો વિચાર કરો. અને એમ કરશો એટલે તમારી શિકલ પણ બદલાઇ જશે. તમે મોટાં થઇને ઘરસેવા કરો કે દેશસેવા કરો, જે કરવું હોય તે કરજો, પણ તમે રાષ્ટ્રમુખા રહેજો. એમાં તમારું ને દેશનું કલ્યાણ છે."

વિદ્યાલયમા ઉદ્યોગનું અને કલાનું પ્રદર્શન ખુલ્લું મુકાવતી વખતે આચાર્યે કહ્યું: "આ પ્રદર્શન ભરવામાં મુખ્ય ઉદ્દેશ આત્મનિરીક્ષણનો છે. એમાં ત્રાક, સોય અને પીંછીની કૃતિઓના—વર્ષ દરમ્યાન થએલા કામની કૃતિઓના—નમૂના મુકવામા આવ્યા છે. તેમાં ત્રાક પ્રધાનસ્થાને છે, કારણકે દેશના ઉદ્ધારમાં ગ્રામોદ્યોગને મહત્ત્વનું સ્થાન હોઇ, તેના કેન્દ્રમાં ત્રાક છે. કાંતણપીંજણ તો નિત્યકર્મ બનવું જોઇએ; અમારો આ દિશામાં પ્રયત્ન છે. પ્રદર્શનમાં રંગોળી અને સાથીઆ છે. તેમના રંગ માટે ઈંટ, માટી, રાખ, ચૂનો ને કોલસો વાપરેલ છે. આ ચીજો ગરીબમાં ગરીબને પણ ઘેર બેઠે કોડીના પણ ખર્ચ સિવાય મળી શકે એમ છે. આવી રીતે ધૂળનો પણ ઉપયોગ થઇ શકે એવી તરેહો શોધવી છે. વળી ઉદ્યોગને રાજકીય ને આર્થિક મહત્ત્વ છે તેટલેજ કારણે તેને કેળવણીમાં સ્થાન આપ્યું છે એમ નથી, જીવનવિકાસમાં મહેનત ને ઉદ્યમને સ્થાન છે: કરકસર ખંત, ચીવટ, પરસ્પર સહાયતા ને સમભાવ વગેરે ગુણો ઉદ્યોગ દ્વારા વધારે સારી રીતે ખીલી શકે છે."

પ્રદર્શન ઉઘાડતી વખતે શ્રી. રવિશંકરભાઇએ કહ્યું: "મેં મોટાં મોટાં પ્રદર્શન જોયાં છે. મને લાગે છે કે તમારું આ નાનકડું પ્રદર્શન તેમનાથી ઉતરે એમ નથી. તમારાં એ બધાં કામની પાછળ તમે બુદ્ધિનો સારો ઉપયોગ કર્યો છે. શક્તિ અને ઉત્સાહ વિના આ બધું થઇજ શી રીતે શકે? તમારું પ્રદર્શન જોતાં મને લાગ્યું કે તમે માત્ર કાંત્યું જ નથી, પણ રસથી કાંત્યું છે, સમજીને કાંત્યું છે, એનાં પરિણામોને વર્તીને કાંત્યું છે. રાખ અને ધૂળમાંથી પણ તમે રૂપ અને રંગના સુંદર નમૂના બનાવ્યા છે. એ કળા તમને ધૂળમાંથી ધાન બનાવતાં શીખવશે. શીવણ ગુંથણ એ પણ અવકાશ હોય ત્યારે ઉત્સાહ,

ખંત અને આનંદનાં સૂચક છે, એ જીવનનો શણગાર છે. લાખ વાર સૂતર કાંતવાની પ્રતિજ્ઞા કરીને તમે કેળવણીમાં રેંટીઆને ઘટતું સ્થાન આપ્યું છે. પણ આ પ્રદર્શનમાં મોટામાં મોટી વસ્તુ તો મને એ લાગી છે કે તમારૂં દરેક કામ તમે દેશની દીનહીન દરિદ્ર પ્રજાનો ઉદ્ધાર શી રીતે થાય તેની સામે નજર રાખીને કર્યું છે."

ભાઈબેનોની સભામાં તેમણે કહ્યું: "પોતાને ભાગે આવેલું કાર્ય ખંત અને ઉત્સાહથી તન તોડીને કરવામાં આપણો પોતાનો ઉદ્ધાર તો છેજ, પણ બીજાઓનીય સેવા છે. પ્રદર્શન જોતાં વિદ્યાલયમાં એ મુજબ થાય છે એ જાણીને મને આનંદ થયો છે. આપણા દેશમાં સાડાચાર કરોડ ભાઈબેનોને તો પેટ પૂરતું ખાવાનુંય મળતું નથી. એમને છાશ ને રોટલો પહોંચાડે એવો એકમાત્ર ઉદ્યોગ કાંતવાનો છે. આવા ઉદ્યોગ તરફ તમારૂં ધ્યાન ગયું એ સદ્ભાગ્યની વાત છે. આપણી કેળવણી ખરેખરી સફળ તો ત્યારેજ થશે કે જ્યારે સમાજ, માબાપ, વિદ્યાર્થિની અને શિક્ષક એ ચારેનો સહકાર સધાશે."

શ્રી. નરહરિભાઈએ કહ્યું: "આપણી નિરક્ષરતા બહુ મોટી છે, અને તેમાં બેનોની તો ઘણીજ મોટી છે. આવી સ્થિતિમા બેનો માટેની સંસ્થાઓ વધવી જોઈએ. પણ એ સંસ્થાઓ કેવી હોય?

"લાલા લજપતરાય જેવા સ્ત્રીકેળવણીના ભારે પ્રખર હિમાયતી પણ અત્યારની સ્ત્રીકેળવણીથી ભડકીજ ઊઠયા હતા. તેઓ કહેતા કે 'ભણ્યા પછી તો સ્ત્રીઓ ઘરમાં માબેનને મદદ કરતી અટકી જાય છે અને તેમની રહેણી બહુ ખર્ચાળ ને નિરુદ્યમી થઈ જાય છે. આનું નામ તે કેળવણી?' પણ આ સંસ્થાએ નવોજ રસ્તો પાડ્યો છે. અને એનો અમલ પણ ઠીક ઠીક પ્રમાણમાં થઈ રહ્યો છે એમ મેં જોયું છે. તે માટેનો ધન્યવાદ આ સંસ્થામાં કામ કરતી બેનોને હું આપું છું, કારણકે તેઓ એ મુજબ રહે છે.

"જે ઓછામાં ઓછું લે ને વધારેમાં વધારે આપે એજ કેળવાએલું ગણાય. અત્યારની કેળવણી આનાથી ઊંધીજ છે. માણસ જેમ જેમ વધારે ભણે છે તેમ તેમ તેની આજીવિકાનો ખર્ચ વધતોજ જાય છે. એ રસ્તો આ સંસ્થાએ છોડ્યો છે તે સારૂં છે.

"આપણી દરેક પ્રવૃત્તિમાં આપણે જુદીજ દૃષ્ટિથી જોતાં શીખવું જોઈશે. કોઈ પણ પ્રવૃત્તિ સરવાળે આપણા દેશનાં ગરીબ ભાઈબેનોને લાભકારક છે કે નહિ, તે ઉપરથી તેનું મહત્ત્વ આંકતાં આપણે શીખવું જોઈએ. ઓછું ઉત્પન્ન આપે એવો ધંધો પણ સરવાળે દેશને વધારે લાભ કરે તો તે કામ

વધારે મોટું છે એમ સમજતાં આપણે શીખવું જોઇએ.

"એક વકીલ વકીલાતથી કલાકે હજાર રૂપિયા લે, પણ તેમાં ઉત્પાદન કાંઇ નથી ને તેથી દેશની ગરીબાઇ તલભાર પણ ફીટતી નથી; પણ એક ડોશી આઠ કલાક કાંતીને ત્રણ જ આના મેળવે, તેમાં ઉત્પાદન છે ને તેથી દેશની ગરીબાઇ ઘટે છે. વસ્તુતઃ વકીલનું કામ મહત્ત્વનું નથી, પણ ઉત્પાદનની દષ્ટિએ ડોશીનું કામ મહત્ત્વનું છે. આ વાત આપણે સમજતાં થવું પડશે. ગૂંથણ ભરત લો. એમાથી કદાચ રોજના બે રૂપિયા પણ મળી શકે, પણ કરોડોના જીવનની દષ્ટિએ એની કિંમત આઠ કલાક કાંતવાના ત્રણ આના કરતાં વધારે નથી જ. એ ઉત્પાદક ધંધો નથી. કાંતવા જેવા ઓછું ઉત્પન્ન આપવા વાળા ધંધાને આપણે મહાન કયારે ગણીશું? જ્યારે આપણે સાદાઇ સ્વીકારીશું ત્યારે. પણ સાદાઇ એટલે અણઘડપણું નહિ, અસ્વચ્છતા નહિ.

"વળી સાદાઇ સાથે ઉદ્યમ હોવો જ જોઇએ. ગરીબાઇ અને પરાધીનતામાંથી છૂટવા માટે આપણે જીવનની બધીયે બાબતોમાં ક્રાન્તિ કરવી જોઇશે, બેનોએ આત્મરક્ષણની શક્તિ મેળવવી જોઇશે; એ લાઠી કે બંદૂક ધારણ કરવાથી નહિ આવે, પણ મનોબળ ને આત્મબળ કેળવવાથી, નિર્ભયતા કેળવવાથી જ આવશે પ્રજાની સંતતિને કેળવનારી બેનો જ છે, એ દષ્ટિએ પણ આવી કેળવણી આપણે બેનોને વધારે આપવી જોઇએ. મેં કહ્યું છે કે તમે નવો રસ્તો લીધો છે ને તેમાં ઠીક ઠીક સફળતા મેળવી છે, પણ એથી તમે ફુલાઇ જશો ના. હજી તો આ દિશામાં ઘણું કરવાનુ છે. શું કર્યું છે એ તરફ ન જોતાં કેટલું બધું કરવાનું છે એ જ જોયા કરજો."

**ભેટસ્વીકાર:** આણંદના શ્રી. ચિમનલાલ કિરપાશંકર દવેએ 'કન્યાને પત્રો' નામના પુસ્તકની ૨૫ નકલો મોટી વિદ્યાર્થિનીઓને વહેંચવા માટે આપી છે. વળી નડીઆદના શ્રી. અંબાલાલ હીરાલાલ મોદીએ 'રામાયણ-રહસ્ય'ની સવાસો નકલો વિદ્યાલયની સૌ બેનોને વહેંચવા આપી છે. આ માટે એ બંને ભાઇઓનો ઉપકાર માનીએ છીએ.

વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ,
**નડીઆદ,** તા. ૩ઃ૫ઃ'૩૭

**રાવજીભાઇ મણિભાઇ પટેલ,**
**દેસાઇભાઇ નાથાભાઇ પટેલ,**
મંત્રીઓ

આ પત્રિકા આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે
શ્રી. દેસાઇભાઇ નાથાભાઇ પટેલ માટે છાપી. તા. ૩ઃ૫ઃ'૩૭

# પાટીદાર મંડળ

પાટીદાર મંડળની યોજનાસમિતિની બીજી સભા તા. ૧૦:૪:૧૯૩૭ને રોજ બપોરે દોઢ વાગ્યે આણંદ 'પાટીદાર'મંદિરમાં શ્રી. ગગનભાઈને પ્રમુખપદે મળી હતી. તેમાં દશમાંથી ચાર સભ્યો હાજર હતા. તે ઉપરાંત મંત્રી શ્રી. ચતુરભાઈ કાળિદાસે યોજનાસમિતિની પહેલી સભાએ ઘડેલા બંધારણ ઉપર પોતાના સુધારાવધારા લેખિત મોકલેલા, તેથી તેમને આમંત્રણ આપ્યાથી તે પણ હાજર રહ્યા હતા.

કાર્યક્રમમાં બે કામ-ખાસ હતાં:

૧. પગારદાર મંત્રીની નિમણૂંક કરવા સંબંધે, અને

૨. પહેલી યોજનાસમિતિએ (તા. ૧૮:૧૨:'૩૬ને રોજ) ઘડી કાઢેલા બંધારણ ઉપર આવેલા સુધારાવધારાનો વિચાર કરી ઘડેલા બંધારણમાં સુધારાવધારા કરવા ઠીક લાગે તો તે કરી છેલ્લી વારની બહાલી આપવા સંબંધે.

તે સંબંધે નીચે પ્રમાણે ઠરાવ કરવામા આવ્યા હતા:

ઠરાવ ૧. પગારદાર મંત્રી સંબંધે માગેલી અરજીઓ જે આવેલી તેનો વિચાર કરી ભાઈ રાવજીભાઈ મોતીભાઈ પટેલની બે માસ માટે હંગામી નિમણૂંક રૂ. ૩૦માં કરવામાં આવે છે. અને પછીથી કામ જોઈને વધુ વિચાર કરવા અને આખરનો પગાર ઠરાવવા પ્રમુખને સત્તા આપવામાં આવે છે.

(સર્વાનુમતે મંજુર)

ભાઈ ચતુરભાઈએ જે લેખિત સુધારાવધારા મોકલ્યા હતા તેના ઉપર વીગતવાર ખૂબ ચર્ચાઓ કરી અને છેવટે ઠરાવ કરવામાં આવ્યો કે:

ઠરાવ ૨. યોજનાસમિતિએ જે ઠરાવો તા. ૧૮:૧૨:'૩૬ને રોજ સૂચવેલા અને પત્રિકા નં. ૧માં ચર્ચા માટે પ્રસિદ્ધ કરેલા, તેને અંગે જે સૂચનાઓ આવેલી તેનો વિચાર કરી યોજનાસમિતિના મૂળ ઠરાવો કાયમ રાખી તેને છપાવવાનું ઠરાવવામાં આવે છે.

યોજનાસમિતિએ પોતાની આ સભામાં ઉપરના જે બે ઠરાવો ઘડી કાઢ્યા, તેના ઉપર વિચાર કરી મંજુરી મેળવવા માટે કાર્યવાહક સમિતિની સભા તા. ૨૦:૪:'૩૭ને રોજ બપોરે દોઢ વાગ્યે બોલાવવામાં આવી હતી. તે આણંદ 'પાટીદાર'મંદિરમાં શ્રી. નરસિંહભાઈને પ્રમુખપદે મળી હતી. તે સભામાં વીસમાંથી દશ સભ્યો હાજર હતા.

કાર્યક્રમમાં ખાસ ત્રણ કામ હતાં:

૧. યોજના સમિતિએ ઘડેલા ઠરાવોનો વિચાર કરી મંજુરી આપવા સંબંધે,

૨. પાટીદાર મંડળનું આ વરસ કાર્યમાં આગળ કેમ ધપે તેનો વિચાર કરવા સંબધે, અને

૩. મંત્રી રજુ કરે તે,

પ્રથમ પ્રશ્ન યોજનાસમિતિએ ઘડી કાઢેલા ઠરાવો સંબંધેનો આ સભાએ હાથ ઉપર વિચારવા માટે લીધો. યોજનાસમિતિ જે ઠરાવને આધારે નીમાઇ હતી તે ડાકોર પરિષદનો ઠરાવ ૨ વાંચવામાં આવ્યો, તો લાગ્યું કે યોજના-સમિતિની પોતાના ઠરાવો ઘડવામાં ભૂલ થઇ લાગે છે, એટલે ઘણો વિચાર કરી નીચેનો ઠરાવ ઘડવામાં આવ્યો:

ઠરાવ ૧. યોજનાસમિતિએ પોતાની તા. ૧૮:૧૨:'૩૬ની તથા તા. ૧૦:૪:'૩૭ની સભામાં કરેલી સૂચનાઓ તથા ઠરાવો પૈકી બીજી સભાનો ઠરાવ નં. ૧, પગારદાર મંત્રી નિમવાનો, બાદ કરી બાકીના ઠરાવ તથા સૂચનાઓ સમજફેરથી થએલાં જણાય છે, કારણકે તે ડાકોર પરિષદના ઠરાવોની વિરુદ્ધ જાય છે. માટે ડાકોરના ઠરાવોનેજ માન્ય ગણવા. (સર્વાનુમતે મંજુર)

પછીથી બીજો પ્રશ્ન લેવામાં આવ્યો અને તે પ્રમુખશ્રીની ખાસ મંજુરીથી લેવામાં આવ્યો હતો. ગઇ સાલ બાળલગ્નનિષેધક કાયદાના અમલ માટે મંત્રી ભાઇ વેણીભાઇને કામ સોંપવામાં આવેલું અને તેને અંગે તેમને રૂા. ૭૦૯-૫-૯ ખર્ચ થએલું, તેમાંથી તેમને રૂા. ૫૪૨-૦-૦ મળેલા. બાકીના રૂા. ૧૬૭-૫-૯ એમને આપવાની મંજુરી સંબધે પ્રશ્ન આવ્યો હતો, તે બાબત એ સભાએ વિચાર કરી નીચે પ્રમાણે ઠરાવ કર્યો:

ઠરાવ ૨. ભાઇ વેણીભાઇને ગઇ સાલ બાળલગ્નનિષેધક કાયદાના અમલ માટે મંત્રી તરીકે જે કામ સોંપેલું, તે કામનું પોતાનું નિવેદન અને તેને અંગે થએલા ખર્ચનો હિસાબ તેમણે ડાકોર પરિષદમાં રજુ કરેલો. તે ખર્ચમાં આવક કરતાં વધુ ખર્ચાએલા રૂા. ૧૬૭-૫-૯ કાર્યવાહક સમિતિની આ સભા આપવા મંજુર કરે છે. અને ડાકોરની પરિષદે ઠરાવ્યા પ્રમાણે નવા વરસમાં બાળલગ્નનિષેધક કાયદાના અમલ માટે તે જે કામ કરે તેને અંગે થનારો ખર્ચ, કાર્યવાહક સમિતિની મંજુરીની શરતે, આપવાની મંત્રીને સત્તા આપવામાં આવે છે. (સર્વાનુમતે મંજુર)

ઠરાવ ૩. યોજનાસમિતિએ પગારદાર સ્વયંસેવક ભાઇ રાવજીભાઇ મોતી-

ભાઈને રૂા. ૩૦માં નીમવા નક્કી કરેલું, પણ હાલ તુરત આ બાબતમાં બીજો ઠરાવ થતા સુધી આ નિમણૂંક મુલતવી રાખવી એમ આ કાર્યવાહક સમિતિની આ સભા ઠરાવે છે. (સર્વાનુમતે મંજુર)

આ ઉપરાંત આ સભામાં જે અગત્યનું કામ થયું તે કાર્યવાહક સમિતિના દરેક સભ્ય વિચારશે અને પોતે તેમાં શો ફાળો આપી શકશે તે મંત્રીને જણાવશે એવી આશા છે. જો દરેક સભ્ય પોતાનો ફાળો આપશે તો અમને લાગે છે કે આપણે આ વર્ષમાં કંઇક કામ કરી શકીશું.

કાર્યવાહક સમિતિની આ સભામાં જે સભ્યો હાજર હતા તેમાંના પાંચ ભાઇઓએ પોતે પોતાની ખુશીથી નીચે પ્રમાણે કામ કરવાનું માથે લીધું છે. એ ભાઇઓ પોતે માથે લીધેલું કામ જરૂર પૂરું કરી બીજાને દાખલો આપશે એવી અમે આશા રાખીએ છીએ.

આ ભાઈઓએ પોતે નક્કી કરેલા વિભાગમાં પાટીદાર મંડળનું કામ આગળ ધપાવવા નિર્ણય કર્યો છે અને તેથી તે ભાઇઓ પોતાના વિભાગમાં મંડળના સભ્યો બનાવશે, પાટીદાર મંડળ માટે ફંડ એકઠું કરશે, પાટીદાર મંડળનો ઉદ્દેશ લોકોને સમજાવશે; બારમા કેમ અટકાવવાં, લગ્નમાં ઓછામાં ઓછો ખર્ચ કેમ કરવો, જાનમાં ઓછામા ઓછા માણસો જાય તે કેમ બની શકે તથા બીજા સામાજિક સુધારા કેમ થાય તે સંબંધે લોકોને સમજાવશે.

એ પાંચ ભાઇનો કાર્ય પ્રદેશ નીચે પ્રમાણે છે:

૧. શ્રી. વેણીભાઇ પ્રભુદાસ–મંત્રી, પાટીદાર મંડળ, નરસંડા: આણંદ અને નડિયાદ તાલુકાનાં ગામો.

૨. શ્રી. પ્રભુદાસ ભીખાભાઇ રાય, મોટાકરાળા: સિનોર તાલુકાનાં તથા ડાકોર વિભાગનાં ગામો.

૩. શ્રી. ચતુરભાઇ કાળિદાસ પટેલ, ચીખોદ્રા: આણંદ વિભાગનાં ગામો.

૪. શ્રી. શંકરભાઇ ગોવિંદભાઇ પટેલ, ઝારોળા: ભાદરણ તાલુકાનાં તથા ભાદરણ તાલુકાની આજુબાજુના બોરસદ તાલુકાનાં ગામો.

૫. શ્રી. મંગળભાઇ ગોકળભાઇ પટેલ, રણુ: પાદરા તાલુકાનાં તથા તે તાલુકાની આજુબાજુનાં ગામો.

આ ઉપરાંત જે ભાઇઓ ઉપરના કામમાં મદદ કરવા ઇચ્છતા હોય તે પોતાનાં નામ મોકલી આપશે એવી આશા છે.

આ માસનાં નીચે પ્રમાણે રકમો અમને મળી છે:

| | | |
|---|---|---|
| શ્રી. છોટાભાઇ પુરુષોત્તમદાસ પટેલ | અમદાવાદ | રૂા. ૨૫ |
| ,, લલુભાઇ નાથાભાઇ પટેલ | દણોલી, તા. વડોદરા | ,, ૨૫ |

| | | |
|---|---|---|
| શ્રી માધુભાઇ નાથાભાઇ પટેલ | કપડવંજ | રૂ. ૧૧ |
| ,, કોદરભાઇ ગોકળભાઇ મુખી, | ડાકોર | ,, ૫ |
| ,, શિવાભાઇ રણછોડભાઇ પટેલ | બ્રાહ્મણગામ, તા. ભાદરણ | ,, ૫ |

કુલ રૂ. ૭૧

ચૈત્રના 'પાટીદાર'માં સ્વીકારેલા ૩૨૭–૧૦

ડાકોર પરિષદમાં લખાવેલા પૈસા હજી જેમણે મોકલ્યા નથી તે તરત મોકલશે એવી આશા છે.

કુલ આવ્યા ૩૯૮–૧૦

બાકી રહ્યા ૧૬૦૧– ૬

કુલ આવવા જોઇએ ૨૦૦૦– ૦

## સૂચના

કાર્યવાહક સમિતિની તા. ૨૦:૪:'૩૭ની સભાએ ઠરાવ નં. ૩ મંત્રી નીમવાનું મુલતવી રાખવાનો કરેલો, પણ પ્રમુખશ્રીને એમ લાગ્યું કે એવા મંત્રી વિના મંડળનું કશું ય કામ આગળ ધપાવી શકાશે નહિ. અને એવી નિષ્ક્રિયતાથી હાનિ જ છે. માટે કાર્યવાહક મંડળની મંજૂરીની શરતે એક મંત્રીને રોકી લેવા. આથી એમણે ભાઇ રાવજીભાઇ મોતીભાઇ પટેલને એવા મંત્રી નીમી લીધા છે.

આ મંત્રી ભાઇ રાવજીભાઇ મોતીભાઇ પટેલ પ્રચારને અર્થે જે જે ગામે જાય તે તે ગામના ભાઇઓ તેમને તેમના કાર્યમાં સહાયતા આપશે એવી આશા છે.

ફંડના પૈસા પણ તેમને આપવા, જેની એ પાવતી આપશે.

સભ્ય બનાવવાનાં ફાર્મ પણ તેમની પાસે છે, એટલે તેમની પાસેથી ફાર્મ લેઇ ભાઇઓ સભ્ય બનશે એવી આશા છે.

## ઇનામી નિબંધ

'યુવકો સમાજસુધારામાં કેવી રીતે ભાગ લે?' એ વિષે સૌથી ઉત્તમ નિબંધ લખનારને રૂા. ૨૫નું અને તેથી બીજે નંબરે લખનારને રૂા ૧૫નું ઇનામ આપવામાં આવશે. નિબંધ 'પાટીદાર'નાં આશરે આઠ પૃષ્ઠ જેવડો હોવો જોઇએ અને વૈશાખ માસ આખર સુધીમાં અહીં આવી જવો જોઇએ. વિદ્યાર્થીઓને અને યુવકોને ઇનામની પહેલી તક આપવામાં આવશે.

રાજ્ય પ્રજામંડળ ઓફીસ,
રાવપુરા, **વડોદરા**

**શિવાભાઇ ર. પટેલ,**
મંત્રી, પાટીદારમંડળ

આ પત્રિકા આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે શ્રી. શિવાભાઇ રણછોડભાઇ પટેલ માટે છાપી. તા. ૩:૫:'૩૭.

# સમાવેશ



## સૂચના

૧. દેશમાંના કેટલાક અને પરદેશના અનેક ગ્રાહકનાં લવાજમ હજી બાકી છે. તે સૌ હવે પોતાનાં લવાજમ સત્વર મોકલી દેશે એવી આશા છે. કોઈ ભાઈ પોસ્ટલ ઓર્ડરને ક્રોસ કરી ના મોકલે.

૨. જે બેનોને વિનાલવાજમ 'પાટીદાર' વાંચવા જોઈતું હોય તે પોતાના હાથે કાગળ લખી જણાવે.

૩. જે બેનો તથા ભાઈઓ સમાજની ઉન્નતિ ઇચ્છતાં હોય તે સારા ને દિશાસૂચક લેખ લખી મોકલે.

૪. 'પાટીદાર'માં આવતા લેખો, ચર્ચાપત્રો, વગેરે સાથે તંત્રી સર્વ રીતે સહમત છે એમ કોઈએ માનવું નહિ.

૫. લેખો વગેરે કાગળની એક બાજુ શાહીથી લખી મોકલવું જોઈએ. નનામા ઉપનામ વાળા કે અધુરા નામના લેખ લેઈ શકાશે નહિ.

૬. લેખો પૂનમ પહેલાં મળી જવા જોઈએ. ન છાપવા જોગ લેખ જેને પાછો જોઈતો હોય તે ત્રણ પૈસાનો પોસ્ટલ સ્ટેમ્પ મોકલે.

૭. ભાઈ ભીખાભાઈ કુબેરભાઈ પટેલે પોતાના પુત્રને લગ્નપ્રસંગે પાટીદાર મંડળને રૂા. ૧૧ ભેટ આપ્યા છે.

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૩ વર્ષ ૧૪ | આણંદ | જેઠ અંક ૮

## મોમ્બાસામાં સ્ત્રીપ્રવૃત્તિ

**પ્રસંગોપાત્ત** મારે મોમ્બાસા જવાનું ને બે ત્રણ માસ રહેવાનું થયું. દરમિયાન મને સમજાયું કે મોમ્બાસા, નૈરોબી એ કેન્યામાં, જિન્જા, કંપાલા એ ઉગાન્ડામાં અને દારેસલામ, ટાંગા એ ટાંગાનીકામાં મુખ્ય અને વેપારધંધામાં આગળ પડતાં શહેરો છે. તેમાં હિંદીઓની વસતિ પણ સારા પ્રમાણમાં છે. વળી જેઓ દેશ મૂકી દરિયો ઓળંગી પરદેશ આવે છે એમની નજર કંઈક વિશાળ બનેલી હોય છે, અને એ હિસાબે દેશના જેટલી તો નહિ પણ કંઈક ઠીક એવી સામાજિક પ્રવૃત્તિઓ અહીં હિંદીઓ કરી રહ્યા છે. એમાંય મારે નિષ્પક્ષપાત જણાવવું જોઈશે કે એકંદરે બધેથી વધારે ને સારી પ્રવૃત્તિઓ હોય તો મોમ્બાસામાં છે. ખાસ કરીને વધારે આનંદની વાત તો એ છે કે ત્યાં બેનો છડેચોક ભાગ લે એવાં કેટલાંક કાર્યક્ષેત્રો છે, એને માટે ત્યાંના સ્થાનિક સંસ્કારી ભાઈઓનો બેનોએ ઉપકાર માનવો ઘટે. કેમકે એ ભાઈઓ ધારે તો પોતાના કામધંધામાં પોતાનું સારૂંયે ચિત્ત પરોવી સ્ત્રીઉન્નતિ તરફ બેપરવા રહી શકે છે. પણ તેમ ન કરતાં એ ભાઈઓ પોતાના અમૂલ્ય સમયનો ને જરૂર પડયે નાણાંનોયે ભોગ આપી બેનોને આગળ કરવાની ઉમેદ રાખે છે ને મહેનત લે છે, એ વાત જરૂર અભિનંદનને યોગ્ય જ ગણાય.

એ ભાઈઓને જ પ્રતાપે બેનોને માટે મોમ્બાસામાં એક અખાડો સ્થપાયો છે. તેમાં દર રવિવારે બેનો એકઠી થઈ જેને ગમે તે બેડમિંટન, કેરમ કે ચકલિંડું વગેરે દેશીવિદેશી રમતો રમે કે પછી ત્યાં રાખવામાં આવેલાં સારાં સારાં પુસ્તક જે જેને ગમે તે વાંચે; છેવટે એમાંનું જેમને કંઇ ના ગમે, તે ટોળે મળી સ્ત્રીસ્વાભાવિક વાતો કરે, અને એમ આનંદ લૂંટી શકે છે. ઉપરાંત, સો શિક્ષકોની

ગરજ સારતી એક સારી માતાને યોગ્ય માતૃમંડળ સ્થાપી મહિનામાં કમમાં કમ બે વાર, બાળકોના તેમજ સ્ત્રીઓના જીવનને ઉપયોગી નીવડે એવા પ્રકારના વિષય ઉપર નિષ્ણાત દાક્તરો પાસે ભાષણ કરાવવાનો જે પ્રબંધ છે તે બહુ જ સુંદર ને સારો છે. ભાષણ સાંભળવા હિંદુ, મુસલમાન અને પારસી, એમ સૌ બેનો આવે છે. આ ઉપરાંત કુદરતી રીતે મોમ્બાસા એવી જગાએ છે કે એની ચારે બાજુ દરીઓ હોઇ, દરીઆકાંઠે કે દીવાદાંડી પાસે બાગબગીચામાં જઇ, ધારે એટલો બહારની હવાનો લાભ લઇ શકે એમ છે.

વળી, દર પૂનેમે બેનો એકઠી થઇ ગરબગરબા ગાઇ ભારતની કળાનું અહીં દરીઆ પાર ત્યાં રહ્યાં સારૂં ભાન કરાવે છે. આમ અહીંની સ્ત્રીઓ મઝા માણી રહી છે, એટલું જ નહિ પણ બહારથી આવનારને પણ સારો આનંદ આપી રહી છે. ટૂંકમાં, વિસ્તારી કુટુમ્બીજનો તરફ ફરજ બજાવવામાં જ કે ઘરના કામકાજમાંથી વખત મળે પરનિંદા કરવામાં કે અંધારા ઓરડામાં ઘોરવામાં પોતાનું જીવન સફળ હોવાનું સમજતી ચરોતરની સ્ત્રી આજે અહીં તેવી જ રહી નથી, પણ વિશાળ દૃષ્ટિએ જોઇએ તો તે બીજા દેશોની સુધરેલી ગણાતી સ્ત્રીની સરખાઇ કરી રહી છે.

અને આ ઉપરાંત બાળકોની કેળવણી માટે પણ અહીં સુંદર વ્યવસ્થા છે. નાનાં નાનાં છેક સાતઆઠ વર્ષની ઉમરનાં બાળકોમાં વ્યવસ્થા, વિવેક, સ્વચ્છતા અને સુઘડતા, જેનો અભાવ આપણાં બાળકોમાં મુખ્યત્વે હોય છે એ વિષે ટેવો પાડવામાં ને વળી રમકડાં વડે એમને ગમ્મત સાથે જ્ઞાન મળે એવી પદ્ધતિથી શિખવાડવામાં આવે છે. આ સિવાય અખાડામાં કસરત કરાવવાની પણ સારી યોજના છે.

પણ એમાં એક વાત ખૂંચે છે ને તે જણાવ્યા વગર મારાથી નહિ રહેવાય. તે એ કે: એક વાર અખાડામાં પૂનેમ ઉપર સ્ત્રીઓ માટે ગરબારાસ ગાવાનો ને બાળકો પાસે રમતો રમાડવાનો ઉત્સવ હતો. બેશક કાર્યક્રમ પ્રમાણે ઉત્સવ તો બહુ સારી રીતે ઉજવાયો, પણ બાળકો પાસે 'We are little boys and we are little girls of India' એ ગીત અંગ્રેજી જેવી પરભાષામાં ગવરાવ્યું. એના કરતાં 'અમે ભારતનાં સંતાન' કહી આપણી માતૃભાષામાં ગવરાવ્યું હોત, તો કેવું દીપત? એટલું ય અભિમાન આપણી માતૃભાષા માટે આપણને ના હોય, તો તો આપણી કેળવણી ધૂળમાં વેરાઇ! અંગ્રેજો વર્ષોથી આપણા ઉપર રાજ્ય કરે છે અને આપણા દેશમાં આવી વસ્યા છે. પણ એમણે આપણી ભાષાનો કે પહેરવેશનો ઉપયોગ કર્યાનું કદિ

સાંભળ્યું કે જોયું છે ? આના જવાબમાં કદાચ કોઇ કહેશે કે અંગ્રેજીનો રાજભાષા તરીકે ઉપયોગ કર્યા વગર છૂટકો નથી. હા, રાજભાષા તરીકે જરૂર પડયે જરૂર જ ઉપયોગ કરવો, પણ આપણાજ ઉત્સવ જેવે પ્રસંગે આપણી માતૃભાષા જરૂર શોભે. કવિરાજ શ્રી. ટાગોર કે મહાત્માજી જેવા સમર્થ પુરુષો અંગ્રેજી ભાષાનું જ્ઞાન એટલું બધું ધરાવે છે કે અંગ્રેજીમાં લખવા કે બોલવા બેસે ત્યારે ભલભલા અંગ્રેજોને મહાત કરી શકે, પછી ભલે તે અંગ્રેજો લેખક હોય કે વક્તા હોય. આમ આટલું જ્ઞાન ધરાવનારા મહારથીઓ ધારે તો તો ડગલે ને પગલે અંગ્રેજી બોલી શકે. પણ ના, જરૂર પડયેજ એ તો વિદેશી ભાષાનો ઉપયોગ કરી રહ્યા છે, બાકી તો આપણીજ ભાષાને ખાસ સંભાળી રહ્યા છે.[1] ઉપરાંત, હા, મારે કહેવું જોઇશે કે એવી કોઇ સારી ટેવ કે રીતભાત, જેનું અનુકરણ આપણા જીવનને લાભકર્તા હોય, એવી કોઇ પણ રીતભાતને વિષે એવા કોઇ પણ દેશને અગર તો વ્યક્તિને આપણે જરૂર અનુસરીએ. પણ જેમાં કશોજ લાભ નથી, ઊલટી હાનિ છે, એવું અનુસરણ એ કેવળ આપણી ગુલામી કે આંધળાપણુંજ સૂચવે છે. એટલે, આપણાં બાળકોના કુમળા મગજ ઉપર સ્વદેશાભિમાનની ઊંડી ઊંડી છાપ પડે એ દૃષ્ટિબિંદુ અખાડાના અને કેળવણીની કોઇ પણ સંસ્થાના સંચાલકો ના ભૂલે, એવી એમને મારી નમ્ર વિનંતી છે. આશા છે કે આ મારી ટીકાથી કોઇ વાચક ભાઇબેનનું દિલ નહિ દુખાય એટલુંજ નહિ, પણ એમાં એમની સંમતિ રહેશે.

અને છેવટમાં ફરીથી પણ મોમ્બાસાની બેનો પાસે આશા રાખું છું કે ઘરમાં ગોંધાઇ રહેવાનું પસંદ નહિ કરતાં, બહારના સમાજમાં જેમ આજે હરો છો ફરો છો, તેજ રીતે હમેશાં હરતાં ફરતાં રહેશો અને વળી તમારૂં ને આજુબાજુના આખાયે સ્ત્રીસમાજનું કલ્યાણ સાધશો. એવી તમારી પ્રવૃત્તિઓનો ચેપ બીજાં ગામોમાંય ફેલાવવાનો પ્રયત્ન કરતાં રહેશો. હમેશાં દરેક સુશિક્ષિત બેને સમજવું જોઇશે કે પોતાની ઉન્નતિ વગર પોતાના કુટુમ્બની, સમાજની કે દેશની ઉન્નતિ નથી.

મરાગ્વા (કેન્યા) સૌ. વિમળા અં. પટેલ

---

[1]: ગયાજ માસમાં મોમ્બાસાથી એક પાટીદાર ભાઇએ મને અંગ્રેજી ભાષામાં કાગળ લખ્યો હતો, તેમને પણ મારે આ પ્રકારે મીઠો ઠપકો આપવો પડયો હતો.
—તંત્રી

અન્યના ગુલામ થાય તેજ બીજાને પોતાનો ગુલામ બનાવે. હિંદુ સમાજમાં લગભગ બધીયે જ્ઞાતિઓમાં આ દશા પ્રવર્તી રહી છે. સત્ય અને સીધી વાત કોઇથી સમજી શકાતી નથી. પોતાનો સાચો સ્વાર્થ, પોતાનું હિત, પોતાનું સ્વમાન, પોતાનું સુખ, વગેરે વસ્તુઓ જેને નામે આપણે આ સંસારની ગડમથલમાં પડ્યા છીએ, તેમને આપણે સાચી રીતે સમજી શકતા નથી. અને ગુલામી મનોદશાનાં ચશ્માવાળી આંખે આપણો વ્યવહાર હાંક્યે રાખીએ છીએ.

**સાચો માર્ગ કયો?** ત્યારે કરવું શું? સમાજની સ્થિતિ આજે તો કળતા કાદવ જેવી છે. જેમ જેમ બહાર નીકળવા પ્રયત્ન કરીએ છીએ તેમ તેમ આપણે વધુ ને વધુ તેમાં કળતા જઇએ છીએ. અને આમ ને આમજ થયા જશે તો આપણી અધોગતિ જ છે, આપણો નાશ જ છે. એ અધોગતિ, એ નાશ અટકાવવાનો સાચો માર્ગ કયો? સાચો માર્ગ તો બહુ સરળ અને સ્વાભાવિક હોય છે. સ્વાભાવિકતા એ સર્વ દુઃખોને ટાળનાર છે. પણ આપણને એ માર્ગ રુચતો નથી. દંભ અને માની લીધેલી પ્રતિષ્ઠા એ બે બેડીઓથી સમાજ એવો જકડાયો છે કે તેને સ્વાભાવિક રસ્તો સૂઝતો નથી. ભલભલા સુશિક્ષિત અને વિદ્વાન ગણાતા સજ્જનો પણ એ કાદવમાં કળ્યા છે, છતાં ડોળ એવો કરે છે કે જાણે તેઓ એવી ક્ષુલ્લક ચીજોથી પર હોય. એમને પણ સમાજમાં મનાતી પ્રતિષ્ઠા જોઇએ છે, સત્ય જોઇતું નથી. સમાજના કલ્યાણની વાતો એ કરે છે, પણ સમાજના કલ્યાણની ખાતર ભોગ આપવાને કે સહન કરવાને તૈયાર નથી. અને તેથી આ પ્રશ્નમાં ઊંડા ઊતરતા જ નથી.

**બે મુખ્ય મુદ્દા:** પરિણામ એ આવે છે કે તેમના અવિચારી વર્તનની છાપ સમાજમાં બહુ બૂરી પડે છે. સામાન્ય રીતે સમાજમાં પ્રતિષ્ઠિત ગણાતા ગૃહસ્થો જે પ્રમાણે વર્તે તે પ્રમાણે આમ જનતા વર્તવાનો પ્રયત્ન કરે, અને એવા પ્રતિષ્ઠિત ગણાતા ગૃહસ્થના અવિચારી વર્તનથી સમાજને ભારે હાનિ પહોંચે છે. તેને સાચો રસ્તો જડતો જ નથી. માણસમાત્રને સ્વમાન અને સુખ વહાલાં છે, સ્વમાન સિવાયનું સુખ અકારૂં લાગે છે. બંને વસ્તુનો સંગમ એ સોના અને સુગંધનો સંગમ ગણાય. આપણા લગ્નસંબંધોમાં એ બે મુદ્દા સચવાવા જોઇએ.

**લક્ષ્મીનું આધિપત્ય:** પણ તેને બદલે આપણે આપણા લગ્નસંબંધોમાં પૈસાને ઉચ્ચ સ્થાન આપી દીધું છે. અને લક્ષ્મી શું નથી કરતી? તેનો ગુલામ બનનારના આત્માનો તે નાશ કરે છે. સમાજ જેટલે દરજ્જે લક્ષ્મીનો ગુલામ બનતો જાય છે તેટલે દરજ્જે તેનો નાશ થઇ રહ્યો છે. બાકી લગ્ન જેવા પવિત્ર સંબંધમાં પૈસાની દરમિયાનગીરી શાને? તે શણગાર રૂપે ભલે સમાજનાં

શરીર ઉપર શોભે, પણ આત્માની અવગણના કરવા જેવી તેની સત્તા શાને વધે! સમાજ આત્માને અને પ્રેમ, શૌર્ય, ન્યાય, નીતિ, પવિત્રતા વગેરે તેના અનુચરોને ખોઇ બેસે અને તેને બદલે લક્ષ્મીના અને સ્વાર્થ, દંભ, ભોગ, વિલાસ, અને નામર્દાઇ વગેરે તેના અનુચરોના પંજામાં સપડાય, સમાજમાં લક્ષ્મીનું આધિપત્ય સ્થપાય તો એ સિવાય અન્ય કાંઇ સંભવેજ નહિ. અને સમાજનાં સર્વ અનિષ્ટોનું મૂળ એજ છે કે આપણા સમાજમાં લક્ષ્મીનું આધિપત્ય સ્થપાતું ગયું છે.

**વિનાશનું ચક્કર:** અને તેના આધિપત્યમાં સમાજ ચક્કરે ચડયો છે. એ ચક્કર વિનાશ કરવાને સર્જાયું છે. હાલ તુરત તેના ઉપરની સફર મઝેની લાગતી હશે, પણ તે આપણા અંકુશમાં રહ્યું નથી. અને એ નિરંકુશ ચક્કર સમાજને ક્યાં ફેંકી દેશે તેનો ખ્યાલ કરવો મુશ્કેલ છે. આ વિનાશના ચક્કરમાંથી બચવાનો એકજ રસ્તો છે: આપણા લગ્નસંબંધોમાં ઉપર જણાવેલા બે મુદ્દા સંપૂર્ણ રીતે સચવાય તો આપણે બધાં યે અનિષ્ટોમાંથી ઊગરી જઇએ. આપણી વહાલી દીકરીને સુખ મળે અને આપણું સ્વમાન સચવાય; એ બે સોનેરી મુદ્દા છે. કોઇ પણ સ્વમાની માબાપ પોતાની દીકરીને માટે એથી વધારે શું ઇચ્છે?

**પણ તે કયારે થાય?** જ્યારે ખોટી પ્રતિષ્ઠાના હાઉમાંથી મુક્ત થવાય ત્યારેજ. સ્વમાન સાચવવું અને દીકરીનું સુખ શોધવું, એ દરેકની પવિત્ર ફરજ છે. પણ સ્વમાન અને સુખ એટલે શું? સ્વમાન એટલે આપણને હલકા ગણનાર ચમ્મરબંધી હોય અને સૂર્યનો દીકરો હોય, છતાં તે આપણે માટે નકામો! તેની સામે પણ જોવા ન જવું. આપણને પોતાના સરીખા ગણી પ્રેમભાવે આપણી સાથે વર્તે, તેને આધીન થઇને રહે, એને હું સ્વમાની કહું છું. પોતાની દીકરી માટે તેના કુટુંબમાં લાયક વર હોય, તેના ઘરનાં માણસો પ્રેમાળ અને સંસ્કારી હોય અને સામાન્ય રીતે આર્થિક સ્થિતિ સારી હોય, દીકરીની આંખમાંથી અસંતોષ કે દુઃખનું આંસુ નીકળે એમ ન હોય, તેને હું સુખ કહું છું. આ બેજ સોનેરી મુદ્દા સચવાય તો વધારે જોઇએ શું?

**અંધારપાટો:** પણ આપણી આંખે અંધારપાટો બંધાયો છે, જેથી આપણને સત્યનાં દર્શન થતાં નથી. એ અંધારપાટો આપણી માન્યતાનો છે. ફલાણા ગામમાં ફલાણું કુટુંબ ઉંચું, જેથી પોતે નીચા બની તેના ખાસડાં પાસે બેસવામાંજ પ્રતિષ્ઠા મનાય એવો અંધારપાટો આપણા સમાજની આંખે બંધાયો છે. આપણા સમાજના આવા માણસને સ્વમાની કેમ કહેવાય? ત્યારે આ સમાજની કોઇ પણ જ્ઞાતિમાં સ્વમાની માણસ કેટલા? સત્યને સરળતાથી જોઇ શકે તેવા ડાહ્યા પુરુષો કેટલા? અને નવાઇની વાત

તો એ છે કે જ્યાં પોતાને સ્વમાન ખોઇને ખેમવાનું છે ત્યાં પોતાની દીકરી સુખી થશે એવું એ અંધ લોક માની લે છે. આવા હજારો અને લાખો દાખલા છે. પણ કાંઇક જુદેજ કારણે ખાસ અપવાદ સિવાય, તેવે સ્થળે દીકરી સુખી થએલી જાણી નથી. જે અપવાદ હોય છે તે તો અકસ્માત હોય છે. પોતે હલકા ને કુળહીન થઇને દીકરી આપનાર માબાપના હૃદયમાં દીકરીનું સુખ નથી હોતું; તેને તો સમાજમાં માની લીધેલી પેલી પ્રતિષ્ઠા, પેલું મિથ્યાભિમાન પોષવાની વૃત્તિજ પ્રધાનપદે હોય છે. એવા અનેક દાખલા મેં જોયા છે, જાણ્યા છે. હજારો રૂપીઆ ખર્ચીને કુળવાન ઘર વેચાતું લેવાની ઇચ્છા રાખનાર સુશિક્ષિત મિત્રોને મેં સાવચેતી પણ આપી છે કે "તમે નાતનું અહિત તો કરો છોજ, પણ તમારી વહાલી દીકરીનું પણ અહિત કરો છો. પાંચ હજારની પરઠણ આપવાથી તમારી દીકરી સુખી થશે કે કેમ તેની તમને ખાત્રી નથી. અને તેના સુખ માટે તમે પરઠણ આપતા નથી, પણ તમારૂં મિથ્યાભિમાન પોષવા ખાતરજ આ હજારો રૂપીઆ ખર્ચો છો. અંતે તમે તો કણબીજ રહેવાના!"

**રામબાણ ઉપાય:** આમ આખા સમાજમાં આ બદીએ પોતાનાં મૂળ એટલાં ઊંડાં નાખ્યાં છે કે તેને જડમૂળથી નહિ ઉખેડી નંખાય તો તે બદી રોજ રોજ ફાલશે અને સમાજમાં પોતાની જડો ફેલાવશે. મને તો તે બદીનો જડમૂળથી નાશ કરવાનો રામબાણ ઉપાય નીચે પ્રમાણે જણાયો છે:

છેલ્લાં પંદર વીસ વરસને અનુભવે આપણે જાણ્યું છે કે દિનપ્રતિદિન સંજોગો એવા ઊભા થતા જાય છે કે જે સ્થળે આપણે આપણો ભાઇભત્રિજો પરણાવવાનું પસંદ ન કરીએ તે સ્થળે આપણી દીકરીને પરણાવવાનું પસંદ કરીએ છીએ. કોઇ કહેશે કે "શું કરીએ? એ તો જખ મારીને કરવું પડે છે. રાજીખુશીથી નહિ." ગમે તેમ હો, પણ હવે તેમ થાય છે તે તો કોઇથી ના પડાશે નહિ. ત્યારે હું કહું છું કે આપણે તેવું જ વર્તન સમજપૂર્વક કરીએ તો કેવું સારૂં? મૃત્યુ આવે અને જે રડતો રડતો તેને શરણે જાય તે નામર્દ કહેવાય. પણ જે મૃત્યુ માટે સાજ સજી નિર્ભય થઇને બેઠો હોય અને જ્યારે મૃત્યુ આવે ત્યારે તેને મિત્ર સમાન ભેટે તેજ સાચો મર્દ કહેવાય. જે વર્તન સંજોગોને આધીન થઇ જખ મારીને આપણે વર્તીએ છીએ તેવું વર્તન સમજપૂર્વક આગળ ધપીને કેમ ન વર્તીએ? તેમાંજ ખરી મિઠાશ રહે અને સ્વાર્થની દૃષ્ટિએ પણ દીકરીને માટે ખરો લાભ ઉઠાવાય. ઉચ્ચ અને નીચના, કુળ અને અકુળના ભેદ ફેંકી દેઇને જ્યાં ખાનદાની, સંસ્કારિતા, સુશિક્ષણ અને પ્રેમ હોય ત્યાં નજર નાખતા થઇ જઇએ તો? શાસ્ત્ર પણ કહે છે કે હીરો કાદવમાં પડ્યો હોય તો તેમાંથી પણ ઉપાડી લેવો. આપણા લગ્નસંબંધોમાં મેં ઉપર જે

બે સોનેરી મુદ્દા કહ્યા છે તે બે મુદ્દા સાચવવાનાઃ આપણું સ્વમાન અને દીકરીનું સુખ. એ સિવાય બાકીનું આવી મળતું હોય તો ભલે, પણ ઉપરના બે મુદ્દાને ભોગે તો કશું યે ન ખપે. પણ જે સમાજની આંખે મિથ્યાભિમાનના અંધારપાટા બંધાયા છે તે સમાજ આમ સમજી જશે? હું તો કહું છું કે જીવવું હોય તો સમજવુંજ જોઇશે. સમાજ એકસામટો ન માને તો સમાજની જે વ્યક્તિ આ રામબાણ ઉપાય પોતાના વર્તનમાં અજમાવશે તે જીતશે. જે આજે નહિ માને તે કાલે તેમની પાછળ પાછળ ઘસડાશે, અને અંતે કમને નાકલીટી ખેંચીને પણ તેમ કરશે.

**બંડખોર વૃત્તિની જરૂર છેઃ** સમાજ તો વ્યક્તિઓનો બનેલો છે. દશ પંદર વરસ પહેલાં ત્રણને બદલે બે દિવસ જાનમાં રહેનારાને ભારે સાંભળવું પડતું હતું. ત્રીજે દિવસે સવારમાં બગલમાં પોટકી મારી જે ચાલવા માંડતા તેમને કેટલાક વૃદ્ધો કે તેમના જેવી વૃત્તિવાળા જુવાનો પણ ત્યારે કહેતા કેઃ "શા ઢાંગ માંડ્યા છે? જાણે નાતના પટલ! એમ નાત માનશે? ઘરમાં ખાવાનું ખૂટ્યું અને કમાવાની શકિત ન રહી ત્યારે બચાવ શોધવા માંડ્યા! ભિખારાઓને નહિ મળે ત્યારે ત્રણના બે કરશે અને બેનો એક કરશે!" વગેરે. અને એવા પોતાની પ્રતિજ્ઞાને વળગી રહેનારા બંડખોરો તો થોડાજ હતા. છતાં તેમની પ્રતિજ્ઞાને પ્રતાપે ત્રણ દિવસનું તો સ્વપ્નું જ થઇ ગયું એમ આજે હવે લાગે છે. અને હવે તો બેને બદલે એક દિવસની જાન થયા જેવી થતી જાય છે.

આ મુખ્ય બાબતમાં પણ એમજ થવું ઘટે છે. પોતાનું સ્વમાન સચવાય અને પોતાની દીકરીને સુખ મળે એ બે મુદ્દા સાચવીને જરૂર પડે તો નાના મોટા ગોળ તોડીને કન્યા આપવાની બંડખોર પ્રતિજ્ઞાઓ થવી જોઇએ. જે ખાંટ લોકો છે તેમનાથી આગળ પગલું ભરી નામોશી લેવાની હિંમત નહિ બતાવાય. ત્યારે તેવી નામોશીનો, તેવા અપવાદનો ટોપલો આપણે માથે લેઇએ અને તે પણ સમાજના કલ્યાણને અર્થે, આપણી હજારો નિર્દોષ બાળાઓના જીવનને અર્થે, તો તેમાં અયોગ્ય શું છે? પ્રતિજ્ઞાબદ્ધ બંડખોર યુવાનો આ હિંમત નહિ કરે તો બીજું કોણ કરશે? એક, બે, ત્રણ, ચાર દાખલા બનશે અને પછી એક સુમંગળ પ્રભાતે તમે જાગીને જોશો કે સમાજમાં નાતના વાડા, નાતના વળી ગોળના પેટાવાડા, વગેરે બધા દુઃખદ અંતરાય ટળી જશે અને સમાજ પોતાના વિસ્તૃત ક્ષેત્રમાં પોતાની મંજરીઓ અને પુષ્પોના ગુચ્છથી ખુશબોદાર બની આહ્લાદશે, પવિત્ર ગંગાયમુનાના નીર જેવો નિર્મળ અને પ્રગતિમય થશે!

સેવામંદિર, નડિયાદ — રાવજીભાઇ મણિભાઇ પટેલ

## 'વિકાસગૃહ' — એક સ્ત્રીસંસ્થા

**ઘાતકી વર્તન:** વ્યક્તિત્વ અને સ્વાવલંબનની વૃત્તિથી સારાં નાગરિક બનાવવાની ઇચ્છાએ વિકાસ સાધવા મથતી સ્ત્રીઓમાં ત્યકતા અને વિધવાઓની નિરાધાર દશા, તેમજ સ્ત્રીઓને અનુભવવા પડતો અન્યાય, બાળહત્યા, ગૃહત્યાગ, ધર્મપરિવર્તન, લાચારી અને નિઃસહાય સંયોગોમાં લેવા પડતા અનીતિના માર્ગો, વગેરે સ્ત્રીજીવનને ગૂંગળાવતા પ્રશ્નોમાં ઊંડા ઊતરતાં તેમજ સ્ત્રીઓની સાથે નિકટનો પરિચય સાધતાં અમને જણાયું છે કે સ્ત્રીસમાજ પ્રત્યે સમાજ તેમજ સગાંસંબંધીઓની અસહ્ય બેદરકારી અને ગુંડાશાહીની હદે પહોંચતું ઘાતકી વર્તન ચાલ્યા કરે છે. સમાજનાં આ ગુંડાશાહી અનિષ્ટ તત્ત્વોએ સ્ત્રીનો વિકાસ સાધવાનો તેમજ મનુષ્ય તરીકે જીવવાનો હક્ક છીનવી લીધો છે, એટલું જ નહિ પણ સમાજના એક મહત્ત્વનાં અંગ તરીકે તેને અપંગ બનાવી દીધી છે. વળી સ્ત્રીને 'અબળા' 'મોહિની' તરીકે ઓળખાવી તેને વિષે વિચિત્ર પૂર્વગ્રહો બાંધી દીધા છે. આથી સ્ત્રીને ભારે અન્યાય સાથે નુકશાન થયું છે અને સમાજનો પણ વિકાસ રૂંધાયો છે. આ વિઘ્નોમાંથી સ્ત્રીઓને બીજો માર્ગ દાખવવાનો અવસર આવી પહોંચ્યો છે. અને તે માટે સ્ત્રીઓએ જ કમર કસી માર્ગ શોધવાનો રહે છે એમ અમે માનીએ છીએ.

**આશ્રયને અભાવે અટકતો વિકાસ:** આપણા સમાજમાં અનેક શક્તિશાળી સ્ત્રીઓ છે, જેમને તક મળતાં તેઓ રાષ્ટ્રની અને સમાજની સારી સેવિકાઓ બની શકે તેમ છે. પણ સમાજે સ્ત્રીઓ માટે દાખવેલા જીવનમાર્ગની જે અધોગતિ આજે થઇ છે તેમાં વિકાસને સ્થાનજ નથી. આવી સ્ત્રીઓ ચાલુ ચીલામાંથી બહાર નીકળી જો ઉપયોગી જીવન ગાળવા માટેની જરૂરી તાલીમ મેળવવા માટે પ્રયત્ન સુદ્ધાં કરે તો તેને કુટુંબમાં સ્થાન મળતું નથી, એટલું જ નહિ પણ અબળાશ્રમ, વિધવાશ્રમ જેવા આશ્રમોમાંયે આશ્રયસ્થાન પ્રાપ્ત કરવા માટેનો જરૂરી 'સમાજદ્રોહ' તેણે કર્યો નથી હોતો; એટલે કે પ્રામાણિક જીવન ગાળવા ઇચ્છતી સ્ત્રી માટે તે સ્વતંત્ર રહેવાની લાયકાત કેળવે — આર્થિક વ્યવસ્થા ન હોય તોપણ આર્થિક સ્થિતિ સુધારે ત્યાં સુધી તેનો વિકાસ કરવાની — કંઇક શીખવાની તેને તક મળે ત્યાં સુધી ક્યાંયે રહેવાની વ્યવસ્થા આજે નથી.

**અનિષ્ટનું મૂળ:** સ્ત્રીસમાજમાં એક એવો મોટો વર્ગ છે, જે સમાજ અને કુટુંબ તરફથી બેકાબૂની જેમ વરસતી ગુંડાશાહીથી નાસી, શિકારીએ પીછો પકડ્યો હોય તેવા પશુની જેમ ક્યાંક નાસી છૂટવા પ્રયત્ન કરે છે અને

આમ નાસી છૂટ્યા પછી સૌના વિરોધની સામે એકલા રહેવાની અને પોતાનો માર્ગ કાઢવાની આવડત તેનામાં હોતી નથી. તેનું પરિણામ એ આવે છે કે અકળાઇને કાં તો તે આપઘાત કરે છે અથવા તો જ્યાં તેને ઉઘાડી રીતે આશ્રય મળે છે ત્યાં તે જીવન ગાળે છે. એટલે કે ઉઘાડી રીતે ફસાય છે અને તેનાં પરિણામો અનુભવે છે. આવી ફસાએલી સ્ત્રીઓમાંથી ઘણીયે એવી છે, જેમને સમાજમાં નવેસરથી જીવન ગાળવાની તક મળે તો તેવી શરૂઆત કરવા ઇચ્છે; એટલે મોટે ભાગે ત્રાસથી મુક્તિ શોધવામાં સ્વભાવની અસ્થિરતા, લાગણીવેડા કે ચારિત્ર્યનો અભાવ કારણરૂપ નથી હોતાં, પણ પ્રત્યેક સજીવ વસ્તુમાં સ્વરક્ષણની જે સ્વાભાવિક વૃત્તિ રહેલી છે, એ વૃત્તિ જ તેમાં રહી હોય છે.

**ઉકલનો માર્ગ:** સ્ત્રીઓ ઉપર અંકુશ મૂકી, પડદો ઓઢાડી કે પુનર્લગ્ન જેવાં પગલાં લેવડાવી એ મારફતે જ આ પ્રશ્નોનો ઉકેલ કરવાનો જે પ્રયત્ન કુટુમ્બ, સમાજ અને સંસ્થાઓએ કર્યો છે તેઓ મૂળ કારણને છેડતા જ નથી, બલ્કે સ્ત્રીસમાજને વિઘાતક નીવડના સમાજવિકાસને પાંગળો બનાવી દેનારાં નીવડ્યાં છે એમ જણાય છે. એટલે જ્યાં સુધી મનુષ્ય તરીકે સ્ત્રી પોતાનું સ્થાન નીડરતાથી પ્રાપ્ત ન કરે, જ્યાં સુધી સમાજ, કુટુમ્બ અને સગાંસંબંધીની આ ગુંડાશાહી બંધ ન થાય અને સ્ત્રી પ્રત્યેનું તેનું માનસ આરોગ્યમય ન બને ત્યાં સુધી આવી મૂંઝાએલી સ્ત્રીઓએ કાં તો બહારની ગુંડાશાહીનો ભોગ થઇ જીવન ખુવાર થવા દેવાનું છે અથવા તો સંસ્થાઓમાં આશ્રય લેઇ તેની મદદ વડે કુટુમ્બ સાથેના સમાધાનીના પ્રયત્નો નિષ્ફળ નીવડે તો પગભર રહેવાની આવડત કેળવવાની છે.

**ગામડાંની સ્ત્રીઓનો પ્રશ્ન:** મોટાં શહેરને સ્પર્શતો અને ખાસ કરીને અમદાવાદની સાથે સંબંધ ધરાવતો એક મહત્ત્વનો પ્રશ્ન તે ગામડાંની સ્ત્રીઓનો છે. ગામડાંઓની બેકારી તેમજ આર્થિક મૂંઝવણને કારણે શહેરમાં કામ શોધવા સારી સંખ્યામાં સ્ત્રીઓ આવે છે. આમાંની મોટા ભાગની સ્ત્રીઓ ત્યકતા કે વિધવા હોય છે. કદી ઘર બહાર ન નીકળેલી આવી સ્ત્રીઓ શહેરી જીવનનાં અનિષ્ટ તત્ત્વોથી અજ્ઞાત હોવાથી તેમાં ફસાય છે. આ સ્ત્રીઓને આશ્રય આપી શકાય તો ગ્રામ્ય જીવનને ઉપયોગી તાલીમ આપી સેવિકાઓ તરીકે તેમને ગામડાંઓમાં પાછી મોકલવાના પ્રયત્નો થવાની ખૂબ જરૂર છે.

**વિદ્યાર્થિનીઓનો પ્રશ્ન:** વિદ્યાર્થિનીઓના પ્રશ્ન પણ વિચારવા જેવા રહે છે. લગ્નનાં બજારમાં સારી કિંમત ઊપજે એ જ દૃષ્ટિએ કન્યાકેળવણીનો મોટે ભાગે ફેલાવો થઇ રહ્યો છે તે જાણીતી બીના છે. આને માટે છાત્રાલયમાં

પણ કન્યાઓ રહેવા જાય છે. પોતાના અભ્યાસકાળ દરમ્યાન જીવનમાં ઉપયોગી અને વ્યક્તિત્વ તેમજ સ્વાવલંબનની વૃત્તિ કેળવતું ઔદ્યોગિક, શારીરિક અને માનસિક વ્યવહારૂ જ્ઞાન મળી શકે એવા પ્રબંધ વાળું છાત્રાલય હોય તો આજના સ્ત્રીવર્ગના જે પ્રશ્નો છે તેમાંથી ભવિષ્યની પ્રજાને માર્ગ કાઢવા સરળ પડે. એટલે સામાન્ય અભ્યાસક્રમમાં ડખલ સમાન ન બને એવી અન્ય પ્રવૃત્તિઓવાળાં છાત્રાલયોની જરૂર જણાય છે.

**સંસ્થા છે પણ દૃષ્ટિ નથી:** ઉપર દર્શાવેલા સ્ત્રીવર્ગના પ્રશ્નોનું નિરાકરણ કરવાની શક્યતા ધરાવતી કેટલીક સંસ્થાઓ આજે મુંબઇ ઇલાકામાં તેમજ અમદાવાદમાં છે; પરન્તુ પ્રયત્નો કરવા છતાં સ્ત્રીમાનસ પ્રત્યેના તેમના પૂર્વગ્રહોને કારણે એ સંસ્થાઓની કાર્યપદ્ધતિમાં–દૃષ્ટિબિંદુમાં–ખાસ ફેરફાર કરાવવાની શક્યતા નથી. ઘણાને અમારી માગણી અશક્ય અને અવ્યવહારૂ તેમજ જોખમથી ભરપૂર જણાય છે. ગંભીરતાનો પૂરો ખ્યાલ અમે કર્યો છે. પણ એક બાજુએ અત્યારે છે તે સ્થિતિ ચાલુ રહેવા દેવામાં જોખમ અને બીજી બાજુએ સ્ત્રીવર્ગને મૂંઝવતા પ્રશ્નોના ઉકેલના માર્ગો શોધવાના નવીન પ્રયત્નમાં રહેલા જોખમ વચ્ચે–બીજા પ્રકારમાં ઓછું જોખમ છે અને તેથીજ સામાન્ય સ્ત્રીઓથી વધુ સારી સ્થિતિ અનુભવતી સ્ત્રીઓએ આ સાહસ ખેડવુંજ જોઇએ અને તે મારફતે રાષ્ટ્ર, સમાજ અને કુટુમ્બવ્યવસ્થાની સાચી સેવા તેઓ કરી શકશે એમ નમ્રપણે અમે માનીએ છીએ.

**વિકાસગૃહ:** જોખમની લાલબત્તી ધ્યાનમાં રાખતાં પણ સ્ત્રીવર્ગની ઉપર જણાવેલી બધી જરૂરીઆતોના ઉકેલનો માર્ગ શોધતી સ્ત્રીઓમાં વ્યક્તિત્વ અને સ્વાવલંબનની વૃત્તિ તેમજ આવડત કેળવવાને ધોરણે અને રાષ્ટ્રને ઉપયોગી જીવનવિકાસ કરવા માટે સ્ત્રીઓને આશ્રય આપતી અને તેનાં સુખ-દુઃખમાં તેને પડખે ઊભી રહેવાનો પ્રયત્ન કરતી 'વિકાસગૃહ' નામની છાત્રાલય સમાન એક સંસ્થા તા. ૧લી મે ૧૯૩૭થી શરૂ કરવાનું અમે નક્કી કર્યું છે. આ સંસ્થા બીજી સંસ્થાઓની સાથે સહકાર સાધી કામ કરશે.

આ સંસ્થાની જરૂરીઆત અને કાર્યપદ્ધતિ માટેનો વિશ્વાસ અમે પ્રજામાં ઉત્પન્ન કરી શકીએ ત્યાં સુધી એટલે વધુમાં વધુ બે વર્ષ માટે પ્રજાનો સાથ મળશે એવે વિશ્વાસે અમે એએ સંસ્થાની જવાબદારી લીધી છે. અને તેમાં બીજાં સહસ્ત્રીકાર્યકર્તાઓનો સંપૂર્ણ સહકાર મળશે એવો અમને વિશ્વાસ છે. આ સંસ્થાને જાહેર સંસ્થાનું સ્વરૂપ ન આપ્યા છતાં, જાહેર સંસ્થા તરીકેજ આનું સંચાલન થશે. તેનો અહેવાલ, કાર્યપદ્ધતિ, અન્વેષકે મંજુર કરેલો

હિસાબ વગેરે દર વર્ષે પ્રજા આગળ જાહેર કરવામાં આવશે. સંસ્થાની જવાબદારી અને સંચાલનની બધી પ્રવૃત્તિઓ સ્ત્રીઓ જ કરશે. સંસ્થાએ નવી દિશા ખેડવાની છે તેથી અનુભવે કાર્યપદ્ધતિ અને નિયમો ચોક્કસ ઘડાશે. પણ હાલ સંસ્થામાં દાખલ થવા માટે કેટલાક નિયમો ઘડવામાં આવ્યા છે; જેમાં દાખલ થનાર વ્યક્તિએ સંસ્થાના ઉદ્દેશ પ્રમાણે જીવનવિકાસ કરવાની તૈયારી દાખવવી પડશે. સંસ્થામાં રહીને અમદાવાદની કોઇ પણ શિક્ષણસંસ્થામાં શિક્ષણ લેઇ શકાશે.

**લગ્ન માટે નથી:** લગ્નનો પ્રશ્ન એ વ્યક્તિગત પ્રશ્ન છે. વળી નિરાધાર અવસ્થાના આધાર રૂપે લગ્નનો ઉપયોગ આજે જે રીતે થઇ રહ્યો છે તે હાનિકારક હોવાથી કેવળ લગ્નને માટે સંસ્થાઓનો આશ્રય ઇચ્છતી સ્ત્રીઓને, આ પ્રશ્નો હાથ ધરતી બીજી સંસ્થાઓ હોવાથી, સ્ત્રીના વ્યક્તિત્વ વિકાસ માટેની આ સંસ્થામાં આશ્રય ન લેવા વિનંતી છે.

**દાખલ થનાર માટે:** દાખલ થતી દરેક વ્યક્તિએ રૂા. ૧૨ પોતાના ખર્ચ માટે દરેક માસે અથવા તો વ્યવસ્થા અનુસાર 'ગૃહ'ને આપવાના રહેશે. આ ખર્ચમાં રહેવાનો અને ખાધાખર્ચનો સમાવેશ થાય છે. માતા સાથે આવતાં બાળકો માટે માસિક રૂા. ૬ મુકરર કરવામાં આવ્યા છે. અંગત ખર્ચ અને અન્ય પ્રવૃત્તિઓના ખર્ચનો સમાવેશ આમાં કરવામાં આવ્યો નથી. આશ્રય શોધવા આવતી સ્ત્રીઓ કમાવાની આવડત મેળવી કમાવાની શરૂઆત ન કરે ત્યાં સુધી એટલે વધુમાં વધુ છ મહિના સુધી ગૃહમાં ખર્ચ આપ્યા વગર રહી શકશે, પણ ત્યારપછીથી તેણે પોતાની આવકના પ્રમાણમાં ખર્ચ પેટે 'ગૃહ' નક્કી કરે એવી રકમ–જે રૂા. ૧૨થી વધુ નહિ થાય તે–દર માસે આપવાની રહેશે. આવી સ્ત્રીઓના સાથે તેમનાં બાળકોને પણ આ ગૃહમાં વિના ખર્ચે અમુક મુદ્દત સુધી દાખલ કરવામાં આવશે.

**મદદ અને સહકારની આશા:** સંસ્થાની જે આવક થશે તે તેના સંચાલનમાં અને તેની પ્રવૃત્તિઓ માટે ઉપયોગમાં લેવાશે. આ સંસ્થા નવીન દિશામાં કાર્ય કરવા ઇચ્છતી હોવાથી જ તે અમે શરૂ કરીએ છીએ. પરંતુ બીજી બધી રીતે તે એક જાહેરસંસ્થા રૂપે ચાલવાની હોવાથી અને તે ખાસ ફંડ વગર શરૂ થતી હોવાથી સંસ્થાનો સીધો પરિચય સાધી તેના કાર્યમાં નાણાંની તેમ જ અન્ય સહાયતા, સહકાર અને સહાનુભૂતિ દર્શાવવા અમે પ્રજાને વિનંતી કરીએ છીએ.

આ સંસ્થા અમદાવાદમાં હોવા છતાં માત્ર સ્થાનિક નથી. સ્ત્રીપ્રશ્નોના ઉકેલ માટે નવીન માર્ગ શોધવાની તે ઉમેદ રાખે છે ને તે રીતે ગુજરાતની

તેમજ અન્ય પ્રાન્તોની સ્ત્રીઓને સ્વવિકાસની તક આપી એક નવીન દિશામાં કામ કરવાના મનોરથ સેવે છે. હિન્દના અન્ય પ્રાન્તોમાં આ ધોરણે અખતરા થતા હોય એવો સંભવ છે. પણ ગુજરાત માટે તો તે નવી દિશાની પ્રવૃત્તિ છે. સૌને સહકારે એ ઉપયોગી નીવડે તો સ્ત્રીઓને માટે નવીન જીવન સમાન બને એમાં શંકા નથી. તેથી એ દૃષ્ટિએ—વિશાળ ભાવનાએ પ્રજાનો સહકાર અમે માગીએ છીએ.

વિકાસગૃહની પ્રવૃત્તિ નીચે પ્રમાણે બે વિભાગોમાં વહેંચાઇ જશે:

**(૧) છાત્રાલયવિભાગ:** અભ્યાસઅર્થે છાત્રાલયોમાં રહેતી વિદ્યાર્થિનીઓ અને ધંધાર્થે છાત્રાલયોનો લાભ લેતી સ્ત્રીઓ, જે પોતાને ખર્ચે વિકાસગૃહની યોજનાનો લાભ લેવા ઇચ્છતી હશે, તેઓ આ વિભાગમાં સભ્ય ગણાશે. આવાં સભ્યો પોતાનાં બાળકોને પણ સાથે રાખી શકશે.

છાત્રાલયવિભાગનાં નિયમોની કલમ નં. ૩ અનુસાર તેમને માટે ખર્ચનો નિયમ નીચે પ્રમાણેનો છે:

કલમ નં. ૩: છાત્રાલયવિભાગમાં દાખલ થતા દરેક સભ્યે સત્રના રૂા. ૭૨ અંકે બોતેર રૂપિયા ફી સાથે દાખલ થતાં આપવાના રહેશે. પણ સંજોગોવશાત્ એમ ન કરી શકે તો અગાઉથી દર મહિને રૂા. ૧૨ અંકે બાર અને રૂા. ૨૦ અનામત રૂપે આપવાના રહેશે. ચાલુ સત્રે છૂટા થવા માટે એક મહિનાની નોટીસ (અથવા તે મહિનાનું પૂરૂં ખર્ચ) અને અનામત મૂકેલી રૂા. ૨૦ની રકમ સત્રના ખર્ચ પેટે આપી દેવાની રહેશે. સત્રની આખરે છૂટાં થતાં સભ્યે માસિક રૂા. ૧૨ પ્રમાણે અથવા તો આખા સત્રની નક્કી કરેલી રકમ આપી હિસાબ ચૂકતે કર્યો હશે તો અનામત મૂકેલી રકમ પાછી આપવામાં આવશે. સત્રને અંતે સભ્યને ઘેર જવા માટેનું રેલ્વે ભાડું દાખલ થતાંજ કાર્યાલયમાં જમા કરાવવાનું રહેશે.

**(૨) આશ્રયવિભાગ:** સામાજિક દુઃખ, અંગત મુશ્કેલીઓ, નિરાધાર પરિસ્થિતિ, વગેરેમાંથી છૂટી આશ્રય લેવા આવતી અથવા તો આશ્રય માટે દાખલ કરવામાં આવેલી સ્ત્રીઓ આ વિભાગનાં સભ્ય ગણાશે.

અત્યાર સુધી ચાલી આવેલી પ્રણાલિકાને લીધે નિરાધાર સ્થિતિનો ઉકેલ માત્ર લગ્નમાંજ રહ્યો છે એવી મનોવૃત્તિ વાળી સ્ત્રીઓએ જાતે કમાવાની શક્તિ મેળવ્યા પછી અને એકલા રહેવાની હિમ્મત કેળવ્યા પછી ઇચ્છા હોય તો લગ્નનો માર્ગ લેવો જોઇએ એમ અમે માનીએ છીએ. આ ભાવનાએ આશ્રય માટે આવતી સ્ત્રીઓને લેઇ જવાનું કાર્ય વિકટ છે, પણ અસંભવિત

નથી. પ્રયત્ન કરવાથી સારી સફળતા મળે છે એવો અનુભવ અત્યાર સુધી થયો છે, એટલે આ પ્રયત્ન મોટા પાયા ઉપર આ વિભાગ મારફતે ચાલુ રાખવામાં આવે છે. અને એને માટે જરૂરી અન્ય પ્રવૃત્તિઓ વિકાસગૃહ ઉપાડવા તૈયાર થશે.

સ્ત્રીઓ સાથેના સંબંધની એક બીજી પ્રણાલિકા તેની સાથેનાં વર્તનમાં રહી છે. સ્ત્રીનું ચારિત્ર્ય બાહ્ય અંકુશોથી સચવાશે, તે અબળા છે એટલે તેનું રક્ષણ બીજાએ કરવું ઘટે છે, વગેરે ધારાધોરણોએ સ્ત્રીમાનસને વિચિત્ર બનાવ્યું છે. પોતાના ચારિત્ર્યનું રક્ષણ સ્ત્રીએ પોતે જ કરવાનું છે અને તે બળ તેણે જ કેળવવાનું છે, એવું માનસ ઘડવાની ઉમેદ વિકાસગૃહ મારફતે અમે રાખીએ છીએ. અહીં એક પ્રશ્ન સ્પષ્ટ કરવા ઇચ્છીએ છીએ.

જે સ્ત્રીને આશ્રય માટે દાખલ કરવામાં આવશે એટલે કે જે સ્ત્રીની ઇચ્છા વિરુદ્ધ તેને આ સંસ્થામાં મૂકવાનો પ્રયત્ન થશે, તેવી સ્ત્રીઓને આ સંસ્થામાં તાત્કાલિક દાખલ કરવામાં આવશે. તેને જોઇતી અનુકૂળતા આપી, સંસ્થાના ઉદ્દેશ પ્રમાણે આર્થિક સ્વાતંત્ર્ય ભોગવવામાં રહેલા લાભ સમજાવવા અને દાખવવાના પૂરતા પ્રયત્નો કરવામાં આવશે; તેમ છતાં એ સ્ત્રીની ઇચ્છા (જો તે ઉમરલાયક હશે તો) સંસ્થા છોડવાની છે અને સંસ્થામાં આવતા પહેલાંના જીવનને તે અનુસરવાની છે એમ માહિતી મળશે તો એ તેના માર્ગની વચ્ચે સંસ્થા નહિ પડે, કારણકે એ કૃત્યની પાછળ સ્ત્રી પ્રત્યે 'મિલકત'નું દષ્ટિબિંદુ બીજા સ્વરૂપમાં પ્રકટ થતું અમે માનીએ છીએ. સગીર કન્યાઓની બાબતમાં અત્યારથી કાર્યનીતિ નક્કી કરવી મુશ્કેલ છે. અનુભવે એ પ્રશ્નનો ઉકેલ કરવાનો રહેશે.

માનવસમાજમાં 'ગુનેગાર' મનોવૃત્તિવાળાનો એટલે કે રીઢો બની ગએલો જે એક વર્ગ પડેલો છે તેવા વર્ગને આ સંસ્થામાં સ્થાન નહિ મળે. એ વર્ગમાંથી કોઇ ફરી જીવન આરંભવા ઇચ્છતી હશે અને તેની ખાત્રી સંચાલકને થશે તો તેવી સ્ત્રીઓને આ સંસ્થામાં રહી તેમ કરવાની તક મળશે. પણ તેની ઇચ્છા વિરુદ્ધ તેને સુધારવાની દૃષ્ટિએ આ સંસ્થામાં દાખલ નહિ કરી શકીએ, કારણકે એવાં માનસવાળાં મનુષ્યોના પ્રશ્નોનો ઉકેલ ખાસ અભ્યાસ માગે છે.

છાત્રાલયવિભાગનું અને આશ્રયવિભાગનું રહેવાનું અલગ મકાનમાં અને જમવાનું કે સામુદાયિક પ્રવૃત્તિઓ સંયુક્ત રહે એ ઇચ્છવાયોગ્ય છે. છાત્રાલય વિભાગના ખર્ચની દૃષ્ટિએ જરૂરી સંખ્યામાં સભ્યો દાખલ થતાં રહેવા માટે અલગ મકાન કરી દેવામાં આવશે. દરમ્યાન આજના મકાનમાં રહેવાની વ્યવસ્થા તો અલગ રાખવામાં આવનાર છે.'

જ્ઞાનમંદિરના વિદ્યાર્થીઓ વગેરેએ હાજરી આપી હતી. જાહેર સરઘસ હરિજનવાસમાંથી નીકળી બજારમાં થઈ રામધૂન, રાષ્ટ્રગીત, ભજનો વગેરે ગાતું 'અન્નક્ષેત્ર'ના મંદિરના વિશાળ ચોગાનમાં આવી પહોંચ્યું હતું. આ સરઘસમાં હરિજનો સાથે સવર્ણો હાથમાં હાથ મિલાવી ચાલતા એ દૃશ્ય કૌતુક ઉપજાવે એવું હતું. લાઠીના આગેવાન વેપારીઓ વગેરે જાહેર ઉત્સવમાં હાજર રહ્યા હતા. આ ધર્મકાર્યને સારૂ ઠાકોર સાહેબને અભિનંદન આપનારા અનેક સંદેશા બહારથી આવ્યા હતા તેમાં ગાંધીજીનો પણ સંદેશો હતો. ગાંધીજીએ લખેલું: 'લાઠીના ઠાકોર સાહેબ પોતાનું અન્નક્ષેત્ર મંદિર હરિજનોને સારૂ ખુલ્લું મૂકે છે તેને સારૂ તેમને ધન્યવાદ. ક્રિયા નિર્વિઘ્ને પૂર્ણ થાઓ. હું આશા રાખું છું કે ઠાકોર સાહેબનું આ ધાર્મિક પગલું પ્રજાવર્ગ વધાવી લેશે, ને હરિજનો મળતી છૂટનો પૂર્ણ લાભ લેઈ પોતાનું જીવન વધારે પવિત્ર બનાવશે.' ઠાકોર સાહેબને ઉદ્દેશીને ગાંધીજીએ લખેલું: 'અન્નક્ષેત્ર નામનું આપનું મંદિર હરિજનોને સારૂ ખુલ્લું મૂકવાનો નિર્ણય આપે કર્યો છે તેને સારૂ આપને ધન્યવાદ આપું છું. આપના રાજ્યમાંથી અસ્પૃશ્યતા જડમૂળથી નાબૂદ થાઓ એવી આશા રાખું છું.'

સંદેશાઓ વંચાયા પછી દક્ષિણામૂર્તિવાળા શ્રી. નાનાભાઈએ ઠાકોર સાહેબના આ સ્તુત્ય પગલા વિષે વિવેચન કર્યું અને ઠાકોર સાહેબને મંદિર ખુલ્લું મૂકવા વિનંતી કરી. તે પછી ઠાકોર સાહેબે નાનું સરખું ભાષણ કરીને મંદિર સર્વ હિંદુઓને માટે ખુલ્લું જાહેર કર્યું.

તે પછી ઠાકોર સાહેબ પોતાનાં રાજકુટુંબીઓ, હરિજનસેવકો તથા હરિજન ભાઈઓની સાથે મંદિરમાં દેવાના દર્શન માટે ગયા હતા. હરિજનોને બીજા હિંદુઓના જેટલા જ અધિકારો આ મંદિરમાં અપાયા છે એટલે હરિજનો હર્ષભેર મંદિરમાં દાખલ થયા હતા. હરિજન ડોસા ડોસી બાળક યુવાન સહુ, જેમણે આવાં ભવ્ય મંદિરો જન્મારામાં જોયાં નહોતાં, તેઓ મંદિરમાં પ્રવેશતાં ઠાકોરજીને પગે લાગતાં ગળગળાં થઈ જતાં હતાં. વણકર, ચમાર અને ભંગી ભાઈઓ સવર્ણોની જોડાજોડ ઊભીને દર્શન કરતા તે વખતે તેમનાં હૃદયનો આનંદ અને ઉલ્લાસ તેમનાં મુખ ઉપર તરવરતો હતો. એ દૃશ્ય હૃદય હલાવનારૂં હતું."

આ પ્રસંગે ઠાકોર સાહેબે જે ભાષણ કર્યું તેમાંનો મુખ્ય ભાગ અહીં આપ્યો છે:

"હરિજનોને ન અડકવું, તેમને ઈશ્વર ભજવા ન દેવા, કે ઈશ્વરનાં દર્શન કરવા ન દેવાં તેવો ઉલ્લેખ કોઈ શાસ્ત્રમાં હોય તો તે શાસ્ત્ર વિચારકને માન્ય

હોવું જોઇએ નહિ. ઇશ્વરને ભજવાનો અને તેનાં દર્શન કરવાનો હક સૌ કોઇને સરખો છે. મંદિરમાં હરિજનો આવે તો તેથી ઇશ્વર અભડાય એમ કહેવું હાસ્યજનક છે. દુનિયાભરના કોઇ ધર્મમાં આવું નથી.

: હરિજનો હિંદુ છે. આપણે અત્યારે એમના તરફ અન્યાય આચરી રહ્યા છીએ, અને તેથી આપણી અધોગતિ થએલી છે. તે અન્યાય દૂર કરવાની આપણી ફરજ છે.

લગભગ અઢીએક વરસ પહેલાં જ્યારે અમારે હાથે હરિજન મંદિરમાં પ્રાણપ્રતિષ્ઠા થઇ તે પછી અમને જણાયું કે નવાં મંદિરો બાંધવાથી લોકો ઉપર નાહક બોજો પડે છે. અને તેથીજ ભંગી હરિજનો જ્યારે નવા મંદિર માટે મારી પાસે આવ્યા ત્યારે તેમને માટે આ મંદિર ખુલ્લું મૂકવા મેં જણાવ્યું, અને તેમણે પણ તેમ થાય તો નવું મંદિર નહિ કરવા જણાવતાં આજનો પ્રસંગ ઉપસ્થિત થયો છે.

લગભગ દોઢ વરસથી હરિજનોને રાજ્યની દરેક ઑફીસ કે કોર્ટમાં આવવાની છૂટ છે. અને તેમના તરફની અમારી અને રાજ્યની સહાનુભૂતિ આ બીજા સક્રિય પગલાથી દર્શાવીએ છીએ. બીજી દરેક બાબતમાં અમારા રાજ્યમાં હરિજનોને બીજી રૈયતની માફક પૂરતી સ્વતંત્રતા છે, અને તેમને બીજી કશી બાબતની અટકાયત છે નહિ.

આ અન્નક્ષેત્રની ઉપજમાંથી રાજ્યની યોજના બાળમંદિર અને ઉદ્યોગમંદિર ખોલવાની છે. બંને યોજના ઘડાઇ ગઇ છે અને માણસો શોધવાની તજવીજ ચાલુ છે. ઉદ્યોગમંદિરમાં હાથઉદ્યોગની ખિલવણી થશે, અને થોડા મહિનામાં આ યોજના અમલમાં આવશે.

દોઢેક વર્ષથી રાજ્યની મદદ લેતાં મંદિરોનો પ્રશ્ન અમે હાથ ઉપર લીધો છે. પૂજારીઓની પરીક્ષા લેતાં તેમનું ધાર્મિક જ્ઞાન બહુજ મામુલી જણાયું છે. આળસુ સત્વહીન, અભણ પૂજારીઓથી સમાજનો સડો વધે છે. સમાજનો, ધર્મનો કે મંદિરનો ઉદ્ધાર તેઓ કરી શકે નહિ. એ સ્થિતિ મટાડવાનું આપને પણ યોગ્ય લાગશે. જે પૂજારી પ્રજા ઉપર સંસ્કાર પાડી શકે, જે કેળવણી આપી શકે અને મારી પ્રજાના ખેડુતો ને મજૂરોને ભણાવી શકે તેવા પૂજારી રાખી, તેમનાથી રાત્રિશાળામાં અને ઉદ્યોગમંદિરમાં કામ લઇ, પ્રજા ઉપર સંસ્કારિતાની છાપ પાડી હું સમાજના આ બળતા પ્રશ્નોનો ઉકેલ આણવા વિચારી રહ્યો છું. મંદિરમાં એકલી ટોકરી નહિ વગાડતાં પૂજારીથી મારી પ્રજાનાં બાળકો કેળવાશે તો પ્રજા ધર્મનો સાચો અર્થ સમજતી થશે અને તેજ ઇશ્વરની ખરી પૂજા ગણાશે.

હરિજનો પ્રત્યે મારે એટલું જ કહેવાનું છે કે તમે કામ ગમે તે કરો, પણ અંતઃકરણ શુદ્ધ રાખજો. અંદરઅંદરની આભડછેટ ઘટાડજો અને આ મંદિરનો બને તેટલો અધિક લાભ લેજો.

મને કેટલાક પત્રો મળ્યા છે તેમાં વિનંતી થઇ છે કે તમામ મંદિરો હરિજન માટે ખુલ્લાં મૂકવાં. જો અમને ઉત્સાહી પૂજારી મળી રહેશે, રાત્રી-શાળાઓ બરાબર ચાલશે, તો પ્રજા કેળવાતાં, દરબારી મદદ લેતાં તમામ મંદિરો આપોઆપ ખુલ્લાં થશે. મંદિરપ્રવેશ સિવાય બીજી કશી અટકાયત અમારા રાજ્યમાં નથી."

ઠાકોર સાહેબની આ ભાવના ફળે, થોડા વખતમાં લાઠી રાજ્યનાં બીજાં મંદિરો તેમજ કાઠિયાવાડનાં અનેક મંદિરો ખુલ્લાં મુકાય, અને સવર્ણો તેમજ હરિજનો વિનાભેદભાવે એનો લાભ લેતા થાય એવી આશા આપણે રાખીએ.

'હરિજનબંધુ,' તા. ૨૩ : ૫ : '૩૭ ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ

---

## મદ્રાસથી વિઝાગાપટમ

**ઈ. સ. ૧૯૩૫ના** એપ્રિલની ૧૬મી તારીખે રાત્રે ૯-૩૦ વાગ્યે મદ્રાસથી ઉપડતી કલકત્તા મેલમાં બેઝવાડા, રાજમંદ્રી, કોકનાડા તથા વિઝાગાપટમને પ્રવાસે હું નીકળ્યો. ૧૭મીની સવારે પાંચ વાગ્યે બેઝવાડા આવતાં સ્ટેશનથી પૂર્વમાં ૦ાા માઇલ દૂર આવેલી 'વેલકમ' હોટેલમાં જઇ મુકામ કર્યો. શહેરના આ ભાગમાં નવીન વસાહત થએલી હોવાથી રસ્તાઓ સ્વચ્છ અને ખુલ્લા છે. અહીંની હોટેલ પણ બીજા ભાગોની કરતાં ચોકખી અને સગવડવાળી છે. બેઝવાડા જંકશન સ્ટેશન ઘણું મોટું છે. નિઝામ્સ ગેરંટીડ સ્ટેટ રેલવેની બ્રોડ ગેજ લાઇન અહીંથી હૈદરાબાદ અને સિકંદરાબાદ થઇને વાડી જંકશન સુધી વિસ્તરેલી છે. રેલવે સ્ટેશનની પશ્ચિમે શહેરનું મુખ્ય બજાર છે. એક બાજુ કૃષ્ણા નદી વહે છે. સાંગલી આગળ ધીમી ગતિએ વહેતી નાના પટવાળી કૃષ્ણાનું સ્વરૂપ અહીં ઉગ્ર બનેલું જોવામાં આવે છે. કૃષ્ણાના પાણીને ઘાટ આગળ રોકીને ખેતીવાડીના ઉપયોગ માટે વાપરવાની યોજના કરવામાં આવી છે. વધારાનું પાણી પુસ્તા ઉપરથી વહી જાય છે. પાણીનો આવરો વધી જતાં પુસ્તાના દરવાજા ખુલ્લા મૂકવામાં આવે છે. પુસ્તા આગળથી વહી જતા પાણીનો વેગ એટલો તીવ્ર છે કે અમુક અંતર સુધી મોટા મગરા પણ ફરી શકતા નથી.

આન્ધ્ર પ્રાન્તમાં બેઝવાડા શહેર વેપારનું મુખ્ય મથક છે. મારવાડી વેપારી-

ઓની ઠીક ઠીક વસતિ છે. અહીં કેરીનો પાક પુષ્કળ થાય છે. શહેરની વસતિ આશરે સવાલાખની છે. દક્ષિણ હિંદનાં બીજાં શહેરો કરતાં બેઝવાડામાં ગરમીનું ઉષ્ણુમાન વધુ રહે છે. હિંદના અન્ય પ્રાન્તોનાં શહેરોમાં ઉનાળાની મોસમમાં ગરમી વધુ પડતી હોય છે; જ્યારે અહીં તો સરેરાશ બારે માસ ગરમી જ રહે છે. સિંધ અને બલુચિસ્તાનની સરહદ ઉપરના 'સીબી'માં ઉનાળામાં અતિશય ગરમી પડે છે. ઇ. સ. ૧૯૨૪ના જુલાઇ માસમાં કવેટાની મુસાફરીએ જતાં 'સીબી'ની ગરમીનો અનુભવ મને થયો હતો. સવારે પાંચ વાગે પણ નળની અંદર આવતું પાણી ઠંડું પડવા ન પામે તેવી ત્યાંની ગરમી છે. તેવી જ સ્થિતિ અહીં એપ્રિલમાં અનુભવી. સવારના ૧૦ વાગતાંમાં તો ગરમીથી ત્રાસી જવાતું હતું. સ્ટેશનની રિફ્રેશમેણ્ટ રૂમમાં નાસ્તો કરતાં કરતાં મેં કહ્યું: "એપ્રિલમાં આટલી બધી ગરમી!" એ સાંભળીને અમારી સાથે બેઠેલા એક ભાઇએ કહ્યું: "હાલ તો ગરમી ઓછી છે, જાનેવારી અને ફેબ્રુવારીમાં આવીને જુઓ તો ત્રાસદાયક ગરમી પડતી હોય છે." આ પહેલાં એક વખત હું અહીં થઇ પસાર થએલો, પરંતુ શહેરમાં ઊતરેલો નહિ હોવાથી અહીંના ઉષ્ણુમાન વિષે બરોબર ખ્યાલ નહોતો આવ્યો. 'સીબી'ની જેમ ૧૨૫થી ૧૩૫ સુધી ઉષ્ણુમાન અહીં કેટલીક વખત થઇ જાય છે ત્યારે અહીંના કાયમના રહેવાસીઓ પણ ત્રાસી જાય છે. આટલી ગરમી છતાં અહીંના લોકો સવારે ગરમ જળથી સ્નાન કરે છે, કારણકે અહીં જેટલી ગરમી પડે છે તે બધી ભિનાશવાળી હોય છે અને તેથી જ તે સહન થઇ શકતી નથી. ભિનાશવાળી ગરમીમાં ઠંડા જળનું સેવન અને ઠંડો ખોરાક પેટમાં વાયુ ઉત્પન્ન કરે છે. વાયુ વાળાને પ્રાણવાયુની બહુ જરૂર પડતી હોય છે અને તે ભિનાશવાળી ગરમીમાંથી જોઇએ તેટલી સહેલાઇથી મળી શકતો નથી; જ્યારે મારવાડ, સિંધ અને બલુચિસ્તાનનાં રણની ગરમી આ કરતાં પણ વધુ હોય છે, છતાં તે ગરમી સૂકી અને ખુલ્લી હવાવાળી હોવાથી પ્રાણવાયુની મુશ્કેલી ઓછી નડે છે અને તેથી જ રણમાં વસનાર મનુષ્યો અહીંના લોકો કરતાં બળવાન અને તંદુરસ્ત હોય છે.

**મછલીપટમ:** એમ. એન્ડ એસ. એમ. રેલવેની એક શાખા બેઝવાડાથી મછલીપટમ ગએલી છે. માર્માગોવાથી ઉપડેલી એક ટ્રેન લોંડા જંકશન, હુબલી, ગુંટાકલ અને બેઝવાડા થઇને મછલીપટમ જાય છે; તેવી જ રીતે મછલીપટમ એક ટ્રેન માર્માગોવા જાય છે. પોણાલાખની વસતિવાળું મછલીપટમ જૂના વખતનું પ્રસિદ્ધ બંદર છે. રંગ અને છાપ કામના હુન્નર માટે આજે પણ તે જાણીતું છે. ખાદી ઉપરનું છાપકામ હિંદનાં અન્ય શહેરો કરતાં અહીં

ઉત્તમ પ્રકારનું થાય છે. દરિયાકિનારે આવેલું હોવાથી ગરમીનું ઉષ્ણુમાન બેઝવાડા કરતાં ઓછું છે. મકાનો બેલગામની માફક બેઠાઘાટનાં તથા રસ્તાઓ પહોળા અને ચોકખા છે.

**રાજમંદ્રી:** બેઝવાડાથી વોલ્ટેર તરફ જતાં ચાર કલાકને રસ્તે રાજમંદ્રી આવે છે. ગોદાવરી અને રાજમંદ્રી એ સ્ટેશનોથી શહેરમાં જવાના મુખ્ય માર્ગ છે. પ્રથમ સ્ટેશન ગોદાવરી આવે છે. અહીં ગોદાવરી નદીનો વિશાળ પટ જોવા જેવો છે, જેના ઉપર એકથી દોઢ માઇલનો પૂલ બાંધેલો છે. ઇસ્ટ ઇંડિયન રેલવેમાં ગયા અને મોગલસરાઇની વચ્ચેના 'દેહરી ઑન સોન' (Dehri-on-Sone) સ્ટેશન આગળ સોન નદી ઉપરનો પૂલ (જેની લંબાઇ લગભગ બે માઇલ જેટલી છે) હિંદમાં સૌથી લાંબો છે. બીજે નંબરે ગોદાવરીનો પૂલ છે. રાજમંદ્રી પણ પ્રાચીન શહેર છે. અહીંનાં એક બે મંદિરો પૂર્વકાળની શિલ્પકળાની સાક્ષી પૂરે છે. રાજમંદ્રીથી ૩૦ માઇલ દૂર મોટર બસથી ગોદાવરીની પ્રસિદ્ધ નહેર જોવા જઇ શકાય છે.

**કોકનાડા:** રાજમંદ્રીથી બે કલાકને રસ્તે સામલકોટ જંકશન આવતાં કોકનાડા જવા માટે ગાડી બદલવી પડે છે. સામલકોટથી કોકનાડા ૭ માઇલ દૂર છે. કોકનાડા શહેરમાં જવા માટે 'કોકનાડા ટાઉન' સ્ટેશને ઊતરવું ઠીક પડે. છેલ્લું સ્ટેશન કોકનાડા પોર્ટ છે, જ્યાંથી બંદર નજીક પડે છે. કોકનાડા પણ જૂના વખતનું પ્રસિદ્ધ બંદર છે. શહેરના મુખ્ય રસ્તાને 'રાજવીધી' કહે છે. અહીંનું વિસ્તૃત બજાર તથા તેની વ્યવસ્થિત રચના આપણા પુરાતન વસવાટની યાદ દેવડાવે છે. દુકાનો બહુ ઊંચી નહિ પણ બેઠાઘાટની અને એકસરખી હારમાં બાંધેલી છે. બેલગામ અને મછલીપટમ કરતાં કોકનાડાના રસ્તા વિશાળ અને વ્યવસ્થિત છે. 'રાજવીધી' હમેશાં ધંધાઉદ્યોગથી ભરેલો રહે છે. 'રાજવીધી'ની પૂર્વમાં સમુદ્રના પાણીની એક મોટી નહેર આડી આવેલી છે, જેની અંદર માલ લેઇ જવા લાવવા માટેનાં નાનાં વહાણો ફરે છે. નહેરની પાસે રસ્તાની બાજુમાં એક ટાવર છે. નહેરની પેલી પાર પૂર્વમાં દૂર સુધી શહેર વિસ્તરેલું છે. શહેરથી બંદર બે માઇલ દૂર છે. આમલી અને ચોખાનો મુખ્ય વેપાર છે. અહીં પણ મારવાડી વેપારીઓની બેચાર પેઢીઓ છે. અહીંનાં લીલાં નારિયેળ સીલોનના નારિયેળ જેવાં મીઠાં અને સ્વાદિષ્ટ થાય છે.

હવાપાણી આરોગ્યદાયક છે. સવાર સાંજ ઠંડી હવા રહેતી હોવાથી ગરમી ઓછી માલુમ પડે છે. પાણી પચવામાં હલકું અને શરીરમાં ગરમી રાખવા વાળું છે. કોલેરાનો રોગ આજ પર્યંત કોકનાડામાં થવા પામ્યો નથી એ જ તેની

વિશેષતા છે. સખ્ત કબજીઆત રહેતી હોય તેવાઓ માટે તો કોકનાડા ખરેખર આશીર્વાદ રૂપ છે. શહેરમાં ઊતરવા માટે એક બે ચોલ્ટ્રી છે. જમવા તથા રહેવાની સારી સગવડવાળું 'રામકૃષ્ણ લૉજિંગ અને બોર્ડિંગ હાઉસ' રાજવીધી ઉપર છે.

**વોલ્ટેર અને વિઝાગાપટમ:** કોકનાડાથી સામલકોટ આવીને મદ્રાસ મેલમાં વોલ્ટેર ગયો. વોલ્ટેર સ્ટેશનથી વિઝાગાપટમ બે માઇલ દૂર છે. મોટર બસ હરવખત સ્ટેશન ઉપર હાજર હોય છે. વોલ્ટેરથી બંગાલ નાગપુર રેલ્વે જોડાય છે. એક શાખા વિઝાગાપટમ સુધી ગયેલી હોવાથી ટ્રેનથી પણ વિઝાગાપટમ જઇ શકાય છે. વોલ્ટેર સ્ટેશનથી એક માઇલ ઉપર કેટલાક શ્રીમંતોના બંગલા છે. અહીં વિશેષે કરીને યુરોપિયનોનો વસવાટ છે. આ વસાહત વાળા ભાગને 'અપલેન્ડ' કહે છે. અહીં કેટલાક બંગલા ભાડે મળી શકતા હોવાથી હવાફેર માટે આવનારાઓ થોડો વખત રહીને પોતાનું સ્વાસ્થ્ય સુધારી જાય છે. અપલેન્ડની ત્રણે બાજુએ દરિયો આવેલો છે. દરિયાના પાણીની સપાટીથી અપલેન્ડ બધું એક સરખી ઊંચાઇએ આવેલું હોવાથી ટેબલ લેન્ડની જેમ દીપે છે. હવા ચોકખી અને વિશુદ્ધ છે. પૂર્વ તરફ દરિયા કાંઠે આન્ધ્ર યુનિવર્સીટી છે. અહીંથી સમુદ્રનું દશ્ય બહુ રમણીય લાગે છે.

વોલ્ટેર સ્ટેશનથી વિઝાગાપટમ શહેરમાં જતાં વચ્ચે ટર્નર્સ ચોલ્ટ્રીમાં મુસાફરો ઊતરી શકે છે. ચોલ્ટ્રીની પાસેના રેસ્ટ હાઉસમાં રોજના આઠ આનાના દરથી રહેવાની ઓરડીઓ ભાડે મળી શકે છે. શહેરમાં બજારની અંદર સાર્વજનિક રીડિંગ રૂમની સામે 'શિવશંકર લૉજ'માં માફકસર દરથી રહેવા જમવાની સગવડ સારી છે. શહેરની પૂર્વમાં વિઝાગાપટમ બંદર છે. વિઝાગાપટમ બંદર આગળનો દરિઓ ઊંડો હોવાથી હાલમાં વિસ્તાર સાથેનું મોટું નવું બંદર બંધાઇ રહ્યું છે. બંદર આગળની ઊંડી ખાડી ઓળંગીને સામે પાર સિંહાચલ ટેકરી જોવા જઇ શકાય છે. સિંહાચલ અને તેની આસપાસના લીલા ખડકો સુંદર અને રળિયામણા લાગે છે. બંદરથી થોડેજ દૂર બીચ (દરિયાકિનારો) ઉપર જઇ શકાય છે. ત્રણ માઇલ સુધી બીચ વિસ્તારેલો છે. સ્વચ્છ અને ખુલ્લી હવાવાળા આ બીચની સુંદરતામાં વધારો કરનાર તો નિર્મળ આસમાની રંગનાં ઊછળતાં સમુદ્રનાં મોજાં છે. જ્યાં નિર્મળતા અને સૌંદર્ય બન્ને દશ્યમાન થતાં હોય ત્યાંથી દષ્ટિ ખસેડવાનું દિલ ન થાય એ સ્વાભાવિક છે. એકંદરે વિઝાગાપટમના રેતાળ દરિયાકિનારાનું દશ્ય બહુજ સુંદર છે.

હાથીદાંત, સુખડ, શિંગડાં અને કાચબાની ઢાલની તરેહવાર ચીજો બનાવવાના હુન્નર માટે વિઝાગાપટમ પ્રસિદ્ધ છે. સુખડ અને હાથીદાંત ઉપરનું બારીક

પુષ્કળ આભૂષણો હોય છે અને તે પણ બહુજ કીમતી હોય છે. પાર્થિવ પૂજાના ચુસ્ત અનુયાયીઓ પ્રથમ દક્ષિણ હિંદમાંથીજ ઉત્પન્ન થઈને તેમણે દેશ આખામાં વિષ્ણુ, રામ ને કૃષ્ણની પ્રતિમાઓને વસ્ત્રાલંકાર અને ઘરેણાંથી શણગારીને પ્રભુસેવાના મહિમાનો પ્રચાર કર્યો લાગે છે. તોપણ એટલું તો કહેવું જ પડશે કે ભારતીય શિલ્પકળાના અદ્‌ભૂત નમુના પણ દક્ષિણ હિંદમાંજ છે. દક્ષિણ હિંદનાં મંદિરો જગતપ્રસિદ્ધ છે. મેલાપુરના મંદિરનો પૂરો વિસ્તાર બારીકાઈથી જોનારને ઘણો સમય લાગે તેવું છે. વિષ્ણુ અને નવગ્રહોનાં પેટા મંદિરો એકજ મુખ્ય મંદિરમાં સમાએલાં છે. મેલાપુરનું મંદિર જેટલું ભવ્ય અને વિશાળ છે તેટલુંજ કારીગરીથી ભરપૂર છે.

મદ્રાસને આન્ધ્ર પ્રાન્તનું મુખ્ય શહેર કહી શકાય, પણ વેપારધંધાને લીધે તામીલ, આન્ધ્ર, કર્ણાટક અને મલબાર, એ ચારે પ્રાન્તોની વસતિ ઠીક ઠીક પ્રમાણમાં વસી ગએલી હોવાથી સરહદી શહેર બની રહ્યું છે. મુખ્ય વસતિ તામીલની અને આન્ધ્રની છે. મુંબઈના હોર્નબી રોડની જેમ માઉંટ રોડ વિલાયતી માલની દુકાનોથી ભરપૂર છે. શહેરના સર્વે રસ્તાઓ કરતાં એ ચોકખો અને વિશાળ છે. અહીં કેટલીક હોટેલો છે. સામાન્ય પ્રવાસી માટે મિંટ સ્ટ્રીટ પાસેની ઇન્દ્રભવન હોટેલ, સેણ્ટ્રલ સ્ટેશન પાસેની પોપ્યુલર હોટેલ તથા ચાઇના બજાર ઉપરની મોડર્ન હોટેલ છે. આ સર્વમાં મોડર્ન હોટેલમાં રહેવાની સગવડ ઉત્તમ છે. ચાઇના બજારમાં 'રામકૃષ્ણ લંચ હોમ' છે. ગુજરાતીઓ માટે ગોવિંદ અપ્પા નાયક સ્ટ્રીટમાં, આર્યભવન વિશ્રાન્તિગૃહ સારી સગવડવાળું છે. સેણ્ટ્રલ સ્ટેશનની નજીકમાં રાજા સર સ્વામી મુડલીઆય્યર ચોલ્ટ્રીમાં ત્રણ દિવસ સુધી મુસાફરો રહી શકે છે. વૉલ્ટેકસ રોડ ઉપર પરમાનંદ છોટાભાઈની ગુજરાતી ધર્મશાળા છે.

મદ્રાસ સેણ્ટ્રલ સ્ટેશનથી એમ. એણ્ડ એસ. એમ. રેલવેની એક શાખા બેંગલોર સુધી ગએલી છે. બેંગલોર જતાં વચ્ચે આવતા આર્કોનમ જંકશનથી કાંજીવરમ અને ચીંગલપેટ જવા માટે સાઉથ ઇંડિયન રેલવે જોડાય છે. આર્કોનમથી આગળ કાટપડી અને જલારપેટ જંકશનોથી પણ સાઉથ ઇંડિયન રેલવે જોડાય છે. ઉટાકામંડ જવા માટે મદ્રાસથી ઊપડતી 'બ્લ્યુ માઉંટન એક્સપ્રેસ' તથા બેંગલોર જવા માટે 'બેંગલોર મેલ ટ્રેન' અનુકૂળ છે. મદ્રાસ સેણ્ટ્રલ સ્ટેશનથી પશ્ચિમ તરફ જતી ટ્રામમાં અડધા માઇલ ઉપર સાઉથ ઇંડિયન રેલવેનું 'ઇગ્મોર' સ્ટેશન છે. ત્યાંથી ચિદમ્બરમ, તાંજોર, કુંભકોનમ, ત્રીચીનોપોલી અને મદુરા થઈને રામેશ્વર તથા ધનુષકોડી જઈ શકાય છે.

મુંબઇ અને કલકત્તા હિંદુસ્તાનમાં સૌથી મોટાં શહેરો ગણાય છે. આ બંને શહેરોથી કંઇક નાનું મદ્રાસ છે. પરંતુ તેનાં હવાપાણી બંને કરતાં સારાં છે. ઘોંઘાટ પણ બંને શહેરો કરતાં ઓછો છે. આન્ધ્ર પ્રાન્તનાં પ્રસિદ્ધ તીર્થક્ષેત્રો અને બીજાં સ્થળો પણ જોવા જેવાં છે.

રાજગૃહ (બિહાર) મણિલાલ જ. દ્વિવેદી

---*---

## ખેડા જિલ્લામાં ખેડૂતોના સંગઠનની જરૂર

ખેડા જિલ્લો ગુજરાતનો બગીચો ગણાય છે. એ બગીચાની અંદર ખેડુતો અનેક જાતનાં અનાજ, કપાસ, તમાકુ, ઝરૂ, વરિયાળી, ફળફળાદિ વગેરે પાક પકવતા હતા અને તેથી તેમના હાથમાં પુષ્કળ નાણાં આવતાં. તે વખતે ખેડા જિલ્લાના ખેડૂતોએ પકવેલા પાકને કાચું સોનું ગણવામાં આવતું હતું અને ખેડૂતો સુખી હતા. તેને લીધે જિલ્લાનો વેપાર સારો ચાલવાથી વેપારીઓ, મજૂરો વગેરે ઇતર વર્ગ પણ સુખી હતા. પરંતુ કેટલાંક વર્ષોથી અતિવૃષ્ટિ, દુષ્કાળ, હિમ, માવઠાં, તીડ, કાતરા અને રોઝ વગેરે જંગલી જાનવરોનો ત્રાસ, વગેરે કારણોથી ખેતીનો પાક ઘણો ઓછો થઇ ગયો છે. એટલું જ નહિ પરંતુ સરકારે હુંડીઆમણના ભાવનો ફેરફાર કરી ૧૬ પેન્સને બદલે ૧૮ પેન્સનો રૂપિયાનો ભાવ કર્યો, તેમ અનેક તરેહની ચૂસણનીતિ શરૂ કરી, ત્યારથી ખેડુતોના પાકના ભાવ તદ્દન ઘટી ગયા. આથી ખેડૂતોને ખેતીના ધંધામાંથી ખેતીના ખર્ચ જેટલી પણ આવક આવતી બંધ થઇ અને જિલ્લાના ખેડૂતો તદ્દન પાયમાલ થઇ દેવાદાર થઇ ગયા છે. વળી ખેડૂતોના પાકને હરામખોરો, ચોર, વગેરે ચોરી લેઇ જાય છે, તેમજ લૂંટારૂઓ અને ધાડપાડુઓ તેમની માલમિલકત ઉડાવી લેઇ જાય છે, છતાં સરકાર તરફથી જોઇએ તેવું તેમનું રક્ષણ થઇ શકતું નથી. આવાં અનેક કારણોથી ખેડા જિલ્લાના ખેડૂતોની સ્થિતિ ઘણી કફોડી થઇ ગઇ છે અને કેટલાએ ખેડૂતોને પોતાના કુટુંબનો જીવનનિર્વાહ ચલાવવો મુશ્કેલ થઇ પડ્યો છે. આ દુઃખોના ઉપાયો માટે ખેડૂતોના સંગઠનની જરૂર છે અને એવું સંગઠન કરીને નીચેની બાબતો ધારાસભાઓ, સરકારી અમલદારો, વગેરે આગળ ખેડૂતોના દુઃખોનો પોકાર રજુ કરી શકાયઃ.

૧. ખેતીના પાકના બજાર જેટલા પ્રમાણમાં ઘટ્યા છે તેટલા પ્રમાણમાં મહેસૂલનો ઘટાડો.

૨. ઓછો પાક થવા છતાં મૂર્ખ અને સ્વાર્થી ખેડૂતોના ટેકાથી સરકારી અમલદારો વધારે પાકની આનાવારીઓ કરે છે તે માટે જરૂરી ઉપાય,

૩. સ્થાનિક અને તાલુકાના અમલદારો તરફથી ખેડૂતોને થતી કનડગતનું નિવારણ,

૪. જુજ કિંમતની મિલકતને અગર હક્કો માટે ખેડૂતોને કોર્ટમાં સેંકડોના થતા ખરચનો અને વખતની બરબાદીનો ઉપાય,

૫. ચોર, લુંટારૂ અને ધાડપાડુઓના ત્રાસમાંથી બચવા માટે જરૂરી ઉપાયો,

૬. સરકારે તોલમાપનો કાયદો કરી ૮૦ રતલનો મણ કર્યો, છતાં બજારના વેપારીઓ ૮૦ શેરને બદલે ૮૪, ૮૮, ૯૦, ૯૬ અને ૧૦૮ શેર સુધીના મણને હિસાબે ખેડૂતોનો માલ લે છે. તે માટે જરૂરી ઉપાય,

૭. રોઝ, ભુંડ વગેરે જાનવરોથી ખેતીના પાકને થતા નુકશાનના ઉપાય,

૮. દરેક ગામમાં માણસ અને ઢોરની વસતિ પ્રમાણે કાયદા મુજબ માણસોને વાપરવા અને ઢોરને ચરવા ગોચર જમીનની માગણી,

૯. ખેડૂતોનાં દેવાંનો પ્રશ્ન,

૧૦. શાકભાજી અને દૂધ જેવી ખેડૂતોની પેદાશ માટે રેલવે કંપનીઓમાં સ્પેશિયલ ભાડાની માગણી, અને

૧૧. ખેડૂતોનાં બીજાં અનેક સંકટો વિષે ઉપાય. મહાસભા આખા હિંદના બધા વર્ગના અનેક પ્રશ્નોની લડત સરકાર સાથે ચલાવે છે તેમાં ખેડૂતોના પ્રશ્નો આવી જાય છે. કોઇ કોઇ વખત ખેડા જિલ્લા સમિતિ ખેડા જિલ્લાના ખેડૂતોનાં દુઃખો જાહેર સભા મારફત સરકારી અમલદારો આગળ રજૂ કરે છે. પરંતુ સરકારી અમલદારોને મહાસભાવાદીઓ તરફ સૂગ હોય છે, તેથી ખેડૂતોની ખરી ફરિયાદો મહાસભા તરફથી રજુ થતાં સરકારી અમલદારો બેદરકાર રહે છે. જિલ્લા સમિતિમાં ખેડૂતોની લાગણીવાળા માણસો ગણ્યા-ગાંઠ્યા જ હોવાથી, વળી તેમને પણ મહાસભાનાં બીજાં કાર્યો હોવાથી, ખેડૂતોનાં દુઃખો માટે સતત પ્રયાસ ચાલુ રાખવાની ફુરસદ પણ મળતી નથી. આથી ખેડા જિલ્લા સમિતિ, ખેડૂતોના સંગઠન સિવાય, ખેડૂતોની મુસ્કેલીઓ દૂર કરવા પ્રયત્ન કરી શકે નહિ એ પણ સંભવિત છે, આવા સંજોગોમાં પોતાનાં દુઃખો વ્યક્તિગત રજૂ કરતાં જિલ્લાના સરકારી અમલદારો અગર ધારાસભાના સભાસદો પણ સાંભળતા નથી, એટલે ખેડૂતોની સ્થિતિ 'નહિ વાટનો, નહિ ઘાટનો' એવા ધોબીના કૂતરા જેવી થાય છે. આ સ્થિતિમાં ખેડા જિલ્લાના ખેડૂતોનું સંગઠન કરી 'ખેડા જિલ્લા ખેડૂતમંડળ' નામની સંસ્થા સ્થાપવાની જરૂર છે.

મુંબઇ ઇલાકામાં ઘણા જિલ્લામાં ખેડૂતમંડળો સ્થાપવામાં આવ્યાં છે. અને એવાં ખેડૂતમંડળોના સંગઠનથી સરકારી અમલદારોને બહેરે કાને પણ ખેડૂતોની દાદ સાંભળવી પડી છે. દાહોદ તાલુકામાં દુકાળને લીધે ખેડૂતોની સ્થિતિ કફોડી થએલી, પરંતુ સરકારી અમલદારો દુકાળ કબુલ કરતા નહોતા, તે છેવટે

તેવું કંઇક તો કબુલ કરવું પડ્યું જ છે, એ ખેડૂતોના સંગઠનનું જ પરિણામ છે. ખેડા જિલ્લામાં પણ ચાલુ સાલે કમી વરસાદથી ખેડૂતોની સ્થિતિ ખરાબ છે, પરંતુ સંગઠન સિવાય ખેડા જિલ્લાના ખેડૂતોની દાદ સરકારે સાંભળી નથી. સંગઠન હોત તો ખેડા જિલ્લાના ખેડૂતોનો પોકાર માર્યો જાત નહિ, એટલા માટે ખેડા જિલ્લાના ખેડૂતો આ પ્રશ્નનો વિચાર કરે એવી હું આશા રાખું છું.

ખેડા જિલ્લામાં સને ૧૯૨૩માં રા. મગનભાઇ ચતુરભાઇ પટેલ, બેરીસ્ટર-એટ-લૉ, તરફથી ખેડૂતમંડળ સ્થાપવામાં આવ્યું હતું, તે મંડળ તરફથી કોઇ પણ જાતનું ખેડૂતોના હિતનું સક્રિય કામ કરવામાં આવ્યું નહોતું. ત્યાર બાદ ગયા ડીસેમ્બર માસમાં નડીઆદ સંતરામમાં શ્રી. દાદુભાઇ પુરુષોત્તમદાસ દેસાઇના પ્રમુખપણા નીચે ખેડૂતમંડળ સ્થાપવા સભા ભરવામાં આવી હતી અને તે સભામાં ખેડૂતમંડળનું બંધારણ નક્કી કરવા કમીટી નીમવામાં આવી હતી, તેને ૭ માસ થવા છતાં આજ સુધી તે કમીટી કંઇ પણ કામ કરી શકી નથી અને સાંભળ્યા પ્રમાણે તે કમીટી ને સંબંધમાં કંઇ કરનાર પણ નથી.

આ રીતે ખેડા જિલ્લામાં ખેડૂતમંડળ સ્થાપવા માટે પ્રયાસો થયા છે; પરંતુ તે મંડળની અંદર ખરા ખેડૂતો હોતા નથી, તેમાં તો જમીનદારો, વકીલો અને મૂડીવાદીઓ મુખ્ય હોય છે. એ મૂડીવાદીઓનું તથા જમીનદારોનું હિત અને ખેડૂતોનું હિત એકબીજાની સામે હોય છે, તેથી ખેડૂતમંડળ સ્થાપવામાં સફળતા મળતી નથી.

# મુંબઇ સરકારના નાણાંપ્રધાન શ્રી જમનાદાસ મહેતા

## ખેડૂતોને નિહાલ કરી નાખવાના એમના કોડ

( ભાઇ વેણીભાઇનો ઉપરનો લેખ છપાયા પછી તુરતજ, મુંબઇ સરકારના નાણાંપ્રધાન શ્રી. જમનાદાસ મહેતાએ તા. ૨૭:૫:'૩૭ની સાંજે મુંબઇમાં 'કોમર્સ' ગ્રેજ્યુએટ્સ એસોસિયેશન'ના હોલમાં કરેલું ભાષણ વાંચ્યું. એમાં એમણે દર્શાવેલા કોડ સાચા પાડે તો ભાઇ વેણીભાઇએ ખેડૂતમંડળ સ્થાપવાનું જ ન રહે. પણ સાચી વાત તો એ છે કે એ બધા મિથ્યા કોડ છે ને ખેડૂતોએ તો પોતાના પેટ ઉપર આવી પડેલા સાપં જાતેજ ઉછાળવો પડવાનો છે. —તંત્રી )

મુંબઇ ઇલાકાનાં પ્રધાનમંડળ જેવો વ્યાપક આર્થિક કાર્યક્રમ હિંદના કોઇ પણ રાજકીય પક્ષ તરફથી રજુ કરવામાં નથી આવ્યો, એ હું હિંમતપૂર્વક કહું છું. ઇલાકાના ખેડૂતોને માથે એક અબજનું દેવું છે. સરકારની ૪ કરોડની મહેસુલની આવક છે, ત્યારે ખેડૂતોનાં દેવું કેમ ફીટે? મારા મત પ્રમાણે તો સરકારે ખેડૂતોનું દેવું પોતા ઉપર લેઇ લેવું જોઇએ અને લેણદારો કે શાહુકારોને સરકારી પેપરોમાં તે ભરપાઇ કરી દેવું જોઇએ, જે પેપર લેણદારો જરૂર પડે ત્યારે વેચી શકે. ખડૂતોનું દેવું જો સરકાર પોતાને માથે લેઇ લે તો ૪૦થી ૫૦ વરસમાં ખેડૂતો કરજમુક્ત બની જાય.

ઇલાકાના પ્રધાનમંડળે ઘડેલા આર્થિક કાર્યક્રમનો બની શકે તેટલો બધો વ્યાપક અમલ કરવામાં આવશે અને ખેડૂતોને પહેલી તકે જમીનમહેસુલમાં રાહત આપવામાં આવશે. પૂરા થએલા સને ૧૯૩૬-૩૭ના અને ૧૯૩૭-૩૮ના વરસમાં લગભગ રૂા. ૨૪ લાખની ઇલાકાના ખેડૂતોને રાહત આપવામાં આવશે.

**રીવિઝન સેટલમેણ્ટ:** લગભગ ૬૦ વર્ષ પહેલાં રીવિઝન સેટલમેણ્ટ થયું હતું. તેમાં સમય પ્રમાણે ફેરફારો થતા રહ્યા. રીવિઝન સેટલમેણ્ટ એ રીતનું થવું જોઇએ કે એકનો એક માલિક લાંબાં વરસ સુધી ન રહી શકે. સરકારની હાલની મહેસુલપદ્ધતિ પૂરતો ફેરફાર માગે છે અને એની તપાસ થવાની છે. સ્વ. ગોપાલ કૃષ્ણ ગોખલેએ જમીનમહેસુલ પદ્ધતિ વિષે વર્ષો અગાઉ અભ્યાસપૂર્ણ લેખો લખીને સરકારની મહેસુલનીતિમાં ફેરફાર કરવાની જરૂરિયાત છે એવું જાહેર કર્યું હતું.

**૧૦ રૂપિયાની આવક:** ખેડૂતોની બેહાલ સ્થિતિ છે એ હવે કોઇથી અજાણ્યું નથી. ૧ રૂપિયા ઉપર ખેડૂતને રૂા. ૪ વ્યાજ આપવું પડે છે. મુદ્દલ ભરવા ખેડૂત હમેશ અશક્ત રહે છે. ખેડૂતની એકરદીઠ આવક 'બેંકિંગ તપાસ સમિતિ'એ રૂા. ૭૦ની, તે પછી કોઇએ રૂા. ૫૦ની, ત્યાર બાદ કેટલાકે રૂા.

૪૦ની અને હાલમાં રૂા. ૧૫ની ગણવામાં આવે છે. મારે હિસાબે તો રૂા. ૧૦ની છે. આ સ્થિતિ કેટલી બધી નિરાશાજનક છે! ખેડૂતનું આખું કુટુંબ ખેતીમાં રચ્યુંપચ્યું રહે, છતાં એને ખાવા પણ ન મળે! એટલે પહેલી તકે તો અમે મહેસુલમાં રાહત આપવાની સૂચના કરી છે. ઇલાકાના તાલુકાનો પોણો ભાગ આ રાહતમાં આવી જશે.

**આર્થિક મંદીની અસર:** લડાઇનાં વર્ષોમાં વસ્તુઓના ભાવો એકદમ ઊંચા ગયા હતા એટલે મહેસુલના ટકા પણ એના પ્રમાણમાં વધ્યા હતા. પણ આજે તો છેલ્લાં સાત વર્ષથી આર્થિક મંદી આવી છે એટલે વસ્તુના ભાવો ઓછા થયા છે. ખેડૂતને તેના ઉત્પન્નમાંથી કંઇ મળતું નથી. ખેતી તો અનિશ્ચિત ફળ આપનારી છે. એ કોઇ મશીનરી નથી કે આટલા કલાક કામ કરવાથી અમુક સંખ્યામાં કે જથામાં માલ તૈયાર થઇ જશે! ખેડૂતને તો અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, હિમ, જીવડાં અને ઢોરનો ત્રાસ નડતો રહે. એના પાકમાંથી એને ભાગે ઘણું ઓછું આવે, અને આ વર્ષોમાં તો અનાવૃષ્ટિએ ખેડૂતો ઉપર કેર વર્તાવ્યો છે એટલે ખેડૂતો દેવામાં ડૂબતા ગયા છે. એમને માટે અમારો કાર્યક્રમ છે.

**પડતર જમીનનો ઉપયોગ:** ઇલાકામાં ૪ કરોડ અને ૪ લાખ એકર જમીન છે, તેમાં ૩ કરોડ અને ૨૦ લાખ એકર જમીનમાં જ વાવણી થાય છે, ૧ કરોડ અને ૮૪ લાખ એકર જમીન પડતર રહે છે.[૧] આ જમીનમાંથી સારો પાક એકદમ ઉત્પન્ન ન થાય એ માટે ગરીબ મજુરોને એ જમીન વાવવા માટે આપવાની અમારી સૂચના છે. જોકે તેમાંની કેટલીક જમીન થોડો થોડો સારો પાક આપે એવી પણ હશે. જમીન પડતર રહેવાનું કારણ એ છે કે મોટાં શહેરોમાં ખેડૂતો મજૂરી કરવા આવી લાગ્યા છે, પણ હવે તેમને એ જમીન મહેસુલ માફ કરીને વાવવા માટે આપવામાં આવશે તો લગભગ ઇલાકાના ખેડૂતોનાં બે લાખ નિરાધાર કુટુંબોને કાયમને માટે કામ મળશે. અને જો એમ ન થાય તો એ પડતર જમીન કોઇ લેવાનું નથી એ ચોક્કસ છે એવી અમારી આ પ્રયાસોની સૂચના છે. મહેસુલ સંબંધીનો કાયદો કરવા પણ અમારી ભલામણ છે. એ વિના મહેસુલપદ્ધતિ ચોક્કસ પાયા ઉપર રચી ન શકાય.

આપણા ઇલાકામાં રૈયતવારી જમીનપદ્ધતિ છે. જો કે સરદારો, ઇનામ-

*―――――

૧. હિસાબમાં ક્યાંક ૧ કરોડની ભૂલ છે. —તંત્રી

દારો વગેરે વચગાળાના માણસો છે. આ જમીનદારો ખેડૂતોને પૂરતું મહેનતાણું યે આપતા નથી. આ સંબંધમાં સરકારે તપાસ ચલાવવાની પણ દરખાસ્ત કરી છે.

હિંદના ખેડૂતને ૪૦૦ ટકા વ્યાજ ભરવું પડે છે, એ ત્રાસદાયક સ્થિતિનો નાશ સરકાર તેમનું દેવું પોતાની માથે લે અને અને તેના બદલામાં લેણદારોને તે પેપરોમાં ભરપાઇ કરી આપે. ખેડૂતો પાસે થએલા લેણાનો સરકારે વ્યાજનો દર, બેંકનો ૩ ટકા હોય તો તેનો, ૪ ટકાથી વધારે ન રાખવો જોઇએ.

**સહકારી સોસાયટીઓ:** સહકારી મંડળીઓ અને લેન્ડ મોર્ટગેજ બેંકોની નીતિ જરા પણ પ્રશંસનીય નથી. સહકારી બેંકો બેંકોના નામ નીચે લોહી-ચૂસક શાહુકારો જ છે. પેલો એક શાહુકાર એક ખેડૂતને ચૂસી લે છે, જ્યારે સહકારી બેંકો તો સંખ્યાબંધ ખેડૂતોને દેવામાં નિરંતર ડુબાવે છે. કોઇ લેન્ડ મોર્ટગેજ બેંક ૧૦૦ કરોડનું દેવું નહિ આપી શકે અને બધી બેંકોની સરકાર બાંહેધરી પણ ન આપી શકે. થોડી બેંકોને અપાએલી છે તે બેંકોથી કાંઇ દિવસ ન વળે. દેવાં સંબંધમાં સરકાર નજીકના વખતમાં કાંઇક જરૂર કરશે.

હિંદના કિસાનોની સલામતી સરકાર તરફથી મળતી નથી. પશ્ચિમમાં તો મજૂરનો બાળક જન્મે તે મરે ત્યાં સુધી તેની આર્થિક જવાબદારીઓ સરકાર સંભાળે છે. એને તો કામના કલાકો પ્રમાણે મજૂરી કરવી રહી. મજૂરોની સ્થિતિની તપાસ કરીને હેવાલ તૈયાર કરવા અને માર્ગદર્શક કરવા માટે જીનિવાથી નિષ્ણાતોને બોલાવવાની અમે દરખાસ્ત મૂકી છે. જીનિવાના પ્રજાસંઘની આન્તરરાષ્ટ્રીય મજુરપરિષદના કાર્યવાહકો ખરેખર સુંદર કાર્ય કરે છે.

**૫૦ લાખ પાણી માટે:** સવા કરોડના ખર્ચના અમારા અંદાજમાંથી ૫૦ લાખ તો લોકોને પાણી પૂરૂં પાડવામાં ખર્ચાશે. એમાં દર વર્ષે ૫ લાખનો ઉમેરો થતો રહેશે. લોકોને વરસાદ ન આવવાથી પાણીનો અનહદ ત્રાસ વેઠવો પડે છે અને ઉનાળામાં તો પાણીના પોકારો પડે છે, તે પ્રાથમિક અને સંજીવની જરૂરિયાતને પહોંચી વળવાની અમારી પહેલી નેમ છે.

મહેસુલનીતિમાં ફેરફાર, મહેસુલી તાત્કાળિક રાહત, પાણીની તંગીનો નાશ, વગેરે આર્થિક કાર્યક્રમનો સંતોષકારક અમલ કરતાં વખત લાગે, પણ બની શકે તેટલી ઉતાવળે એનો અમલ કરવાની અમારી ઇચ્છા છે.

('મુંબઇ સમાચાર,' તા. ૨૯:૫:૧૯૩૭)

—*—

# કુળવાન કોણ?

કોણ જાણે કયે ઉપકારે આપણી પાટીદાર નાતિમાં સમાજે કેટલાકને કુળવાનનો ઇલ્કાબ આપ્યો છે. બાપદાદાઓએ મરણક્રિયાના તેમજ લગ્નના પ્રસંગોએ જમણો જમાડી વાહવાહ કહેવડાવેલી હોય તેનું અભિમાન આજના કુળવાનો લેઇ પોતાને કુળવાન માને મનાવે છે. કેવળ એવાંજ કારણોએ કુળવાન થવું તે તો અજ્ઞાનતાજ કહેવાય. 'આપ મુઆ વિના સ્વર્ગે ન જવાય,' એ કહેવત વિરૂદ્ધ બાપદાદાઓની આબરૂ ઉપરજ મદાર બાંધી પોતાને કુળવાન માનવો તે અજ્ઞાનતા નહિ તો બીજું શું? 'અમે તો ફલાણાના કુટુંબના, અમારાથી ફલાણા કુટુંબની કન્યા ન લેવાય. ત્રણ હજાર પરઠણના આપે, માટલીમાં પાંચસો એકાવન મૂકી ઉપર પાંચ તોલા સોનાનો અછોડો બાંધે, લગ્નવિધિ વખતે મંગળે મંગળે વરને જણસ આપે અને કન્યાને બે ત્રણ હજારની જણસો કરાવે તેનીજ કન્યા અમારાથી લેવાય.' આવો ફાંકો રાખવો તે તો આજના કુળવાનોનો મુદ્રાલેખ થઇ પડ્યો છે. ઘણાંય વર્ષોથી કરકસર કરી એકઠો કરી રાખેલો પૈસો, પોતાની પુત્રી કુળવાનને ત્યાં સુખી થશે એમ માની, કુળવાનને ત્યાં પરણાવવામાં પોતાને કુળહીન માનતા લોક ખર્ચે છે.

બિચારી ગાયસમી પુત્રી સુખનાં સ્વપ્નાં સેવતી વહૂપદને પામે છે. પરંતુ કુળવાનની રાજનીતિ તેને વહૂપદને પામવા નહિ દેતાં એક હલકટ નોકરડીની પદવી આપે છે. આખો દિવસ કામ કરી ઘરનાં દરેકના જમ્યા પછીથી વધેલું જમી દરેકનો એંઠવાડો તેણેજ સાફ કરવાનો હોય છે. સાસરે આવતાંજ કુળવાન સાસુનણંદની નીચ વાણીથી શણગારેલાં મહેણાં સાંભળી વહૂ ખૂણે બેસી આંસુ સારી નિરાશામાં પોતાનાં માતાપિતાને શાપ દે છે. તેને પરણતાં જેટલો હર્ષ થાય છે તેથી વધારે દુઃખ તે વખતે થાય છે. શારીરિક તેમજ માનસિક દુઃખોથી તે નિરાધાર બાળા કુળવાનશાહીની ઘંટીમાં દળાય છે. લાજ કાઢી શ્વાસોચ્છ્વાસમાં સ્વચ્છ હવા મેળવી શકતી નથી. બહાર ફરવાની મનાઇ હોવાથી પુસ્તકાલયમાંથી તેમજ સારા પુરુષો પાસેથી સારા વિચારો ગ્રહણ કરી શકતી નથી. આવી રીતે આશાવાન બાળાની બધી આશાઓને કુળવાનશાહી રાજનીતિ છૂંદી નાખે છે.

આખરે કુળવાનને ત્યાં પોતાની પુત્રી પરણાવનાર પણ પસ્તાય છે અને પાછળથી પુત્રીઓનો નાશ કરવા માંડે છે. પણ કુળવાનનો મોહ છોડી દેઇ ને જેટલો પૈસો કુળવાનને ત્યાં પોતાની પુત્રી પરણાવવામાં ખર્ચે છે તેથી ક્યાંય ઓછો તેમને વિદ્યા આપવામા ખર્ચે તો તેમને પસ્તાવાનો વખત ન

આવે. માટે વિદ્યામાં પૈસો ખર્ચી પોતાની પુત્રીને ઇચ્છિત વર શોધવાની શક્તિ અપાવે તો તે પુત્રીઓ અને પોતે પણ સુખી થાય. કન્યાઓ ઇચ્છિત વર શોધી આદર્શ લગ્ન કરી સત્યનીતિથી પોતાનો જીવનપ્રવાહ આગળ ચલાવી દંપતીજીવન જીવી બતાવી સમાજની આંખ ઉઘાડી સાચા કુળવાનનું દૃશ્ય સમાજને બતાવે. નેવાં લગ્ન કરનાર થોડાં સાચાં ઉદ્ધારક માણસો આપણા સમાજનાં યુવકયુવતીઓનાં કંકાસમય જીવનને ફેરવી સાચા દંપતીજીવનને માર્ગે દોરશે.

પણ સમાજમાં ભ્રષ્ટના વર્તાવનાર અનેક અંશે કુળવાન છે. જન્મવું, પરણવું, પ્રજા થતાં બાળપણથી પરણાવી પોતાનાં પુત્રપુત્રીનાં કંકાસમય જીવન જોઇ પોતે આબરૂદાર મનાવું તેજ આજના કુળવાનોનું જીવન. પોતાનાજ ભાઇઓને કુળહીન ગાનનાર એવા કુળવાનો (!) અત્યંજોને ભાઇ માને તે તો અસંભવિત જ છે. તેમ જ કુળવાનો કુળહીનનું હિત ઇચ્છે તે પણ અસંભવિત જ છે. પોતાના ભાઇનું જ કલ્યાણ નહિ ઇચ્છનાર હિન્દનું કલ્યાણ તો ક્યાંથી જ ઇચ્છશે? જ્યાં સુધી આપણા સમાજમાં આવું ધતિંગ ચાલશે ત્યાં સુધી આપણી ઉન્નતિ ક્યાંથી થશે? ઇચ્છિત લગ્ન કરી સત્યનીતિથી પોતાનો જીવનપ્રવાહ ચલાવી ખરેખરૂં દંપતીજીવન જીવી બતાવે તેજ ખરો કુળવાન, તેજ સમાજનો સાચો ઉદ્ધારક અને હજારો યુવકયુવતીનાં જીવન છૂંદાતાં બચાવનાર તારણહાર!

પલાણા મોહનભાઇ ગિરધરભાઇ પટેલ

---*---

## દશકોશી

આ જમાનામાં કોઇ પાટીદાર બંધુ એવા તો નહિજ હોય, જે ઉપરના ચાર અક્ષરના નામથી અજાણ્યો હોય. ધરડાઓના વખતમાં દશકોશીની જે ખ્યાતિ હતી તે બધી ધૂળ મળી ગઇ છે. ચરોતર સાથે સરખામણી કરતાં કેળવણીમાં તે ઘણો પાછળ છે. દશકોશીમાં જમીનનો તોટો નહિ હોવાથી અહીંના પાટીદારો તેની પાછળ મંડયા તો ખરા, પણ તેમાં ફાવી શકયા નહિ. વરસ વરસને ખાતું આવ્યું. ડાંગર ઉપર તેમનું ઘણું જોર હોવા છતાં કુદરત તદ્દન અવળી પડી. ખેતીકારોને ખેતીમાં અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, હિમ, તીડ, કાતરા, ઉંદર, ગેરૂ, વગેરે વિઘ્નો આવી પડે છે. સાધન હોય તો વિઘ્નોના થોડા ઘણા રસ્તા નીકળે; પણ છાણનો કીડો છાણમાંજ મરે, તેમ તેમણે જમીનને છોડી નહિ ને જમીને તેમને છોડયા નહિ. ચરોતરના ભાઇઓ ભાગલામાં

આવેલી વીઘા બે વિઘા જમીન ઉપર આધાર ન રાખનાં આફ્રિકા જેવાં બારાં શોધી સુખી થયા.

દશકોશીવાળા 'મીયાં પડ્યા પણ તંગડી ઊંચી' એ કહેવત પ્રમાણે દેવાં કરી કોઇ કોઇ ગામોમાં બારમાં કરીને હજી ખરાબ થાય છે. સેંકડે ૮૦ ટકા બંધ થયાં છે તેમાં ૫–૭ સુધારાને અંગે, પણ ૭૦ તો તેઓ પૈસેટકે આવી રહ્યા તે કારણે થતાં નથી. જો કુદરત તેમના લાભમાં હોત તો છોડતજ નહિ. ટૂંકમાં ખરાબ વર્ષોથી પાક થતા નથી ને તેથી તેમને કોઇ ધીરતું નથી, તેથી મોટા વરા અટકી પડ્યા છે.

તેમના પંચની વાતો લખીએ તો પાનાનાં પાનાં ભરાય. કોઇ ગામ એવું નથી, જેમાં ૨–૩ તડ ન હોય. પંચમાં પણ ૩ મોટા ફાંટા પડી ગયા છે. આથી લાગ આવ્યે ચાલાક લોક એકમાંથી બીજામાં જતા રહે છે. ઘણે દહાડે પંદરેક દિવસ ઉપર બે પંચ ભેગાં મળ્યાં છે, જેમને ફેંસલા કરતાં ફક્ત ૧૭ દિવસ ચાલ્યા ગયા હતા! સેંકડે ૮૦ ટકાને લાભ નથી, છતાં કુંડાળામાં ગોથાં ખાયા કરે છે, તેમને સહેજે કન્યાઓ ઉતારવાનું ઠેકાણું મળે છે. બાહોશ લોક કુંડાળાનો લાભ લેઇ કન્યાઓ ખેંચે છે, પણ ૮૦ ટકા વાળાના છોકરાઓ માટે તો ફરતાં નાનાં ગામડાંમાંથી કન્યાઓ મેળવવી પડે છે. આટલું છતાં 'હું ખરો જ કે પંચમાં છું એમ કહેવરાવું,' એવી વૃત્તિ અનેકની છે.

ભાત, બારેજા, નવાગામ, અસલાલી, વહેલાલ, કણભા, દેહગામ ને મહીજ જોડે સરખાવતાં ઊંવારસદ સુખી છે. તેમને ગોળની કન્યા મળે છે, છતાં ચરોતરમાં જનાર પાસેથી દંડ ઓકાવ્યા છે.

પાટીદારની આખી જ્ઞાતિમાં પહેલું માસિક પત્ર 'લેઉઆ વિજય' કાઢનાર અસલાલિ-નિવાસી ભુલાભાઇ પ્રાગજીભાઇએ પંચનું બંધારણ સુધારવા ઘણી મહેનત કરી, પણ તે પાણીમાં ગયાથી તેમને પંચનો અભાવ થાય તે દેખીતું છે. તેમણે પોતાની દીકરી સુખી ક્યાં થશે એ વિચારી એક ત્રીજોજ રસ્તો પકડ્યો છે ને તે એ કે તેમણે મહુધાના અમીન બાબલાલભાઇ ઘેલાભાઇ (મુંબઇના સોલીસીટર, ઓનરરી મેજિસ્ટ્રેટ, જે. પી., ઇ.) સાથે તા. ૧૨:૫:'૩૭ને રોજ તેનું લગ્ન કર્યું છે. બેન પદ્માબેન મેટ્રીક છે, તેથી આ જુગલ જોડું બન્યું છે. આમની પાસે પંચ ગુનાના રૂપિયા બે હજાર માગે, પણ ભુલાભાઇની મરજી આપવાની હોય તેમ લાગતું નથી. આગળ થાય તે ખરું. દશકોશીના પાટીદારો કુંડાળામાં ન પડી રહેતાં છોકરાં સુખી થાય તેવી જગ્યાએ પરણાવવાનું રાખે તો સારું, એટલે કે ઠીક લાગે ત્યાં આપે ને ઠીક લાગે ત્યાંથી લાવે.

સોલીસીટર ભાઈલાલ છ. અમીન એક લેખે સુધારક ગણીએ તો ગણાય, પણ જૂના રિવાજના તેમના પિતા ઘેલાભાઈ, ભુલાભાઇ કનેથી ચરોતરના રિવાજ મુજબ કાંઇ દાપું લીધા વગર રહ્યા નથી. આ અફસોસની વાત કહીએ તો ચાલે, કારણકે દીકરા તો "મારા બાપ જાણે, આટલી ઉમરે તેમને નારાજ થવું પડે તે ઠીક નહિ" કહી કાને હાથ દેતા. સુધારક તરીકે તેમનો વિચાર સામૈયું કસુંબો કરવાનો નહોતો, પણ કસુંબો તો કરવોજ પડ્યો હતો.

**અસલાલી,** તા. ૧૫:૫:'૩૭ રણછોડભાઇ બકોરભાઇ પટેલ

---

# બાળલગ્નો અટકાવવા ઇચ્છનારને સૂચના

**હાલમાં** લગ્નગાળો ચાલે છે, તેથી ઘણાં લગ્નો થાય છે; તેમાં ઘણાં બાળલગ્નો પણ થાય છે, તે પૈકી કેટલાંક બાળલગ્નો સંબંધે પોસ્ટમાં દરરોજ નનામા પત્રો મારા ઉપર આવે છે. તે પત્રોમાં બાળલગ્ન કરનાર, કરાવનાર અને મદદ કરનાર સાથે ફરીઆદ કરવા જેટલી હકીકત આવતી નથી, તેવા પત્રો નકામા હોવાથી નાખી દેવામાં આવે છે. બાળલગ્નોની ફરીઆદો કરવામાં પૂરતી હકીકત ન હોય તો ફરીઆદ થઇ શકે નહિ. નનામા કાગળ આવવાથી જોઇતી હકીકત મેળવવાની મુશ્કેલી પડે છે, તેથી તેવા કાગળો લખનાર ભાઇઓએ મારી માહિતી માટે પોતાનું નામઠામ પૂરેપૂરું આપવું. તે નામઠામ કોઇ પણ સંજોગોમાં કોઇને જણાવવામાં આવશે નહિ.

બાળલગ્નોની ફરીઆદ કરવામાં નીચેની હકીકત જોઇએ:

(૧) વરનું નામ તથા જન્મતારીખ, અને જન્મમરણના રજિસ્ટરનું તે બાબતનું સર્ટીફીકેટ.

(૨) કન્યાનું નામ તથા જન્મતારીખ, અને જન્મમરણના રજિસ્ટરનું તે બાબતનું સર્ટીફીકેટ.

(૩) વરના બાપનું આખું નામ, આશરે ઉમર અને ગામ.

(૪) વરની માનું નામ અને આશરે ઉમર.

(૫) કન્યાના બાપનું આખું નામ, આશરે ઉમર અને ગામ.

(૬) કન્યાની માનું નામ અને આશરે ઉમર.

(૭) કન્યા પધરાવનાર તેના મામા, અગર બીજા જે હોય તેનું નામ ગામ અને ઉમર.

(૮) લગ્ન કરાવનાર ગોરનું નામ, ઉમર અને ગામ.

(૯) લગ્નની તારીખ અને ગામ.

(૧૦) લગ્નમાં કોણે કન્યાદાન આપ્યું અને કોણે કોણે ભાગ લીધો તે જાતે જોનાર સાચો અને નિડર સાક્ષી હોય તેનું નામ અને ગામ.

(૧૧) લગ્નની કંકોતરી ગમે તે એક પક્ષની.

ઉપરની હકીકત સ્થાનિક યુવકો અગર બાળલગ્ન અટકાવવા ઇચ્છા રાખનાર શખસોએ મોકલી આપવી જોઇએ. એવી હકીકત વિના નનામા પત્ર લખે, તેથી ફરીઆદ થઇ શકે નહિ. બાળલગ્ન અટકાવવાની ઇચ્છા રાખનારે તો નિડર બની પોતાના નામ સાથે ઉપર જણાવેલી સવિસ્તર હકીકત મોકલવી જોઇએ અને કેસ પુરવાર કરવા જોઇતી મદદ આપવી જોઇએ.

નરસંડા, તા. ૧ : ૬ : '૩૭ — વેણીભાઇ પ્રભુદાસ પટેલ, મંત્રી, ગુજરાત પાટીદાર મંડળ.

---

## જાણવાજોગ

### ૬. લસણ

બ્લડપ્રેશર નામ નવું છે. પણ એના ઉપાય તરીકે હમણાં બહાર આવેલું લસણ જૂના કાળથી આ દેશના ખોરાકમાં વપરાય છે. પણ એ વસ્તુ આ દેશમાં બહારથી આવેલ છે એમ લાગે છે. "લસણ, ગાજર, ડુંગળી, મીંદડાની બળી અને અપવિત્ર જમીનમાં ઊગેલી વસ્તુઓને મનુએ દ્વિજાતિ માટે અભક્ષ્ય કહી છે" (મનુ અ. ૫, શ્લો. ૫). અને બ્રાહ્મણોના મોટા ભાગમાં તથા ચુસ્ત વૈષ્ણવોમાં મનુસ્મૃતિનો આ આદેશ હજી પળાય છે. પણ બાકીના લોકોના ખોરાકમાં લસણડુંગળીને મોટું સ્થાન છે અને આયુર્વેદના ગ્રંથોએ આ વસ્તુની આભડછેટ સ્વીકારીજ નથી. દ્વિજો લસણ નથી ખાતા તેનું જે કારણ વૃદ્ધ વાગ્ભટમાં તથા નાવનીતકમાં આપ્યું છે તે આ વસ્તુઓનું પરદેશી મૂળ સૂચવે છે. લસણની ઉત્પત્તિ માટે ઉપર કહેલા બેય ગ્રંથોમાં નીચેની પૌરાણિક દંતકથા આપી છે: "અમૃતમંથનને પ્રસંગે જ્યારે વિષ્ણુએ ચક્રથી રાહુનું માથું કાપી નાખ્યું ત્યારે એના ગળામાંથી જે અમૃતબિંદુઓ જમીન ઉપર પડ્યાં તે લસણ રૂપ થયાં" (વૃદ્ધ વાગ્ભટ ઉ. અ. ૪૯ અને નાવનીતક શ્લો. ૧૦-૧૧).

* * *

હાલમાં પણ આપણા દેશમાં એના આ ગુણો લોકપ્રસિદ્ધ છે. સંધિવા વગેરે વાત રોગો ઉપર લોકો લસણનો ઉપયોગ કરે છે. શરદી લાગી હોય

ત્યારે પણ ખવરાવે છે. દમના કેટલાક દરદીઓને લસણના ઉપયોગથી ફાયદો થયાનું ઘણા વખતથી સાંભળીએ છીએ. અલબત્ત, દમની ઘણીખરી દવાઓની પેઠે આનો પણ ફાયદો અલ્પકાલિક હોવાના દાખલા મને મળ્યા છે. જોકે હાલમાં ગુજરાતના એક સુપ્રસિદ્ધ વિચારક પોતાના જૂના અને વારંવાર બહુ હેરાન કરતા દમ માટે લસણની એકએક કળી ખાય છે અને એથી એમને ફાયદો છે, એમ ખબર સાંભળ્યા છે. હાલમાં બ્લડપ્રેશર ઉપર લસણ ગુણકારી હોવાની વાત બહાર આવી છે. આ બ્લડપ્રેશરનો આબાદ પર્યાય તો આયુર્વેદિક સાહિત્યમાં મળતો નથી. પ્રાચીન અને અર્વાચીન વૈદ્યકની રોગવર્ગીકરણ પદ્ધતિ જ ભિન્ન હોવાથી આવા રોગનામોના પર્યાય ન મળે એમાં આશ્ચર્ય નથી. પણ બ્લડપ્રેશર વધી જવાથી ઘણી વાર ઉન્માદ (ગાંડપણ) થઇ જાય છે. અને વૃદ્ધ વાગ્ભટમાં ઉન્માદના યોગોમાં એક લશુનઘૃત પણ છે. વળી હાલમાં જ મળી આવેલા વૃદ્ધ જીવકતંત્ર નામના ગ્રંથમાં પણ લસણને ઉન્માદહર કહ્યું છે.

આટલી જૂની માહિતી. હવે બ્લડપ્રેશરનું દરદ હાલમાં ઘણું સામાન્ય થવાથી એના ઉપાયો પણ શોધાય એ સ્વાભાવિક છે. સર્પગંધાની શોધ હમણાં જ બહાર પડી છે, અને એ વસ્તુ પુષ્કળ વપરાવા પણ માંડી છે. પછી મહાત્મા ગાંધીજી હાલમાં લસણ ખાય છે, એમ મારા મિત્ર 'પ્રસ્થાન'ના તંત્રી ભાઇશ્રી રામનારાયણ પાઠક પાસેથી સાંભળ્યું, એટલું જ નહિ પણ એમણે પોતે પણ એનો ઉપયોગ કરવા માંડ્યો એ જોયું, એટલે લસણ વિષે જિજ્ઞાસા ઉદ્દીપિત થતાં શ્રી. પાઠકની જ સલાહથી શ્રી. મહાદેવ હરિભાઇ દેસાઇને પુછાવ્યું, અને એમણે જવાબમાં લખ્યું કે બ્લડપ્રેશર ઉપરના એક જાણીના પુસ્તકમાં લખ્યું છે કે લસણના પ્રયોગથી અનેક વાર પ્રેશર ૩૦–૪૦ સુધી ઉતર્યું છે. ડાક્ટર અનસારી સાહેબની આ વિષે ખાસ ભલામણ હતી. અને અમારી ઉપર એક સ્વીડનની બાઇ નામે આડારેઝન મીન હમેશાં કાગળ લખે છે તે તો લસણને દરેક બ્લડપ્રેશરના વ્યાધિમાં અને દરેક આંતરડાના દોષમાં અકસીર ગણે છે. એનામાં Toxinsને બહાર લાવવાની અજબ શક્તિ છે. ગાંધીજી રોજ અઢી તોલા સુધી લસણ કાચું વાટીને ખાય છે. બ્લડપ્રેશર હતું ત્યારે તો ખાતા હતા જ, પણ હજી ખાવાનું ચાલુ જ છે. એમનું બ્લડપ્રેશર હાલ તદ્દન નોર્મલ છે.

* * *

હવે હાઇબ્લડપ્રેશર સામાન્ય અવલોકનમાંથી આંતરડાના સડા સાથે જેને નજીકનો સંબંધ છે એવી કેટલીક હકીકતો મારા જાણવામાં આવી છે. સારા પ્રવાસીઓ અને સારા વાંચનારાઓ જાણે છે કે હાઇબ્લડપ્રેશર ઓછું કરવા

માટે એક જૂનો અને જાણીનો ઉપાય લસણ છે. યુરોપખંડના લગભગ બધા દેશોમાં લોકોની ઘરગથ્થુ દવા ( Folk Remedy ) અને લોકપ્રિય દવાઓમાં લસણ જૂનામાં જૂની વસ્તુ છે. અને દવા તરીકે એનો ઉપયોગ પ્રાચીન રોમ સુધીજ નહિ પણ પ્રાચીન ભારત પર્યંત પહોંચે છે.

પણ સાચું પુછાવો તો આ લેખકને લસણ તરફ ખોરાક કે દવા તરીકે અંગ્રેજને સહજ એક જાતની સૂગ હતી. પણ જ્યારે હકીકત સામી આવીને ઊભી રહે ત્યારે મનના પૂર્વગ્રહો છોડી દેવાની તૈયારી હોવી એજ વૈજ્ઞાનિક વૃત્તિની કસોટી છે, અને ઉગ્ર ગંધ પેઠેજ લસણના પક્ષમાં હકીકત પણ ઘણી છે. જેમ એ એય કોડલીવરઑઇલમાં પણ છે. લસણને વનસ્પતિજન્ય કોડલીવર-ઑઇલ કહેવામાં આવે તો જરાય ખોટું નહિ.

* * *

હવે લસણ જેમ બ્લડપ્રેશરનો ઉપાય મનાય છે તેમજ આંતરડાના સડાનો પણ ઉપાય મનાય છે.

* * *

વિશેષ ખૂબી તો એ છે કે આંતરડાનો સડો અટકાવીનેજ પણ નાની રક્તવાહિનીઓ અને કેશવાહિનીઓ( capillaries )ને વિસ્તૃત કરીને બ્લડ-પ્રેશર ઓછું કરવાની લસણમાં શક્તિ છે. અને આ શક્તિનો પુરાવો એ છે કે ચામડી વાટે લસણની રસક્રિયાનું લોહીમાં ઇન્જેક્શન આપવાથી બ્લડપ્રેશર ઓછું થયાના માણસોમાંજ નહિ પણ પ્રાણીઓમાં પણ પુરાવા મળ્યા છે.

આયુર્વેદ વિજ્ઞાનમાંથી **દુર્ગાશંકર કે. શાસ્ત્રી**

'પ્રસ્થાન,' ફાગણ, ૧૯૯૩

## ૧૦. હળદર

અમદાવાદ વાળા ડૉ. તલવલકર, જેઓ હમણાં વિલાયતમાં છે, તેઓ ત્યાંથી લખે છે:

"મહાત્માજીએ લોહીનું દબાણ ઘટાડવાને લસણનો ઉપયોગ કરેલો તે વિષેના 'હરિજન'માંના તમારા લેખની કાપલી તમે મારે ઘરને સરનામે મોકલી તેને સારૂ હું તમારો બહુ આભારી છું. લસણના ઔષધિ તરીકેના ઉપયોગનો જેમ જેમ વધારે અભ્યાસ કરૂં છું તેમ તેમ મારી વધારે ને વધારે ખાતરી થતી જાય છે કે લસણ એ એક સચોટ-ઇલાજ છે. આયુર્વેદમાં લસણને ગરીબની કસ્તૂરી કહ્યું છે, ને અનેક રોગોના ઇલાજ તરીકે એની પ્રશંસા કરી છે. આપણા દેશમાં મળતી ઘણી ચીજો દવા તરીકે ઘણા કામમાં

આવે એના હોય છે, પણ સગવડોને અભાવે હિંદી વૈદ ડાકટરો એ દવાઓને એના યોગ્ય ભૂમિકા પર મૂકી શકતા નથી. એનો એક દાખલો આપું. અહીં વિલાયતમાં 'લેન્સેટ' નામનું વૈદકનું એક છાપું નીકળે છે તેમાં હળદરના અદ્ભુત ગુણો વિષે એક યુરોપિયન સંશોધકનો એક લેખ છપાયો હતો. ચાર જ મહિના પહેલાં મેં અહીંના એક આહારશાસ્ત્રના સંશોધકને હળદરનો એક નમૂનો આપેલો, ને પૂછેલું કે આયુર્વેદમાં હળદરનો યકૃતને (કલેજાને) ઉત્તેજિત કરવાનો ગુણ પ્રસિદ્ધ છે તે ઉપરાંત એમાં કંઇ ગુણ છે કે નહીં! મને આશ્ચર્ય એ થયું કે આ બહુશ્રુત વૈજ્ઞાનિકે હળદર કદી જોઇ નહોતી કે એને વિષે સાંભળ્યું નહોતું. 'લેન્સેટ'માંના લેખના લેખકે એ 'શોધ' કરી છે કે યકૃતને ઉત્તેજિત કરી બળવાન કરવાની શક્તિ જેટલી હળદરમાં છે તેટલી બીજા કશામાં નથી. હું એટલું તો હિંમતભેર કહું છું કે હિંદુસ્તાનમાં બીજી ઘણી ચીજો એવી છે જેને વિષે આધુનિક પદ્ધતિએ સંશોધન થયું હોય તો એના ગુણ જણાઇ આવે. પણ આને માટે બહુ જ વિશાળ સરંજામવાળી પ્રયોગશાળાઓમાં ખાસ તાલીમ પામેલા માણસો તરફથી નિયમિતપણે ને ધીરજપૂર્વક અભ્યાસ થવો જોઇએ. હિંદુસ્તાનમાં તો આજે એ બંનેનો અભાવ છે.

"આયુર્વેદની ઘણી દવાઓ બહુ જ સસ્તી ને ખરેખર બહુ અકસીર હોય છે, પણ અમે પશ્ચિમનું વૈદક શીખી આવેલા લોકો પશ્ચિમની ભભકથી એટલા અંજાઇ ગયેલા હોઇએ છીએ કે અમે ભાગ્યે જ જરા થોભીને વિચાર કરીએ છીએ કે મોંઘી પાશ્ચાત્ય દવાઓને બદલે બહુ સસ્તી દેશી દવાઓ વાપરી શકાય એમ છે કે નહીં?"

('હરિજનબંધુ,' તા. ૩૦:૫:'૩૭)

## ૧૧. વૈદ્યોનું વાર્ષિકઃ લેખકો અને પ્રકાશકોને વિનંતી

વીસથી વધુ સંભાવિત લેખકોના સહકાર અને ૧૭૫થી વધુ પાન સંખ્યા સાથના 'વૈદ્યોનું વાર્ષિક'નો પ્રથમ અંક તા. ૧૭મી ઓક્ટોબર ૧૯૩૭ને દિને બહાર પડશે. પ્રાણાચાર્ય ડૉ. પોપટ પ્રભુરામે, આયુર્વેદિક શિક્ષણસંસ્થા જોડેના તેમના સંબંધની બાબતમાં ઓમ્બે મેડીકલ કાઉન્સીલે તેમની વિરૂદ્ધ કેસ કર્યો હતો, તેમાં સને ૧૯૧૭ના ઓક્ટોબરની ૧૭મી તારીખે તેમણે વિજય મેળવ્યો, એટલે પ્રકાશન માટેની એ જ તારીખ મને યોગ્ય લાગી છે.

જેમની જોડે ખાસ પત્રવ્યવહાર નથી થયો, તેવા જે જે લેખકમિત્રોને પોતાનો મૌલિક લેખ મોકલવાની હોંસ અને તમન્ના હોય, તેમણે પોતાનો લેખ જુન માસની આખર તારીખ લગીમાં મોકલી આપવા કૃપા કરવી.

જેમની જોડે પત્રવ્યવહાર ચાલુ છે, તેઓને તો કશું વિશેષ કહેવાનું રહેતું નથી. સગવડ ખાતર તેઓએ પોતપોતાના લેખો હવે તો જેમ બને તેમ જલદી મોકલવા કૃપા કરવી.'

'વાર્ષિક'માં ગુજરાતી વૈદ્યકીય પુસ્તકોની યાદી પ્રગટ કરવાની ધારણા છે. બને તેટલી કાળજી આને અંગે લેવાશેજ; પરંતુ કોઇ પુસ્તકનું નામ સરતચૂકથી ના રહી જાય, તેટલા ખાતર પ્રકાશકોએ અને પ્રકાશનસંસ્થાઓએ પોતાની માર્ફત બહાર પડેલાં વૈદ્યકીય પુસ્તકોની યાદી મોકલી આપવી. તેવા પ્રકાશકોની તેમના શરનામા સાથની યાદી પુસ્તકની યાદી પછી છપાશે. તે માટે તેઓ પાસથી કશું મૂલ્ય લેવામાં આવશે નહિ.

'વાર્ષિક'માં વૈદ્યકીય પુસ્તકોનું અવલોકન લેઇ શકાય તેવી ગોઠવણ કરી છે. આ અવલોકન માટે પુસ્તકો ઓગસ્ટ માસની ૧લી તારીખ લગી મળવાં જોઇએ. ત્યાર પછી મળેલાં પુસ્તકોનો તો નિર્દેશ માત્રજ થઇ શકશે.

સહકાર અને સહકારનાં વચન આપી ચૂકેલાં અને સંભાવિત સહકારી મિત્રો અને મુરબ્બીઓનો આ સ્થળે આભાર માનવાની તક લેઉં છું.

તા. ૧૦, મે ૧૯૩૭ તંત્રી: **પ્રતાપકુમાર પોપટભાઇ વૈદ્યના**
વૈદ્યભવન, ભૂલેશ્વર, મુંબઇ. ૨. વન્દે માતરમ્

## ૧૨. મૃત્યુનું સ્વાગત

સ્વ. હિંડન્બર્ગે પોતાના મૃત્યુને સમયે જે ધૈર્યથી મૃત્યુનું સ્વાગત કરેલું, તેનું વર્ણન તેમના ડૉકટરે પત્રોમાં પ્રસિદ્ધ કર્યું છે તે નીચે પ્રમાણે છે:

"પહેલી ઑગસ્ટને બપોર હું ફિલ્ડ માર્શલ હિંડન્બર્ગના સૂવાના ઓરડામાં હતો. મારી જરૂર હોય કે ન હોય, પણ હું એમની પાસેજ રહું એવી એમની ઇચ્છા હતી. તે દિવસે તેઓ લાંબા વખતથી શાન્ત પડી રહ્યા હતા. એમ રહેવું એમને પસંદ પણ હતું. એવે ટાણે એમને કોઇ કંઇ કહી શકતું ન હતું અને હું પણ શાન્તિથી દરવાજા આગળ બેઠો બેઠો બહારના બાગનું દૃશ્ય નિહાળી રહ્યો હતો. એકાએક ફિલ્ડ માર્શલે બૂમ મારીને કહ્યું: 'સૌરબ્રૂચ, હજી તમે બેઠા છો?' હું એમની પાસે ગયો અને પૂછ્યું: 'શી આજ્ઞા છે?' લાંબા વખત સુધી મારા તરફ જોઇને તેમણે કહ્યું: 'સૌરબ્રૂચ, તમે મને સદાય સાચીજ વાત કરી છે. આજ પણ તમારે સત્યજ કહેવું પડશે. શું મિત્ર મૃત્યુદેવ કિલ્લામાં આવી ગયા છે કે રાહ જુએ છે?' મેં એમના બન્ને હાથ મારા હાથમાં લઇને કહ્યું, 'નહિ: ફિલ્ડ માર્શલ; પરંતુ એ મકાનની પરિક્રમા તો જરૂર કરી રહ્યા છે.' કેટલીક વાર સુધી હિંડન્બર્ગ ચૂપ રહ્યા.

ત્યાર પછી તેમણે કહ્યું: 'સૌરબ્રૂચ, તમારો ઉપકાર માનું છું. હવે હું આપણા ઉપરના સ્વામીની સાથે વાતચીત કરવા માગું છું.' આમ કહી તેમણે ઊંચે દૃષ્ટિ કરી. મેં ઊભા થઇને ત્યાંથી ચાલી નીકળવાનો વિચાર કર્યો. પરંતુ હિન્ડનબર્ગે કહ્યું: 'નહિ, સૌરબ્રૂચ, જ્યાં સુધી હું બાઇબલનો પાઠ કરું છું ત્યાં સુધી તમે અહીં રહી શકો છો.' મેં બારી આગળનો પડદો દૂર કરવાનો વિચાર કર્યો, જેથી વધુ અજવાળું પડે. પરંતુ એમણે કહ્યું: 'એમ ને એમ રહેવા દો. જે ભાગ મારે વાંચવો છે તે મને મોંઢે છે.' એમ કહી તેમણે બાઇબલ લીધું. બાઇબલ સદાય એમના પલંગ ઉપરજ રહેતું હતું. એમણે પંદર મિનિટ સુધી ધીરે ધીરે વાંચ્યું. પછી એમણે બાઇબલ મૂકીને મને પલંગની પાસે બોલાવીને કહ્યું: 'સૌરબ્રૂચ, ઠીક, હવે તમે મિત્ર યમરાજને કહો કે હવે તે ઓરડાની અંદર આવી શકે છે.' બીજે દિવસે સવારે ફિલ્ડ માર્શલનો દેહાન્ત થયો. સાચેસાચ એ એક વીરનું મૃત્યુ હતું."

## ૧૩. વિદેશમાં હિંદીઓ

| દેશ | વસતિ | ટકા | | | |
|---|---|---|---|---|---|
| | | | ફીજી | ૭૬,૭૨૨ | ૨·૦ |
| બ્રહ્મદેશ | ૧૩,૦૦,૦૦૦ | ૩૧·૪ | ડચ ગાયના | ૫૭,૬૦૦ | ૧·૩ |
| લંકા | ૧૧,૩૩,૦૦૦ | ૨૫·૪ | ડચ ઈ. ઇંડિઝ | ૫૦,૦૦૦ | ૧·૨ |
| મલાયા | ૬,૨૮,૦૦૦ | ૧૫·૧ | અમેરિકા સં. સં. | ૪,૯૦૧ | ·૧ |
| મોરીશિયસ | ૨,૮૧,૦૦૦ | ૬·૭ | ઓસ્ટ્રેલિયા | ૨,૦૦૦ | ·૦૪ |
| દક્ષિણ આફ્રિકા | ૧,૮૬,૦૦૦ | ૪·૪ | કેનેડા | ૧,૨૦૦ | ·૦૨ |
| ત્રિનિદાદ | ૧,૩૩,૨૭૭ | ૩·૨ | બીજા દેશોમાં | ૬૫,૦૯૫ | ૧·૫૪ |
| બ્રિટિશ ગાયના | ૧,૩૦,૦૭૫ | ૩·૧ | | | |
| પૂર્વ આફ્રિકા | ૮૬,૨૨૦ | ૨·૫ | કુલ | ૪૧,૩૫,૧૦૦ | ૧૦૦·૦૦ |

યુરોપની ૩૪ ટકા વસતિ વિદેશમાં વસે છે, હિંદુસ્થાનની ૧·૨ ટકા પણ વસતિ વિદેશમાં જઇ શકતી નથી; છતાંયે યુરોપિયનોને એ વસતિ આંખમાં ખૂંચે છે. પૂર્વ અને દક્ષિણ એશિયાની ૯૦ કરોડ વસતિને—પૃથ્વીની લગભગ અર્ધી વસતિને—જમીનના ૪૪ ટકા ઉપર ખીચોખીચ ભરાઇ રહેવું પડે છે. હિંદુસ્થાનમાં દર ચોરસ માઇલે ૧૯૫ માણસ છે, ત્યારે યુ. સ્ટેટ્સમાં, કેનેડામાં, ન્યુ ઝીલૅંડમાં અને ઓસ્ટ્રેલિયામાં અનુક્રમે દર ચોરસ માઇલે ૩૭·૨, ૨૯, ૧૪ અને ૨·૨ માણસ છે. છતાં હિંદીઓને ત્યાં વસવા દેવા નથી. અને ત્યારે આ દશકામાં હિંદની વસતિ બહુ વધી ગઇ છે, એમ કહીને વસતિપત્રકનો કમીશનર દેશને સંતતિનિયમનનો ઉપાય સુચવે છે!

**૪૨. બાળકોનું રામાયણ,** ભાગ ૨જો: પ્રયોજક રમણલાલ નાનાલાલ શાહ; પૃષ્ઠ ૧૩૯, છબિ ૮, કિંમત ૧-૦-૦. ભાઈ રમણલાલે બીજા ભાગની શરૂઆત વાલીના વધથી કરી છે. પ્રસંગોની રચના અને લખાવટ સારી હોઈ બાળકોને પુસ્તક વાંચવું ગમશે.

**૪૩. પેચાનાં પરાક્રમો:** લખનાર રમણલાલ નાનાલાલ શાહ; પૃષ્ઠ ૫૯, એક છબિ, અનેક ચિત્રો, કિંમત ૦-૬-૦. બાળકોને વાંચતાં રમુજ આવે એવી પ્રાસંગિક વાતો છે. અંગ્રેજીમાં જેને Nonsense Stories કહે છે એવી જ આ પણ અર્થ વિનાની વાતો છે અને એથી જ કેટલીક જગાએ અવાસ્તવિક વાતો આવે છે, છતાં એ રમુજ ભરી લાગે છે એટલે એની તરફ વિશેષ ધ્યાન જતું નથી.

ઉપરનાં બે પુસ્તક 'બાલજીવન પુસ્તકમાળા–શ્રેણી બીજી'નાં અનુક્રમે ૪થું ને ૫મું છે; પ્રકાશક–બાલજીવન કાર્યાલય, બાજવાડા, વડોદરા.

**(૪૪) ચંદ્રભાગા:** લેખક–માધવરાવ ભાસ્કરરાવ કર્ણિક; પૃષ્ઠ ૩૮, કિંમત રૂ. ૦-૪-૦. **(૪૫) બાલપાઠો:** લેખક ઊમિયાશંકર જોષી; પૃષ્ઠ ૪૦; કિંમત રૂ. ૦-૩-૦. **(૪૬) વિજ્ઞાનવિહાર** ભાગ ૨: લેખક–નવલકાન્ત નેમચંદ ભાવસાર; પૃષ્ઠ ૩૪, કિંમત ૦-૩-૦. **(૪૭) નરવીર નેપોલિયન:** લખનાર–નાગરદાસ ઇ. પટેલ; પૃષ્ઠ ૪૪, કિંમત રૂ. ૦-૩-૦. **(૪૮) ગ્રામ ગીતો:** રચનાર–સોમાભાઇ ભાવસાર; પૃષ્ઠ ૩૪, કિંમત રૂ. ૦-૩-૦. **(૪૯) રંભાનું રસોઇઘર,** ભાગ ૨: લેખિકા–સૌ. સુમતિ નાગરદાસ પટેલ; પૃષ્ઠ ૩૫, કિંમત રૂ. ૦-૩-૦. **(૫૦) રાજા ભોજ:** લેખક–રમણલાલ નાનાલાલ શાહ; પૃષ્ઠ ૪૦, કિંમત રૂ. ૦-૩-૦. **(૫૧) ચિત્તાનો શિકાર:** લેખક–જીવરામ જોષી; પૃષ્ઠ ૨૮, કિંમત ૦-૨-૦. **(૫૨) મકનિયો:** લેખક–ભાનુશંકર પી પંડ્યા; પૃષ્ઠ ૩૬, કિંમત રૂ. ૦-૩-૦. વડોદરાથી ભાઇ રમણલાલ નાનાલાલ શાહ અને નાગરદાસ ઇ. પટેલના સંયુક્ત સંપાદન હેઠળ પ્રગટ થતી 'અશોક બાલપુસ્તકમાળા'નાં ઉપરનાં પુસ્તકોની વહેંચણી એ જાતની કરી છે કે એમાં વિજ્ઞાન, પ્રાણીવર્ણન, કવિતા, વાર્તા, સાહસકથા વગેરેનો સમાવેશ થાય છે. કન્યાઓને ઉપયોગી 'રંભાનું રસોઇઘર' નામની પણ એક ચોપડી છે, જેમાં રાંધણકળા વિષે નાની કન્યાઓને સમજાય એવી ભાષામાં જુદી જુદી વાનગીઓ વિષે લખ્યું છે. એવી જ રીતે વિજ્ઞાનવિહાર અને બીજી ચોપડીઓમાં બાળકોને આજની દુનિયાનો

પરિચય કરાવ્યો છે.

પુસ્તક ૪૪થી ૫૨ અશોક 'બાલપુસ્તકમાળા'નાં છે; પુ. ૪૪ ગુચ્છ ૨ની સન ૧૯૩૬ની ભેટ છે, પુ. ૪૫–૪૯ ગુચ્છ ૨માં પુષ્પ અનુક્રમે ૮થી ૧૨ છે, પુ. ૫૦–૫૨ ગુચ્છ ૩નાં પુષ્પ અનુક્રમે ૧થી ૩ છે. એ ૯ પુસ્તકના સંપાદકો – રમણલાલ ના. શાહ, નાગરદાસ ઈ. પટેલ; પ્રકાશક–અશોક પ્રકાશન મંદિર, સુરસાગર, વડોદરા. સો.

---*---

## પ્રસંગકથા

### સેવામૂર્તિ કંચનબેન ગયાં!

ગુજરાતમાં વ્યાયામપ્રવૃત્તિમાં રસ લેનાર કોઈ ભાઈબેનથી બેન કંચનબેનનું નામ અજાણ્યું નથી. પેટલાદના નાગર કુટુંબમાં એમનો જન્મ થએલો. દુર્ભાગ્યે ૨૧ વર્ષની ઉમરે એ વિધવા થઇ પડ્યાં. એમને વ્યાયામપ્રવૃત્તિમાં રસ હતો ને તેથી ૧૯૨૯માં પેટલાદની બેનોને વ્યાયામ કરાવવા પોતાના ચોકમાંજ અખાડો સ્થાપ્યો. પછી તો સાર્વજનિક કન્યાવ્યાયામમંદિરની સ્થાપના કરી. એના સંચાલનની આર્થિક અને બીજી સર્વ જવાબદારી એમણે પોતે જ ઉપાડી લીધી. છેક અવસાન સુધી એ જવાબદારી એમણે પોતે જ રાખી અને પરિણામે સમસ્ત ગુજરાતમાં પેટલાદનું એ કન્યાવ્યાયામમંદિર અનુપમ થઇ પડયું છે. ૧૯૩૦ના સત્યાગ્રહસંગ્રામમાં પરદેશી કાપડ અને દારૂની દુકાનો ઉપર ચોકી રાખવાના કાર્યમાં એમણે સારો ભાગ લીધેલો ને સૌ બેનોનાં પ્રિય થઇ પડેલાં. પોતાના આજીવન વૈધવ્યવ્રતને પોતાનાં સેવાકાર્યથી પવિત્ર કરી એ બેન કંચનબેન ગઇ સુદિ ૧૧સને રોજ (તા. ૨૦:૫:'૩૭) ગુજરી ગયાં. આજે ગુજરાતની બેનો એમના વિના વ્યાયામપ્રવૃત્તિમાં સૂની બની ગઇ છે. આશા રાખીએ કે તેમનાં સ્મરણચિહ્ન રૂપે બીજી બેનો એમનું સત્કાર્ય ઉપાડી લે.

### અવિધામાં ઇચ્છાલગ્ન

સિનોર તાલુકામાં સેગવા ગામના ભાઇ પુરુષોત્તમદાસ નારણભાઇ પટેલ અગ્રેસર કાર્યકર્તા છે. તેમના પુત્ર ભાઇ ડાહ્યાભાઇનાં લગ્ન અવિધાના ભાઇ મનુભાઇ મીઠાભાઇ પટેલનાં પુત્રી બેન હંસાબેન સાથે ગઇ વદિ બીજને રોજ થયાં. અનેક દૃષ્ટિએ એ લગ્ન સુંદર હતું. ભાઇ ડાહ્યાભાઇએ આ વર્ષે બીજી એલએલ. બી.ની પરીક્ષા આપી છે, બેન હંસાબેને યુનિવર્સિટીની મેટ્રીકની પરીક્ષા આપી છે. ભાઇ ડાહ્યાભાઇની ઉમર ૨૫ વર્ષની છે, બેન હંસાબેનની

ઉમર ૧૮ વર્ષની છે. એ બે જણ પોતાનાં માબાપની સમ્મતિથી એકાદ વર્ષથી પરસ્પર પરિચયમાં આવેલાં અને પોતે લગ્ન કરવાના નિર્ણય ઉપર આવેલાં. એટલે એ પ્રકારે આ ઇચ્છાલગ્ન કહેવાય.

### ગોળ તોડવાનું દૃષ્ટાન્ત

ભાઇ મનુભાઇ પોતાને મોસાળ અવિધામાં રહે છે, એટલે લગ્નવિધિ તો ત્યાંજ થયો. પણ એ મૂળ રહીશ તો નીકોરાના છે. નીકોરા જે ગોળમાં છે તે ગોળ, સેગવા જે ગોળ છે તે ગોળ કરતાં વધારે કુળવાન ગણાય છે. પણ ભાઇ મનુભાઇ સુધારક વિચારના છે, અને પોતાની કન્યા યોગ્ય વરને, ગમે તો તે નીચા ગોળનો હોય તોય તેને, દેવી એવા દઢ મતના હોવાથી પોતાના સંબંધીઓના વિરોધને અવગણીને પણ એમણે બેન હંસાબેનનાં લગ્ન સેગવાના ભાઇ ડાહ્યાભાઇ સાથે કર્યાં. નિકોરાના સંબંધીઓ વિરોધ કરીને લગ્નમાં આવેલા પણ નહિ; માત્ર એ ગોળના પૂર્વમંત્રી ભાઇ અંબાલાલદાસ પોતાના પુત્ર સાથે અને ભાઇ વરધભાઇ પટેલ એમ. એ., બી. ટી., એ ત્રણજ ભાઇઓ આવેલા. બાકી તો ભાઇ મનુભાઇના સગા ભાઇ પણ આવેલા નહિ. ગોળ તો આમ તૂટે. કુળવાનોના મોહમાં તણાઇ પોતાનાથી ઉપરના ગોળમાં પોતાની દીકરીઓ પરણાવવી ને પછી ગોળ તોડવાની વાતો કરવી એ તો નરી ભ્રષ્ટતાની વાતો છે, પોતાના ભાઇઓનો તિરસ્કાર કરી તેમનાથી ઊંચા દેખાવાના અભિમાનની વાતો છે.

### એ લગ્નમાં બીજી વિશેષતાઓ

આ લગ્નમાં પરઠણ, ચાંલ્લા વગેરેની કશીયે લેવડદેવડ થઇ નથી. વદિ બીજને રોજ બપોરે ૧૧ વાગ્યે જાન અવિધા ગઇ. સાંજે ૫ વાગ્યે સ્ત્રીપુરુષોની હાજરીમાં વૈદિક વિધિએ લગ્નક્રિયા કરવામાં આવી. તે પ્રસંગે કેટલીક બેનોને 'બુદ્ધલીલા' વગેરે પુસ્તકો આપવામાં આવ્યાં હતાં. વરકન્યા બંને સાદા પોશાકમાં હતાં, કન્યાના પણ અંગ ઉપર કંઇ દાગીના નહોતા. વાજાંનો કલાહીન ઘોંઘાટ જરાય ન હતો. એમ શાન્તિથી લગ્નવિધિ થયા પછી રાતે જાન જમી અને બીજે દિવસે સવારમાં ૯ વાગ્યે વિદાય થઇ. જાન સાથેજ બેન હંસાબેનને વળાવ્યાં હતાં, ત્યારે પણ એમણે શરીર ઉપર દાગીના પહેર્યા નહોતા અને પરણીને સાદે ને સૌમ્ય વેશે પણ સાસરે જઇ શકાય છે એવું પણ દૃષ્ટાન્ત બેન હંસાબેને દાગીનાલોલુપ બેનોને આપ્યું છે. ભાઇ મનુભાઇએ અને પોતાની કેળવણીએ તેમને આપેલા સંસ્કારોએ એ બેન લાજ-પડદાને માનતાં નથી અને સાસરે ગયા પછી તેમણે એ રિવાજને પણ ઠોકર

મારી છે. ભાઇ પુરુષોત્તમદાસે આ પ્રસંગે અવિધાની શાળાને રૂ. ૧૦૧ અને ત્યાંના પુસ્તકાલયને રૂ. ૧૫ દાનમાં આપ્યા છે. કાનમમાં થએલું આ લગ્ન ખરેખર અનેક રીતે સુંદર અને અનુકરણીય છે.

### સોજીત્રામાં અનુકરણીય લગ્ન

આણંદની ચરોતર એજ્યુકેશન સોસાયટીમાં ૨૦ વર્ષ સુધી સ્વયંસેવક તરીકે સેવા કરીને અહુણાંજ નિવૃત્ત થએલા ભાઇ બીખાભાઇ કુબેરભાઇ પટેલના પુત્ર ભાઇ રાવજીભાઇનાં લગ્ન, સોજીત્રાના ડૉ. ગોવર્ધનભાઇ અંબાલાલનાં પુત્રી બેન કુસુમબેન સાથે ચૈત્ર વદિ ૧૨સને રોજ થયાં. ભાઇ બીખાભાઇ પ્રગતિજનક સુધારક છે, એમની પ્રેરણાથી એમના કુટુંબમાં સાદી રીતે કેટલાંક લગ્ન થયાં છે, એટલે પોતાના પુત્રને પ્રસંગે તો એ છઇ સુધારા કરેજ. ભાઇ ગોવર્ધનભાઇ પણ સુધારક વિચારના છે ને તેથી લગ્નની છાતી ઉપર વ્યવહાર ચઢી બેસીને તેને દબાવી દે છે એ દંભથી આ લગ્નપ્રસંગ બિલકુલ મુક્ત રહ્યો છે.

### આ લગ્નપ્રસંગમાં વિશેષતા

વર ભાઇ રાવજીભાઇની ઉમર ૨૧ વર્ષની છે ને ઇંટર આર્ટ્સ સુધીનો એમનો અભ્યાસ છે. વરકન્યા બંને શુદ્ધ ખાદીનાં કપડાંથી લગ્નમંડપમાં આવ્યાં હતાં ને સાદાઇથી લગ્નક્રિયા થઇ હતી. સૌભાગ્યવતીઓને વાસણને બદલે સ્ત્રીઉપયોગી પુસ્તકો આપવામાં આવ્યાં હતાં. આ લગ્નમાં પરઠણ વગેરેની કંઇ લેવડદેવડ થઇ નહોતી, વડીપાપડ વગેરેની પણ નહિ. બંને પક્ષે પોતપોતાનાં માણસોને દાપાં પતવી દીધાં હતાં, એટલે માંડવો ચુકવવાનો હતોજ નહિ. કસુંબાને બદલે કન્યાને માંડવેજ પાન સોપારી થઇ હતી. આમ આપણા ભાઇઓ વ્યવહારના આડંબરમાંથી છૂટીને ધર્મપંથે પળે છે. એ ધર્મપંથ સ્વચ્છ કરી આગળ ચાલનાર આવા ભાઇઓ ધન્યવાદને પાત્ર છે. જો કે આ પ્રસંગમાં એક હકીકત ખૂંચે છે: જાનમાં એકંદરે ૮૫ માણસો હતાં, એ વધારેજ કહેવાય, આવે સાદે લગ્નપ્રસંગે 'માથા કરતાં મુગટ મોટો' જેવું કહેવાય; પણ તેમાંય એક આશ્વાસન તો છેજ કે તેમાં ૫ બેનો પણ હતી.

### ખાંધલીમાં સાદું લગ્ન

માતર તાલુકાના ખાંધલી ગામમાં ભાઇ શિવાભાઇ તુળસીભાઇ પટેલ સુધારક છે, સત્યાગ્રહ સંગ્રામમાં જેલ ભોગવી આવ્યા છે. તેમનાં પુત્રી બેન સૂરજબેનને તેમણે કેળવણી આપી છે ને સંસ્કાર આપવા બે વર્ષ સાબરમતી આશ્રમમાં અને દોઢ વર્ષ વર્ધા આશ્રમમાં રાખેલાં. એ બેનની ઉમર આજે ૨૨ વર્ષની છે. એ બેનને યોગ્ય વર તેમના ગોળમાં ન મળ્યાથી ભાઇ શિવાભાઇએ

નાપાડના ભાઇ પૂનેગભાઇ જેઠાભાઇ સાથે એ એનનાં લગ્ન ગઇ સુદિ ૫મને રોજ કર્યાં. ભાઇ પૂનેગભાઇએ મેટ્રીક સુધીનો અભ્યાસ કર્યો છે અને હાલ આફ્રિકામાં રહે છે. તેમની ઉમર ૩૦ વર્ષની છે. જાનમાં ૨૦ માણસો હતા. વરકન્યાએ ખાદીનાં વસ્ત્ર પહેર્યાં હતાં. લગ્ન વૈદિક વિધિએ સાદી રીતે કરવામાં આવ્યું હતું. દરબારશ્રી ગોપાળદાસ વગેરે જિલ્લાના અગ્રેસર કાર્યકર્તાઓ નવદંપતીને આશીર્વાદ આપવા હાજર હતા. બીજી કશી વ્યાવહારિક ધમાલ ન હતી. પરઠણુ વગેરેની પણ લેવડદેવડ થઇ નથી. જાન રાત્રે જમીને બીજે દિવસે વિદાય થઇ હતી. ગોળબહાર કન્યા દેવાયાથી ભાઇ શિવાભાઇના આ કાર્ય પ્રત્યે ગામલોકે વિરોધ જાહેર કર્યો હતો અને કોઇએ લગ્નમાં ભાગ લીધો ન હતો. રૂઢિચાલો કાપીને એક પગલું પણ બહાર નીકળો એટલે લોક તો વિરોધ કરવાના જ. પણ ગોળ તોડીને લગ્નક્ષેત્ર વિશાળ કરવાને હેતુએ નીચેના ગોળમાં કન્યા અપાય તો એવા વિરોધની કંઇ પરવા નથી. કુળમોહને હેતુએ ઉપરના ગોળમાં કન્યા અપાય તો એવો વિરુદ્ધ જરૂર ન્યાય્ય છે. આ પ્રસંગે શું બનેલું એ હું જાણતો નથી, એટલે એ વિષે કંઇ લખવું ઉચિત નથી.

## વૃદ્ધ સુધારક ભુલાભાઇ

સ. ૧૮૯૫માં – આજથી ૪૨ વર્ષ ઉપર – જ્ઞાતિ સુધારણાને માટે પાટીદારોમાં સૌથી પ્રથમ માસિક પત્ર 'લેઉઆ વિજય' કાઢનાર વૃદ્ધ ભુલાભાઈ પ્રાગજીભાઇ આજે ૮૦ વર્ષની ઉમરના છે. એ રહે છે તો અમદાવાદમાં, પણ છે રહીશ અસલાલીના. એમણે પોતાનાં પુત્રીને મેટ્રીક સુધીનો અભ્યાસ કરાવ્યો છે. એ પુત્રી બેન પદ્માવતીનાં લગ્ન ગઇ સુદિ બીજને રોજ મહુધાના ભાઇ ભાઇલાલભાઇ ઘેલાભાઇ અમીન સાથે કર્યાં. એ વિષેની વધારે હકીકત આ અંકમાં. પૃષ્ટ ૩૬૭ ઉપર આવેલા લેખમાં છે. દશક્રોશીમાં ઊંચાનીચા બે ત્રણ ગોળ છે. કેટલાક ...... એ ગોળ તોડવા પ્રયત્ન કરે છે, તો કેટલાક લોક ગોળની પરવા કર્યા વિના
'બુદ્ધલીલા' વગેરે પુ. ...ન મનાતા ચરોતરમાં કન્યાઓ દેવાનો મોહ રાખે છે, પછી
પોશાકમાં હતાં, કન્યાના ... હોય. વૃદ્ધ સુધારક ભુલાભાઇ આ વર્ગમાંના છે. એમણે
ધાંધાટ જરાય ન હતો. એ. ... દીધી તેથી એ પોતે ઊંચા થયા એમ માનતા હશે.
અને બીજે દિવસે સવારમ... કંઇ એમની કિંમત વધવાની નથી, ઊલટા રૂા. ૨૦૦૦
હંસાબેનને વળાવ્યાં હતાં, ... ઉપરથી જણાય છે. અને ચરોતરમાં તો એમની

અંગ્રેજ ને કુળવાન ક્યાં ઊડે એવા છે? આ ઉપરથીજ સૌ સમજી લે કે બહારનો ગમે તેવો-મોટો ચમરબંધી તિસમારખાં હશે તોય ચરોતરમાં પગ મૂકતાંજ તે કુળહીન કણબી ગણાવાનો છે! એવા ભાઈઓ આ અંકમાં પૃષ્ઠ ૩૪૦થી છપાએલો 'રામબાણ ઉપાય' એ ભાઈ રાવજીભાઈનો લેખ વાંચે અને પોતાનું ને દીકરીઓનું કલ્યાણ સાધે. બાકી તો ચરોતરના ભણેલાગે પૈસાનો પ્રશ્ન આવતાં વૃદ્ધ પિતા ઉપર ઢોળી દેઇ પોતે હાથ ધોઇને કેમ છૂટી પડે છે તે પણ એ લગ્ન વિષેના લેખથી જણાશે.

**સાચો માર્ગ**

આમ તો કુળહીન ને કુળવાન બંને અધમ માર્ગે હજી યે ઊતર્યે જ જશે, તેમની કન્યાઓ તો દુઃખીજ થવાની છે. ચરોતરમાં સસ્તી ને કિંમત વિનાની થઇ પડતી તેમની દીકરીઓ ખુદ ચરોતરની દીકરીઓને પણ સસ્તી કરી મૂકે છે. બહારથી કન્યાઓની આવક ચાલતી રહે, અંદરથી એક પણ કન્યાની બહાર નિકાસ નહિ; એ સ્થિતિમાં અર્થશાસ્ત્રના નિયમ પ્રમાણે કન્યાઓ ખૂબ સસ્તી થઇ પડે. વર તો એટલા ને એટલાજ, ત્યારે તેમને દેવી ક્યાં? જન્મતાંજ એમને દૂધપીતી કરવી પડે કે શોક ઉપર દેવી પડે! આમ વરવિક્રયને ને અનેકપત્ની લગ્નને પોષનાર તથા પોતાની ને પારકી દીકરીઓના ભવ બાળનાર, એ પોતાને કુળહીન માનનાર મનાવનાર લોકજ છે. ત્યારે દસક્રોશી વગેરે કુળહીન મનાતા પ્રદેશના લોકને આંખ હોય, કાન હોય તો આ જુએ, સાંભળે, ચરોતરથી ચેતે, પોતાના નાના ગોળોને તોડી વિસ્તૃત કરે ને ચરોતરને અગ્નિ માની દૂર ભાગે. આમાંજ એમનું હિત છે, ચરોતરનું પણ હિત છે. કારણકે ચરોતરનું અભિમાન પણ ત્યારેજ ટળશે, કુળહીન ગણાતા એ પ્રદેશોને સમાન ભાવે જોશે, ત્યારે નાતના બધા ગોળો તૂટશે, આજે ખાબોચિયાંમાં વહેંચાઇ પડીને ગંધાતી નાત શુદ્ધ સાગરનાત બનશે અને સમસ્ત હિંદુ જાતિને એક કરવાને માર્ગે વળશે. વિશ્વ જનસમાજનો આ પણ એક માર્ગ છે.

**પરિણામે નંદીલગ્ન**

અને બહારથી કન્યાઓનો આવરો આવતોજ રહેવાથી ચરોતરનો પોતાને કુળહીન માનતો મનાવતો કન્યાપિતા પોતાની સસ્તી થઇ પડેલી કન્યા ગમે ત્યાં, શોક ઉપર આપીને પણ ઠેકાણે પાડે છે. અને ઉનાળામાં આંબા ઉપરથી ગરતી કેરીને અને એમજ લગ્નગાળામાં કુળહીન ઘરમાંથી ગરતી ને વળી પૈસા લેતી આવતી કન્યાને કોણ તરછોડે, એનામાં સમાજહિત વિષેની જરાય ભાવના ના હોય તો! અને ભલભલા ભણેલા પણ એવી કન્યા ઝીલવા તૈયાર થઇ જાય છે એ તો પાટીદાર, અનાવિલ, ઔદિચ્ય વગેરે કુળાકળની

ભાવનાવાળી વિશાળ નાતોમાં રોજ રોજ બનતા પ્રસંગ છે. આવી સ્થિતિમાં એક વરની બે કે વધારે પત્નીઓમાંની એક કે બીજીની શી દશા થાય તેની કલ્પના કરવા બહુ લાંબી મગજમારી કરવી પડે એમ નથી.

## ધારાસભાના માજી સભ્યનાં નંદીલગ્ન

ગયા માસની પ્રસંગકથા લખતો હતો તેવામાં 'મંત્રીશ્રી યુવક મંડળ, સામરખા' તરફથી એક છાપેલી પત્રિકા મળેલી, તેનો ઉલ્લેખ એ અંકના પૃષ્ઠ ૩૩૩ ઉપર છે. તેમાં જણાવેલા ને જીવતી પત્નીએ ફરી પરણવા નીકળેલા '૪૨–૪૫ વર્ષની ઉમરે પહોંચેલા' ભાઇ તે કોણ જાણો છો? એ ભાઇ છે સુણેલના વતની 'સુજ્ઞ મહાશય શ્રીયુત ચતુરભાઇ નરસિંહભાઇ પટેલ, બી.એ., એલ-એલ.બી., એડવોકેટ ••• વણસોલ સત્તાવીશ સમાજસુધારક યુવકમંડળના ઉત્પાદક, જાહેર જનસમાજના હિતચિન્તક, પ્રાન્તિક ધારાસભાના માજી સભ્ય, કોંગ્રેસની ટીકીટ ઉપર ઊભા રહી ખેડા જિલ્લા બોર્ડના બનેલા ઉપપ્રમુખ અને પાટીદાર સત્તાવીશ ગોળના ઉચ્ચ કેળવણી પામેલામાંના એક"! તે સમયે વધારે હકીકત નહિ મળ્યાથી ગઇ પ્રસંગકથામાં તેમના નામ વગેરેનો ઉલ્લેખ નહોતો કર્યો ... પત્રિકા મળતાંજ એ વિષે હકીકત જાણવા એ ભાઇને પોતાનેજ મેં ...ળ લખ્યો. પણ 'દાળમાં આખું ય કાળું' એટલે એ ભાઇ જવાબજ શેના દે? ...ને ગયો અંક પ્રસિદ્ધ થતા પહેલાં તો એ ભાઇ ચતુરભાઇ સામરખાના ભાઇ હાથીભાઇ લલુભાઇ બાપુજીભાઇનાં ૧૪ વર્ષનાં કુમળાં પુત્રી બેન કાશીબેન સાથે લગ્ન કરી આવ્યા. યુવકમંડળની પત્રિકાથી ડર્યા હશે કે વખતે યુવકમંડળ કંઇક ધમાલ કરશે એ ડરથી કે કોણ જાણે કયે કારણે એ પ્રતિષ્ઠિત (!) પુરુષ પોતાનું આ નંદીલગ્ન પ્રતિષ્ઠિત રીતે ન ઊજવી શક્યા. અંધારી રાતે મોટરમાં બે મિત્રોને લેઇને છાનામાના કોઇ ત્રીજેજ ગામડે લગ્ન કરી આવ્યા!

## એ નંદીલગ્નનાં કારણ?

સંતાનનો અભાવ એ નંદીલગ્નનું મુખ્ય કારણ ગણાય છે, જોકે એવે બહાને લગ્ન કરનારે પોતાનોજ એ વિષયમાં દોષ નથી એવું કદાપિ સાબિત કરી આપ્યું હોતું નથી, સર્વત્ર બિચારી સ્ત્રીનોજ દોષ કાઢવામાં આવે છે. ભાઇ ચતુરભાઇને પૂર્વે સંતાન થએલું, પણ જીવેલું નહિ. અને જણાય છે કે ભાઇ ચતુરભાઇ પોતાનાં પત્નીનો એ પ્રકારે દોષ કાઢતા પણ નથી. એમને મુખ્ય સંકટ તો એ છે કે એ પત્ની કાયમનાં બિમાર છે અને સાજાં થવાની એમને આશા લાગતી નથી. એમ પણ સાંભળ્યું છે કે એમણે એ બેનની ખૂબ ચાકરી કરી છે, એમની દવામાં ખૂબ પૈસા વેર્યા છે. ત્યારે તો એમજ

ટેક સુધી એમની ચાકરી કર્યે ગયા હોત તો બહુ સુંદર સેવાપુણ્ય રળ્યા હોત. પણ એમની ચાકરી કરાવવા જ એમણે નવી સ્ત્રી કરી છે એમ કહેવામાં આવે છે. એ બધાં બહાનાં છે. એમ નવી આવેલી સ્ત્રીએ પોતાની શોકની ચાકરી કરી હોય એવા સમાજમાં કેટલા દાખલા છે? સ્ત્રીજાતિ પ્રત્યે પુરુષજાતિના જે અનેક પ્રકારના લગ્નપ્રપંચ છે એમાંનો આ પણ એક છે. બાકી કોઇ સ્ત્રીનો કમાતો પતિ બિમાર પડે તો "જોઇએ છે કે એક કમાતો ને સેવાભાવી પતિ! મારા પતિની માંદગીમાં કુટુંબનું પોષણ કરવા અને તેની ચાકરી કરવા એક શક્ત પુરુષ જોઇએ છે. કમાણીની વિગત અને ફોટા સાથે અરજી કરવી. હકીકત ખાનગી રાખવામાં આવશે, પણ સૌ અરજદારોમાંથી એકને જ પસંદ કરવામાં આવશે." આવી જાહેર ખબર વર્તમાનપત્રોમાં તે સ્ત્રી આપે એવી સ્થિતિ હોય તો પુરુષજાતિને સમજ પડે જે આપણે સ્ત્રીજાતિની શી દશા કરી મૂકી છે! અને વકીલ જેવા લોક પણ હજી એ જ દશા કરી રહ્યા છે. આવા લોકને ધારાસભામાં મોકલ્યા હોય તો સમાજસુધારણા વિષે એ કેવા કાયદા કરાવવા પ્રયત્ન કરે એનો પ્રત્યક્ષ પાઠ એમણે આજે આપ્યો છે.

**વિકાસગૃહ**

ભાઇ ચતુરભાઇ જેવા તો કૃપા કરીને અને એકંદરે કુળવાનો આબરૂ ઢાંકવા માટે પાછલી સ્ત્રીઓનો ત્યાગ નહિ કરે. પણ સમાજમાં એવી સૌ સ્ત્રીઓ સુરક્ષિત જ છે અને સારી રીતે પોતાના ઘરમાં આનંદભેર રહી શકે છે એવું તો નથી જ. સમાજમાં અનેક કઠોર પુરુષો પાછલી સ્ત્રીને અથવા અવનવે પ્રસંગે નવી સ્ત્રીને પણ તરછોડીને હાંકી મૂકે છે. એમ એ ત્યજાએલી સ્ત્રીની દશા શી? ખાસ કરીને એવી બેનો માટે પણ અમદાવાદમાં બેન પુષ્પાવતીબેને અને મૃદુલાબેને અહુણા જ એક વિકાસગૃહ સ્થાપ્યું છે. ત્યાં જઇ કંઇક ઉદ્યોગ શીખી સ્વતંત્રભાવે સ્ત્રીઓ પોતાનું જીવન ગુજારે એવી વ્યવસ્થા રાખી છે. એવી સ્થિતિમાં આવી પડેલી બેનો એ વિકાસગૃહનો આશરો લે એ ઇષ્ટ જ છે.

**બાળલગ્નનો અટકાવ**

પણ આમ સ્ત્રીઓ ત્યજવાના પ્રસંગ મોટે ભાગે તો બાળલગ્નને લીધે આવે છે, માટે બાળલગ્નો જ અટકાવી દેવાં જોઇએ. બાળલગ્ન થઇ ગયા પછી તો હિંદુ કાયદા પ્રમાણે તે ફોક નથી થતું, એટલે એવા થએલા લગ્ન માટે બાળલગ્નનિષેધક કાયદા પ્રમાણે સરકારમાં ફરિયાદ કરવી તો જોઇએ જ, પણ એવા થનાર લગ્નની ખબર પડતાં જ તેને અટકાવવાનો પ્રયત્ન કરવામાં આવે તો વખતે અટકી પડે. પાટીદાર મંડળના એક મંત્રી ભાઇ વેણીભાઇ

એ કામ કરી રહ્યા છે, બાળલગ્ન થવાનું છે એવી ખબર પડતાં જ તેનાં માબાપને નોટીસ આપે છે. આ માસમાં પણ એવી કેટલીક નોટીસો એમણે આપી છે.

### ખેડૂતસંગઠન

એ જ ભાઇ ભેણીભાઇ ખેડૂતસંગઠન વિષે ચર્ચા કરી રહ્યા છે તે વિષેનો લેખ આ અંકમાં પૃષ્ઠ ૩૬૦થી છપાયો છે. ખરેખર આજે ખેડૂતની એવી અવદશા થઇ પડી છે કે તેણે જીવવું હોય તો જાગી બેઠા થવું જ જોઇશે. એ લેખ પછી સરકારના નાણાંપ્રધાન જમનાદાસનું ભાષણ છપાયું છે, એમાં એમણે એવી મધજાળ પાથરી છે કે ખેડૂત ભોળવાઇ જ જાય. મહાસભા વિરુદ્ધ ઊભા થએલા પ્રધાનમંડળને હાથે, તેમનું ને પોતાનું ઊજળું દેખાડવાને ખાતર પણ, સરકાર વખતે પ્રજાને સારૂં લાગે એવું કંઇક કરવાય દે. પણ જમનાદાસે કહ્યું છે એ બધું તો મધજાળ કે મધલાળ જ છે, સરકાર કંઇ એવી ગાંડી નથી કે મળેલા હક્ક ને લાભ રાજીખુશીથી ગુમાવે. એવું તો કંઇક મહાસભા સત્તા ઉપર આવે ત્યારે જ થાય.

### પંચમહાલમાં દુષ્કાળ

પંચમહાલમાં દુષ્કાળ છે, પ્રજાએ અત્યંત બૂમ મારી ત્યારે નાણાંપ્રધાન જમનાદાસ ત્યાં જઇ આવ્યા. દુષ્કાળ તો નથી, પણ કંઇક તંગી છે એવું જાહેર કરીને તે બરની રાહત આપવાનું શરૂ કરાવ્યું. પણ દુષ્કાળપીડિત ભીલોનો ને બીજી પ્રજાનો એથી બચાવ નથી થવાનો, એમ હોવાથી તો ત્યાંના ભીલસેવામંડળે વધારેની રાહત આપવાનું શરૂ કરી દીધું છે.

### આપણી શરમ

ભીલસેવામંડળે એ રાહતકામ કરવા માટે અનેક સંસ્થાઓ પાસે સ્વયંસેવકો માગેલા. કેટલીક સંસ્થાએ બન્યા તેટલા મોકલ્યા ખરા. આણંદની ચ. એ. સોસાયટી તરફથી પણ કેટલાક ગયા છે. ઉનાળાની રજાઓમાં અવકાશ હોવા છતાં હાઇ સ્કૂલોના અને કોલેજોના વિદ્યાર્થીઓ બહુ ભાગે જ ગયા છે. જાનોમાં જવાની કે ઘેર મજા ઉડાવવાની સહેલ મૂકીને પંચમહાલના ભીલોમાં આથડવું એમને કેમ પાલવે? આજની સરકારી કેળવણીએ આપણા યુવકને સમાજથી બેદરકાર ને પોતાનું જ સુખ ખોળતો સહેલાણી કરી મૂક્યો છે એ ખરે જ આપણી શરમ છે. આ કેળવણીનો નાશ કરીને સ્વતંત્ર કેળવણી લેતા આપણા યુવકો થશે ત્યારે જ આપણી એ શરમ ફીટશે. સ્વરાજ્ય પણ ત્યારે જ આવશે.

---

# 'વિઠ્ઠલ આશ્રમ,' અમદાવાદ

## ૯, ન્યુ ઢોળક સોસાયટી, એલિસબ્રીજ



અમદાવાદમાં કોમી છાત્રાલયો ખૂબ જ છે, પરંતુ કોમી સંકુચિતતા સિવાયનું, સાદાઇ, સેવા, સહનશીલતા અને ભ્રાતૃભાવની ભાવના ખીલવનારૂં એક પણ સ્થાન ન હતું.

સામાન્ય સ્થિતિના વિદ્યાર્થીઓ, થોડે ખર્ચે ઉંચી કેળવણી મેળવવાની વ્યવસ્થા કરી શકે તે માટે ઉપલી સંસ્થા તા. ૭ નવેમ્બર ૧૯૩૫માં ખોલવામાં આવી હતી.

એલએલ. બી. સિવાયના કોઇ પણ ધોરણમાં અભ્યાસ કરતા ભાઇઓ લાભ લઇ શકે છે. સામાન્ય સ્થિતિના વિદ્યાર્થીઓની પસંદગી પહેલી કરવામાં આવશે.

કોઇ પણ જાતનું ખરાબ વ્યસન બિલકુલ હોવું જોઇએ નહિ.

થાળી-વાટકો-લોટો દરેકે ઘેરથી જ લાવવાનાં છે. અને તે જાતેજ સાફ કરવાનાં છે.

'વિઠ્ઠલ આશ્રમ'ના નિયમોનું કડક રીતે પાલન કરવુંજ જોઇશે.

જે ભાઇને આ સંસ્થાનો લાભ લેવાની ઇચ્છા હોય તે રૂ. ૫ ડીપોઝીટ સાથે નીચેને સરનામે અરજી કરે. જુના આશ્રમવાસીઓને પણ અરજી તો કરવાની જ છે:—

**શ્રી. ભાઇલાલ ના. પટેલ,**

મુ. બાવળા (જી. અમદાવાદ)

માત્ર ૧૮ વિદ્યાર્થીઓની જ જગા છે. તેમાંથી જુના વિદ્યાર્થીઓને બાદ કરતાં માત્ર ૭ જગા બાકી છે. તા. ૧૨-૬-૩૭ પછી આવેલી અરજી પર ધ્યાન આપવામાં આવશે નહિ.

ટર્મનું ભાડું રૂા. ૧૫) રાખવામાં આવ્યું છે. જરૂરીઆત પ્રમાણે ભાડામાં ફેરફાર કરી શકાશે. ભોજનખર્ચ પુષ્ટિકારક ખોરાક લીધા છતાં રૂા. ૧૨થી વધુ ન જ થાય તેની ખાસ કાળજી રખાય છે. આશ્રમનું બધું તંત્ર વિદ્યાર્થીઓ પોતેજ ચલાવે છે.

રમતોની પણ સગવડ ખાસ છે. દેશી રમતો ઉપરાંત ફુટબૉલ, વૉલીબૉલ, શેતરંજ, બેઇઝબૉલ વગેરે છે. વિદ્યાર્થીઓની તાત્કાલિક સારવાર માટે નાનું એવું દવાખાનું પણ છે.

પુસ્તકાલય જેવું નથી તો પણ સારાં સારાં પુસ્તકો વાંચવાનાં મળે એવી સગવડ તો જરૂર છેજ. તે ઉપરાંત હરિજનબંધુ અને જન્મભૂમિ પણ આવે છે.

દરસાલ દિવાળીની રજાઓમાં મુસાફરી અનિવાર્ય રાખી છે.

આશ્રમની શક્તિ પ્રમાણે વાર્ષિક પરીક્ષાઓ આપવા આવતા ભાઇઓ પાસેથી જેટલા દિવસ પરીક્ષા ચાલે તેટલા દિવસ ભોજન-ચાર્જ કે ભાડુ બિલકુલ લેવામાં નથી આવતું.

વ્યવસ્થાપક

——*——

Reg. No. B. 1785

૧૯૯૩  અષાડ



# પાટીદાર



વર્ષ ૧૪  અંક ૯

નૈતિક દૃષ્ટિએ ભૂલ થયેલી જેવું જણાય ત્યારે સમાજની પવિત્રતા માટે કાળજી રાખનાર પુરુષ કેમ વર્તે તેનું દૃષ્ટાન્ત મહુંગ દયારામ ગીદુમલ છે. શ્રીમતી ઉર્મિલાદેવી અને સમાજ સાથે એમણે જે રીતે વર્તન કર્યું તેમાં એમની સાધુતા અને ખાનદાની દેખાઇ આવે છે. એમાં સમાજ અને સ્ત્રીજાતિ બંનેને માટે આદર રહેલો છે. એથી ઊલટું પ્રસિદ્ધ દૃષ્ટાન્ત વિશ્વામિત્રનું છે. એણે જે રીતે મેનકાનો સંબંધ કર્યો, અને પાછળથી મેનકા તેમજ શકુન્તલાનો ત્યાગ કર્યો એ બન્નેમાં પોતાનાં આચરણોથી ઊપજતી જવાબદારીની અવગણના કરી કેવળ પોતાના સ્વલક્ષી વેગોનું અમર્યાદિત પોષણ હતું. વિશ્વામિત્રના જેવું વર્તન દુનિયામાં રોજ રોજ ઠેરઠેર થતું સાંભળીએ છીએ. એનાં પરિણામ કુમારિકાઓને, વિધવાઓને, બાળકોને, અને અનાથાશ્રમોને ભોગવવાં પડે છે.

('સ્ત્રી-પુરુષ-મર્યાદા,': ૧૫) કિશોરલાલ ઘ. મશરૂવાળા

  

તન્ત્રીઃ નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છૂટક નકલના ત્રણ આના

આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે છાપ્યું અને જીજીબા નરસિંહભાઇ પટેલે આણંદમાં પ્રકટ કર્યું. તા. ૯:૭:'૩૭

ટર્મનું ભાડું રૂા. ૧૫) રાખવામાં આવ્યું છે. જરૂરીઆત પ્રમાણે ભાડામાં ફેરફાર કરી શકાશે. ભોજનખર્ચ પુષ્ટિકારક ખોરાક લીધા છતાં રૂા. ૧૨થી વધુ નજ થાય તેની ખાસ કાળજી રખાય છે. આશ્રમનું બધું તંત્ર વિદ્યાર્થીઓ પોતેજ ચલાવે છે.

રમતોની પણ સગવડ ખાસ છે. દેશી રમતો ઉપરાંત ફુટબૉલ, વૉલીબૉલ, શેતરંજ, બેઇઝબૉલ વગેરે છે. વિદ્યાર્થીઓની તાત્કાલિક સારવાર માટે નાનું એવું દવાખાનું પણ છે.

પુસ્તકાલય જેવું નથી તો પણ સારાં સારાં પુસ્તકો વાંચવાનાં મળે એવી સગવડ તો જરૂર છેજ. તે ઉપરાંત હરિજનબંધુ અને જન્મભૂમિ પણ આવે છે.

દરસાલ દિવાળીની રજાઓમાં મુસાફરી અનિવાર્ય રાખી છે.

આશ્રમની શક્તિ પ્રમાણે વાર્ષિક પરીક્ષાઓ આપવા આવતા ભાઇઓ પાસેથી જેટલા દિવસ પરીક્ષા ચાલે તેટલા દિવસ ભોજન-ચાર્જ કે ભાડુ બિલકુલ લેવામાં નથી આવતું.

વ્યવસ્થાપક

---*---

ચ. પ્રિ. પ્રેસ—આણંદ

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

| સં. ૧૯૯૩<br>વર્ષ ૧૪ | આણંદ | અષાઢ<br>અંક ૯ |
| --- | --- | --- |

## કાલપીથી અલ્લાહાબાદ

**કાલપીથી** તા. ૪:૧:'૩૭ની સાંજે ૭ વાગે અમે કાનપુર આવ્યાં. સ્ટેશન નજીકની કેદારનાથ જગન્નાથની ધર્મશાળામાં મુકામ કર્યો. આ ધર્મશાળામાં મુકામ કરતાંજ સંયુક્ત પ્રાન્તોના માણસોના સ્વભાવનો અને વર્તનનો અનુભવ થયો. ધર્મશાળાના મુનશી તથા નોકરો મુસાફરો સાથે ઘણીજ બેદકારી અને અસભ્યતાથી વર્તે છે. આ સિવાય ગંદકીને બાદ કરતાં અહીં મુસાફરોના સામાનની 'બીલકુલ' સલામતી નથી. રાત્રે ઓરડીમાં સૂતેલા મુસાફરોને અંદરથી તાળાં વાસવાની ફરજ પડે છે. આ શું બતાવે છે? શું ગંગાજમના અને તેની નહેરોવાળા આ પ્રદેશમાં દેશના બીજા પ્રાન્તો કરતાં ઓછી ફળદ્રુપતા છે? સૌ કરતાં સંયુક્ત પ્રાન્તના પ્રદેશમાં અનાજનો પાક પુષ્કળ પ્રમાણમાં થાય છે, શાકભાજી પણ તેટલાજ પ્રમાણમાં થાય છે. આવી ફળદ્રુપતા છતાં દેશના બીજા પ્રાન્તો કરતાં ઠગબાજીવાળું અસભ્ય વર્તન અહીંજ વધારે મળે એ ઘણુંજ દિલગીર થવા જેવું છે.

આ ધર્મશાળાની અવ્યવસ્થાને લીધે તરત જ ત્યાંથી નીકળી અમે 'નયાગંજ'-માં આવેલ 'ગુજરાત મીત્રસ મિત્રમંડળ'માં ગયાં. અહીં રોજના આઠ આના ભાડું લેઇ ગુજરાતી મુસાફરોને ઊતરવા દેવામાં આવે છે. ..મંડળના સેક્રેટરી ભાઇ ચુનીલાલ કાળિદાસ શાહની દેખરેખ અને વ્યવસ્થા સારી છે. અહીંથી નજીકમાં ગુજરાતી સ્કૂલ તથા સમાજ છે. તેમાં પણ ગુજરાતી મુસાફરો ઊતરી શકે છે. પણ વ્યવસ્થા સારી નહિ હોવાથી જોઇએ તેવી અનુકૂળતા નથી. સમાજના મુસાફરખાનાની અવ્યવસ્થા એ અહીંના ગુજરાતી શિક્ષકોને શોભાસ્પદ નથી. તેમણે તેની વ્યવસ્થા માટે સંપૂર્ણ કાળજી રાખવી ઘટે. આ સિવાય

શહેરમાં લાટી મહોલ્લામાં લક્ષ્મણદાસની ધર્મશાળા સગવડવાળી છે. નયાગંજમાં પણ રાધાકૃષ્ણ કનોડિયાની ધર્મશાળા છે.

કાનપુર ગંગાને કિનારે આવેલું છે. શહેરથી ઉત્તરમાં 'સરસૈયાઘાટ' છે. ત્યાંથી ગંગાના વિસ્તારનું દૃશ્ય ઘણું સુંદર લાગે છે. ગંગાનો દેખાવ અહીં શાન્ત ગંભીર સમુદ્ર જેવો લાગે છે. 'સરસૈયાઘાટ' પાસે લાલા ગોકુલપ્રસાદની ધર્મશાળા છે.

કાનપુર કેન્ટોન્મેણ્ટમાં 'મેમોરીઅલ વેલ'–'સ્મારક કૂવો' છે. તે જોવા માટે તેની નજીકમાં આવેલા ક્રિશ્ચિયન દેવળમાંથી પાસ મેળવવો પડે છે. કૂવાની આસપાસ સુંદર બગીચો છે. આ કૂવો ૧૮૫૭ના બળવાની નિશાની છે. કૂવાની પાસે એક વૃક્ષ છે, બળવાને પ્રસંગે અંગ્રેજોની કતલ કરવામાં આવી હતી અને કતલ થએલાઓને આ કૂવામાં ફેંકી દેવામાં આવ્યા હતા, એમ કહેવામાં આવે છે. પણ એ વાત ખોટી છે, એમ આજના ઇતિહાસકોએ સાબિત કર્યું છે. હાલ આ કૂવાને પૂરી દેઇ તેના ઉપર આરસનો ચોતરો બનાવી તે ઉપર સ્વર્ગની દેવીની પ્રતિમા બેસાડેલી છે. ચોતરાને ફરતી દીવાલ ઉપર લેટીન ભાષામાં, અહીં કતલ થએલા મનાતા અંગ્રેજ ધર્મવીરોના બલિદાનની પ્રશંસાનાં વાક્યો લખેલાં છે. કૂવાની આસપાસ ઊંચો કઠેરો બનાવવામાં આવ્યો છે, જેમાં યુરોપીઅન સિવાય બીજાને જવાની મનાઇ છે. હજુ પણ આ જગામાં જાણે ભય હોય, એમ બગીચાના દરવાજા ઉપર 'દશ વર્ષથી નાનાં અંગ્રેજ બાળકોએ આ સ્થળમાં એકલાં આવવું નહિ' એવી મતલબનું સૂચનાનું પાટિયું લગાડેલું છે!

કાનપુર શહેરમાં અનાજ, કાપડ અને ખાંડનો વેપારઉદ્યોગ ધમધોકાર ચાલે છે. શહેરમાં એ. બી. રોડ ઉપર વિલાયતી માલની ભવ્ય અને સુંદર દુકાનો છે. શહેરના આ મુખ્ય રસ્તા સિવાયના ગલીઓના રસ્તા અજાણ્યા માણસો ભૂલા પડી જાય તેવા લાંબા અને ગૂંચવાડીઆ છે.

કાનપુરથી અમારે લખનૌ થઇ બનારસ જવું હતું. પણ આ સમયે લખનૌમાં પ્રજાના વાસ્તવિક હિતથી વિરુદ્ધનું જે પ્રદર્શન ભરવામાં આવ્યું હતું, તેમાં ભાગ નહિ લેવાનું રાષ્ટ્રપતિ પં. જવાહરલાલે પ્રજાને ફરમાન કર્યું હતું, તે અનુસાર અમે લખનૌ ન જતાં અલ્લાહાબાદ થઇને બનારસ જવાનું રાખ્યું. જોકે બીજા પ્રાન્તોમાંથી કેટલાક માણસો આ પ્રદર્શન જોવા જતા હતા, પણ અહીં સંયુક્ત પ્રાન્તોમાંથી તો રાષ્ટ્રપતિની આજ્ઞાને માન આપી ઘણાખરા માણસો જોવા જતા ન હતા.

**અલ્લાહાબાદ:** કાનપુરથી તા. ૬:૧:'૩૭ની સવારે ૭ વાગ્યે અમે અલ્લાહાબાદ જવા નીકળ્યાં. ૧૨ વાગ્યે અલ્લાહાબાદ આવ્યું. સ્ટેશન નજીક આવેલી 'બીશંભરનાથની ધર્મશાળા'માં મુકામ કર્યો. સ્ટેશનથી ચાર માઇલ દૂર યમુનાકિનારે મુંબઇના ગૃહસ્થ ગોકુલદાસ તેજપાળની પણ ધર્મશાળા છે. ત્યાં ગુજરાતીઓને ઊતરવાની સારી સગવડ છે.

અલ્લાહાબાદને પ્રયાગ પણ કહેવામાં આવે છે. અહીં ગંગાયમુનાનો સંગમ થાય છે. આ બે વિશાળ નદીઓના સંગમ આગળનું દશ્ય ગંભીર અને મનોહર છે. પણ આપણા ધર્મગુરુઓએ જે સ્થળને તીર્થધામ બનાવ્યું હોય, ત્યાં વિચારવાન મનુષ્ય ઊભો જ નહિ રહી શકે, એવી તે સ્થળની સ્થિતિ કરી નાખેલી હોય છે. સંગમકાંઠે મુક્તિ અને પુણ્યની આશાવાળા અંધશ્રદ્ધાળુ યાત્રીઓએ મુંડન કરાવી જ્યાં ત્યાં વાળ નાખી તથા શ્રાદ્ધના પિંડદાન નાખી કુદરતનાં આ સુંદર સ્થળને ને નદીકાંઠાના જળને ગંદકીના વાતાવરણથી કલુષિત બનાવી મૂક્યું છે. આ સ્થળે ઉત્તરાયણનો મોટો મેળો ભરાય છે. પૂર્વે મગધનો બૌદ્ધધર્મી શીલાદિત્ય રાજા પ્રયાગના મેળામાં દર પાંચ વર્ષે પોતાના રાજ્યનો સર્વ ભંડાર ગરીબો, બ્રાહ્મણો અને ભિક્ષુઓને વહેંચી દેતો હતો. છેવટે પોતાની પાસે માત્ર એક કૌપીન જ રાખતો. અહીં યમુનાને કિનારે પ્રાચીન કિલ્લો છે. કિલ્લામાં અશોકનો શિલાલેખ છે, તથા એક વિશાળ ભોંયરામાં પૌરાણિક સમયનાં દેવદેવીઓની અને ઋષિઓની પથ્થરની મોટી પ્રતિમાઓ ગોઠવી પંડ્યાઓએ દેવસ્થાન બનાવેલું છે. કિલ્લાના ઉપરના ભાગમાં દારૂગોળો તૈયાર કરવામાં આવે છે.

અલ્લાહાબાદ શહેરના રસ્તા પહોળા અને સ્વચ્છ છે. જોન્સ્ટનગંજમાં આવેલી ન્યુ કરાંચી હોટેલ અને રેસ્ટોરાંમાં નાસ્તાની તથા ઊતરવાની વ્યવસ્થા સારી છે. અહીં સડી, ચપ્પુ તથા નેતરની ખુરશીઓ, છાજલીઓ, નાનાં ટેબલ, મૂઢા વગેરે ચીજો બનાવવાનો હુન્નર સારો છે.

અલ્લાહાબાદ સ્ટેશનની નજીકમાં થોડે અંતરે ખુશરૂબાગ આવેલો છે. આ બગીચો મોગલ બાદશાહ ખુશરૂએ તૈયાર કરાવ્યો હતો. બગીચાની મધ્યમાં ખુશરૂ, તેની માતા અને બીજાં કુટુંબીજનોની કબરો છે. બગીચાની રચના ઘણી જ મનોહર છે. તેમાં જામફળનાં ઘણાં જ વૃક્ષો છે, જેનાં ફળ મીઠાં અને સુગંધીદાર થાય છે. અલ્લાહાબાદ જેવાં મીઠાં જામફળ હિંદમાં બીજે સ્થળે ભાગ્યે જ થાય છે.

વડોદરા — સૌ. ચંદનબેન દ્વિવેદી

ચોક્કસ વર્ષ ઉપરની વાત છે. એક દિવસે અનાથઆશ્રમમાં હું ગયો ત્યારે આશ્રમના સુપરિન્ટેન્ડન્ટે મને કહ્યું: "પોલીસ તરફથી આવેલી એક બાઈ આપની સાથે વાત કરવા માગે છે." મેં પૂછ્યું: "ક્યારે એ બાઈ આવી છે? ક્યાંથી આવી છે? શા માટે પોલીસે એને અહીં મોકલી છે?" સુપરિન્ટેન્ડન્ટે કહ્યું: "ગઈ કાલે જ પોલીસ તરફથી એક યાદી આવી છે અને આ બાઈને આપણા આશ્રમમાં રાખવા મોકલી છે. એના સંબંધે કોર્ટમાં કેસ ચાલે છે. કાઠિયાવાડી જેવી બાઈ જણાય છે. બહારના કોઈ પણ માણસ સાથે એને વાતચીત ન કરવા દેવી એવી તાકીદ પોલીસ તરફથી આપવામાં આવી છે."

અનાથાશ્રમ વિભાગમાં મેટ્રનની ઓફીસમાં હું ગયો. થોડી વારે એક પચીસેક વર્ષની કદાવર કદની પણ નિર્માલ્ય શરીરની, ફીકી, સુપ્રમાણ અંગોવાળી, સાધારણ રીતે સારી દેખાવડી કહેવાય એવી, અતિ તેજસ્વી આંખોવાળી એક બાઈ ત્યાં આવી. એના પહેરવેશ ઉપરથી એ કાઠિયાવાડી લાગતી હતી.

"મારી સાથે તમારે કાંઈ વાત કરવાની છે?" મેં પૂછ્યું.

"હાજી, હું બે દિવસથી અહીં આવી છું. મારા સંબંધે કેસનો નિકાલ થતા સુધી મારે અહીં રહેવાનું છે. પણ હું કહી દઉં છું કે જેની સાથે હું અહીં અમદાવાદ આવી છું, તેની જ સાથે હું લગ્ન કરવાની છું. ગમે તે થાય." તે બાઈ જરા ઉશ્કેરાઈને બોલી.

"તમે કોની સાથે અહીં આવ્યાં છો? શા માટે અહીં આવ્યાં છો? શી બાબત તમારો કેસ ચાલે છે? તમારી હકીકત મને જણાવશો?" મેં શાન્તિથી તેને પૂછ્યું.

"હાજી, જરૂર. આપે જે રીતે પૂછ્યું તે રીતે આજ આઠ વર્ષમાં કોઈએ મને પૂછ્યું જ નથી, કોઈએ મારી હકીકત જાણવા પ્રયત્ન પણ કર્યો નથી." તે બાઈ જરા ગળગળી થઈ બોલી.

મેં કહ્યું: "તમારી બધી [illegible] જે [illegible]થી મને કહો. જે મુશ્કેલી હશે તેનો આપણે [illegible] રાષ્ટ્રપતિ પં. જવાહરલાલને બીજું કાંઈ નહિ બને [illegible] લખની ન જતાં અલ્લાહાબાદ [illegible]."

રાખ્યું. જોકે બીજા પ્રાન્તોમાંથી કેટલાક માણસો આ મેળા — ગામની હું વતની હતા, પણ અહીં સંયુક્ત પ્રાન્તોમાંથી તો રાષ્ટ્રપતિની આવું થઈ ત્યારે મારી મા ઘણાખરા માણસો જોવા જતા ન હતા. વર્ષે —ગામના એક

અડતાળીસ વર્ષના કુળવાન બ્રાહ્મણ સાથે પૈસાની ખાતર પરણાવી. મને પાંચમા ધોરણ સુધી બાપે ભણાવી. ચૌદ વર્ષની ઉમરે મને સાસરે મોકલી. મારા ધણીને જોઇનેજ મને કંપારી છૂટી. બાવન તેપન વર્ષનો એ માણુસ દુબળો, પળીઆંવાળો, લગભગ પાંસઠ વર્ષ જેવડો લાગતો હતો. આ માણુસ સાથે સંસાર કેમ જશે એનો વિચાર કરતાંજ હું ત્રાસી ગઇ. બે ત્રણ દિવસમાં જ હું તો પાછી મારા બાપને ઘેર ચાલી આવી. પડોશની એક ડોશી આગળ હું ખૂબ રડી અને તેને બધી સ્થિતિથી વાકેફ કરી. ડોશીએ બધી વાત મારા બાપને કહી. બાપે કંઇ બોલ્યા વગર મને પોતાના ઘરમાં રાખી અને જાણે હું પરણીજ ન હોઉ તેમ મારા પતિનું કે સાસરે મોકલવાનું નામજ લીધું નહિ. લગભગ સત્તર વર્ષની મારી ઉમર થઇ ત્યારથી મારે ઘેર ગામપરગામના ગરાસિયા, રજપૂત, વાણીઆ વગેરે લોકોની અવરજવર થવા લાગી અને મારા બાપ જાણી જોઇને આ બધા મેમાનોના સહવાસમાં મને મૂકતા હોય એમ મને લાગ્યું. વરસ છ મહિના બાદ માણુસોની અવરજવર અમારે ઘેર વધતી ગઇ અને મને એ માણુસોનો પરિચય વધારે ને વધારે મારા બાપ કરાવતા ગયા. હું પણ વિના સંકોચે એ બધા સાથે ભળવાહળવા લાગી."

બાઇ બોલતી જરા ધીમી પડી ગઇ, એનો અવાજ ધીમો થયો અને મારી સામે જોઇ વાત કરતી હતી તે માથું નીચે રાખી વાત કરવા લાગી.

"એક દિવસ એક ગરાસીઓ અમારે ઘેર આવ્યો. સમીસંધ્યાએ અમારે ત્યાં આવ્યો. રસોઇ કરી તેને જમાડી હું મારા બાપની અને તેની પથારી આગલી ઓસરીમાં કરી ઘરના પાછલા ખંડમાં સુવા ગઇ. રાત્રે દશેક વાગે મારા ખંડમાં કોઇ આવ્યું હોય એવું મને લાગ્યું. જાગીને જોયું તો તે મેમાન મારી પથારી નજીક ઊભેલો હતો. હું ઉતાવળી દોડતી બહારના ખંડમાં ગઇ તો મારા બાપની પથારી ખાલી હતી. ઘરનું બારણું બહારથી બંધ કરેલું હતું. હું બહુજ ગભરાઇ અને બૂમો પાડવા જાઉં છું ત્યાં પેલો મેમાન મને ઊંચકી પાછલા ખંડમાં લેઇ ગયો. મેં ધમકી આપી, આજીજી કરી ત્યારે તેણે મને શાન્ત પાડી સાન્ત્વન આપવા માંડ્યું અને મને ત્યાંજ છોડી પોતાના ખંડમાં ચાલી ગયો. સવારે મારા બાપાને બને તેટલી સ્પષ્ટતાથી મેં વીતેલી વાત જણાવી, પણ એમણે કાંઇ ઉત્તર ન આપ્યો અને મેમાનને પણ કાંઇ કહ્યું નહિ. બીજે દિવસે કાંઇ બન્યું નહિ. ત્રીજે દિવસે ફરી પાછી પેલા દિવસની માફકજ હકીકત બની અને તે દિવસે મારા બધા ધમપછાડા અને ફાંફાં છતાં મારો સર્વનાશ થઇ ગયો! એક વખતે અજાણ્યે, અનિચ્છાએ,

કર્યું ને?" મેં પૂછ્યું.

બાઈએ ખૂબ આવેશમાં આવી જઈ ઘાંટો પાડીને બોલવા માંડ્યું: "ના, લગ્ન તો નથી કર્યું, પણ કરવું છે. મારા બાપ, ગામના લોક, ગામના પટેલ, બધાંને હવે મારી વહારે ધાવાનું સૂઝે છે. પેલા કોઈ હિંદુસમાજ કે આર્ય-સમાજ વાળા કે એવા કોઈ કોર્ટ પાસે આવી મને મુસલમાનને ન પરણવાનું સમજાવતા હતા. બધાંને હું મુસલમાન થઈ જાઉં એ બહુ આઘાત જેવું લાગે છે. હું બધાંને પૂછું છું કે આટલા દહાડા સૌ ક્યાં સંતાઈ ગયાં હતાં? પેલા અમારી ન્યાતના શેઠ તો મેં મદદ માગી ત્યારે મારી આબરૂ લેવા આવ્યા હતા! મારાં સગાંવહાલાં, ન્યાતવાળા, હિંદુસમાજ મને હવે શું રક્ષણ આપવાનાં છે? મારી અત્યાર સુધી ત્રાસજનક સ્થિતિ હતી, ત્યારે તો એ બધાંને કાંઈ લાગણી થઈ નથી, ત્યારે મને બચાવવાનું કોઈને સૂઝ્યું ન હતું. રાક્ષસ જેવા બાપના ત્રાસની વાત સૌ જાણતાં છતાં કોઈએ ન તો મને રક્ષણ આપ્યું કે ન તો મારા બાપને શિક્ષા કરી. અને હવે મને મોતમાંથી ઉગારનારની, મને રક્ષણ આપનારની સાથે હું લગ્ન કરી ઘર માંડવા જાઉં છું, ત્યારે બધાંની આબરૂને બટ્ટો લાગે છે, એમનું નાક કપાઈ જાય છે! એ મુસલમાન છે માટે? હું એને જ પરણીશ. એ મારો તારણહાર છે, હું શા માટે એને પરણું નહિ?"

મેં કહ્યું "શા માટે નહિ?"

('જ્યોતિર્ધર,' તા. ૧૨:૬:'૩૭) ગ. ગો. ધ્રુ.

—*—

## કણબી – પાટીદાર – પટેલ

### (૧)

**ગુજરાતના** બધા પાટીદાર મૂળે કણબી હતા અને હજીયે છે.

આજે જે અર્થમાં કણબી શબ્દ વપરાય છે, તે અર્થને લીધે જ કહેવાતા કુળવાન પાટીદારને 'કણબી' શબ્દ પ્રત્યે ઘૃણા ઉપજે છે. કણબી શબ્દનો મૂળ અર્થ જોવામાં આવે તો એ ઘૃણા કેવળ અજ્ઞાનજનક લેખાય.

કણબી શબ્દની સીધી અને સરળ વ્યુત્પત્તિ 'કણ' અને 'બી' એ પ્રમાણે કરવાને સામાન્ય રીતે માણસ લલચાય, પણ તે વ્યાજબી નથી. ભાષાનો ઇતિહાસ જોતાં આવી વ્યુત્પત્તિ અર્થહીન અને કૃત્રિમ લાગે છે. ગુજરાતમાં

કણબીઓનો (આજના પાટીદારોનો) ઇતિહાસ પાંચસોથી છસો વરસનો ગણી શકાય, કારણ કે અહીં તેમનો વસવાટ ૨૫ પેઢીથી જૂનો નથી.[1]

સંસ્કૃત કુટુમ્બી અને મરાઠી કુળંબી, કુણબી સાથે કણબી શબ્દનો મેળ વાસ્તવિક છે. અંગ્રેજીમાં પણ Husbandman શબ્દ છે, જેનો અર્થ કુટુંબનો વડો, ખેડૂત થાય છે. Hus = a house અને bonda = a boor, a peasant. એટલે સંસ્કૃત કુટુમ્બી, પ્રાકૃત કુડુમ્બી, મરાઠી કુળંબી કુણબી અને ગુજરાતી કણબી, આ ક્રમ ભાષાશાસ્ત્રના નિયમ પ્રમાણે વ્યાજબી છે. ડાકોરની પેલી તરફના પડીઆણુ ભાગ આજે માળ કહેવાય છે, તેને ભાગી ફળદ્રુપ બનાવવા હજુયે પાટીદાર સાહસ કરીને ત્યાં જાય છે અને વસવાટ પણ કરે છે. એ જ પ્રમાણે પાંચસો છસો વર્ષ પહેલાં ગુજરાતના અણખેડાએલ પ્રદેશમાં ઉત્તર હિંદમાંથી આવીને ખેડૂત કુટુંબો વસ્યાં હોય અને મોગલાઇ રાજ્યની પડતી અને મરાઠી પેશ્વાઇ રાજ્યની ચઢતીના સમયમાં તેઓ 'કુણબી' અને પછી પહેલા અક્ષરમાંનો 'ઉ' ઘસાતાં 'કણબી' નામથી ઓળખાયા હોય એમાં જરાયે શંકા રહેતી નથી.

કેવો સુંદર શબ્દ! કુટુંબી = કણબી: સંયુક્ત કુટુંબોમાં રહેતો ખેડૂત પોતાના નામમાં જ કુટુંબભાવનાને જાણેઅજાણે સમાવે છે. અનેક ખેડૂત કુટુંબોનો (કણબીઓનો) જથો એ જ કણબીની જ્ઞાતિ, અને એ જ આજની પાટીદાર જ્ઞાતિ. પાટીદાર કણબીથી જુદો નથી કે ઊંચો નથી. મૂળે તે કણબી હતો અને હજુયે તેમ માને તો વાંધો નથી.

જૂની કહેવતોમાં પણ 'પાટીદાર' શબ્દ નજરે પડતો નથી. 'કણબી કેડે

---

૧ "ગુજરાતમાં પાટીદારને લાવનાર પ્રથમ સિદ્ધરાજ જયસિંહ હતો; તે પહેલાં તેમનું સ્થાન ગંગાનદીના પ્રદેશમાં હતું. સિદ્ધરાજે પાટણમાં ને કેટલાકને અડાલજમાં ગુજરાતની જમીનની આબાદી કરવા રોક્યા. અડાલજમાં તેમની વસતિ વધતાં તેઓ ગુજરાતના દક્ષિણ પ્રદેશમાં ઊતર્યા ને જે કુટુંબને જ્યાં ફાવે તે ત્યાં રહેવા મંડયું. . . . તેમની પાસે પોતાની જમીન ખેડવા માટે ન હતી, તેથી જમીનો ખેડવા માટે પેટલાદના નાગરો, જે તે વખતે આખા ચરોતરની જમીનદારી ધરાવતા હતા, તેમની પાસેથી દાણે, સાંથે ને કેટલાક તેમના વેતરા પેટે જમીન ખેડતા. આ જ વખતે પાટીદારોનાં ઉપનામ લુંડીઆ, ઢુંડીઆ વગેરે હતાં. ... તે વખતે કુળવાન ગામ અમદાવાદ ગણાતું અને દરેક પાટીદાર અમદાવાદમાં કન્યા આપવામાં ગર્વ લેતો હતો." (દૈનિક 'મુંબઇ સમાચાર' તા. ૪:૫:૧૯૩૬, પૃષ્ઠ ૯.— લિ. સોજીત્રાનિવાસી)

ક્રોડ, કણબી કોઇ કેડે નહિ' એ કહેવતથી પાટીદાર મગરૂર થાય છે, પણ પોતાને કણબીથી જુદો માને છે અને કણબીઓને ધિક્કારે છે! કવિ શામળ પણ કવી ગયો છે: 'લાયક કણબી લેઉઆ, વાસણ કેરો વંશ.' પાછળથી કણબીઓના બે ભાગ – લેઉઆ અને કડવા – પડ્યા અને તેમની વચ્ચે સામાજિક વ્યવહારની દીવાલો ઊભી થઇ. લેઉઆ અને કડવા કણબીઓ જતે કાળે કણબી નામ પોતાથી ઊતરતા ગણાતા એવા બીજા વર્ગને આપી, તેઓ પોતે અનુક્રમે લેઉઆ અને કડવા પાટીદાર કહેવડાવવામાં ગૌરવ લેવા લાગ્યા.

અને મૂળ ખેતી કરનાર ખેડૂત – કણબી જેમ જેમ પૈસેટકે સુખી થતો ગયો, વતન વધારી વતન-દાર, જમીન-દાર, પાટી-દાર થતો ગયો અને જેમ જેમ પ્રતિષ્ઠામાં વધતો ગયો, તેમ તેમ પોતે જાતે ખેતી કરવાનું ઓછું કરી નવા ખેડૂતવર્ગને વસાવતો ગયો. એ નવા ખેડૂતવર્ગની દશા તેણે વેઠીઆ અને ગુલામ જેવી પરતંત્ર કરી નાખી. પછી તો તેણે કણબી નામરૂપી કાંચળી ઉતારી પેલા નવા લૂંડા ખેડૂતવર્ગને ઓઢાડી અને પોતાને અભિમાનથી પાટી-દાર (જમીન-દાર) કહેવડાવવા લાગ્યો. થયું, મૂળ કણબી ખેડૂત કણબી મટી પાટી-દાર થયો અને કણબીઓનો નવો વર્ગ – નવી જ્ઞાતિ ઊભી કરી. આજે કણબી જમીનદાર હોય તો યે 'પાટી-દાર' નહિ પણ કણબી, અને પાટીદાર પાસે ટુકડો જમીન ન હોય તોપણ 'પાટી-દાર'!

આજે પાટીદાર એટલે જમીનદાર એવો ભાગ્યે જ ખ્યાલ આવે છે, કારણકે અનેક પાટીદારોને ભાગમાં માંડ વીઘું જમીન આવે છે. આજે નાગરોમાં જમીનદાર અટક છે. ત્યારે સો સો અને તેથી વધુ એકર જમીન ધરાવનાર પાટીદારો 'જમીન-દાર' નામની નવી જ્ઞાતિ ઊભી કરે તો 'પાટીદાર'ને બદલે 'જમીનદાર' કહેવડાવવામાં સૌ કોઇ અભિમાન લે અને એમ એક બે સૈકામાં 'પાટીદાર' શબ્દ ઘૃણાજનક બની 'જમીનદાર' શબ્દ ગૌરવપૂર્ણ લાગે. બરાબર આમ જ કણબી શબ્દનું થયું છે. 'કુટુંબી' જેવી સુંદર ભાવનાનું અભિમાન આપતો 'કણબી' શબ્દ આજે અપમાનજનક થઇ પડ્યો છે. આજે કહેવાતા કણબીઓનું સામાજિક ધોરણ પાટીદારોમાં છેક નીચું છે, ક્યાંક તો છેક હડધૂત છે.

કાઠિયાવાડમાં ગુજરાતનો કણબી ગયો. ત્યાં કાળક્રમે 'પાટીદાર' જેવો નામનો ફેરફાર નથી થયો. એટલે ત્યાં તેઓ હજી યે કણબી કહેવાય છે. તેમનો વડો મુખીના અર્થમાં ગામનો 'પટેલ' કહેવાય છે. તેમનું મૂળ બતાવતા જ્ઞાતિના નિયમો, અટકો વગેરે ઠીક પ્રમાણમાં મળી આવે છે. હજુ યે ચરોતરમાંથી

એ ચાર વરસે આપણા કેટલાક પુરોહિતો કાઠિયાવાડના કણબીઓના ગોર તરીકે જઈને પાછલી ઉઘરાણી કરી લાવે છે. એટલે 'પાટીદાર' એ કણબીઓએ જ અભિમાનથી વાપરેલો શબ્દ છે.

પણ ત્યારે હવે 'પાટીદાર' શબ્દ ઓછો થઈને અટક તરીકે વપરાતા 'પટેલ' શબ્દનો જ્ઞાતિના નામ તરીકે પ્રચાર પામવા લાગ્યો છે. 'પટેલ' અટકમાં પાટીદાર અને કણબી, લેઉઆ અને કડવા સૌનો સમાવેશ થાય છે.

ત્યારે હવે અભિમાનભર્યા 'પાટીદાર' શબ્દને બદલે જાણ્યે અજાણ્યે અટક તરીકે વપરાતો 'પટેલ' શબ્દ કેમ વપરાવા લાગ્યો છે તે જોઈએ.

૨

'પટેલ' એ જ્ઞાતિસૂચક શબ્દ નથી, પણ વ્યાપક અર્થ સૂચવતો શબ્દ છે. અનેક સ્થળે અનેક અર્થમાં એ વપરાયો છે. 'પટેલ' એટલે જ્ઞાતિનો (કોઈ પણ જ્ઞાતિનો) અગ્રણી અથવા મુખી; આ અર્થ ગુજરાતી ભાષામાં રૂઢ થયો છે અને તેથી અનેક જ્ઞાતિઓએ તેને પોતાનો કર્યો છે. આથી બીજા અર્થમાં જોઈએ તો તે કોઈ પણ જ્ઞાતિની એક અથવા અનેક વ્યક્તિઓએ સૈકાંઓ પહેલાં અથવા નવેસર યોજેલી અટક.

ઉત્તર હિંદમાં નામની પાછળ અટક સામાન્ય નથી. દક્ષિણ હિંદમાં નિરપવાદ છે. આપણા ઉપર દક્ષિણનાં રાજ્યોની પણ હકુમત હોવાથી તેમની અસર ઓછાવત્તા પ્રમાણમાં સર્વત્ર થઈ છે એ આપણે આગળ જોયું. મરાઠી પટ્ટ =જમીન, તે ઉપરથી પાટીલ, પટેલ; એટલે જમીનદાર માણસો પટેલ કહેવાવા લાગ્યા. પાછળથી મુખી, અગ્રણીના અર્થમાં એ શબ્દ સર્વવ્યાપક થયો.

કાઠિયાવાડમાં કણબીનો આખો વર્ગ 'પટેલ' નથી કહેવાતો. ગામમાં એક અગ્રણી જ 'પટેલ' કહેવાય છે. આપણે ત્યાં પણ પહેલાં આમ જ હતું, પણ પાછળથી આખા પરિવારની, પછી આખી જ્ઞાતિની અટક 'પટેલ' થઈ. જેમ આજે 'અમીન' અટકનો પરિવારરૂપે વિસ્તાર થયો છે તેમ. વળી જેઓ 'અમીન' ન હોઈ 'પટેલ' છે તેઓ પણ ગૌરવથી 'અમીન'માં ખપી ગયા છે. તેમ જ મૂળે 'પટેલ' શબ્દમાંથી અગ્રણીપણું જતાવતો અર્થ ભૂંસાઈ ગયો અને વાસ્તવિક રીતે 'પટેલ' ન હોવા છતાં, ગામનો એક સાધારણ અને ગરીબ માણસ હોવા છતાં 'પટેલ' થઈ પડ્યો.

આમ આજે 'પટેલ' શબ્દ એમાં રહેલા મૌલિક અર્થનું નહિ, પણ અટકનું સૂચન કરે છે. વળી એ અટક ગુજરાતના પાટીદારો જ નહિ, પણ કણબીઓ અને બીજી અનેક જ્ઞાતિઓ ઓછાવત્તા પ્રમાણમાં ધરાવે છે. 'એ તે

શેનો પટેલ? એ તો કણબી!' એવું કહેતા ચરોતરના કુળાભિમાની 'પટેલો'ને કદાચ આ વાતની ભાગ્યેજ ખબર હશે. ઇતર જ્ઞાતિઓના 'પટેલો'ને કદાચ એ લેભાગુ માનતો હશે! પરંતુ જેઓ બહાર નીકળ્યા છે, જેમણે બહારની દુનીઆ જોઇ છે તેમને, બીજી જ્ઞાતિઓમાં પણ 'પટેલ' અટક ધરાવતાં અનેક ખાનદાન કુટુંબો છે, એવો અનુભવ જરૂર થયો હશે.

ગુજરાતીઓની વસતિ સારા પ્રમાણમાં હોય એવા કોઇ પણ મોટા શહેરના રાજમાર્ગ ઉપર દુકાનોનાં પાટિયાં વાંચતા ફરીએ તો એક સ્થળે 'લક્ષ્મણ કુંવરજી પટેલ, બિલ્ડર અને કોન્ટ્રાક્ટર' વાંચવામાં આવશે. બીજે સ્થળે જોશો તો 'બી. જે. પટેલ (અથવા બમનજી જમશેદજી પટેલ) એડવોકેટ' વાંચવામાં આવશે. વળી ત્રીજે સ્થળે 'ડૉ. એમ. કે. પટેલ (અથવા ડૉ. મણિભાઇ કાશીભાઇ પટેલ, ઓડના કણબી!) એફ. આર. સી. એસ., લંડન' વાંચવામાં આવશે. કોઇ ચોથે સ્થળે 'ખોજા કરમાલી પીરભાઇ પટેલ, જથાબંધ તથા છૂટક કરીઆણાના વેપારી' એમ વાંચવામાં આવશે. કોઇ પાંચમે સ્થળે 'નરોત્તમ હીરાભાઇ પટેલ'ની દારની કોઠ માલમ પડશે. છઠ્ઠે સ્થળે 'સી. પી. પટેલ (અથવા ચીમનભાઇ પ્રભુદાસ પટેલ), બી. કોમ., ચાર્ટર્ડ એકાઉન્ટંટ, રજીસ્ટર્ડ ઓડીટર' વાંચવામાં આવશે. આ છયે દાખલામાં નામ સાથે એકજ અટક આપવા છતાં અનુભવી માણસ એ બધાને એક જ્ઞાતિના કહેવાની ભૂલ કરશે નહિજ. પહેલા નામમાં સહેજે અટકળ થઇ શકે કે તે એક કાઠિયાવાડી છે અને કણબીની નાતમાં અગ્રણી છે. બીજું નામ પારસી પટેલનું છે, એ કહેવું પડે તેમ નથી. ત્રીજું નામ કહેવાતા કુળહીણ કણબીનું છે. ચોથું ખોજાનું છે. પાંચમું સુરતી પટેલનું (જેમની મૂળ જ્ઞાતિની માહીતિ સહેલાઇથી મળતી નથી) અને છઠ્ઠું ચરોતરના કહેવાતા કુળવાન પાટીદારનું નામ છે.

અને આમજ સુરત જિલ્લાની કહેવાતી હલકી કોમોમાં તેમજ કાછીઆ, વાળંદ, દલવાડી જેવા કારીગરોમાં, ઢેડ, ભંગી જેવી કહેવાતી અસ્પૃશ્ય કોમોમાં અને લોહાણા, વહોરા, ખોજા, મુસલમાન, પારસી જેવા અનેક લોકોમાં 'પટેલ' અટક જોવા જાણવામાં આવશે. આ બધાનું મૂળ તપાસતાં એમ જણાય છે કે જેઓ જ્ઞાતિના વડા, અગ્રણી કે મુખી પહેલાં 'પટેલ' કહેવાતા હતા, પણ પાછળથી તેમ ન રહેવા છતાં તેમનો પરિવાર તેને કુટુંબની અટક તરીકે વાપરતો થયો.

'દેસાઇ' અને 'અમીન' જેવી અટકનો પણ આવોજ ઇતિહાસ છે. એ શબ્દો મધ્યયુગમાં ઇલકાબ તરીકે એનાયત થતા; અને તેને અંગે સાલિયાણું પણ મળતું. વર્ષો થયાં આજે અસલ ઇલ્કાબધારીઓનો કુટુંબવિસ્તાર વધી

ગયો છે અને સાલિયાણું અપવાદ બાદ કરતાં ઘણુંખરું બંધ થયું છે, પણ જે તે શબ્દ અટક તરીકે કાયમ રહી ગયા છે.

અહીં એમ જણાવવાનો ઉદ્દેશ નથી કે એ અટકો રદ થવી જોઇએ. આજે અટકની કિંમત કંઇજ નથી. ઊંચા કુળનો અને સંસ્કારનો ઇજારો માત્ર એ જ કુટુંબો ધરાવે છે એમ પણ નથી; એટલું જ નહિ પણ એ કુટુંબોમાં ગે ઇન્દ્રવર્ણા કુળની માફક માનવતાને લજવે તેવું આસુરીપણું હોય છે, એ શિષ્ટવર્ગ હવે સારી પેઠે સમજે છે. અજ્ઞાત ગામડીઆ હજુ તેને મહત્ત્વ આપી રહ્યા છે એટલા પૂરતીજ એની કિંમત રહી છે એમ કહી શકાય.

આજની પરિસ્થિતિમાં અમારું માનવું છે કે ગમે તે માણસ ગમે તે અટક રાખે તેથી કોઇનું કંઇ લૂંટાઇ જતું નથી. અહીં તો જ્ઞાતિનો ઇતિહાસ અને ગુણદોષ જોવાનો ઉદ્દેશ છે. પાછળથી કણબીઓમાં 'પટેલ' અટકની સાથે સાથે 'દેસાઇ' અને 'અમીન' જેવી ઇલકાબ કે દરજ્જો સૂચવતી અટકો પણ આવી. એ અટકો પણ સઘળા દરજ્જાના પાટીદારોમાં એટલે ચરોતર, કાનમ, વાકળ, એ બધા પ્રદેશોનાં ગામોના પાટીદારોમાં જોવામાં આવે છે. છતાં મુખ્યત્વે નડીઆદમાં દેસાઇ અને વસોમાં અમીન વધુ પ્રમાણમાં છે. પણ ત્યારે વીરસદ, તારાપુર, મહુધા, દેહગામ અને વરણામા વગેરે ગામોમાં પણ અમીન છે, એટલે વસોના અમીનોએ અભિમાન લેવાનું રહેતું નથી. તેમજ વાણીઆબ્રાહ્મણોમાં અને પાટીદારોનાં અનેક ગામમાં દેસાઇ અટક ધરાવતાં કુટુંબો છે, એટલે નડીઆદના દેસાઇઓએ પણ અભિમાન લેવાનું રહેતું નથી.

ચરોતર, કાનમ, વાકળ અને અન્ય સ્થળોના પાટીદારોનો ઇતિહાસ માનવ-ઇતિહાસમાં અજોડ છે. પૃથ્વીના પડ ઉપર ભાગ્યેજ એવા પ્રદેશો જડશે, જેનાં પ્રત્યેક ગામડાના જમીનના માલેક ખેડૂતો એક જ પિતાનો પરિવાર હોઇ સંગઠન અને ભ્રાતૃત્વ ધરાવતાં હોય. એકજ કુટુંબી હોવાથી એકજ ગામમાં અંદર અંદર લગ્નવ્યવહાર પણ થતો નથી. જે તે ગામમાં મૂળ વસાહત કરનાર ખેડૂત કુટુંબી—કણબી પિતાનો પરિવાર તે જે તે ગામનો આજનો પાટીદાર.

દારેસલામ (પૂર્વ આફ્રિકા) ડાહ્યાભાઇ મનોરભાઇ પટેલ

---

## જ્ઞાતિસંસ્થા

**હિંદુસમાજ** ખ્રિસ્તી, મુસલમાન, પારસી ઇત્યાદિ સમાજોની માફક એક અવિભક્ત સમાજ નથી. મૂળથીજ તેના ચાર વિભાગ કરવામાં આવ્યા હતા. પરંતુ શ્રમવિભાગને અને કાર્યશક્તિને ધોરણે રચાએલા એ વિભાગોમાં ઊંચ-

શેનો પટેલ? એ તો કણબી!' એવું કહેતા ચરોતરના કુળાભિમાની 'પટેલો'ને કદાચ આ વાતની ભાગ્યેજ ખબર હશે. ઇતર જ્ઞાતિઓના 'પટેલો'ને કદાચ એ લેભાગુ માનનો હશે! પરંતુ જેઓ બહાર નીકળ્યા છે, જેમણે બહારની દુનીઆ જોઇ છે તેમને, બીજી જ્ઞાતિઓમાં પણ 'પટેલ' અટક ધરાવતાં અનેક ખાનદાન કુટુંબો છે, એવો અનુભવ જરૂર થયો હશે.

ગુજરાતીઓની વસતિ સારા પ્રમાણમાં હોય એવા કોઇ પણ મોટા શહેરના રાજમાર્ગ ઉપર દુકાનોનાં પાટિયાં વાંચતા ફરીએ તો એક સ્થળે 'લક્ષ્મણ કુંવરજી પટેલ, બિલ્ડર અને કોણ્ટ્રાકટર' વાંચવામાં આવશે. બીજે સ્થળે જોશો તો 'બી. જે. પટેલ (અથવા બમનજી જમશેદજી પટેલ) એડવોકેટ' વાંચવામાં આવશે. વળી ત્રીજે સ્થળે 'ડૉ. એમ. કે. પટેલ (અથવા ડૉ. મણિભાઇ કાશીભાઇ પટેલ, ગોડના કણબી!) એફ. આર. સી. એસ., લંડન' વાંચવામાં આવશે. કોઇ ચોથે સ્થળે 'ખોજા કરમાલી પીરભાઇ પટેલ, જથાબંધ તથા છૂટક ફરીઆણાના વેપારી' એમ વાંચવામાં આવશે. કોઇ પાંચમે સ્થળે 'નરોત્તમ હીરાભાઇ પટેલ'ની દોરની કોઠ માલમ પડશે. છઠ્ઠે સ્થળે 'સી. પી. પટેલ (અથવા ચીમનભાઇ પ્રભુદાસ પટેલ), બી. કોમ., ચાર્ટર્ડ એકાઉંટંટ, રજીસ્ટર્ડ ઓડીટર' વાંચવામાં આવશે. આ છયે દાખલામાં નામ સાથે એકજ અટક આપવા છતાં અનુભવી માણસ એ બધાને એક જ્ઞાતિના કહેવાની ભૂલ કરશે નહિજ. પહેલા નામમાં સહેજે અટકળ થઇ શકે કે તે એક કાઠિયાવાડી છે અને કણબીની નાતમાં અગ્રણી છે. બીજું નામ પારસી પટેલનું છે, એ કહેવું પડે તેમ નથી. ત્રીજું નામ કહેવાતા કુળહીણ કણબીનું છે. ચોથું ખોજાનું છે. પાંચમું સુરતી પટેલનું (જેમની મૂળ જ્ઞાતિની માહીતિ સહેલાઇથી મળતી નથી) અને છઠ્ઠું ચરોતરના કહેવાતા કુળવાન પાટીદારનું નામ છે.

અને આમજ સુરત જિલ્લાની કહેવાતી હલકી કોમોમાં તેમજ કાછીઆ, વાળંદ, હલવાડી જેવા કારીગરોમાં, ઢેડ, ભંગી જેવી કહેવાતી અસ્પૃશ્ય કોમોમાં અને લોહાણા, વહોરા, ખોજા, મુસલમાન, પારસી જેવા અનેક લોકોમાં 'પટેલ' અટક જોવા જાણવામાં આવશે. આ બધાનું મૂળ તપાસતાં એમ જણાય છે. કે જેઓ જ્ઞાતિના વડા, અગ્રણી કે મુખી પહેલાં 'પટેલ' કહેવાતા હતા, પણ પાછળથી તેમ ન રહેવા છતાં તેમનો પરિવાર તેને કુટુંબની અટક તરીકે વાપરતો થયો.

'દેસાઇ' અને 'અમીન' જેવી અટકનો પણ આવોજ ઇતિહાસ છે. એ શબ્દો મધ્યયુગમાં ઇલકાબ તરીકે એનાયત થતા; અને તેને અંગે સાલિયાણું પણ મળતું. વર્ષો થયાં આજે અસલ ઇલકાબધારીઓનો કુટુંબવિસ્તાર વધી

ગયો છે અને સાલિયાણું આપવાદ બાદ કરતાં ઘણુંખરું બંધ થયું છે, પણ જે તે શબ્દ અટક તરીકે કાયમ રહી ગયા છે.

અહીં એમ બતાવવાનો ઉદ્દેશ નથી કે એ અટકો રદ થવી જોઇએ. આજે અટકની કિંમત કંઇજ નથી. ઊંચા કુળનો અને સંસ્કારનો ઇજારો માત્ર એ જ કુટુંબો ધરાવે છે એમ પણ નથી; એટલું જ નહિ પણ એ કુટુંબોમાં ગે ઇન્દ્રવર્ણા ફળની માફક માનવતાને લજવે તેવું આસુરીપણું હોય છે, એ શિષ્ટવર્ગ હવે સારી પેઠે સમજે છે. અજ્ઞાત ગામડીઆ હજુ તેને મહત્ત્વ આપી રહ્યા છે એટલા પૂરતીજ એની કિંમત રહી છે એમ કહી શકાય.

આજની પરિસ્થિતિમાં અમારૂં માનવું છે કે ગમે તે માણસ ગમે તે અટક રાખે તેથી કોઇનું કંઇ લૂંટાઇ જતું નથી. અહીં તો જ્ઞાતિનો ઇતિહાસ અને ગુણદોષ જોવાનો ઉદ્દેશ છે. પાછળથી કણબીઓમાં 'પટેલ' અટકની સાથે સાથે 'દેસાઇ' અને 'અમીન' જેવી હલકાબ કે દરજ્જો સૂચવતી અટકો પણ આવી. એ અટકો પણ સઘળા દરજ્જાના પાટીદારોમાં એટલે ચરોતર, કાનમ, વાકળ, એ બધા પ્રદેશોનાં ગામોના પાટીદારોમાં જોવામાં આવે છે. છતાં મુખ્યત્વે નડીઆદમાં દેસાઇ અને વસોમાં અમીન વધુ પ્રમાણમાં છે. પણ ત્યારે વીરસદ, તારાપુર, મહુધા, દેહગામ અને વરણામા વગેરે ગામોમાં પણ અમીન છે, એટલે વસોના અમીનોએ અભિમાન લેવાનું રહેતું નથી. તેમજ વાણીઆબ્રાહ્મણોમાં અને પાટીદારોનાં અનેક ગામમાં દેસાઇ અટક ધરાવતાં કુટુંબો છે, એટલે નડીઆદના દેસાઇઓએ પણ અભિમાન લેવાનું રહેતું નથી.

ચરોતર, કાનમ, વાકળ અને અન્ય સ્થળોના પાટીદારોનો ઇતિહાસ માનવ-ઇતિહાસમાં અજોડ છે. પૃથ્વીના પડ ઉપર ભાગ્યેજ એવા પ્રદેશો જડશે, જેનાં પ્રત્યેક ગામડાનાં જમીનના માલેક ખેડૂતો એક જ પિતાનો પરિવાર હોઇ સંગઠન અને ભ્રાતૃત્વ ધરાવતાં હોય. એકજ કુટુંબી હોવાથી એકજ ગામમાં અંદર અંદર લગ્નવ્યવહાર પણ થતો નથી. જે તે ગામમાં મૂળ વસાહત કરનાર ખેડૂત કુટુંબી—કણબી પિતાનો પરિવાર તે જે તે ગામનો આજનો પાટીદાર.

દારેસલામ (પૂર્વ આફ્રિકા) ડાહ્યાભાઇ મનોરભાઇ પટેલ

—*—

## જ્ઞાતિસંસ્થા

**હિંદુસમાજ** ખ્રિસ્તી, મુસલમાન, પારસી ઇત્યાદિ સમાજોની માફક એક અવિભક્ત સમાજ નથી. મૂળથીજ તેના ચાર વિભાગ કરવામાં આવ્યા હતા. પરંતુ શ્રમવિભાગને અને કાર્યશક્તિને ધોરણે રચાએલા એ વિભાગોમાં ઊંચ-

નીચનો ભેદ દાખલ થતાં સમાજ છિન્નભિન્ન થવા લાગ્યો અને મિથ્યાભિમાની વર્ગોએ સમાજના વધુ ને વધુ કકડા પાડ્યા. આજના હિંદુ સમાજના આન્તર-કલહો અને તેનો થતો ક્ષય એ મિથ્યાત્વનેજ આભારી હોય એમ લાગે છે.

હિંદુ સમાજના વિભાગો પહેલાં વર્ણને નામે ઓળખાતા. આજના નાના નાના વિભાગ નાતને નામે ઓળખાય છે. આ સંસ્થા પણ આજકાલની નથી, એણે સૈકાંઓ જોયાં છે અને સમાજજીવનમાં તે જડ ઘાલી બેઠી છે. પરંતુ અત્યારે જે કેટલાક બનાવો બને છે તે ઉપરથી તેનું ભવિષ્ય કલ્પવું મુશ્કેલ છે. કેટલાક કહે છે કે નાત જેવી સંસ્થા હોવી ન જોઇએ, કેટલાક તેનો બચાવ કરવા પ્રયત્ન કરે છે. તેનો જે રીતે ઉપયોગ કરવામાં આવે તે ઉપર તેના અસ્તિત્વનો આધાર છે.

નાત અન્યોન્યસહાયક સંસ્થા જેવી બની રહે, નાતના સભ્યો એક બીજાને સારે માઠે પ્રસંગે સગાં ભાઇબેન જેવી મદદ કરવાને તૈયાર રહે, ધનવાન જ્ઞાતિજનો ગરીબોને માટે કેળવણી સારૂ, વેપારઉદ્યોગ કરવા સારૂ, વિધવાઓને યોગ્ય રક્ષણપોષણ આપવા સારૂ, તદ્દન નિરાધાર જ્ઞાતિજનોના પોષણની વ્યવસ્થા કરવા સારૂ, એક મોટું ફંડ ઊભું કરે, વગેરે અનેક કાર્યો સહેલાઇથી પાર પાડી શકે એવા ઉદ્દેશથી નાત નામની સંસ્થા અસ્તિત્વમાં આવી હોય એમ લાગે છે. જો જ્ઞાતિજનોએ ઉક્ત ઉદ્દેશો પાર પાડવા સદા પ્રયત્નશીલ રહેવું એજ પોતાની ફરજ છે એમ માન્યું હોત તો નાત નામનો નાનો સમૂહ અત્યંત આવશ્યક અને ઉપકારક થઇ પડત.

પણ નાતની હાલની દશા અવલોકતાં માલમ પડે છે કે ઉપર જણાવેલ એક પણ ઉદ્દેશ તે પાર પાડી શકતી નથી. હાલ તો પરિસ્થિતિ તદ્દન ઊંધી છે. અત્યારે તો નાતમાં રહેવા સારૂ અમુક વરા ફરજીઆત કરી ઘરબાર ગીરો મૂકવાં પડે છે, નાતમાં યોગ્ય વરને અભાવે પોતાની પુત્રીનું શિક્ષણ અટકાવી તેની અભિલાષાઓ દાબવી પડે છે, અમુકજ નાના સમૂહમાંથી કન્યા લેવા દેવાની હોવાથી શારીરિક યા માનસિક કજોડાં બાંધવાની ફરજ પડે છે. આમ નાત નામની સંસ્થા આજે તો નિરર્થક અને હાનિજનક બની છે.

આજ છોકરાંની ઇચ્છા વિરુદ્ધ માબાપો કેટલેક પ્રસંગે બળજબરીથી પણ લગ્ન કરતાં જોવામા આવે છે. જે દેશમાં સ્ત્રીઓ સ્વયંવરથી પરણતી હતી તેજ દેશમાં આજ ઠેરઠેર બાળલગ્નો જોવામાં આવે છે, અને શારીરિક માનસિક, ઇત્યાદિ અનેક પ્રકારનાં કજોડાં જોવામાં આવે છે. વિધવાને શાસ્ત્રની સંમતિ હોય અથવા ન હોય, પુનર્લગ્ન બુદ્ધિગ્રાહ્ય હોય અથવા ન હોય,

તોપણ તે વિષયમાં તેને વ્યક્તિસ્વાતંત્ર્ય આપવાને રૂઢિનું પ્રાબલ્ય અડચણકર્તા થઇ પડે છે. આમ વિધવાઓને અનેકવિધ દુઃખ સહન કરવાં પડે છે.

યુવકો! આપણે આવી પરિસ્થિતિ ક્યાં સુધી નિભાવીશું? આપણે તો રૂઢિનાં જુગજુગજૂનાં બંધનો શિથિલ કરવા ઉપયુક્ત થવું જોઇએ. આ પ્રગતિના જમાનામાં શાન્ત બેસી રહે નહિ પાલવે. માટે, ઓ સત્યપ્રેમી યુવકો! જાગો, અને નાતની અવદશા પરિહારવાને એવો હુતાશન પ્રગટાવો કે જેમાં નાતના સંકુચિત નિયમો અને કુરિવાજો બળીને ભસ્મસાત્ થઇ જાય.

વડોદરા જશભાઇ કાશીભાઇ પટેલ

---

## 'બૉય સ્કાઉટ્સ' સંસ્થાની નીચે?[1]

"ધર્મ પ્રાણહીન થઇ આચાર રૂપે છાતીને ખૂબ દબાવી રહ્યો છે. તેથી જ આજ પ્રાચીન દૈન્ય છુપાવીને પશ્ચિમનાં ઉતારી કાઢેલાં વસ્ત્ર લૂંટવાને ટોળે ટોળે દોડવાનું મન થાય. ભાઇ, એ ચેષ્ટા વૃથા છે; જ્યાં ચિત્ત નથી, ત્યાં સૌ સાજ લાજભર્યો છે."

રવીન્દ્રનાથ : નૈવેદ્ય ૯૬.

દક્ષિણ આફ્રિકામાં અંગ્રેજોને બોર લોક સાથે ઇ. સ. ૧૮૯૯–૧૯૦૨માં વિગ્રહ થયો, ત્યારે મૅફેકિંગ નામના નગર ઉપર બોર સેનાએ ઘેરો ઘાલેલો; પણ છેવટે ઉઠાવવો પડેલો. તે પ્રસંગે અંગ્રેજ સેનાપતિ સર રૉબર્ટ બેડન–પૉવેલના ધ્યાન ઉપર એ વાત આવી, કે અંગ્રેજ સેનામાં બરાબર વ્યવસ્થા

---

૧. હિંદમાં યુવકોને ગુલામીજાળમાં ફસાવવા માટે જે અનેક અંગ્રેજી સંસ્થાઓ છે, તેમાંની એક 'બૉય સ્કાઉટ્સ' સંસ્થા પણ છે. પણ આપણને એનું ભાન નથી અને એવી સંસ્થાઓના ચળકાટથી મોહમુગ્ધ બની તેમાં ફસાઇએ છીએ. ૧૯૨૭ના ડિસેંબરમાં સમસ્ત દેશની શાખાઓનું મુંબઇમાં સંમેલન થયું, ત્યારે ચરોતર એજ્યુકેશન સોસાયટીની હાઇ સ્કૂલના સ્કાઉટો પણ ત્યાં ગએલા. ત્યાર પછી બેએક માસે એ સંસ્થા વિષે મેં લેખ લખીને એ સોસાયટીના મુખપત્ર 'જ્ઞાનપ્રચાર'માં આપેલો. એ લેખ ૧૯૨૮ના ફેબ્રુઆરીના અંકમાં છપાએલો તો ખરો, પણ તેના તંત્રીએ તે છાપતાં આ પ્રમાણે નોંધ કરેલી: "કેળવણીના એક ઉપયોગી અખતરા તરીકે સોસાયટીએ પોતાની સંસ્થામાં સ્કાઉટીંગને સ્થાન આપ્યું છે. ચાલુ કેળવણીની ખામીઓ દૂર કરવા માટે તે સિવાય બીજી કોઇ પણ વ્યવસ્થિત યોજના વિચારાઇ હોય અને તેનો કોઇ પણ જગાએ અમલ થયો હોય તેવું જાણવામાં આવ્યું નથી." છતાં પછી એ સોસાયટીએ એ સંસ્થા સાથેથી છૂટાછેડા કર્યાં જણાય છે. પણ હાલમાં એ સંસ્થાના મુખી લૉર્ડ બેડન-પૉવેલે, હિંદીઓમાં character (ચારિત્ર) નથી

નહિ હોવાથી ઘણું ખમવું પડયું છે. વિગ્રહ પતી ગયા પછી એ સેનાપતિએ, ભાવી સૈનિકોને અનેક પ્રકારની વ્યવસ્થાની કેળવણી મળે એટલા માટે, કંઇ કંઇ યોજનાઓ વિચારવા માંડી. છેવટે ઇંગ્લેંડમાં એણે ઇ. સ. ૧૯૦૮માં 'બૉય સ્કાઉટ્સ' નામે સંસ્થા સ્થાપી. એ સંસ્થા એટલી બધી લોકપ્રિય થઇ પડી, કે અંગ્રેજી સામ્રાજ્યનાં ઘણાંખરાં સંસ્થાનોએ તેનું જોઇને એવી સંસ્થા સ્થાપી, અને બીજા સ્વતંત્ર દેશોએ પણ પોતાને અનુકૂળ એ પ્રકારની યોજનાઓ કરી લીધી. હિંદુસ્થાને પણ ઇંગ્લેણ્ડની સંસ્થાનું અનુકરણ કર્યું. કહેવાય છે કે આજે હિંદુસ્થાનમાં એક લાખ ઉપરાંત સ્કાઉટ્સ છે.

યુવકો "સ્વદેશના સારા નાગરિકો બને, ઇશ્વર ઉપર ભક્તિભાવ રાખતા થાય, વફાદાર પ્રજાજન બને, બીજાના હિતમાં પોતાના સ્વાર્થને નમાવે; મનથી, વચનથી ને કાયાથી અત્યાચાર કરતા અટકે; અવલોકનની, તાબેદારીની અને સ્વાશ્રયની ટેવોમાં કેળવાઇ ચારિત્ર્યવાન બને; સેવાથી સમાજને અને હાથકારીગરીથી પોતાને ઉપયોગી થતાં શીખે; તેમનું શરીરબળ વધે અને સ્વાસ્થ્ય ખીલે."[૨] એવું કરવું એ આ સંસ્થાનો મુખ્ય હેતુ છે.

ગયા (૧૯૨૭ના) ડીસેમ્બરમાં મુંબઇમાં આખા હિંદુસ્થાનના સ્કાઉટોની મોટી જામ્બુરી ભરાઇ હતી. તે પ્રસંગે અહીંથી એ દળની વ્યવસ્થા જોતો જોતો હું સ્ટેશન ઉપર ગયો હતો. ગુજરાતના કેટલાક ભાગના સ્કાઉટોથી ભરાએલી સ્પેશિયલ ગાડી જોઇ. મુંબઇ જવાને માટે જ કેટલાય જણ સ્કાઉટ બનીને ગાડીમાં બેઠા હતા. એક ઘરમાં ૮ વર્ષથી માંડીને ૪૦ વર્ષ સુધીની ઉમરના ૮ પુરુષ, તે બધાય આજે સ્કાઉટ! આશરે ૧૧૦૦૦ સ્કાઉટ મુંબઇમાં એકઠા થએલા, તેમને માટેની વ્યવસ્થા તે અવ્યવસ્થાની મૂર્તિ હતી. "પહેલે દિવસે મુંબઇમાં સ્કાઉટો આવ્યા, ત્યારે એટલે કે શનિવારે વ્યવસ્થા એવી શિથિલ હતી કે તે રાતે એમાંના મોટા ભાગને ખાધા વગર સૂવું પડયું એમ કહેવું વધારે પડતું નથી.

* અને કોઇ હિંદી ભાષામાં honour (દાક્ષિણ્ય) માટે શબ્દ જ નથી—અર્થાત્ હિંદીઓમાં દાક્ષિણ્ય જેવી કોઇ ભાવના જ નથી, એમ કહી ત્યારે હિંદીઓને અપમાનની થપ્પડ લગાવી છે, ત્યારે તો હિંદની એ સંસ્થાના મુખીઓ પણ ફફડી ઉઠયા છે! ત્યારે તો હવે એ સંસ્થા વિષેનો આપણો મોહ ઊતરવો જ જોઇએ અને જોઇએ તો તેવી કોઇ અનુકૂળ સ્વદેશી સંસ્થા સ્થાપવી જોઇએ. વાસ્તવિક રીતે એ સંસ્થા કેવી ગુલામી જાળ પાથરનારી છે, તે હવે આપણા અપમાનિત યુવકો જાણી લે એટલા માટે મારો એ લેખ આજે ફરી છાપું છું.

૨ Boy Scouts Association, Indian Branch (૧૯૨૬), નિયમ ૧.

બીજે દિવસે પણ ખાવાનું મોડું મળેલું."[૩] પાછાં વળતાં અહીંના સ્કાઉટ જોયા. તેમાંનો છેલ્લો સ્કાઉટ તો સૌથી છેલ્લો પોતાનો બોજો આથી આ ખભે, ખભેથી માથે ને માથેથી ભોંયે મૂકતો ધીરે ધીરે આવતો જોયો; કોઇ સદ્ભાવ સાથે નહિ. બીજી પણ ઘણી ખામીઓ જણાઇ. આ વાતો મહત્ત્વની નથી; એમાં એ સંસ્થાના સિદ્ધાન્તોનો દોષ નથી, સંચાલકોનો છે. અને છતાંયે એટલું તો કહેવું જ ઘટે કે વ્યવસ્થાની ને સેવાની ભાવનાને પૂજનારા એ સંસ્થાના સંચાલકોએ ગજા ઉપરાંતનું કામ ઉપાડી સ્કાઉટોના મન ઉપર ખોટી છાપ શા માટે પાડી?

આ સંસ્થાના શરૂઆતમાં જણાવેલા સિદ્ધાન્તો સુન્દર છે, પણ હવે તેનું તળિયું તપાસીએ: ઇંગ્લેણ્ડની સંસ્થાના નિયમ પ્રમાણે "ઇશ્વર અને રાજા પ્રત્યે પોતાનો ધર્મ બજાવવા"નું દરેક સ્કાઉટે વચન આપવું જોઇએ. અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોની એવી સંસ્થામાં "ઇશ્વર અને દેશ પ્રત્યે પોતાનો ધર્મ બજાવવા"નું વચન આપવાનું છે. હિંદુસ્થાનમાં "ઇશ્વર, રાજા અને દેશ પ્રત્યે પોતાનો ધર્મ બજાવવા"નું વચન, આપવું હોય તો, આપી શકાય; નહિ તો "ઇશ્વર અને રાજા" પ્રત્યેનું તો ખરું જ.[૪] નાના સ્કાઉટોએ વફાદાર પણ રહેવાનું છે.[૫] ઇંગ્લેણ્ડનો રાજકુમાર હિંદુસ્થાનની સંસ્થાનો મુરબ્બી છે.[૬] હિંદુસ્થાનનો મુખ્ય સ્કાઉટ વાઇસરૉય અને દરેક ઇલાકાનો મુખ્ય સ્કાઉટ ત્યાંનો ગવર્નર ચુંટાએલો ( elected ) નથી, પણ ઠરેલો ( appointed ) છે.[૬] સ્કાઉટોનાં દળ પોતાનો વાવટો રાખે, પણ એવા સૌ વાવટામાં બ્રિટિશ વાવટાને ( Union Jackને ) સૌથી વધારે મહત્ત્વ આપવું જ જોઇએ.[૭] સંસ્થાના અધિકારીઓએ અને સ્કાઉટોએ બ્રિટિશ વાવટાને[૮] તથા રાજાના અમલદારોને સલામ કરવી.[૯]

ઉપરનાં નિયમો સ્પષ્ટ કરે છે, કે આ સંસ્થા બ્રિટિશ સામ્રાજ્ય સાથે સંકળાએલી જ છે, કારણકે વાઇસરાયને કે ગવર્નરને કે બ્રિટિશ વાવટાને પોતાની યોજનામાંથી તે દૂર કરી શકે જ નહિ. ત્યારે આ સંસ્થાને અર્ધસરકારી કહીએ તો ચાલે. દેશના નાયકો આ સંસ્થાની સામે વાંકી દૃષ્ટિએ જુએ છે, તેનું કારણ આ જ છે.

ગયા ( સં. ૧૯૮૩ના ) પોષની અમાસે મુંબઇ ઇલાકાના સ્કાઉટિંગ એસો-

*―――――

[૩] Bombay Chronicle તા. ૨૩ : ૧૨ : '૨૭. [૪] Boy Scouts Associstion, Indian Branch નિયમ ૧. [૫] નિયમ ૨૦. [૬] નિયમ ૬. [૭] નિયમ ૮૩. [૮] નિયમ ૭૪ : ૭. [૯] નિયમ ૭૪ : ૬.

સીએશનના સેક્રેટરી મી. વ્યંકટેશ્વરમ્ અહીં ચરોતર એજ્યુકેશન સોસાએટીમાં આવ્યા હતા, અને ત્યારે સ્થાનિક સ્કાઉટિંગ એસોસીએશન સ્થપાયું હતું. તેમની સાથે એ વિષયમાં શંકાસમાધાન કરવા આણંદના કેટલાક ભાઈઓને બોલાવ્યા હતા, તેમાં હું પણ ગયો હતો. એ પ્રસંગે તેમના પક્ષની સાથે જે વાતચિત થઇ તેનો સારાંશ અહીં આપું છું.

એમ કહેવામાં આવ્યું[૧૦] કે "આપણે બ્રિટિશ સામ્રાજ્યમાં છીએ,. તેથી તેના રાજા પ્રત્યે આપણે આપણો ધર્મ બજાવવો જોઇએ, અને તેને વફાદાર રહેવું જોઇએ; અને વળી આપણા દેશ પ્રત્યે ધર્મ બજાવવાની અને તેને વફાદાર રહેવાની પણ છૂટ છે." પણ એમાં વાંધો એ છે કે આપણી વફાદારી-માંથી દેશને બાતલ કરી શકીએ, રાજાને નહિજ. રાજાના ને દેશના હિત વચ્ચે વિરોધ આવે ત્યારે શું કરવું? એમ કહેવામાં આવ્યું કે "જેનો પક્ષ સાચો લાગે તેને પક્ષે ઊભા રહેવું." પણ એ વાત અશક્ય છે. ધારો કે રાજાની વિરુદ્ધ દેશને પક્ષે ઊભા રહેવાનો પ્રસંગ આવ્યો ને ત્યારેય બ્રિટિશ વાવટાને તથા રાજ્યના અધિકારીઓને સલામ ભરવાના નિયમો તો કાયમ જ છે, ત્યારે રાજાનો પક્ષ છોડી દેશને પક્ષે ઊભા રહેવાનો અર્થ શો? વળી દેશી રાજ્યોમાંની આ સંસ્થાને મન રાજાનો અર્થ શો? કાં તો એ રાજ્યના ને સામ્રાજ્યના રાજાને એમ બે રાજાને માનવા પડે કે કાં તો એકલા બ્રિટિશ રાજાને માનવો પડે, કારણકે રાજ્યના રાજાની ઉપેક્ષા કરો તો ચાલે, પણ બ્રિટિશ વાવટાનું મહત્ત્વ સૌ વાવટામાં મોટું ને તેને તો સલામ ભરવી જ પડે, અને તેથી સામ્રાજ્યના રાજાની તો ઉપેક્ષા થઇ શકે જ નહિ.

એમ કહેવામાં આવ્યું કે "આ સંસ્થાને કોઇ રાજકીય સંસ્થા સાથે સંબંધ નથી."[૧૧] એનો અર્થ એ કે બ્રિટિશ પાર્લમેંટ પણ રાજકીય સંસ્થા હોવાથી એની સાથે આ સંસ્થાને સંબંધ નથી. પણ પાર્લમેંટ સાથેનો રાજાનો સંબંધ તૂટી શકે એમ નથી. ત્યારે પાર્લમેંટ સાથેનો આ સંસ્થાનો પ્રત્યક્ષ નહિ તો પરોક્ષ સંબંધ તૂટી શકે એમ નથી. હાલ પાર્લમેંટ સાઇમન કમીશન મોકલે છે, સમસ્ત દેશ તેની સામે અસહકાર કરવા ખડે પગે તૈયાર

*——————

૧૦ હવેથી જ્યાં જ્યાં "એમ કહેવામાં આવ્યું" એમ લખ્યું છે. ત્યાં ત્યાં બૉય સ્કાઉટની સંસ્થાની તરફના અભિપ્રાય અવતરણચિહ્નોમાં મૂકેલા છે, ને ત્યાર પછી એની વિરુદ્ધમાં મારે કહેવાનું કહ્યું છે. ૧૧. Boy Scouts Associatton, Indisn Branch નિયમ ૩ બી.

થઇ રહ્યો છે, તેવે પ્રસંગે સ્કાઉટે રાજાને અને બ્રિટિશ વાવટાને વફાદાર રહેવા તેની સાથે સહકાર કરવો કે દેશને વફાદાર રહેવા તેની સામે અસહકાર કરવો? અને આપણી તો સ્થિતિજ એવી છે કે રાજાના ને દેશના હિત વચ્ચે વિરોધ તો સદાય આવવાનો; ત્યારે કરવું શું?

એમ કહેવામાં આવ્યું કે "કૅનેડામાં, દક્ષિણ આફ્રિકામાં અને ઑસ્ટ્રેલિયામાં પણ સ્કાઉટ એવાં વચન આપે છે. તે સંસ્થાનો પેઠે હિન્દુસ્થાન પણ બ્રિટિશ સામ્રાજ્યનું અંગ છે, ત્યારે આપણે પણ સ્કાઉટ એવું વચન આપે તો વાંધો શું?" વાંધો એજ કે સામ્રાજ્યમાં કૅનેડા વગેરેની પદવીએ હિંદુસ્થાન છે એમ માનવું એજ આત્મપ્રવંચના છે. એ સંસ્થાનોમાં હિંદુસ્થાનની શી ભૂંડી દશા થાય છે તે જુઓ. એ સંસ્થાનોના ગોરા અહીં કેવાં ઘીકેળાં જમે છે તે જુઓ! ત્યારે એ સંસ્થાનોની ને આપણી પદવી એક સરખી કેવી રીતે? સમગ્ર સામ્રાજ્યનાં અંગ-ઉપાંગમાં (parts and parcelsમાં) આપણે ખરા, પણ એ સંસ્થાનો તો ઘરના દીકરા, જરૂર પડ્યે અંગ્રેજોની પેઠે બાપનેય લાત લગાવે; ને આપણે તો વાડાના ચાકર, સામ્રાજ્યના ઘરના જળભરીઆ અને કઠીઆરા (Drawers of water and hewers of wood)! ના, તેય નહિ; ચાકર તો ના પાલવે ત્યારે 'લે તારી ઘોડી ને નોકરી છોડી,' એમ કહી પગાર ખખડાવીને ચાલતો થઇ જાય! આપણાથી એમ તરત છૂટા થઇ શકાવાનું છે? ને છતાંયે ગુલામગીરીમાં બાકી હોય એમ રાજાને, બ્રિટિશ વાવટાને અને રાજાના અમલદારોને સલામ ભરવાનું વચન આપવાનો તાજો દસ્તાવેજ કરી આપવો! અને શું જોઇને આ લોક કહેતા હશે જે આપણી પદવી દક્ષિણ આફ્રિકાના જેવી?

એમ કહેવામાં આવ્યું કે "બ્રિટિશ વાવટાની અંદર આપણી પોતાની નિશાની દાખલ કરવાની છૂટ છે ને તેનો લાભ લેઇને આ સંસ્થાએ પોતાની નિશાની સાથેનો નવો વાવટો બનાવી લીધો છે." એમાં પણ પ્રવંચના છે. તમને પાલવે તો તમારી નિશાની બદલી શકો કે બાતલ કરી શકો, પણ તમારા વાવટામાંથી બ્રિટિશ વાવટાને (Union Jackને) બાતલ કરી શકો એમ છો? એ તો એજ વાવટા ઉપર તમારી નિશાનીઓની તમારે બાળક્રીડા કરવાની રહી! ગઇ મદ્રાસની મહાસભાને પ્રસંગે ભરાએલા પ્રદર્શનમાં કેટલાક અંગ્રેજ દુકાનદારોએ પોતાની દુકાનો ઉપર એ બ્રિટિશ વાવટો ચઢાવ્યો હતો, તેમને આપણા લોકોએ નમાવીને એમનો વાવટો ઉતરાવ્યો હતો. એ જોર તો શું, પણ એ ઇચ્છાય બોય સ્કાઉટની અર્ધસરકારી સંસ્થામાં હોઇ શકે?

એમ કહેવામાં આવ્યું કે "બ્રિટિશ વાવટાને અને રાજાના અમલદારોને સલામ કરવાનું નિયમમાં લખ્યું છે કે ખરું, પણ કંઈ પળાતું નથી; કોઈયે એને સલામ કરતું નથી." એમ હશે. પણ એથી રાજી થવાનું શું? કોઈ કડક અધિકારીને યોગ્ય લાગે ત્યારે નિયમ બરાબર પળાવે. વળી નિયમમાં લખવાનું એક છે, પણ આચારમાં પાળવાનું બીજું છે એમ જુવાન સ્કાઉટને મનાવવું એ કેવા પ્રકારની કેળવણી? બેવડું જીવન જીવવાનું કે છેતરવાનું શિક્ષણ અત્યારે તો આપણે લમણે લખાએલું છેજ, પણ એય જાણે ઓછું હોય એમ ચારિત્ર શિખવવાનું માથે લેનાર આ બૉય સ્કાઉટની સંસ્થા ય એ પ્રકારના શિક્ષણ ઉપર સીલસિક્કો મારવા નીકળે એટલે પછી કંઈ બાકી?

એમ કહેવામાં આવ્યું કે "કિંડરગાર્ટન, મોંટેસોરી વગેરે કેળવણીની યુરોપિયન પ્રણાલીઓની આપણે નકલ કરી, ત્યારે આ બાબતમાં નકલ કર્યે ગયું શું?" પણ કેળવણીની એ સંસ્થાઓ પાછળ કોઈ રાજકીય હેતુ નથી; આ સંસ્થાની પાછળ તો હિંદના નવજુવાનોને સામ્રાજ્યના વફાદાર સેવક બનાવવાનો રાજકીય હેતુ છે એમ ઉપરની ચર્ચાથી અને એ સંસ્થાના નિયમોને — છૂટક છૂટક નહિ, પણ એકસામટા લેઈને — વાંચ્યાથી સ્પષ્ટ સમજાશે. હાલની યુનિવર્સિટીની કેળવણી સામે વાંધો હોઈ શકે, પણ તેમાં કોઈને સલામ ભરવાનું ફરજીઆત નથી. ત્યારે તેથીયે વધારે વાંધો આ વિલાયતી સંસ્થાની આંધળી નકલ સામે હોઈ શકે. તે ધીરે ધીરે આપણા યુવકોની નસોમાં ઝેર રેડે છે. ઝેર પૂરું પ્રસર્યે આપણા એ યુવકો દેશના મટી પરદેશના થવાના.

એમ કહેવામાં આવ્યું કે "ત્યારે તો આપણે બ્રિટિશ સ્થળસેનામાં કે જળસેનામાં પણ નોકરી લેઈ ના શકીએ." ના, જો દેશના મટી પરદેશના થવાના હોઈએ, તો એવી નોકરી પણ આપણો નાશ કરનાર ઝેર છે. જલીઆંવાળા બાગ ઉપર ગોળી છોડનાર અત્યારના લશ્કરી આપણા છે? ને ઠેઠ વિલાયત સુધી ભણી આવનાર I. C. S. પણ? જાપાનના અને અફઘાનિસ્થાનના વિદ્યાર્થીઓ જે દૃષ્ટિએ યુરોપમાં અભ્યાસ કરવા ને નોકરી કરવા જાય છે તે દૃષ્ટિએ આપણે જઈએ તો તો રૂડાં વાનાં.

એમ કહેવામાં આવ્યું કે "ત્યારે એવું ઝેર તો આખા દેશમાં વ્યાપી રહ્યું છે? માટે તમારે તો દેશજ છોડવો ઘટે." દક્ષિણ આફ્રિકાના ગોરા સાંસ્થાનિકો ત્યાંના હિંદીઓને તે દેશ ખાલી કરવાનો તગાદો કરી રહ્યા છે, એ તો બહુ દિવસથી જાણું છું; પણ ભાઈ ભાઈને ઘર છોડવાની તાકીદ કરે એ તો આજજ જાણ્યું! ભાઈને બદલે ઝેરને બહાર કાઢવાનું એમને ના.

સઝ્યું કે ના પાલવ્યું! એમની સૂચનાએ તો મહાસભાના ને બીજા દેશનાયકોએ દેશવટો લેવો પડે, આપતા કે આપેલા ઝેરનો નિકાલ કરવો રહેવા દેવો પડે!

એમ કહેવામાં આવ્યું કે "પણ એ ઝેર નજીવું છે. બેશક એ સંસ્થામાં સ્વતંત્રતા ખોવી પડે છે, પણ વ્યવસ્થા વગેરે જે ઉચ્ચ સંસ્કાર ને શક્તિઓ પામીએ છીએ, તેની તુલનામાં ખોવાતું નજીવું છે." સ્વતંત્રતા ખોવી એ નજીવું ખોવાતું? એના નાશથી આવનારી પરાધીનતાનું ઝેર નજીવું? આપણા કવિ દલપતરામે કહ્યું છે તે પ્રમાણે 'જરાક ઝેર દૂધ ચાર શેરમાં સમાય તો' શું પરિણામ આવે? અને ક્રાઇસ્ટે નથી કહ્યું કે What shall it profit him, if he gain whole world and lose his soul? (આખા જગતનું રાજ્ય મળે, પણ આત્માનો નાશ થાય તો તેથી માણસને લાભ શો?) અને એ તો એક માણસની વાત કહી; પણ આ સંસ્થા તો દેશના યુવકસમૂહના આત્માનો નાશ કરે છે અને બદલામાં જગતનું કે દેશનું ય રાજ્ય નહિ, પણ થોડીક શક્તિઓ!

કોઇ કોઇ એમ કહે છે જે "Something is better than nothnig (કશુંય નહિ, તેના કરતાં કંઇક તો ઠીક), એ કહેવત પ્રમાણે એવી કોઇ પણ સંસ્થાની ગેરહાજરીમાં એ સંસ્થાને પણ સ્વીકારી લેવી સારી." આપણે ભણ્યા પણ ગણ્યા નહિ, ને તેથી કહેવતોનો સાચો અર્થ પણ લેતાં શીખ્યા નહિ. આ કહેવતમાં Something (કંઇક) અને Nothing (કશુંય નહિ) એ બે શબ્દોની પછી good (સારૂં) અધ્યાહાર છે, અને એમ એ કહેવતનો સાચો અર્થ એ છે કે 'કશુંય સારૂં નહિ, તેના કરતાં કંઇક સારૂં તો ઠીક.' 'કશુંય ખરાબ (ઝેર) નહિ, તેના કરતાં કંઇક ખરાબ (ઝેર) તો ઠીક,' એવે અર્થે તો આ કહેવત નહિજ યોજાઇ હોય. એ કહેવતમાં આમ અધ્યાહાર હોવાથી એના કરતાં 'ના મામા કરતાં કહેણો (કાણો) મામો સારો,' એ આપણી ગુજરાતી કહેવત વધારે સફળ છે, કારણ કે મામો હમેશ સારો મનાય છે, માટે એ અંગ્રેજી કહેવતનો આંધળો ઉપયોગ આ સંસ્થાના સંબંધમાં કરવો એ હાનિજનક છે.

ઉપરની ચર્ચાથી જણાશે કે એ સંસ્થાની યોજના નીચે રાજકીય હેતુ નથી, એમ કહી શકાશે નહિ. પણ એમ કહેવામાં આવ્યું, કે "આ સંસ્થાને કોઇ પણ લશ્કરી યોજના સાથે કશો સંબંધ નથી"[12] કશો પ્રત્યક્ષ સંબંધ

[12] Boy Scouts Association, Indian Branch નિયમ ૩ સી.

નહિ હોય; પણ યોજનાની નીચે લશ્કરી તત્ત્વો તો છેજ. પ્રથમ તો, સેનાપતિ બેડન–પૉવેલને, બોઅરવિગ્રહમાં લશ્કરની અવ્યવસ્થા જોઇને, તેમાં વ્યવસ્થા આણવાની કલ્પના થએલી. ત્યાર પછી એ સંસ્થામાં નામજ જુઓ ને? સ્કાઉટ શબ્દનો અર્થ શો? "Men pushed ahead and to the flanks of a body of troops or a skirmishing line to reconnoitre the enemy and the country"[13] (સેનાની અથવા લડતી ટુકડીની આગળ અથવા બાજુમાં શત્રુની અને પ્રદેશની ઉપર નજર રાખવા મોકલેલા માણસો), गुप्तचर,[14] शत्रुसेनानिरूपक.[14] Rover[15] એટલે ભટકનારો,[13] ચાંચીઓ.[13] ત્યાર પછી નાના સ્કાઉટને (wolf's cub) 'વરુનું બચ્ચું'[16] એવું નામ આપ્યું છે. ને એવાઓની ટુકડીને (pack) વરુ વગેરેનું 'ટોળું'[17] એવું નામ આપ્યું છે. વરુની ક્રૂરતા તો જગજાહેર છે, પણ એમ કહેવામાં આવ્યું કે "વરુ બચ્ચાં ઉપર બહુ માયા રાખે છે." પણ ત્યારે માનવજાતિની માતા કરતાં પણ વરુમાતામાં વધારે શુદ્ધ અપત્યસ્નેહ છે? વળી એમ પણ કહેવાયું, કે "રોમના સ્થાપકો રેમસને તથા રોમ્યુલસને વરુમાતાએ ધવરાવીને ઉછેરેલા." રોમના ઇતિહાસમાંજ નહિ, પણ દંતકથાઓમાંયે એ વાત છે ખરી; પણ તેને માનવીજ હોય તો તો એ પણ માનજો કે વરુમાતાનું ધાવણ ધાવેલે એ રેમસે પોતાના ભાઇ રોમ્યુલસને મારી નાખ્યો હતો. ત્યારે માનવમાતા કરતાં વરુમાતા ચઢીઆતી કેવી રીતે? બાળકોને પહેરવાના ચાંદમાં પણ વરુ વગેરેનાં ચિત્રો મૂક્યાં છે.[16] ત્યારે એમ નહિ હોય કે માણસના બાળને વરુના સંસ્કાર આપીને તેને લશ્કરી ક્રૂરતા શીખવવી હોય? સંસ્થાના નિયમોમાં લશ્કરી તાલીમનો પણ સમાવેશ છે.[18] એમ કહેવાયું કે "Jamboree અમેરિકાના રેડ ઇંડિયનોની ભાષાનો શબ્દ છે, અને એનો અર્થ 'સમ્મેલન' છે." આવા સહજ સચરાચર અર્થવાળો શબ્દ શોધવા ઠેઠ અમેરિકાના જંગલમાં કેમ જવું પડયું હશે?

બૉય સ્કાઉટ "સેનાનો ઉદ્દેશ તો સમાજને અને વ્યક્તિને મદદ કરવાનો બહુજ સારો છે; પણ એ સેનાનો પહેરવેશ અને દમામજ એવો છે કે માણસો એઓની પાસે મદદ માગતાંજ અચકાય. ગામડાની એક બાઇ

---

[13] Nelson's Encyclopædia. [14] आप्तेनो शब्दकोष. [15] Boy Scouts Association, Indian Branch નિયમ ૩૬. [16] નિયમ ૧૯. [17] નિયમ ૧૩. [18] Boy Scouts Association, Indian Branch, નિયમ ૨૨ વગેરે.

છાણનો ટોપલો ભરીને ઉભી હોય, અને ત્યાંથી 'બોય સ્કાઉટ્સ' પર્યટનને માટે આવ્યા જતા હોય તો તે બાઇની તેઓને એમ કહેવાની હિંમત ન ચાલે કે 'ભાઇ, જરા હાથ લગાડોને.' આ પહેરવેશથી વિદેશીતાનું એવું વાતાવરણ ફરી નજે છે કે માણસ પોતાના દેશમાં રહ્યા છતાં પણ વિદેશી સરખો બની રહે છે. જ્યારે ઘાસના ભારા બાંધનારી સ્ત્રીઓ નિસ્સંકોચપણે તેઓની મદદ માગતી થશે ત્યારેજ એ પ્રવૃત્તિનો જે ઉદ્દેશ છે તે સફળ થયો ગણાશે." ૧૯ અને એ પોષાકથીજ એવી પણ ભાવનાઓ આપોઆપ ખીલીજાણી છે કે આ પોષાક ઉપર તો આવાજ નેકટાઇ ને આવાજ બૂટ ચાલે.

આ બધી વાતો હુંજ કહું છું એમ નથી, ઘણાય કહે છે. શ્રી. ઍંડ્રુસ જેવા નિષ્પક્ષપાત માનવભક્ત દીનબંધુનોજ અભિપ્રાય જોશો તો બસ થશે: "We are attracted by such a movement as the Boy Scout movement, on account of the healthy ideal of adventure and open air life that it represents. But at once we pause when we find that it is being used as a propaganda of British Imperialism and that 'saluting the Union Jack' is one of ceremonials. Unless all this Empire worship can be eliminated from it in India, and it can be made entirely human and universal, without any false political implication, it is clearly impossible for Indian boys to join it"[૨૦] (બોય સ્કાઉટ જેવી પ્રવૃત્તિ એના સાહસભર્યા અને ખુલ્લા વાતાવરણના જીવનના આદર્શને લીધે આપણું ધ્યાન સહેજે આકર્ષે છે; પણ એ પ્રવૃત્તિનો ઉપયોગ બ્રિટિશ સામ્રાજ્યની કીર્તિનાં ઢોલ બજાવવામાં થાય છે અને 'યુનિયન જેકને સલામ ભરવા' જેવા આચારને એના કર્મકાંડમાં સ્થાન છે એ જોતાંજ આપણે થંભી જઇએ છીએ. આ બધી સામ્રાજ્યભક્તિ જ્યાં સુધી એમાંથી કાઢી નાખવામાં ન આવે અને જ્યાં સુધી એને તદ્દન માનવજાતિની સંસ્થા ન બનાવવામાં આવે, તેને ખોટા રાજકીય હેતુથી મુક્ત કરવામાં ન આવે, ત્યાં સુધી તેમાં હિંદના છોકરાઓ ભાગ નજ લેઇ શકે એ દીવા જેવું સ્પષ્ટ છે). અંદરના ઝેરને લીધે બહારનાં લાભ દેખાડતી આ સંસ્થાથી દૂર રહેવાનું આમ શ્રી. ઍંડ્રુસ પણ કહે છે.

---

૧૯ 'પ્રસ્થાન' અષાઢ, ૧૯૮૨, પૃષ્ઠ ૨૦૭. ૨૦ પૃષ્ઠ ૨૦૮.

અને ફરીથી પાછું તાં. ૧૭:૧:૧૯૨૮ને રોજ અમદાવાદમાં જે માનવ-ભક્તે યુવકોને (to take to the pathway of adventure and to organise an indigenous scout movement and not to imitate the scout movement of England[21]) 'શૌર્યને પંથે પળવાની અને સ્વદેશી વીરસેનાની યોજના કરવાની અને ઇંગ્લેંડની સ્કાઉટ સંસ્થાની નકલ નહિ કરવાની' ભલામણ કરી હતી. એ ભલામણ તે સાચી ભલામણ. ડૉ. હાર્ડીકરે 'હિંદી સેવાદળ' નામે સંસ્થા ગોઠવી છે, એને વિસ્તારો કે એવી નવી ઊભી કરો, પણ પ્રાણમાં ઝેર રેડનારી સંસ્થાનો તો સ્પર્શ ના કરો.

ગયા મહાવિગ્રહનો એક સેનાપતિ ગઇ તા. ૩૦મીને રોજ મૃત્યુ પામ્યો. બૉય સ્કાઉટ્સના એક દળનો એ નાયક હતો. મરતા અગાઉ બે જ દિવસ ઉપર એણે પોતાના દળને કહેલું કે Stand up for England when people speack disrespectfully of her[22] (ઇંગ્લેંડને પડખે ઉભા રહેજો, જ્યારે લોક એનું ઘસાતું બોલે ત્યારે). કોઇ તો શું, પણ ઇંગ્લેંડ જ હિંદુસ્થાનનું ઘસાતું બોલે, ત્યારે તમારે કોને પડખે ઉભા રહેવાનું, તે તમારી સંસ્થાના મુરબ્બીને, હિંદુસ્થાનના મુખ્ય સ્કાઉટને કે ઇલાકાના મુખ્ય સ્કાઉટને પૂછી જુઓ, હિંદુસ્થાનના હે સ્કાઉટો!

અને ઉભરો. સરોવર સુંદર છે, વિશાળ છે, શરત્પૂનમની રાત છે, શાન્ત જળપટ ઉપર રૂપેરી ચાંદની પથરાઇ રહી છે. શું સૌન્દર્ય! કવિ હોય તો એ જળપટથી મુગ્ધ થઇને સુન્દર કવિતા વીણાને સૂરે ગાય. પણ એ સપાટીની નીચે? નાનાં માછલાંને મોટાં ને મોટાંને મગર ગળી જાય છે! એ અનર્ગળ નિરંતર હત્યાકાણ્ડનું ઝેર સુન્દર સપાટી નીચે આખા સરોવરમાં વ્યાપી રહ્યું છે!

ગુજરાતના ને ચરોતરના સ્કાઉટ ને યુવક, વાંચ ને વિચાર.

'પાટીદાર'મંદિર, આણંદ  નરસિંહભાઇ ઈ. પટેલ

---

## પંચમહાલના દુષ્કાળપીડિત પ્રદેશમાં

સને ૧૯૧૮ના દુષ્કાળસમયે જ્યારે ભૂખમરા રૂપી રાક્ષસ ગરીબ બિચારા ભીલોને ખાઇ રહ્યો હતો, ત્યારે તેના હૃદયદ્રાવક ચિત્રથી દાહોદના એક પ્રખર સેવાભાવી શ્રી સુખદેવભાઇએ પોતાની સારા પગારની નોકરી છોડી દેઇને ભીલોની

[21] Bombay Chronicle તા. ૧૯:૧:'૨૮. [22] તા. ૧:૨:૧૯૨૮.

સેવા કરવાનો નિશ્ચય કર્યો અને દાહોદમાં 'ભીલસેવા મંડળ'ની ઑફીસ સ્થાપી.

ગરીબ ભીલોની દાઝ જાણનાર પૂ. ઠક્કરબાપાએ આ કામમાં ગામે ગામ રખડીને લોકોની સ્થિતિ જોઇ, અને રાહતનાં કાર્યો ખોલવાનો નિશ્ચય કરી દુષ્કાળનિવારણ સમિતિ સ્થાપી. સમિતિએ ઠક્કરબાપાને તેના પ્રમુખસ્થાને સ્થાપ્યા. સમિતિએ ભીલોને કપડાં, સસ્તું અનાજ અને ઢોરો માટે ઘાસ આપવા માંડ્યું. ભીલ બાળકોને કેળવણી આપવા માટે દાહોદ-ઝાલોદ તાલુકામાં અમુક અમુક ઠેકાણે નાના નાના આશ્રમો ખોલવામાં આવ્યા અને તે દરેક ઉપર એક એક અડગ માણસ નીમવામાં આવ્યો.

સને ૧૯૨૧ના બીજા દુષ્કાળમાં બીજા અનેક સેવાભાવી ભાઈઓને બોલાવવામાં આવ્યા, તેમાં શ્રી. ડાહ્યાભાઇ નાયકને મીરાખેડી આશ્રમ સોંપવામાં આવ્યો. બીજા એક ભાઇ શ્રી. વણીકરદાદાએ જેસાવાડા આશ્રમ સંભાળી લીધો. ત્યાં દવાખાનું ખોલવા માટે શ્રી. ઇશ્વરલાલ વૈદ્યને બોલાવવામાં આવ્યા.

આ રાહતકાર્ય ચાલતું હતું તેવામાં મુંબઇના શેઠ શ્રી. લક્ષ્મીદાસ શ્રીકાન્ત આ કાર્ય તરફ આકર્ષાયા, આ મંડળના આજીવન સભ્ય બન્યા અને ઉપ-પ્રમુખ તરીકે જોડાયા. અત્યારના પૈસાદાર વર્ગે આ ભાઇનો દાખલો લેવા જેવો છે. તે ભાઇને મુંબઇમાં હજારો રૂપિયાની આવક છે, તે આવકમાંથી તેઓ આ મંડળને અમુક ભાગ સુપ્રત કરે છે; તે ઉપરાંત ઝાલોદ આશ્રમનું કાર્ય ઉપાડી લેઇને ગામડે ગામડે રખડે છે. તેમની પ્રગતિથી સરકાર પણ ઝંખવાણી પડી જાય છે.

ત્રીજો દુષ્કાળ છેલ્લાં બે વર્ષથી પડે છે. આ દુષ્કાળ છપ્પનના દુષ્કાળને ભુલાવે એવો છે. વરસાદદેવે ત્યાંના લોકોને દર્શન દીધાં નહિ; તળાવ, કૂવા અને નહેરો તદ્દન સુકાઇ ગયાં છે, ઢોરને માટે ઘાસનું તણખલુંયે ઊગ્યું નથી અને માણસો માટે પણ પૂરતો ખોરાક નથી.

બિચારા ભીલ લોકોની ધીરજ ન રહી. જે કંઇ હતું તે ખાઇ લીધું. છેવટે પોતાનાં ઝૂંપડાંની થાંભલીઓ ઉખાડીને પાસેનાં ગામમાં વેચવા નીકળી પડ્યા, એકએક બબ્બે ઢીંગલા(પૈસા)માં તે વેચવા માંડી. ઢોર પાંચ પાંચ રૂપિયામાં વેચાવા માંડ્યાં. કસાઇ લોકોને આનંદ થઇ રહ્યો. અનેક ઢોર મરવા લાગ્યાં અને કસાઇખાનામાં જવા લાગ્યાં. હાડકાંનો તેમજ ચામડાંનો વેપાર ધમધોકાર ધકેલાવા માંડ્યો. સોએ પાંત્રીસ ચાળીસ ઢોર મરણ પામ્યાં અને હજુ શું મરશે એ ન કહેવાય. લોકોને નગ્નાવસ્થા ભોગવવાની સ્થિતિ આવી

ગઇ. છેવટે તેઓએ પોતાનાથી બનતું કરી છૂટયા પછી ધાડો પાડવા માંડી અને અનેકોને લૂંટવા માંડ્યા. આવે સમયે માનવહૃદય પીગળ્યા વિના ન રહે.

કોનું હૃદય પીગળ્યું? શ્રી. જમનાદાસ મહેતાના આગમન વખતે કાળા વાવટા લેઇને સામા આવનાર પેલા સમાજવાદી ભાઇઓનું નહિ! પણ ભીલ-સેવા મંડળના અજાણ્યા ભાઇઓએ, જેમને બહાર બહુ ડોળ બનાવવો નથી, તેમણે આ રાહતકાર્ય ક્યારનુંયે શરૂ કરી દીધું હતું. દરેક ભાઇએ તે વખતે પોતાના પગ લોઢાના બનાવી રખડવા માંડ્યું. બીજા અનેક પ્રગતિશીલ પુરુષોએ આ રાહતની વ્યવસ્થા તેમજ હિસાબી કામ કરવાનું હાથમાં લેઇ લીધું. આશ્રમોમાં તૈયાર કરેલા ભીલકુમારોને આ કાર્યમાં જોડી દેવામાં આવ્યા. ભીલકુમારોને આધુનિક પ્રચલિત કેળવણી નથી આપી, પણ સેવાભાવી યુવક બનાવવાની કેળવણી આપી છે. એટલું તો ચોકસ, શંકાને સ્થાન સિવાય, કહેવુંજ જોઇએ કે એક એક ભીલકુમાર સાચી દૃષ્ટિથી પોતાના ભાઇઓને જીવાડવા માટે તનતોડ મહેનત ઉઠાવી રહ્યો છે.

ઢોરને તેમજ માણસોને પૂરતા પ્રમાણમાં ખોરાક મળી રહે, એ માટે અમુક અમુક ગામડાંને કેન્દ્રસ્થાન બનાવી ત્યાં ભીલોને બોલાવીને અનાજ તેમજ ઘાસ આપવામાં આવે છે. અત્યાર સુધીમાં ભીલસેવા મંડળે તે તરફ કેટલી ભારે સેવા કરી છે તે નીચે જણાવી છે:

દાહોદ-ઝાલોદની ભીલોની એક લાખની વસતિમાંથી ૪૭,૦૦૦ ભીલો સરકારી રાહત કામ ઉપર છે. એક માણસ સવારથી સાંજ સુધી કામ કરે ત્યારે ફક્ત બે આના રોજ મળે છે અને જોડે જોડે દેખરેખ રાખનારા પણ પોતાનો સ્વાર્થ સાધી લે છે. તે કામ ઉપર દરેક માણસને રોજ મળે છે કે કેમ તે જોવા માટે એક બે સ્વયંસેવકો મૂકવામાં આવ્યા છે અને તેઓ ગુપ્ત તપાસ ચલાવે છે.

ભીલસેવા મંડળ તરફથી કુલ ૧૩ દુકાનો સસ્તું અનાજ વેચવા માટે ખોલી છે. તે દુકાનોમાથી અત્યાર સુધી ૧,૨૫,૦૦૦ મણ સસ્તું અનાજ વેચાયું છે, જેમાં રૂા. ૧૭,૦૦૦ની ખોટ ગઇ છે અને તે મદદ ગુજરાત પ્રાન્તિક સમિતિ તરફથી મળી છે. અનાજની સાથે મીઠું આપવામાં આવે છે અને મીઠા માટે રૂા. ૧,૫૦૦ ખર્ચવામાં આવ્યા છે. ભીલોને કપડાં આપવા માટે પણ વ્યવસ્થા રાખી છે અને તેમાં ૧૨,૦૦૦ ભીલોને રૂા. ૧૦,૦૦૦નાં કપડાં મફત વહેંચવામાં આવ્યાં છે.

આ પ્રદેશમાં કુલ ૧,૬૭,૦૦૦ ઢોરની વસતિ હતી, તેમાંથી ૩૦ ટકા ઢોર મરી ગયાં છે. આ ઉપરથી ખબર પડશે કે ઢોરને માટે ઘાસની કેટલી જરૂર છે. જો ભીલસેવા મંડળે ઘાસને માટે દુકાનો ખોલી ન હોત તો સરકારની તગાવીથી એક પણ ઢોર જીવત નહિ. નીચેના ઘાસના આંકડા ઉપરથી મંડળની રાહતનો સહેજે ખ્યાલ આવશે. કુલ ૬૦,૦૦૦ ઢોરને જીવાડવાનાં રહ્યાં છે.

મુંબઇ જીવદયા મંડળીની મદદથી ભીલસેવા મંડળે ૧૬ સમૃદ્ધનીરણ મથકો અને બે ત્રણ કેટલ કેમ્પ ખોલ્યા છે. એ બધાં ઢોરને દરરોજ ૧,૩૦,૦૦૦ રતલ ઘાસ નીરવામાં આવે છે. લગભગ દરેક ઢોર દીઠ ૭ રતલ ઘાસ આપવામાં આવે છે. તે ઉપરાંત કપાસીઆ તથા ચણાનાં છોતરાં આપવામાં આવે છે. આ બધાનો ખર્ચ લગભગ રૂા. ૩૦,૦૦૦ થશે.

ઘાસની છૂટક ગાંસડીઓના વેચાણ માટે દાહોદ સ્ટેશન ઉપર એક વખાર રાખવામાં આવી છે. તે જગ્યા લગભગ એક બે વીઘાંના વિસ્તારમાં છે અને રેલ્વે પાસેથી ભાડે રાખી છે. ઘાસ ભરૂચ જિલ્લામાંથી આવે છે.

રોજનું સરેરાશ વેચાણ ૧૦૦૦ મણ થાય છે. એકજ જાતનું ઘાસ ત્રણ ભાવે વેચાય છે. ભીલોને ૮ રૂપિયે ૧,૦૦૦ રતલ અપાય છે, પટેલીઆ-ઓને (ભીલોથી ચઢતી પ્રજાને) ૯ રૂપિયે અપાય છે અને ખાનગી માણસોને ૧૦ રૂપિયે અપાય છે. સરકાર ૮। રૂપિયે વેચે છે અને તે પણ તગાવી. ઘાસમાં ભીલસેવા મંડળ સરેરાશ ૩૩ ટકા ખોટ ખાય છે.

મંડળ તરફથી અત્યાર સુધીમાં ૩૪ લાખ રતલ ઘાસ આવ્યું, તેમાંથી ૫ લાખ રતલ સમૃદ્ધનીરણ મથકો ઉપર આપ્યું. બાકીનું વેચાયું. લગભગ રૂા. ૪૦,૦૦૦નું ઘાસ મંગાવ્યું છે, તેમાંથી રેલ્વેને રૂા. ૧૬,૦૦૦ નૂર ભર્યું છે, છતાં તે કન્સેશન આપશે કે કેમ તે શંકાશીલ વાત છે.

હવે પાણીની વ્યવસ્થા માટે ૬ મોટી પરબો ખોલવામાં આવી છે. કૂવાઓને સમારવા માંડ્યા છે, તેમજ ૧૦૦ નવા કૂવા ખોદાય છે. પત્થરવાળી જમીનને લીધે કૂવા ખોદવા બહુજ મુશ્કેલ છે. એક ફૂટ ખોદાણના રૂા. ૨૨ આપવા પડે છે.

હવે લોકો વરસાદની રાહ જોઇને બેસી રહ્યા છે. વરસાદ પડે એટલે લોકોને બીજની જરૂર પડશે, તે માટે ભીલસેવા મંડળે રૂા. ૧૫૦૦૦ રોક્યા છે.

આણંદ, તા. ૯:૬:'૩૭ ચંદુભાઇ નારણભાઇ દેસાઇ

## કૃષિજીવનની પુનર્ઘટના[1]

### શિક્ષણની આજીવન દીક્ષા લેનાર શિક્ષાગુરુઓ

**વિષયની ઉપયોગિતા:** આપ સૌ જાણો છોજ કે હિન્દુસ્થાન પોતાનાં શહેરોમાં નહિ, પરંતુ ગામડાંમાંજ વસે છે, હિન્દ એ ગ્રામ્ય વસતિથી ભરપૂર દેશ છે, અને તે કારણે ગ્રામજીવનનાં સર્વ પાસાં ઉન્નત અને ઉજ્જ્વળ બને એમાંજ લોકજીવનની સાચી પ્રગતિની ચાવી સમાએલી છે. તેજ કારણે ગ્રામપુનર્ઘટના એ એક પ્રાન્તીય અને નજીવો પ્રશ્ન મટી જઇ સર્વદેશીય પ્રશ્નનું સ્વરૂપ ધારણ કરે છે.

**તેનું મહત્ત્વ અને વિશાળતા:** આમ પસંદ થએલો ગ્રામપુનર્ઘટનાનો વિષય પુષ્કળ મહત્ત્વનો છે, એટલુંજ નહિ પણ પુષ્કળ વિશાળ છે. આ પ્રશ્નના સાચા ખોટા ઉકેલ ઉપરજ ગ્રામજીવનની સફળતા-નિષ્ફળતાનો આધાર રહેલો છે, આ પ્રશ્નના ઉકેલ ઉપર ગ્રામજનતાના મોટા સમૂહના ભાવી સુખદુઃખનો આધાર રહેલો છે, તેથીજ એ પ્રશ્ન મહત્ત્વનો છે; તેના ઉકેલ ઉપર ગ્રામજીવનનાં સર્વ પાસાંની ઉન્નતિની ચાવી સમાએલી છે, તેથી એ પ્રશ્ન વિશાળ છે.

**છણાવટ કરનારની યોગ્યતા:** આવા મહત્ત્વના અને વિશાળ પ્રશ્નનો ઉકેલ ટૂંક સમયના વ્યાખ્યાનમાં આપી દેવાનું શક્ય નથી, એટલુંજ નહિ પણ મારી મર્યાદિત બુદ્ધિશક્તિથી પર છે. આ પ્રશ્નની છણાવટ ગંભીર વિચાર, વિશાળ વાચન, અને ઊંડી વિવેચનદૃષ્ટિ માગી લે છે. એ સર્વ શક્તિઓ મારામાં નથી એમ મને લાગે છે, અને તેમ હોવા છતાં પણ એ છણાવટ કરવાનું જે સાહસ હું કરૂં છું તેને માટે ખરેખર ક્ષમાને પાત્ર છું.

**આજની કર્તવ્યમર્યાદા:** જે જુદી જુદી અનુભવ- અને વિચાર-દૃષ્ટિથી આ પ્રશ્નથી છેડી શકાય એમ છે તે સર્વ દૃષ્ટિએ છણાવટ કરવામાં આવે તો એક મોટું દળદાર પુસ્તક પણ સ્થળસંકોચની મૂંઝવણ દૂર કરી શકે એમ નથી. એટલે મારૂં આજનું કર્તવ્ય તો માત્ર આજના કૃષિજીવનમાં નજરે પડતી ખામીઓ અને તેને દૂર કરવાના ઉપાયો તરફ અંગુલિનિર્દેશ કરવા પૂરતું મર્યાદિત રહેશે. એ કર્તવ્યમર્યાદા કદાચ ઘણાને ગમશે પણ નહિ, પરંતુ સમય અને સંજોગોને વશ કોને નથી થવું પડતું?

---

૧. મહેસાણા પ્રાન્તની પ્રાથમિક શાળાઓના શિક્ષકોના સંસ્કારી વર્ગ સમક્ષ તા. ૧૫:૫:'૩૭ને રોજ અપાએલું ભાષણ.

**પ્રથમ પગથિયું:** ગ્રામજનતાનો મુખ્ય ધંધો ખેતી હોવાથી કૃષિજીવનની ઉન્નતિ એ ગ્રામપુનર્ઘટનાનું પ્રથમ પગથીઉં છે. પ્રથમના વખતમાં 'ઉત્તમ ખેતી, મધ્યમ વ્યાપાર, અને કનિષ્ઠ નોકરી' એવી કહેવત પ્રચલિત હતી, પરંતુ ખેતી આજે ઉત્તમ રહી નથી, ખેતી કરનારનું આજે સમાજમાં માન રહ્યું નથી. કોઇ પણ ધંધો ન જડે ત્યારેજ ખેતીનો ધંધો સ્વીકારાતો હોવાથી આજે ખેતી બુદ્ધિમાન વર્ગથી અપમાન પામી રહી છે—બુદ્ધિ વગરના લોકોના હાથમાં જઇ પડી છે. આવી પરિસ્થિતિમાં કૃષિકારની કૃષિ કરવાની પદ્ધતિ સર્વાંશે દોષરહિત ન હોય એ સ્વાભાવિક છે.

**ખેડૂતની પાયમાલી:** અનેક લોકને આજે આપણે એવું કહેતાં સાંભળીએ છીએ કે ખેતીમાં રસકસ રહ્યો નથી, ખેડૂત પાયમાલ થયો છે. આ વાત જેટલી સાચી છે, એટલીજ દુઃખદ છે. પણ ખેડૂતની પાયમાલીનાં કારણોનો વિચાર કરી, તેનું પૃથક્કરણ કરી તેને દૂર કરવાના પ્રયત્ન જુજ દિશાઓમાંથી જ થાય છે એ દુઃખની વાત છે.

**આજના ખેડૂતની સ્થિતિ:** ત્યારે અભણ, અજ્ઞાન, કરજગ્રસ્ત, અને બીજો ધંધો નહિ જડવાથી ખેતી કરવા નીકળી પડેલો ખેડૂત કેવી ખેતી કરે છે તે આપણે જોઇએ. આજનો ખેડૂત દુર્બળ શરીરે, અણુવિકસેલે મને, ભગ્ન હૃદયે, જુજગ્નજ સાધનોની મદદે, કાળગ્નતૂટ મહેનત કરી જેવી આવડે તેવી ખેતી કરે છે.

**સર્વસામાન્ય દોષો:** આજના કૃષિકારની ખેતી કરવાની પદ્ધતિમાં નીચેના સર્વસામાન્ય દોષો નજરે પડે છે: (૧) ખાતરનો દુરુપયોગ અને તેનો અભાવ, (૨) ઊંડી ખેડ કરવાની અવૃત્તિ અને અશક્તિ, (૩) સારાં બીનો અભાવ, (૪) બી કાળજીપૂર્વક અને ઊગી શકે તેવી રીતે ન વાવવાની ટેવ, (૫) નિંદામણ વખતસર ન કરવાની ટેવ, (૬) વરાપસર મહેનત ન કરવાની ટેવ, (૭) પાક લીધા પછીની અયોગ્ય ઉદારતા, (૮) પશુધન તરફની બેદરકારી, (૯) જાતમહેનતનો અભાવ, અને (૧૦) કૂવાનું પાણી ખેંચવાની જૂની રીત.

**દોષોના ઉપાયો:** આ દોષો ખરાબ પરિણામ લાવનારા હોવા છતાં સાચી ધગશ અને દોરવણીથી દૂર થઇ શકે તેમ છે:

(૧) ખાતર એ એક અતિઉપયોગી વસ્તુ છે, અને ખેડૂત તેનાં મૂલ જેટલાં આંકે એટલાં ઓછાં છે. ઢોરના છાણને મૂત્ર સાથે સારી રીતે મિશ્રિત કરી તેને એક ખાડામાં કહોવડાવી તેનો ઉપયોગ કર્યાથી જમીનની ફળદ્રુપતામાં

પુષ્કળ વધારો થાય છે. વર્ષોવર્ષ પાક લેવાથી જમીનમાંથી જે પોષક તત્ત્વો ખર્ચાઇ જાય છે, તે પોષક તત્ત્વોની ખોટ યોગ્ય ખાતરના વપરાશથીજ પૂરી પડે છે. ઢોરનું છાણિયું ખાતર એ એક ઉત્તમ પ્રકારનું ખાતર છે, અને તેના વાપરથી જમીનને ઘણાંખરાં પોષક તત્ત્વો મળી રહે છે. હાલના યુગમાં કૃત્રિમ ખાતરોનો ઉપયોગ કરવાની ભલામણ થાય છે, તેમ ન કરતાં ઘરને આંગણેજ વિપુલ પ્રમાણમાં ઉત્પન્ન થતું છાણિયું ખાતર સારી રીતે કહોવડાવી સંગ્રહ કરાવી તેનો ઉપયોગ કરવાનો પ્રચાર કરાવવાથી જમીનનો રસકસ ટકાવી શકાય તેમ છે. છાણિયા ખાતર ઉપરાંત ગુવાર, શણુ વગેરેના છોડનું લીલું ખાતર તથા સુકાઇ ગએલાં જળાશયોના તળિયાની માટીનું ખાતર ઉત્તમ પોષક તત્ત્વોથી ભરપુર હોય છે, તે વાપરવાની ખેડુતને ભલામણ કરવી જરૂરની છે. ઉત્તમ છાણિયા ખાતરને સૂકવી તેનાં છાણાં બનાવી બાળવાના ઉપયોગમાં લેવાથી ખેડુતને અને તેની ધરતીને પારાવાર નુકસાન થાય છે, એ વાત ખેડૂતોના મન ઉપર સચોટ રીતે ઠસાવવી જરૂરની છે.

(૨) ઊંડી અને સારી ખેડ એ કૃષિજીવનની એક મુખ્ય ચાવી છે. જેમ ખેડ સારી તેમ પાકની નીપજ વધારે, એ એક સામાન્ય લોકોક્તિ છે, ને તેમાં કંઇ પણ અસત્ય નથી. ઊંડી અને સારી ખેડ કરવાથી જમીન પોચી અને ગ્રાહક બને છે, અને તેમાં વરસાદનું પાણી સારી રીતે પચી શકે છે; નાખેલા ખાતરનાં તત્ત્વો છૂટાં પડી જમીનમાં સારી રીતે મળી શકે છે, અને છોડની પોષણશક્તિમાં અદ્ભુત ઉમેરો કરે છે. આ વાત અતિઅગત્યની છે, પરંતુ શોકની વાત એ છે કે આજના ઘણાખરા ખેડૂતો સાધનહીન હોય છે, તેમની પાસે સારા બળદોની જોડ હોતી નથી, અને જેમની પાસે આવી જોડ હોય છે તે એટલી બધી જમીન ખેડે છે કે બધી જમીનમાં સારી ખેડ તેઓ કરી શકતા નથી—તેમ કરવાની તેમને જરૂર દેખાતી નથી; આ ગેરસમજ દૂર કરવાની ખાસ જરૂર છે.

(૩) ખેડૂતે સારાં બી સંગ્રહવાની ટેવ રાખવી જોઇએ, જેથી તેનો વખતસર ઉપયોગ થઇ શકે ને સારાં બીનો સારો પાક તે લણી શકે. પરંતુ ખેડૂતની આર્થિક સ્થિતિ એટલી તંગ હોય છે કે પાકેલા પાકમાંથી શ્રેષ્ઠ પ્રતિનો પાક બી તરીકે રાખી મૂકવાને બદલે તે બધોય પાક વેચી, પોતાની આર્થિક મૂંઝવણ દૂર કરવા તે મથે છે. પરિણામે વાવણીની મોસમ વખતે મહામુશ્કેલીએ મોંઘી કિંમતે નબળું બીજ ખરીદી તેને ચલાવી લેવું પડે છે. આ બીજના બદલામાં પાક તૈયાર થયે અનેકગણું બીજ આપવાની કડાકૂટમાં તેને ઊતરવું

ડે છે. તેમ ન કરતાં પોતાના ખેતરમાં પાકેલા પાકમાંથી સારામાં સારો ભાગ જુદો કાઢી બી માટે રાખી મુકાવવાની ખાસ જરૂર છે.

(૪) આ બી વાવવામાં પણ કાળજીનો અભાવ હોય છે, પોતાના ગજા રતાં વધારે જમીન ખેડવા માથે લીધેલી હોવાને કારણે તેમજ પોતાની પાસે બળદ તથા વાવણીનાં બીજાં સાધનો ન હોવાને કારણે ખેડૂતને કેટલીક વખત ભાડેથી વાવણી કરાવવી પડે છે. અને પ્રસંગે વાવણીમાં જોઇએ તેવી દરકાર અને કાળજી રખાતી નથી. આને પરિણામે ઘણાં બી ઊગી શકતાં નથી અને વ્યર્થ જાય છે. બીની ઊગવાની શક્તિ પ્રમાણમાં વધું હોવા છતાં તે ઓછી હોવાનું માલુમ પડે છે, ત્યારે વાંક બી પૂરું પાડનારનો નીકળે છે. બી વાવવાની કાળજી અને સફળતા ઉપર તેના આખા પ્રયત્નનો આધાર હોવાથી બી વાવવામાં કાળજી રખાવવી જરૂરની છે.

(૫) કર્પણ ઊગ્યા પછી તેની ઊગવાની શક્તિ બીજું નકામું ઘાસ હરી ન લે તે જોવાની ખાસ જરૂર છે, અને તેથી તેવું નકામું ઘાસ નિંદી નાખવું જોઇએ. નિંદામણ વખતસર અને વારંવાર ન કરવાથી કર્પણનો જોસ નરમ પડી જઇ તેની પાક આપવાની શક્તિને હાનિ પહોંચે છે. જાતમહેનતથી અગર મજૂરો રોકીને પણ નિંદામણ ન કરાવવામાં આવે તો કર્પણ કરતાં ઘાસ ઊંચું થઇ જઇ કર્પણને દાબી દે છે. ગજા કરતાં વધારે વાવેતર કરનાર ખેડૂત બધે સ્થળે જાતે નિંદામણ કરી શકતો નથી, ગરીબાઇને કારણે નિંદામણ સારૂં મજૂરો રોકી શકતો નથી. આની ભયંકર અસર પાકની નીપજ ઉપર થાય છે, તેમ ન થાય અને નિંદામણ તરફ ધ્યાન અપાય તેમ કરવાની જરૂર છે.

(૬) ખેતી એ મુખ્યત્વે શ્રમજીવીનો ધંધો છે, અને જે જાતે મહેનત કરવા ટેવાએલા ન હોય તેમના ઉપર ખેતી ભાગ્યેજ પ્રસન્ન થાય છે. પાક વાવ્યા પછી વખતસર તેના તરફ ધ્યાન આપી નિંદામણ વગેરે વિધિ કરવામાં ન આવે તો પાક સારો નીપજી શકતો નથી.

(૭) પાક લીધા પછી, મહામહેનતે તૈયાર કરેલો પાક હાથમાં આવ્યાં પછી, કેટલીક વખત ખેડૂત અતિશય ઉદાર બની જાય છે. તેને 'જગતનો તાત' કહી ખુશામત કરનાર અનેક વસવાયાં તેને મનાવી ફોસલાવી તેના પાકમાંથી પોતાનો હિસ્સો પડાવી જાય છે. રહ્યોસહ્યો પાક વેચવા તે બજારમાં નીકળે છે, ત્યાં પણ તેને છેતરવા અને તેની ભલાઇનો અને અજ્ઞાનનો લાભ લેવા વેપારીઓ તૈયાર હોય છે. બેંતાળીસો તોલ અને અનેક જુદા જુદા લાગા કાપી હિસાબ કરી જેટલો લાભ લેવાય તેટલો લેઇ ખેડૂતના ઉપર મહાન

ઉપકાર કરતા હોય તેવો ડોળ કરી વેપારી ખેડૂતને માલનાં નાણાં ચૂકવે છે, અગર પોતાના લહેણા પેટે તે નાણાં જમા કરે છે, અને બાર માસની જેવી આવડી તેવી એ મહેનત પછી ખેડૂતની સામે 'શું ખાઉં'નો વિકરાળ પ્રશ્ન ખડો થાય તેવી સ્થિતિ લાવી મૂકે છે.

(૮) ખેડૂતનું એક મહામૂલું ધન એ પશુધન છે, તેને સુખે એ હમેશ સુખી રહી શકે છે. આ પશુધનને એ સાચવી શકતો નથી, તેના સુખ તરફ પૂરતું ધ્યાન આપી શકતો નથી, તેના ઘાસચારાનો અને પાણીનો બંદોબસ્ત કરતાં કેટલીક વખત તે મૂંઝાઇ પડે છે. આજનો ખેડૂત દૂધ માટે ભેંસ રાખે છે, ખેડવા માટે બળદ રાખે છે, પરિણામે નથી તો એ ગોસેવા કરી શકતો, નથી તો એ ભેંસને સુખ આપી શકતો.

ભેંસને જે પાડા અવતરે છે, તે પાડાનો ખેડૂત અપવ્યય કરે છે: કાં તો તે પાડા પોષણને અભાવે મરી જાય છે, અગર તેમ છતાં પણ જીવે તો તે પાંજરાપોળને અધીન થાય છે. ખેડવા માટે જોઇતા બળદ મોંઘી કિંમત ખર્ચીને પણ ખેડૂતને ખરીદવા પડે છે. આમ એક બાજુ પાડાને તે વેડફી દે છે, બળદ માટે નાણાં ખર્ચે છે, અને પોતાની આર્થિક વિષમતામાં ઉમેરો કરે છે. દૂધ સારૂ તે ગાય રાખે અને તેના વાછરડાને પોતાનેજ ઘેર પાળી પોષી ઉછેરી મોટા કરી તેને ખસી કરી બળદ બનાવે તો આ મુશ્કેલી સહેજે દૂર થઇ શકે એમ છે. ખસી કરવાની નવી સુધરેલી ઢબથી ખસી કરનારને તેમ વાછરડાને બિલકુલ ત્રાસ થતો નથી, અને ખેડૂતના પશુધનનો આકરો પ્રશ્ન સહેલો બને છે. ઢોરને ખસી કરતાં ધાર્મિક વલણવાળા ખેડૂતો અચકાય છે ને ક્ષોભ પામે છે. એ ક્ષોભ દૂર કરવાની જરૂર છે. હાલની વિષમ અને અવ્યવહારૂ પદ્ધતિથી ગાયભેંસની બન્નેની ઓલાદને ભયંકર નુકશાન પહોંચે છે, બન્નેની ઓલાદો ઊતરતી પ્રતની અને નિર્બળ બનતી જાય છે, બન્નેની ઓલાદમાં સુધારો કરી શકે એવા પાડા અને આખલાનો અભાવ નજરે પડે છે. પશુધનનો આમ ધીમો પણ નિશ્ચિત નાશ થતો જાય છે.

યંત્રોના આગમનથી કૃષિજીવનના કોઇ પણ અંશને જો પુષ્કળ ધોકો પહોંચ્યો હોય તો તે પશુધનને છે. એક મોટરની આયાતથી પચાસ બળદોની રોજી નષ્ટ થએલી સ્થળે સ્થળે નજરે પડે છે. અને છતાંયે પશુધનને પુત્રપુત્રીસમ સાચવી રાખવાની વૃત્તિ અને શક્તિ ઘણાજ થોડા ખેડૂતોમાં હોય છેં એ શોકની બીના છે. ઢોર એ પોતાના ધંધાનું એક અત્યાવશ્યક સાધન છે, તેના વિના ખેતી નિષ્પ્રાણ થાય છે, એટલું સમજવા જેટલી સમજ

પણ ખેડૂતમાં હોતી નથી. આનું ભયંકર પરિણામ તેને વેઠવું પડે છે.

(૯) નિર્વાહ જેટલું પણ ધન અગર ધાન્ય જાતમહેનત સિવાય જગતમાં કોઈને મળી શકતું નથી. બુદ્ધિજીવીને માનસિક મહેનત કરવી પડે છે, શ્રમજીવીને શારીરિક મહેનત કરવી પડે છે. પરંતુ કુદરત એ આકરો શેઠ છે, અને મહેનત કરાવ્યા સિવાય કોઈને પણ તે મહેનતાણું આપતો નથી. આ સત્ય ખેડૂતના ધંધામાં દીઠી જગાણી રીતે સાચું પડે તેમ છે. ખેડૂતનો ધંધો અવિરત શારીરિક શ્રમ માગી લે છે, એટલુંજ નહિ પણ શુદ્ધ સાચી દાનતથી કરેલો શ્રમજ ફળે છે. આને પરિણામે જાતમહેનત ન કરતાં પારકા ઉપર આધાર રાખી મજૂરોને કામે લગાડી ખેતી કરનાર ખેડૂત ખેતીમાંથી કશુંય પેદા કરતો નથી, ઊલટ તે ગુમાવે છે અને કરજાઉ બને છે. મતલબ કે શ્રમનું મહત્ત્વ ખેડૂતને સમજાવવાની જરૂર છે.

(૧૦) વરસાદની અછત અગર દુષ્કાળને પ્રસંગે પાણી માટે ખેડૂતને અનેક વખત કૂવા વગેરે જળાશયોનો આશ્રય લેવો પડે છે. પાકવા ઉપર આવેલો પાક એક ઝાપટાના પાણીને અભાવે કરમાઇ સુકાઇ જાય, પોતાની મહેનત અને ખર્ચ બરબાદ થવાની અણી ઉપર હોય ત્યારે નજીકના જળાશયમાંથી પાણીનો ઉપયોગ કરી પાકને દુષ્કાળના મુખમાંથી બચાવી લેવાની જરૂર ઘણી વખત ઊભી થાય છે.

આવે પ્રસંગે ખેડૂત કૂવામાંથી કોશ વડે પાણી લેઈને પાકને પાણી પાય છે. આ કોશ જૂની પદ્ધતિના અને ખર્ચાળ છે, અને પરિણામે પાણી પાવાનું જોઇએ તેટલું સરળ બનતું નથી. પ્રાચીન કોશ બે પ્રકારના છે: (૧) રામૈયા અને (૨) સૂંઢિયા. આ બંને કોશમાં દોષો છે અને બંને ખર્ચાળ છે. રામૈયા કોશમાં બે માણસો અને બે બળદ જોઇએ છે, જ્યારે સૂંઢિયા કોશમાં એક માણસ અને બે બળદથી ચાલી શકે છે, પરંતુ બળદ ઉપર વધારે બોજો આવતો હોવાથી તથા પાછે પગલે ઉપર ચઢવાનું હોવાથી બળદનો અંત વહેલો આવે છે.

આ પ્રાચીન કોશને બદલે નવીન પદ્ધતિના કોશની યોજના કરવી ખાસ જરૂરની છે. ગુજરાતના જે પ્રદેશોમાં પાણી બહુ ઊંડાં નથી, ત્યાં રહેંટ એ પાણી પાવાનું એક ઉત્તમ સાધન હોય છે; પરંતુ જ્યાં પાણી ઊંડાં હોય છે ત્યાં નવીન પદ્ધતિનો રામચંદ્ર કોશ તૈયાર કર્યાનું જાણ્યામાં છે. આ રામચંદ્ર કોશમાં બળદને અગર પાડાને કોશ ખેંચવાનો હોતો નથી, માત્ર બળદના અગર પાડાના શારીરિક વજનનોજ કોશ ખેંચવામાં ઉપયોગ થાય છે.

**દોષોનું મૂળ ગરીબાઇ:** આ બધા દોષોના મૂળમાં ખેડૂતની ગરીબાઇ અને આર્થિક અસહાયતા રહેલી છે; તેની કરજગ્રસ્ત સ્થિતિ, તેનું સામાજિક અને ઇતર પ્રસંગોનું ઉડાઉપણું, શાહુકાર સાથેના તેના વર્તનમાં રહેલું અજ્ઞાન, જમાખર્ચનો હિસાબ ન રાખવાની તેની ટેવ, વગેરે કારણોને લીધે તેની આર્થિક સ્થિતિ અતિશય તંગ હોય છે. નાણાંની આ તંગાસને કારણે, (૧) તે પોતાનો ખેતીનો ધંધો બરાબર કરી શકતો નથી, (૨) સારાં સાધનો વસાવી શકતો નથી, (૩) વખતસર નિંદામણ વગેરે કરાવી શકતો નથી, (૪) પોતાના પાકનો સારો ભાવ મેળવવા માટે વાટ જોઇ શકતો નથી અને વખાનો માર્યો ગમે તે ભાવે તેને પાક વેચી દેવો પડે છે. (૫) ભારે વ્યાજે તેને નાણાં ઉછીનાં લાવવાં પડે છે, (૬) દુષ્કાળ સામે પોતાનું અને પોતાનાં ઢોરનું જીવન ટકાવી રાખવાની તેની શક્તિનો નાશ થાય છે.

**એક પ્રશ્ન–સરકારમદદ:** ત્યારે પ્રશ્ન એ થાય છે કે જો સમાજનું આ અગત્યનું અંગ આર્થિક અસહાયતાને કારણેજ દુઃખી થતું હોય તો તેની અસહાયતા દૂર કરવા સરકાર તરફથી જરૂરી પગલાં લેવાની તજવીજ કેમ થતી નથી?

**પ્રશ્ન સહેલો નથી:** આ પ્રશ્ન જોકે સહેલો જણાય છે, તોપણ તેનો સાચો અને આખરી ઉકેલ એટલો બધો સહેલો નથી. ભાવનગર રાજ્યે ખેડૂતોનાં બધાં દેવાં સમાધાનીથી ચૂકવી દેવાની પહેલ હાલમાંજ કરેલી છે અને જોકે તેનું પરિણામ આવતાં હજુ વાર લાગશે, તોપણ એક વાર વગર શ્રમે કરજમુક્ત થએલો ખેડૂત નવું કરજં નહિ કરે તેની શી ખાત્રી? પ્રશ્ન અટપટો છે, અને તેનો સાચો ઉકેલ લાવવો અતિશય મુશ્કેલ છે.

**તગાવી રૂપે અપાતી મદદ:** આમ જોકે પાછલાં દેવાંનો નિકાલ કરી આપવાનું કાર્ય દુર્ઘટ, જોખમભર્યું અને મુશ્કેલ છે, તોપણ (૧) ખેડૂત સંકટ પ્રસંગે પોતાનું અને પોતાનાં ઢોર વગેરેનું ગુજરાન કરી શકે, અને (૨) કોશ, વરત, બળદ, બી, કૂવો તથા નિંદામણ ખર્ચ, ઇતર ઓજારો, વગેરે પોતાના ધંધામાં જોઇતાં સાધનો મેળવી શકે તે અર્થે સરકાર ઓછે વ્યાજે અને નાના અનુકૂળ હપ્તામાં પરત આપી શકાય એવી તગાવી આપે છે, અને ખેડૂતની આ અસહાયતાનો ભાર હળવો કરવા પ્રયત્ન કરે છે, એ શ્રીમંત વડોદરા સરકારની ઉદાર રાજ્યનીતિનું પરિણામ છે.

**ઉપસંહાર–પુનર્ઘટના:** ત્યારે કૃષિજીવનની આજે સમીક્ષા કરીને આપણે જોયું કે અર્વાચીન કૃષિપદ્ધતિની પુનર્ઘટના કેવી રીતે થઇ શકે અને તે કરવા

કેવા પ્રયત્નોની જરૂર છે.

**ગ્રામસેવકોની જરૂર:** કૃષિજીવનની આ પુનર્ઘટના ઉત્તમ રીતે થાય તે અર્થે ગામડાંમાં સેવાર્થે પોતાનું જીવન દાટી દેનારા સેવાભાવી અને નિષ્કામ સેવકોની દેશને જરૂર છે.

**એક વિનવણી:** આવા ગ્રામસેવકો જ્યાં સુધી આપણને ન સાંપડે ત્યાં સુધી તો ગામડાંમાં રહી સરસ્વતીની પૂજા કરનાર આજીવન શિક્ષાવ્રત ધારણ કરનાર તમ જેવા શિક્ષકો તરફ સૌની નજર જાય છે. એ વ્રત ભેગું ગ્રામ-પુનર્ઘટનાનું વ્રત સ્વીકારી લેઈ ગ્રામજનતાને પોતાની કરવા આપને આગ્રહભરી વિનવણી કરવાનું જ રહ્યું.

**સફળતા:** ઉપર બતાવેલે માર્ગે લોકહિત સાધવા કંઇક પ્રયત્ન તમે કરશો તોપણ મારો આજનો શ્રમ સફળ થયો માનીશ.

પીલાજીગંજ, મહેસાણા રેણુમિત્ર ગોકળભાઇ પટેલ

---

## લગ્નવિચ્છેદક કાયદો

**હિન્દુસ્થાનમાં** ખાસ કરીને ગુજરાતી ઉચ્ચ જ્ઞાતિઓમાં લગ્નવિચ્છેદક કાયદો સામાજિક દૃષ્ટિએ અસ્વીકાર્ય હોવાથી લગ્નગ્રંથીથી જોડાએલ વ્યક્તિઓ ગમે તે કારણે પણ પરસ્પરથી ભાગ્યેજ છૂટી શકે છે. તેમ છતાં ખાસ સંજોગોને લીધે, પુરુષવર્ગ પુનર્લગ્ન કરવા તૈયાર થાય છે. પછાત કોમમાં તો સ્ત્રીવર્ગ ઘણીજ છૂટથી લગ્નવિચ્છેદક રિવાજનો ઉપયોગ કરી શકે છે. ઉચ્ચ કોમમાં તે સામે પ્રતિબંધ મૂકવામાં આવ્યા છે, કેમકે ઉચ્ચ કુટુંબની વિધવાનું પુનર્લગ્ન 'નાતરા'માં ગણાય છે, તો સધવાથી તો લગ્નવિચ્છેદ કરાયજ કેમ? તેનાથી તો પુનર્લગ્ન કરાયજ કેમ?

લગ્નવિચ્છેદક અથવા છૂટાછેડાના રિવાજને સામાજિક દૃષ્ટિબિન્દુએ જોઇને યોગ્ય લાગે તો અમલમાં મૂકવો, એ દરેક સ્ત્રીપુરુષની પવિત્ર ફરજ છે. છતાં કેટલાક પ્રસંગોમાં સ્ત્રીવર્ગને વિનાકારણે હાનિ કરવાને છૂટાછેડા કરનાર માણસો ધિક્કારને પાત્ર બને છે, તે છૂટાછેડા લેનાર વ્યક્તિએ પહેલેથી જાણવું જોઇએ.

ધર્મશાસ્ત્રો ઉપરથી ફલિત થાય છે કે વિવાહિત મનુષ્યોને છૂટાછેડા આવશ્યક નથી. ખરેખર તે અનાવશ્યક હોવા જોઇએ. પરંતુ સમય બદલાતાં માણસોની માનસિક સ્થિતિનું પરિવર્તન થયા કરે છે. તે નિયમ પ્રમાણે ઘણા લોકો લગ્નવિચ્છેદક કાયદાનો રામબાણ ઇલાજ તરીકે ઉપયોગ કરે છે. કારણકે,

જિંદગીભર ભિન્ન સ્વભાવથી એકત્રિત રહેવા કરતાં જુદા પડવામાંજ તે વ્યક્તિઓનું હિત છે. કેટલાકની દલીલ છે કે મનુસ્મૃતિમાં મનુમહારાજે વિહિત કર્યું છે કે ખાસ કારણ હોય તો સ્ત્રીએ પુરુષ પાસેથી છૂટાછેડા લેવા. પણ મનુમહારાજે હિન્દુધર્મના રૂઢિચુસ્ત સમાજશાસ્ત્રીઓને પણ તેવી આજ્ઞા કરી હોત તો તે લોકો આટલા પક્ષપાતી બની શકત નહિ!

છૂટાછેડા લેનાર વ્યક્તિને ફરી લગ્ન કરવાનો હક્ક છેજ. પરંતુ પુરુષો તો છૂટાછેડા લીધા વિના પણ અને પહેલીવારની પત્નીનો મત લીધા વિના પણ બીજી વાર લગ્ન કરવાને તત્પર બને છે. સ્ત્રીજાતિ તરફ એ અન્યાયજ છે. તેવી રીતે લગ્ન કરનાર પુરુષોને પુત્રી આપનાર પિતા કે વાલી ગંભીર ભૂલ કરે છે, કારણકે જે માણસ સ્વેચ્છાથીજ એક કરતાં વધારે વાર લગ્ન કરે તેની સાથે પરણનાર સુખી ન થાય એ નિર્વિવાદ છે. બંને પક્ષને છૂટાછેડા લેવાનું યોગ્ય લાગે ત્યારે તેમ કરવામાં આવે તો ભવિષ્યમાં કંઇ અડચણ આવવાનો ભય રહે નહિ. તેટલા માટે કેટલાંક દેશી રાજ્યોમાં લગ્નવિચ્છેદક કાયદા ઘડવામાં પણ આવ્યા છે.

યુરોપ અને અમેરિકાના દેશોમાં ઘણી જગાએ છૂટાછેડાનો અનહદ ઉપયોગ થાય છે. આપણા ચરોતરની કહેવત મુજબ 'વલાણુવારે' ત્યાંનાં સ્ત્રીપુરુષો એકબીજાને નજીવા કારણસર છૂટાછેડા આપી શકે છે. વારંવાર લગ્નવિચ્છેદ કરીને નવાં નવાં લગ્ન કરવાથી લગ્નની ભાવનાનો લોપ થાય છે, અને પરસ્પર સ્ત્રીપુરુષનો સંબંધ લાંબા સમય સુધી ટકી શકતોજ નથી.

છેવટે હું એટલું કહીશ કે આ વિષય ઉપર વિચારકો પોતાનાં દૃષ્ટિબિન્દુઓ રજૂ કરીને હિન્દુ સમાજનાં ખરાંખોટાં તત્ત્વો પ્રકાશમાં લાવે.

સિવિલ હૉસ્પીટાલ, મેડિકલ કૉલેજ,

જીવન જાણવાની પણ ઇચ્છા અનેકને સ્વાભાવિક જ રીતે હોય. યોજકે આ નાની પુસ્તિકા પ્રસિદ્ધ કરીને એ ઇચ્છા તૃપ્ત કરવાનો પ્રયત્ન કરે છે. સૌ ભાઇબેન આ પુસ્તિકા વાંચે, ગુજરાતના એ ભિકખુનું જીવન જાણે ને તેમાંથી યોગ્ય લાગે તે પોતાના જીવનમાં પચાવી લે.

**૫૪. ગિરિરાજ આબુ:** સરસ્વતી ગ્રન્થમાળા, વર્ષ ૭, પુ. ૩: લેખક–શંકરલાલ દ્વારકાદાસ પરીખ; પ્રકાશક–પ્રસ્થાન કાર્યાલય, પારસી અગિયારી સામે, અમદાવાદ; પૃષ્ઠ ૧૧૨, ચિત્ર ૭, કિંમત ગ્રાહકોને ૦–૫–૬ ટપાલખર્ચ સાથે, છૂટક ૦–૮–૦ ટપાલખર્ચ જુદું. પુસ્તકમાં પૌરાણિક કથાઓ અને ઇતિહાસ, પ્રાચીન મંદિરો અને જોવાલાયક સ્થળો, મુસાફરો માટે માહિતી વગેરે હકીકત આપી છે અને તેથી અંગ્રેજીમાં જેને Guide કહે છે તેવું આ પુસ્તક બની રહ્યું છે. લેખક જણાવે છે કે "ધારાવર્ષ રાજાની પ્રતિમા આગળ કાળા પથ્થરના પૂરા કદના ત્રણ પાડા જોડાજોડ ઊભા છે. એ ત્રણેના શરીરની આરપાર એક છિદ્ર છે. એ ઉપરથી એવું કહેવાય છે કે ધારાવર્ષ રાજા એવા બળવાન હતા એક સાથે બાણથી ત્રણ પાડા વીંધી શકતા" (પૃ૪ ૫૧). બીજા એક લેખક જણાવે છે કે એ પ્રતિમા આદિપાલ પરમારની છે અને ત્રણ પાડા વિષે લોકકથા મૂકે છે કે: "મંદિરના કુંડને પ્રાચીનકાળે ઘીથી ભર્યો રાખવામાં આવતો. એ ઘી ત્રણ રાક્ષસો પાડાને વેશે આવીને રોજ પી જતા. એ આદિપાલ પરમારને ખબર પડતાં એક તીર તેણે એવા જોરથી માર્યું કે ત્રણે પાડાને વીંધી પાર નીકળી ગયું. પાડા ત્યાં જ મરી ગયા. તેના સ્મારકમાં આદિપાલ પરમારની ને ત્રણ પાડાની એક એક છિદ્ર વાળી પ્રતિમાઓ ત્યાં મૂકવામાં આવી છે." એકંદરે આ પુસ્તક સારૂં છે. ભાષા સરળ છે, ત્યાં જનાર પ્રવાસીઓને ઉપયોગી થઇ પડે એવું છે. ઘેર બેઠાં પણ માહિતી અને આનંદ આપે એવું છે.

**૫૫. પંડ્યાજીને સ્મરણાંજલિ:** સંપાદક અને પ્રકાશક–શંકરલાલ દ્વારકાદાસ પરીખ, કલોલ; પ્રાપ્તિસ્થાન–નવજીવન કાર્યાલય, અમદાવાદ અને મુંબઇ; પૃષ્ઠ ૧૫૨, છબિ ૨, કિંમત આઠ આના. ગુજરાતના ખડતલ કાર્યવીર મોહનલાલ કામેશ્વર પંડ્યાને સ્મરણાંજલિ આપતું આ પુસ્તક છે. સંપાદક એમના મિત્ર હતા અને એમણે કરેલું આ મિત્રકાર્ય ઉચિત જ છે. એમની ટૂંકી જીવનકથા પણ આપેલી છે. એક વાત કહું? પંડ્યાજીનું 'ખોઅગોળા પ્રકરણ' ગુપ્ત પ્રકારે ચાલતું અને તેથી તેમાંની અનેક વિગતો મિત્રોથી પણ અગોચર રહેતી અને તેથી એ લખવામાં કંઇક ભૂલો પણ થાય. સંપાદક

જણાવે છે કે પંડ્યાજીએ અમુક પુસ્તક "પોતાના ગુપ્ત છાપખાનામાં છપાવ્યું" (પૃષ્ઠ ૧૭). હકીકતે તો પંડ્યાજીને કોઇ ગુપ્ત કે જાહેર છાપખાનું જ ન હતું, એ પુસ્તક તો મહેસાણાના 'શિક્ષક' છાપખાનામાં ગુપ્ત રીતે છપાયું હતું અને પરિણામે તેને વડોદરા સરકારે જપ્ત કર્યું હતું. "ગુજરાતમાં રાજદ્વારી હેતુને માટે પહેલીવહેલી જેલની સજા ભોગવવાનું મોટું માન પંડ્યાજીને પ્રાપ્ત થયું." એમ સંપાદક (પૃષ્ઠ ૩૩) અને વળી સ્વામી આનંદ પણ (પૃષ્ઠ ૮૫) જણાવે છે. પણ તેમનાય પહેલાં પંડ્યાજીવાળા પેલા બોમ્બપ્રકરણમાં બીજા એક જણે જેલ ભોગવી હતી. છતાં એકંદરે ઘણી હકીકતો સ્પષ્ટ ને સાચી છે. પંડ્યાજીએ ગાંધીજીને પડખે રહીને એકેએક યુદ્ધમાં કેવો સુંદર ભાગ ભજવ્યો છે તે આ પુસ્તકથી વાચક જાણી શકશે. અને યુદ્ધના ઘસારાથી ઘસાઇને એ યોદ્ધો અકાળે શહીદ થઇ ગયો. પુસ્તકમાં પંડ્યાજીએ લખેલા બે લેખ આપ્યા છે તે બતાવી આપે છે કે એ કેવા તલસ્પર્શ અભ્યાસી ને વિચારક હતા. અંતે પરિશિષ્ટમાં 'સ્વ. મોહનલાલ પંડ્યા સ્મારક ફંડ'ની યોજના આપી છે, એ યોજના બેશક પંડ્યાજીને યોગ્ય જ છે. પુસ્તક એકે એક દેશપ્રેમી યુવકે વાંચવું જ ઘટે.

**૫૬. જીવંત જ્વાલા:** ગૃહલક્ષ્મી ગ્રંથમાળા, વર્ષ ૧લું, પુસ્તક ૭મું: લેખિકા—કુ. કુંજબાળા મઝૂમદાર; પૃષ્ઠ ૧૧૦. કિંમત વાર્ષિક ફાળે ૦-૬-૦ પોસ્ટેજ માફ, છૂટક ૦-૮-૦ ટપાલ ખર્ચ જુદું. લેખિકા બેન, પોતાના સ્ત્રી-વિષયક ખ્યાલો દર્શાવવાના સબળ પ્રયાસ બદલ, અભિનંદનને પાત્ર છે. આ પુસ્તકમાં તેમણે પુરુષજાતિ પ્રત્યે પ્રચંડ ને ઉગ્ર વિરોધ દર્શાવ્યો છે. સ્ત્રી-જાતિ પ્રત્યેના તેના અન્યાયી વર્તન ને જાલીમ જુલ્મો પ્રત્યે જોતાં એ બેનનું હૃદય ખરેજ ઊકળી ઉઠ્યું હશે તેનો ખ્યાલ આપણને આ પુસ્તક વાંચ્યા પછી આવેજ છે. આમ છતાં કહેવું પડે છે, કે પુરુષજાતિ પ્રત્યેના આ ઉકળાટ ને ઉભરાઓ પાછળ એ વર્તન અને જુલ્મો મિટાવવા માટે કોઇ વ્યવસ્થિત વિચારસરણીને આધારે રચાએલ સંગીન યોજનાઓને અભાવે પુસ્તક લખવાનો હેતુ નિષ્ફળ નીવડે છે.

પુરુષ પ્રત્યેના સખ્ત ક્રોધ અને તિરસ્કારને લીધે એ બેને આવેશમાં લખી નાખ્યું છે, કે "પુરુષની સહાયતા વિના ડગ ના ભરાય-તેની સ્થિતિ આપણી પામરતાના પુરાવા સમી નથી? એને હું હિણપત સમજું છું. આપણી શક્તિની એમાં ક્રૂર મશ્કરી હોવાનો મારો અભિપ્રાય છે. .... આપણા કાર્યથી આપણી શક્તિમાં આત્મવિશ્વાસ પ્રગટશે. જ્યારે પુરુષોના સહકારે થએલા

સુંદર કાર્યમાં આપણી શક્તિઓ નષ્ટ થવાની છે" (પૃષ્ઠ ૩). "આપણો ઉદ્ધાર વાંછતા (! તાં) હોઇએ તો આપણે સહચારની મનોદશાને વ્હેલી તકે તિલાંજલી આપવી જોઇએ" (પૃષ્ઠ ૨). "જે કાર્ય પુરુષની મદદ વિના અશક્ય હોય, તે કાર્યમાંથી આપણે હાથ ધોઇ નાખવા જોઇએ" (પૃષ્ઠ ૪). અને છતાંયે આ પુસ્તક પ્રકટ કરવામાં એ બેનને પુરુષપ્રકાશકોનું શરણું લેવું પડ્યું છે!

"પુરુષ પ્રત્યે મારો વિરોધ નથી,- પણ માન છે. એના ઉપકારો અને મહત્વાકાંક્ષાઓ અનુકરણીય છે" (પૃ. ૩૬). "પુરુષ અને સ્ત્રી સમાજરથનાં બે સરખાં પૈડાં છે. કોઇ નીચ નથી, કોઇ ઉચ્ચ નથી" (પૃ. ૧૮). આમ પુરુષ પ્રત્યે કંઇક માનની લાગણી દેખાડ્યા પછી લેખિકાબેને આખા પુસ્તકમાં પુરુષ પ્રત્યે પ્રહારજ કર્યા કર્યા છે. બીજી વાત: એકલી સ્ત્રીઓની ઉન્નતિની હિમાયત કરવામાં એ બેન અસ્પૃશ્યો પ્રત્યે ઉદાસીનતા સેવતાં કહે છે, કે "સ્ત્રીઓને અસ્પૃશ્યો સાથે સરખાવનારા ... મને મંજુર નથી" (પૃ. ૧૯). આમ નીચ શ્રેણીમાંથી સ્ત્રીજાતિને ઉપાડી લેઇ અસ્પૃશ્યોની ઉન્નતિ વિષે વિચાર પણ કરવાની ઉદાસીનતા સેવી, સ્ત્રીસમાજની જ ઉન્નતિની ભાવના પોષવાથી ન તો સ્ત્રીની ઉન્નતિ છે કે ન તો સમાજની, એ આપણાથી કેમ ભૂલી જવાય? બેકારી ને ભૂખમરાનું સાચું કારણ સંપત્તિની અયોગ્ય વહેંચણી છે, પણ એ બેનને તો આ દુઃખનું મૂળ લગ્નમાંજ જણાય છે. લગ્નને લીધે વસતિનું પ્રમાણ હદ ઉપરાંત વધી ગયું છે, ને તેથીજ હિંદમાં દારિદ્રય ઘર ઘાલ્યું છે, તેના ઉપાય તરીકે સંતતિનિયમન કે બ્રહ્મચર્યનું નામ પણ ન દેતાં એ બેન સૂચવે છે, કે લગ્ન બંધ કરો. પણ એ બેન ભૂલી જાય છે, કે લગ્નહીન અવસ્થામાંય સ્ત્રીપુરુષને સ્વાભાવિક કામપ્રેરણા તો થવાનીજ. એને પ્રસંગે વ્યભિચાર, અને તેને સલામત ને સંતતિહીન રાખવા માટે સંતતિનિરોધનાં કૃત્રિમ સાધનોને શરણે જવું પડશે અને તે તો આપણી મહામૂલી શક્તિનો સર્વનાશ કરવાનાં, તેનું શું? તેમણે લખ્યું છે, કે "ગામડામાં હજારો બેનો કેળવણીથી વંચિત છે, તેમનાં નસીબમાં કેળવણીના બદલે ઢોરની માવજત લખાયેલી હોય છે" (પૃ. ૪૧). બેશક કેળવણી તો માણસમાત્રને મળવીજ જોઇએ, પણ બધાંય કેળવણી પામ્યા પછીયે ઢોરની માવજત કોઇક તો કરશેજ પડશે ને? એવા શ્રમને વેઠ ગણી મોજમજાનેજ ઇષ્ટ માની જગત ચાલ્યું એટલે વિનાશનાં પગરણ મંડાઇ ચૂક્યાં. શ્રમને વેઠ માનવાની ધૃષ્ટતા કોઇથીયે–સ્ત્રીથીયે થાયજ કેમ? આવા કેટલાય પ્રશ્નોની ગુંચવટ પછી તેમાંથી બચવાનો ને ઉન્નતિનો માર્ગ દર્શાવનાર ઉકેલ લાવતાં એ બેન

મૂંઝાઈ ગયાં છે. એ મૂંઝવણમાંજ પુસ્તકની પૂર્ણાહુતિ થઈ હોવાથી પુસ્તક લખવાનો ઉદ્દેશ સફળ થયો નથી.

પુરુષજાતિ પ્રત્યે ઉશ્કેરાઈને તેમને તીખી તમતમતી સંભળાવવાથી કે વર્ગવિગ્રહ ઊભો કરવાથી સ્ત્રીનો, પુરુષનો કે સમાજનો, કોઈનોય ઉદ્ધાર નથી. 'ગૃહલક્ષ્મી ગ્રંથમાળા'ના પ્રકાશકોએ પણ ગૃહલક્ષ્મીની ગંભીરતા સમજી, નવીનતાને નામે આવાં પુસ્તકોમાં કેટલું ઔચિત્ય છે, તે વિચારવું ઘટે. હુંય સ્ત્રી છું અને તેથીજ લેખિકા એનના વિચાર મને ન રુચ્યાથી આટલું લાંબું લખવું પડ્યું છે.

**સુભદ્રા પટેલ**

**૫૭. પ્રીતમની પ્યાસ:** ગૃહલક્ષ્મી ગ્રંથમાળા, વર્ષ ૨જું, પુસ્તક ૨જું: લેખક–શ્રી. 'દિવ્યાનંદ,' બી. એ., એલએલ બી.; પૃષ્ઠ ૧૭૨, કિંમત રૂ. ૧–૦–૦. લગ્નની અને લગ્નસ્નેહની મીમાંસા કરતું આ નાટક બહુજ સુંદર લાગ્યું. વીરેન્દ્રનાથનાં પ્રિયલતા સાથે લગ્ન થયા પછી તેમને જેસલ નામે ત્રણ વર્ષની પુત્રી છે, છતાં પ્રિયલતાને જયેન્દ્ર પ્રત્યે આકર્ષણ છે. જેસલને ઉછેરવાનું માથે લેઇ વીરેન્દ્ર પ્રિયલતાને જયેન્દ્ર સાથે લગ્ન કરવાની ને તેમ કરીને સુખી થવાની ઉદાર સમ્મતિ આપે છે. પ્રિયલતા જયેન્દ્ર સાથે તેની નિર્ધન અવસ્થામાં જઇ રહે છે. વીરેન્દ્ર પુત્રી જેસલને બહુ ઉન્નત ભાવે સંસ્કાર આપી ઉછેરે છે, છતાં પત્નીને વિરહે ઝૂરે છે. જયેન્દ્ર અને પ્રિયલતા ઉન્નત ભાવે રહી એકબીજાની પૂજા કરે છે. પણ કેટલાંક વર્ષ પછી જયેન્દ્ર મરણ પામે છે, પણ મરતાં મરતાંય પ્રિયલતાને વીરેન્દ્ર પાસે જઇ રહેવા વિનવે છે. તેના મરણ પછી પ્રિયલતા વીરેન્દ્ર પાસે જતાં સંકોચાય છે ને ગમે તેને ત્યાં રહી નોકરી કરી પેટ ભર્યા કરે છે. કોઇ શેઠાણીને પોતાના પતિ સાથે સંબંધ રાખ્યાનો તેના ઉપર વહેમ આવે છે તેથી એને નોકરી છોડવી પડે છે, કે કોઇ શેઠજ એના ઉપર દાનત બગાડે છે તેથી નોકરી છોડવી પડે છે. એવા એક શેઠની પંજામાંથી એને વીરેન્દ્રજ અકસ્માત્ બચાવી લે છે ને એને વગર ઓળખ્યે ઘેર લેઇ જઇ આશ્રય આપે છે. પ્રિયલતા પણ એને ઓળખી શકતી નથી, એવાં બંનેનાં શરીર ક્ષીણ થઇ ગયાં છે. ઘેર ગયા પછી પુરાણા સંસ્કારેથી એકબીજાને ઓળખી લે છે ને પાછાં ઉન્નત દંપતીજીવન જીવવા માંડે છે. જેસલ પણ ત્યારે તો મોટી થઇ ગઇ છે અને એ પણ ઉન્નત ભાવનાએ લગ્ન કરે છે. દરેક કાર્યની પાછળ ઉન્નત ભાવના ન હોય તો એ જડ બંધનરૂપ બની જઇ જીવનને કઠે છે; લગ્નની પણ આજે એ સ્થિતિ થઇ ગઇ છે. તેમાં ભાવના દાખલ થાય તો

કેવાં ઉન્નત થાય, એ લેખક વાક્યે વાક્યે બતાવ્યું છે. "સૌન્દર્યનાં દર્શન જ હોય, ક્વચિત સહવાસ હોય, પણ સૌન્દર્ય વાસનામાં સમાઇ જાય, ત્યારે સૌમલ થઇ જાય!" (પૃ૦ ૫૩). સ્નેહલગ્નના ઉપાસકોને લેખક જેસલને મુખે પુછાવે છે: "પ્રેમની અમર વાણી, લગ્ન પછી પાંચ વર્ષ કેટલાં યુગલો બોલી શકે છે?" (૭૭). એકંદરે આખું નાટક બહુ ઉન્નત ભાવનાએ લખાએલું છે ને 'ગૃહલક્ષ્મી ગ્રંથમાળા'ને શોભાવે એવું છે. ભાષા મધુર ને ભાવનાશાળી છે, છતાં જોડણીમાં કયાંક કયાંક ભૂલો છે. વીરેન્દ્રને બદલે બધેય વિરેન્દ્ર છે.

'ગૃહલક્ષ્મી ગ્રંથમાળા'નાં આ બંને પુસ્તકના પ્રકાશક—નવચેતન સાહિત્ય મંદિર, ૨૪૫૬, ભદ્ર, અમદાવાદ.

*

**(૨૫) જ્યોતિસંઘ, અમદાવાદ:** કાર્યનોંધ ૧૯૬૫–૩૬. **(૨૬) નૂતન ગ્રામવિદ્યાલય, ગંભીરા:** નિવેદન ૧૯૯૨–૯૩. **(૨૭) સમાજ સેવા મંડળ, મોમ્બાસા:** સોળમો વાર્ષિક હેવાલ અને હિસાબ, સને ૧૯૩૬.

---

## પ્રસંગકથા

**કાનમમાં સાદું લગ્ન**

કરજણ તાલુકાના કંડારી ગામમાં ભાઇ ભાઇલાલભાઇ હરિભાઇ પટેલ નવીન વિચારના છે. અંગ્રેજી ચોથા ધોરણ સુધીનું શિક્ષણ લીધેલું છે, છતાં ગામની ઉન્નતિમાં સારો રસ લે છે. ત્યાંના વ્યાયામમંદિરમાં સેવાભાવે શિક્ષકનું કામ કરે છે. વળી તેઓ ખાદી પહેરે છે. એ ભાઇનો વિવાહસંબંધ સિનોર તાલુકાના દિવેર ગામના શિક્ષક ભાઇ ચતુરભાઇનાં ૧૬ વર્ષની ઉમરનાં બેન સાથે થયો. લગ્નક્રિયામાં કોઇ પણ જાતનો ખોટો ખર્ચ નહિ કરતાં તદ્દન સાદાઇથી એ પ્રસંગ ઉકેલી લેવો, એવી વરપક્ષે ઇચ્છા જણાવી ને તેને ભાઇ ચતુરભાઇએ સમ્મતિ આપી, કારણ કે એ પણ ભાવનાશીલ યુવક છે. પણ ભાઇ ચતુરભાઇના કુટુંબીઓને એ વાત ગમી નહિ અને તેમણે સખ્ત વાંધો ઉઠાવ્યો. લગ્નપ્રસંગના જમણવાર કરવા જ જોઇશે એવો દુરાગ્રહ કરીને એ પ્રસંગ વિરુદ્ધ પ્રચાર કરવા માંડ્યો. આ વિરોધનું કોઇ રીતે સમાધાન ન થવાથી વરપક્ષ તરફથી પંદરવીશ માણસ અને કન્યાપક્ષ તરફથી ચારપાંચ પુરુષો અને ચારપાંચ સ્ત્રીઓ નર્મદાકાંઠે આવેલા રણાપુર નામે સુંદર સ્થળે ગયાં અને ગયા વૈશાખ સુદિ આઠમે ત્યાં લગ્નક્રિયા કરીને સાદી ને સરળ રીતે એ પ્રસંગ ઉકેલી લીધો. ત્યાં પચીશેક રૂપિયાને ખર્ચે બધું કાર્ય સમેટી લીધું.

કાસરા કુટુંબના ભાઇ જેઠાભાઇ રાયજીભાઇના ભાઇ છોટાભાઇ પોતાના કહેવાના પથરાને, અરેરે, સાચી રીતે તો ૧૬ વર્ષની કુમળી નિર્દોષ બાળાને, ગમે ત્યાં ઠેકાણે પાડવા – ભાઇ ગોરધનભાઇને નંદીલગ્નમાં શોક ઉપર પણ દેવા – તૈયાર થયા. કેટલાક યુવકોને આ વાતની ખબર પડી, તેમણે પોતાના ગોળનું પંચ મેળવ્યું. પંચે ઠરાવ કર્યો કે જો એ લગ્ન થાય તો બંને પક્ષને તે એ લગ્નમાં ભાગ લેનારને પણ વ્યવહાર બહાર મૂકવા. છતાંયે લગ્ન તો ગયા વૈશાખ માસમાં થયું જ, અને ઉપર ઉપરથી એ લગ્નનો વિરોધ દેખાડનાર બીજા કેટલાક લોકોએ પણ એ લગ્નમાં ભાગ લીધોય ખરો. હવે એમને વ્યવહાર બહાર મૂકવાનું કેવું પરિણામ આવે છે તે જોવાનું છે. યુવકોમાં બળ હશે તો પંચના આવા યોગ્ય ઠરાવનો જરૂર કંઇક અમલ તો થશે જ. દંડ લેઇને તેમને વ્યવહારમાં પાછા લેવાની નીતિ સારી નથી જ, એથી તો પૈસાદાર ગુનેગારો પોતાના ગુનાની એટલી વધારે કિંમત આપીને ગુનાનો પરવાનો મેળવી લે છે, ગરીબ માર્યા જાય છે.

## મ્યુનિસિપાલીટીના પ્રમુખને ઘેર બાળલગ્ન

આણંદની મ્યુનિસિપાલીટીના પ્રમુખોએ તો જાણે બાળલગ્ન કરવાની પ્રતિજ્ઞા લીધી છે, જાણે પોતાના પુત્રનું બાળલગ્ન કર્યા વિના એ પ્રમુખપદ શોભાવી ન જ શકતા હોય. ગયા પ્રમુખ ભાઇ પુરુષોત્તમ બાબરભાઇ પટેલે પોતાના પુત્રનું બાળલગ્ન કરેલું, તે બાબત તો આ માસિકમાં થોડાજ વખત ઉપર પ્રસંગકથાઓ લખાઇ ગઇ છે. તે બાળલગ્ન બાબત સરકારમાં ફરિયાદ કરવાની તૈયારીઓ ચાલી રહી હતી તેવામાં જ તેમનું અવસાન થયું! ત્યાર પછી એ પ્રમુખસ્થાને આવ્યા ભાઇ દરસનદાસ ભાઇજીભાઇ. પ્રમુખપદે ચુંટાયા કે તુરત જ તેમણે પોતાના પુત્ર ભાઇ રણછોડભાઇનું લગ્ન ડભાણના ભાઇ સોમાભાઇ મરઘાભાઇનાં પુત્રી બેન દિવાળીબેન સાથે કરી દીધું! ભાઇ રણછોડભાઇનો જન્મ આણંદમાં તા. ૧૧ : ૬ : '૨૨ને રોજ થએલો, એમ શાળાના રજિસ્ટર ઉપરથી માલમ પડે છે, એટલે એમને હમણાં જ ૧૫ વર્ષ પૂરાં થયાં. બાળલગ્નનિષેધક કાયદા પ્રમાણે ૧૮ વર્ષથી નાના વરનાં જે બાળલગ્ન થાય તે લગ્ન કરાવનાર ગુનેગાર ગણાય. મ્યુનિસિપાલીટીના જે પ્રમુખ આમ સ્પષ્ટ રીતે સરકારનો કાયદો તોડે, એમને મ્યુનિસિપાલીટીના કાયદાને પણ તોડીને વેગળે મૂકતાં વાર શી?

## બાળલગ્ન સામે મનાઇહુકમ

"નરસંડા, તા. ૨૨મી જુન. નડીઆદ તાલુકાના પીપળાતા ગામના

પટેલ સોમાભાઇ બકોરભાઈએ પોતાની ૮lll વર્ષની ચિ. શાન્તાબેનનું લગ્ન લગ્ને વલાસણના પટેલ શ્રી. કાશીભાઇ તુળસીભાઇ સાથે કરવાનું નક્કી કર્યું હતું. તે લગ્ન સંવત ૧૯૯૩ના જેઠ સુદિ ૧૩, તા. ૨૧ : ૬ : '૩૭ ને સોમવારની રાત્રે થનાર હતું. પરંતુ કન્યાની ઉમર ઘણી નાની હોવાથી ગુજરાત પાટીદાર મંડળના મંત્રી શ્રી. વેણીભાઇ પ્રભુદાસ પટેલની મદદથી તે સગીર કન્યા ચિ. શાન્તાના (ચોથી પેઢીએ) કાકા પટેલ ગોકળભાઇ મથુરભાઇએ સદરહુ સગીર બાળા ચિ. શાન્તાના પોતાને વાલી નીમવા અને સગીરના (૧) બાપ સોમાભાઇ બકોરભાઈ; (૨) મા બાઇ કાશી અને (૩) ફોઇ બાઇ કુના સદરહુ સગીર બાળાનું લગ્ન વલાસણના પટેલ કાશીભાઇ તુળસીભાઇ સાથે કરે કરાવે નહિ, તેમ (૪) વર કાશીભાઇ તુળસીભાઇ સદરહુ સગીર શાન્તા સાથે લગ્ન કરે નહિ" એ બાબત મનાઇ હુકમ મેળવવા અરજી કરેલી. તે ચારે જણને એ બાળલગ્ન નહિ કરવા કરાવવા "નડિઆદના ડિસ્ટ્રિકટ જડજે મનાઇહુકમ આપ્યો છે. અને તે મનાઇહુકમ તા. ૨૧ : ૬ : '૩૭ને રોજ બપોરના ૧૨lll વાગે કોર્ટના બેલીફ મારફત બજાવવામાં આવ્યો છે. આ રીતે મનાઇહુકમ મળ્યાથી લગ્ન થતું અટક્યું છે. સદરહુ મનાઇહુકમ મેળવવા ફરીઆદપક્ષ તરફથી વકીલ શ્રી. હરિલાલ મંછારામ ભટ્ટ પાટીદાર મંડળ તરફથી સેવાભાવે મફત ઊભા રહ્યા હતા" ('મુંબાઇ સમાચાર,' તા. ૨૫ : ૫ : '૩૭). આમ જે રાત્રે લગ્ન, તેજ બપોરે મનાઇહુકમ બજ્યાથી પીઠી ચોળ્યાં વરકન્યાનાં લગ્ન અટકી પડ્યાં. બાળલગ્નનો લાહવો લેવા માટે સરકારનો કાયદો તોડવા ઇચ્છનાર લોક, સાવધાન!

### આપણી શિથિલતા

ભાઇ વેણીભાઇ આવાં બાળલગ્ન અટકાવવા ક્યાં સુધી મનાઇહુકમ કઢાવ્યે જશે? થએલાં બાળલગ્ન વિરુદ્ધ ક્યાં સુધી ફરિયાદો કર્યે જશે? જ્યાં સુધી આપણે આપણું પોતાનું ને પોતાનાં સંતાનનું હિત નહિ સમજીએ ને બાળલગ્નો કરતા નહિ અટકીએ ત્યાં સુધી એ ભાઇ તો એમ પોતાનો ધર્મ બજાવ્યે ગયેજ છૂટકો છે. પણ આપણે આપણું હિત ક્યારે સમજતા થઇશું? પાટીદાર મંડળના એક મંત્રી ભાઇ રાવજીભાઇએ પોતાની બે માસની કામગીરીનો અહેવાલ મોકલ્યો છે, ને ઉપરથી જણાય છે કે એ અનેક ગામોએ રખડ્યા છે, પણ લોક તેમને કંઇયે સાથ આપતા નથી, તેમના કહેવા ઉપર કંઇયે ધ્યાન આપતા નથી, ઊલટી અવળી દલીલો કરે છે, મંડળના બહુ ઓછાજ સભાસદ થાય છે. આ સ્થિતિ બહુ નિરાશાજનક છે, વધારે નિરાશાજનક તો એટલા માટે છે કે આ પત્રના વૈશાખ માસમાં બાંધેલી પત્રિકામાં જણાવ્યા

પ્રમાણે જે પાંચ ભાઇઓએ મંડળ તરફથી સામાજિક સુધારાનો પ્રચાર કરવા માથે લીધેલું, તેમાંના (૧) ભાઇ પ્રભુદાસ ભીખાભાઇ રાય અને (૨) ભાઇ શંકરભાઇ ગોવિંદભાઇ પટેલ, એ બે જણ સિવાય કોઇએ કંઇ કામ કર્યું નથી, મંત્રી ભાઇ રાવજીભાઇને સાથ આપવાના તેમને કાગળ લખતાં 'હાલ વખત નથી' એવા જ ઉત્તર તેમણે દીધા છે. જ્યાં કાર્યકરો જ એકાદ બે વર્ષે બે દિવસ પરિષદ ભરી—જેમ જાનમાં જતા હોય તેમ—પછી ઘેર જઇ સોડ તાણી સૂઇ જાય ત્યાં સામાન્ય જનસમાજને શું કહેવાનું? જૂના કાર્યકરોએ તો મંડળમાંથી હાથ ધોઇ નાખી પોતે ઉપાડેલો બોજો બીજાઓને માથે ફેંકી દીધો છે. તેમની એ બાજીનો નવા પ્રમુખને જાણે ખ્યાલ આવ્યો હોય તેમ ગઇ પરિષદમાં એમણે ટકોર કરી હતી કે જૂના કાર્યકરોએ ત્રણ પરિષદો ભર્યા પછી મંડળનું 'ચોથિયું' મારે હાથે કરાવવાને તો મને પકડ્યો નથી ને? અને ખરેજ, અત્યારે તો પાટીદાર મંડળની અને પાટીદાર ભગિનીસમાજની એજ દશા થવા બેઠી છે. ઊર્મિમાં આવી સ્થાપેલાં મંડળોની એ વિના બીજી દશા થાય જ નહિ. એ વૃદ્ધ કાર્યકરોએ કરેલી આ નિરાશાજનક દશાને સળગાવી મૂકી તેના ઉપર આશાન્વિત ઇમારત ચણવાનું હવે તો યુવકોના હાથમાં છે, જો તેમનામાં જુવાનીનું પાણી હોય તો?

**ધોળકા—સાણંદ તાલુકા ખેડૂત પરિષદ**

. અંગ્રેજ સરકારની સ્વાર્થી રાજ્યનીતિને પરિણામે દેશના ખેડૂતની દશા દિનપ્રતિદિન ભૂંડી થતી જાય છે, ખેડૂત પાયમાલ થતો જાય છે, એ કકળી ઉઠ્યો છે. પણ કકળીને છાતી કૂટયે કંઇ વળવાનું નથી એ હવે એ સમજી ગયો છે. એણે કિસાન- અને ખેડૂત-પરિષદો ભરવા માંડી છે. એવી એક પરિષદ તા. ૧૬ : ૬ :'૩૭ને રોજ ધોળકા—સાણંદ તાલુકાના ખેડૂતોએ ભરી. તેના સ્વાગત-સમિતિના પ્રમુખ ભાઇ ડાહ્યાભાઇ મનોરભાઇ પટેલે અને પરિષદના પ્રમુખ ભાઇ વામન મુકાદમે આપેલાં ભાષણોમાં ખેડૂતોની આજે થએલી અવદશાનું મનોવેધક ભાષામાં વર્ણન કર્યું છે. પરિષદે ખેડૂતોનાં દુઃખોને અનુસરીને ઠરાવો પણ કર્યા છે. પણ એ ઠરાવોને અમલમાં મુકાવવા હશે તો પરિષદો જ ભર્યે કંઇ વળવાનું નથી, એને માટે તો મહાસભાને અનુકૂળ રહી જિલ્લે જિલ્લે ને તાલુકે તાલુકે ખેડૂતસંઘો સ્થાપવા જોઇશે ને સતત સબળ પ્રયત્ન કરવા જોઇશે. ખેડા જિલ્લામાં એવો સંઘ સ્થાપવાની યોજના ભાઇ વેણીભાઇ પ્રભુદાસ વિચારી રહ્યા છે, જિલ્લાના ખેડૂતો એમને ટેકો આપશે એવી આશા છે.

**ખેડૂતોએ પોતે ઊભાં કરેલાં દર્દ**

ખેડૂતોને આરાગાની સુલતાની અનેક દર્દો છે બેશક, પણ એણે પોતેજ

ઊભાં કરેલાં દર્દો ઓછાં નથીજ. પોતાના સામાજિક વ્યવહારો પાછળજ એ અઢળક નાણું વેડફી નાખે છે, ઘરખેતર ગીરો કે વેચાણ લેઇને પણ કોઇ પૈસા ધીરનાર એને મળે ત્યાં સુધી તો એ પૈસા વેડફી નાખતાં પાછું વાળી જોતો નથી. આસમાની દર્દ ટાળવું એના હાથમાં નથી, સુલતાની દર્દ ટાળવા મહાપ્રયત્નો કરવા પડે, પણ એણે પોતે ઊભાં કરેલાં દર્દ એ પોતેજ ટાળી શકે. અને ખરી રીતે સરકાર સામે લઢતા પહેલાં તો તેણે જાત સામે લઢીને પોતે ઊભાં કરેલાં દર્દ ટાળવાં જોઇએ; ત્યાં સુધી તો સરકાર સામે લઢવાનો તેને અધિકાર પણ નથી. કેટલાક રાજદ્વારી કાર્યકર્તાઓ માને છે કે સ્વરાજ્ય મળ્યા પછી કાયદાને જોરે એના ઉપાય થઇ રહેશે. એ લોકોને 'બાળલગ્નનિષેધક' કાયદો તથા 'ફરજિયાત કેળવણી'નો કાયદો બતાવીને જ કહી શકાય કે ખેડુત જાતે નહિ સમજે તો કાયદાથી તો તે ઊલટો હેરાન થવાનો છે.

### સાહિત્યચોર લેખકો

કેટલાકને લેખક થઇ જવાનો ભારે ઉમળકો થઇ આવે છે, પણ શું લખવું ને કેમ લખવું એનો એમને કક્કોય આવડતો નથી, એટલે બીજાના લેખોમાંથી ચોરી કરીને, તે લેખકોનાં નામનિશાન આપ્યા સિવાયજ, પોતાનેજ નામે એ નકલો છપાવી દે છે. છાપનાર તંત્રીઓ કંઇ સર્વજ્ઞ હોતા નથી, તેમણે કંઇ બધુંય સાહિત્ય વાંચ્યું હોતું નથી, એટલે એમને તો ખબરેય ન પડે કે એ ચોરીનો લેખ છે અને તેથી એ ચોર લેખકને નામે એવા લેખ પોતાના પત્રમાં છાપી દે. એવીજ એક ફરિયાદ અહીં આવી છે. અમદાવાદના 'નવચેતન સાહિત્યમંદિર' તરફથી ફરિયાદ આવી છે કે અમારા "પ્રકાશન મંદિરના સર્વ હક્ક સ્વાધિનનું પુસ્તક 'જીવંત જ્વાલા'માંથી પ્રકરણ ૬ઠ્ઠું, જેનું 'એવો કોઇ કાનુન નથી' એવું શિર્ષક છે તે ફેરવી 'સ્ત્રી પુરુષના સમાન હક્કો'નું શિર્ષક રાખી આખોય લેખ મૌલીકઃ લેખક તરીકે 'પાટીદાર'ના વર્ષ ૧૩માના અંક ૧૦માં શ્રાવણ ૧૯૯૨ના પાન ૪૪૯થી ૪૫૨માં કોઇ ચતુરભાઇ ગલાભાઇ પટેલ, સેવામંદિર નડીઆદ, નામના ભાઇએ લખી આપની અજાણતામાં પ્રસિદ્ધ કરાવ્યો છે." બંને લેખો સરખાવી જોતાં વાત સાચીજ જણાય છે. આવા ચોર લેખકોને શું કહેવું તે સૂઝતું નથી!

### નનામા પત્ર લખનાર કાપુરુષ

સામાજિક સુધારણાની ઇચ્છાથી નહિ, પણ બીજા ઉપરની ઇર્ષ્યા-બળતરાથી કેટલાક લોક એવાનાં છિદ્રો શોધતા ટાંપીને બેશી રહે છે અને એકાદ એવું છિદ્ર જડતાં તેનો લાભ લેવા નીકળી પડે છે. નડીઆદનો કોઇ અમુક માણસ એક જીવતી

પત્નીએ ફરી પરણવા નીકળ્યો છે, એની ફરિયાદ કરતો એક કાર્ડ ગયા માસમાં મને મળેલો. તેમાં તેણે 'નડીઆદથી લી. રાવજીભાઇ' લખી પોતાના પિતાનું નામ પણ જણાવેલું, પછી પિતાનું નામ એવી રીતે છેકી નાખેલું કે કોઇ રીતે તે ઉકલી શકયું નહિ. કાર્ડ 'સાંથની પીંપળી' પોસ્ટ ઓફીસમાંથી આવેલો. વળી એવો જ કાર્ડ 'સાંથની પીંપળી'ની પોસ્ટ ઓફીસમાં બેન ભક્તિબા ઉપર નાખેલો ને તેના ઉપર 'જિલ્લા સમિતિ, નડીઆદ'નું શરનામું કરેલું. એ કાર્ડોના લખનારને સામા ધણી ઉપર ઇર્ષ્યા-બળતરા ન હોત, માત્ર સુધારાની ધગશ કે ઇચ્છા જ હોત તો મારા ઉપરના કાર્ડમાં તેમણે પોતાનું નામ ખાનગી રીતેય મને જણાવ્યું હોત. અને બેન ભક્તિબા તો નડીઆદમાં જ હતાં, પોતે સંતાઇ રહીને તેમના ઉપર કાર્ડ લખવાને બદલે જાતે જઇને જ તેમને મળત. એવા લખનારાએ સમજવું જ જોઇએ કે તેમના એવા કાગળ ફેંકી દેવામાં આવે છે અને તેથી તેમની ઇર્ષ્યા-બળતરા હોલવવાની નથી. જેને સુધારાની સાચી ધગશ કે ઇચ્છા હોય તેણે બહાદુર બની ઉઘાડું જુદ્ધ મચાવવું, એટલી હિંમત ન હોય તેણે ખાનગી રીતે નામ તો આપવું જ.

**સદ્ગત જીવાભાઇ બી. પટેલ**

મુંબઇમાં પેસેંજર એજંટનું કામ કરતા ભાઇ જીવાભાઇ બી. પટેલનું ગઇ સુદિ ૪થ, તા. ૧૨ : ૬ : '૩૭ ને શનિવારે સાંજે ૫-૩૦ વાગે અવસાન થયું છે. એ ભાઇ સ્વભાવે સરળ ને મિલનસાર હતા. મુંબઇથી આફ્રિકા જનાર પ્રવાસીઓને પોતાના ધંધાની રાહે સારી મદદ કરતા હતા. મને જણાવવામાં આવે છે કે એ એજંસી એ જ નામે ચાલતી રાખવામાં આવશે, માટે સૌ પ્રવાસીભાઇઓ તેમની સાથે જેવા સંબંધ રાખતા હતા, તેવો જ સંબંધ તેમના નામથી ચાલતી એજંસી સાથે રાખશે એવી આશા છે.

---

Reg. No. B. 1785

૧૯૯૩ 卐 શ્રાવણ

# 卐 પાટીદાર 卐

વર્ષ ૧૪ 卐 અંક ૧૦

સારા ઘરની સ્ત્રીઓનાં શરીર સારાં નથી રહેતાં, તેનું મુખ્ય કારણ એ છે કે તે કંઇ કામ નથી કરતી. જો તેઓ દીનદુઃખીનાં દુઃખ દૂર કરવાનું પરહિત વ્રત લે, તો તેમની શારીરિક તેમજ માનસિક સ્થિતિ સુધરે. એક વાર જો શરીર ઉપર મન અધિકાર મેળવે તો શારીરિક અને માનસિક બળ આપોઆપ આવે. હૃદય સહિત શ્રમ કરવો એ ઇશ્વરને ચરણે મસ્તક નમાવવા બરાબર છે. જેઓ એ નિયમનું ઉલ્લંઘન કરે છે, તેઓ ઇશ્વરના નિયમનો ભંગ કરે છે. તે મહાપાતકી તેમજ નરકના અધિકારી બને છે; તેમનું શારીરિક અને માનસિક સુખ નાશ પામે છે. કર્તવ્યપાલનરૂપી આત્મપ્રસાદથી સંસારજીવનનું સુખ બેવડું વધે છે.

ગેરીબાલ્ડી

❧ ❧ ❧

તન્ત્રી: નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ
'પાટીદાર' મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે છાપ્યું અને ઝઝભા. નરસિંહભાઇ પટેલે આણંદમાં પ્રકટ કર્યું. તા. ૭:૮:'૩૭

# સમાવેશ



—*—

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

| સં. ૧૯૯૩ વર્ષ ૧૪ | આણંદ | શ્રાવણ અંક ૧૦ |
|---|---|---|


## વિકાસગૃહ

**વિકાસગૃહના** હેતુની અને કાર્યપદ્ધતિની રૂપરેખા થોડા વખત ઉપર જાહેર નિવેદનો મારફતે પ્રજા સમક્ષ અમે રજૂ કરી છે. વ્યક્તિત્વ અને સ્વાવલંબનની મનોવૃત્તિ કેળવવા ઇચ્છતી, સમાજના અને સગાંસંબંધીઓના અત્યાચારથી તેમજ કનડગતથી આશ્રય શોધતી સ્ત્રીઓને ને કન્યાઓને તેમના વિકાસમાં મદદ રૂપ થાય એવી, છાત્રાલય સમાન, નિડર, નીતિવાળી એક સંસ્થાની ખોટ અમને જણાઇ અને તેથી વિકાસગૃહની શરૂઆત અમે કરી છે. અગાઉ જાહેર કર્યા પ્રમાણે આ સંસ્થાની જવાબદારી અમે બેએ લીધી છે, છતાં તે જાહેર સંસ્થા છે અને જાહેર સંસ્થા તરીકેજ એની કાર્યપદ્ધતિ રહી છે.

સ્ત્રીઓ જ્યારે સ્વવિકાસ સાધવા ઇચ્છે છે, જ્યારે આર્થિક સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવા મથે છે અથવા સંબંધીઓના અત્યાચારમાંથી છૂટીને સ્વાવલંબી થંઇ જીવન ગાળવા માગે છે, ત્યારે તેને જરા પણ સહાયતા મળતી નથી. આવી સ્ત્રીઓ જ્યાં સુધી પગભર ન થાય ત્યાં સુધી તેમના છાત્રનિવાસનાં ખર્ચને અંગે છાત્રવૃત્તિ-લોન આપવાની નીતિ સંસ્થાએ સ્વીકારી છે. પગભર થયા પછી લોન હપ્તાથી પાછી વાળવાની હોય છે. આવી ૧૩ સ્ત્રીઓ બીજે સ્થળે શિક્ષણ લેવા માટે આ સંસ્થામાં રહી છે. આ સાથે કેટલીક નિરાધાર, અથવા અત્યંત ગરીબ માતાપિતાની કન્યાઓ, જે માત્ર આર્થિક અગવડને લીધે શીખી શકતી નથી, તેમનું સ્થાન પણ સંસ્થામાં રાખવામાં આવ્યું છે. તેમને પણ છાત્રવૃત્તિ-લોન દ્વારા સહાયતા અપાય છે. આવી ૬ કન્યાઓ અત્યારે વિકાસગૃહમાં છે.

વિકાસગૃહની અવિધિપુરઃસરની શરૂઆત ૧લી મે ૧૯૩૭થી થઇ હતી, મે માસને અંતે ૧૮ સભ્યો હતાં, તેમાંનાં ૧૧ સ્ત્રીઓ, ૨ કન્યાઓ અને

સારી છે, પણ પશ્ચિમની રીત પ્રમાણે યાત્રીઓ પાસેથી ભાડું લેવું એ ધર્મશાળાના માલિકોને શોભતું નથી. જો તેમને ભાડું જ લેવું હોય તો ધર્મશાળાને બદલે હોટલો કે 'ટ્રાવેલર્સ નિવાસગૃહો' ખોલવાં જોઈએ. પણ ધર્મશાળા નામ રાખી ધર્મને બહાને પૈસા કમાવા, એ હિંદુધર્મ વિરુદ્ધનું આચરણ ગણી શકાય.[૧]

આ પ્રસિદ્ધ તીર્થધામ બનારસ, તેમાંનું પુરાણપ્રસિદ્ધ વિશ્વનાથનું મંદિર અને ગંગાનો મણિકર્ણિકા ઘાટ જોવાની ઘણા વખતથી ઇચ્છા હતી. દૈવયોગે 'ભારતમાતા મંદિર' નિહાળવાની પ્રબળ ઇચ્છાથી આજે આ પવિત્ર ગણાતા ધામને દર્શને આવવાનું બન્યું.

તા. ૯:૧:'૩૭ને રોજ અમે વિશ્વનાથનાં દર્શને જવા નીકળ્યાં. કેટલીક ગલીઓ પસાર કરી મંદિરમાં આવ્યાં. કાશીનું પ્રસિદ્ધ વિશ્વનાથનું મંદિર તેના નામ પ્રમાણે દેશનાં બીજાં દેવાલયો કરતાં વિશાળ અને સ્વચ્છ હશે એવી કલ્પના હતી. પણ અહીં તો મંદિરના વિસ્તારની સંકુચિતતા અને અસ્વચ્છતા નજરે પડયાં. ન મળે કળા કે કૌશલ્ય. મંદિરના આરસના ચોકમાં જ્યાં ત્યાં રૂપીઆના સિક્કા જડેલા જોવામાં આવ્યા. મંદિરનું શિખર સોનાનાં પતરાંથી મઢેલું છે, જે રણજીતસિંહે મઢાવ્યું હતું એમ કહેવાય છે. મંદિરની બાજુમાં બાદશાહ ઔરંગઝેબની બંધાવેલી મસ્જિદ છે, જેના મિનાર કાશીમાં આવનારને દૂરથી નજરે પડે છે. મંદિર જોઇ પાસે આવેલા ગંગાના મણિકર્ણિકા ઘાટ ઉપર આવ્યાં. ઘાટ ઉપરની ગંદકી તથા શરીરે તેલ ચોળી અસભ્યપણે ગંગામાં સ્નાન કરતા અને તેમાં ફૂલ, પિંડ વગેરે નાખી કિનારા ઉપરના મલીન પાણીનું આચમન કરતા યાત્રીઓ, તેમ જ દાનપુણ્ય લેવા માટે રખડતા પંડ્યાઓની અજ્ઞાનતાભરી વિચારશૂન્ય દશાથી માતા ગંગા પણ શોકમાં ડૂબી ગઇ હોય, તેવી સ્થિતિમાં અહીં વહેતી જોવામાં આવે છે. આ ઘાટનાં જેણે દર્શન કર્યાં છે તે અચુક કહેશે કે આ પુરાણપ્રસિદ્ધ થએલો મણિકર્ણિકાનો ઘાટ નહિ, પણ નરકકર્ણિકાનો ઘાટ છે! આ સિવાય દશાશ્વમેધઘાટ, બ્રહ્માઘાટ, વગેરે ઘાટો છે. પણ તે દરેક જગામાં ઉપરના જેવી જ સ્થિતિ જોવા અનુભવવાની મળે છે.

બનારસની ગલીઓનો પણ પ્રવાસીએ અનુભવ કરવા જેવો છે. તે એટલી

*—————

૧. કમાણી નહિ, પણ વ્યવસ્થાખર્ચ માટે જ નામનું ભાડું લેવાય છે. અને વળી મફત ઉતરવાનું રાખ્યું હોય તો તેવી ધર્મશાળાની શી સ્થિતિ થાય છે તે જોવું હોય તો તેવી પણ ધર્મશાળાઓ કાશીમાં ને સૌ તીર્થક્ષેત્રોમાં અનેક છે. —તંત્રી

સાંકડી હોય છે કે ભાગ્યેજ બે કે ત્રણ માણસો તેમાં સાથે ચાલી શકે! આ ગલીઓમાં સૂર્યના તડકાને પણ મુશ્કેલીથી પ્રવેશ મળી શકે છે. માલનાં બજારો પણ આવી ગલીઓમાંજ હોય છે, જેથી બજારોમાં ચાલનાર એક બીજાને ધક્કા મારીને ચાલતા હોય છે! આવી સ્થિતિમાં રખડતી ગાયોનો અને ગોધાઓનો પણ આ મોક્ષધામમાં તોટો નથી. વળી દુઃખદાયક સ્થિતિ તો એ છે કે મિઠાઇ જેવાં ખાનપાનનાં બજારોની ગલીઓમાંથી મુડદાંને ગંગાકિનારે લેઇ જવામાં આવે છે! આવે સમયે કેટલીયે વખત જોવામાં આવ્યું છે કે મિઠાઇની દુકાનો નજીકથી પસાર થતા શબની કાઠડીના ધક્કા સાંકડા રસ્તાને પરિણામે દુકાન આગળ ઊભા રહી નાસ્તો કરતા તથા રસ્તે ચાલતા માણસોને વાગતા હોય છે. આમ એક વખત રસ્તે ચાલનાર એક માણસને કાઠડીનો ધક્કો લાગવાથી તેના માથા ઉપરનો સામાન પડી ગયો, પાસે ચાલનાર બીજાઓને પણ ધક્કા લાગ્યા! તેમ છતાં શબને લઇ જનારને તેમજ જેમને ધક્કા લાગ્યા તેમને પણ આ વિષે કાંઇ લાગતું હોય તેવું જરાયે ભાસ્યું નહિ! આ તે મોક્ષધામ કે વિવેકશૂન્ય અંધેરી નગરી? આશ્ચર્ય તો એ થાય છે કે આપણા છીટછાટવાળા સનાતન યાત્રીઓ, જે 'અડગો મા તમે અભડાશો' એવો ધર્મ પાળતા હોય છે, તેઓને અહીંના આવા વિવેકશૂન્ય અસભ્ય પંડયાઓને, પુરોહિતોને કે કોઇ સાધુબાવાને ગુરુ માનવામાં તેમની છીટછાટ આડે આવતી નથી. તેઓ અહીં કેવા પ્રકારનો મોક્ષ અને પુણ્ય મેળવવા આવતા હશે, તેજ સમજાતું નથી. વિશ્વનાથ પાસે દશ વર્ષ જેટલું વધુ આયુષ્ય માગી દેશની દશા સુધારવા ઇચ્છનાર વૃદ્ધ પંડિત માલવિયાજી તેમના તે દશ વર્ષના આયુષ્યમાં આખા દેશને સુધારવા કરતાં માત્ર આ મોક્ષધામ બનારસના આવા અસભ્ય વસવાટને અને તેમાં વસનારાઓની વિવેકશૂન્યતાને મિટાવશે, તો દેશની ભવિષ્યની જનતા સાચા દિલથી તેમનાં યશોગાન કરશે.

બનારસને કાશી અથવા વારાણસીના નામથી પણ સંબોધવામાં આવે છે. પ્રાચીનકાળે ગંગાકાંઠાના આ પ્રદેશમાં કાશી નામની જાતિ વસતી હતી. વળી ગંગાની વરણા અને અસી નામની બે ધારાઓ વચ્ચેના જંગલના પ્રદેશમાં ઋષિમુનિઓનો છૂટોછવાયો વસવાટ હતો. તેઓ અહીં પોતાની વિદ્યાપીઠ પણ ચલાવતા હતા. જાતિના નામ ઉપરથી 'કાશી' તથા ગંગાની વરણા અને અસી નામની ધારાઓ વચ્ચેનો પ્રદેશ તે 'વારાણસી' એવાં નામો આપવામાં આવ્યાં. વારાણસીનો અપભ્રંશ થતાં તે 'બનારસ' બોલાવા લાગ્યું. સમય જતાં આ તીર્થધામમાં વિદ્યાપીઠો અને અન્નક્ષેત્રો વધ્યાં અને શહેરની આબાદી વધતી ગઇ.

૧૧મા સૈકામાં સુલતાન મહમદ ગઝનવી આવ્યો અને તેણે આ જગજૂના તીર્થનાં હિંદુ દેવળો તોડી નાખ્યાં! ૧૨મા સૈકામાં કુતબુદ્દીનનો બીજો ફટકો લાગ્યો. છેલ્લો ફટકો ઔરંગઝેબનો લાગ્યો. વિશ્વનાથના મુખ્ય દેવળ નજીક મસ્જિદ બંધાઇ ચૂકી! વળી ધીરે ધીરે બ્રાહ્મણધર્મના ગુરુઓએ પોતાના અજ્ઞાનને લીધે અને સ્વાર્થને હેતુએ લોક ઉપર અંધશ્રદ્ધાની જાળ પાથરી. હજારો યાત્રાળુઓ એ જાળમાં ફસાયા કરે છે. આપણી અવનતિનાં અનેક કારણોમાં આ અંધશ્રદ્ધા પણ એક કારણ છે.

બનારસનું પિત્તળનાં વાસણો ઉપરનું મીનાકારી તથા નકસી કામ પ્રસિદ્ધ છે. પીતામ્બર, સાડીઓ અને રેશમી ખંડ ઉપરનું જરીનું વેલબુટા વાળું વણાટકામ સુંદર અને સફાઇબંધ કરવામાં આવે છે. આ સિવાય તરેહવાર રંગના લાકડાના ડબ્બા, રમકડાં તથા કાચની બંગડીઓ અને એવી બીજી કેટલીક વસ્તુઓ બનાવવાનો હુન્નર સારા પ્રમાણમાં ચાલે છે. અહીંની 'લંગડા-કેરી'ની જાત ઘણી મીઠી હોય છે. આમળાં, હરડે અને એવી બીજી ઘણી વનસ્પતિ પુષ્કળ ઉત્પન્ન થાય છે. શહેરના મુખ્ય રસ્તા ઉપર 'કાર્માઇકલ લાયબ્રેરી' છે, જેમાં હિંદી, બંગાળી અને અંગ્રેજી ભાષાનાં પુસ્તકોનો તથા [illegible]કોનો સારો સંગ્રહ છે. નાગરીપ્રચારિણી સભાના પુસ્તકાલયમાં પણ હિંદી તથા સંસ્કૃત પુસ્તકોનો અને માસિકોનો સંગ્રહ સારો છે. પુસ્તકાલયના ઉપરના ભાગમાં 'ભારત કલાભવન' છે.

**હિંદુ વિશ્વવિદ્યાલય:** શહેરની દક્ષિણે ૫ માઇલ દૂર પંડિત માલવિયાજીનું પ્રસિદ્ધ હિંદુ વિશ્વવિદ્યાલય છે. વિદ્યાલયમાં જ્યોતિષ, વિજ્ઞાન, વર્તમાન સાયન્સ પ્રમાણે ઔષધો વગેરે બનાવવાનું, મશીનથી ચીનાઇ માટીનાં રમકડાં, પ્રસિદ્ધ પુરુષોનાં પૂતળાં, વગેરે બનાવવાના હુન્નરઉદ્યોગ સાથે બીજું શાસ્ત્રીય શિક્ષણ આપવામાં આવે છે. વિશ્વવિદ્યાલયને મહારાજા સયાજીરાવ ગાયકવાડે પુસ્તકાલયનું મકાન અર્પણ કર્યું છે, જેનો પાયો ઇ. સ. ૧૯૨૭માં તેમને હસ્તે નંખાયો હતો. લાયબ્રેરીનું મકાન અમેરિકાની હાલની પદ્ધતિ પ્રમાણે બંધાએલું છે, જેમાં ત્રણ લાખ રૂપીઆ જેટલું ખર્ચ કરવામાં આવ્યું છે. લાયબ્રેરીના ઉપરના ભાગમાંથી બનારસ શહેરનું દૃશ્ય સારી રીતે જોઇ શકાય છે. અહીંના આસી. લાયબ્રેરિયન ભાઇ સુબ્રમણ્યમ્ વિવેકી સજ્જન છે. એમણે અમારે માટે વખત કાઢી પુસ્તકાલયનો સારી રીતે પરિચય કરાવ્યો. વિશ્વવિદ્યાલયમાં એક ગેસ્ટ હાઉસ છે, જેને 'લક્ષ્મણદાસ ગેસ્ટ હાઉસ' કહે છે. અહીં વિદ્યાલય જોવા આવનાર શ્રીમંત ગૃહસ્થોજ ઊતરી શકે છે,

સામાન્ય પ્રવાસી માટે તેમાં સ્થાન નથી. હિંદુ વિશ્વવિદ્યાલયનો વિસ્તાર એક નાના શહેર જેટલો છે.

દરેક પ્રકારે પશ્ચિમની રીત પ્રમાણે શિક્ષણુ આપતા આ વિશ્વવિદ્યાલયનાં શિક્ષણસ્થાનોનાં તથા છાત્રાલયોનાં આલેશાન સુંદર મકાનોનો શિરોભાગ હિંદુ મંદિરોના ઘાટનો રાખવામાં આવ્યો છે.

હિંદુ વિશ્વવિદ્યાલયની ડીગ્રી મેળવવા ઇચ્છનાર બેનો માટે એક મહિલા વિદ્યાલય તથા છાત્રાલય પણુ અહીં ચાલે છે, જેમાં છાત્રાઓને બી. એ. સુધીનું શિક્ષણુ આપવામાં આવે છે. એમ. એ. વર્ગનો અભ્યાસ કરનારી બેનોને શિક્ષણુ માટે મુખ્ય વિદ્યાલયમાં જવું પડે છે. હાલ આ સંસ્થામાં ૭૫ બેનો અભ્યાસ કરે છે.

**ભારતમાતા મંદિર:** તા. ૨૧ : ૧ . ૩૭ને રોજ અમે 'ભારતમાતા મંદિર'માં ગયાં, જે બનારસ કેન્ટોન્મેન્ટમા ઇગ્લિશિયા લાઇન ઉપર એક સુંદર ઉદ્યાનમાં આવેલું છે. મંદિરના દરેક પગથીઆ ઉપર મંદિર બંધાવનાર ભાઇના પિતા વિશ્વેશ્વરદાસ નરોતમદાસનું નામ લખેલું છે. મંદિરમાં પ્રવેશ કરતાં ચોકની અંદર માતૃભૂમિનું સંગેમરમરનું સુંદર ભૂ-ચિત્ર છે, જેની લંબાઇ ૩૧ ફૂટ ૨ ઇંચ અને પહોળાઇ ૩૦ ફૂટ ૨ ઇંચ જેટલી છે. પ્રતિમા બનાવવામાં ૧૧×૧૧ ઇંચના આરસના ૭૬૨ જેટલા નાના મોટા ટુકડા ઉપયોગમાં લેવામાં આવ્યા છે. આ માનચિત્રમાં ઉત્તરે પામીરનાં શિખરોથી લેઇને દક્ષિણે લંકા સુધી તથા પૂર્વે મૌલમીન તથા ચીનની પ્રસિદ્ધ પ્રાચીન દીવાલ 'કહકહા'થી લેઇને પશ્ચિમે 'હેરાત' સુધીનો સમસ્ત ભૂ-ભાગ બતાવવામાં આવ્યો છે. હિંદને જોડાએલા પ્રદેશોનો પણુ ઘણોખરો ભાગ દર્શાવેલો છે. ત્રણસો માઇલ લાંબો અને દોઢસો માઇલ પહોળા હિમાલયમાં આવેલો પ્રસિદ્ધ કૈલાસ પર્વત, જે સદા બરફથી ઢંકાએલો રહે છે, તેને તેનાં ભવ્ય શિખરો તથા હિમક્ષેત્રો સાથે બતાવવામાં આવ્યો છે. હિમાલયનું સર્વોચ્ચ શિખર એવરેસ્ટ (ગૌરીશંકર) સંગેમરમરના એકજ ટુકડાને કાપી ૧૪॥ ઇંચ ઉંચું બનાવવામાં આવ્યું છે. હિમાલય પ્રદેશમાં તથા દેશના પ્રાંતવાર બીજા ભાગોમાં આવેલા પહાડો, ખીણો, સરોવરો, નદીઓ, સમુદ્રો, બંદરો, મુખ્ય શહેરો તથા ઐતિહાસિક પ્રસિદ્ધ સ્થાનો વગેરે પ્રમાણસર સુંદર વ્યવસ્થિત રીતે આબેહુબ બતાવેલાં છે. માતૃભૂમિનું આ માનચિત્ર ઘડવામાં કલાકારોએ તથા શિલ્પીઓએ કાંઇજ મણા રાખી નથી. કાશી હિંદુ વિશ્વવિદ્યાલયની વિશ્વસભાના સદસ્ય શ્રી. દુર્ગાપ્રસાદજી બી. એ. વિજ્ઞાનકલાવિશારદ, કલાપ્રેમી

તથા મુદ્રાભિજ્ઞાનશાસ્ત્રમાં નિષ્ણાત પુરુષ છે. તેઓએ પોતાની દેખરેખથી કાશીના મુખ્ય શિલ્પીઓ પાસે આ માનચિત્ર તૈયાર કરાવ્યું છે. પ્રતિમાનાં અંગપ્રત્યંગ ઘડવામાં તથા જોડવામાં વીસ કારીગરો સતત પાંચ વર્ષ સુધી કાર્ય કરતા રહ્યા હતા.

મંદિરનો કાર્યારંભ ઇ. સ. ૧૯૨૭માં થયો, જેનો શિલાન્યાસ સં. ૧૯૮૩માં ચૈત્ર સુદિ ૧ ને રવિવારે શ્રી. ભગવાનદાસને હસ્તે થયો હતો. ૫–૬ વર્ષે મંદિર તૈયાર થતાં સં. ૧૯૯૨ની વિજયાદશમીને શુભ દિવસે પૂ. ગાંધીજીને પુનિત હસ્તે સાર્વજનિક દર્શનાર્થે તે ખુલ્લું મૂકવામાં આવ્યું.

મંદિરની અંદર દીવાલો ઉપર ભારતવર્ષમાં આર્યોના પ્રથમ આગમનથી લેઇ અંગ્રેજ સલ્તનત સુધીની હિંદની બદલાતી જતી સ્થિતિની રૂપરેખા દર્શાવતા નકશા દોરવામાં આવેલા છે, તથા ઉપરના ભાગમાં પ્રાચીન કાળથી આજ સુધીની હિંદની લિપિઓના મૂળાક્ષરો, વગેરેના નકશા હજી તૈયાર થતા જાય છે. પ્રતિમાની આસપાસ પિત્તળનો કઠેરો છે. કઠેરા નજીક નાના મેજ ઉપર રાખવામાં આવેલા પિત્તળના એક ટાટમાં દર્શને આવનાર માતાને ફૂલ વગેરે અપર્ણ કરે છે. મંદિરના પૂજારી તરીકે એક વૃદ્ધ દેહાતી(ખેડુત)ને રાખવામાં આવ્યો છે.

માતૃભૂમિની પ્રતિમાનાં દર્શન કરી, મંદિરમાં એક બાજુએ તેને નિહાળતાં અમે ઊભાં. અંતરમાં વિચારમાળા શરૂ થઇ. માતાનું આ માનચિત્ર કેવું છે? શું કહે છે? "ભારતમાતા કી ઇસ પ્રતિમૂર્તિ દેશધર્મ ભૂલે હુએ હિંદી બાલકો કે લિયે સચ્ચી જીવનદાત્રી હૈ. યહાં આ કર જીસ હિંદી કે હૃદય મેં દેશધર્મ કી તનીક ભી ઝલક પૈદા ન હોગી, વહ હિંદી કહલાને યોગ્ય નહિ રહેગા."[1] આપણે માટે માતૃભૂમિના માનચિત્રનું આ કંઇ પ્રથમ દર્શન નથી. દુર્બુદ્ધિને વશ થઇ ગુલામીને સાચો શણગાર માની નિર્માલ્ય થઇ જતાં આપણુ સમસ્ત ભારતસંતાનોની આગળ સૌથી પ્રથમ વીરશ્રેષ્ઠ મહારાણા પ્રતાપે તથા રાણી દુર્ગાદેવીએ માતૃભૂમિના હરાઇ જતા સ્વમાનનું ચિત્ર ખડું કર્યું, પણ તે વિષે વિચારશૂન્ય બની તેમને સાથ ન આપ્યો! આ વિચારશૂન્યતા તોડવા ફરી એક વખત દેશભક્ત વીરગુરુ ગોવિંદસિંહે સિંહનાદથી માતૃદશાની યાદ આપી, છતાં પૌરાણિક ધર્મની ઘેલછારૂપી આપણી ગાઢ નિદ્રા ન તૂટી! આ વિચિત્ર નિદ્રાભંગ માટે ત્રીજું ચિત્રદર્શન ઝાંસીની વીરરાણી લક્ષ્મીબાઇએ ૧૮૫૭ના બળવા સમયે કરાવ્યું, પણ 'વિનાશકાળે વિપરીત બુદ્ધિ' એ વાક્ય આપણને

૧. અંતરમાંથી નીકળેલા આ શબ્દો મંદિરમાં રાખવામાં આવેલી નોંધપોથીમાં લખી નાખ્યા. તા. ૨૧:૫:'૩૭

લાગું પડયું, હતા તેથી વધારે ગુલામીની નિંદમાં ઝોકાં ખાવા લાગ્યાં! ગમે તેટલો વિનાશકાળ હોય, છતાં કુદરત પોતાની દયા મનુષ્યો ઉપર વરસાવતી જ રહે છે, એ ન્યાયે આપણા આ છેલ્લા પતનને સમયે પૂ. ગાંધીજીએ આપણામાં દેશધર્મરૂપી જળ સિંચન કરવા માંડયું, છતાં હજી આપણે માતૃદશા નિરખવા અને વિચારવા જોઇએ તેવા જાગ્રત થયા નહિ! માતૃભૂમિનું આ ચોથું માનચિત્ર ભાવિક હૃદય વાળા જે ભાઇના પરિશ્રમથી આપણી સંમુખ ખડું કરવામાં આવ્યું છે, તેમના "ભાવનામય મનુષ્ય કીસી ભાવના સે પ્રેરિત હો કર કોઇ કાર્ય કર જાતા હૈ, ઉસ કી ઉપયોગિતા કા અનુભવ આને વાલી પેઢિયાં હી કરતી હૈ." એ કથનને વિચારી સમજી આ સમયના આપણા કર્તવ્યની દિશા ન ચૂકીએ, એજ અભ્યર્થના.

વડોદરા સૌ. ચંદનબેન દ્વિવેદી

---

## કણબી – પાટીદાર – પટેલ

### ૩

'પટેલ' શબ્દનો વ્યાપક અર્થ અને 'કણબી' તેમજ 'પાટીદાર' સાથેનો તેનો સંબંધ આપણે ગયા અંકમાં જોયો.

મૂળે એક કણબીની જ્ઞાતિ હતી; તેના આજે લેઉઆ અને કડવા પાટીદાર તથા એથી ઊતરતા ગણાતા કણબી એવા ભાગ પડયા છે. એ બધાની અટક મુખ્યત્વે 'પટેલ' છે. લેઉઆ પાટીદારોમાં 'અમીન,' 'દેશાઇ,' વગેરે જૂની અને 'સ્વામિનારાયણ,' 'ભગત,' વગેરે નવી અટકો ઓછાવત્તા પ્રમાણમાં છે. કડવા પાટીદારોમાં પણ અનેક અને કેટલીક તો વિચિત્ર અટકો છે. પાટીદારની પેટાજ્ઞાતિ રૂપે કણબીઓ જ્યાં વસ્યા છે ત્યાં તેમની અટક 'પટેલ' છે. ખરૂં પૂછો તો ગુજરાત બહાર પરદેશમાં તો કહેવાતો કુળવાન પાટીદાર અને કહેવાતો કુળહીણ કણબી બન્ને 'પટેલ' કહેવાય છે અને બન્ને વચ્ચે કશો તફાવત જોવામાં આવતો નથી.

'પટેલ' અટક અનેક જ્ઞાતિઓએ લીધી છે એટલું જ નહિ, હિંદુ મુસલમાન ને પારસીઓમાં પણ એ અટક જોવામાં આવે છે એ આપણે પાછળ જોયું છે, એટલે 'પટેલ' માત્ર પાટીદાર નથી અને ત્યારે 'પટેલ' એ કોઇ જ્ઞાતિ સૂચવતો શબ્દ નથી. આથી 'પટેલ' શબ્દમાં કંઇ ગૌરવ પણ ન હોઇ શકે. નામની પાછળ આનુવંશિક અટક તરીકે વાપરવા પૂરતોજ તેનો ઉપયોગ

અને એટલા પૂરતીજ તેની આવશ્યકતા ગણાય. 'પટેલ જ્ઞાતિ' એવો શબ્દ-પ્રયોગ એ એક હાસ્યજનક પ્રયોગ ગણાય અને તે વાપરનારની મૂર્ખાઇ નહિ તો અજ્ઞાન તો જરૂર સૂચવે. 'પાટીદાર' કે 'કણબી'ને બદલે જ્ઞાતિ તરીકે 'પટેલ' કહેવડાવવું એ અભિમાન અને ગૌરવ માટે હોય તો ધિક્કારવા યોગ્ય છે, ભાષાના અજ્ઞાનથી હોય તો દયાપાત્ર છે અને અજાણપણે હોય તો પ્રહસનને પાત્ર છે.

'સમાજ,' 'મંડળ,' 'સંઘ,' 'બ્રધરહૂડ,' એ શબ્દો પણ સમૂહવાચક હોઇ 'જ્ઞાતિ' શબ્દનો અવેજી શબ્દ છે, લગભગ સમાનાર્થ છે; અને તેથી એ શબ્દોની પૂર્વે પણ 'પટેલ' શબ્દ વાપરવામાં આવે—અને અફસોસની વાત છે કે એ વપરાય છે—તો તેને માટે પણ ઉપર પ્રમાણેજ કહી શકાય. દુઃખની વાત છે કે આજે આપણા ભણેલા વર્ગને 'પટેલ' શબ્દનો મોહ લાગ્યો છે, તેમને 'પાટીદાર' કહેવડાવતાં શરમ લાગતી હોય અને 'પટેલ' કહેવડાવવામાં ગૌરવ જણાતું હોય એમ લાગે છે. બેશક નામની પાછળ આનુવંશિક અટક તરીકે 'પટેલ' આવે તે આવશ્યક હોઇ અનિવાર્ય છે; પણ અટક ને જ્ઞાતિ નથી એ ન ભુલાવું જોઇએ. સમૂહ તરીકે ઊભા રહી મંડળ સ્થાપવાનો પ્રસંગ આવે ત્યારે શા માટે 'પટેલ' શબ્દને વળગી રહેવું?

માતૃભૂમિથી પાંચ હજાર માઇલ દૂર લંડનમાં વસતા મુઠીભર પાટીદારો એક મંડળ સ્થાપે અને નામ રાખે 'પટેલમંડળ.' આનો અર્થ શો? પૂર્વ આફ્રિકાનાં કેટલાંક મોટાં શહેરોમાં વસતા પાટીદારો મંડળ સ્થાપે અને નામ રાખે 'પટેલ સમાજ' અથવા 'પટેલ બ્રધરહૂડ'! એક શબ્દ અનુચિત અને બીજો અંગ્રેજી!

પરદેશમાં હિંદી મંડળ, હિંદુ મંડળ કે ગુજરાતી મંડળ, એવાં મંડળ સમજી શકાય તેમ છે; કારણ કે પહેલું રાષ્ટ્રને લગતું સમગ્ર હિંદીઓની હસ્તી અને વિકાસ માટે પ્રયાસ કરતું; બીજું ધર્મને સંસ્કારબળે રચાએલું, હિંદુઓની ઉન્નતિ માટે પ્રયાસ કરતું; અને ત્રીજું એક ભાષા ધરાવતા બૃહદ્ ગુજરાતીઓનું પ્રાન્તીય સંસ્કારોને લીધે ભિન્નતા ધરાવતું, ભાષાની અને સાહિત્યની સેવા તેમજ સાર્વજનિક હિતનાં કાર્યો અર્થે હયાતી ધરાવતું હોય, તો તે ગૌરવ ધરાવવા જેવું ગણાય. પણ અફસોસની વાત છે કે હિંદુઓની પેટાજ્ઞાતિઓનાં અને ગુજરાતના પૃથક્ પૃથક્ ભાગોનાં નાનાં નાનાં મંડળો સમગ્ર હિંદુઓનું અથવા ગુજરાતીઓનું સંગઠન તોડી નાખતું નથી તો છેક નબળું તો કરીજ નાખે છે. એથી જાતિનું એકત્ર બળ પૃથક્ પૃથક્ બળોમાં

વહેંચાઇ જાય છે. અને જુજ સંખ્યા ધરાવતી નાની નાની કોમોના માણસોને સોસવું પડે છે, કારણ કે તેઓ સ્વતંત્ર મંડળ કાઢી શકે તેમ હોતું નથી અને સમગ્ર હિંદુઓનું કોઇ મંડળ ન હોવાથી તે કોઇ મંડળનો લાભ લેઇ શકતા નથી.

છતાંય પેટાજ્ઞાતિ મોટી સંખ્યામાં હોય અને સામાજિક બદીઓ દૂર કરવાના ધ્યેયથી મંડળ સ્થાપે તો તે ઇષ્ટ છે, કારણ કે જુદી જુદી જ્ઞાતિઓમાં રિવાજોની ભિન્નતા હોય છે અને તેથી સમાજસુધારાનું કાર્ય પણ જે તે જ્ઞાતિ સ્વતંત્રજ કરી શકે. અફસોસની વાત છે કે ઉપર કહેલાં મંડળોનો આવો કોઇ હેતુ હોતોજ નથી. તો પછી નિરાધારને મદદ કરવી કે રમતગમતથી સંગઠન અને ભ્રાતૃત્વ સાધવું, તે તો હિન્દુમંડળ કે હિન્દુ જીમખાના વધારે સારી રીતે કરી શકે. આવા હેતુઓ માટે પેટાજ્ઞાતિઓનાં સ્વતંત્ર મંડળોની શી આવશ્યકતા? એથી તો હિંદુઓની જ્ઞાતિઓના અનિષ્ટ વાડા વજ્રલેપ થાય છે.

આ મતભેદના પ્રશ્નને બાજુએ રાખીએ અને નાના નાના વાડા બાંધવાનું જેમને ઇષ્ટ લાગતું હોય તે ભલે બાંધે એમ માનીએ. હિન્દીઓની આવા પ્રકારની સંકુચિતતા આજે તો સામાન્ય છે અને તે અધીરાઇથી જવાની નથી, તે જતાં વર્ષો લાગશે. આથી પ્રસ્તુત વિષય ઉપર આવીએ તો 'પાટીદાર સમાજ' કે 'પાટીદાર મંડળ'ને બદલે 'પટેલ' અને 'બ્રધરહૂડ' જેવા શબ્દોનો વિચાર કરીએ.

કોઇ પંડયા કે પરીખને પૂછવામાં આવે: 'તમે કોણ છો?' તો તે કહેશે: 'હું ગુજરાતનો બ્રાહ્મણ છું,' કે 'હું ગુજરાતનો વાણિયો છું.' આ જ સવાલ એક પાટીદાર યુવકને પૂછવામાં આવશે તો તે જવાબ આપશે: 'હું પટેલ છું.' જો તે ચરોતરનો કુળવાન પટેલ, અમીન, કે દેશાઇ હશે તો જવાબ આપશે: 'હું ચરોતરનો કુળવાન પટેલ છું'—I am a Patel of a high class family of Charotar.' આમાં કંઇક સંસ્કાર, કંઇક બેદરકારી, કંઇક ભાષાનું અજ્ઞાન, પણ મોટે ભાગે મોહ અને મિથ્યાભિમાન રહેલાં છે. 'હું ગુજરાતનો પાટીદાર છું, ખેડૂતનો દીકરો છું,' એમ ગૌરવપૂર્વક કહેતો પાટીદાર યુવક ભાગ્યે જ મળશે!

ગુજરાતનો પાટીદાર એટલે ખેતીવાડીના અગસ્ત્ય (Pioneer) સરખા પૂર્વજોનો વંશજ. ગુજરાતનો પાટીદાર એટલે હજુયે ખેતીપ્રધાન વર્ગ—ખેડૂત. ગુજરાતનો પાટીદાર એટલે હજુયે ગામનો અગ્રણી. ગુજરાતનો પાટીદાર એટલે નિડરતા, સાહસ, ટેક અને ઉદારતાનો વારસ.

ગુજરાતના પાટીદારની આ ઉજળી બાજુ જેટલી સાચી છે, જેટલી

ગૌરવશાળી અને આનંદદાયી છે, જેટલી શુદ્ધ જીવન અને પાવિત્ર્ય તરફ વાળનારી છે, જેટલી પ્રેરક અને નિરાવલંબન બતાવનારી છે, તેટલી જ કરુણ તેની ઊલટી બાજુ છે. આજે એમાં નથી ગૌરવ, નથી સાત્ત્વિક આનંદ કે શુદ્ધ જીવન, નથી સ્વાશ્રય કે પ્રેરણા.

એ છે એની કુરૂઢિઓ અને તેનાં ફરજંદ: જેવાં કે કુસંપ, મિથ્યાભિમાન, અભ્રાતૃતા, પૈસાપ્રધાન અશુદ્ધ જીવન અને છેલ્લે છૂપાં પાપ.

આ પરિસ્થિતિ સામે ઝૂઝવા અને સમાજને ઉન્નત બનાવવા કેટલાંક વર્ષોથી ગુજરાતમાં 'પાટીદાર યુવક મંડળ' સ્થપાયું છે. આ નામ સંપૂર્ણ અર્થવાહી છે. એમાં કોઈ શબ્દની મર્યાદા બાંધવાની કે વ્યાખ્યા ઘડવાની જરૂર પડી નથી. જ્ઞાતિ એક જ્ઞાતિ જ હોય છે. 'પાટીદાર'ની વ્યાખ્યા કે મર્યાદા બાંધવાની ક્યાંયે જરૂર પડી નથી. એમા ઊંચતાની ગંધ પણ રાખવામાં આવી નથી. એમાં કહેવાતા કુળવાન તથા કહેવાતા કુળહીણ, સૌનો સમાવેશ થાય છે. અફસોસની વાત છે કે આજે એમાંયે ઠરાવો કરવા પૂરતો જ ઉત્સાહ છે. એ ખામી યુવકોની છે. જેમની પાસે આશા રાખી શકાય તે યુવકવર્ગ આજ કર્તવ્યમૂઢ થઈ નિષ્ક્રિય ફરે છે. સમાજશાસ્ત્રના અભ્યાસનો રસ ઓછો થતો હોય એમ લાગે છે. હાઈ સ્કૂલો નિયમિત વાગ્વર્ધિની સભાઓ યોજીને વિદ્યાર્થીઓને વિચાર કરતા કરી મૂકતી, તેમની વિવેકબુદ્ધિને સતેજ કરતી, તે યે આજે ઓછું થઈ ગયું લાગે છે. હોશિયાર વિદ્યાર્થી પુસ્તકમાંથી ઊંચું માથું નથી કરતો. સામાન્ય વિદ્યાર્થી સારાં કપડાં, સાઇકલ, સીનેમા અને હૉટેલનાં ખાનપાન, વગેરે નવીન આકર્ષણોમાં અટવાઈ ગયો છે. તેમને સમાજની બદીઓનો વિચાર કરવાની પડી જ નથી. જો તેમના ઉપર આવી પડે છે તો 'એકલે હાથે શું થાય?' 'વડીલોનાં મન કેમ દુભવાય?' અથવા 'થતું હોય તેમ થવા દો ને, આપણે શું?' આવા પ્રશ્નોમાં ગૂંચવાઈ રૂઢિદેવીને શરણે થાય છે! ખરે, વિદ્યાર્થીઓમાં આજે એક બે દશકા પહેલાંનીયે જાગૃતિ રહી નથી. નફાતોટાના હિસાબ ઉપર અનેક નવી નવી હાઈ સ્કૂલો ઊઘડે છે, ત્યાં તો વિદ્યાર્થીઓને સમાજશાસ્ત્રમાં રસ લેતા કરવાની શિક્ષકોને ક્યાંથી જ પડી હોય?

## ૪

પટેલ શબ્દને જ્ઞાતિસૂચક અર્થમાં વાપરનારા દલીલ કરે છે: "પાટીદારોના મોટા ભાગની અટક 'પટેલ' છે. એ જ શબ્દથી પરદેશમાં આપણે ઓળખાઈએ છીએ. 'પટેલ' અને 'પાટીદાર' શબ્દોના સંબંધનો બહારના માણસને

બિલકુલ ખ્યાલ હોતો નથી. 'પાટીદાર' એ શબ્દ છેક ગામડીઓ હોઈ કાનને અપ્રિય લાગે છે. આથી મંડળના નામમાં 'પાટીદાર' શબ્દ જોડવો બહુ અગવડ ભરેલું છે." અને આમ આ અનુચિત 'શબ્દ વાપરતાં ઊભી થતી મુશ્કેલીઓ દૂર કરવા મર્યાદાઓ અને વ્યાખ્યાઓ ઘડવી પડે છે. 'પટેલ' શબ્દને મર્યાદા નથી એ આપણે ગયા અંકમાં જોયું છે. 'પટેલ' અટક ધરાવતા કયા કયા શખ્સોને મંડળમાં સભ્ય તરીકે સ્વીકારવા; દેસાઇ, અમીન, ભગત, વગેરે બીજી અટકો ધરાવવા છતાં પણ કોને કોને સભ્ય તરીકે સ્વીકારવા: આ અને આવી ગૂંચવણોના ઉકેલ માટે મર્યાદા બાંધવી પડે છે: "ચરોતર, કાનમ અને વાકળના (અહીં કેટલાંક મંડળો કેટલાક બીજા ભાગ પણ ઉમેરે છે) પાટીદાર વતનીને આ મંડળમાં સભ્ય તરીકે દાખલ કરવામાં આવશે, અને એજ મત આપવાનો હક્ક ધરાવશે." અહીં લેઉઆ પાટીદારોનોજ ઉલ્લેખ છે અને સ્થળની મર્યાદાથી 'લેઉઆ' અધ્યાહાર રહ્યું છે, જોકે કડવા પાટીદારોય એ પ્રાન્તોમાં જુજબાજ વસે છે. વળી કાઠીઆવાડના કણબીઓ ગુજરાતમાંથી જ વસવાટ માટે ગએલા, પણ તેમણે પોતાનું નામ બદલીને 'પાટીદાર' રાખ્યું નહિ, તેથી તે પણ આ મંડળોમાંથી બાતલ થઇ જાય છે!

મંડળ, સમાજ, સંઘ કે એવા બીજા સમૂહવાચક શબ્દને બદલે 'બ્રધરહૂડ' જેવા અંગ્રેજી શબ્દના ઉપયોગના સમર્થનમાં તેઓ કહે છે: "એ શબ્દ આપણામાં રહેલું ભ્રાતૃત્વ અને તેથી સંગઠન બતાવશે. ગુજરાત અને તેના રિવાજોથી અજ્ઞાન પરદેશીઓ બંધુત્વના પાયા ઉપર રચાએલી આપણી આ સંસ્થાના (અલબત કોમી સંસ્થાના) હેતુઓ આપોઆપ એના નામમાત્રથી સમજી શકશે." અને એમ, એક ધારાસભાને ધ્રુજાવનાર જગતવિખ્યાત સ્વ. વિઠ્ઠલભાઇ પટેલના અને બીજા એક વખત મહાસભાનો કાંટાળો તાજ પહેરનાર ખેડુતોના પ્રાણરૂપ સરદાર વલ્લભભાઇ પટેલનાજ ગૌરવવંતા જ્ઞાતિબંધુઓ તેઓ છે અને કેવળ ભ્રાતૃત્વજ તેઓ વધારી રહ્યા છે, એવું સતત ભાન 'પટેલ બ્રધરહૂડ' *નામથી લોકને કરાવી રહ્યા છે એવો આત્મસંતોષ તેઓ સેવે છે!*

આટલી દલીલો ભુલાવામાં નાખે એટલી મોહક હોવા છતાં એમાં રહેલું પોલ સ્પષ્ટ છે. 'પટેલ' શબ્દનો અતિવ્યાપક અર્થ અને ઉપયોગ કદાપિ ન ભુલાવો જોઇએ. જે અટકનો શબ્દ ખોજા, પારસી, અને હિંદુઓની અનેક પેટાજ્ઞાતિઓ ધરાવતી હોય તેને એક મંડળના નામ સાથે જોડવો એ જેટલો અજ્ઞાનમૂલક હોઇ દયાને પાત્ર છે તેટલોજ હાસ્યને પાત્ર છે. અને સ્વ. વિઠ્ઠલભાઇ કે સરદાર વલ્લભભાઇ પાટીદાર તો છેજ, પણ દેસાઇ કે અમીન અટક ધરાવતા

હોત તો તેથી તેમની જાતિ વાળા ગણાવા માટે આપણે દેસાઇ કે અમીન બ્રધરહૂડ ન યોજત; છતાંયે તેથી દરેક પાટીદાર ગૌરવ ન લેઇ શકત એમ ન બનત. કારણ કે 'પટેલ' 'દેસાઇ' 'અમીન' વગેરે તો માત્ર અટકો છે, મૂળે તો સૌ કણબી – પાટીદાર છે.

અને 'બ્રધરહૂડ' જેવા ગુજરાતી જીવનમાં છેક અપરિચિત અંગ્રેજી શબ્દથી બાહ્ય શોભા કદાચ વધતી દેખાય એમ બને; ભ્રાતૃત્વ કેટલું છે અને કેટલું વધે છે તે તો દરેક પોતપોતાને પૂછી જુએ. બેશક રોટીબેટીના સમાન વ્યવહાર વાળી કોઇ જ્ઞાતિ હોય, મિથ્યાભિમાનના દંભમાંથી છૂટેલી કોઇ જ્ઞાતિ જેવામાં આવતી હોય તો જરૂર તે ભ્રાતૃતા સાધે છે અથવા પ્રયત્ન કરતાં સાધી શકશે એમ કહી શકાય. પરંતુ કમનશીબે પાટીદારનો બેટીવ્યવહાર છેક અસમાન છે, મિથ્યાભિમાન અને ઊંચનીચતાની ગંધ તેના હાડમાં છે. તેનું જીવન બદલાયું, રીતભાત બદલાઇ, વેષ પણ કંઇક બદલાયો, સભ્ય સમાજમાં ખપવાની લાયકાત પણ તેણે મેળવી, ખેતીમાંથી આગળ વધી તે વેપાર અને હુન્નર-ઉદ્યોગમાં પણ યશપૂર્વક આગળ વધ્યો, સાહસ કરી પરદેશ ગયો, યુરપ અમેરિકામાં જઇ મોટી ઉપાધિઓ લાવ્યોઃ આ બધું શુભ થયું છે એમ ભલે ગર્વપૂર્વક કહી શકાતું હોય, પણ જે બદલાવું જોઇતું હતું તે – કુળવાન અને કુળહીનતાની ગંધ અને મિથ્યાભિમાન – નથીજ બદલાયું એ ખેદજનક છે.

કહેવાતી કુલીનતાને માપે ૭ ગામ, પાંચ ગામ, સત્તાવીશ ગામ, ચૌદ ગામ, ચોપન ગામ અને એવા અનેક જૂથ – ગોળ બંધાયા છે. આખીયે જ્ઞાતિમાં કહેવાતા કુળવાનથી માંડીને કહેવાતા કુળહીણની સીડી બંધાઇ છે. નાંદાદ અને રાજપીંપળાની આજુબાજુના પ્રદેશના અને દક્ષિણ કાનમના લોકો સુરત જિલ્લાની કહેવાતી હલકી કોમોમાંથી પૈસા ખરચી કન્યા લાવે, અને કન્યા આપે ઉત્તર કાનમમાં (ઇટાલા, વરણામા, છાણી વગેરે ગામોમાં). ઉત્તર કાનમના લોકો આમ દક્ષિણ કાનમમાંથી પૈસા આપી કન્યા લાવે, અને આપે પરઠણ સાથે ચરોતરના બાર અને સત્તાવીશ ગામના જૂથમાં. ચરોતરનાં છૂટાં ગામો પણ મળે તો ગમે ત્યાંથી પૈસા ખરચીને કન્યા લાવે, અને આપે કોઇ કહેવાતા કુળવાનને ત્યાં. કહેવાતા કુળવાનો બહારથી કન્યા લાવી વરની અછત કરી મૂકે, પછી કન્યા આપવા માટે પોતાનાજ જૂથમાં વર શોધવા ફાંફાં મારે અને એમ હાથે કરીને ઊભી કરેલી કૃત્રિમ અછતથી દુઃખી થાય. બીજી બાજુ એજ પ્રમાણે ઉત્તર ગુજરાતનાં ગામોના પાટીદારો કાઠીઆવાડના કણબીઓ-માંથી પૈસા આપી કન્યાઓ લાવે અને પોતાની કન્યાઓ આપે પરઠણ સાથે

આજે લગભગ સર્વત્ર બને છે તેમ મને છેક નાનપણથી, નિશાળના સોબતીઓની સોબતથી, બીડી પીવાની ટેવ પડેલી. કયારે ને કેમ તે યાદ પણ નથી. અને જેમ અંગ્રેજી શબ્દમાં q ની પાછળ u અક્ષર વળગતો જ આવે છે તેમ બીડી પાછળ ખાંસી પણ વળગતી જ આવે છે. મને પણ બીડી પાછળ ખાંસી વળગતી જ આવેલી. કોઇ વાર ઓછી, કોઇ વાર વધારે. હું વડોદરામાં રહેતો ત્યારે ૧૯૦૧માં કે '૦૨માં એક વાર સખ્ત ખાંસી થઇ આવેલી. તે વખતે રસ્તે ચાલતાં ખાંસી ચઢી જાય ત્યારે માર્ગમાં બેશી જવું પડે, એટલો શ્વાસ ચઢી જાય. દોઢેક માસે એ ખાંસી નરમ પડેલી અને પછી મેં બીડી પીવાની પંદરેક વર્ષની એ ટેવ છોડેલી.

૧૯૦૫માં મારી બદલી મહેસાણા થઇ. ત્યાંથી થોડા માસ પછી એક વાર પાટણ ગએલો. પાટણ જૈન લોકોનું મહત્ત્વનું ધામ છે. ત્યાં જૈનોનાં અનેક મંદિર છે અને વર્ષમાં અમુક પર્વે પટનાં દર્શન થાય છે. આજે સીનેમાની ફિલ્મો ઉપર અમુક પ્રસંગનાં હારબંધ ચિત્રો ચીતરવામાં આવે છે અને તે ફીલ્મો ખસેડવામાં આવે છે એટલે જોનારને એ પ્રસંગનું આબેહુબ દર્શન થાય છે. બરાબર એજ રીતે બુદ્ધના અને મહાવીરના જીવનના પ્રસગો હારબંધ પત્થર ઉપર ચીતરવામાં આવતા. હજીયે એવા ચિત્રપટ આપણા દેશનાં અનેક યાત્રાસ્થળે છે. જ્યાં એવાં પત્થરનાં ચિત્ર નથી, પણ એવાંની જરૂર લાગે છે ત્યાં કપડાના પટ ઉપર ચીતરીને અમુક સ્થળે રાખવામાં આવે છે. લોક તે પટની પાસે થઇને ચાલે છે ને તેનાં દર્શન કરે છે. આજના સીનેમામાં ચિત્રપટ ચાલે છે, એટલે જોનારને ચાલવું પડતું નથી, તે એક જગાએ બેશીને પટનાં દર્શન કરે છે. પેલા ધાર્મિક ચિત્રપટો એક સ્થળે સ્થિર રાખવામાં આવે છે, એટલે જોનારે ચાલીને તેનાં દર્શન કરવાં પડે છે.

પાટણમાં હું પટનાં દર્શન કરવા ગએલો, ત્યાં માણસોની ગિરદીથી ખૂબ ધૂળ ઊડતી હતી. તે મને લાગી ગઇ. ધૂળ એટલી લાગી ગઈ કે હું લગભગ ગૂંગળાઇ ગયો. સંધ્યાકાળે ઘેર આવીને કંઇ પણ ખાધાપીધા વિના સૂઇ ગયો. રાત્રે તાવ આવ્યો ને સવારે ઊઠયો ત્યારે પાર વિનાની ખાંસી અનુભવવા લાગ્યો. એ ખાંસી દિનપ્રતિદિન સખ્ત થતી ગઇ, ધીરે ધીરે એણે દમનું સ્વરૂપ પકડયું. એ રોગના મને કશા અનુભવ નહિ. લોકોએ ને દાક્તરોએ બતાવી તે દવાઓ કરી, પણ કશાની ટાંકી લાગી નહિ. બેએક વર્ષે ધીરે ધીરે ખાંસી ઓછી થઇ, અને જાણે મટી ગઇ.

પછી પાછી સોબતને લીધે બીડી પીતો થયો. ૧૯૧૧ના ઉનાળામાં એક

રાત્રે, દીવો હોલાઇ ન જાય એટલા માટે, બારીઓ બંધ કરીને વાંચતો હતો. અગિયાર વાગ્યે વાંચી રહી બારીઓ ઉઘાડી નાખી. બહારથી પવનનો સપાટો આવ્યો ને પરસેવા વાળી ઉઘાડી છાતીમાં આવી વાગ્યો. તેજ રાત્રે તાવ આવ્યો તે સવારમાં શરદીની ખાંસી દેખાઇ. ખાંસી ધીરે ધીરે વધવા લાગી.

. . એજ વર્ષમાં અંગ્રેજ સરકારની નજરે હું ભૂંડો દેખાયો ને ઓગસ્ટ માસમાં પકડાયો. ખાંસી તો વધારે હતીજ અને તેમાં કેટલાક વખત સુધી સરકારની મહેમાનગીરીએ અથડાવ્યો એટલે તો બાકી જ શું! ખાંસીએ દમનું રૂપ લીધું. પણ એટલેથીજ સરે એમ નહોતું. દિલ્હી દરબારમાં અમુક ભૂલથી વડોદરાનરેશ અંગ્રેજ સરકારના ઓશિયાળા બન્યા ને તેનું એક પરિણામ એ આવ્યું કે તેમણે મને પાંચ વર્ષ માટે પોતાના રાજ્યમાંથી હદપાર કર્યો. અંગ્રેજ સરકારને તો એજ જોઇતું હતું. વડોદરા પોલિસે હદપાર કરીને મને સાબરમતીને સ્ટેશને ગાડીમાંથી ઉતાર્યો કે તુરતજ અંગ્રેજ સરકારની પોલીસે વૉરંટ દેખાડીને મને ત્યાંજ પકડ્યો. તેણે મને અનેક રીતે અથડાવ્યો ને એપ્રિલ માસમાં બે માસની જેલ પણ અપાવી. જેલમાંથી નીકળતાં બાતમી મળી કે આમ તો હું છૂટો થયો, પણ સરકાર મને એમ છૂટો રહેવા દેવા ઇચ્છતી નથી, ગાયકવાડ સરકારે આપેલી પાંચ વર્ષની હદપારીની સજા રંગુન કે કોઇ અમુક સ્થળે મને પૂરી દેઇને પૂરી કરાવવા ઇચ્છતી હતી. છૂપી પોલીસ તો મારી કેડે હતીજ. એ બાતમી મળતાં પોલીસની નજર ચુકાવીને છૂટયો તે ઠેઠ પાંડિચેરી જઇ ઊભો.

આ બધો વખત મને ખાંસી ને દમ સખ્ત રીતે હેરાન કરતાં હતાં, રાતે ઉજાગરા કરાવતાં હતાં. પાંડિચેરીની એક ધર્મશાળામાં હું રહેતો ને સ્ટવ ઉપર રાંધીને ખાતો. બીડી તો લગભગ મૂકયા જેવી હતી, પણ છતાંયે દમ સખ્ત હતો. રાતે દમ બહુ હેરાન ન કરે એટલા માટે વાળુ કરતો નહિ, ચા પીને સૂઇ જતો. રાતે બારેક વાગ્યે ખાંસી ચઢી આવે ને ઊંઘમાંથી ઉઠાડે. ખાંસી એટલી ચઢી વાગે કે ઝાડો થઇ જાય. ઊઠીને ઝાડે ફરવા દૂર જવા જેટલી તો શક્તિ નહિ, એટલે પિકદાની ઉપર બેશી જાઉં. પછી ખાંસી જરા નરમ પડે, પણ દમ ખૂબ ચઢે. પિકદાની ઉપરજ બેઠો રહી, ભીંતને માથું અઢેલી બેઠી રહું. કલાક બે કલાક એમ બેશી રહ્યા પછી દમ નરમ પડે એટલે શૌચ કરી, પિકદાની વગેરે ધોઇ સાફ કરી, બે ત્રણ વાગ્યે સૂઇ જાઉં, તે છેક આઠેક વાગ્યે ઊઠી શકું. પછી કંઇક રાંધી કરી બારેક વાગ્યે ખાઉં. હું એકલો રહ્યો એટલે એમ કર્યા વિના બીજો રસ્તો નહોતો. છતાં તે દિવસોય હું આનંદમાં ગાળતો.

પણ બીજી એક આપત્તિ હતી. કેસો લઢતે લઢતે હું પૈસેટકે ખુવાર થઈ ગયો હતો. ઘેર સ્ત્રીબાળક રહેતાં, તે પણ પૈસા વિના હેરાન થતાં, તેમાં વળી મને પણ પૈસા મોકલવા પડે. જાણુસભાવ કે લૂગડુંલત્તું વેચીને એ મને થોડા થોડા પૈસા મોકલ્યે જતાં. એક વાર ગામમાંથી ધર્મશાળામાં આવતાં સંધ્યાકાળે મારા ગજવામાંથી કંઈ કાગળ કાઢતાં બેઆની પડી ગઈ. શિલકમાં એ છેલ્લી જ બેઆની હતી, બીજે દિવસે એ જ બેઆનીના ચોખા લાવવાના હતા. એ બેઆની ઊછળીને ધૂળમાં પેસી ગઈ, બહુ શોધી તોય ના જ જડી. તે પળે ક્ષણવાર જીવન દુઃખમય પણ લાગ્યું, પણ બીજી જ પળે એ ગ્લાનિ ખંખેરી નાખી આનંદ કરી લીધો. કંઈ ઉધારે લેવું નહિ એ સિદ્ધાન્ત છેક નાનપણથી જ સ્વીકારી લીધો હતો, એટલે બીજે દિવસે ચોખા પણ ઉધારે લેવા નહોતા. તુરત જ પ્રતિજ્ઞા કરી લીધી કે ઘેરથી પૈસા આવે ત્યારે ખાવું, ત્યાં સુધી ઉપવાસ કરવા. એ પ્રતિજ્ઞાને બળે આનંદ અનુભવતો ઉતારે ગયો. ઘેરથી પૈસા આવવાનો વખત થયો હતો, પણ ઘેરેય કયાં પૈસાનું ઝાડ હતું જે ખંખેરીને મોકલે! ત્રણ દિવસ સુધી પૈસા ન આવ્યા, ત્રણ દિવસ મેં ઉપવાસ કર્યા. ચોથે દિવસે પાંચ રૂપિયાનો મનીઑર્ડર આવ્યો, તરત જ બજારમાંથી સીધુંસામાન લીધાં ને બે પૈસાના સેકેલા ચણા લીધા. ચણાનાં પારણાં કરી રાંધ્યું ને જમ્યો.

આમ કયાં સુધી ચાલે? મુંબઈની એક પેઢીની શાખા પાંદિચેરીમાં હતી, એ શાખાના મેનેજરની જગા ખાલી પડતી હતી ત્યાં હું ગોઠવાયો. પણ તેય અંગ્રેજ પોલીસને ન ગમ્યું. મારી ઉપર ચોકી કરતા છૂપી પોલિસના માણસોએ તે બાતમી મુંબઈ પોલીસને આપી, તેણે પેલી પેઢીના શેઠને આડકતરી સૂચના આપી, શેઠે મને મહિનાનો પગાર આપી રજા આપી. હવે તો મારે આફ્રિકે ગયા વિના બીજો રસ્તો નથી એમ લાગ્યું ને તે વિષે ઘેર ખબર આપી. ગમે તેમ કરીને ઘેરથી મને ભાડાના ને બીજા ખર્ચના પૈસા મોકલ્યા ને હું ફ્રેંચ બોટમાં બેસી આફ્રિકે જવા નીકળ્યો ૧૯૧૩ના માર્ચમાં.

આ વખતે દમ કંઈક ઓછો થઈ ગયો હતો. પણ બોટમાં એવો પ્રસંગ બન્યો કે પાછો ચઢી વાગ્યો. હું દારૂમાંસને કદી અડેલો નહિ, હજી સુધી અડ્યો નથી, અને ફ્રેંચ સ્ટીમરના ખોરાકમાં તો તે હોયં જ. આથી કંઈ ખાઈ શકું એમ નહોતું. વળી આખી સ્ટીમર ઉપર કોઈ હિંદી દેખાતો નહોતો, કોઈ અંગ્રેજી ભાષા સમજનાર જડતો નહોતો. પાંદિચેરીથી કોલંબો સુધીની ફ્રેંચ બોટમાં તો જેમ તેમ કરી ચલાવ્યું, પણ જાપાનથી ફ્રાન્સ જવાની મુખ્ય

બોટમાં કાલંબોથી બેઠો, એટલે મુશ્કેલી વધવા લાગી. બોટના સ્ટુઅર્ટને આંગળીથી -ફળ દેખાડીને તે ખરીદી લેઉં ને ખાઉં. આમ ત્રણેક દિવસ ચલાવ્યું. ભૂખને લીધે દમ બહુ નરમ પડી ગયો.

એક દિવસ સ્ટીમરની અગાશી ઉપર ફરવા ગયો. ત્યાં અચાનક ત્રણ શીખભાઇઓને દીઠા. મારા આનંદનો પાર ન રહ્યો. એ પણ હસીને મારી સામે મળવા આવ્યા. પૂછતાં જણાયું કે રબરના વાવેતરમાં એ નિપુણ હતા ને એક અંગ્રેજી પેઢીની નોકરીમાં એ વાવેતર માટે બ્રાઝિલ જતા હતા. ખાવાની બાબતમાં એ પણ મારા જેવા હતા. તેમની પાસે રાંધવા માટે સ્ટવ વગેરે હતું, પણ સીધુંસામાન ન હતાં. મારી પાસે સીધુંસામાન હતાં, પણ સ્ટવ ન હતો. મેં તેમને સીધુંસામાન આપ્યાં, તેમણે રાંધ્યું. અમે સૌ તે સંધ્યાકાળે ધરાઇને જમ્યા. તે રાતે મને કંઇક ચેન પડ્યું. બીજે દિવસે પણ એ રીતે રંધાયું ને ધરાઇને જમ્યા. પણ તે રાતે મને કંઇક બેચેની લાગી. ત્રીજે દિવસે ધરાઈને જમ્યાથી તો બેચેની વધી ગઇ ને રાતે દમ ઉપડ્યો. ભૂખ આગળ ભાન રહ્યું નહિ ને ખૂબ ખાઇને દમની પીડા વહોરી લીધી!

જબુતી બંદરે સ્ટીમરે લંગર નાખ્યું તે વારે દમનું દર્દ ખૂબ વધી ગયું હતું. એડનને સામે કાંઠે સોમાલી પ્રદેશનું એ મુખ્ય બંદર છે, એબિસિનિયા જવા માટે ત્યાંથી રેલવે શરૂ થાય છે. ફ્રેંચ સંસ્થાનનું એ બંદર છે, માટે જ ત્યાં સ્ટીમર ઊભી રહે છે. એ સ્ટીમર તો ઠેઠ ફ્રાન્સ જવાની, પણ જેને દક્ષિણ તરફ આફ્રિકે જવાનું હોય છે, તેણે ત્યાં ઊતરી જવાનું હોય છે ને બીજે દિવસે ફ્રાન્સથી આવતી ને માદાગાસ્કર જતી સ્ટીમરમાં બેસવાનું હોય છે. આથી મારે ત્યાં ઊતરી જવાનું હતું. સ્ટીમર બપોરે અગિયારેક વાગે ત્યાં પહોંચી.

સ્ટીમર ઉપરથી હું ઊતર્યો તો ખરો, પણ કયાં જવું એનો કશોય ખ્યાલ હતો નહિ. બંદર ઉપર કેટલાક સોમાલીઓ ભાડાની ઘોડાગાડીઓ લેઇને ઊભા હતા. ત્યાં કોઇ હિંદીઓ છે કે નહિ એ જાણવા, મારી ભાષા સોમાલી ગાડીવાળા સમજશે કે નહિ તેના ભાન વિના, એક ગાડીવાળાને પૂછ્યું: 'યહાં કોઇ હિંદી હૈ?' 'બહોત હૈ, હિંદીઓં કા બઝાર હૈ.' એવો ઉત્તર મળ્યો. મને બહુ જ આશ્વાસન મળ્યું. સામાન એક ગાડીમાં મુકાવી અંદર હું બેઠો ને તેને કહ્યું: 'મુઝે હિંદી બજાર મેં લે ચલો,' ગાડી હિંદી બઝારમાં આવી ઊભી. મુકામ કરવાની વ્યવસ્થા કરીને સામાન ઉતારી જઇશ એમ ગાડીવાળાને કહી દમથી પિડાતો હું રખડવા લાગ્યો. તુરત જ ચકરી પાઘડી વાળા એક બ્રાહ્મણ ભાઇ મળ્યા. તેમને પૂછતાં તે કડી પ્રાન્તના રૂપાલ ગામના નીકળ્યા. થોડી

જ વારમાં તેની સાથે વાત કરતાં તેણે મને ઓળખી લીધો: 'કોણ, નરસિંહભાઈ?' મેં હા પાડી. પાંચ મિનિટમાં વેરાવળના એક વણિક વેપારીને ત્યાં મારો સામાન મુકાવવાની વ્યવસ્થા એ ભાઈએ કરી દીધી. દાદર નીચે મારો સામાન મુકાવ્યો ને ઓસરીમાં પાટ ઉપર મને બેસાડ્યો. મેં પાણી માગ્યું તે એક જસતના ડબલામાં મળ્યું. મારે જાજરૂ જવું હતું, પણ મારે માટે ત્યાં તેની સવડ નથી, માટે દરિયે જવું જોઈશે એમ મને જણાવ્યું.

માર્ચ માસના બપોરના બાર વાગ્યાના તાપમાં અર્ધો પોણો માઈલ દરિયે ગયો ને પાછો આવ્યો, એટલે દમ તો ખૂબ ચઢી ગયો. પણ આવતાંજ ચમત્કાર જોયો! પ્રથમદર્શને તે વેપારીઓએ મને હિંદુ ધારેલોજ નહિ; કોટ પાટલૂન પહેરેલાં, લાંબી દાઢી અને બેંગલોર ટોપી, એટલે મને હિંદુ માનેલો જ નહિ ને તેથી તેમની દુકાન બહાર બેસાડેલો ને જસતના ડબલામાં પાણી પાએલું. આ મને ઠીક લાગેલું નહિ, પણ બીજો ઉપાય નહોતો; રાત કેમ જશે તે વિષે પણ ચિંતા થતી હતી. પણ હું દરિયે ગયો તે દરમિયાન પેલા બ્રાહ્મણભાઈએ મારી બધી ઓળખાણ એ વેપારીભાઈઓને કરાવેલી, એટલે દરિયેથી આવતાંજ મેં ચમત્કાર જોયો. અનુભવેલી વ્યવસ્થા પ્રમાણે હું ઓસરીમાં પાટ ઉપર બેસવા જતો હતો, ત્યાંજ તેમણે મને હાથ પકડીને અંદર લીધો. ધીરે ધીરે દાદર ઉપર ચઢાવ્યો ને તૈયાર કરી દીધેલી પથારી ઉપર બેસાડ્યો. મારો સામાન પણ તે ખંડમાં આવી ગયો હતો. તેમણે જમવાનો આગ્રહ કર્યો. પણ સ્ટીમરમાં જમીને તો મેં દમને નોતર્યો હતો. હું જમી શકું એવી સ્થિતિમાંજ ન હતો. પથારીમાં પડ્યો. દમ તો વધતોજ ચાલ્યો. એટલે સુધી વધ્યો કે રાતે અગિયારેક વાગ્યે મને લાગ્યું કે હવે બચી શકાવાનું નથી. પેલા બ્રાહ્મણભાઈએ અને વેપારીભાઈનાં માણસોએ મારી ખૂબ સારવાર કરી, પણ મેં જીવવાની આશા છોડી. મારૂં ઘરનું શરનામું ને પેટીઓની ચાવીઓ તેમને આપી દીધી. પછી તો થોડી વારે હું કંઈક બેભાન થતો ચાલ્યો. આવી સ્થિતિમાં હું કંઈ કલાકો પડી રહ્યો. પછી મળસ્કું થતાં મને ભાન આવવા લાગ્યું ને સવાર થતાં આંખ ઊઘડી.

ધીરે ધીરે આરામ થતો ગયો. દાતણ કરી ચા પીધી. પણ હજી પથારીમાંથી ઊઠીને ચાલવાની શક્તિ નહોતી. ધીરે ધીરે બપોર થવા આવ્યા. માદાગાસ્કાર જવાની સ્ટીમર તો રાતમાં આવી ગઈ હતી. મેં એ ભાઈઓને કહ્યું કે મને સ્ટીમર ઉપર પહોંચાડી દો. એમણે તો સ્પષ્ટ ના પાડી દીધી કે "આવી સ્થિતિમાં તો તમને ઘરબહાર પણ ન નીકળવા દેઈએ." બીજી

સ્ટીમર ચાર અઠવાડિયાં પછી આવવાની, ત્યાં સુધી ત્યાં રોકાઇ જઇને એ ભાઇઓને ત્રાસ આપવો મને ઠીક ન લાગ્યું. પણ હું તેમની મદદ સિવાય તો ત્યાંથી ખસી શકું એમ નહોતો અને એમણે જવાની સ્પષ્ટ ના પાડી. આથી ત્યાં મારે ચાર અઠવાડિયાં સુધી રોકાઇ રહેવું પડ્યું.

બીજે દિવસે એ ભાઇઓ મને દવાખાનામાં લેઇ ગયા. ત્યાં ફ્રેંચ દાક્તર હતો. તેણે મને તપાસીને જણાવ્યું કે તમે દમના ભયંકર હુમલામાંથી બચી ગયા છો. એણે મને પીવાની દવા આપી, દમની–બ્રોમોલ્ટની એસ્થમા સિગરેટ–બીડીઓ આપી ને જીવન ખૂબ વ્યવસ્થિત રાખવાની સૂચના આપી. તેણે જણાવી દીધું કે "દમનો રોગ કદાપિ નિર્મૂળ થતો નથી, વ્યવસ્થિત જીવનથી દબાય છે ખરો, પણ કારણ મળતાં તુર્ત જ ઊભળે છે. મારો જ ભાઇ પારીસમાં દમથી ખૂબ પિડાય છે તેને પારીસના કોઇ દાક્તર સાજો કરી શકતા નથી; માત્ર વ્યવસ્થિત જીવનથી ચેનમાં રહી શકે છે એટલું એ જ." મારા જીવનમાં અવ્યવસ્થા જેવું બહુ ઓછું છે. પણ સરકારી કેસોને લીધે અવ્યવસ્થા આવી ગએલી અને તેથી દમ ચાલુ રહેલો. પણ હવે પાછું જીવન બરાબર વ્યવસ્થિત કરવાનો નિશ્ચય કરી દીધો.

જબુતીમાં ચાર અઠવાડિયાંના આરામથી મારા રોગ વિષે પણ મને આરામ થતો ગયો. અહીં જ છાપામાં વાંચેલું કે લીમડીમાં ત્યાંના દિવાન સાહેબ ઝવેરભાઇ અમીનનાં પુત્રી બેન ભક્તિબાનું લગ્ન દરબારશ્રી ગોપાળદાસ સાથે તા. ૪ : ૩ : ૧૯૧૩ને રોજ થયું. એ હકીકત મારી નોંધપોથીમાં તા. ૨૬ : ૩ : ૧૯૧૩ને રોજ નોંધેલી નીકળે છે.

મોટરમાં પણ પ્રથમ અહીં જ બેઠો.

ચાર અઠવાડિયાં ત્યાં રહ્યા પછી મને જીવનદાન આપ્યા બદલ એ સૌ ભાઇઓનો ઉપકાર માની મોમ્બાસા જવાની સ્ટીમરમાં બેસીને નીકળ્યો. એ જ માસમાં, એટલે કે ૧૯૧૩ના અપ્રિલમાં, હું મોમ્બાસા પહોંચ્યો. ત્યાં ગયા પછી થોડા જ વખતમાં મારાં સ્ત્રીબાળકોને ત્યાં બોલાવી લીધાં ને ત્યાં સ્થિર થવાની યોજના કરી. પણ મુંબઇ પોલીસને એ ખબર પડતાં મોમ્બાસા પોલીસને સૂચના કરી દીધી. મોમ્બાસા પોલીસે મને પકડવાની યોજના કરી તેની મને ખબર પડી એટલે હું જર્મન પૂર્વ આફ્રિકામાં આવેલા મુઆન્ઝા સ્થાને ચાલતો થયો. દમ હજી ઠેક શમ્યો નહોતો, અને ત્યાં સાઇકલ ઉપર બેસતાં શીખ્યો એટલે દમે ફરી ઊથલો ખાધો. સાઇકલથી છાતી ને ફેફસાં ઉપર બળ આવે છે એમ જાણતાં સાઇકલ છોડી દીધી. થોડા જ વખતમાં

ત્યાં મારાં સ્ત્રીબાળક આવી પહોંચ્યાં. ૧૯૧૪ના મે માસમાં સમૂળો શમી ગયો.

એવામાં યુરોપનો મહાવિગ્રહ જાગ્યો. દુનિયા સાથેનો અમારો સંબંધ તૂટી ગયો. પણ ૧૯૧૬ના જુલાઈમાં અંગ્રેજ લશ્કરે મુઆન્ઝા સર કર્યું, એટલે અમે ઉગાણડામાં જિંજા સ્થળે ગયાં. ત્યાંથી ૧૯૧૯ની આખરે નીકળી ૧૯૨૦ના જાન્યુઆરીમાં અમે હિંદુસ્થાનમાં આવ્યાં. જુનમાં હું શાન્તિનિકેતન ગયો. ત્યાં ૧૯૨૩ના એપ્રિલ સુધી આશરે ત્રણ વર્ષ રહ્યો. એમ ૧૯૧૪થી ૧૯૨૩ સુધી દમનો રોગ એવો શમેલો કે જરાયે નડેલો નહિ.

શાન્તિનિકેતનથી નીકળવાની આગલી રાત્રે ઉઘાડામાં સૂતો કે કોણ જાણે કયે કારણે બીજે દિવસે સવારે દમની કંઇક અસર લાગી. કોણ જાણે કેમ કંઇક એવું જ થઇ આવ્યું કે જાણે હવે દમ થશે અને નીકળતાં નીકળતાં તો દમ લાગવા પણ માંડ્યો. એમ તો ત્રણ દિવસમાં ઘેર આવી પહોંચત, પણ સાથે ૧૦–૧૨ ગુજરાત તરફ આવનાર વિદ્યાર્થીઓ હતા, તેમણે માર્ગમાં જોવા જેવાં સ્થળ જોતા જોતા આવવું એવી યોજના ઘડેલી, તેથી ૧૦–૧૨ દિવસે અમે ગુજરાત આવ્યાં. હું કંઇ જોવા બહુ આથડનો નહિ, પણ છતાંયે એ લાંબા પ્રવાસની અથડામણ એવી લાગી કે ઘેર–સોજીત્રે–આવતાં આવતાંમાં તો દમ અસહ્ય થઇ પડ્યો.

દાક્તરની દવા શરૂ કરી દીધી, પણ કંઇ વળ્યું નહિ. બપોરે એકેક વાગ્યે ખાંસી અને દમનો એવો હુમલો થાય કે આખરે શરીરે પસીનાના રેલા વળે. માથાના ને મૂછના વાળા પસીનાથી તરબોળ થાય. આથી માથું ને મૂછ મૂંડાવી નાખવાની ફરજ પડી. એક માસ સુધી ખૂબ હેરાન થયા પછી હવાફેર માટે સોજીત્રેથી વડોદરે ગયો. ત્યાં પણ દાક્તરની દવા કરી, કંઇ ટાંકી ના લાગી એટલે આણંદ આવ્યો. અહીંની હવા કંઇક સારી લાગી, એથી દમનું જોર વધતું અટક્યું, પણ ઓછું તો કેમે કર્યું થાય ના.

અનેક દાક્તરોની દવા કરી, કંઇ વળ્યું ના. અમેરિકન પ્રકૃતિવૈદ્ય મેક-ફેડનનાં પુસ્તકો વાંચ્યાં, તેમાં સૌ રોગની મુખ્ય દવા એકજ બતાવેલી: ઉપવાસ. એ ઉપરથી મેં સાત ઉપવાસ કર્યા. ઉપવાસથી આરામ થતો જણાયો. પણ ઉપવાસ છોડ્યા પછી પાછું હતું તે ને તેજ. ઉપવાસ ઓછા પડ્યા હશે એમ ધારીને મેં દશ ઉપવાસ આદર્યા. ફેર લાગતો ગયો. એક જૈન સાધુએ પાટણમાં ૬૭ ઉપવાસ કરેલા, ગાંધીજીએ દિલ્હીમાં ૨૧ ઉપવાસ કરેલા અને મેં ૧૦ કરેલા, એ સૌના છેલ્લો દિવસ એકજ વારે આવતો હતો. પછીથી સાંભળ્યું કે પેલા જૈન સાધુએ ઉપવાસનાં પારણાં કરવામાં કંઇ ભૂલ કરી,

તેથી તે મરણ પામ્યા. આપણા દેશમાં ઉપવાસની ક્રિયાઓ જૈનોએ સારી રીતે કેળવી છે અને તેથી તેનાં પારણાં કેમ કરવાં એ પણ તેઓ સારી રીતે જાણે છે. યુરોપમાં લાંબા ઉપવાસ પછી નારંગીના રસથી પારણાં કરવામાં આવે છે. જૈનો બાફેલા મગના પાણીથી પારણાં કરે છે. હું પણ બાફેલા મગના પાણીથી કરતો. ઉપવાસને અંતે મને આરામ લાગે, પણ થોડાજ દિવસમાં પાછું હતું તે ને તે. મેકફેડન તો કહે છે કે રોગ નિર્મૂળ થઇ જાય ત્યાં સુધી ઉપવાસ કરવા જોઈએ, અને સંધિવાથી પથારીવશ પડેલા એક દર્દીને ૮૧ દિવસને ઉપવાસે ચાલતો કર્યાનો દાખલો એણે ટાંકયો છે. પણ ઉપવાસથી શમતો દેખાતો અને પછી પાછો ઊભળી આવતો મારો દમનો નિર્મૂળ થયો કે નહિ એ સમજી શકાયજ નહિ; ઉપવાસ હોય ત્યા સુધી નરમ લાગે, પછી પાછો હતો તે ને તેજ. આથી, ઉપવાસ ઉપરની શ્રદ્ધા ઓછી ન થયા છતાં, તે પ્રયોગ અજમાવતાં હું અટકયો.

આમ ને આમ ચાર વર્ષ કાઢયાં. દમ ને ખાંસી ચઢતાં દર્દનો પાર નહિ. કયારે ચઢી આવે તે કહેવાય નહિ, એટલે એકલા તો બહાર નીકળાય નહિ. બહાર ફરવા જવાનું મન થાય, તોય સાથે મારાં પત્ની આવે; એકાદ દિવસ માટે બહારગામ જવાનું થાય તોય એ સાથે આવે. એમને એકાદ દિવસ બહારગામ જવાનું થાય તોય મને સાથે લેઇ જાય. આમ મારી દશા બાળકના જેવી થઇ પડી, એકલો મૂકીને એમનાથી ખસી શકાય નહિ. મારી પાછળ એમના ઉજાગરાનો ને ચિંતાનો આંકો નથી.

પણ છતાંયે આખો દિવસ બેશીને હું કામ કર્યે જતો. 'પાટીદાર' તો ત્યારે પણ ચલાવ્યે જતો, બેશક બે દીકરીઓની કંઇક મદદથી. અને એ દમના રોગને કોઇ પણ રીતે કાઢવાનો તો મારો નિશ્ચય હતો. તેવામાં યુરોપથી દાકતરનું ભણતર ભણીને એક ભાઇ આવેલા તે મને જોવા આવ્યા. તેમણે મને દેખતાંજ ડોકું ધીરે રહીને ધુણાવ્યું. હું સમજી ગયો કે એ ભાઇએ મને મરણની વાટે વિચરતો ગણી નાખ્યો છે. મેં હસીને એમને કહ્યું: "કેમ, ભાઇ, મરનારાંની નાતમાં મને તમે મૂકી દીધો, કેમ? ના ના, હું તો જીવવાનો છું. જમ આવશે તેય જાણી લેશે કે ગુજરાતમાં એક પાટીદાર મળ્યો હતો! અને પછી જવાનું નક્કીજ થશે તો તો એને હાથમાં તાળી દેઇ હસને મોંએ ભેટી પડીશ. પણ હાલ તો જવું નથીજ." એ ભાઈ ખૂબ હસ્યા.

ત્યારેય દર્દનો તો પાર નહોતો. લાંબો થઇને હું સૂઇ શકતો નહિ. આખી રાત તકીએ અઢેલીને બેશી રહેતો ને એમ બેઠે જેટલી ઊંઘ આવે

તેટલી લેતો. લાંબી ટેવ પડ્યાથી એમ પણ સારી રીતે ઊંઘી શકતો. મોડી રાતે દમ ને ખાંસી જોર કરી ઊઠે એટલે ઝાડો થઈ જાય ને તેથી રોજ રાતે કૉમોડ પાસેજ રાખવો પડતો. દમની બીડી પીઉં, થોડોક કફ નીકળી પડે એટલે કંઈક ચેન પડે. કેટલીક વાર કલાક બે કલાક અઢેલીને ઊભું જ રહેવું પડતું. ત્રણ ચાર વર્ષ આમ દુઃખમાં કાઢ્યાં ને દવા પાછળ પૈસા ને શરીર બગાડ્યાં.

૧૯૨૭માં એક સંધ્યાકાળે અગાશી ઉપર મારાં પત્ની ને હું વાતો કરતાં બેઠાં હતાં. વાતોમાં મારા રોગની વાત નીકળી. એમ પણ વાત થઈ કે કપડું જરાક ફાટે તો ઘેર સાંધી લેઈએ, ખુરશીનો પાયો હાલે તો ઘેર ખીલી મારી લેઈએ; અને આપણા પોતાના શરીરની બાબતમાંજ એટલા નિરાધાર ને અપંગ કે જરા માથું દુખતાં કે તાવ આવતાંજ દાક્તરને ઘેર દોડવું પડે! એ માર્ગે વાતોએ ચઢતાં અંતે એવા નિર્ણય ઉપર આવી ચઢ્યાં કે બસ, ત્યારે આ દમની દવા માટે દવાખાનામાં નાજ જવું. ઘેર એની ચિકિત્સા કરવી, શાથી વધે છે ને શાથી ઘટે છે એનું નિરીક્ષણ ને અવલોકન કરીને જીવનચર્યામાં ફેરફાર કરવો. હવા, પાણી અને ખોરાકના શુદ્ધિકરણથી શરીર બંધાય છે અને તેના અશુદ્ધિકરણથીજ તૂટે છે, માટે એમાંજ નિરીક્ષણ ને ચિકિત્સા કરીને ફેરફાર કર્યા કરવા. ત્યાંજ મેં પ્રતિજ્ઞા કરી કે હવે મરાય તોય ભલે, પણ દમની દવા તો ન કરવી; વિચાર્યું જે રોગ મટશે તો લોક જાણશે કે દવા વગર પણ એ રોગ મટે છે. મરીશ તો લોક કહેશે કે એ મૂર્ખાએ દવા ન કરી તે મર્યો, માટે દવા તો કરવીજ. આમ પ્રતિજ્ઞા કરીને નીચે આવ્યો ને તેજ દિવસે દવાખાનામાંથી એક અઠવાડિયાની આણેલી દવા ઢોળી દીધી, ઘરમાંનું બધું દવાખાનું સાફ કરી નાખ્યું!

હવે નિરીક્ષણ ને અવલોકન કરવા માંડ્યું. સાંજે વાળુ કરતો તો રાતે દમ બહુ જોર કરતો, એટલે વાળુ કરવાનું તો બેત્રણ વર્ષથીજ છોડી દીધું હતું. બપોરે એકજ વાર જમતો. રાતે દૂધથી પણ કફ થતો ને ખાંસી આવતી એટલે ચાજ પીતો. સવારમાં પણ ચા પીતો. અનુભવે એમ પણ જણાયું કે ચા કરતાં કાફી ને કાફી કરતાં કોકો વધારે અનુકૂળ છે. પણ ચા વધારે સુલભ હોવાથી ચાજ લેતો ને હજીયે ચાજ લેઉં છું.

ભેંસના દૂધ કરતાં ગાયનું, ને ગાયના કરતાં બકરીનું દૂધ વધારે અનુકૂળ પડે છે. અને તે દિવસોથી હજી ગાયનુંજ દૂધ મારા ઘરમાં વપરાય છે.

તાજા ઘી કરતાંયે તાજું તેલ પચવવામાં સહેલું છે; ખોરૂં તેલ ખાંસી

કરે છે, એમ તો ખોરૂં ઘીયે સારૂં નથી.

મરચું ખાધાથી ગળું બળે અને તેથી ખાંસી આવે; અને એક વાર ખાંસી આવે એટલે જોરથી ચડે ને દમને લેતી આવે. મારા ઘરમાં પહેલાં મરચું ખૂબ ખવાતું, તે ઓછું કરી નાખ્યું. જોકે હજીયે મારે ત્યાં જમનારાને ફરિયાદ કરવાની ટેવ પડી છે કે તમે ખૂબ મરચું ખાઓ છો.

આમલી પણ છોડી દીધી છે. ઉનાળામાં કેરીઓ થવા માંડે, ત્યારથી કેરીઓ એકઠી કરી કાપવા ને સુકવવા માંડીએ. તેનાં સૂકાં આમચાંજ બારે માસ ખાઇએ છીએ. આમચાં થઇ રહે તો કોકમ ખાઇએ છીએ.

ઘઉંની પાતળી રોટલી શેકાયાથી એનું તત્ત્વ બળી જાય છે, બાજરીના જેવા ઘઉંના રોટલા કરવાથી અંદરનો ભાગ બફાઇને તેમાં તત્ત્વ રહી શકે છે. એટલે ઘઉંના રોટલા ખાવા માંડ્યા. આજે પણ એજ ખાઉં છું.

તળાએલા કરતાં શેકાએલો અને શેકાએલા કરતાં બફાએલો ખોરાક સારો છે. એમાં જીવનતત્ત્વ રહી શકે છે ને પચવવે સહેલો છે.

એ પ્રમાણે ખોરાકમાં ફેરફાર કરી નાખ્યો ને તે હજુયે ચાલુજ છે. બીજી ખાસ પરહેજી પાળી નથી.

ઉનાળા કરતાં શિયાળામાં મને ખાંસી કે દમ વધારે થયાનું પણ લાગ્યું નથી. બેશક કફ ઘટ ન થઇ જાય એટલા માટે શિયાળામાં માથે ટંકું નહિ, પણ ગરમ પાણી રેડતો ને હજીયે રેડું છું.

મને માલમ પડ્યું કે બપોરે જમ્યા પછી એકેક કલાક સોરો ખાંસીનો ને દમનો સખ્ત હુમલો થાય છે ને કોઇક વસ્તુને અઢેલીને ઉભો રહું છું તો કંઇક ચેન પડે છે. બીજે દિવસે જમીને તુરત એક ઊંચી બારીમાં અઢેલીને ઊભો. નિયમ પ્રમાણે એકેક કલાક હુમલો તો થયો, પણ કંઇક નરમ હતો. આથી આ પ્રયોગ અજમાવવો શરૂ કર્યો. ટેબલ જેવું પહોળું પાટીઉ એ બારી પાસે બાંધ્યું, બીજે દિવસે એ પાટીઆ ઉપરજ થાળી મૂકીને જમ્યો ને ત્યાંજ ઊભો રહી લખ્યું વાંચ્યું. હુમલો આવ્યો પણ નરમ. પછી તો છાતી સમાણું ટેબલ કરાવ્યું; તેના ઉપરજ થાળી મૂકી જમવાનો, ત્યાંજ ઊભા રહી એ ટેબલ ઉપર લખવા વાંચવાનો ને સાંજના ૭ વાગ્યા સુધી એટલે પેટ ખાલી થવા સુધી ત્યાંજ ઊભા રહી કામ કરવાનો નિયમ કરી દીધો. આથી ધીરે ધીરે લાભ થતા દેખાયો.

એવામાં ચિત્રકૂટના કોઇ મહાત્મા પ્રકટ્યા, જેમને વિષે આ લેખની શરૂઆતમાં ઉલ્લેખ કર્યો છે. મિત્રોએ કોઇ પૂનેમ ઉપર એમની પાસે જઇ

દવા લેવાની સૂચના કરી, પણ મેં તો દવા ન લેવાની પ્રતિજ્ઞા કરી હતી. એ મહાત્માને કોઇએ વાત કરી હશે, તેથી તેમણે પણ દવા લેવા જવા મને સંદેશો કહાવ્યો. મેં ઉત્તર દીધો કે હું દવા લેતો નથી. ત્યારે તેમણે કહેવરાવ્યું કે 'તમારે માટે પૂનેમનો બાધ નથી, ગમે ત્યારે આવો.' મેં ઉત્તર દીધો કે હું દવા લેતો નથી. ત્યારે તેમણે કહેવરાવ્યું કે 'દવા લેવા મારી પાસે પણ આવવાની જરૂર નથી, ઘેર દવા મોકલું છું તે દૂધમાં નાખી ગમે ત્યારે પીજો.' પણ મેં ઉત્તર દીધો કે હું તો દવાજ લેતો નથી. અને એમણે મોકલેલી દવા કોઇ શ્રદ્ધાળુ દર્દીને દેઇ દીધી. મહાત્મા આટલે સુધી નીચે ઊતર્યા, એટલે તો તેમની પૂનેમની રાતના મહિમા વિષે પણ મને શંકા ઊઠી, અને એમની દવા વિષે પણ. અને પછી તો કેટલેક મહિને જાણ્યું કે એ મહાત્માની દવાથી જેનો દમ ગએલો લાગેલો, તેમાંના ઘણાને એ રોગ મૂળ સ્વરૂપેજ પાછો ઊભળ્યો છે.

અને હું તો મારો ઊભા રહેવાનો પ્રયોગ કરતોજ ચાલ્યો. લગભગ આઠ માસના પ્રયોગ પછી ૧૯૨૭ના અંતભાગમાં મારો રોગ શમી ગયો. ચાર વર્ષે લાંબા પગ કરીને પથારીમાં સૂઇ શકયો. રાતે કે દિવસે ખાંસી કે દમ ચઢતો બિલકુલ બંધ થઇ ગયો. ધીરે ધીરે શરીર પણ વળવા લાગ્યું: જિંજામાં મારા શરીરનું વજન ૧૪૨ રતલ હતું. શાન્તિનિકેતનમાં પણ લગભગ તેટલુંજ રહેતું. દમ થયા પછી ઘટતું ચાલ્યું ને દશ દિવસના ઉપવાસને અંતે ૮૨ રતલ થઇ ગયું હતું તે વળવા લાગ્યું ને ૧૯૩૦માં જેલ જતી વખતે ૧૧૭ રતલ થયું હતું

૧૯૩૦ની જેલમાં મને સખ્ત મરડો થએલો ને ત્યારે પાછું શરીર ઘટીને ૮૨ રતલ થએલું, પણ જેલમાંથી નીકળતી વખતે ૧૦૨ રતલ થએલું. ૧૯૩૨ની જેલમાં મરડો થએલો, પણ ત્યારે જલદી ઉપાય થયાથી એણે સખ્ત સ્વરૂપ પકડેલું નહિ. પણ એ નિર્જળાતામાંય કદી દમ કે ખાંસી થએલી નહિ.

અને આજે પણ સ્થિતિ સાધારણ રીતે સારી રહે છે. સવારમાં ચાર પાંચ માઇલ ફરી આવું છું ને ત્યારે પણ કંઇ દાખવતું નથી, ઊલટું સારું લાગે છે. પણ જમ્યા પછી ભારે પેટે ચાલવાનું થાય, અને ખાસ કરીને પાંચસાત શેર બોજો, ઊંચકીને ચાલવાનું થાય કે જરા વધારે શારીરિક શ્રમ લેવાય તો દમની અસર શરૂ થાય, તે બે કલાકના આરામ પછી ઠીક થાય. દમને ઉત્તેજન મળે એવું કંઇ કરવાથી દમની અસર શરૂ થાય. અને ત્યારે મારો અનુભવ છે, જેમ દાક્તરોનો ને વૈદ્યોનો અભિપ્રાય છે તેમ, કે દમનો

રોગ શમે છે ખરો, તેને કંઈક ઉત્તેજન મળે તો પાછો દેખા દે છે; અને ત્યારે એ નિર્મૂળ તો કદાપિ થતો નથી.

વળી દવાથી એ રોગ મટે છે એવો બીજા કોઈનો અનુભવ હશે, પણ મારો તો અનુભવ એજ છે કે એ દવાથી મટતો નથી, યોગ્ય જીવનચર્યાથી તો એ શમેજ છે.

હવે આ ઉપરથી ચિત્રકૂટના મહાત્માની દવા વિષે કે વણસરની કૂઈના પાણી વિષે જેને જે અભિપ્રાય બાંધવો હોય તે બાંધે.

'પાટીદાર'મંદિર, આણંદ નરસિંહભાઈ પટેલ



## અવિભક્ત હિંદુ કુટુંબ સંબંધે વારસાનો હક્ક

૧. સહભાગીઓ અને સમાશ્રિતો મળીને અવિભક્ત કુટુંબ થાય છે.

૨. સહભાગીઓમાં (૧) હિંદુ કુટુંબમાં રહેતા મૂળ પુરુષના પુરુષવંશજો અને (૨) જીવતો હોય તો મૂળ પુરુષ ગણાય છે.

૩. વંશજોમાં દત્તક વંશજોનો સમાવેશ થાય છે.

૪. સહભાગીઓમાં સહભાગીઓની વિધવાઓનો સમાવેશ થાય છે.

૫. કોઈ સહભાગી સંન્યાસી થાય તો તેની પત્ની સહભાગી ગણાય છે.

૬. સમાશ્રિતોમાં (૧) સહભાગીઓની પત્નીઓ, (૨) પુરુષ સહભાગીઓની માતાઓ, પિતામહીઓ, તથા પ્રપિતામહીઓ જે સહભાગી ન હોય, (૩) સહભાગીઓની અવિવાહિત પુત્રીઓ, (૪) દાસીપુત્રો, (૫) ચેપી અને અસાધ્ય રોગથી પીડાતા હોય તે, તેમની પત્નીઓ અથવા વિધવાઓ, તેમની અવિવાહિત પુત્રીઓ, (૬) મૈયત સહભાગીઓની રક્ષિતાઓ તેમના જીવતા સુધી અવિભક્ત કુટુંબમાં રહી હોય તે, (૭) જન્મથીજ જે અશુદ્ધ અને ગાંડો હોય તે, તેની પત્ની, વિધવા, અવિવાહિત પુત્રીઓ, (૮) કોઈ સહભાગી સંન્યાસી થયો હોય તેની અવિવાહિત પુત્રીઓ, (૯) જે સ્ત્રી મૈયત સહભાગીને પરણીને સ્ત્રી તરીકે રહી હોય, પરંતુ તેનું લગ્ન કાયદાથી નિરર્થક થતું હોય તે, એટલાનો સમાવેશ થાય છે.

૭. જે પુત્રી વિધવા થયા પછી પિતા જીવતાં તેના ઘરમાં રહેતી હોય, સાસરામાં ભરણપોષણનું સાધન ન હોય અને પિતાને ત્યાં સાધન હોય, તે પુત્રી સમાશ્રિત ગણાશે.

૮. સ્વોપાર્જિત મિલકત કઈ ગણાય? (૧) પ્રત્યેક સહભાગીએ સામાયિક

મિલકતના ઉપયોગથી કે ઉપયોગ વગર જે વિશેષ પ્રકારનું કળાકૌશલ્ય મેળવ્યું હોય તેની મદદથી સંપાદિત કરેલી મિલકત (કમાણી), (૨) સ્વતંત્ર રીતે સહભાગીએ શૌર્યથી, બક્ષિસથી, કે લગ્નની બક્ષિસથી મેળવેલી મિલકત, (૩) ત્રાહિત માણસે વડીલોની બથાવી પાડેલી મિલકત પુનઃ સંપાદિત કરી હોય તો તે, (૪) માતાપિતાએ પ્રીતિને લીધે બક્ષિસ આપેલી મિલકત, (૫) અપ્રતિબંધ વારસામાં મેળવેલી મિલકત અને (૬) ઉપર જણાવેલી મિલકતમાંથી થએલું ઉત્પન્ન સંપાદિત કરનાર સહભાગીની સ્વોપાર્જિત મિલકત ગણાય છે અને તેના ઉપર બીજા સહભાગીઓનો હક્ક નથી.

૯. **કઈ મિલકત સામાયિક ગણાય?** એક સામાન્ય પૂર્વજ તરફથી પુરુષવંશજોમાં પરંપરાથી ઊતરેલી, (૨) કલમ ૮માં જણાવ્યા સિવાય બીજી રીતે સંપાદિત કરેલી અને (૩) વડીલોપાર્જિત મિલકતની સહાયતાથી મેળવેલી મિલકત અવિભક્ત કુટુંબની સામાયિક મિલકત ગણાય છે.

૧૦. સામાયિક મિલકતનો આગવો ઉપભોગ લેવાનો કોઇ એક સહભાગીનો હક્ક નથી.

૧૧. **સહભાગીનો હક્ક વિધવાને અંગે:** કોઇ સહભાગી મરણ પામે તો સામાયિક મિલકતમાંનો અનિશ્ચિત હિતસંબંધ (૧) તેની વિધવા, અવિભક્ત પુત્ર, પૌત્ર અને પ્રપૌત્ર તરફ ઊતરે છે, (૨) તેમને અભાવે બીજા સહભાગીઓને વહેંચણીના નિયમોને અનુસરી જાય છે.

૧૨. **કેવા પ્રકારનો ખર્ચ મેળવવાનો હક્ક છે:** સહભાગીને સામાયિક મિલકતમાંથી (૧) પોતાને માટે, (૨) પોતાની પત્નીને માટે, (૩) છોકરાં માટે, (૪) જેમનું ભરણપોષણ કરવા બંધાએલો હોય તેમને માટે ભરણપોષણનો, (૫) હરહમેશની અને યોગ્ય ધર્મક્રિયા તથા સંસ્કાર કરવાનો, (૬) છોકરાંના શિક્ષણનો ને (૭) છોકરીઓનાં તથા કુટુંબની બીજી આશ્રિત સ્ત્રીઓનાં લગ્નનો, સ્થિતિને અનુસરી, આવશ્યક ખર્ચ મેળવવાનો હક્ક છે.

૧૩. **મિલકતના વાપર સંબંધે સહસાગીના હક્ક:** કોઇ પણ સહભાગીને (૧) કુટુંબની સામાયિક મિલકતમાંથી કે (૨) તેના કોઇ ભાગમાંના સામાયિક કબજામાંથી, (૩) ઉપભોગમાંથી કે (૪) વહીવટમાંથી, બીજા કોઇ સહભાગીને (૧) કાઢી મૂકવાનો, (૨) તેવી મિલકતને નુકશાન કરવાનો, (૩) ગેરકાયદે ઉપભોગ કરવાનો અને (૪) મિલકતના સ્વરૂપમાં કે વાપરવાના રૂપમાં ફેરફાર કરવાનો હક્ક નથી.

૧૪. અવિભક્ત કુટુંબની અવિભાજ્ય મિલકતમાંથી કુટુંબની આબરૂ પ્રમાણે ભરણપોષણ માટે સ્વતંત્ર નિમણોક લેવાનો હક્ક છે.

૧૫. સહભાગીને કુટુંબનું અવિભક્તપણું ચાલુ રહે ત્યાં સુધી વહીવટ કરનાર કે નહિ કરનાર સહભાગી પાસેથી હિસાબ લેવાનો અથવા સ્પષ્ટ કરારને અભાવે પોતે કરેલા ખર્ચ બાબત ફાળો માગવાનો હક્ક નથી. વહેંચણી વખતે હિસાબ માગી શકે.

૧૬. સહભાગીઓ પૈકી કોઇ એક (૧) કુટુંબની મિલકતનો વહીવટ કરી શકે છે અથવા (૨) બીજા સખસો પ્રત્યે કુટુંબનો વહેવાર ચલાવી શકે છે. આવા સહભાગીને કુટુંબનો કર્તા કહે છે.

૧૭. **કુટુંબના કર્તાના અધિકાર:** કુટુંબના કર્તાને (૧) કુટુંબના ફાયદા માટેના કાયદેસર આવશ્યક કારણ માટેના તમામ વ્યવહાર, (૨) અવિભક્ત કુટુંબના ભરણપોષણ માટેના આવશ્યક વ્યવહાર, (૩) મિલકતના રક્ષણ માટે આવશ્યક વ્યવહાર, (૪) આવશ્યક ધર્મક્રિયાઓ અને (૫) સહભાગીઓના, તેમની પુત્રીઓના, અનંશીના, વગેરેના લગ્ન અથવા બીજા સંસ્કારો કરવાને કામે આવશ્યક વ્યવહાર, કરવાનો અધિકાર છે.

૧૮. અવિભક્ત કુટુંબના સહભાગીઓ જે ક્રિયાથી એકબીજાથી જુદા થાય છે તેને વહેંચણી કહે છે.

૧૯. **વહેંચણી કયા કૃત્યથી થઇ શકે?** સહભાગીઓના ભાગ નક્કી કરવાના, તેમના ભાગ હક્ક તથા જવાબદારીઓ જુદાં કરવાના કોઇ પણ કૃત્યથી, અથવા એક સહભાગી બીજા સહભાગી પાસેથી જુદા થવાનો ઇરાદો જે કાંઇ કૃત્યથી સ્પષ્ટ રીતે બીજા સહભાગીને જાહેર કરે, તેવા દરેક કૃત્યથી વહેંચણી થઇ શકે.

૨૦. દરેક પાકી ઉમરના સહભાગીને કોઇ પણ વખતે પોતાના ભાગની વહેંચણી કરાવવાનો હક્ક છે.

૨૧ લૂગડાં, વાહન, ઘોડા, ઘરેણાં, વગેરે જાતઉપભોગની વસ્તુઓ જે સહભાગી અગર તેની સ્ત્રીના વાપરને માટે કરાવ્યાં હોય, અથવા જે તેઓ વાપરતા હોય તે તેમની પાસે રાખવાનો હક્ક છે; પરંતુ હિસ્સે જે ભાગ આવતો હોય તેની કિંમત કરતાં વધારે ન હોવી જોઇએ.

૨૨. ભોજન, ધર્મક્રિયા અને રહેઠાણ જુદાં જુદાં હોવાં, (૨) સામાયિક મિલકત અથવા ભાગનો સ્વતંત્ર ભોગવટો કરવો, (૩) મુલકી દફતરમાં જુદા જુદા સહભાગીઓનો જુદોજુદો ભાગ દાખલ કરાવવો, (૪) સહિયારી મિલકતનો આગનો વહેવાર કરવો અને (૫) લેણાદેણાનો વહેવાર આગવો રાખવો: આ વાતો વહેંચણ થયાના પુરાવા તરીકે ગણાય છે.

૨૩. કુટુંબની સામાયિક મિલકતમાંથી (૧) સર્વ ભાઈઓને તેમજ તેમના બાપને સરખા હિસ્સા મેળવવાનો હક્ક છે. (૨) દત્તક પુત્રને, દત્તક પિતાને, દત્તવિધાન થયા પછી જો ઔરસ પુત્ર અગર પુત્રો હોય તો એક ઔરસ પુત્રને જે ભાગ મળે તેનો ચોથો ભાગ મળવાનો હક્ક છે. (૩) વિધવાને (क) જો તેને પુત્ર હોય તો પુત્રના ભાગ જેટલો અને (ख) પુત્ર ન હોય તો તેનો પતિ જીવતો હોત તો તેને જે ભાગ મળત તે ભાગ જેટલો હિસ્સો મેળવવાનો હક્ક છે.

૨૪. વહેંચણી થયા પછી ગર્ભ રહી જન્મેલા સહભાગીનો વહેંચણી ફરી કરાવવાનો હક્ક નથી, પરંતુ તેના બાપના અથવા જેઓ વિભક્ત થયા ન હોય અગર જુદા થઇ ભેગા થયા હોય તેમના હિસ્સામાંજ તે હક્ક ધરાવે છે.

૨૫. કોઇ પણ હિંદુ કુટુંબ, વિરુદ્ધ રીતે સાબીત કરવામાં આવે ત્યાં સુધી તે, અવિભક્ત છે એમ અનુમાન થાય છે.

કોઠી નજીક, વડોદરા — વકીલ હાથીભાઇ અમથાભાઇ પટેલ

---

## ગાડું વિ૦ મોટર

**વડોદરાવાળા** શ્રી. ઇશ્વરભાઇ અમીને મને પશુબળ વિ૦ યંત્રબળ વિષે એક લાંબી નોંધ મોકલી છે. એમાંથી પ્રસ્તુત ભાગ હું નીચે આપું છું:

"ખેતરો કે ટૂંકા અંતરના કામમાં બળદો યાંત્રિક બળ કરતાં મોંઘા નથી પડતા અને તેથી ઘણીખરી બાબતોમાં તે યંત્રો સાથે હરીફાઇ કરી શકે છે અત્યારે તો લોકોનો ઝોક યાંત્રિક બળ તરફ વળતો જાય છે અને પશુબળની અવગણના થતી જાય છે.

"આપણે એક બળદગાડાનો દાખલો લઇએ તો તેમાં ગાડાના સો રૂપિયા અને બળદની જોડના બસો રૂપિયા ખરચ આવે છે. આ બળદો બંગાળી સોળ મણ ભાર ભરેલું ભાડું, ગામડામાં ખાડાખૈયા ને દડવાળા રસ્તા ઉપર રોજના પંદર માઇલ ખેંચી શકે. એ કામમાં બે બળદના બાર આના, છ આના ગાડાવાળાના, અને ચાર આના ઘસારા ખાતે; કુલે એક દિવસના એક રૂપિયો ને છ આના. એક મોટરલૉરી પંદર માઇલે ઓછામાં ઓછું એક ગૅલન પેટ્રોલ બાળે, થોડું લ્યુબ્રીકેટિંગ ઑઇલ વપરાય, મરામતનો ખરચ ચડે, સાફસૂફીનું ખર્ચ અને મોંઘો હાંકનાર. પંદર માઇલ દોડવામાં લારીને નીચે પ્રમાણે ખરચ થાય. એક રૂપિયો ને બાર આના પેટ્રોલ ને લ્યુબ્રીકેટિંગ ઑઇલના, આઠ

કલાકના રોજના ૭ રૂપિયા લેખે ભાડાના બાર આના, અને ડ્રાઇવર, કલીનર; તથા માલ ભરનાર ને ઠાલવનાર મજૂરના મળી આઠ આના; આમ બંગાળી સોળ મણ ગાડું લઇ જાય તો એક રૂપિયો ૭.આના ખરચ થાય, જ્યારે મોટરલૉરીમાં લઇ જવાના બે રૂપિયા બાર આના થાય. ગામથી અડધા માઇલ પર આવેલા ખેતરમાં આખા દિવસમાં સાતથી આઠ વાર ખાતરનાં ગાડાં ભરીને લઇ જઇ શકાય. અને તેનું ખરચ એક રૂપિયો ૭ આના ઉપરાંત ભરવા ઠાલવવા માટે રાખેલા માણસના ૭ આના આવે. એટલા કામ માટે રોકેલી મોટરલૉરીમાં કોઇ પણ રીતે એથી ઓછું ખરચ ન આવે. મેટલના સારા રસ્તા પર એકીસાથે લાંબે બોજો લઇ જવાનો હોય ત્યારે મોટરલૉરી જીતી જાય ખરી. એવા કામમાં ગાડું બહુ ધીમું ને મોંઘું ગણાય. વળી એકી વખતે બળદોને એટલો લાંબો પંથ કાપવો ઇષ્ટ નથી. તેની અસર તેમની કાર્યશક્તિ અને બળ ઉપર તરતજ દેખાય છે. ઘણે ઠેકાણે રેલવે સ્ટેશનોથી ઘણા દૂરદૂરના ભાગમાં ગાડાં મોટરલૉરીની હરીફાઇમાં દિવસરાત ખેંચાખેંચ કરે છે, પરંતુ થોડી આવકના પ્રમાણમાં માલિક ખૂબ ઓછો ખોરાક આપતો હોઇ એવા બળદોની શારીરિક હાલત દયાજનક હોય છે. માલની નિકાસ અને માણસોની આવજા ખૂબજ ઝંપાટાબંધ થતી હોય ત્યાં કેવળ એકજ વસ્તુ બળદગાડાંની વિરુદ્ધ ઊભી રહે છે; તે તેમની ધીમાશ. જે લોકોનો મોટરની મુસાફરીથી બચેલો વખત પૈસો મળે એવાં કામમાં જતો નથી તેમણે ટૂંકા અંતરે તો પગે ચાલીનેજ જવું જોઇએ અને લાંબી મુસાફરી માટે ગાડાંનો ઉપયોગ કરવો જોઇએ. જો ખેડૂતને પોતાનું ગાડું છે તે જો તેમાં મુસાફરી કરે તો કંઇ રોકડ નાણું ખરચવું ન પડે, પણ પોતાનાજ ખેતરની ઊપજનો ઉપયોગ પોતાના બળદોને ખવડાવીને શક્તિ ઉત્પન્ન કરવામાં થાય. સાચેજ ખેડૂતે ઘાસ ને દાણાને પોતાનાં પેટ્રોલ, ગાડાને મોટરલૉરી, બળદોને ઘાસને શક્તિના રૂપમાં ફેરવનારાં એંજિન ગણવાં જોઇએ. યંત્ર કંઇ ઘાસ નહિ ખાય અને અત્યંત મહત્ત્વની વસ્તુ જે ખાતર તે એ પેદા નહિ કરે. વળી ખેડૂત પાસે બળદ હોવાજ જોઇએ; અને ઘાસ તો એની પાસે હોયજ છે. અને એનું ગાડું હોય તો તેથી ગામના સુતાર તથા લુહારને પણ તે પોષી શકે; વળી જો તેને ઘેર ગાય હોય તો ઘાસમાંથી માખણ ને ઘી તૈયાર કરનાર અને બળદ પેદા કરનાર યંત્રને તે પોષી રહ્યો છે એમ સમજવું; અને એમ એક પંથ ને દો કાજ થાય છે."

મોટરનો હુમલો સફળ થાય કે ન પણ થાય. જો બુદ્ધિશાળી કાર્યકર્તાઓ આ વિષયનો ઝીણવટથી અભ્યાસ કરશે ને ગ્રામવાસીઓને ચોકસ રસ્તો

બતાવશે તો એ એક સારી સેવા થશે.' શ્રી. ઇશ્વરભાઇની નોંધથી એમાં સૂચવેલા વિષયનો અભ્યાસ કરવાની સર્વ વિચારશીલ ગ્રામસેવકોને હોંશ પેદા થવી જોઇએ.

('હરિજનબંધુ,' તા. ૪:૭:'૩૭) મોહનદાસ કરમચંદ ગાંધી

---

## ચર્ચાપત્ર

### ૭. સત્તાવીસ ગામના પંચને ડાયરે

આણંદ, બાકરોલ, બાંધણી, પલાણા વગેરે ગામોના સત્તાવીસ ગામ વડીલ પંચ જોગ હું આ ખૂલ્લો પત્ર લખું છું. એવી આશા સાથે કે ગોળનું હિત જેમને હૈયે હોય એવા સહુ કોઇ બાંધણી ગામે ભરાયેલી પંચની છેલ્લી સભામાં પંચે લીધેલા એક તરફી વલણ ઉપર ફરીથી ગંભીરતાપૂર્વક વિચાર કરે.

પંચ અને બાંધણી ગામ વચ્ચે ઉભા થયેલા મતભેદનો મુદ્દો ટૂંકમાં એ છે કે બાંધણીનાં આગેવાન કુટુંબોમાંના એક કુટુંબના ભાઇ વાઘજીભાઇ બાબરભાઇ પટેલના પુત્ર ગોરધનભાઇ આણંદમાં, કહાનદાસના કુટુંબમાં, પરણેલા. પોતાની રાજીખુશીથી નહિ પણ સહુ કોઇ પરણે છે એમ બન્ને પક્ષનાં માબાપોની ગોઠવણીએ. ભાઇ ગોરધનભાઇ સમજણમાં આવ્યા ત્યારથી ગમે તે કારણોસર એ બેન એમને ગમ્યાં નથી. પરિણામે તેઓ ફરીથી પરણવા તૈયાર ગયા. મહેળાવના ભાઇ જેઠાભાઇ રાયજીભાઇ એમને પોતાની કન્યા આપવા પણ તૈયાર થયા. લગ્નને આગલે દિવસે આણંદના ભાઇઓએ બાંધણી ગામે ગોળનું પંચ એકઠું કર્યું. ઉતાવળે બોલાવેલી એ સભામાં ગોળનાં કેટલાં ગામોના પ્રતિનીધીઓએ હાજરી આપી હતી તેની મ્હને ખબર નથી. પણ સમાચાર મળે છે કે એ સભાએ ગોળના નામે ઠરાવ કર્યો કે ભાઇ વાઘજીભાઇને ન્યાત બહાર મૂકવા! પંચના એ ઠરાવની ઉપરવટ થઇને બાંધણી ગામના બધા ભાગો અને કુટુંબોએ, અમુક અપવાદ બાદ કરતાં, ભાઇ વાઘજીભાઇને સાથ આપ્યો!

સત્તાવીસ ગામનું જુથ બંધાયું ત્યારથી અત્યાર સુધી પંચે કરેલો એકે એક ઠરાવ પોતાને પસંદ હોય કે ન હોય છતાં જુથનું હિત ધ્યાનમાં રાખીને વફાદારી અને ચીવટથી પાળનાર બાંધણી ગામ, સાત આઠ વરસ ઉપર એક ભાઇ જુથની બહાર કન્યા આપવા તૈયાર થયા ત્યારે પંચ મળવાની રાહ પણ જોયા વગર એ ભાઇ ઉપર આખા ગામે નૈતિક દબાણ લાવીને એવું

લગ્ન અટકાવનાર બાંધણી ગામ, આમ પંચના ઠરાવ સ્હામે બ્હારવટું કરે એનું કારણ શું?

કારણ માત્ર એટલું જ કે એ ઠરાવ કરવામાં પંચે નર્યું એક તરફી વલણ લીધું છે. આ જગ્યાએ મારે કહેવું જોઇએ કે ભાઇ વાઘજીભાઇએ કે એમના પુત્ર ગોરધનભાઇએ લીધેલું પગલું વ્યાજબી હતું કે છે એમ મ્હારે કહેવું નથી. ગમે તેવાં સબળ કારણો હોવા છતાં એક પત્નીની હયાતીમાં બીજી સ્ત્રી પરણવાના રિવાજને હું તદ્દન જંગલી રિવાજ ગણું છું. એ કઢંગા રિવાજને નાબુદ કરવા જુથનું પંચ જેટલાં કડકમાં કડક પગલાં લઇ શકે એટલાં લે એમ પણ હું ઇચ્છું છું.

પણ પંચે કરેલા આ ઠરાવમાં એ અનિષ્ટ રિવાજને દાબી દેવાનો શુભ હેતુ નહોતો અને નથી જ. એમ હોત તો પંચના આગેવાનોની આંખો આગળ, અને કેટલાક પ્રસંગોમાં ખુદ એ આગેવાનોના કુટુંબોમાં, એવાં અનેક લગ્ન થયાં છે અને થયે જાય છે એ બનવા ન પામત. કદાચ કોઇ કહે કે એ તો "જાગ્યા ત્યારથી સવાર!" પણ એ દલીલ તદ્દન બાદલી છે. પંચ બાંધણી મુકામે વૈશાખ વદી ૭મે જાગ્યું અને ત્યારથી એમણે સવાર ગણ્યું એવું નથી જ.

પંચ તો છેક ૧૯૭૬માં જાગેલું અને ત્યારે ઠરાવ કરેલો કે આવાં લગ્ન કરનારનો રૂા. ૧૦૦) દંડ કરવો. તે બાદ જુથમાં એવાં અનેક લગ્ન થયાં છે અને પંચે એમનો સો રૂપીઆ દંડ કરીને સંતોષ માન્યો છે. હવે જો પંચને એવી ખાત્રી થઇ હોય કે દંડ કરવાના કાયદાને લોકો લાકડાની તરવાર ગણે છે એટલે એથી વધારે કડક ઠરાવ કરવાની જરૂર છે તો લગ્નગાળા પહેલાં પંચની વાર્ષિક સભામાં એનો ઉહાપોહ કરીને જુનો ઠરાવ ફેરવવો જોઇએ અને એની જાણ આખા ગોળમાં કરવી જોઇએ. એમ ન થાય ત્યાં સુધી જુનો ઠરાવ અમલમાં છે એમ સહુ કોઇ સ્વભાવિક રીતે સમજે. આ તો સાદી સમજણની વાત છે.

ત્યારે લગ્નને આગલે દિવસે ભાઇ વાઘજીભાઇને સાટે કાયદો નેવે મુકી એમને ન્યાત બહાર મૂકવાનો ઠરાવ કરવાનો અર્થ શું? ભાઇ વાઘજીભાઇ દંડ ભરવા તૈયાર નહોતા? એ દંડ ભરવા તૈયાર હતા એટલું જ નહિ પણ એ પંચમાં બેઠેલા બાંધણીના પ્રતિનીધીઓએ પંચને સમજાવવાનો પ્રયત્ન કરેલો કે પંચનો ૧૯૭૬નો ઠરાવ ફરેલો નહિ હોવાથી એ ઠરાવ મુજબ બીજાંની જેમ પોતે પણ રૂા. ૧૦૦) દંડ ભરીને છટકી જશે એવું ભાઇ વાઘજીભાઇએ માની લીધું હોય તો તેમાં એમનો દોષ નથી, એ ઠરાવ ફેરવવા-

માં ન આવે ત્યાં સુધી એમને બીજાને જે શિક્ષા કરવામાં આવી હોય તેજ થઇ શકે, બીજાને દંડ કરી એમને ન્યાત બહાર મૂકવામાં ન્યાય નથી, અને એવા સંયોગોમાં એમને બીજી કોઇ શિક્ષા થાય એ જોવા બાંધણી ગામ તૈયાર નથી. છતાં મમતે ભરાઇને અવિચારીપણે એક તરફી વલણ લઇને બીજાનો ભલે દંડ કર્યો પણ તમને તો ન્યાત બહારજ મૂકવા છે એવો જહાંગિરી ઠરાવ કરવાનું કારણ? આણંદમાં કહાનદાસનું કુટુંબ મોભાવાળું ગણાય છે તેથી? કે એમની લાગવગ વધારે છે તેથી? કે પછી શોક્યનું દુઃખ એ કુટુંબની દિકરીઓનેજ વધારે લાગે છે?

એમ ન હોય તો ખુદ આણંદમાં એક ઉપર બીજી સ્ત્રી પરણેલા માણસો છે (પંચના ૧૯૭૬ના ઠરાવ પછીના પણ) તેમજ આણંદવાળાંએ પોતાની દીકરીઓ પણ શોક્ય ઉપર પરણાવી છે!

આવો પક્ષપાત જુથના હિતમાં નથીજ એટલું આણંદના એ કુટુંબની વહેલમાં બેસનાર પંચમાં બેઠેલા બીજાં ગામના પ્રતિનીધીઓ ન સમજી શક્યા એ ખરેખર દીલગીર થવા જેવું છે. આવા દેખીતા અન્યાયને લીધેજ બાંધણી ગામે ભાઇ વાઘજીભાઇને સાથ આપ્યો છે અને એક માણસના પ્રશ્નને આખા ગામનો પ્રશ્ન બનાવી દીધો છે. અણધારી રીતે ગુંચવાયેલા આ કોકડાને શાણપણથી ઉકેલવામાં જુથનું હિત રહેલું છે. એનો ઉકેલ ૧૯૭૬ના ઠરાવ પ્રમાણે ભાઇ વાઘજીભાઇ પાસેથી દંડ લેવાથીજ થઇ શકે.

અને પછી પંચના દિલમાં રામ વસ્યા હોય, જુથની અનેક બેનોની કકળતી આંતરડી અને દિલના બળાપાથી એમને થોડી ઘણી પણ અસર થઇ હોય તો ૧૯૭૬નો મોળો ઠરાવ ફેરવીને આવતી સાલ લગ્નગાળો શરૂ થાય તે પહેલાં જુથમાં ઢંઢેરો પીટાવે કે ખબરદાર! હવેથી એક ઉપર બીજી સ્ત્રી પરણનારને હમેશને માટે ગોળ બહાર કરી દેવામાં આવશે! એવો ઠરાવ કરવામાં બેશક તાકાત જોઇશું. બાકી તો પગ તળે રેલો આવે ત્યારે પડતા અને આખડતા દોડાદોડ કરી ગોળને નામે ગોટાળા વાળવાનો કંઇ અર્થ નથી.

બાંધણી

હાલ નૈરોબી, કીનીઆ કોલોની — રેવન્દાસ બ. પટેલ

---

## ગ્રંથપરિચય

**૫૮. સાર્થ ગૂજરાતી જોડણીકોશ:** પૃષ્ઠ ૨૪+૬૧૬, કિંમત ચાર રૂપિયા. ગુજરાતી ભાષામાં શબ્દોની જોડણી વિષે અંધાધુંધી વર્તી રહી હતી,

તેને વ્યવસ્થિત કરવાને સદ્‌ગત નરસિંહરાવ વગેરે વિદ્વાનોએ પ્રયત્ન કર્યો, પણ તે છૂટક શબ્દોની જોડણી વિષે. ભાષાના સર્વે શબ્દો સંબંધે એવો પ્રયત્ન તો ગૂજરાત વિદ્યાપીઠે જ કર્યો. એણે એ માટે એક સમિતિ નીમી અને જોડણી-કોશ તૈયાર કરાવી સં. ૧૯૮૯માં પ્રસિદ્ધ કરાવ્યો. એમાં શબ્દના અર્થ આપ્યાં ન હતા. પણ જો શબ્દાર્થ આપ્યા હોય તો કોશનો ઉપયોગ બહુ વધી જાય એમ માનીને 'સાર્થ ગૂજરાતી જોડણીકોશ' સં. ૧૯૩૧માં પ્રસિદ્ધ કરાવ્યો. પાંચ વર્ષમાં તેની ૨૧૦૦ નકલો ખપી ગયાથી એ કોશની આ ત્રીજી આવૃત્તિ હાલ પ્રકટ થાય છે. આ ત્રીજી આવૃત્તિમાં સુધારાવધારા કરવાનું કામ ભાઈ મગનભાઈ દેસાઈએ અને ચુનીલાલ બારોટે કર્યું છે. એમણે ઘણા શબ્દો ઉમેર્યા છે અને પરિણામે બીજી આવૃત્તિમાં ૪૬૬૬૧ શબ્દો હતા, ત્યારે આ આવૃત્તિમાં ૫૬૮૩૦ થયા છે, છતાં 'મહાસાગર' જેવા શબ્દો રહી ગયા છે. જીવંત ભાષામાં સંપૂર્ણતાએ તો કદી પહોંચાવાનું નહિ, પણ એ તરફ દૃષ્ટિ રાખીને કરેલા આ પ્રયત્નથી ગૂજરાતી ભાષા ઉપર વિદ્યાપીઠે મહત્ત્વનો ઉપકાર કર્યો છે. કોશે સ્વીકારેલા નિયમો વિષે મતભેદ રહેવાના જ, છતાં બનતા સુધી લેખકો આ કોશને અનુસરીને ચાલે એ ઇષ્ટ છે. જો કે ગાંધીજી તો લખે છે કે: "હવે પછી કોઈને સ્વેચ્છાએ જોડણી કરવાનો અધિકાર નથી." પણ એ તો રાજ્યના કાયદા વિના ન થઇ શકે. મને ખ્યાલ છે તે પ્રમાણે સ. ૧૮૯૮માં જર્મન સરકારે કાયદો કરેલો કે રાજ્યે નક્કી કરેલા નિયમ પ્રમાણે જે પુસ્તકના શબ્દોની જોડણી ન હોય તેને રજીસ્ટર જ કરવું નહિ. પણ એ તો આપણે અહીં વાર. લેખકોએ, વિદ્યાર્થીઓએ, શાળાઓએ અને પુસ્તકાલયોએ આ કોશ જરૂર પોતાની પાસે રાખવો જોઇએ અને તેને અનુસરવું જોઇએ.

**૫૯. જીવતા તહેવારો:** લેખક—દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર; પૃષ્ઠ ૭૧, કિંમત અઢી આના. આપણી પ્રાચીન સંસ્કૃતિ ઉપર યુરોપિયન સંસ્કૃતિ આવી પડવાથી એ પ્રાચીન સંકૃતિની ભાવના શિથિલ પડતી ગઇ છે અને એમ આપણા તહેવારો ઊજવવાની ભાવના પણ શિથિલ પડતી ગઇ છે. એ ભાવનાઓને પુનર્જીવન આપવા માટે જોઇએ તો પ્રાચીન તહેવારોમાં જીવ મૂકવો જોઇએ અથવા નવીન યોજી કાઢવા જોઇએ; સંસ્કૃતિને માટે જીવનમાં શુદ્ધ આનંદ તો હોવો જ જોઇશે. આ દૃષ્ટિએ પ્રાચીન તહેવારોમાં જીવ મૂકવા માટે ગુજરાત વિદ્યાપીઠ તરફથી લેખકે આ નાના સરખા પુસ્તકની યોજના કરી છે—બેશક વિદ્યાપીઠમાં અને શાળાઓમાં ઊજવવાની દૃષ્ટિ છે, એટલે બહુ લોકોપયોગી તો નથી જ—છતાં જે દૃષ્ટિએ યોજના કરી છે, તે દૃષ્ટિએ પણ

યોજના સફળ થઈ નથી એમ લાગે છે. જીવનમાં આનંદને પણ મહત્ત્વનું સ્થાન છે અને એટલા માટે પણ તહેવારો છે, પણ આ પુસ્તકમાં તહેવારો પાછળ આનંદ માણવાને બદલે તે દિવસોમાં ઉપયોગી કાર્ય કરી લેવાની દૃષ્ટિ વધારે છે. કાર્યમાં આનંદ નથી એમ નથી, પણ એ પરોક્ષ આનંદ છે. તહેવારોમાં પ્રત્યક્ષ આનંદની દૃષ્ટિ છે. પ્રાચીન કાળે એ આનંદની દૃષ્ટિથી ઉજવાતા, એનું એક ઉદાહરણ 'તરંગવતી'ની જૈન કથામાં કૌમુદીપર્વ–કાર્તિકી પૂનેમના પર્વ–વિષે સુંદર રીતે આપણને મળે છે. જીવતા તહેવાર તો એવા હોય. જીવનની બધી શાખાઓ ઉપયોગિતાની–utilityની–દૃષ્ટિએ વિચારીએ તો તે અંતે નિરાનંદ બને. અત્યારે મરતા તહેવારોનાં ઐતિહાસિક મૂળ શોધી તેમને કલાની ને આનંદની દૃષ્ટિએ જીવતા કરવા ઘટે. લેખક વિચારક છે એટલે એ દૃષ્ટિએ તહેવારોને જીવતા કરે એવી આશા રાખીએ.

ઉપરનાં બે પુસ્તકોના પ્રકાશક–નવજીવન પ્રકાશન મંદિર, ગાંધી રસ્તો, અમદાવાદ.

**૬૦. બુદ્ધિચરિત**–શ્રી પૂંજાભાઈ જૈન ગ્રંથમાળા–૧૧: લેખક–અધ્યાપક ધર્માનંદ કોસમ્બી; પ્રકાશક–જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ, અમદાવાદ; પ્રાપ્તિસ્થાન–નવજીવન કાર્યાલય, અમદાવાદ અને મુંબઈ.૨; પૃષ્ઠ ૨૪+૩૬૦, છબિ ૫. કિંમત સવા રૂપિયો. લેખક મૂળે તો મહારાષ્ટ્રીય બ્રાહ્મણ છે, પણ બૌદ્ધ ધર્મના અભ્યાસથી તે ધર્મ ઉપર એમને શ્રદ્ધા બેઠી ને તે ધર્મ એમણે સ્વીકાર્યો. એમના 'બુદ્ધ, ધર્મ અને સંઘ' નામે મરાઠી પુસ્તકનો ગુજરાતીમાં અનુવાદ અને 'પુરાતત્ત્વ'માં પ્રકટ થએલી 'બુદ્ધચરિત્રલેખમાળા,' એ એનો આ પુસ્તકમાં સંગ્રહ છે. લેખકને બૌદ્ધ ધર્મમાં શ્રદ્ધા છે, પણ અંધશ્રદ્ધા નથી, એટલે એમણે જે લખ્યું છે તે વિવેચક દૃષ્ટિએ લખ્યું છે, ન મનાય એવી અદ્ભુત લોકકથાઓનો એમણે અનાદર પણ કર્યો છે. અને વિવેચકની ચાળણીએ ચાળી કાઢીને આ પુસ્તકમાં બુદ્ધચરિત, ધર્મ અને સંઘ વિષે યોગ્ય હકીકતો એમણે આપી છે. બૌદ્ધ ધર્મ વિષે ઉચિત માહિતી મેળવવા માટે તો ગુજરાતી ભાષામાં આ એકલું જ પુસ્તક છે. બૌદ્ધ ધર્મના અનેક પારિભાષિક પાલી શબ્દો પુસ્તકમાં આવે છે, સૂચિમાં એ શબ્દોની સાથે તેના સંસ્કૃત સમરૂપ શબ્દ કે ગુજરાતી અર્થ આપ્યા હોત તો વાચકને બહુ જ લાભ થાત. શ્રી. કાલેલકરે પુસ્તકમાંની છબિઓનો પરિચય કરાવ્યો છે અને અને શ્રી. કિશોરલાલ મશરૂવાળાએ પુસ્તકનો ઉપોદ્ઘાત લખ્યો છે, એટલે વળી પુસ્તક વધારે ઉપયોગી બન્યું છે. જગતના ધર્મોનો અભ્યાસ કરનાર સૌએ આ પુસ્તક વાંચવું ઘટે.

**૬૧. લગ્નપ્રપંચ:** લેખક–નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ; પૂરક અધ્યાયના લેખક–કિશોરલાલ ઘ. મશરૂવાળા; બૃહદ્ ગ્રન્થાવલિના આ દશમા પુસ્તકના પ્રકાશક–પ્રસ્થાન કાર્યાલય, પારસી અગિયારી સામે, અમદાવાદ; પૃષ્ઠ ૪૫ +૬૪૪, લેખકની છબિ, કિંમત દેશમાં રૂા. ૩–૮–૦+૦–૬–૦ ટપાલખર્ચ, પરદેશમાં શિ. ૬+૧ રજિ. ટપાલખર્ચ. માનવસમાજની શરૂઆતથી પુરુષે લગ્નને નામે સ્ત્રી ઉપર કેવો પ્રપંચ આદર્યો છે અને તે આજ સુધીમાં કેવે રૂપે વિકસ્યો છે તેનો આ પુસ્તકમાં સવિસ્તર ઇતિહાસ છે અને એ પ્રપંચનું નિવારણ કરીને કેમ કલ્યાણલગ્ન વર્તાવી શકાય તેની યોજના પણ છે. પુસ્તક તો મેં જ લખેલું છે, એટલે તેનો વિશેષ પરિચય આપતાં મને સંકોચ થાય, પણ ભાઈ કિશોરલાલ મશરૂવાળા જેવા ગુજરાતના સમર્થ વિચારકે પુસ્તકના લખેલા ઉપોદ્‌ઘાતમાંથી બે પરિચ્છેદ આપવા બસ થશે:

"લગ્નના વિષય પર આજે જુવાનોનાં ચિત્ત ચકડોળે ચઢ્યાં છે એમ કહેવામાં અતિશયોક્તિ નહિ ગણાય. તેમાં, વળી, પશ્ચિમના કેટલાક વિચારકોએ આ બાબતમાં નવા નવા વિચારો ફેલાવ્યા છે, અને તેની અસર આપણા દેશનાં સ્ત્રીપુરુષો ઉપર પણ થઇ છે. એવા અનેક વિચારોથી ગૂંચવાયેલી બુદ્ધિને સ્થિર અને નિશ્ચિત કરવાનો શ્રી. નરસિંહભાઇએ પ્રયત્ન કર્યો છે. એમનો આદેશ તો સ્ત્રી અને પુરુષ બંનેને છે, પણ પુરુષવર્ગ ન સાંભળે તોયે સ્ત્રી તો પોતાના કલ્યાણાર્થે સાંભળે જ એવી એમની સ્ત્રીજાતિ પ્રત્યે આગ્રહભરી વિનંતિ છે. ગૂજરાતી સમાજમાં ગાંધીજી અને નરસિંહભાઇ કરતાં સ્ત્રીજાતિને પોતાને માટે પુરુષોમાંથી વધારે શ્રેષ્ઠ વકીલો મળવાનો સંભવ ઓછો છે."

"શ્રી. નરસિંહભાઇએ પુરુષો ન સાંભળે તોયે સ્ત્રીઓએ એમના આદેશોને સાંભળવા આગ્રહ કર્યો છે. એ વાચનમાંથી એમણે ઇચ્છેલું બળ સ્ત્રીઓમાં આવો એમ હું ઇચ્છું છું. પણ જે ન્યાયબુદ્ધિએ નરસિંહભાઇ જેવા પુરુષને સ્ત્રીજાતિ પ્રત્યેના કર્તવ્ય અને એમને થયેલા અનેક અન્યાયો પ્રત્યે જાગ્રત કર્યા છે તે ન્યાયબુદ્ધિ મને આશા છે કે, ઘણા પુરુષોમાં પણ ઉત્પન્ન થશે, અને આ પુસ્તકના પુરુષવાચકો એમાંથી સ્ત્રીજાતિ પ્રત્યે પ્રાયશ્ચિત્તની દૃષ્ટિએ જોતાં શીખશે, તથા તે અન્યાયોને કરતાં પોતે અટકી સમાજમાંથી દૂર કરાવવા તત્પર થશે. સવર્ણોનું જેવું હરિજન પ્રત્યે આ જમાનામાં એક પ્રાયશ્ચિત્તરૂપે કર્તવ્ય ઉત્પન્ન થયું છે, તેવું પુરુષજાતિનું સ્ત્રીજાતિ પ્રત્યે પણ છે. શ્રી. નરસિંહભાઇ જેવા સ્ત્રીજાતિના અનેક વકીલો પુરુષોમાં ઉત્પન્ન થાઓ, અને પુરુષજાતિને શુદ્ધ કરો."

ત્યારે આ પુસ્તક સમાજનાં સૌ નરનારી વાંચે એવી અપેક્ષા રાખું છું.

૬૨. રંગદ્વેષનાં દુર્ગ [પૂર્વાર્ધ]: પૃષ્ઠ ૨૪+૧૩૫, છબિ ૫, કિંમત બે રૂપિયા. (૬૩) [ઉત્તરાર્ધ]: પૃષ્ઠ ૪૨૫, છબિ ૮, કિંમત ત્રણ રૂપિયા; ગૂર્જર ગ્રંથમાળાના આ ચોથા અને પાંચમા પુસ્તકના લેખક–પ્રાણશંકર સોમેશ્વર જોશી. ગોરી પ્રજાઓ આસુરી સંસ્કૃતિવાળી પ્રજાઓ છે. દુનિયામાં જ્યાં જ્યાં શકય હોય ત્યાં ત્યાં આક્રમણ કરી, ત્યાંની સમૃદ્ધિને ઝૂંટવી લેઇ તેઓ મૂળ વતનીઓને ગુલામી હાલતમાં લાવી મૂકે છે. દક્ષિણ આફ્રિકામાં ગએલા ગોરાઓએ પોતાની અત્યાર સુધીની ત્યાંની હિલચાલ ઉપરથી આ આસુરી સંસ્કૃતિનું જ પ્રદર્શન કર્યું છે. તેમણે મૂળ વતનીઓને દૂર જંગલના અંધકારમાં ધકેલી દીધા. ત્યાર પછી દક્ષિણ આફ્રિકાની ખેતી વગેરે દ્વારા ખીલવણી કરવા માટે હિંદમાંથી ગિરમિટ પ્રથાથી મજૂરો તેડાવ્યા. તેમની મદદથી દક્ષિણ આફ્રિકાનાં ખેતી અને ઉદ્યોગની ખીલવણી કરી. ગિરમિટમાંથી મુક્ત થયા પછી આ મજૂરો ત્યાં જ સ્વતંત્ર રીતે રહેવા લાગ્યા. ત્યાં વેપાર કરી કમાણી કરવા માટે બીજા સ્વતંત્ર હિંદીઓ પણ ત્યાં જઇને વસવાં લાગ્યા. પણ ગરજ સરી એટલે વૈદ વેરી. હિંદીઓની મદદની ગરજ સર્યા પછી હિંદીઓ દક્ષિણ આફ્રિકામાં વસે અને કમાણી કરે એ ગોરાઓથી સહન થયું નહિ. એશિયાટીકો કે કાળી પ્રજાને નામે આ હિંદીઓને ત્યાંથી કાઢવા માટે તેમણે કાયદાઓ કરવા માંડયા. દક્ષિણ આફ્રિકા અને હિંદ એ એક જ બ્રિટિશ સામ્રાજ્યનાં અંગો છે. બંને ભાંડુ ગણાય. દક્ષિણ આફ્રિકાના ગોરાઓ હિંદીઓ વિરુદ્ધ આવી હિલચાલ ઉપાડે તેની ફરિયાદ હિંદીઓએ બંનેની શિરછત્ર એવી બ્રિટિશ સરકારને કરી. પણ બ્રિટિશ સરકારની ચામડી પણ ગોરી છે, અને હિંદીની ચામડી તો કાળી છે. 'શિયાળ તાણે સીમ ભણી' એ કહેવતનો અનુભવ હિંદીઓને થવા માંડયો. 'પરાધીનને સ્વપ્ને પણ સુખ ન હોય' એ સમજીને તેઓએ મ. ગાંધીજીની આગેવાની નીચે પોતાના હકને માટે સ્વતંત્ર રીતેજ સત્યાગ્રહસંગ્રામ માંડયો. એમને થોડો વિજય મળ્યો. પણ ત્યારથી તે આજ સુધી એક વા બીજે બહાને ત્યાંના ગોરાઓ હિંદીઓનો પગ ત્યાંથી કાઢવા મથીજ રહ્યા છે. એનો જ ઇતિહાસ આ બે પુસ્તકમાં છે.

પુસ્તકના પૂર્વાર્ધમાં દક્ષિણ આફ્રિકા, ત્યાંના વતનીઓ અને ત્યાં જઇને વસેલી જુદી જુદી પ્રજાઓની ભૌગોલિક અને સાંસ્કૃતિક સ્થિતિની વાત આવે છે. કેવળ ઉત્તરાર્ધ સમજવા માટેજ નહિ, પણ સ્વતંત્ર રીતે એ પુસ્તક ભૂગોળના શિક્ષકોને ઉપયોગી થઇ પડે એમ છે. અને ઉત્તરાર્ધમાં કાળી ચામડી વિરુદ્ધ ગોરી ચામડી, એ બંને વચ્ચે ચાલતા જીવનમરણના સંગ્રામનું વર્ણન

છે. આ વિષય ઉપર ગુજરાતી ભાષામાં મ. ગાંધીજીના દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહના ઇતિહાસ સિવાય બીજું પુસ્તક નથી. અને તેથીજ આ પુસ્તકને તેની સાથે સરખાવવાનું મન સ્વાભાવિક રીતે થાય છે., એ રીતે જોતાં આ પુસ્તકની ભાષા તેમાંના પ્રતિપાદિત વિષયને અનુરૂપ સંયમી અને ગૌરવશાળી હોત તો વધારે સારૂં થાત. પણ આ પુસ્તકની રચના એક સાપ્તાહિકમાં લેખકે આપેલ લેખમાળાનેજ થોડા ફેરફાર સાથે ગૂંથી દઇને કરવામાં આવી છે એનું સ્મરણ થતાં ભાષાના આ દોષનું કારણ જણાઇ આવે છે. તેમ છતાં ઠેઠ ૧૮૬૦થી અત્યાર સુધીના રંગદ્વેષના પ્રશ્નનો આ ઇતિહાસ ગુજરાતી ભાષામાં પહેલો જ છે. લેખકે મહેનત પણ સારી કરી છે. હિંદમાતાનાં દેશદેશાન્તરમાં થતાં અપમાન, પરાધીનતાની બેડી તૂટયા વિના, દૂર થવાનાં નથી એનું સ્મરણ આ પુસ્તકને પાને પાને થાય છે. અમે આશા રાખીએ છીએ કે ગુજરાત આ પુસ્તક વાંચીને પરદેશમાં વસતાં પોતાનાં ભાંડુઓની વીતકકથા સાંભળે.

ઉપરના બે પુસ્તકના પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ.

ગોવિંદરાવ ભાગવત

—*—

## પ્રસંગકથા

### અતિવૃષ્ટિ

આ વર્ષે ચોમાસાની શરૂઆતજ ભયંકર થઇ છે. અનેક જગાએ આજ સુધીમાં તો આખા ચોમાસાનો વરસાદ પડી ચૂકયો છે. ગુજરાતની ઘણીખરી નદીઓમાં પૂર આવ્યાં, તેમણે અનેક ગામને ડુબાડી દીધાં, તેમાં અનેક ઢોર અને માણસ તણાઇ ગયાં. કેટલાંક માણસોને તો પોતાનાં ઘર ઉપર ચઢી જઇ જીવ બચાવવો પડ્યો. બહાર ગએલાં માણસોને, નદીનાં પૂર એકાએક ચઢી ગયાથી, ઝાડ ઉપર ચઢી જવું પડયું ને ત્યાં બે બે દિવસ ભૂખ્યે પેટે બેશી રહેવું પડયું. આ સ્થિતિમાં વાવેતરની શી અવદશા થઇ હશે એ તો સહેજે કલ્પી લેવાય એમ છે. જરાતરા ઊગેલાં બધાં કર્પણ ખેંચાઇ ગયાં છે, ઘણે સ્થળે તો ખેતરોમાં નદીએ તાણી આણેલી માટીના થર ફરી વળ્યા છે. આજે ગુજરાતના ખેડૂતોમાં હાહાકાર વર્તી રહ્યો છે.

### ગુજરાતમાં દુષ્કાળ

જ્યાં અતિવૃષ્ટિથી નદીઓનાં પૂર નથી ફરી વળ્યાં, ત્યાંય વરસાદ તો

અન્યાય! માટે જમીનમહેસૂલને આયપત્ત વેરાને ધોરણે લાવી દેવી જોઇએ. એથી રાજ્ય ચલાવવા પૂરતો પૈસો ન પેદા થાય તો રાજ્યનું ખર્ચ ઓછું કરવું ને આયપતવેરો ઓછી પેદાશથી, જોઇએ તો રૂા. ૧૦૦૦ની કે તેથીયે ઓછી પેદાશથી, શરૂ કરવો. એ સિવાય ખેડૂતની સ્થિતિ સુધરવાની નથી.

### જમીનની વ્યવસ્થા

સત્યાગ્રહસંગ્રામમાં સરકારે જપ્ત કરેલી જમીન જે તે ખેડૂતને પાછી અપાવી દેવી જોઇએ; જેમણે એ વેચાતી લીધી હશે, તે હવે એવા તો હઠીલા નહિ જ રહે કે આજની મહાસભાવાદી સરકાર આગ્રહ કરે અને તેમણે આપેલી કિંમત તેમને પાછી મળે તોય તે જમીનો પાછી ન જ સોંપે. વળી જે જમીનદારો પોતાની જમીન ખેડૂતોને સાંથે ખેડવા આપે છે, તે પાછી ક્યારે લેઇ લેશે તેનો ખ્યાલ ખેડૂતને ન હોવાથી તે મહેનત ને પૈસો ખર્ચીને તે જમીનને સુધારી તેની પેદાશ વધારવામાં ધ્યાન આપતો નથી, જેવું ને જેટલું પાકે એવું ને એટલું પકવીને બેશી રહેવા તરફ તેની વૃત્તિ રહે છે. માટે દેશનું કૃષિધન વધારવું હોય તો કમમાં કમ ૨૫ વર્ષને પેટે ખેડૂતને જમીન સંથાય એવો કાયદો થવો જોઇએ; બેશક બંનેની ઇચ્છાથી એ પટો અધવચ પણ ફેક થઇ શકે. બાકી આમાંય સાચી વાત તો એ કે રાજ્ય અને ખેડૂત વચ્ચેનો આળસુ જમીનદાર વર્ગ તો ઉડાવી જ દેવો ઘટે. ખેડે તેની જમીન, અને જમીનદારોએ કોઇ ઉત્પાદક ધંધે લાગી જવું જોઇએ.

### પડતર જમીનનો ઉપયોગ

વળી આજે વસતિના વધારાને પરિણામે જમીન એટલી બધી ટાંચી થઇ ગઇ છે કે ચરોતરમાં ખેડૂત દીઠ સરેરાશ ૧૧ વીઘું પણ આવતું નથી. અને એટલી ટૂંકી જમીનમાં એ લાભજનક ખેતી કરી પણ શી રીતે શકે? માટે તેને જહોળા જમીન મળવી જોઇએ. મુંબઇ સરકારના ચાલતા થઇ ગએલા નાણાંપ્રધાન શ્રી. જમનાદાસ મહેતાએ તા. ૨૭:૫:'૩૭ની સાંજે મુંબઇમાં 'કોમર્સ ગ્રેજ્યુએટ્સ એસોસિયેશન'ના હૉલમાં એક ભાષણ વાંચેલું, તેમાં જણાવેલું કે આ ઇલાકામાં, વાવેતર થઇ શકે એવી "૧ કરોડ અને ૮૪ લાખ એકર જમીન પડતર રહે છે. આ જમીનમાંથી સારો પાક એકદમ ઉત્પન્ન ન થાય એ માટે ગરીબ મજૂરોને એ જમીન વાવવા માટે આપવાની અમારી સૂચના છે. જોકે તેમાંની કેટલીક જમીન થોડોથોડો સારો પાક આપે એવી પણ હશે. જમીન પડતર રહેવાનું કારણ એ છે કે મોટાં શહેરોમાં ખેડૂતો મજૂરી કરવા આવી લાગ્યા છે, પણ હવે તેમને એ

જમીન મહેસૂલ માફ કરીને વાવવા માટે આપવામાં આવશે તો લગભગ ઇલાકાના ખેડૂતોનાં એ લાખ નિરાધાર કુટુંબોને કાયમને માટે કામ મળશે." ચાલતા થનાર એ પ્રધાને જતાં જતાં પ્રજાપ્રિય થઈ લેવા માટે ઉત્સાહમાં આવી કહેલી આ વાત સાચી હોય તો તપાસ કરીને એ પડતર જમીનો ઉપર જમીન વિનાના ખેડૂતોને લેઇ જઇ વસાવવા જોઇએ અને તેમને સહાયતા આપીને એ જમીનો આબાદ કરાવવી જોઇએ. અને ગામડાંમાંથી ખેડૂતો ભાગીને શહેરોનાં કારખાનાંમાં જાય છે એ એમણે કહેલી વાત તો સાચી જ છે. એમ ખેડૂતોને ખેતી મૂકી શાથી ભાગવું પડે છે તેનાં કારણો શોધીને તે પણ નાબૂદ કરવાં જોઇએ.

### અનાવૃષ્ટિનાં વર્ષોમાં

અને આજે વરસાદ તો એવો અનિયમિત થઇ ગયો છે કે કોઇ વર્ષે અતિવૃષ્ટિ તો કોઇ વર્ષે અનાવૃષ્ટિ. અનાવૃષ્ટિનાં વર્ષોમાં ખેડૂતને ખેતી માટે પાણીની સગવડ થવી જોઇએ. સારા વર્ષમાં વરસાદનું કરોડો ખાંડી પાણી કાંસોમાં કે નદીઓમાં પડી દરિયામાં વહી જાય છે, તેને બદલે કાંસોની એવી યોજના કરવી ઘટે કે જ્યાં જ્યાં અનુકૂળ જગાઓ મળે ત્યાં ત્યાં એ પાણી વાળી દેઇ મોટાં તળાવમાં ભરી રાખવું ઘટે અને એ પાણી અનાવૃષ્ટિનાં વર્ષોમાં ખેડુત ખેતીને કામે વાપરે એવી યોજના કરવી ઘટે.

### ગોધન અને ગોચર

આજે આપણું ગોધન પણ નાશ પામતું જાય છે. મોટરોએ ગાડાંને નકામાં કરવા માંડયાં છે ને તેથી પણ ગાયબળદનો નાશ થવા બેઠો છે. વળી આજે ખેડૂતની સ્થિતિ એવી નિર્ધન થઇ ગઇ છે કે તેમને પૂરૂં ખવરાવી પણ શકતો નથી. વળી આપણાં ગોચરોનો નાશ થતો જાય છે. ક્રૂર ધનવાનો ગોચર ખરીદીને ભાગે છે ને લોભી સરકાર એ ધનવાનોને ગોચર વેચે છે. પણ વળી છે તે ગોચર પણ ગોચર રહ્યાં નથી, ખરાબા થઇ ગયાં છે, ઝાંખરાં ને બાવળી તેમાં ઊગી નીકળે છે; સરકાર એ બાવળીમાંથી પેદાશ કરે છે ને ઢોરને તેમાં ચરવાનું કંઇ રહ્યું નથી. સાંજ પડ્યે નિસાસા નાખતાં ઢોર પાછાં ઘેર આવી નિર્ધન ખેડૂતને ખીલે બંધાય છે. સરકારે અને ખેડૂતોએ સહકાર કરીને એ ગોચર આબાદ કરવાં જોઇએ, તેમાંનાં ઝાંખરાંનો ન બાવળીનો નાશ કરી નાખવો, આખા ગોચરને ખેડી નાખવું અને તેમાં સારા ઘાસનાં બીજ લાવી વેરવાં ઘટે. આ વિના દેશના ગોધનનો ઉદ્ધાર નથી.

### ખેડૂતનાં દેવાં

પણ દરિદ્રતાના ઊંડા કૂવામાં સડતા ખેડૂતને તારવા માટે તેના ઉપરનાં

## 'જ્યોતિઃસંઘ' અને 'વિકાસગૃહ'

અને અત્યારે સ્ત્રીવર્ગની તો પુરુષવર્ગે અત્યંત બૂરી દશા કરી મૂકી છે, તેમના ઉદ્ધારના પણ રાજ્યે ઉપાય લેવા જોઇશે. પણ રાજ્યની સામે મોં વિકાસીને બેસી રહ્યે આપણું નહિ વળે એ કેટલીક બેનો સમજી ગઇ છે. અમદાવાદમાં સ્ત્રીઓના ઉદ્ધાર માટે બેન મૃદુલાબેને જ્યોતિઃસંઘની સ્થાપના કરી છે, બેનોની ઉન્નતિને માટે તે અનેક યોજનાઓએ કામ કરી રહ્યાં છે: બેન પુષ્પાવતીની સહાયતાથી 'વિકાસગૃહ'માં બેનોને આર્થિક સ્વાતંત્ર્ય મળે એવી કેળવણી આપે છે અને એનો લાભ કેટલીક વિધવા અને ત્યક્તા બેનો પણ લે છે. આ અંકની શરૂઆતમાં જ 'વિકાસગૃહ'ની યોજના આપેલી છે, એ બંને બેનો સ્ત્રીજાતિ ઉપર અને તેથી પુરુષજાતિ, એટલે સમસ્ત સમાજ ઉપર ઉપકાર કરી રહ્યાં છે. એમને પોતાનાં કાર્યમાં પૈસાની જે તાણ પડી રહી છે તે સમાજે પૂરી પાડવી જોઇએ, 'એ ધનના ધણી ધર્મ તમારો.'

## ખાંધલીમાં પ્રેતભોજનની પ્રતિજ્ઞાનો ભંગ

માતર તાલુકાના ખાંધલી ગામમાં યુવકમંડળ છે. ત્યાંના એક યુવક અંબાલાલ ધર્મદાસ પટેલે પ્રેતભોજન ન કરવાની પ્રતિજ્ઞા લીધેલી. ગયા જેઠ માસમાં તેમના પિતા ગુજરી ગયા. પિતા પાછળ પ્રેતભોજન જમાડવાની ભાઇ અંબાલાલને ઇચ્છા નહોતી, પણ ગામના મોદકપ્રિય લોકો લાડવા જમવાનો આવેલો આવો લાગ છોડે એવા નહોતા. તેમણે ભાઇ અંબાલાલની મશ્કરીઓ કરીને અને સમજાવીને ગામના ત્રણ ભાગ જમાડવાની તેમની પાસે હા પડાવી. આ ખબર સાંભળતાં જ ગામનું યુવકમંડળ છંછેડાયું! મંત્રી ભાઇ તળજાભાઇ ઘોરીભાઇએ, એક આગેવાન સુધારક ભાઇ આશાભાઇ મગ્નાભાઇએ અને માતર તાલુકા સમિતિના મંત્રી ભાઇ માધવલાલ શાહે આ પ્રેતભોજન વિરુદ્ધ પ્રચંડ વિરોધ કર્યો, છતાં પણ પ્રતિજ્ઞાભંગ કરવા નીકળેલા ભાઇ અંબાલાલ ડગ્યા નહિ. આથી એક યુવક ભાઇ આશાભાઇ ફુલાભાઇએ અને બીજા છ સાત યુવકોએ તથા વિદ્યાર્થીઓએ ચાર દિવસના ઉપવાસ કર્યા, છતાં ભાઇ અંબાલાલ ડગ્યા નહિ અને પ્રેતભોજન જમાડયું જ. વધારે ક્રૂર વસ્તુસ્થિતિ તો એ થઇ કે જે મકાનને મેડે પેલા ઉપવાસી હતા, તે જ મકાનમાં નિષ્ઠુર મોદકપ્રિય લોકોએ લાડુ ઉડાવ્યા. છતાં એ ઉપવાસની અસર ગામમાં એવી થઇ છે કે હવેથી ગામમાં બારમું નહિ જ થાય. આવા નિષ્ઠુર મોદકપ્રિય લોકો ખોટાં ખર્ચ કરીને ભિખારી થઇ જાય તો તેમને સ્વદેશી સરકાર પણ શી રીતે તારે?

---*---

# શ્રી વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ.

**મંડળ સમાચાર:** દરબારશ્રી ગોપાળદાસ દેસાઇ રંગૂન તરફ ફંડ માટે જવાના હતા, પણ રાષ્ટ્રપતિ તે તરફ ગયા અને તેમને થેલી અર્પણ કરવા સારૂ ત્યાં ઉઘરાણું કરવામાં આવ્યું, તેથી ત્યાંના સ્થાનિક ભાઇઓની સૂચનાથી ત્યાં જવાનું હાલ બંધ રાખ્યું છે. લગ્નોની ધમાલને લીધે ચરોતરમાં પણ ફરવાનું બંધ રાખવું પડેલું. હવે તેઓ નડીઆદમાં ફરશે અને પછી ચરોતરનાં ગામોમાં જશે. એકેક માસ પછી નાગપુર, કલકત્તા વગેરે સ્થળોએ જવા તેઓ નીકળી શકશે એમ લાગે છે.

શ્રી ગૂજરાત વ્યાયામ પ્રચારક મંડળ તરફથી વિદ્યાલયમાં ગ્રીષ્મ વ્યાયામ વર્ગ તા. ૫:૫:'૩૭થી ૫:૬:'૩૭ સુધી ચાલ્યો હતો. આ વર્ગને અંગે ડૉ. ચંદુલાલ, શ્રી. છોટુભાઇ પુરાણી, શ્રી. બાપાલાલ વૈદ્ય, શ્રી. જીવણલાલ દિવાન, તથા મુંબઇની ધારાસભાના મહાસભા પક્ષના નેતા અને હવે મુખ્ય પ્રધાન શ્રી. બાલાસાહેબ ખેર વગેરે વિદ્યાલયમાં આવ્યા હતા.

**વિદ્યાલય સમાચાર:** ગ્રીષ્મની રજાઓ પૂરી થયે તા. ૧૫:૬:'૩૭થી વિદ્યાલય ચાલુ થઇ ગયું છે. કન્યાવિદ્યાલયમાં ૧૭૯ની સંખ્યા થઇ છે. પહેલી શ્રેણીમાં બાવન અને બીજીમાં બેંતાળીશ વિદ્યાર્થિનીઓ થઇ છે તેથી તે દરેકના બે બે ભાગ કર્યા છે, એટલે કુલ વર્ગ સાતને બદલે નવ થયા છે. હવે ઉદ્યોગ શિક્ષક અલગ રોકેલા હોવાથી ઉપલી શ્રેણીઓનું સીવણકામ વધારે સારૂં થશે તેમજ આગળ ઉપર રંગકામ તથા છાપકામ પણ દાખલ કરી શકાશે.

ત્રીજી અને તેથી ઉપરની શ્રેણીઓ 'ડૉલ્ટન' યોજનાથી કામ કરતી થઇ ગઇ છે.

બે શિક્ષિકાઓનો વધારો અત્યાર સુધીમાં થઇ શક્યો છે, અને બીજી ત્રણ શિક્ષિકાઓ આવવાનો સંભવ છે. એટલે હાલ સાત શિક્ષિકાઓ અને પાંચ શિક્ષકો છે, અને બીજી ત્રણ બેનો આવે તો દશ શિક્ષિકાઓ અને પાંચ શિક્ષકો મળી શિક્ષકગણ પંદર જણનો થશે.

છાત્રાલયમાં સંખ્યા ૧૩૧ની થઇ છે, તેથી બધા વર્ગો છાત્રાલયમાં બેસાડી શકાતા નથી. એ કારણે પડોશમાં હમણાંજ તૈયાર થએલું શ્રી. નારણભાઇ નરસિંહભાઇ દેસાઇનું મકાન વાપરવા લીધું છે. શ્રી નારણભાઇએ અનેક અડચણો વેઠીને પણ એ મકાન વગર ભાડે એક વર્ષ માટે વાપરવા આપ્યું છે, તે બદલ તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે.

ફંડ.

**સભાસદ લવાજમના**

| | |
|---|---|
| શ્રી. કાશીભાઇ હરિભાઇ પટેલ, નડિયાદ, હાલ દિલ્હી | રૂા. ૪૦૦–૦–૦ |

**વાર્ષિક લવાજમના**

| | |
|---|---|
| શ્રી. રણછોડલાલ ચુનીલાલ શાહ, નડિયાદ, ૧૯૩૬–૩૭ના | રૂા. ૧૨–૦–૦ |
| ,, ગોવર્ધનભાઇ બાપુજીભાઇ પટેલ, આણંદ, ૧૯૩૭–૩૮ના ,, | ૧૨–૦–૦ |
| ,, ચુનીલાલ મૂળજીભાઇ પટેલ, નડિયાદ ,, ,, | ૧૨–૦–૦ |
| ,, ચુનીલાલ રમણલાલ સરૈયા, ,, ,, ,, | ૧૨–૦–૦ |
| ,, જીવાભાઇ રેવાભાઇ પટેલ, અમદાવાદ, ૧૯૩૭-૩૮-૩૯ના ,, | ૨૪–૦–૦ |
| ,, પ્રભુદાસ ભીખાભાઇ રાય, લક્ષ્મણપુરા, ૧૯૩૭–૩૮ના ,, | ૧૨–૦–૦ |
| ,, વરજાંગ વિશ્રામ, દુર્ગ, સી. પી. ,, ,, | ૧૨–૦–૦ |
| | ૪૯૬–૦–૦ |

**ભેટ તરીકે**

| | |
|---|---|
| શ્રી. છોટાભાઇ સામળભાઇ અમીન, વડોદરા, નાસ્તા માટે | ૨૫–૦–૦ |
| ,, સૌભાગ્યચન્દ્ર શાહ, અગાસ | ૧૦–૦–૦ |
| ,, છોટાભાઇ પટેલ, અડાસ | ૨–૦–૦ |
| | ૩૭–૦–૦ |

ઉપરાન્ત નડીઆદની સાઠોદરા જ્ઞાતિના વ્યાયામમંદિર તરફથી ૪૦ મગદળ અને ૨ બનેટી ભેટ મળ્યાં છે, નરસંડાના શ્રી. વેણીભાઇ પ્રભુદાસ પટેલ તરફથી સાડાદશ રૂપિયાના ફળઝાડના રોપા ભેટ મળ્યા છે તથા નડીઆદના શ્રી. ચુનીલાલ બોધાભાઇએ 'રામસહસ્રનામમાળા'ની પુસ્તિકાઓ વિદ્યાર્થિનીઓને વહેંચી છે.

**શ્રી ચરોતર એજ્યુકેશન સોસાયટી મારફતે**

| | |
|---|---|
| સૌ. સમજુબા ગોવિન્દભાઇ દેસાઇ કન્યાકેળવણી ઉત્તેજન ફંડનું વ્યાજ | ૨૪–૬–૦ |
| સ્વ. હરખાબા સ્મારકફંડનું વ્યાજ | ૪૫–૦–૦ |
| શ્રી. સૂરજબેન કન્યાકેળવણી ફંડનું વ્યાજ | ૧૫–૧–૩ |
| | ૮૪–૭–૩ |

**કુલ રકમ રૂા. ૬૧૭–૭–૩**

વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ, **રાવજીભાઇ મણિભાઇ પટેલ,**
**નડીઆદ**, તા. ૧ : ૮ : '૩૭ **દેસાઇભાઇ નાથાભાઇ પટેલ,**

આ પત્રિકા આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે
શ્રી. દેસાઇભાઇ નાથાભાઇ પટેલ માટે છાપી, તા. ૧ : ૮ : '૩૭

૧૯૯૩ 卐 ભાદરવો

卐 # પાટીદાર 卐

વર્ષ ૧૪ 卐 અંક ૧૧

## અંતિમ દૃષ્ટિ

જમીનમહેસૂલની માફી માટે અને મહેસૂલની આંકણીમાં ઘટાડા માટે સરકારે અંદાજપત્રમાં પાંચ પાંચ લાખ રૂપિયા કાઢયા છે તેનો બહુ વિવેકપૂર્વક વિનિમય કરવો જોઇશે. દાંડ ખેડૂત પોતાની લાગવગથી ખાટી ન જાય અને ગરીબ ખેડૂત તે કારણે માર્યો ન જાય એ ખાસ જોવું જોઇશે. વળી દર વર્ષે આવી મહેસૂલ માફી આપ્યાથી ખેડૂત સ્વાશ્રય છોડી માફીની લાલચમાં સપડાય તેવી ટેવ વાળો ન થાય એ પણ જોવું પડશે. કારણકે મફતનું મળે તો વિનાશ્રમ તેવું લેવાની સૌને લાલસા થાય એ માનવસ્વભાવની નિર્બળતા સચરાચર છે. પણ અંતિમ દૃષ્ટિ તો એજ રાખવી જોઇશે કે ખેતીના પાક ને તેથી ખેડૂતની પેદાશ ખૂબ વધે. એથી આજની જમીનમહેસૂલ એને ભારે નહિ પડે, એટલું જ નહિ પણ વધારે આપવા પણ તત્પર થશે. આમ દેશનું ખેડૂતધન સમૃદ્ધ થશે તો દેશ જરૂર આબાદ થશે.

⁂ ⁂ ⁂

તન્ત્રીઃ નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ: દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના.

આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે છાપ્યું અને છપાવ્યું નરસિંહભાઇ પટેલે. આણંદમાં પ્રકટ કર્યું. તા. ૫:૯:'૩૭

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

| | | |
|---|---|---|
| સં. ૧૯૯૩<br>વર્ષ ૧૪ | આણંદ | ભાદરવો<br>અંક ૧૧ |

## લાગણીનો પ્રશ્ન

લાગણીનો પ્રશ્ન કેટલો નાજુક છે! હૃદયને સાચું લાગતું કોઇ પણ કાર્ય કુટુંબની કે સમાજની પરંપરાગત રૂઢિની ઉપરવટ થઇને કરવાનો પ્રસંગ આવશે કે તરતજ લાગણીનો પ્રશ્ન પણ આગળ આવીને ઊભો રહેશે. કહીંક માતાનું મન તો કહીંક પિતાનું મન, કહીંક ભાઇનું તો કહીંક બેનનું મન, કહીંક કાકાકાકીનું તો કહીંક વડીલોનું મન અને કહીંક પત્નીનું તો કહીંક પુત્રપુત્રીઓનું મન દુભાવવાનું અનિવાર્ય થઇ પડે છે. ઘણી વખત તેમનાં મન દુભવવા કરતાં પોતાનુંજ મન દુભવીને હૃદયની વિરુદ્ધ જે તે શુભ કાર્ય પડતું મૂકવું પડે છે અથવા તો અનિષ્ટ કાર્ય થવા દેવું પડે છે. આર્યસમાજી હોય કે ગાંધીવાદી હોય, જેલમાં જઇ આવેલો હોય કે લાઠીમાર ખાઇને રીઢો થયેલો હોય, જાહેર સંસ્થાનો કાર્યકર્તા હોય કે કેળવણીકાર હોય, આ કસોટીમાંથી ઘણાને પસાર થવું પડ્યું છે અને લગભગ બધાય પોતાના આપ્તજનોની લાગણીને આગળ કરીને શુભ કાર્યનો આગ્રહ પડતો મૂકે છે; લોકોત્તર હોવા છતાં તે લોકભ્રષ્ટ બને છે અને કદીક હડધૂત પણ થાય છે. તે પોતાની નબળાઇ સ્વીકારી લે છે તો તો ઠીકજ છે; નહિ તો તેને એક પછી એક, એમ અનેક જુઠ્ઠા અને અયોગ્ય બચાવની પરંપરા ખડકવી પડે છે!

પણ આ લાગણીનો પ્રશ્નજ ઉત્પન્ન ન થાય અને તોજ સુધારો થઇ શકે એમ નથી. ખરૂં જોતાં લાગણીનો પ્રશ્ન ઊભો થતાં આવી પડતી નાજુક પરિસ્થિતિ એજ જીવનની ખરી કસોટી છે. લાગણીના પ્રશ્નમાંથી તો ભગવદ્-ગીતાનો જન્મ થયો અને તેમાં કર્તવ્યાકર્તવ્યનો સૂક્ષ્મપણે વિચાર થયો. એની સાથે આપણા પ્રશ્નનો બરાબર મેળ બેસે તેમ નથી. બાળલગ્ન, વૃદ્ધ-

લગ્ન, પ્રેતભોજન, વહેમ તથા અંધશ્રદ્ધાને પોષતી ધાર્મિક રૂઢિઓ (બળીઆ બાપજી, દોરા, ધાગા, વગેરે) અને સમાજના અનેક કુરિવાજોમાં રૂઢિની ઉપરવટ થઇને વર્તવાની જરૂર છે એમ તો ઘણા યુવકો સ્વીકારશે. એથી ઊલટું પાશ્ચાત્ય જીવનના અતિરેક સામે માબાપનો પોકાર પણ અયોગ્ય નથી. સંતાનને બળજબરીથી પણ કાબુમાં રાખવાની જરૂર પડે છે. સીનેમાનો શોખ, ફક્કડ કપડાં પહેરીને લટાર મારવાની અને સાથે ચ્હા, ભજિયાં કે આઇસ ક્રીમ ખાવાની ટેવ અને એવીજ અનેક ટેવ, મોટાં શહેરો બાદ કરીએ તો, ગામડાંનાં ક્યાં માબાપ સહન કરશે?

આમ શુભની સામે અશુભનો અને અશુભની સામે શુભનો ઝઘડો અને તેને અંગે લાગણી દુભવવાનો પ્રશ્ન રહેવાનોજ. ખરી વાત એ છે કે આ લાગણીથી ગભરાતાં, વ્યાકુલ થતાં, સિદ્ધાન્તને આંચ ન આવે તે જોવાનું છે. પણ આજના સંક્રાન્તિ કાળમાં એ રહેવાનું જ. ઓછાવત્તા પ્રમાણમાં તો હમેશાં એમ થવાનું. યુવકો વડીલોની કે પત્નીની લાગણીને વશ થઇ સિદ્ધાન્ત છોડી દે છે. વડીલો સંતાન તરફના વાત્સલ્યના અતિરેકથી, પુત્રનાજ અહિત તરફ ખેંચી જતા વધારે પડતા વહાલથી, ઠીક ન લાગતી વસ્તુઓ માટે પણ સગવડ કરી આપે છે.

આ કથનના સમર્થન માટે દાખલાઓ શોધવા જવા પડે તેમ નથી. આજના એક જાણીતા કેળવણીકારે લાગણીના આવાજ પ્રશ્નથી નબળાઇ બતાવી પિતાની પાછળ બારમુ કર્યું હતું. અલબત વિદ્યાર્થીઓ આગળ તેમણે બચાવ કર્યો હતો કે બારમું તો મારે નછૂટકે કરવું પડયું, પણ મેં પોતે બારમાનો સ્પર્શ પણ કર્યો નથી! 'પાટીદાર'માં લાંબા વખત સુધી વિધવા-વિવાદ અને બીજા વિષયો ઉપર લેખ આપ્યા પછી એક આફ્રિકાવાસી ભાઇએ પોતે વિધુર થતાં ગુપચુપ કુમારી કન્યા સાથે લગ્ન કરી લીધાં અને લેખ લખવાના છોડી દીધા! એક જાહેર કાર્યકર્તાએ પરદેશુથી દૂષિત થએલા ભાઇના લગ્નમાં વિરોધ કર્યો, પણ કંઇ ન વળ્યું ત્યારે લાગણીના પ્રશ્નથી મૂંઝાઇ તે લગ્નમાં સંપૂર્ણ ભાગ લીધો અને બચાવમાં જાહેર કર્યું કે 'એકલે હાથે શું થાય?' રાષ્ટ્રીય વિદ્યાપીઠમાં કેળવાએલા અને સત્યાગ્રહની છાવણીઓમાં મોખરે ઊભેલા અનેક યુવકો પણ લાગણીના પ્રશ્ન વખતે છેક પાછળ પડી ગયા છે, કેટલાક તો ફરીથી આગળ આવ્યાજ નથી.

પણ આ લેખ કોઇની નબળાઇની સહેલી ઠેકડી કરવા માટે નથી લખાયો. લાગણીનો પ્રશ્ન અતિવિકટ અને ગંભીર છે એની કોઇથી ના પડાય તેમ નથી.

ઇરાદાપૂર્વક જુદે જુદે સમયે વિવિધ વેશ બદલતા સમયસાધુઓ માટે અત્રે કંઇ કહેવાનું નથી; પરંતુ જેઓની નિષ્ઠા શુભ હોય છે, સિદ્ધાન્તને અચલ રાખવાની ઉમેદ હોય છે અને માત્ર પ્રસંગની જ કસોટીએ જે ચઢયાં નથી હોતા તેઓને માટે આ લખાયું છે. જેઓ પ્રસંગ વખતે કસોટીમાંથી પાર ઊતરી શક્યા નથી, પણ પોતાની નબળાઇ સમજીને સ્વીકારે છે અને વિશેષ દૃઢતા કેળવવા પ્રયત્ન કરે છે તેમને માટે પણ આ લખાયું છે. લેખક પોતે પણ આ જ વર્ગનો છે. લાગણીના પ્રશ્નના અતિશય દુઃખદાયી અનુભવોમાંથી જ આ લેખનો જન્મ થયો છે.

કોઇ પણ સિદ્ધાન્તવાદી યુવકની સામે લાગણીનો પ્રશ્ન ડગલે ને પગલે આવીને ઊભો રહેશે. આથી રોજના કંકાસને ટાળવા માટે પણ તેણે સિદ્ધાન્તને હળવો કરવો પડે છે. 'બારમું જમવા નથી જવું'—વડીલો નભાવી લેશે. 'લગ્ન અયોગ્ય છે, જાનમાં નથી જવું'—વડીલોને એમાં ઝાઝો વાંધો નથી. પણ 'બારમું કરવાનું જ છે, શ્રાદ્ધ કરવા પાટલે બેસ,' અથવા 'દંડ ભરીને ય નાના ભાઇનું બાળલગ્ન કરવાનું છે, જાનમાં આગળ થા'—આવા હુકમો છૂટે ત્યારે યુવક વિમાસણમાં પડે છે. શું કરે? ઢેડભંગીને અડકીને આવ્યો હશે તો વડીલોને એમાં કદાચ ઝાઝો વાંધો નહિ હોય, પણ 'અંત્યજ વિદ્યાર્થી-મિત્રને સાથે બેસાડી જમવું છે'—આવો આગ્રહ કોઇ યુવક કરે કે વડીલોનાં મન દુભાવાનાં જ. શું કરે? પુત્રીનો જન્મ થયો. પતિની ઇચ્છા છે કે તેનાં નાકકાન વીંધાવવાં નહિ, બીજી બાજુ પત્નીનો આગ્રહ છે કે વીંધાવવાં જ. આમ છતાં આનો ઉકેલ તો સરળતાથી આવી જાય. પરંતુ સંતાનને ઓરી નીકળી છે અથવા 'વાવર'નું થયું છે અને પત્નીએ મનમાં જ અનેક બાધાઓ રાખી છે. બાધા કરવા માટે આશાપુરી, અંબાજી કે એવી કોઇ કહેવાતી માતાને કે બળીઆ બાપજીને સ્થાનકે જવાનું હોય, પતિ એવું કંઇ ન માનતો હોય તોય એનામાં ભાગ્યે જ ના પાડવા જેટલી હિંમત હોય છે. શું કરે? પુત્ર કે પુત્રી વાળનાં ઝુલફાં રાખે છે, વડીલો ટકટક કરે છે, પણ જવા દે છે. પરંતુ પુત્ર હોટેલમાં ખમણઢોકળાં અને એવું એવું ખાતાં શીખ્યો છે અથવા પુત્રી છોકરાઓ સાથે વધારા પડતી છૂટ લે છે; વડીલોની લાગણી અતિશય દુભાય છે, પણ હવે સંતાનને વારે છે તો કંકાસ થાય છે, અપમાન પણ થાય છે. શું કરે?

અને આમ આ પ્રશ્ન આજે દરેકને મૂંઝવી રહ્યો છે. આનો કોઇ હળવો માર્ગ હોઇ શકે ખરો? ના, હળવો માર્ગ એટલે સિદ્ધાન્તનો દ્રોહ, આદર્શની

અવદશા. શંકાસ્પદ સવાલોની અહીં વાત નથી. એમાં ભૂલ થશે તો તે સુધરશે. પરંતુ સમાજની આર્થિક નબળાઇ વધારતાં જ્ઞાતિભોજનો, સમાજને હીણુ બનાવતાં બાળલગ્ન વૃદ્ધલગ્ન વગેરે, સમાજનો આત્મા હણતાં બળાત્કારે વૈધવ્ય, વાંઢાપણું વગેરે અને અજ્ઞાનની અંધારી ગુફાઓમાં ધકેલતાં દોરા, ધાગા, બાધા, આખડી વગેરે અનેક પ્રચલિત રૂઢિઓની અમિતતા માટે એમત છે જ નહિ અને તેનો વિરોધ કરવામાં પોતાના વિચારોની સત્યતા માટે શંકાને સ્થાન નથી. શંકાસ્પદ સવાલોમાં કોઇની સલાહ લેવા ચૂકવું નહિ. મોટામાં મોટું અને સાચું પ્રમાણ અંતઃકરણના અવાજનેજ ગણવું. હૃદયમાં ચાલતા યુદ્ધનું પ્રથમ સમાધાન કરી લેઇ સ્થિરનિશ્ચય થવું. પછી બુદ્ધિ અને હૃદયના સંપૂર્ણ સહકારથી પોતાના વિરોધને દૃઢ બનાવી આત્માના સમગ્ર સામર્થ્યથી અનિષ્ટનો પ્રતિકાર કરવા તત્પર થવું. અત્યંત નમ્રતાથી અને વિવેકથી પણ બને એટલી સચોટ દલીલોથી સમજાવવા પ્રયત્ન કરવો. વિવેકબુદ્ધિથી સમાધાન માટે સદા તત્પર રહેવું. આમ છતાં સફળતા ન મળે તો જ્યાં પોતાની સત્તાની વાત હોય ત્યાં પોતાને અસંમત એવું એ કાર્ય કોઇ પણ ભોગે થવા ન દેવું. જ્યાં પોતે સગીર હોય કે વાત સત્તાની બહાર હોય ત્યાં શક્તિ પ્રમાણે વર્તવું. કાં તો જે તે અનિષ્ટ કાર્ય અટકાવવા સવિનય બંડ કરવું અને એમાં આત્મબલિદાન સુધીની તૈયારી રાખવી અથવા તો મન, વચન, કર્મથી એ અનિષ્ટ કાર્યમાં ભાગ ન લેવો. પોતાનું સાક્ષ્ય એ કાર્યમાં ના રહે એટલા માટે જરૂર પડે તો તાત્કાલિક સ્થાનાન્તર કરવું. પરંતુ કોઇ રીતે સહકાર આપી દૂષિત થવું નહિ. આવી રીતે કરેલું સ્થાનાન્તર કાયરતા નથી; નબળાઇ તો બીજો માર્ગ લેનારે પ્રથમથીજ સ્વીકારવી જોઇએ. આત્મબલિદાનમાં પણ વિવેકની જરૂર છે, બધા પ્રસંગો એટલી હદે લેઇ જવા જેવા હોતા નથી.

આ પ્રમાણે વર્તવું સહેલું નથી તે તો આપણે આગળ જોયું છે. પત્નીની કે માતપિતાની લાગણી દુખાય એ દશ્ય હૃદયદ્રાવક હોય છે. કેટલાક માતાપિતાની લાગણીઓને સહેલાઈથી દુભવી શકે છે, પણ પત્નીની લાગણીને દુભવી શકતા નથી; ત્યારે બીજા કેટલાક પત્નીની લાગણીને દુભવી શકે છે, પણ માતાપિતાની લાગણીઓને દુભવી શકતા નથી. આમ થવું ન ઘટે. અનિષ્ટના વિરોધ માટે સૌને સરખાં ગણવાં જોઇએ. ચાહે પત્ની, ચાહે માબાપ, સૌની સામે એક જ નીતિ ગ્રહણ કરવી જોઇએ. એકને દુભવી બીજાની સામે આંખમીચામણાં કરવાં એ કેવળ અન્યાય છે. માબાપની રૂઢિપૂજકતાને અને એવાજ વાતાવરણમાં ઊછરેલી પત્નીની અજ્ઞાનતાને જીતવાં દુષ્કર છે. ભલાભલા કેળવાએલા

યુવકો (વકીલો, દાક્તરો, બૅરિસ્ટરો, પ્રોફેસરો, લેખકો, સાક્ષરો અને સુધારકો) પણ પોતાની પત્નીને દોરાધાગા અને બાધાઆખડી જેવા વહેમોને પોષતાં રોકી શક્યા નથી. ઘણી વખત તો પત્નીને આ અઘોર અજ્ઞાનમાંથી તારવી એ, માબાપને સમજાવી લેવા કરતાં પણ અઘરું છે. અને આનું નામજ વિચારનાં કજોડાં. કેટલાયે યુવકોનાં જીવન આ સ્થિતિમાં અસહ્ય બનતાં હશે! આનો ઉકેલ તો સાચી સ્ત્રીકેળવણીજ લાવી શકે.

છતાં લાગણીના પ્રશ્ન માટે આટલું બસ નથી. જ્યાં સદાને માટે હૃદય ભાગવાનો સવાલ હોય કે સામે પક્ષે આત્મહત્યા થતી હોય તો કેમ વર્તવું? શું આવે દુઃખદ પ્રસંગે સિદ્ધાન્તને ઊંચે મૂકવો? એક આફ્રિકાવાસી પિતાએ પોતાની પુત્રીનું વેવિશાળ શોધવા માટે બહુ પ્રયત્ન કર્યો. બે વર્ષ એમજ વીતી ગયાં! કન્યાના દાદા પોતાની મર્યાદાઓ બતાવે: અમુક અમુક ગામ, એમાં અમુકજ ખડકીઓ અને એમાંય અમુકજ ઘર હોય તો ઠીક, નહિ તો કન્યા ભલે મોટી થાય. કન્યાના પિતા હતા તો ઉદ્દામવાદી, પણ શું કરે? નિરુપાય. અંતે થાકીને તેમણે એક સરસ જગ્યા મેળવી, પણ ત્યારે એ કુળ સહેજ ઊતરતું હતું એટલે કન્યાના દાદાએ (એમને મન તો આસમાન જમીનનો ફેર હશે) આમરણ ઉપવાસ આદર્યા. છતાં કન્યાના પિતા હિંમત રાખી આગળ વધ્યા અને લગ્ન બહારગામ ગોઠવ્યું, ત્યારે વરપક્ષે ના પાડી. વરપક્ષને એમ હતું કે અમે બધા વાજતે ગાજતે કન્યાના ગામમાંજ કન્યાના માંડવે જઈએ, જેથી અમુક ઘરની કન્યા મળી એમ ફાંકો રાખી શકાય! અફસોસ, આમ આ વેવિશાળ ન થયું તે નજ થયું. ભોગ બિચારી કન્યાના! બીજા એક કન્યાના પિતાને એવીજ ધમકી મળી હતી એટલે એમણે નક્ત તો બધું માંડી વાળ્યું, પણ પછીથી લગ્ન આફ્રિકામાં લીધાં. ખરે, લગ્ન થઇ ગયાં અને પછી તો કોઇએ આપઘાત કરવા જેટલો જીવને અળખામણો ન કર્યો!

સામાન્ય રીતે આવા પ્રસંગોમાં માણસ આમ વિચાર કરે છે: 'બધા કંઇ ગાંધીજી થઇ શકે નહિ. બારમું ન કરવાની સંમતિ આપવા સુધી વૃદ્ધ વડીલોનો જીવ ચાલતો નથી (અથવા તો ઉપર કહ્યા તેવે કોઇ પ્રસંગે આપઘાતની ધમકી આપે છે), તો ભલે એમની ઇચ્છા પ્રમાણે થાય.' આમજ પત્નીને બાધા-આખડી કરવા દેવી પડે છે, અને વિધુર થતાં વિધવાવિવાહનો વિચાર પડતો મૂકવો પડે છે. કેટલાયે આમ દોષને પાત્ર થયા છે. વળી આથી ઊલટું વર્તનારના જીવનમાં આપ્તજનોનાં હૃદય ભગ્ન થયાના દાખલા પણ બન્યા છે.

આ અત્યંત નાજુક પરિસ્થિતિ હોવા છતાં એનો ઉપાય આગળ વર્ણવ્યો

તેજ એક છે. શુભ નિષ્ઠા હશે તો ભગ્ન હૃદય પુનઃ રસાળાં થશે, જે રહેશે તે અપવાદરૂપ રહેશે.

બધાના જીવનમાં આવા પ્રસંગો આવતા નથી. ઘણાને માટે તો એ કેવળ બહાનું જ હોય છે. જ્યાં આમ હોય ત્યાં દંભ ખુલ્લો કરવો જોઈએ.

લાગણીનો આ અતિ નાજુક પ્રશ્ન સમાજની પ્રગતિમાં ગંભીર નુકસાન પહોંચાડી રહ્યો છે. આજે જ્યારે આપણે સામાજિક ઉત્કર્ષ માટે ધીરાં પગલાં ભરીએ છીએ ત્યારે તેને વધુ વેગ આપવા યુવકો વિવેકબુદ્ધિથી વર્તે એમ ઇચ્છીએ.

**દારેસલામ, પૂર્વ આફ્રિકા** **ડાહ્યાભાઇ મનોરભાઇ પટેલ**

---

## આડે લાકડે આડો વેહ

**જે સમાજ** સત્પુરુષોના સદુપદેશને અનુસરી સીધી રીતે સમજીને સમાજ-સુધારણા નથી કરી શકતો તે દિનપ્રતિદિન દુઃખના સંજોગોથી ઘેરાઇને મરવાને જ લાયક બની રહે છે.

દુનિયા ઉપરના દેશોની માનવજાતિઓમાં કોઇ કોઇમાં અસાધ્ય રોગરૂપ એક પ્રકારની બૂરી કુટેવ હોય છે. કોઇમાં ધાર્મિક અજ્ઞાનતા, કોઇમાં સામાજિક અમાનુષિતા, તો કોઇમાં રાજકીય દુષ્ટતા. એમ ભિન્ન ભિન્ન પ્રકારે એ કુટેવો દૃષ્ટિગોચર થતી હોય છે. એ કુટેવો છોડાવવા માટે મહાપુરુષોના પુરુષાર્થ પણ આખરે કામ લાગતા નથી. 'પ્રાણ અને પ્રકૃતિ બંને સાથે જ જાય' એ સૂત્રાનુસાર સમાજના વિનાશની સાથે જ એ કુટેવો નષ્ટ થાય છે. ઇજિપ્ત, મેક્સીકો અને ઇંગ્લેન્ડ આદિ દેશોની જાતિઓના વિનાશની સાથે જ તેમની કુટેવો નાબુદ થઇ, જુડાઇઝમ અને યાહુદીઓના વિનાશની સાથે જ તેમની અધમ કુટેવો ગઇ. ઇતિહાસ આ વસ્તુની સાખ પૂરતો આવ્યો છે અને પૂરશે. સામાજિક અને રાજકીય દૂષણ વાળા પૂર્વ અને પશ્ચિમના દેશોમાંની આજની અમુક જાતિઓને તેમના વિનાશ પછી જ આ બાબત સમજાશે શું?

ગાંધીજી જેવા મહાન વિચારક અને પરોપકારી પુરુષના સદ્બોધની અવગણના કરવાથી હિંદુ સમાજને હવે મૂંઝવણું સાથે મરવાનો પ્રસંગ પ્રાપ્ત થતો જાય છે. ધાર્મિક કુરીતિઓ છોડવામાં, અયોગ્ય રૂઢિબંધનો તોડવામાં જૂના વિચારની જનતાએ સાથ ન આપ્યો. સમાજના હિતને વિચારી જ્ઞાતિજાતિના ભેદ ટાળવાની વિવેકબુદ્ધિ ન સૂઝી! પરિણામે 'આડે લાકડે આડો વેહ' જેવું વર્તન ચલાવવાની કનિષ્ઠ પ્રેરણા નવીન જનતાને થઇ. આજનાં યુવકયુવતીઓ

કોર્ટનો આશરો લેઇને સ્વચ્છંદી લગ્નો કરવા લાગ્યાં છે. વિલાસને પોષતી નવલકથાઓનાં સતત અભ્યાસી જનીને લગ્ન જેવા દૈવી સંબંધને કૃત્રિમ જીવન-સંસ્કારનું રૂપ આપતાં જાય છે. 'બુદ્ધિહીણા રચે ગ્રંથ એંદા,' કવિ નર્મદના આ કથન મુજબ કનિષ્ઠ પુસ્તકો રચનાર સાહિત્યકારો અને લેખકો પણ તેમને આ રસ્તે દોરવામાં સહાયક થઇ પડ્યા છે! કોઇ પણ વસ્તુ જ્યાં હદ વટાવી જાય ત્યાં ઊલટી પ્રેરણા ન થાય તો બીજું શું થાય? જૂને સમાજે આખર સુધી અધમ રિવાજોને છોડ્યા નહિ. સારી ખોટી પ્રેરણાનો આધાર મનુષ્યના વિચાર અને આચાર ઉપર રહેલો છે. એ પ્રેરણાનુસાર મનુષ્યસમાજ પોતેજ પોતાનો ઉદય અને પોતેજ પોતાનો વિનાશ કરે છે. દુષ્ટતાને સેવનાર પોતેજ દુષ્ટતાથી ઘેરાઇને મરે છે. ગમે તેવી કાબેલ અને કુશળ ગણાતી જાતિનો એ રીતે વિનાશ થયા વગર રહે નહિ, એવી રીતે કુદરતે પોતાના નિયમનનું ચક્ર ઘડ્યું છે. સૃષ્ટિનિયામકે આમ પોતાને માથે દોષ આવવાનું રાખ્યું જ નથી.

આજે સુધારાને મોખરે ચઢેલા અને બળવાન ગણાતા દેશની એક જાતિ બીજા દેશની પ્રજાને પાયમાલ કરવામાં રાજકીય દુષ્ટતા પ્રસરાવી રહી હોય છે, પણ તેને ખબર નથી હોતી કે એ દુષ્ટતારૂપ જાળમાં પોતેજ સપડાઇને આખરે મરવાની છે. નઠારા વિચારોનું સેવન કરનાર જાતિને નઠારીજ પ્રેરણા થતી હોવાથી પોતેજ પોતાના જીવનવૃક્ષને આખરે કાપી નાખે છે. દૈવી પ્રેરણા જેવા સમર્થ અને બળવાન શસ્ત્ર આગળ મનુષ્યનાં તમામ પાર્થિવ શસ્ત્રો તેમજ તેનાં બુદ્ધિચાતુર્ય વ્યર્થ નીવડે છે.

નિર્દોષ બાળકોને અમાનુષી બંધનોથી બાંધી રાખી જીવન પર્યંત પરાધીન હાલતમાં રિબાવે તેવાં રૂઢિબંધનોના પાલનમાં હિંદુ સમાજ નૈસર્ગિક પ્રેમ જેવી દૈવી વસ્તુને પણ તજતો ગયો! વાત્સલ્યપ્રેમને વીસરી જનાર મનુષ્ય જેવું નીચ પ્રાણી દુનિયામાં બીજું ભાગ્યેજ હશે. આવી સ્થિતિ પ્રવર્તતી હોય ત્યાં માતાપિતા અને પુત્રપુત્રીઓ વચ્ચેનો પ્રેમ શી રીતે જળવાઇ રહે? છોકરાછોકરીઓ વિનાસંકોચ આજે પોતાનાં માબાપોને અને ભાઇભાંડુઓને તજતાં જાય છે. સંસાર ભોગવતાં કેટલાંક બાઇઓનો કૃત્રિમ જીવનના મોહમાં સ્વસંતતિને તજીને નવીન સ્વેચ્છાલગ્નો કરવાની દોડધામ કરતાં પણ જોવામાં આવે છે. જેને જેમ ફાવે તેમ ભાગીને સ્વતંત્રપણે જીવન જીવવાની લગની લાગી છે. સેંકડો વર્ષોથી પરાધીનતામાં રિબાતા જીવો કારાગૃહમાંથી છૂટવાનો પ્રસંગ મળતાં સારો ખોટો માર્ગ જોતા ક્યાંથી બેસે?

આવી છિન્નભિન્ન હાલત આજે સમાજની થતી જતી હોવાથી નવા

વિચારની જનતાએ પોતાના બચાવ માટે આદર્શ લગ્નો પ્રત્યે ધ્યાન આપવાની જરૂર છે. સ્વતંત્ર લગ્નો કરનાર દરેક સ્ત્રીપુરુષને યોગ્ય સહાયતા મળે, તેવી યોજના કરનાર મંડળો સ્થાપવાની ખાસ આવશ્યકતા છે. જીવનસુધારણાના સાચા આદર્શ વાળી પ્રૌઢ ને વિચારક વ્યક્તિઓને મધ્યસ્થ રાખીને આ વસ્તુ કરવાની છે તે ભૂલવું ન જોઇએ. જો તેમ નહિ કરવામાં આવે તો સમાજ આખાની વૈખરી સ્થિતિ થઇ જશે. 'આડે લાકડે આડો વેહ' મુજબ વર્તવાથી ભવિષ્યમાં આપણને હાનિ ન પહોંચે તે ખાસ વિચારી જવું ઘટે છે. પણ જો આપણો નાશ થવાનો હશે તો તો તેટલું પણ નહિ બની શકે. સમાજની ભયંકર કુટેવો જોતાં તો ભૂંડી રીતે નાશ થાય એવા જ ઉદ્‌ગાર અંતરમાંથી નીકળ્યા કરે છે. વરવિક્રય અને કન્યાવિક્રય ઉપરાંત પોતાની નિર્દોષ બાલિકાઓને જન્મતાં જ મારી નાખવાના, યુવાન બાળાઓને ઝેર પાઇ દેવાના ભયંકર અપરાધોને કુદરત શી રીતે સાંખી શકે? આપણે તો ઘણુંયે સારૂં ઇચ્છતા હોઇએ, પણ તે બને કેવી રીતે? હિતાહિતના ભાન વિનાનો સમાજ દેશહિતૈષી સંન્યાસીને ઝેર આપવાનાં અને મહાન પુરુષ ઉપર લાઠીઓના પ્રહાર કરવાનાં ભૂડાં કર્મનાં પાપમાંથી શી રીતે બચે?

સમાજના આવા બંધનમાંથી જેઓ હજી છૂટયાં ન હોય તેઓએ જેમ બને તેમ જલદીથી છુટકારો મેળવવા પ્રયત્ન કરવો જોઇએ. રાજકીય પરાધીનતાના વધતા જતા ત્રાસને સમયે આવી બાબતમાં જરા પણ ઢીલ કરવી ઉચિત નથી. છેક મરણકાળે ગીતાપાઠ કામ લાગતો નથી એટલું સમજીને દરેક યુવકયુવતીએ આત્મબળ ઉપર ભરોસો રાખીને ત્વરાથી છૂટું થવું જોઇએ, કેમ કે આપણે ઘણા મોડા ચેત્યા છીએ. સો વર્ષ ઉપર કવિ નર્મદાશંકરે આપણને આ વિષે ઉતાવળ કરવાની સૂચના કરી હતી:

"હાંરે હવે જોયાં શું કરવું ચાલો,
હાંરે પડો રણમાં કે જયસુખ મ્હાલો રે–બેની:
હાંરે હવે દહાડા ફર્યા છે જાણો,
હાંરે હક્ક માન તે પાછાં નાણો રે–બેની:
હાંરે ભૂંડાં બંધન તડાતડ કાપો,
હાંરે પ્રાણ અર્પી સ્વતંત્રતા થાપો રે
બેની એ સજો સજો રે સજો સજો."

જેને વ્યાવહારિક સ્વતંત્રતા નથી તે આદર્શ જીવનને વિચારી કે સમજી શકતો નથી. જીવનઆદર્શના સિદ્ધાન્ત વિનાનો મનુષ્ય દેશધર્મને ઓળખી

શકતો નથી. જેને રાષ્ટ્રધર્મનું ભાન નથી તે માનવઅધિકાર પ્રાપ્ત કરી શકતો નથી. માનવઅધિકાર રૂપ રાષ્ટ્રસત્તા વિનાના સમાજનાં ધર્મ, ડહાપણ અને પવિત્રતા શોભતાં નથી. સડેલા સમાજમાં રહીને આદર્શજીવનના અને દેશ-ધર્મના પાલનનો ડોળ દેખાડનાર મિથ્યાવાદી છે; વ્યાવહારિક સ્વતંત્રતા સિવાય, રડવાંકૂટવા અડવાઆભડવા અને એવાં બીજાં અગાઉથી રૂઢિબંધનોથી તે છૂટી શકતો નથી. સમાજથી છૂટાં થનાર ભાઈબેન એક ધાગે બે વસ્તુને જીતી જાય છે; લગ્નજીવનની પરતંત્રતામાંથી મુક્ત થતાની સાથેજ સમાજની અનેક કુરીતિઓ, ધાર્મિક કુપ્રથાઓ અને બીજાં તમામ બંધનોથી છૂટાં થાય છે. જોકે આ વસ્તુ એકંદરે સમાજને પૂર્ણ રીતે લાભદાયક નથી થતી, કેમ કે તેથી ઐક્યનું બળ ઘટતું જાય છે. પરંતુ દુઃખ અને આશ્ચર્ય એ થાય છે કે આટલી વિષમતાના સંજોગો પ્રાપ્ત થયા છતાં જૂના વિચારની જનતાની તંદ્રા હજી હટતી નથી. આવા સમાજ સામે 'આડે લાકડે આડો વેહ'નું શસ્ત્ર કુદરત ચલાવેજ એ દેખીતું છે.

વડોદરા મણિલાલ જ. દ્વિવેદી

---

## અનુભવનવનીત

"આવો, આવો, ગોદાવરી બેન! તમે કયાંથી ભૂલાં પડ્યાં?" એક દિવસે એક યુવતી એક પ્રૌઢ વયના ગૃહસ્થ અને એક વૃદ્ધ સ્ત્રી સાથે મારે મકાને આવી, તેને મેં કહ્યું.

"હાજી, આજ આપનું ખાસ કામ પડવાથી અમે આવ્યાં છીએ. આ મારા બાપુ છે અને આ મારાં દાદીમા છે." તે યુવતીએ જવાબ દીધો. "મારા બાપુજી આપને ખાસ મળવા માગે છે, એમને આપની મદદની જરૂર છે. આપ મને ભૂલી ગયા નથી એમ લાગે છે. આપ ટ્રેનિંગ કોલેજમાં હતા, ત્યારે તો હું ચોથી ચોપડી ભણતી હતી. ત્યારપછી આપે એક વખત અમારી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા લીધેલી તે આપને યાદ છે?"

"મને બરાબર યાદ છે." મેં કહ્યું. એ બાળા ફીમેલ ટ્રેનિંગ કોલેજની પ્રેક્ટિસિંગ સ્કૂલમાં ભણતી હતી, ત્યારથી ઘણીજ ચંચળ અને ભણવામાં હોંશીયાર હતી, વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં ગુજરાતી વાચન એનું આખા વર્ગમાં ઉત્તમ હતું અને પ્રશ્નોના જવાબ બહુજ સારી રીતે એણે આપ્યા હતા તે મને બરાબર યાદ હતું. ફીમેલ ટ્રેનિંગ કોલેજમાં એ શિક્ષકોની બહુ માનીતી બાલિકા હતી.

"કહો, ભાઇ, આપને મારું શું કામ પડ્યું?" મેં એના પિતાને પૂછ્યું..

"સાહેબ, આ મારી દીકરી મને અહીં આપની પાસે લઇ આવી છે. હકીકત એવી છે કે એને મેં બહુ નાનપણમાં—દશેક વર્ષની ઉંમરે—પરણાવી દીધી. સારું ઘર જોયું પણ વર બાબત બરાબર તપાસ કરી નહિ અને એ છોકરો મોટો થતો ગયો તેમ વંઠેલ, વ્યસની અને ઠોઠ નીકળ્યો. દીકરીને સત્તરમે વર્ષે મેં સાસરે વળાવી, પણ ચાર પાંચ દિવસમાં તો એ દુષ્ટે એને મારીને કાઢી મૂકી. તારા બાપને ઘેરથી પૈસા લઇને આવ એમ કહી એને ધકેલી મૂકી. દીકરી ઘેર આવ્યા પછી મારો તો એને પાછો મોકલવાનો વિચાર જ નહોતો પણ આ મારી ડોશીએ ખાસ દબાણ કરી, સો રૂપીઆ દીકરીને ગાંઠે બંધાવી ત્રણ મહિના પછી ફરી સાસરે મોકલી. દસ દિવસ પછી વળી પૈસા ઝુંટાવી લઇ, એને પાછી મારીને મારે ઘેર મોકલી દીધી. આ વખતે તો દીકરીએ પણ જવાની ચોખ્ખી ના પાડી અને મેં પણ દૃઢ નિશ્ચય કર્યો કે હવે કદી એને સાસરે ન મોકલું. એ માણસનો દુરાચાર અને સ્વચ્છંદ વધતાં ગયાં. એના ઘરનાં માણસો પણ એનાથી કંટાળ્યાં, એણે ઘરબાર વેચી દીધાં અને એક કોળી બાઇને રાખીને એ રહ્યો.

મેં વિચાર કર્યો કે દીકરીનો સંસાર તો બગડ્યો—હવે એને ભણાવી કાંઇ ધંધો કરી પોતાનો નિર્વાહ કરે એવી સ્થિતિ કરવી જોઇએ. એને કોલેજમાં દાખલ કરી અને એનો અભ્યાસ બહુ સારી રીતે ચાલવા લાગ્યો. અમારી જ્ઞાતિમાં છૂટાછેડા તો થાય પણ અમારા ઘરની આબરૂની ખાતર અને આની મા તથા ડોશીને લીધે મેં એ વિચાર માંડી વાળ્યો. દીકરી રોજ નિયમસર નિશાળે જતી અને એને દસ રૂપીઆની સ્કોલરશીપ પણ મળવા લાગી.

છ સાત માસ પછી એના વરને મેં અહીં બજારમાં જોયો. એ તો સુરત જીલ્લાનો છે. એને અહીં આવેલો જાણી મને દહેશત લાગી એટલે દીકરીને સખત તાકીદ કરી દીધી કે એ લઇ જવાનું કહે તો ભૂલેચૂકે પણ હવે કબૂલ કરીશ નહિ."

"ભાઇ સાહેબ, મારા દીકરાએ આ મનાઇ હુકમ તો કાઢ્યો પણ લાંબો વિચાર ન કર્યો." ડોશીએ હવે આગળ કથા ચલાવી. "એક દિવસ નિશાળેથી ઘેર પાછી આવતાં આ મારી દીકરીને એના વરે રસ્તામાં રોકી અને અતિશય આજીજી કરી રસ્તાની બાજુએ એને વાત કરવા લઇ ગયો. પોતાનાં ભૂંડાં કામનો એણે દીકરી આગળ ખૂબ પસ્તાવો કર્યો અને પોતાને ખાવાના પણ સાંસા છે એમ કહી દીકરી પાસે રડી રડીને મદદ માગી. ગમે તેવો તોપણ પોતાનો ધણી જ ને? દીકરીને દયા આવી અને ગજવામાંથી એક રૂપીઓ

કાઢીને આપ્યો. અને ઘેર ચાલી આવી. એણે બાપની બીકે કોઇને ઘરમાં કાંઇ વાત કરી નહિ. ત્યારપછી ત્રણચાર દિવસે ફરી રસ્તામાં એનો ભેટો થઇ ગયો અને દીકરીને પોતાની ઓરડીએ લઇ ગયો. પોતે હવે બહુ પસ્તાય છે અને હવે ખૂબ સુધરી ગયો છે, કાંઇ કામધંધો શોધવા અહીં આવ્યો છે પણ ધંધે લાગે ત્યાં સુધી ખાવાનું કાંઇ સાધન નથી એમ કહી દીકરીનું દીલ ખૂબ પીગળાવ્યું. દીકરીએ પોતાની સ્કોલરશીપમાંથી ૭ રૂપીઆ તેને બીજે દિવસે ઘેરથી લાવી આપવાનું કહ્યું અને બન્ને છૂટાં પડયાં. બીજે દિવસે એને ઘેર જઇ દીકરીએ ૭ રૂપીઆ આપ્યા."

"તે દિવસે મારી સાથે એવી સારી વાતચીત કરી કે હું ભોળવાઇ ગઇ અને જ્યાં સુધી એ ધંધે લાગે નહિ ત્યાં સુધી મારી સ્કોલરશીપનાં પૈસામાંથી મદદ કરવાનું વચન આપીને હું ઘેર ગઇ." ગોદાવરીએ પોતાની હકીકત વચમાં કહી.

"એ બન્ને તો વખતો વખત મળવા લાગ્યાં અને બાપથી તેમજ અમારા સહુથી છાનાં તેને પૈસાની મદદ પણ આ દીકરીએ કર્યા કરી. બાપડી ભોળી છોકરી એ રાક્ષસને ઓળખી ના શકી અને ફસાઇ પડી." ડોશી બોલતાં બોલતાં રડી પડી અને ગોદાવરીએ પણ નીચું માથું નાખી આંસુ પાડવા માંડયાં.

"એ લોકો આ પ્રમાણે બે મહિના સુધી મળતાં રહ્યાં. પંદર દિવસ ઉપર દીકરી એની મા પાસે એકદમ ખૂબ રડી પડી. એની મા તો સાવકી છે પણ બે બરોબરીઆં છે અને સગી બેનો જેવો બનાવ છે. ખૂબ હુસકે રડયા પછી માને કહ્યું: "બેન, હવે મારૂં શું થશે' મારાથી બાપાજીને મોઢું કેમ બતાવાશે? મને ભોળવીને મારી એણે આ દશા કરી!" એમ બોલી રડને રડને બધી વાત એની માને આ દીકરીએ કરી. પેલો રાક્ષસ તો એને ફસાવી, પૈસા બને તેટલા પડાવી ગામ છોડી નાસી ગયો, અને આ બાપડીની તો કફોડી દશા થઇ ગઇ. એ મૂવો અહીં આવ્યો હતો એ કોઇ પણ જાણતું નથી એટલે એના આવ્યાની વાત કોઇ માને પણ નહિ ને મારી દીકરીને માથે ખોટું. આળ ચડે. એના બાપને બધી હકીકત કહેવાની એની માની તો હિમ્મત ન ચાલી. મેં ધીમે ધીમે બધું જણાવ્યું. એ તો રાતોપીળો થઇ ગયો. એને ને દીકરીને બેને મારી નાખું કહી દીકરીને બોલાવવા માળા ઉપર ચઢવા ગયો. મેં ખૂબ સમજાવી ટાઢો પાડયો અને એને શોધી કાઢી, ભાઇ બાપા કહી, જે પૈસા માગે તે આપી દીકરીને એને ઘેર વળાવવાની સલાહ આપી, ત્યારે એ નરમ પડયો. પણ એનો તો એના ગામમાં કે કોઇ જગાએ પત્તો નથી. એના ગામમાં તો એને માથાના વાળ જેટલું દેવું થઇ ગયું છે. એટલે ત્યાં તો એનાથી મોં બતાવાય એવું રહ્યુંજ નથી. જ્યાં જ્યાં ભાળ

કાઢવા જેવું લાગ્યું ત્યાં તપાસ કરાવી પણ એનો કાંઇ પત્તો લાગતો નથી અને આ દીકરીની હાલત તો વધુ મુશ્કેલ થતી જાય છે. હવે શું કરવું તે મુંઝવણમાં અમે તો પડી ગયાં છીએ. દીકરીની આ દશા થઇ છે ત્યારથી મારી વહુએ અનાજ ખાધું નથી. બાપની ઊંઘ ઊડી ગઇ છે અને દીકરીને ભણવાગણવાનું છોડી દેવું પડયું છે. આનો શો ઉપાય થાય ભાઇ, આપ કાંઇ રસ્તો સુઝાડો."

ત્રણે જણાં અતિશય મુંઝાઇ ગયાં હતાં. હું પણ બહુ મુંઝવણમાં પડી ગયો. પોતાના પતિની સાથે છાનોછાનો આ બીચારી બાળાએ સંસાર માંડ્યો, પતિની દયા ખાઇ તેને પૈસાની મદદ કરી, અને પરિણામે એ દુષ્ટ હીચકારો એને નાજુક સ્થિતિમાં છોડી દઇ નાસી ગયો એટલે જગતમાં આ નિર્દોષ બાળાને કલંકિત ગણાવાનું સર્જિત રહ્યું!

સહુને બનતું સાંત્વન આપી હું તે બાળાને તથા તેની દાદીને લઇ અનાથાશ્રમમાં ગયો. એના બાપને ઘેર વિદાય કર્યો અને તે બાળાના વરની તપાસ ચાલુ રાખવાની સલાહ આપી.

આશ્રમમાં એ બે બાઇઓ વિધવાશ્રમ આગળ ઊભી હતી. ત્યાં આશ્રમની મેટ્રન નજરે પડતાં તે બાળા ત્યાંથી પાછી વળી અને ડોસીને કહેવા લાગી કે આ બેનને તો હું ઓળખું છું—મારાથી અહીં તો કોઇ કાળે ન રહેવાય."

આશ્રમમાં એ બાળાએ રહેવાની સાફ ધસીને ના પાડવાથી મારી મુશ્કેલી વધી. પણ મને એક ઉપાય સૂઝ્યો. શહેરના દૂરના ભાગમાં ...પુરામાં અગાઉ આશ્રમમાં આવેલી એક બાઇ પુનર્લગ્ન કરીને છ સાત વર્ષથી પતિ અને બે છોકરાં સાથે સુખી સંસાર માંડીને રહેતી હતી, તેની મદદ લેવાનો મેં વિચાર કર્યો. ગોદાવરીને તે બાઇને બરાબર સોંપી તેની સંભાળ લેવાનું જણાવ્યું અને તે છૂટી થયે બાળકનો બંદોબસ્ત આશ્રમમાં કરવાની ગોઠવણ કરી.

બે માસ પછી આશ્રમમાં એ બાઇ તરફથી એક હૃષ્ટપુષ્ટ બાળક મોકલવામાં આવ્યું અને બીજા બે માસ પછી એ બાળકને મુંબાઇના એક સારા ગૃહસ્થ કુટુમ્બનાં દંપતી દત્તક લઇ ગયાં.

ગોદાવરીની મુંઝવણ ટળી ગઇ ને હું એની બાબતમાં નિશ્ચિન્ત થઇ ગયો હતો.

પાંચેક મહિના પછી ભગવાન પટેલ—ગોદાવરીનો બાપ—મારી પાસે આવ્યો અને ગોદાવરીના પતિનો પત્તો મળ્યો હતો અને તેને સાતસો રૂપીઆ આપી ફારગતી મેળવી હતી એવી હકીકત મને જણાવી. "એને ફરી ઠામ બેસાડવાની પણ મેં ગોઠવણ કરી છે. સારો ભણેલો, રળતોકમાતો અમારી ન્યાતનો જ જુવાન છે. આપને જણાવવા આવ્યો છું." પટેલે કહ્યું.

"ગોદાવરીની સંમતિ લીધી છે? એ ઉમરલાયક છે એટલે એની ઇચ્છા જાણવી જોઇએ. એની પૂરી ખુશી હોય તોજ વિચાર કરજો." મેં કહ્યું.

"હાજી, એ પણ ખુશી છે. આપ એને જુઓ તો આપ પણ જરૂર પાસ કરો." ભગવાન પટેલ બોલ્યો.

"તો, બહુ સારૂં, પણ એ ભાઇ બધી હકીકત જાણે છે?" મેં પૂછ્યું.

"એ શું બોલ્યા સાહેબ! એવી વાત જાણીને તે કોઇ પરણે ખરૂં? આપ અનુભવી થઇને એવો સવાલ કરો છો?" મેં કહ્યું, "અનુભવી હોવાથીજ કહું છું કે એવી વાત પ્રથમથી ખુલાસાપૂર્વક જણાવવામાંજ લાભ છે. મોડી વહેલી એ વાત જાણવામાં તો આવે છેજ અને પછી બંનેની આખી જિંદગી ધૂળધાણી થઇ જાય છે."

"જી, આપનું કહેવું મારા ધ્યાનમાં ઉતરતું નથી. એ વાત કોઇ કાળે ખબર પડવાનો સંભવ નથી અને ફારગતી તો ન્યાતની રીતસર લઇ લીધી છે." પટેલે કહ્યું.

"જેવી તમારી મરજી. દીકરી સુખી થાય અને એને મનગમતો વર મળે એટલે પત્યું. ચાલો, તમે પણ હવે નિશ્ચિન્ત થયા." મેં કહ્યું.

ભગવાન પટેલની આંખમાં પાણી આવી ગયાં. ગદ્ગદ્ કંઠે એ બોલ્યો. "સાહેબ, આપે મને જે મદદ કરી છે તે જિંદગી પર્યંત નહિ ભૂલું."

આઠેક મહિના પછી છાપામાં એક દિવસ મારા વાંચવામાં આવ્યું: "એક યુવતીનું ત્રાસજનક મરણ. ગોદાવરી નામે એક બાવીસ વર્ષની યુવતી શહેરમાં ...પોળમાં ગઇ કાલે પોતાના શરીરપર ઘાસતેલ છાંટી બળી ગઇ. બાઇનું લગ્ન ... ગામના ... સાથે થોડા માસ ઉપરજ થયું હતું. પતિપત્નીને કદી અણબનાવ જેવું કોઇની જાણમાં નથી. પોળના લોકોને પણ આ બાઇના આપઘાતથી બહુ આશ્ચર્ય થાય છે. પોલીસ આ બાબતની તપાસ ચલાવે છે." વગેરે.

ત્રણ દિવસ પછી ભગવાન પટેલે આવી રડતે મોઢે મારા હાથમાં એક નાની કાગળની કાપલી મૂકી:—

"પેલો માણસ આજ સવારે આવી મને ખૂબ બીવડાવી ગયો. બધી વાત આમને કહી દેવાની ધમકી આપી છે. એ વાત જાણે તો મારૂં શું થાય? એ જરૂર કહી દેવાનોજ એવી મને ખાતરી હોવાથી હવે મારે માટે બીજો ઉપાય રહ્યો નથી. હું જાઉં છું. હું સહુને સંતાપ કરાવવાજ જન્મી હોઇશ. સહુને મારા પ્રણામ. મુ. ગટુભાઇને મારા સા. દા. પ્રણામ કહેશો." ગોદાવરી.

('જ્યોતિર્ધર,' તા. ૭:૮:'૩૭) ગ. ગો. ધ્રુ.

## લગ્નવય

(ગયા વૈશાખના 'પાટીદાર'માં 'લગ્ન: નૂતમ રેખાંકન'ની પ્રશ્નમાળાની મારી ઉત્તરમાળાના ૧૦મા ઉત્તર વિષે યુગાન્ડા-કિબોગાથી ભાઇ રાવજીભાઇ સોમાભાઇ પટેલ નીચેની શંકા ઉઠાવે છે. એમની શંકાના વિવેચન પછી મેં મારો ખુલાસો મૂક્યો છે.—લેખક)

**શંકા:** લગ્નસમયે સ્ત્રીપુરુષના "વયનું પ્રમાણ સરખું ૨૦:૨૦ કે તેથી આગળ લંબાતું જોઇએ. પાંચ વર્ષ કરતાં વધારે તફાવત તો કાયદેસર અટકવો જોઇએ." આમ તમે જણાવો છો તે કઇ રીતે ઇષ્ટ છે? મનુસ્મૃતિમાં પણ 'કન્યાની ઉમર ઓછામાં ઓછી ૧૬ અને વરની ઉમર ૨૪ની' યોગ્ય ગણાઇ છે. હું સંસ્કૃત ભાષાનો અભ્યાસ ધરાવતો નથી. મારો અભ્યાસ મૂળમાં જ પ્રાથમિક પાંચ ધોરણ ગુજરાતી અને એક અંગ્રેજી એમ ૭ વર્ષનો છે. જેથી હું ક્ષમાને પાત્ર છું અને વચ્ચેજ મારી અજ્ઞાનતા દર્શાવી લેઉં છું. તોપણ, 'વિદ્યાભ્યાસી વિશારદજ બુદ્ધિશાળી હોય શકે' તે સૂત્ર નિયમબાહ્ય છે તે તો આપ પણ જાણતા હશોજ. હવે મનુસ્મૃતિના આ ઉમરપ્રમાણને આપણે સ્વતંત્ર દૃષ્ટિથી તપાસીએ.

સ્ત્રી પુરુષ કરતાં શારીરિક વિકાસક્રમમાં વધુ ખીલે છે, એટલે કે તેનો શારીરિક વિકાસ ઘણોજ ઝડપી હોય છે. દૃષ્ટાંત રૂપે, આપણાજ બાલ્યકાળની મમવય કન્યાઓ અત્યારે કેટલો પરિવર્તનશીલ શારીરિક વિકાસ ધરાવતી હોય છે? ઊંચાઇ, જાડાઇ અને અવયવોની પણ બરાબરી આપણે કરી શકતા નથી. અલબત્ત અમુક પુરુષો તેઓની બરાબરી કરી શકે તેવા વિકાસક્રમમાં ખીલેલા બાંધાના હોય છેજ, અને અમુક સ્ત્રીઓ વિકાસક્રમમાં પછાત પણ જણાય છેજ. પરંતુ તેઓ અપવાદ રૂપજ જણાય છે.

તમારા કહેવાનો આશય 'પુરુષ દશ વર્ષની તાલીમથી પછાત સ્ત્રીને દબાવી શકે છે,' તે છે. પણ વાસ્તવિક રીતે આ કથન ઉપજાવી કાઢેલી કલ્પના જેવું છે. કારણ કે અઢાર વર્ષની કન્યા ગૃહિણીપદ ધરાવવા લાયક તેમજ બુદ્ધિની કસોટીમાં બરાબરી કરી શકે છેજ. 'સંસારમાં અનુભવ લીધાથી માત્ર વિશેષે જાણવાનું તો ગૌણ સ્થાને છે,' તેમ હું કહેવા માગતો નથી. બાલ્યકાળનું શિક્ષણ માત્ર સિદ્ધાન્તી જ્ઞાન હોય છે અને ખરું જ્ઞાન ગૃહસ્થાશ્રમમાંજ પ્રાપ્ત કરવાનું હોય છે એ ખરું, તોપણ અઢાર વર્ષની ઉમર બાદ સ્ત્રીપુરુષમાં સમજ-જ્ઞાનશક્તિ એટલે વિવેકબુદ્ધિ તો આવે છેજ. અને તે કન્યાને દબાવવા તેના પતિના બધા પ્રયાસો નકામા નીવડે છે. અપવાદ રૂપ આપે

આવાં યુગલો જોયાં હશેજ. પણ તે સર્વ સિદ્ધાન્ત માટે ગણવું નકામું છે.

સ્વામી દયાનંદે સ્ત્રીપુરુષના લગ્ન બાબતમાં આમ કહ્યું છે: 'સ્ત્રી કરતાં પુરુષની ઉંમર ઓછામાં ઓછી દોઢી અને વધુમાં વધુ બમણી' હોય.

**મારો ખુલાસો:** તમારી શંકાના સંબંધમાં કહી લેઉં કે વરકન્યાના લગ્નવય સંબંધે તમારા પક્ષમાં ને અમારા પક્ષમાં, એમ બંને પક્ષમાં નક્કર દલીલો છે. પણ મારા મત પ્રમાણે અમારી દલીલો વધુ નક્કર જણાય છે. બંને બાજુ બરાબર સમજ્યા પછી પણ પોતાનો અભિપ્રાયજ યોગ્ય લાગે તો તે જરૂર પ્રામાણિકપણે સેવવો. આ પ્રશ્નનો ઉદ્ભવ જોકે સહજ છે, છતાં શ્રી. નરસિંહભાઇનું 'લગ્ન કે પ્રપંચ?' પુસ્તક[1] અને ગયે વર્ષ પ્રસિદ્ધ થએલો મારો 'પુત્રી' નામનો લેખ, એ બે તમે વાંચ્યાં હોત તો કંઇ લખવાનું ન રહેત.

પ્રથમ તો તમે ટાંકેલું મનુસ્મૃતિનું પ્રમાણ મને માન્ય નથી; કારણ કે મનુસ્મૃતિએ તો સ્ત્રીઓને કેવળ અન્યાયજ કર્યો છે. મેં એ વિષય ઉપર 'પાટીદાર'માં 'મનુસ્મૃતિ અને સ્ત્રીઓ' નામનો લેખ લખ્યો હતો અને તેમાં એ વિષે સપ્રમાણ છતાં ટુંકામાં લખ્યું હતું. ધૃ=ધારણ કરવું, ધર્મની મારી મર્યાદા એ છે કે તે સમાજને ધારણ કરે, સજીવન રાખે. આમ મનુષ્યને અને તેણે બાંધેલા સમાજને જીવતો રાખતો સદાચાર તે ધર્મ. બધા ગમે તેમ વર્તે તો માનવજીવન કેવું બને તે તમે કલ્પી શકશો. એટલે દુરાચાર અપવાદરૂપ અને સજાને પાત્ર હોય. સદાચારના નિયમો મનુએ ઘડયા અને સમાજે તે માન્ય ગણ્યા. એ નિયમો માનવરચિત છે અને તેથી પરિવર્તનશીલ છે. દેશ-કાળ પ્રમાણે તેમાં ફેરફાર થવો ઘટે. મનુએજ લખેલું ખાદ્યાખાદ્યનું પ્રકરણ જુઓ, આજે આપણે તે સ્વીકારી શકીએ તેમ નથી, એવુંજ બીજા ગ્રંથો વિષે પણ. પ્રચલિત ધર્મભાવનાઓ અને ધાર્મિક ગ્રંથો વિવેકબુદ્ધિથીજ જોવા ઘટે; નહિ તો અનર્થ થાય.[2]

ઋષિમુનિઓએ કન્યાની ઉંમર લગ્ન માટે ૧૬ની ઠરાવી અને વરની ૨૪.

---

૧ અને હવે તો એમનું 'લગ્નપ્રપંચ' પુસ્તક વિસ્તૃત સ્વરૂપમાં પ્રકટ થયું છે.

૨. "હું તો માનું છું કે વરકન્યાનું લગ્નવય સાધારણ રીતે ૨૦:૨૦નું હોવું ઇષ્ટ છે" ('લગ્નપ્રપંચ': પૃષ્ઠ ૩૯૨).

"જાણું છું કે રૂઢિજડ અને રૂઢિજીવ લોકને આ નિર્ણય ભયંકર લાગશે, એની સામે એ વિરોધ કરશે. એ તો કહેશે કે વેદ ને અનેક સ્મૃતિઓ વરકન્યાનું લગ્નવય ૨૫:૧૬ ઠરાવે છે એટલે એજ યોગ્ય છે. હું તો માનું છું કે વેદ રચાયા પૂર્વે પણ બહુ કાળથી પુરુષ પોતાનાથી નાની સ્ત્રી સાથે લગ્ન કરતો આવેલો, વેદકાળમાં પણ એમજ હતું; તે યુગના લોકને તેથી એ ઠીકજ સ્વાભાવિક લાગેલું

પણ સાથે જોવું જોઇએ કે તેમણે સ્ત્રીને વિદ્યા માટે અનધિકારી ઠરાવી છે. આજે જેમ વસતિ વધારવા માટે જર્મની અને ઇટાલી પ્રયત્નો કરે છે તેમ તે કાળે આર્યોની વસતિ વધારી અનાર્યોનો સંહાર કરવા, તેમને દાસ બનાવવા માટે એ સમાજનેતા ઋષિઓના પ્રયત્નો હતા. આથી તો તેમણે ગાયું કે 'પુન્ નામના નરકમાંથી તારે છે માટે 'પુત્ર' તે પુત્ર કહેવાય છે.' 'પુત્રહીણુ નરકે જાય.' અને આ ભાવના આજે કેટલો ગજબ વાળી રહી છે તે તમે જાણો છો. ગમે તે વયે અને શરીરની ગમે તેવી હાલતમાં પણ આપણા લોકો વંશવૃદ્ધિને ખાતર ૧૪ વર્ષની કન્યા સાથે લગ્ન કરે છે!

સ્ત્રીઓ, ખેડૂતો અને શૂદ્રો એ આપણે ત્યાં પ્રથમથી જ હીણી દશામાં મુકાએલા વર્ગો છે. બાકીના લોકોને વિદ્યા, કળા અને સંસ્કૃતિ માટે અધિકારી ઠરાવ્યા. આનું પરિણામ આજે તમે જુઓ છો. આ ત્રણે વર્ગને ન્યાય આપવા આજે ભગીરથ પ્રયત્નો આદરવા પડ્યા છે. આજનો દેશકાળ પણ એવો છે કે એમને હીણુ રાખી રાષ્ટ્ર આગળ વધી શકે જ નહિ.

એટલે પ્રાચીન મત કે ધર્મનાં વિધાન બાજુએ રાખીએ અને શુદ્ધ તર્કથી વિચાર કરીએ. ૧૬ વર્ષે કન્યાનું શરીર સંપૂર્ણ ખીલે છે તેની ના નહિ, તે કાળે માતા બનવાનાં બધાં ચિહ્નો પણ તેનામાં હોય છે તે પણ ઠીક છે.[3] પરંતુ એ સ્થિતિ પ્રાપ્ત થવાની એ ઓછામાં ઓછી મર્યાદા છે. ૧૪

*———

એટલે વેદે પણ એ સ્વીકારી લીધેલું—સમાજશાસ્ત્રની એ રૂઢિની ઐતિહાસિક નોંધ વેદે સ્વાભાવિક માનીને ટાંકી લીધેલી. વેદને પ્રમાણભૂત માનનાર સ્મૃતિઓએ પણ પોતાની સમક્ષ પ્રવર્તતી એ રૂઢિને સ્વાભાવિક માની લીધી ને પ્રજાને એ જ પ્રમાણે વિધાન આપ્યું. પ્રાચીન છે માટે જ એ રૂઢિને સ્વાભાવિક ને હિતજનક માની શકાય નહિ. ત્યારથી આજ સુધીના અનુભવનું અવલોકન કરીને રૂઢિમાત્રમાં વિવેકપૂર્વક ફેરફાર કરવા ઘટે, એમાં જ જાતિનું જીવન અને એની સંસ્કૃતિ છે." ('લગ્નપ્રપંચ': પૃષ્ઠ ૩૮૮).

૩. વૈદ્યકશાસ્ત્રી કહેશે કે પુરુષનું શરીર ૨૫ વર્ષે પરિપક્વ થાય છે, પણ સ્ત્રીનું શરીર તો ૧૬ વર્ષે પાકી ઊઠે છે, માટે સ્ત્રીપુરુષનું લગ્નવય ૧૬:૨૫ વર્ષ જ સ્વાભાવિક છે. પણ હું તો માનું છું કે પુરુષે પોતાની કામવાસનાની લોલુપતાને પરિણામે, કેરીકેળાંની પેઠે, કૃત્રિમ ઉપાયે સ્ત્રીને વહેલી પકવી નાખી છે, નાની ને નાની પરણીને એનું શરીર વહેલું પકવી નાખ્યું છે, વિષયી ને લંપટ વાતાવરણમાં રાખીને એનું શરીર ને મન વહેલું પકવી નાખ્યું છે; નહિ તો શહેરના મલિન વાતાવરણમાં સ્ત્રીઓ વહેલી પાકી ઊઠે છે અને ગામડાંના કંઇક શુદ્ધ વાતાવરણમાં ત્યાં સ્ત્રીઓ કંઇક મોડી પાકે છે એનું કારણ શું?" ('લગ્નપ્રપંચ': પૃષ્ઠ ૩૮૮)

કે ૧૬ વર્ષે કન્યા રજસ્વલા થાય એટલે લગ્નને યોગ્ય બની એ સાચું ભલે રહ્યું, પણ તે પછી થોભી ન શકાય એમ તો નજ ઠોકી બેસાડાય. એમ તો આજના યુવકો પણ ૧૬ વર્ષે પિતા બનવા શક્તિ ધરાવે છે, પણ તેમ થવા દેવું એ સમાજને હાનિકર્તા છે. ખરી વાત એ છે કે એ અવસ્થા ભલે આવી જાય, ને પછીજ સમજપૂર્વક બ્રહ્મચર્ય પળાય અને શારીરિક તેમજ માનસિક વિકાસ સધાય, તોજ ભાવી માટે પૂરતુ ભાયું યુવકયુવતી મેળવી શકે અને તોજ પછીનું જીવન સુખી નીવડે. કિશોર બાળકો યુવાનીમાં પગ મૂકતાંજ લગ્નથી બંધાય ત્યાં સંયમ કયાં રહ્યો? એકલો પુરુષ સંયમ પાળે તથા માનસિક તેમજ શારીરિક વિકાસ સાધે અને કન્યા કિશોરાવસ્થામાંથી યુવાવસ્થામાં પગ મૂકતાંજ ઝડપાઇ જાય તો એના માનસિક અને શારીરિક વિકાસ માટે કયો સમય બાકી રહ્યો? યુવક કે યુવતી નાની ઉમરે માતા કે પિતા થઇ શકે છે, એ શકયતાથી—એ વસ્તુસ્થિતિથી તેમને નાની ઉમરે પરણવા યોગ્ય ઠરાવવાં એ આખી દિશાભૂલ છે. પશ્ચિમથી છવાએલા આજના વાતાવરણમાં છોકરા માટે ૨૪ અને તેથી ઉપરની મર્યાદા, અને છોકરી માટે તો ૧૬ની મયાર્દા નિરર્થક છે.

આથી બન્નેના વયમાં શકય હોય તેટલો વ્યક્તિગત વધારો કરવો એજ ઇચ્છવા યોગ્ય છે. અને તેથી વરકન્યા ૧૮ વર્ષનું વય થયા પછી જ્યારે ઠીક લાગે ત્યારે સરખાથી માંડી પાંચ વર્ષથી વધુ તફાવત ન રહે તેવી રીતે લગ્ન કરે એ નિયમ આજે આદરણીય છે. ઉમરની ખાસ મર્યાદા નક્કી કરવાની હોય તો કન્યાની ૧૬ વર્ષની અને વરની ૧૮ વર્ષની હોય.

સ્વામી દયાનંદનું તમે કહેલું કથન છેકજ ખોટું છે. 'ઓછામાં ઓછી દોઢી અને વધુમાં વધુ બમણી' એ પ્રમાણે સ્વામીજી નજ કહે. એમ તો ૨૦ વર્ષની કન્યા ૩૦ કે ૪૦ વરસના પુરુષને પરણે. ના, સ્વામીજી એવું નં કહે. મેં એક મગાઝીનને તમારી એ લીટીઓ બતાવેલી. સ્વામીજીએ એવું કહ્યાની તેણે ઘસીને ના પાડી. હા, ૧૬:૨૫નું પ્રમાણ સ્વામીજીએ કહ્યું છે ખરૂં. પણ એ અથવા તમે ટાંકેલું લગ્નવયનું પ્રમાણ તેમણે આપ્યું હોય તો તેમ આગળ વર્ણવ્યાં તે કારણે સ્વીકારી શકાય નહિ.

દારેસલામ, પૂર્વ આફ્રિકા ડાહ્યાભાઇ મનોરભાઇ પટેલ

—*—

# અમેરિકાની ખેતી અને ખેડૂત

પુનાની 'કૉલેજ ઑફ એગ્રીકલ્ચર'માં આઠ દશ વર્ષ શિક્ષણ આપવાનું કામ કરી વધુ અભ્યાસ માટે અમેરિકા ગએલા ભાઇ પુરુષોત્તમના આજ સુધીના ચાર પત્રો જુદા જુદા વિષયો સંબંધે આવેલા છે. અગાઉના ત્રણે પત્રો (૧લો પ્રવાસ વર્ણન, 'ન્યુયોર્ક' અને એમ્સની ટેકનિકલ કૉલેજ વિષેનો સને ૧૯૩૭ના 'ચરોતર' માસિકના જાન્યુઆરીના અંકમાં, રજો 'અમેરિકાની પરીક્ષાપદ્ધતિ' સંબંધેનો માર્ચના અંકમાં અને ૩જો 'અમેરિકાના ગૃહ અને સામાજિક જીવન' સંબંધે જુનના અંકમાં) પ્રગટ થઇ ચૂક્યા છે. અને આ ૪થો પત્ર 'અમેરિકાની ખેતી અને ખેડૂત' વિષેનો સપ્ટેંબરના અંકમાં પ્રગટ થશે. પણ આ પત્ર ખેતી સંબંધેનો હોઇ, વિશેષ ઉપયોગી જણાયાથી ઘણાં સ્ત્રીપુરુષોમાં એ વંચાય તે માટે 'પાટીદાર,' 'ચરોતર' અને 'ખેતીવાડી' માસિકમાં એ પ્રગટ થાય તેવી યોજના કરી છે. આશા રાખવામાં આવે છે કે અમેરિકાની ખેતી અને ખેડૂત સંબંધે કંઇક ખ્યાલ આ પત્ર વાંચવાથી આવશે.

વસો, તા. ૧૯:૭:૩૭ **મોતીભાઇ ન. અમીન**

અત્રે આવ્યા પહેલાં આ દેશના ખેડૂતની આબાદી વિષે ઘણી વાતો મેં સાંભળી હતી. તેમાં કેટલીક અતિશયોક્તિવાળી પણ હતી, જેવી કે હિમને વખતે કપાસનાં ખેતરોને ગરમ કામળીઓથી ઢાંકી દેવામાં આવે છે. તપાસ કરતાં જણાયું હતું કે આ બીના સત્ય નથી. આયોવા સ્ટેટમાં ઘણાં ખેતર જાતે જોવાનો અને અહીંના ખેડૂતની સ્થિતિ જાણવાનો પણ લાભ મળ્યો.

[illegible] અને આબાદ ખેડૂત એ દેશનું ગૌરવ છે. જગતભરના સર્વ

સમક્ષ પ્રવ. જાહોજલાલી પ્રથમ પંક્તિએ ગણાય છે. અને તેમાં ખેડૂત

[illegible]: પ્રાચીન જાણવાની ઉત્કંઠા હરકોઇને થાય. અત્રે આવ્યા પછી

રથી આજ સુધી

રવા ઘટે, એમાં જ • જાણ્યું તે આપની જાણ માટે નીચે આપું છું:

૮૮). ઘણો જ મોટો છે. એનું ક્ષેત્રફળ આપણા દેશ કરતાં

: વૈદ્યકશાસ્ત્રી કહેશે કે જમીન અઢી ગણી છે. દેશ નવો હોઇ જમીનમાં કસ

રીર તો ૧૬ વર્ષે પાકી ઊઠે મહેનતે અને ઓછે ખર્ચે સારો પાક લેઇ શકાય

ાવિક છે. પણ હું તો માનું વરસાદ-પાણી પણ ખેતીને ઘણાં અનુકૂળ છે.

રિણામે, કેરીકેળાંની પેઠે, કૃત્રિ નિયમિત થાય છે.

ની પરણીને એનું શરીર વહેલું

ખીને એનું શરીર ને મન વહે ી પડતી હોવાથી ખેતીને નુકશાન કરનાર જીવ-

ાતાવરણમાં સ્ત્રીઓ વહેલી પાકી જનો મોટે અંશે નાશ થાય છે, જેથી ખેડૂતને

ાં સ્ત્રીઓ કંઇક મોડી પાકે છે ચીં નથી. ઉનાળામાં ગરમી ૧૦૦ અંશ સુધી

દેશના મોટા ભાગમાં થતી હોવાથી સૂર્યના તાપથી ધરતીને થતા ફાયદા પણ મળે છે. આપણા ત્યાંની માફક અત્રે વર્ષાઋતુ નિયત નથી, વરસાદ બારેય માસ વરસે છે, શિયાળામાં તે બરફ રૂપે વરસે છે. એપ્રિલ તથા મે માસમાં સારા પ્રમાણમાં વરસે છે, જ્યારે જુલાઇ ઓગસ્ટ એ કોરા મહિના ગણાય છે. માર્ચ એપ્રિલમાં જમીન ઉપરનો બરફ ઓગળી જાય છે, અને ત્યારબાદ તેમાં વાવેતર કરવામાં આવે છે. કાપણી અને લણણી ઓગસ્ટ સપ્ટેમ્બરમાં કરવામાં આવે છે. ગુજરાતના ખેડૂતમાં સામાન્યતઃ એવી માન્યતા હોય છે કે હિંદુસ્થાનની ધરતી એ કાચું સોનું છે, પરન્તુ અત્રેની સ્થિતિ સાથે તે સરખાવતાં એ ખ્યાલ અને અભિમાન ખોટાં ઠરે છે.

હરેકોઇ દેશની માફક અત્રે પણ જમીન અને હવામાન સર્વત્ર એકસરખાં નથી, પરન્તુ પ્રાન્તવાર તેમાં ફેર પડે છે. મને જે જોવાનું અને જાણવાનું મળ્યું છે તે આયોવા સ્ટેટ અને તેની આસપાસના પ્રદેશને લગતું છે. આ દેશમાં આ પ્રાન્ત ખેતી માટે સારો ગણાય છે. અને એથી કરીને ખેડૂતની આર્થિક સ્થિતિ સારી છે.

દેશના મુખ્ય પાક મકાઇ, કપાસ, ઘઉં, ઓટ, જવ, તમાકુ, શેરડી, શાકભાજી અને ફળફળાદિ છે. પકવેલા ધાન્યનું મોટું પ્રમાણ જાનવરોના ખોરાક તરીકે વપરાય છે. એમને હ્રષ્ટપુષ્ટ કરી બજારમાં વેચવામાં આવે છે. પ્રજા માંસાહારી હોઇ આ જાનવરોનો મોટો ઉપાડ થાય છે, જેમાં ડુક્કર, બળદ અને ઘેટાં મુખ્ય છે. આ ઉપરાંત દૂધ માટે ગાયો અને ખેતી માટે ઘોડા પણ ઉછેરવામાં આવે છે. દૂધ માટે ગાય સિવાય બીજું જાનવર જોવામાં આવતું નથી. ગાયનું દૂધ ભેંસના દૂધ જેટલું પુષ્ટિકારક હોતું નથી, પરન્તુ પ્રમાણમાં સારું હોય છે. સાધારણ ગાય એક દિવસનું ૩૦–૩૫ શેર દે છે, જ્યારે સારી ગાય ૫૦–૬૦ શેર સુધી દે ખરી. શહેરમાં દૂધ અઢી આને શેર અને માખણ એક રૂપીએ શેર વેચાય છે, જે ખાવાની બીજી ચીજો કરતાં સસ્તું ગણાય. ગાયમાંથી કસ ઓછો થવા માંડે એટલે એને કતલખાને વેચી દેવામાં આવે છે જેથી આર્થિક દૃષ્ટિએ એમાં સારો ફાયદો થાય છે. દિનપ્રતિદિન ઘોડાનો ઉપયોગ ઘટતો જાય છે અને એને બદલે ટ્રેક્ટરનો વપરાશ વધે છે. આ સિવાય દરેક ખેડૂત મરઘાં-બતકો સારા જથામાં ઉછેરે છે અને એના વેચાણથી થોડી આવક પ્રાપ્ત કરે છે.

ખેતી આબાદ હોવા છતાં જમીનની કિમ્મત આપણા ત્યાંની માફક આકરી હોતી નથી. સાધારણ પ્રકારની જમીન એકરે સો ડોલરને (રૂા. ૨૭૫ને)

ભાવે વેચાતી મળે છે. મહેસૂલના દર પણ આકરા નથી. આખા સ્ટેટનો સરેરાશ દર ૭・૯ ડૉલર આવે છે. એક ડૉલર વટાવીએ તો પોણા ત્રણ રૂપીઆ મળે, પરન્તુ તેની બજારૂ ચીજ ખરીદવાની શક્તિ આપણા ત્યાંના રૂપીઆ જેટલી ગણાય, એટલે એક ડૉલર એ એક રૂપીઆ બરોબર ગણી શકાય. ખેતીને અંગે ખપ પૂરતી મુડી અત્રેની બેંકો ખેડૂતને ૬ ટકાને વ્યાજે ધીરે છે, જેથી નાણાં મેળવવાની બીલકુલ હાડમારી પડતી નથી. ખેડૂતના પ્રમાણિકપણાનું ધોરણ ઊંચું હોઇ, નાણાં પતાવવામાં અડચણ આવતી નથી, અને એથી કરીને પરસ્પરનો સંબંધ સારો જળવાઇ એકમેકને લાભદાવી નીવડે છે.

જમીનના વિસ્તારના પ્રમાણમાં દેશની વસતિ ઓછી હોવાથી અને ખાસ કરીને ખેતીનો ધંધો કરનારાઓની સંખ્યા કમી-હોવાથી સામાન્ય રીતે એક ખેતર સરેરાશ ૧૫૦ એકરનું હોય છે. આખું ખેતર એક જથામાં હોય છે, જેથી યંત્રો વાપરવાનું અનુકૂળ પડે છે. ખેડૂત કુટુમ્બ સહિત ખેતરમાં ઘર બાંધીને રહે છે. આ ઘર પાકાં અને કાયમી રહેઠાણ માટેનાં હોય છે અને તેમાં બધી સગવડ કરેલી હોય છે. આપણા ત્યાંની માફક અત્રે ગામડાં જેવી સંસ્થા જોવામા આવતી નથી. એક શહેરથી બીજે શહેર જઇએ તો ખેતરે ખેતરે મકાનો જોવામાં આવે છે. આમ એક બીજાથી વિખૂટા રહેવાથી માંહે માંહે વિખવાદ અને ઇર્ષ્યા જવલ્લેજ થાય છે અને એથી પોતાનું કામ બગાડી કોર્ટમાં દોડાદોડ કરવાનો પ્રસંગ પણ ભાગ્યેજ આવે છે. બાળકોના અભ્યાસ માટે દર ચાર ચોરસ માઇલે એક નાની શાળા અને દર ૨૦ ચોરસ માઇલે એક મોટી શાળા સરકાર તરફથી ચલાવવામાં આવે છે. દરેક ખેતરને તારની વાડ કરેલી હોય છે એટલે એક બીજાનાં ઢોર પોતાની હદની બહાર જઇ શકતાં નથી અને પાકને તેથી નુકશાન થતું નથી. ખેતીનું સર્વ કામ મુખ્યત્વે ટ્રેક્ટર વડે કરવામાં આવે છે. યંત્રોની બનાવટ એવી કરવામાં આવી છે કે ખેડવું, કરબ દેવી, ઢેફાં ભાગવાં, ઓરણી કરવી, કરબડી દેવી, કાપણી, મશળવાનું કામ, વગેરે સૌ કામ એકજ માણસ એકલે હાથે કરી શકે છે. એક માણસ બીજા એક જ મજુરની મદદથી વર્ષની ૧૫૦ એકર જમીન ઉથલાવી શકે છે. ખેતીમાં મજુર કરવા આ દેશમાં પાલવે તેમ નથી, કારણ કે તેનો રોજ ઓછામાં ઓછો ત્રણ ડૉલરનો હોય છે. આથી કરીને મજૂરોનું બધું કામ યંત્રોથી લેવાય છે. યંત્રો વાપરવાથી હાડબળનું કામ સહેલાઇથી, ઝડપભેર અને સસ્તું થાય છે. આ દેશની ખેતીની આબાદીનાં મુખ્ય કારણોમાં યંત્રોને એક સ્થાન આપી શકાય. યંત્રો વાપરવામાં શરૂઆતમાં

મોટી મૂડી રોકવી પડે છે, પરન્તુ જ્યાં સુધી દેશમાંજ, તે બનાવાતાં હોય ત્યાં સુધી તે એકંદરે નફાકારક છે. યંત્રો બનાવનાર કારીગર પોતાની રોજીમાંથી તે ખેડૂતનો માલ ખરીદે છે એટલું જ નહિ, પરન્તુ પોતાની સ્થિતિ સારી હોઇ, ભાવ પણ સારો આપે છે. યંત્રો ચલાવવામાં તથા તેના સમારકામમાં અત્રે કાંઇ મુશ્કેલી આવતી નથી, કારણ કે ખેડૂતને ખેડ, ગોરણી, વગેરે શીખવાનું હોય છે તેની સાથે આ પણ પ્રથમથી જાણવાનું હોય છે અને તે શિખવાય છે. અત્રેના ખેડૂતને ખેડૂત કહેવો કે યાન્ત્રિક કહેવો એ ઠરાવવું અઘરૂં કામ છે. દરેક ખેતર ઉપર એક નાનું કારખાનું હોય છે, જેમાં સુથારી લુહારી કામનાં બધાં હથીઆર રાખવામાં આવે છે અને ખેડૂત તે વાપરી જાણે છે.

આ દેશના સમાજમાં આપણી માફક નાતજાતના વિભાગ નથી, જેથી કરીને ગમે તે માણસ ગમે તે ધંધો કરી શકે છે. વકીલ, ડાકટર અને સરકારી અમલદારનો ધંધો ચઢીઆતો અને હજામ, મોચીનો ઊતરતો એવી માન્યતા લોકોમાં જરા પણ નથી. પ્રામાણિકપણે જે ધંધામાં પોતાની રોટી કમાવાય તે બધા ધંધા સારા અને સરખા ગણાય છે. પાદરીના દીકરાને હજામનો કે મોચીનો ધંધો કરવામાં કાંઇ નાનમ લાગતી નથી. આથી કરીને ખેડૂતનો ધંધો હરકોઇ જણ કરી શકે છે. ધંધાની શરૂઆત માટે જો સંયોગો અનુકૂળ હોય તો ખેતીવાડીની કોલેજમાં જઇ તેનું શાસ્ત્રીય જ્ઞાન પ્રથમ મેળવે. વેકેશનના સમય દરમિયાન કોઇ ખેતર ઉપર રહી મજૂર તરીકે કામ કરે, ત્યાં ખેતીનું વ્યવહારૂ જ્ઞાન મેળવે અને સાથે સાથે થોડી આવક પણ પેદા કરે. અભ્યાસ પૂરો કર્યા બાદ ભાગે ખેતી પ્રથમ શરૂ કરે, જેમાં રહેવાનું ઘર, યંત્રો, બીજું રાચરચીલું અને થોડી મૂડી જમીનમાલીક તરફથી મળે છે. પાછળથી મૂડી ભેગી થતાં પોતે ખેતર ખરીદે છે અને સ્વતંત્ર રીતે પોતાનો ધંધો ચલાવે. જેઓને કોલેજમાં જવાનો લાભ નથી મળતો, તેઓ શરૂઆતથી કોઇ ખેતર ઉપર મજૂર તરીકે કામ કરે છે. અહીં પૂરતો અનુભવ મેળવી, ભાગે ખેતી શરૂ કરે; અને પાછળથી મૂડી ભેગી થતાં પોતાનું આગવું ખેતર ખરીદ કરે. શરૂઆતમાં, જમીન અવેજમાં મૂકી વેપારીઓ અથવા બેંકો તરફથી જોઇતી મૂડી વ્યાજે મેળવી શકે છે.

આ દેશની ખેતીની આબાદીનાં ઉપર દર્શાવેલાં કુદરતી અને અન્ય મુખ્ય કારણો ઉપરાંત, ખેતીના માલની બજારમાં ઊપજતી કિંમત, એ પણ એક મહત્વનું કારણ ગણી શકાય. આખા દેશમાં ધંધાદારી વર્ગનો પાંચમો ભાગ ખેતીમાં રોકાએલો છે, જ્યારે બાકીના ચાર ભાગ હુન્નરઉદ્યોગ, વેપાર, વગેરેમાં

કામ કરે છે. દેશના વેપારઉદ્યોગ પણ ધમધોકાર ચાલતા હોવાથી કારીગર લોકોને સારી રોજી મળે છે. સામાન્ય કારીગર અથવા મજૂર ઓછામાં ઓછા માસિક ૧૦૦ ડોલર (૨૭૫ રૂપીઆ) કમાય છે. આમ આવક સારી હોવાથી તે પોતાને જરૂરીઆતની ચીજો પૂરતા પ્રમાણમાં ખરીદે છે અને ભાવ પણ સારા આપે છે.

ખેતી અને કુટુમ્બનિર્વાહ ઉપરાંત ખેડૂતને માથે બીજો આર્થિક બોજો હોતો નથી. પોતાના આખાયે જીવન દરમિયાન, લગ્ન કે મરણ પાછળ કરવામાં આવતાં સામાજિક ખર્ચના બોજામાંથી તે તદ્દન મુક્ત હોય છે. સાધારણ માણસને મરણ પાછળ આશરે ત્રણસો ડોલરનું ખર્ચ થાય, પરંતુ લગ્ન પછવાડે એક પાઇનું પણ ખર્ચ થતું નથી. દીકરાદીકરીનાં લગ્ન બદ્દલ માબાપને કંઇ કરવાનું હોતું નથી, એની જવાબદારી પરણનાર યુવકયુવતીને માથે હોય છે. એમાં પણ એઓને સો ડોલરથી વધારે ખર્ચ થતો નથી. સ્થિતિ સારી હોય તો કુટુમ્બ તથા મિત્રમંડળને એકાદ જમણ આપે. સમાજ કેળવાએલો હોઇ સામાજિક અથવા કૌટુમ્બિક ક્લેશકંકાસ ઘણા જ ઓછા થાય છે, જેથી અદાલતો પાછળ થતા ખર્ચમાંથી તે મુક્ત રહે છે.

બાળકોની કેળવણીનો ખર્ચ પણ ઘણો જ હળવો હોય છે. મેટ્રિક સુધીની કેળવણી મફત અપાય છે, તે ઉપરાંત પુસ્તકો તેમજ અન્ય સાહિત્ય ઘણે સ્થળે શાળા તરફથી જ પૂરાં પાડવામાં આવે છે. કૉલેજમાં આવ્યા પછી વિદ્યાર્થી પોતાના ખર્ચની રકમનો મોટો ભાગ પોતે મહેનતમજૂરી કરી કમાઇ લે છે. વિદ્યાર્થીઓના ૯૦ ટકા ઉપરાંતનો ભાગ વૅકેશનમાં ખેતરમાં કે કારખાનાંમાં મજૂર તરીકે કામ કરે છે અને સારી રોજી મેળવી શકે છે. આ સિવાય જો પોતાના બાપ પાસેથી નાણાં લેવાં પડે તો તેનો જુદો હિસાબ રાખે છે, પોતે કમાતો થાય એટલે તે નાણાં પાછાં વાળે છે.

ખેતીના ધંધાના વિકાસને અંગે રાજ્ય તરફથી કેળવણી, સંશોધન અને પ્રયોગો પાછળ અઢળક નાણાં વપરાય છે. જે ખેતીવાડી કૉલેજમાં હું અભ્યાસ કરું છું તેનું વાર્ષિક ખર્ચ એક કરોડ રૂપીઆ આવે છે, જ્યારે આપણે ત્યાં મધ્યસ્થ તથા પ્રાન્તિક સરકારો તરફથી આખાય દેશ માટે એક કરોડ અને દશ લાખ રૂપીઆ ખેતીવાડી પાછળ ખર્ચાય છે. અમારી જેવી ખેતીવિષયક કૉલેજો આ દેશમાં ૪૦-૫૦ જેટલી હશે. તે ઉપરાંત સંશોધનનાં ને પ્રયોગનાં ક્ષેત્ર જુદાં. આ સિવાય સરકારી અમલદારો તરફથી ખેડૂતને જરાય પણ ત્રાસ થતો નથી. જો કોઇ પ્રસંગે ખેડૂતને તેઓ સાથે કામ પડે તો તેની પ્રત્યે તોછડાઇ અને અપમાનપૂર્વક વર્તવામાં આવતું નથી.

ઉપરના વર્ણનથી સમજી શકાશે કે આ દેશની ખેતીની આબાદીમાં કુદરતી સંયોગો, સમાજવ્યવસ્થા અને રાજ્યવ્યવસ્થા ઘણોજ અનુકૂળ અને અગત્યનો ભાગ ભજવે છે. આને લેઇને ખેડૂતની આર્થિક ઉન્નતિ ઘણીજ સારી થવા પામી છે. આધુનિક વિજ્ઞાનની સહાયતાથી તૈયાર કરવામાં આવેલાં શરીર-સુખનાં સાધનો તે સંપાદન કરી શકે છે અને તે વડે જીવન સુખમય બનાવે છે.

ખેડૂતના જીવનની ખરી પરિસ્થિતિનો તાદૃશ્ય અનુભવ મળે એ હેતુથી મારા એક મિત્રનું આમંત્રણ સ્વીકારી એમના ખેતર ઉપર ત્રણ દિવસ મેં ગાળ્યા હતા. મારા મિત્રના પિતા મી. નીલ રાસમુસેનનો જન્મ ડેન્માર્ક દેશમાં એક ગરીબ કુંભારકુટુંબમાં, સને ૧૮૭૦ની સાલમાં થયો હતો. ૨૦ વર્ષની નાની ઉમરે વખાના માર્યા તે આ દેશમાં નસીબ અજમાવવા આવ્યા હતા. ન્યૂ યોર્ક બંદરે ઊતર્યા ત્યારે એમની પાસે ૫૦ ડોલરથી વધારે મૂડી ન હતી.

અત્રે આવ્યા પછી શરૂઆતમાં એક ખેડૂતના ખેતર ઉપર રહેવા ખાવા ઉપરાંત વાર્ષિક ૫૦ ડોલરના પગારથી મજૂર તરીકે રહ્યા હતા. આમ સાત વર્ષ નોકરી કર્યા પછી, પોતે ભાગે ખેતી શરૂ કરી હતી અને ત્યાર બાદ મૂડી ભેગી થતાં પોતાની આગવી જમીન ખરીદી હતી. હાલ એમની પાસે ૨૦૦ એકર એકજથે છે. ખંતથી મહેનત કરી આ ધંધામાંથી હાલ એમણે ૫૦,૦૦૦ ડોલરની પૂંજી પેદા કરી છે. એમને સંતાનમાં ત્રણ દીકરા અને ચાર દીકરી છે, જેમાંનાં એક મોટો દીકરો અને દીકરી પરણેલાં છે અને અલગ રહે છે. પત્ની સ્વર્ગવાસી થએલ હોવાથી એક મોટી દીકરી ઘર સંભાળે છે અને બાકીની નાની બે નજીકના શહેરમાં કારકુનની નોકરી કરે છે. એક દીકરો કૉલેજમાં મારી સાથે અભ્યાસ કરે છે અને સૌથી નાનો સત્તર વરસની ઉમરનો છોકરો બાપને ખેતીમાં મદદ કરે છે. આ બધાંએ મેટ્રિક સુધી અભ્યાસ કરેલો છે.

આમ દીકરાની મદદ વડે મી. રાસમુસેન એકલે હાથે ૨૦૦ એકર જમીન ઉથલાવે છે. એમણે આધુનિક સર્વ પ્રકારનાં યન્ત્રો વસાવેલાં છે. આમાં બે ટ્રેક્ટર, બે મોટર, એક મોટર-ખટારો અને બીજાં સર્વ નાનાં મોટાં યન્ત્રો છે. હાલ મોસમ ચાલતી હોવાથી એક વધારાનો માણસ ખાવા પીવા ઉપરાંત માસિક ૪૦ ડોલરને પગારે રોકેલો છે. આ સિવાય વેકેશનમાં ત્રણ મહિના મારો મિત્ર એક વધારાના મજૂર જેટલી મદદ કરશે.

ખેતર ઉપર રહેવા માટે એમણે ૫૦૦૦ ડોલરને ખર્ચે એક સુંદર મકાન બાંધેલું છે. પીવાના પાણી માટે બોરિંગ કરી કૂવો કરેલો છે અને તેમાંથી પવનચક્કીથી અને પંપથી ઊંચે ટાંકીમાં પાણી ચઢાવવામાં આવે છે. આ ટાંકી

દ્વારા આખા મકાનમાં દરેક મજલે પાઇપથી પાણી પહોંચાડવામાં આવે છે. ઘરમાં ફ્લશ (Flush system) પદ્ધતિનું સંડાસ છે અને તેને માટે સેપ્ટીક ટેંક (Septic tank) પણ બાંધેલું છે. દશ માઇલ ઉપર આવેલા શહેરમાંથી વીજળીનો પ્રવાહ મળે છે, જેના વડે આખા મકાનમાં બત્તી તથા બીજાં નાનાં યંત્રોને પાવર પૂરો પાડવામાં આવે છે. રેડીઓ, ટેલીફોન, ફ્રીજીડેર, ઇલેક્ટ્રિક વોશિંગ મશીન, ઇલેક્ટ્રિક પૂંજો વાળવાનું મશીન, દૂધ પીલવાનો સંચો, ઇલેટ્રિક ઇસ્ત્રી તથા ઇલેટ્રિક ટોસ્ટર, વગેરે આધુનિક સર્વ ચીજો મકાનમાં વસાવવામાં આવી છે. ફર્નિચર પણ ઘણાજ ઊંચા પ્રકારનું છે અને દરેક ખંડમાં ગાલીચા તથા શેતરંજીઓ પાથરેલાં છે. રસોડામાં રાંધવાનો ચૂલો પણ એક યંત્ર જેવોજ છે જેની કિમ્મત આશરે એક હજાર રૂપીઆ જેટલી છે. એકંદરે આપણે ત્યાં એક હજારના માસિક દરમાયાવાળા ઓફિસરને ત્યાં જેટલી સાધનસામગ્રી ને જોગવાઇ હોય એના કરતાં આ મકાનમાં મને વધારે અને ઊંચા પ્રકારની જણાતી હતી.

આ ઉપરાંત ઘરનાં દરેક બારીબારણામાં બારીક તારની જાળીઓ મઢેલી છે જેથી મકાનની અંદર માખી તથા અન્ય જીવજંતુઓ પ્રવેશી શકે નહિ. શિયાળામાં દરેક ખંડમાં ગરમ હવા પૂરી પાડવા માટે ઘરમાં એક મોટી ભઠ્ઠી બાંધવામાં આવી છે. ઘરના આંગણામાં એક સુંદર મેદાન છે, એના પાછળના ભાગમાં શાકભાજી અને ફળનો બગીચો છે. આમાંથી તેમને આખા વરસનું શાક મળી રહે છે. આ ઉપરાંત ફૂલનો એક સુંદર બાગ પણ મેદાનની બાજુમાં કરેલો છે. આ ઉપરથી સમજી શકાશે કે, આબાદ ખેડૂત પોતાનું જીવન કેટલું સુખમય અને રસમય ગુજારે છે. છોકરીઓને શાળામાં ગાયનવાદન શીખવે છે અને તેના ઉપયોગ માટે ઘરમાં એક મોટું પિયાનો વાજિંત્ર પણ છે. ઘરના બગીચામાં બે પાળેલા મધમાખીના પૂડા પણ રાખવામાં આવ્યા છે.

અજાયબી પમાડે એ બીના મને એ લાગી કે આટલી સાહ્યબીનાં સાધનોનો ઉપભોગ કરવા છતાં, હું ગયો ત્યારે ઘરકામ માટે એક પણ નોકર ન હતો. તેમજ ખેતીનું કામ પણ મી. રાસમુસેન અને એમનો દીકરો પોતે કરતા હતા. તેઓ સવારના પાંચ વાગ્યે ઊઠી કામે લાગતા, તે સાંજના આઠ વાગ્યા સુધી કોઇ ને કોઇ કામમાં રોકાએલા રહેતા.

ખેતરમાં ૮૦૦ મરઘાં બતકાં, ૨૦૦ ડુક્કર, ૪૦ બળદ, ૪ ઘોડા, ૪ ગાય, વગેરે જાનવર હતાં. આ બધાં માટે તથા યંત્રો રાખવા માટે ખેતરમાં નાનાં નાનાં મકાન બાંધેલાં છે. આ મકાનોમાં આશરે ૧૦,૦૦૦ ડોલરની મૂડી

રોકેલી છે, તેમજ બધાં યંત્રોમાં થઈ તેટલીજ બીજી રકમ રોકેલી છે. આ સિવાય સમારકામ માટે એક નાનું કારખાનું પણ છે, જેમાં સુથારી લુહારી કામનાં નાનાં મોટાં સર્વ ઓજાર રાખેલાં છે. જાનવરોના ઔષધઉપચાર માટે પણ સગવડ રાખવામાં આવેલી છે. જેટલાં સુખી અહીંનાં માણસો જણાય છે તેટલાંજ સુખી જાનવર પણ માલમ પડે છે. એમને પુષ્ટિકારક ખોરાક અને સારી માવજત મળે છે. મી. રાસમુસેનનો મોટો દીકરો ઈન્જેકશન દેવાનું કામ શીખેલ છે, અને તેનો પરવાનો ધરાવે છે, જેથી જ્યારે રોગ ફાટી નીકળે છે ત્યારે પોતેજ બધાં જાનવરોને બજારમાંથી દવા ખરીદી ઈન્જેકશન આપે છે. ખેતરમાંથી ચાલુ વરસે મકાઇ, ઘઉં, ઓટ, જવ તથા (લુસર્ન) ઘોડાઘાસનો પાક લેવામાં આવ્યો છે. આ સર્વે ચીજો જાનવરના ખોરાક માટે પકવવામાં આવે છે અને તેમને હૃષ્ટપુષ્ટ કરી બજારમાં વેચે છે. આ વરસે તેઓ દશેક હજારનો માલ પકવશે. જેમાંથી ખર્ચ જતાં ત્રણેક હજારનો ફાયદો કરી શકશે.

આ સર્વ વિગતમાંથી એક વસ્તુ એ તરી આવે છે કે અહીંનો ખેડૂત પોતાની કમાણીમાંથી પોતાના કુટુમ્બના જીવનસુખ માટે સારી રકમ ખર્ચે છે. ભવિષ્યમાં પોતાના વારસો માટે અથવા સામાજિક વરાઓ માટે મૂડી ભેગી કરવાની ચિંતા કે કાળજી તે કરતો નથી. સંતાનોને સારી કેળવણી અને તંદુરસ્તી એ બે ચીજ મુખ્યત્વે વારસામાં આપે છે, બચત રહેલી મૂડી કાં તો જમીન ખરીદવામાં અથવા ખેતીનાં સાધનો સંપાદન કરવામાં ખર્ચે છે. અને કેટલાક બેંકમાં ખાતું ખોલી થોડી રકમ જમા પણ કરે છે. પોતાનાં બાળકોને વારસામાં મોટી મિલકત આપી તેમને પરાવલમ્બી ન કરતાં, તેઓ પોતાની હોશિયારીથી શરીરને અને બુદ્ધિને બરાબર કસી સ્વાશ્રયી બને અને પોતાનું જીવનનાવ પોતેજ હંકારતાં શીખે, એ સામાજિક ધોરણ હરકોઇ પ્રજાને પ્રગતિને પંથે દોરનારૂં નીવડે એ સ્વાભાવિક છે. પાશ્ચાત્ય સંસ્કૃતિમાંથી આ ગુણ આપણા લોકો માટે ખાસ અનુકરણીય છે, જે આપણી ભાવી પ્રજાને ઉન્નતિને માર્ગે દોરવામાં જરૂર લાભદાયી નીવડે.

દર રવિવારે આખો દિવસ કામકાજ બંધ કરવામાં આવે છે. સવારે દેવળમાં પ્રાર્થના કરવા જાય છે અને બપોર પછી મિત્રમંડળને મળવા જવામાં ગાળાય છે. રવિવાર સિવાય બાકીના બધા દિવસોએ ટાઇમ ટેબલ પ્રમાણે ગોઠવેલું બધું કામ નિયમિત રીતે કરવામાં આવે છે, અને કોઇ ઘડીભર પણ નવરૂં રહેતું નથી. હું મહેમાન તરીકે ગએલો, પરંતુ મારી સાથે ઘેર રહેવા કરતાં તેઓ મને સવાર સાંજ ખેતરમાં લેઇ જતા. અહીં તેઓએ મને ઘોડા હાંકતાં

અને ટ્રેક્ટર ચલાવતાં શીખવ્યું હતું. કુટુમ્બનાં બધાં માણસો ઘણાંજ મમતાળુ તથા હેતાળ હતાં અને તેમણે મારી પરોણાગત ઘણાજ પ્રેમથી કરી હતી. વૃદ્ધ રાસમુસેન આપણા ગામડાના ખેડૂતની માફક ઘણાજ સાદા અને ભોળા દિલના હતા. મારા પૂછવાથી, પોતાના જીવનનો સંપૂર્ણ ઇતિહાસ એમણે ઘણીજ સરળતાથી કાંઇ પણ છુપાવ્યા સિવાય કહ્યો હતો. રવિવારને દિવસે જ્યારે, દેવળના પાદરી તથા પોતાના પાંચ છ ખેડૂત મિત્રોને મને મળવા માટે કુટુમ્બ સહિત નોતર્યાં હતા. હું ઘણાજ દૂરના દેશમાંથી આવેલો હોઇ તે સર્વે મને જોવાની તથા મળવાની ઉત્સુકતાએ આવ્યા હતા. મેં બધાની સાથે ત્રણ કલાક વાતો કરી હતી. અને તે દરમિયાન તેઓએ મને આપણા દેશ વિષે ઘણા બુદ્ધિમાન પ્રશ્નો પૂછ્યા હતા. ભણેલો ખેડૂત પોતાના દેશ અને ક્ષેત્ર બહારની બાબતોમાં કેટલો રસ અને જ્ઞાન ધરાવે છે એ અનુભવ મને આ લોકોને મળવાથી થયો.

ત્રણ દિવસને અંતે જ્યારે મારે સ્થળે પાછો આવવા નીકળ્યો ત્યારે તેમણે મને વધુ રોકાવા ઘણોજ આગ્રહ કર્યો અને અંતે જણાવ્યું કે ભવિષ્યમાં જ્યારે ઇચ્છા થાય ત્યારે આવવું ને જેટલા દિવસ રહેવું હોય તેટલા દિવસ રહેવું.

**પુરુષોત્તમ**

---

## કુળવાનશાહી

'કુળવાનશાહી' એ મુદ્દા ઉપર ઘણી ગરમાગરમ ચર્ચાઓ ચાલી ગઇ છે અને ચાલી રહી છે. પાટીદાર પરિષદોના પ્રમુખસ્થાનેથી છૂટતી વાક્પરંપરા ઘણું કરીને કુળવાનશાહીનેજ લક્ષે છે એ ઘણાકોએ અનુભવ્યું હશે. દૈનિક, સાપ્તાહિક કે માસિક પત્રોની કટારોમાં ચાલતી કાતિલ અને સન્દલીલ લેખોની લાંબી હારમાળાઓ ઘણાકોના વાંચ્યા કે સાંભળ્યામાં આવી હશે. છતાં પણ સઘળા જ્ઞાતિપ્રિય ભાઇઓએ સખેદ કબૂલ કરવુંજ પડશે કે તેની અસર શૂન્યતામાંજ પરિણમી છે. કુળવાનશાહીના આવા ભયંકર ભૂતનાં ઉત્પત્તિ, વિકાસ તથા પ્રભાવ વગેરે તપાસીએ.

ઘણા ઊંડાણમાં તપાસતાં જણાશે કે 'કુળ'નો ફાંકો જે વ્યક્તિ રાખે છે તે તેનો આધાર પોતાના ઉપર રાખતો નથી, પરંતુ પોતાના કોઇ દાદા કે દાદાના દાદાની પૂર્વભૂત, જૂનીપુરાણી, લગભગ કટાઇ ગએલી 'બહાદુરી'પૂર્ણ કારકિર્દી ઉપર રાખે છે. ગઇ સદીના એ માનવીઓએ આંખો મીંચી,

કાનમાં પુમડાં ખેસીને કરેલાં આંધળાં ખર્ચોએ આપણી કુળવાનશાહીને જન્મ આપ્યો છે. ઉદાહરણ આપું: અનું ઘર આગેવાન છે, કારણ કે એમની પંદરમી પેઢીએ થએલા ચૂંથાભાઇએ આખું ગામ ચાર દિવસ જમાડેલું, અથવા તેમના પૂ. પિતાશ્રી છગાભાઇના મૃત્યુ પાછળ ઘર જમીન વેચીને લખલૂટ ખર્ચ કરેલું. એજ અ પણ કુળનો ગોભો જાળવવા પોતાની પુત્રીને કોઇ કુળવાન 'સુંદર સ્થાન'ને શોધીને પરણાવશે. તેઓ જો પૈસેટકે પહોંચતા હોય તો ઠીક; પરંતુ લક્ષ્મીદેવીની અવકૃપાના ભોગ બન્યા હોય તો ઘરજમીન વેચી સાટીને કે ગીરોઘરાણે મૂકીને પણ 'વાહવાહ' બોલાવવા અને લોકનિન્દા રૂપી સમુદ્રમાં ડૂબતું 'કુળ'નું વહાણ તરતું રાખવા ફાંફાં મારશે.

કુળવાન ઘરની કેટલીક વિશેષતાઓ પણ છે. એક તો એ કે તેમના ઘરના સ્ત્રીવર્ગની પાની સુદ્ધાં પરપુરુષની દૃષ્ટિએ ન પડે તેની પૂરતી કાળજી રખાય છે. જેમ આ નિયમ કડક તેમ કુલીનતાની શ્રેણી ઊંચી. આવા સત્તરમી સદીના પરતંત્ર વાતાવરણમાં જીવતા સ્ત્રીવર્ગની ગણના આદર્શ ગૃહિણીગણમાં શી રીતે કરી શકાય? બીજું તે ઘરોમાં અતિથિઓ માટે સપ્રેમ હાર્દિક આવકાર થોડોજ હોય છે. પરંતુ તેની જગ્યા ઘણા વખતની, ખાસ તૈયાર રાખેલી મિઠાઇની રકાબી પૂરે છે. એ તો નક્કીજ છે કે જ્યાં પ્રેમની પરાકાષ્ઠા હોય ત્યાં બાહ્ય આડંબરને છેલ્લુંજ સ્થાન મળે છે. અને જે અર્થ મિઠાઇથી નથી સરતો તે પ્રેમથી અર્પેલ પાણીના પ્યાલાથી સરી રહે છે.

ગાડરિયા પ્રવાહ માફક ચાલતા આપણા સમાજમાં એજ જો પ્રભુએ સદ્બુદ્ધિ આપી હોય તો તે સમાજમાં અકલ્પ્ય ઉન્નતિ આણી શકે. તે પોતાનાં પુત્રપુત્રીને સાદાઇથી, કુળના મોહ સિવાય પરણાવે તો તેની અસર જરૂર તેના પડોશી ઉપર પડે; કારણ કે गतानुगतिको लोकः એ કહેવતના પંજામાંથી પાટીદાર જ્ઞાતિ બાકાત તો નથીજ.

આપણામાં સર્વસામાન્ય રિવાજ એવો છે કે વિવાહ કરી આવતા માણસોને પહેલોજ પ્રશ્ન એ પુછાય છે કે વિવાહ કયા ગામમાં, કઇ ખડકીમાં કે શેરીમાં, કયા ફળિયામાં અને કયા ભાઇને ઘેર કર્યો? કહેવાની જરૂર નથી કે વિવાહ કરવા જનારા મહૃગૃહસ્થો જમાનાના ખાયેલા, રૂઢિના પોલાદી પિંજરામાં ઊછરેલા અને લાગણીરહિતજ હોય છે. કન્યા ભલે ચૌદ વર્ષની હોય, પરંતુ તેમની પસંદગી કોઇ આગેવાનના, ચોથી વખત ઊથલવાના કોડ વાળા કુંવર ઉપર ઊતરે છે. પછી ભલે તે ધણી શારીરિક કે માનસિક ખોડો વાળો હોય. એવી 'નકામી' બાબતોમાં માથું મારવાની તે અક્કલના

ઓથમીરોને ઇચ્છા નથી થતી. લગ્નના નાવને જિંદગીના ઝંઝાવાતોમાંથી સહીસલામત પાર ઉતારવા માટે, સામા પક્ષની થોડી ઘણી ત્રુટિઓ નભાવી લેવાની વર અને કન્યા ઉભયની ફરજ છે જ; પણ જો બન્નેના સંસ્કારો વચ્ચે આસમાન જમીનનું અંતર હોય તો લગ્નને પ્રથમ જ દિવસે, પ્રભુતામાં પગલાં માંડવાને ટાણે, એમાંથી એકના હૃદયમાં ભડભડ બળતી ચિતાના સર્વભક્ષી ભડકા સિવાય બીજું શું હોઇ શકે? પિતાએ તો લગ્ન કરીને 'સાપના ભારા'ને વેગળો કર્યો, પરંતુ તે કુમળી કળીઓની ઊગતી આશાઓનું શું? બિચારીઓએ ભવિષ્યના સુવર્ણપટ ઉપર કંઇ કંઇ આશાઓ અર્પતાં ચિત્રો આલેખ્યાં હશે, કંઇ કંઇ વણપૂર્યા કોડ પુરાવાની ઇચ્છાઓ હૃદયમાં દાબી રાખી હશે. પરંતુ તે સમય આવતા પહેલાં પડતા વજ્રપ્રહારો એ સર્વ આશાઓનું અને તેમની જિંદગી સુદ્ધાંનું સત્યાનાશ વાળે છે. કેટલાક દાખલાઓમાં તો એવું વિસંવાદી લગ્ન કરવાથી થએલું દીકરીનું દુઃખ ન સહન કરી શકનાર માબાપોને ચોધાર આંસુએ રડતાં જોયાં છે. રડો! ઓ નિષ્ઠુર માબાપો! રડો અને તમારી કુમળી કળીને કરેલા ઘોર અન્યાયનું યોગ્ય પ્રાયશ્ચિત્ત કરો! એ પ્રાયશ્ચિત્ત જો અપૂર્ણ રહેશે તો દીકરીની હાય તમારૂં, તમારા કુળનું, અરે આખા અન્યાયી સમાજનું નિકંદન કાઢવા સમર્થ છે!

આવી અફસોસપૂર્ણ સ્થિતિમાંથી ઊગરવાનો માર્ગ છે: જેમ રાજ્યકારણમાં તેમ સમાજમાં પણ રૂઢિચુસ્તોના અભેદ્ય અને અજેય જણાતા દુર્ગને, આજના આગે કદમ ભરતા યુવાનોએ જમીનદોસ્ત કરવો રહ્યો. એક બાજુ કટાઇ ગયેલી તલવારથી સજ્જ થએલ ખખડેલ ઓદ્ધા જેવી રૂઢિ ઉભી છે; બીજી બાજુ તરવરાટ અનુભવતા યુવાનોની શક્તિ ધસમસતી આવે છે. એ વિગ્રહના નિર્ણય ઉપર જ ભાવિની ઉજ્જવળતાનો આધાર છે. વિજય કોનો થશે એ સ્પષ્ટ છે. પરંતુ શુભસ્ય શીઘ્રમ્ એ ન્યાયે યુવાનોએ પોતાના વેગને બેવડો બનાવીને પણ સમાજને અધઃપતનની અંધારી ખીણમાં સરકતો બચાવી લેવા પ્રયત્ન કરવો જ રહ્યો. યુવાનો એટલે ઉચ્ચ આદર્શોની યોગ્ય ભૂમિકા, યુવાનો એટલે સમાજના અને દેશના સ્તંભ. તેમણે હવે આંખો ઉઘાડવી જ ઘટે.

**અમદાવાદ** **ઇશ્વરભાઇ સોમાભાઇ પટેલ**

---*---

# બાળમરણ

**હિંદુસ્થાનની** હવા દુર્બળ કરનારી ગણાય છે. ઘણી ગરમીમાં શરીરને બરોબર બાંધવું એ મુશ્કેલ છે. ગરમી કરતાં પણ ભેજવાળા પ્રદેશ વધારે હાનિકારક છે એવો સાર્વજનિક અનુભવ છે. એમ છતાં ઈશ્વરે મનુષ્યને એટલી શક્તિ આપી છે કે તે ઘણે ભાગે આવી અગવડોને ઓળંગી શકે છે. જેટલે દરજ્જે મરણપ્રમાણ ઓછું કરવામાં હવા પ્રતિકૂળ છે, તેટલે દરજ્જે આપણે યોગ્ય ઇલાજો લેઇને હવાની પ્રતિકૂળતા મટાડી શકીએ છીએ. પણ આમાં આપણી ગરીબાઇ એ મોટામાં મોટું વિઘ્ન છે.

બાળકોનો ખોરાક હમેશાં જોઇએ તેવા નથી હોતો. બાળકને હમેશાં માતાના દૂધ ઉપર અને તે બંધ થાય એટલે ગાયના દૂધ ઉપરજ ઉછેરવું જોઇએ; તેને બદલે બાળકને હજુ દાંત નથી આવ્યા તે પહેલાં તો દૂધને બદલે રાંધેલું અનાજ આપવામાં આવે છે. તેને અનાજ પચી શકતું નથી અને રોગો થાય છે, તે નબળું બને છે, અને કેટલીક વેળા વગર મોતે મરે છે. અયોગ્ય ખોરાકમાં પણ આપણી નબળાઇ અને આપણું અજ્ઞાન મુખ્ય કારણ છે.

ઉપરનાં બન્ને કારણ કરતાં પણ મોટું કારણ બાળવિવાહ અને કજોડાં છે. પંદર વર્ષની છોકરી પ્રસવને લાયક હોયજ નહિ. એવી છોકરીના સંતાનમાં જીવનશક્તિ મંદ હોય છે. ઘણાં બાળકો પોતાના પહેલા વર્ષની અંદરજ મરણ પામે છે અને જેમ બાળવિવાહનાં તેમ કજોડાંનાં ઘણાં બાળકોનાં મરણ થાય છે. યોગ્ય ઉમરે પહોંચ્યા પહેલાં જે બાળકોનાં લગ્ન થાય છે તેમને થતી પ્રજા ન જીવી શકે એ નવાઇની વાત નથી.

પશ્ચિમના લોકો પોતાની સુખાકારીને અર્થે, અને પ્રજા ઘણી વધે તો તેનું પાલન કરવું મુશ્કેલ થાય તેથી પ્રજોત્પત્તિ ઉપર કૃત્રિમ અંકુશ મૂકે છે. આપણે સારૂં એવો હેતુ સ્વચ્છંદ રોકવા પૂરતો નથી થતો, પણ હિંદુસ્થાનમાં ધર્મમય જીવન ગાળવાનો આપણે પશ્ચિમના દેશો કરતાં ભારે દાવો કરીએ છીએ, છતાં આપણે ધર્મે મૂકેલા સ્વાભાવિક અંકુશોને ગણકારતા નથી, તેથી ઘણાં માબાપો ધર્મનો કે અર્થનો વિચાર કર્યા વિના વિષયાસક્ત રહી પ્રજાની ઉત્પત્તિ વખતે કે કવખતે કર્યાજ કરે છે. પરિણામે રોગી બાળકો જન્મે છે અને તેથી બાળઅવસ્થામાંજ તે મૃત્યુને વશ થાય છે.

આરોગ્ય વિષેના નિયમોનું આપણને ઘોર અજ્ઞાન છે. માતા અથવા પિતા, બેમાંથી એકેને એ વિષે કાંઇ જ્ઞાન નથી હોતું, જ્યાં જ્ઞાન છે ત્યાં તેનો અમલ કરવાનું આળસ છે અને જ્યાં આળસ નથી ત્યાં સાધનોનો અભાવ છે. પરિણામે

એ ને એ જ સ્થિતિ થાય છે કે બાળકોનાં મરણ વધતાં જાય છે.

છેલ્લું કારણ વધતી જતી અસહ્ય મોંઘવારી છે. મોંઘવારીને લીધે દૂધ ઘીના સાંસા પડે છે. ઘઉંના ખોરાકની જરૂર છે, ત્યાં ઘઉં પણ મળતા નથી. એટલે માતાનું દૂધ દહાડે દહાડે નબળું પડે છે અને તે દૂધ બંધ થતાં માતાના જ્ઞાન છતાંયે બચ્ચાંને સારૂં કે પૂરતું દૂધ મળતું નથી. ટાઢને સમયે કપડાં નથી મળતાં, ઘરની સગવડ પણ ઓછી હોય છે. આમ સંજોગોની પ્રતિકૂળતા એટલી બધી છે કે બાળકોને ભયંકર મરણપ્રમાણમાંથી ઊગરવું મુશ્કેલ થઇ પડ્યું છે.

એમ છતાં ઘણા ઉપાયો લેઇ શકાય એવા છે. પ્રજાની કેળવણી સારા પાયા ઉપર મુકાય, તો સહેજે બાળક ઉછેરવાનું સામાન્ય જ્ઞાન મળે. દરમિયાન બાળઉછેરના નિયમો સમજાવવા સારૂ ઘણી સરળ ભાષામાં નાનાં પુસ્તકો લખી તેનો ફેલાવો થાય, ભાષણો તેમ જ મેજિક લેણ્ટર્ન મારફતે માતાપિતાને જ્ઞાન અપાય, તો લાભ થાય. ભેજવાળી હવામાંથી કેટલેક દરજ્જે દરેક જણ પોતાનો બચાવ અલ્પ પ્રયત્નથી કરી શકે. બાળકને સારૂ દૂધ બીજી કરકસર કરીને પણ દૂધ મેળવવું અશક્ય ન હોવું જોઇએ. દૂધના જેવો સંપૂર્ણ ખોરાક બીજો નથી.

પલાણા રાવજીભાઇ લલ્લુભાઇ પટેલ

---

## સમાજ ઉપર એક દૃષ્ટિ

**હાલનો** હિંદુ સમાજ એટલે પાશ્ચાત્ય કેળવણી, પહેરવેશ, ધંધોરોજગાર તથા રીતરિવાજોનું અંધ અનુકરણ કરનાર મનુષ્યોનો સમૂહ. હિંદ ખેતીપ્રધાન દેશ છે. તે દેશને કારખાનાંનો ઉદ્યોગ ઉન્નતિમાં આગળ પડતો નહિ બનાવે. કારખાનાંને કારણે હજારો ગરીબ કારીગર ભાઇઓની રોજી બંધ થઇ છે.

હાલના સમાજમાં અનેક અત્યાચારો ચાલી રહ્યા છે, જેને પરિણામે હિંદુ સમાજ પરાધીન અથવા પરતંત્ર મનુષ્યનાં માફક અનેક કષ્ટો સહન કરે છે. જ્યાં સુધી તે અત્યાચારો બંધ નહિ થાય ત્યાં સુધી સ્વતંત્રતા મેળવી નહિ શકાય.

સમાજ અસ્પૃશ્ય ગણાતા ભાઇઓને તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે, જેથી તેઓ પરાયા ધર્મમાં દાખલ થઇ હિંદુ ધર્મની સંખ્યામાં ઘટાડો કરે છે. તેને પરિણામે હિંદુ સમાજને આગળ જતાં ભારે વેઠવું પડશે. સમાજમાં અત્યારે ઘણી જગાએ કુકર્મો ચાલી રહ્યાં છે. કુકર્મો કરતાં મનુષ્ય જરા પણ વિચાર કરતો નથી કે હું જે કરૂં છું તે કાર્ય કેવું છે, કેવા કેવા દોષોથી ભરપૂર છે.

હાલનો સમાજ ધનલોભના ઉદ્દેશથી જ કાર્ય કરી રહ્યો છે. હા, ધનનો લોભ દરેકને હોય, પરંતુ પુત્રીના તથા પુત્રોના લગ્નોમાં પણ તે લોભને તેઓ પ્રગટ કરે છે.

જે પોતાનાં બાળકોના લગ્નમાં પણ ધનલોભથી આકર્ષાઇ તેમની જિંદગી બગાડે છે, એવાં માબાપને શું કહેવું? આવા લગ્નોથી જોડાએલાં જોડાંમાં પરસ્પર પ્રેમ કયાંથી હોય? પરિણામે તેમના વંશજ પણ તેમના જેવાજ થાય અને તેમને જિંદગી કલહોમાં ગાળવી પડે. આટલાજ માટે પરણો તથા તેના જેવા સમાજના બીજા અનેક રિવાજો કાઢી નાખી સાદાં લગ્નો થાય એ ઇષ્ટ છે, જેથી ભવિષ્યની પ્રજાનાં જીવન સુખી થાય.

હાલના સમાજમાં સ્ત્રીઓને બિલકુલ માન નથી. તેમની દાદ સાંભળનાર કોઇ છે નહિ, દાદ સંભળાવવાનું સ્થાન પણ નથી. તેઓને તેમના વડીલો જે કરે છે તે મૂંગે મોઢે સહન કરવું પડે છે.

સમાજમાંથી લાજપડદાનો રિવાજ નાબુદ કરવા લાયક છે, કારણકે એ રિવાજેજ હિંદુ સ્ત્રીઓની શક્તિને અને તેમની મનઃસ્થિતિને પડદા પાછળ દાબી રાખી છે. હિંદુ સ્ત્રીઓ છૂટથી પોતાના દિલની વાત સમાજને રજુ કરતાં અચકાય છે. તેઓને હમેશાં સમાજના નિર્ણયોનું અંધ અનુકરણ કરવું પડે છે. એવું અનુકરણ એજ પરતંત્રતા છે. માટે સ્ત્રીઓને તેમની સ્વતંત્રતા મળે, માટે લાજનો રિવાજ કાઢી નાખવો જોઇએ. એ રિવાજને પરિણામે યુવતીઓ સમાજમાં પોતાની ખરી શક્તિ બતાવી શકતી નથી. તે શરમની મારી અને સમાજના બંધનોમાં જકડાયાથી સમાજમાં આગળ આવતી નથી તેમજ સમાજને તેની ખામીઓ પણ દર્શાવી શકતી નથી. આથી હાલના સમાજ-સંચાલકોને મારી વિનંતી છે કે આ બાબત તથા બીજી અન્ય બાબતો, જે યુવાન સ્ત્રીપુરુષોના જીવનરસને ચુસી નાખી તેમનાં જીવન રણ સમાન કરી મૂકે છે તે સર્વ બાબતો નાબુદ કરવાના પ્રયત્નો આદરે.

હાલ દરેક મનુષ્ય પોતાના પાડોશીની અગર તો કુટુંબીની અગર તો પોતાના ભાઇની ચઢતી સ્થિતિ જોઇ તેઓની અદેખાઇ કરે છે. વળી તેઓની ચઢતીને તોડી પાડવા માટે વેરનાં બીજ રોપી તેમની સામે ખટપટો કરે છે. 'ભાઇજ ભાઇને મારે છે,' એ કહેવત હાલ સમાજના બધા ખૂણાઓમાં પ્રસરી રહી છે. અને આખરે આવા મનુષ્યોજ દ્રષ્ટાન્તરૂપ થઇ સમાજની પડતીના દિવસોને પોતાને આંગણે નોતરે છે.

સમાજે પોષેલા કુરિવાજો નષ્ટ થવા જોઇએ. ખર્ચાળ લગ્નોની બંધી